| | | |
|---|---|---|
| તેમજ, મશાલા અને રસના જંતુઓની હીંસા કરનાર ઘી જમીને શુદ્ધ થાય છે | ૪૧૪ | ૧૪૪ |
| વિના પ્રયોજન વૃક્ષ વાલતાઓનો નાશ કરનાર ગાયની શેવા વિગેરેથી પાપ મુકત થાય છે | ૪૧૪ | ૧૪૫ |
| અભક્ષ્ય વસ્તુઓને જમવાથી થનારાં પાપ અને તેનાં પ્રાયાશ્ચેતો | ૪૧૪ | ૧૪૬ |
| અજાણે સુરાપાન કરનારે શુદ્ધીને માટે પુનઃયજ્ઞોપવિત ધારણુ કરવું | ૪૧૪ | ૧૪૭ |
| દારૂવાળા વાસણમાં પાણી પીવાથી અપવિત્ર થનારે પાંચ રાત શંખ પુષ્પી નાંખી ઉકાળેલા દુધને પીને પવિત્ર થવું | ૪૧૫ | ૧૪૮ |
| દારૂના સ્પર્શથી અપવિત્ર થયેલાએ શુદ્ધિને માટે ત્રણુ અહો રાત્ર કુશ ઉકાળીને પીવું | ૪૧૫ | ૧૪૯ |
| સોમરસનુ પાન કર્યું હોય તેવો માણુસ જો સુરાપાન કરે તો તેણે ત્રણુ વાર જળમાં રહીને પ્રાણાયામ કરી શુદ્ધ થવું | ૪૧૫ | ૧૫૦ |
| યજ્ઞોપવિતનો અધિકારી જો મળ મુત્રના સ્પર્શથી અપવિત્ર થયો હોય તો તેણે શું કરવું | ૪૧૫ | ૧૫૧ |
| પુનઃયજ્ઞો પવિત ધારણુ કરનારે પ્હેલાંની માફકની ક્રિયા કરવી કે કેમ ? | ૪૧૫ | ૧૫૨ |
| અભક્ષ્ય ભક્ષ્ય ખાઇને અપવિત્ર થયેલાએ જવ ઉકાળીને પી પવિત્ર થવું | ૪૧૫ | ૧૫૩ |
| ફૂલના નાસન્ય રસને પી અપવિત્ર થયેલો રસ પાચન થઇ ગયા પછી પુનઃશુદ્ધ ગણાય છે | ૪૧૫ | ૧૫૪ |
| ભુંડ વિગેરેના મળમુત્રના ભક્ષણુથી થયેલી અશુદ્ધી નીવારણુ પ્રાયશ્ચિત | ૪૧૬ | ૧૫૫ |
| સુકા માંસ અથવા બલાડીના ગોસ ખાવાથી થયેલી અશુદ્ધી કેમ દુર કઢાય | ૪૧૬ | ૧૫૬ |
| જાણી જોઇને જાનવર અથવા માણુસનું માંસ જેણે ખાધું હોય તેણે પોતાનાં પાપમાંથી મુકત થવાને માટે કૃચ્છ તપ કરવું જોઇએ | ૪૧૬ | ૧૫૭ |
| બ્રહ્મચારી માસીક શ્રાદ્ધમાં જમ્યો હોય તો તેણે શું કરી શુદ્ધ થવું | ૪૧૬ | ૧૫૮ |
| પણુ અભ્યાસ સમયમાં અજાણુથી માંસ મધ ભક્ષણુ થયાં હોય તો પ્રાજાપત્ય કરવું | ૪૧૬ | ૧૫૯ |
| નોળીયા–કાગડા વીગેરે એ જેમાં મ્હોં ઘાલ્યું છે તે ખાનારે બ્રહ્મ સુવર્ચ લાવીને શુદ્ધ થવું | ૪૧૬ | ૧૬૦ |
| અજાણુથી અભક્ષ્ય વસ્તુ ખાનારે તે વસ્તુનું જાણમાં આવતાં વમન કરીને નાઠી નાંખી પવિત્ર થવું | ૪૧૬ | ૧૬૧ |
| અભોજ્ય વસ્તુનાં પ્રાયશ્ચિત | ૪૧૭ | ૧૬૨ |
| દ્વિજે દ્વિજના ઘરમાં ચોરી કરી હોય તો શું કરવું | ૪૧૭ | ૧૬૩ |
| મનુષ્ય હરણુનાં પ્રાયશ્ચિત | ૪૧૭ | ૧૬૪ |
| નજીવી વસ્તુની ચોરીનું પાપ કરનાર શાથી પવિત્ર થઈ શકે છે | ૪૧૭ | ૧૬૫ |
| પંચગવ્યકોને શુદ્ધ કરી શકે છે? | ૪૧૭ | ૧૬૬ |
| ઘાસ, લાકડાં વીગેરેના ચોરી કરનારે ત્રણુ અહોરાત્ર અપવાસ કરી પવિત્ર થવું | ૪૧૭ | ૧૬૭ |
| ઝવાહીર વિગેરે ચોરનારે બાર દિવસ અણુરાંધ્યું અન્ન જમવું | ૪૧૮ | ૧૬૮ |
| રૂશાયે કથા અને પશુની ચોરી કરનારે ત્રણુ દિવસ ગાયનું દુધ પીને રહેવું | ૪૧૮ | ૧૬૯ |

| | | |
|---|---|---|
| ચોરી કરનાર ઉપરનાં પ્રાયશ્ચિત થી પવિત્ર થાય છે અને વ્યભિચારી નીચેનાં પ્રાયશ્ચિતથી પવિત્ર થાય છે. | ૪૧૮ | ૧૭૦ |
| બ્હેન, કુમારીકા અથવા પુત્ર વધુ સાથે ક્રિડા કરનારે ગુરૂ પત્ની દોષ નિવારક પ્રાયશ્ચિત કરવું જોઇએ | ૪૧૮ | ૧૭૧ |
| ફોઇ અથવા માશીની દિકરી સાથે ભોગ કરનારે ચાંદ્રાયણ કરવું જોઇએ | ૪૧૮ | ૧૭૨ |
| ઉપર પ્રમાણેની ત્રણ સંબંધી વર્ગની સ્ત્રિ સાથે શાસ્ત્રજ્ઞે લગ્ન વ્યવહાર રાખવો નહી | ૪૧૮ | ૧૭૩ |
| જેણે સૃષ્ટિ વીરૂદ્ધ કર્મ કર્યું હોય તેણે શાન્તપન કરી પવિત્ર થવું | ૪૧૮ | ૧૭૪ |
| જેણે પુરૂષ સાથે અથવા તો ગાડીમાં બેસી સ્ત્રિ સાથે વ્યભિચાર કર્મ કર્યું હોય તેણે તેનાં સર્વ વસ્ત્ર સાથે સ્નાન કરી પવિત્ર થવું | ૪૧૯ | ૧૭૫ |
| જે દ્વિજ અજાણથી ચાંન્ડાલણીના હાથનું રાંધેલું જમે છે તે અપંક્તેય થાય છે અને જાણીને તેમ કરે છે તો તે તેજ પંક્તીને પામે છે | ૪૧૯ | ૧૭૬ |
| વ્યભિચારી સ્ત્રિને તેના પતિએ વ્યભિચારી પુરૂષના જેવી શિક્ષા કરવી | ૪૧૯ | ૧૭૭ |
| આ પ્રમાણેની શીક્ષાથી પવિત્ર થયેલી સ્ત્રિ જો પોતાનીજ પંક્તીના માણસથી વ્યભિચાર રમે તો તેણે ચાંદ્રાયણ વ્રત કરી પવિત્ર થવું | ૪૧૯ | ૧૭૮ |
| એક રાત ચાંન્ડાલણી સાથે રહેવાથી દ્વિજ અપવિત્ર થાય છે જેમાંથી ત્રણ વર્ષ ભિક્ષા માગી ખાવાથી તે શુદ્ધ થઇ શકે છે. | ૪૧૮ | ૧૭૯ |
| ચાર મહા પાતકમાંથી શુદ્ધ થવાના ચાર વર્ણને માટેના પ્રાયશ્ચિત વિધિ | ૪૧૯ | ૧૮૦ |
| પતિત સમાગમનુ પ્રાયશ્ચીત | ૪૨૦ | ૧૨૮ |
| તેના જીવતાં પ્રેત ક્રીયા | ૪૨૦ | ૧૯૬ |
| સુતક પાળવું | ૪૨૦ | ૧૮૮ |
| પતીતને વારસાને હક નથી | ૪૨૦ | ૧૮૫ |
| પ્રાયશ્ચીત થયા પછી સંસર્ગ | ૪૨૦ | ૧૮૬ |
| કેવી રીતે કરવો | ૪૨૦ | ૧૮૭ |
| પતિત સ્ત્રીને અન્ન આપવું | ૪૨૧ | ૧૮૮ |
| તેના સંસર્ગમાં નીષેધ | ૪૨૧ | ૧૮૯ |
| પતિત સંસર્ગ ન કરવો | ૪૨૧ | ૧૯૦ |
| બાલહત્યા કરનારનો ત્યાગ | ૪૨૧ | ૧૯૧ |
| વ્રત તથા પેટનો ત્યાગ કરનાર | ૪૨૧ | ૧૯૨ |
| દ્વિજવર્ણે કર્મ રહીત | ૪૨૧ | ૧૯૩ |
| નીચ પાસેથી લીધેલું ધન | ૪૨૧ | ૧૯૪ |
| અસત્ પ્રીતે પ્રાયશ્ચીત | ૪૨૨ | ૧૯૫ |
| પ્રાયશ્ચીત ન કરેલા પુરૂષને | ૪૨૨ | ૧૯૬ |
| ગાયને પુળો નંખાવવો | ૪૨૨ | ૧૯૭ |
| અંત કર્મ કરાયાનુ પ્રાયશ્ચીત | ૪૨૨ | ૧૯૮ |
| શરણાગતના ભાગ કર્માનુ પ્રાયશ્ચીત | ૪૨૨ | ૧૯૯ |
| કુતરે કરડેલાને પ્રાયશ્ચીત | ૪૨૨ | ૨૦૦ |
| પંક્તી બહાર મુકેલાને પ્રાયશ્ચીત | ૪૨૩ | ૨૦૧ |
| ઉંટ સ્વારીનું પ્રાયશ્ચીત | ૪૨૩ | ૨૦૧ |
| પાણીમાં દીર્ઘશંકા | ૪૨૩ | ૨૦૩ |
| વેદોકત કર્મ ન કર્યાનુ | ૪૨૩ | ૨૦૪ |
| બ્રહ્મસેતુ | ૪૨૩ | ૨૮૫ |
| બ્રાહ્મણને ધમકાવવામાં | ૪૨૩ | ૨૦૬ |
| બ્રાહ્મણને પ્રહાર | ૪૨૩ | ૨૦૭ |
| તેથી લોહી નીકળે તો | ૪૨૫ | ૨૦૦ |
| તેથી કરવાનું પ્રાયશ્ચીત | ૪૨૪ | ૨૦૯ |
| પ્રાયશ્ચીત ન કર્યું હોય તો | ૪૨૪ | ૨૧૦ |
| દેવતાએ કહેલાં પ્રાયશ્ચીતો | ૪૨૪ | ૨૧૧ |
| પ્રાજાપત્ય વ્રત | ૪૨૪ | ૨૦૨ |
| કૃચ્છવ્રત કરનારે શું કરવું | ૪૨૪ | ૨૧૩ |
| ન કેમ રહેવું | ૪૨૫ | ૨૧૫ |

| | | |
|---|---|---|
| પરાકને ચાન્દ્રાયન વ્રત | ૪૨૫ | ૨૧૭ |
| તેના નીયમ | ૪૨૬ | ૨૨૦ |
| વ્રતનાં અંગ | ૪૨૬ | ૨૨૨ |
| વ્રત કરનારે શું કરવું | ૪૨૬ | ૨૨૩ |
| પ્રાયશ્ચીત કરનારે શું કરવું | ૪૨૬ | ૨૨૪ |
| ગાયત્રી મંત્ર | ૪૨૬ | ૨૫૬ |
| પાપ છુપાવવું નહી | ૪૨૭ | ૨૨૮ |
| સાચુ કહ્યામાં મુક્તી | ૪૨૭ | ૨૨૯ |
| પાપનો પશ્ચાતાપ | ૪૨૧ | ૨૩૦ |
| પાપીનો પાવન થવા નીશ્ચય | ૩૯૭ | ૨૩૧ |
| પાપવૃત્તિની નીંદા | ૪૨૭ | ૨૩૨ |
| કેવી રીતે પાપમાંથી મુક્ત થવું | ૪૨૭ | ૨૩૩ |
| મનનો સંતોષ થાય ત્યાં સુધીતપ | ૪૨૭ | ૨૩૪ |
| તપની પ્રશંસા | ૪૨૮ | ૨૩૫ |
| તપ કોને કહેવું | ૪૨૮ | ૨૩૬ |
| ફૂલાહાર કરનાર મુની | ૪૨૮ | ૨૩૭ |
| તપથી શું મળી શકે | ૫૨૮ | ૨૩૯ |
| જડ પ્રાણી પણ તપથી મોક્ષ મેળવે | ૪૨૮ | ૨૪૧ |
| શુદ્ધ અગ્ની હોત્રી | ૪૨૯ | ૨૪૩ |
| દેવતાઓનો નિશ્ચય | ૪૨૯ | ૨૪૫ |
| વેદના અભ્યાસની સ્તુતિ | ૪૨૯ | ૨૪૭ |
| ગુપ્ત પાપનું પ્રાયશ્ચીત | ૪૨૯ | ૨૪૮ |
| સુરાપાન કરનારે શું કરવું | ૪૨૯ | ૨૫૦ |
| સુવર્ણની ચોરી ગુરૂ સ્ત્રી ગમન | ૪૩૦ | ૨૫૨ |
| ન લેવા જેવી બક્ષીસ, ગંભીર ગુનો હત્યા | ૪૩૧ | ૨૫૮ |
| શું કરવું | ૪૩૧ | ૨૬૩ |
| ત્રીવૃત્ત વેદ સર્વનું ફળ | ૪૩૨ | ૨૬૬ |


ઇતિ અગીયારમો અધ્યાય સંપૂર્ણ.

## અધ્યાય ૧૨ મો.


| | | |
|---|---|---|
| આ જન્મમાં કરેલાં સારાં નરસાં કર્મનું ફળ | ૪૩૩ | ૧ |
| ભૃગુ ઋષીના ઉત્તર | ૪૩૩ | ૨ |
| કાયીક વીગેરે સારા માઠા કર્મનું ફળ | ૪૩૩ | ૩ |
| મન કર્મને ઉશ્કેરે છે | ૩૩૩ | ૪ |
| ત્રણ પ્રકારનાં માનસીક કર્મ | ૪૩૩ | ૫ |
| ચાર જાતનાં વાસીક કર્મ | ૪૩૪ | ૬ |
| ત્રણ જાતનાં કાયીક કર્મ | ૪૩૪ | ૭ |
| કર્મોના ભાગ | ૪૩૪ | ૮ |
| ત્રિદંડી વિષય | ૪૩૪ | ૧૯ |
| તે કર્યાથી મોક્ષ | ૪૩૫ | ૧૧ |
| ક્ષેત્રજ્ઞનો પરીચય | ૪૩૫ | ૧૨ |
| જીવાત્મા | ૪૩૫ | ૧૩ |
| જીવની અનંતતા | ૪૩૫ | ૧૫ |
| મૃત્યુ પછી જીવની ગતિ | ૫૩૫ | ૧૬ |
| કર્મ પ્રમાણે તેની ગતી | ૪૩૬ | ૧૭ |
| શુદ્ધ આત્મા કલંકી | ૪૩૬ | ૧૮ |
| મહતત્વ ગુણ | ૪૩૬ | ૧૯ |
| જીવની સુખ દુઃખ ગતી | ૪૩૬ | ૨૦ |
| યમની શીક્ષા | ૪૩૬ | ૨૧ |
| મનુષ્ય વર્તણુક | ૪૩૬ | ૨૩ |
| સત્યવાદીક ગુણો | ૪૩૭ | ૨૪ |
| તેની અસર | ૪૩૮ | ૨૫ |
| સત્યવાદીનાં લક્ષણ | ૪૩૮ | ૨૬ |
| સત્વ ગુણનું લક્ષણ | ૪૩૮ | ૨૭ |
| રજોગુણનું લક્ષણ | ૪૩૭ | ૨૮ |
| તમોગુણનું લક્ષણ | ૪૩૭ | ૨૯ |
| તેનાં અર્થાદિક ફળ | ૪૩૭ | ૩૦ |
| સાત્વીક ગુણનાં ફળ | ૪૩૮ | ૩૧ |
| રાજસનાં ફળ | ૪૩૮ | ૩૨ |
| તામસનાં ફળ | ૪૩૮ | ૩૩ |
| સંક્ષેપ રૂપે તામસાદી ગુણનાં લક્ષણ | ૪૩૮ | ૩૫ |
| રજસ ક્યારે | ૩૩૮ | ૩૬ |
| સત્વ કાર્ય | ૪૩૮ | ૩૭ |
| તેથી ખમવાનાં | ૪૩૯ | ૩૮ |
| તેમનાથી ગતી | ૪૩૯ | ૪૦ |
| ગતીના વીભાગ | ૪૩૯ | ૪૧ |
| તમો ગુણથી પશુગોની | ૪૩૯ | ૪૨ |
| મદારી વગેરે અવતાર | ૪૩૯ | ૪૪ |
| અતીશે રજોગુણ ન હોય તો | | |

| | | |
|---|---|---|
| મધ્યમગતી | ૪૩૯ | ૪૬ |
| યતી તપસ્વી કોણ થાય | ૪૩૯ | ૪૮ |
| રૂષી વીગેરે | ૪૩૯ | ૫૦ |
| મનુષ્યની ત્રણ કરણી | ૪૪૧ | ૫૧ |
| પાપથી થતી નીચ ગતી | ૪૪૧ | ૫૨ |
| પાપથી યોનીમાં ઉત્પતિ | ૪૪૧ | ૫૪ |
| બ્રહ્મહત્યાદીક મહાપાતક | ૪૪૧ | ૫૪ |
| બ્રહ્મહત્યા કરનારને શીક્ષા | ૪૪૧ | ૫૫ |
| સુરાપાન કરનાર | ૪૪૧ | ૫૬ |
| બ્રાહ્મણનુ સોનુ ચોરનાર | ૪૩૯ | ૫૭ |
| ગુરૂ સ્ત્રી ગમન | ૪૪૨ | ૫૮ |
| નિચ સ્ત્રી સાથે વીલાસ | ૪૪૨ | ૫૯ |
| કોણ બ્રહ્મ રાક્ષસ થાંય | ૪૪૨ | ૬૦ |
| ધાન્ય ચોરનાર ઉંદર જન્મે | ૪૪૨ | ૬૨ |
| તિતર પક્ષી કોણ જન્મે | ૪૪૩ | ૬૪ |
| બક | ૪૪૩ | ૬૬ |
| હરણ, હાથી ચોરનાર | ૪૪૩ | ૬૮ |
| ધર્મ નીયમ ન કરવાથી દોષ | ૪૪૪ | ૭૦ |
| ઉલ્કા મુખક વ્રત | ૪૪૪ | ૭૧ |
| વિસયથી નરકમાં વાસ | ૪૪૪ | ૭૩ |
| જુદા જુદા નર્કમાં વાસ | ૪૪૪ | ૭૫ |
| હલકા પશુ પક્ષીમાં જન્મ | ૪૪૫ | ૭૭ |
| દુઃખી મનુષ્યાવતાર | ૪૪૫ | ૭૯ |
| દેવ યોનીમાં જન્મ | ૪૪૫ | ૮૧ |
| બ્રાહ્મણે કલ્યાણ માટે કરવાનાં કર્મ | ૪૪૫ | ૮૨ |
| મોક્ષનાં સાધન કર્મ | ૪૪૬ | ૮૩ |
| રૂષી શંકાનો નિર્ણય | ૪૪૬ | ૮૪ |
| વેદ પ્રમાણે વર્તનમાં લાભ | ૪૪૬ | ૮૬ |
| બે પ્રકારનાં વૈદીક કર્મ | ૪૪૬ | ૮૭ |
| પ્રવૃત કર્મ એટલે શું | ૪૬૬ | ૮૮ |
| તેમનાં ફળ | ૪૪૬ | ૮૯ |
| સામાન્ય દૃષ્ટી | ૪૪૭ | ૯૧ |
| વેદ અને ઉપનિષદનુ અધ્યયન | ૪૪૭ | ૯૨ |
| બ્રહ્મને જાણવામાં વેદની જરૂર | ૪૪૭ | ૯૩ |
| હવ્યકવ્યનાં દાન | ૪૪૭ | ૯૪ |
| વેદ આધાર વીનાની સ્મૃતિની નીંદા | ૪૪૮ | ૯૫ |
| વેદની સ્તુતી | ૪૪૮ | ૯૬ |
| બ્રાહ્મણ વેદનુ મુખ છે | ૪૪૮ | ૯૭ |
| વેદ નીત્ય છે | ૪૪૮ | ૯૯ |
| વેદ શાસ્ત્ર સમજનારને અધીકાર | ૪૪૮ | ૧૦૦ |
| વેદ ભણનારની સ્તુતિ | ૪૪૯ | ૧૦૧ |
| બ્રહ્મ પદ પ્રાપ્તી | ૪૪૯ | ૧૦૨ |
| વેદ વ્યવસાઇની શ્રેષ્ટતા | ૪૪૯ | ૧૦૩ |
| તપતથા વીદ્યાથી મોક્ષ | ૪૪૯ | ૧૦૪ |
| પ્રત્યક્ષ અનુમાન પ્રમાણ | ૪૪૯ | ૧૦૫ |
| કર્મ જાણનારનું લક્ષણ | ૪૫૦ | ૧૦૬ |
| શાસ્ત્રમાં ખીન નીરણય થાય તો | ૪૫૦ | ૧૦૮ |
| શીષ્ટ બ્રાહ્મણ કોન | ૪૫૦ | ૧૦૯ |
| બ્રાહ્મણ સભા | ૪૫૦ | ૧૧૦ |
| મીમાંસાનીરૂક્ત | ૪૫૦ | ૧૧૧ |
| ચાર વેદ પ્રસંસા | ૪૫૧ | ૧૧૨ |
| પરીષદ્ વીશે | ૪૫૧ | ૧૧૩ |
| કોને સભા ન કહેવાય | ૪૫૧ | ૧૧૪ |
| બ્રાહ્મણ પ્રસંસા | ૪૫૨ | ૧૧૬ |
| આત્મ જ્ઞાન | ૪૫૧ | ૧૧૮ |
| પાંચ મહાભુત | ૪૫૧ | ૧૨૦ |
| આત્મ સ્વરૂપ | ૪૫૨ | ૧૨૨ |
| આની વીધિ | ૪૫૨ | ૧૨૪ |
| પરમાત્માને ઓળખવા વીશે | ૪૫૨ | ૧૨૫ |
| મનુસ્મૃતીના અધ્યયન વીશે. | ૪૫૨ | ૧૨૬ |


ઇતિ બારમા અધ્યાય સંપૂર્ણ

——(+)——

# मनुस्मृति.

## मूळसहित गुजराती भाषान्तर.

# मानवधर्मशास्त्रम्.

## मनु स्मृति.

### अध्यायः प्रथमः १.

श्रीगणपतये नमः ।

**मनुमेकाग्रमासीनमभिगम्य महर्षयः ॥**
**प्रतिपूज्य यथान्यायमिदं वचनमब्रुवन् ॥१॥**

એકાગ્રચિત્તે શાંતવૃત્તિવાળા માહામુની મનુ બેઠેલા હતા તે સ્થળે પ્રણય ભક્તિવાળા મહાત્માઓએ આવી આદર સત્કારથી પૂર્ણ શ્રધ્ધા વડે પુજનકરીને સવિનય પુછ્યું કેઃ-૧.

**भगवन्सर्व्ववर्णानां यथावदनुपूर्व्वशः ॥**
**अन्तरप्रभवानाञ्च धर्मान्नो वक्तुमर्हसि ॥२॥**

હે ભગવન્ ! બ્રાહ્મણ, ક્ષત્રી, વૈશ્ય અને શુદ્ર આ મુખ્ય ચાર વર્ણોના તેમજ ઊંચ જાતીના નીચ જાતીના સંગથી અને નીચ જાતીના ઊંચ જાતીના સંગથી એવાં છવર્ણોનાં મનુષ્ય યોનિમાં જન્મ પામેલાં સૃષ્ટીનાં સર્વ પ્રાણીયોના કર્મ અને ધર્મના સર્વ નિયમો ક્રમાનુસાર, યથાવિધી સવિસ્તર અમને કહેવાને માટે કૃપા કરશો. ૨.

**त्वमेको ह्यस्यसर्व्वस्य विधानस्यस्वयम्भुवः ॥**
**अचिन्त्यस्याप्रमेयस्यकार्य्यतत्वार्थवित्प्रभो॥३॥**

કારણ કે હે પ્રભુ! આપજ પોતે તે સર્વનું પૂર્ણપણે જ્ઞાન આપી શકશો. વળી આત્મા પોતે સ્વયંભુ જે પોતાથીજ ઉત્પન્ન થાયછે અને અન્ય સર્વ પ્રાણીયોને ઉત્પન્ન કરવાનું જેનામાં સામર્થ્ય છે, જે ઇંદ્રિયોથી અસ્પૃશ્ય અને અદૃષ્યછે તથા જે અવ્યક્ત અને અચિન્ત્ય અર્થાત્ જેને મ્હોટા મ્હોટા મહાત્માઓ પણ મિમાંસાની સહાયતા વિના તર્ક સરખો પણ કરી શકતા નથી તે આત્મા—વેદથી પણ આપ પૂર્ણ રીતે જ્ઞાત્ છે અર્થાત્ વેદમાં કહેલા ધર્મોના સત્ય સ્વરૂપને આપ જાણોછો તો અમને તે કૃપા કરીને કહો. ૩

**सतैःपृष्टस्तथा सम्यगमितौजा महात्मभिः ॥**
**प्रत्युवाचार्च्यतान्सर्वान्महर्षीञ्छ्रुयतामिति॥४॥**

ઉપર પ્રમાણેનાં મ્હોટા મનવાળા મહર્ષીઓનાં, પ્રણય, ભકિત અને શ્રદ્ધાવાળાં સવિનય વચનો સાંભળીને ઉદાર ચિત્તવૃત્તિ અને વિશાળ મનવાળા મહામુની મનુ બોલ્યા કે " હે મહર્ષીયો ! ત્હમારા પ્રશ્નોના ઉત્તરો જે હું મ્હારા જ્ઞાન અને મતીના પ્રમાણમાં આપને સમજાવું તે લક્ષપુર્વક શ્રવણ કરશો. ૪

**आसीदिदन्तमोभूतमप्रज्ञातमलक्षणम् ॥**
**अप्रतर्क्यमविज्ञेयम्प्रसुप्तमिव सर्व्वतः ॥५॥**

જગતની શરૂઆતમાં સર્વત્ર અંધકાર પ્રસરેલો હતો, તેમજ તે, ઇંદ્રિયોથી અદૃષ્ય, અચિન્હ, અચિન્ત્ય અને જાણી ન શકાય તેવું એક આકાર રહિત, જાણે નિદ્રામાં લીન હોય તેવું તત્વ હતું. ૫

**ततःस्वयम्भूर्भगवानव्यक्तो व्यञ्जयन्निदम् ॥**
**महाभूतादिवृत्तोजाःप्रादुरासीत्तमोनुदः॥६॥**

પછી પરમાત્મા સ્વયંભુ પોતાની મહાન શકતીવડે તેજરૂપે ઉત્પન્ન થયા, અર્થાત્ જગતના લયનો કાળ પૂર્ણ થવાથી ત્હેનો પૂનઃજન્મ થયો અને અવ્યક્ત અને ઇંદ્રિયોથી અજ્ઞાત્ એવા સ્વયંભુએ આપોઆપ ઉત્પન્ન થઇને મહાપંચ તત્વોને ઉ-

[illegible] જગતને ઉત્પન્ન કરવાને માટે તેજ—પ્રકાશરૂપે પ્રગટ થઇ અંધકારનો લય કર્યો. ૬

योसावतीन्द्रियग्राह्यःसूक्ष्मोऽव्यक्तःसनातनः॥
सर्व्वभूतमयोऽचिन्त्यःसएवस्वयमुद्बभौ ॥७॥

હે મહાત્માઓ ! આ સ્વરૂપ જેને આપણે સ્વયંભુ કહી ગયા અને જે આપોઆપ પ્રકાશરૂપે ઉત્પન્ન થયા તે ઇંદ્રિયોવડે અસ્પૃશ્ય અને અગોચર છે અને અવ્યક્ત હોવાથી અસ્પષ્ટ જણાય છે આવા સુક્ષ્મ, અવયવ રહીત, સનાતન્ અને સર્વ વ્યાપક, મુમુક્ષુઓને અચિન્ત્ય એવા પરમાત્માનું ફક્ત યોગાભ્યાસીઓજ મનથી ધ્યાન કરી શકેછે. ૭

सोभिध्याय शरीरात्स्वात्सिसृक्षुर्विविधाः प्रजाः ॥
अप एव ससर्जादौतासु वीजमवासृजत्॥८॥

પોતાનાજ શરીરમાંથી ભિન્ન ભિન્ન પ્રકારની પ્રજા ઉત્પન્ન કરવાની ઇચ્છાથી ત્હેમણે આરંભે જળ ઉત્પન્ન કરી પોતાની અપાર શક્તીવડે તે તત્વમાં ઉત્પન્ન કરવાના જીવોનાં બીજ મુકયાં. ૮

तदण्डमभवद्धैमंसहस्रांशुसमप्रभम् ॥
तस्मिन्जज्ञेस्वयम्ब्रह्मासर्वलोकपितामहः॥९॥

પાણીમાં મુકેલા આ બીજનું કાન્તીમાં અસંખ્ય કિરણોવાળા સૂર્ય સમાન એક સુવર્ણનું ઈંડુ બન્યું અને આ દૈવિક ઇંડાની અંદરથીજ પરમાત્મા આખી સૃષ્ટીના પિતા ( સૃષ્ટા ) રૂપે બ્રહ્મા, અવતારે જન્મ પામ્યા. ૯.

आपो नारा इति प्रोक्ता आपो वै नरसूनवः॥
तायदस्यायनं पूर्व्वंतेननारायणःस्मृतः॥१०॥

પરમાત્માના પુરૂષ—"નર"—શરીરમાંથી ઉત્પન્ન થયાને લીધે જળને "નારા" કહેવામાં આવેછે અને ત્હેમાં "અયન" કહેતાં આશ્રય લઇને જન્મ પામેલા પરમાત્માના અવતારને નાર+અયન=નારાયણ એવી સંજ્ઞા આપવામાં આવી છે અર્થાત્ જળને વિશે જેનું સ્થાન છે તે. ૧૦

यत्तत्कारणमव्यक्तं नित्यं सदसदात्मकम् ॥
तद्विसृष्टःसपुरुषोलोकेब्रह्मेतिकीर्त्यते ॥११॥

ઉપર પ્રમાણેનો પરમાત્માના પ્રથમ સ્વરૂપે જગતના નિત્ય તેમજ સત અસત્ કારણના કારણરૂપે ઉત્પન્ન થયેલો અવતાર તેજ આ જગત્‌નો મુળ પુરૂષ છે અને તે જીવમય આખી સૃષ્ટીમાં "બ્રહ્મા" એજ ઉપનામે વ્યાપ્ત છે. ૧૧

तस्मिन्नण्डे स भगवानुषित्वा परिवत्सरम् ॥
स्वयमेवात्मनोध्यानात्तदण्डमकरोद्द्विधा॥१२॥

જળમાં ઉત્પન્ન કરેલા કાન્તીમાં સૂર્યથી પણ ચડે તેવા સુવર્ણમય ઇંડાની અંદર પરમાત્મા પોતે એકવર્ષ સુધી રહ્યા અને પછી પોતે ધ્યાન ધરી ત્હેના બે સરખા વિભાગ કરી બ્હાર નીકળ્યા. ૧૨.

ताभ्यांसशकलाभ्यांञ्चदिवम्भूमिञ्चनिर्ममे ॥
मध्येव्योम दिश श्चाष्टावपां स्थानञ्च शाश्वतम् ॥१३॥

આ પ્રમાણે કરેલા વિભાગનાં દરેકનાં મ્હોટાં તત્વો બનાવ્યાં; એકનું સ્વર્ગ અને બીજાનુ મૃત્યુ લોક બનાવ્યાં અને મધ્ય ભાગનાં જળાશયો (સમુદ્ર, નદી ), આકાશ અને આઠ દિશાઓ બનાવ્યાં. ૧૩.

उद्बवर्हात्मनश्चैव मनः सदसदात्मकम् ॥
मनसश्चाप्यहङ्कारमभिमन्तारमीश्वरम्॥१४॥

પછી પરમાત્માએ પોતાનાંજ અંગમાંથી ખરા ખોટાનું ચિન્તવન કરવાને માટે "મન" ઉત્પન્ન કર્યું અને મનને ઉત્પન્ન કરતાં પહેલાં "હુંપદ"–હુજ પોતે સર્વ

કરીશકુ એમજછે એવું જણાવતો મનસ્વિ-અહંકાર ત્હેને ઉત્પન્ન કર્યો. ૧૪

**महान्तमेव चात्मानं सर्वाणि त्रिगुणानिच ॥**
**विषयाणां ग्रहीतॄणि शनैः पञ्चेन्द्रियाणिच ॥१५॥**

મન અને અહંકારને ઉત્પન્ન કર્યા. પછી આત્મા રૂપી મહા તત્વ, ત્રિગુણાત્મક (સત્વ, રજ અને તમ ગુણવાળી) જીવમય સૃષ્ટી તથા રસ, રૂપ, ગંધ અને સ્પર્શને ગ્રહણ કરનારી અને નાદ ગ્રહણ કરનારી એવી પંચેન્દ્રિયો અને તન્માત્રા દિકપંચશબ્દ આ સર્વને અનુક્રમે ઉત્પન્ન કર્યા. ૧૫.

**तेषांत्ववयवान्सूक्ष्मान्षण्णामप्यमितौजसाम् ॥**
**संनिवेश्यात्ममात्रासु सर्वभूतानि निर्म्ममे॥१६॥**

આ પ્રમાણે પરમાત્માના અંગમાંથીજ ઉત્પન્ન થયેલાં છતત્વો (અહંકાર, અને પંચેન્દ્રિયો) ને સુક્ષ્મ અવયવોના પ્રમાણમાં અન્યો અન્યના વિકારમાં મીશ્રણ કરી તે સર્વના આશ્રયરૂપી, મૃત્યુને વશ પણ શુશોભિત એવી સર્વ ભુતોની (મનુષ્ય, પશુ, પ્રાણી ઇત્યાદિની) મુરતી બનાવી. ૧૬ .

**यन्मूर्त्यवयवाः सूक्ष्मास्तस्येमान्याश्रयन्तिषट् ॥**
**तस्माच्छरीरमित्याहुस्तस्यमूर्तिमनीषिणः॥१७॥**

જગતના અણુસરખાનો પણ પરમાત્માએ ઉત્પન્ન કરેલાં આ છતત્વો ઉપર પૂર્ણ આધાર રહેલોછે અને તેથીજ તે છતત્વોથી ઉત્પન્ન થયેલા ત્હેમનાજ આશ્રયરૂપી ખોળીયાને જ્ઞાની લોકો બ્રહ્માની મુરતી–શરીર કહેછે ૧૭ (षडाश्रयणाच्छरीर मिति) कुल्लुकभट्टः

**तदाविशन्ति भूतानि महान्ति सह कर्म्मभिः ॥**
**मनश्चावयवैः सूक्ष्मैः सर्वभूतकृदव्ययम्॥१८॥**

પછી તે નાશવંત અને સર્વ કોઇને ઉત્પન્ન કરનાર બ્રહ્મમાંથી પોત પોતાના કારણે, આકાશ વાયુ વિગેરે મહાનતત્વો ઉત્પન્ન થયાં જે પછી ઘણાજ સુક્ષ્મ અવયવાળુ સર્વ પદાર્થોનું અવિનાશ કારણ રૂપ મન ઉત્પન્ન થયું આ પંચતત્વમાંના દરેક પોત પોતાનાં જૂદાં જૂદાં કામ કરેછે; આકાશ અવકાશ, વાયુ ગતી અને તેજ પાક વિગેરે અને મન સુક્ષ્મ છતાં તે સર્વના કરતાં ભારે કામ શુભ અશુભનું ચિન્તવન કરેછે. ૧૮

**तेषामिदंतु सप्तानां पुरुषाणां महौजसाम् ॥**
**सूक्ष्माभ्यो मूर्तिमात्राभ्यः सम्भवत्यव्ययाद्व्ययम् ॥१९॥**

ઉપર પ્રમાણેનાં સાત અવિનાશી સુક્ષ્મ તત્વના (મહત્તત્વ જીવ), અહંકાર તથા પાંચઇંદ્રિયોના સુક્ષ્મ પ્રમાણોમાંથી નાશવંત જગત્ ઉત્પન્ન થયું ૧૯.

**आद्याद्यस्य गुणांस्त्वेषामवाप्नोति परः परः ॥**
**योयोयावतिथश्चैषां सस तावद्गुणः स्मृतः॥२०॥**

આ પંચ તત્વોમાનાં અનુક્રમે દરેકનો ગુણ ત્યાર પછીના તત્વમાં ભળતો જાયછે અને પહેલા—બીજા તે પ્રમાણે ને તે તત્વના સ્થાન પ્રમાણેના ત્હેના ગુણો ગણાયછે. જેમકે પહેલા તત્વ આકાશનો ગુણ ફક્ત શબ્દજછે પણ ત્યાર પછીના બીજા તત્વ વાયુનો ગુણ સ્પર્શછે અને સ્પર્શ ગુણમાં પહેલા તત્વનો ગુણ શબ્દ ભળવાથી વાયુના ગુણ બે શબ્દ અને સ્પર્શ ગણાયછે; તેજ ત્રીજા તત્વના ગુણ ત્રણ ગણાયછે શબ્દ સ્પર્શ અને રૂપ, ચોથા તત્વ જળના ગુણ ચ્યાર શબ્દ, સ્પર્શ, રસ અને રૂપ તથા પૃથ્વી જે પાંચમું તત્વછે ત્હેમાં ત્હેની પ્હેલાંના ચારેના અને પોતાનો મળી પાંચ ગુણો છે શબ્દ, સ્પર્શ, રસ, રૂપ, અને ગંધ. ૨૦

**सर्वेषांतु सनामानि कर्म्माणिच पृथक्पृथक् ॥**

वेदशब्देभ्यएवादौपृथक्संस्थाश्चनिर्म्ममे॥२१॥

આટલું ઉત્પન્ન કર્યા પછી પરમાત્માએ વેદના પ્રમાણોને ધ્યાનમાં લઇને ઉત્પન્ન કરેલી સર્વ વસ્તુઓને વ્યક્તિ પ્રમાણે જૂદાં જૂદાં નામ આપી તેમના સર્વના જૂદા જૂદા કર્મ અને ધર્મ તેમને સમજાવ્યાં જેમકે મનુષ્ય પશુ તેમની જાતી નર, નારી, તેમના કર્મ ધર્મ બ્રાહ્મણનો વિદ્યા ભણવી અને ભણાવવી, ક્ષત્રીને રાજકારભાર કરવો, વૈશ્યે વ્યાપાર કરવો અને શુદ્રે શેવા કરવી વિગેરે વિગેરે. ૨૧.

कर्मात्मनाञ्चदेवानांसोऽसृजत्प्राणिनाम्प्रभुः॥
साध्यानांचगणंसूक्ष्मंयज्ञञ्चैवसनातनम्॥२२॥

પછી પરમાત્માના અંશરૂપી જગતના પિતા બ્રહ્માજીએ દેવતાના ગણકો, ઇંદ્રાદિ અને કર્મ કરનારા પ્રાણીયો, સાધ્ય દેવતા અને તેમના ગણકોનો સમૂહ તથા શરૂઆતનો મ્હોટો યજ્ઞ અને બીજા સૂક્ષ્મ સાધ્ય દેવતાઓના સમૂહને ઉત્પન્ન કર્યા. ૨૨

अग्निवायुरविभ्यस्तु त्रयम्ब्रह्म सनातनम् ॥
दुदोहयज्ञसिद्ध्यर्थमृग्यजुःसामलक्षणम्॥२३॥

પછી "બ્રહ્માએ અગ્નિ, વાયુ અને સૂર્યમાંથી ગાયના અયનમાંથી જેમ દુધ દોહી કાઢે તેમ તે મહાન્યજ્ઞની સિદ્ધી કરવાને માટે રૂગ્વેદ, યજુર્વેદ, અને સામવેદને ઉત્પન્ન કર્યા. ૨૩

कालंकालविभक्तीश्चनक्षत्राणिग्रहांस्तथा ॥
सरितः सागरान्शैलान्समानिविषमाणि च ॥२४॥

ત્યારપછી કાલ અને ત્હેના વિભાગો જેવા કે વર્ષ, રૂતુ, માસ, પક્ષ, દિવસ, પ્રહર, ઘટિકા, પલ, વિપલ વિગેરે, વર્ષનાં નક્ષત્રો, સૂર્યમંડળના ગ્રહો, તથા નદિ, સમુદ્ર, પરવતો, સપાટ પ્રદેશો અને ગુહાઓને બનાવ્યાં. ૨૪

तपो वाचं रतिश्चैव कामञ्च क्रोधमेव च ॥
सृष्टिंससर्जचैवेमांस्रष्टुमिच्छन्निमाःप्रजाः ॥२५॥

પછી બ્રહ્માએ સૃષ્ટી કરવાની ઇચ્છા પ્રમાણે તપ એટલે પ્રજાપત્ય વિગેરે, વાણી, રતી, આત્મ સંતોષ (ચિત્તવૃત્તિઓનું શાંતવન), કામ (ઇચ્છા), ક્રોધ (વિકાર) અને ભવિષ્યમાં ઉત્પન્ન કરવાની સૃષ્ટી સૃજી. ૨૫

कर्म्मणाञ्चविवेकार्थंधर्म्माधर्म्मौव्यवेचयत् ॥
द्वन्द्वैरयोजयच्चेमाःसुखदुःखादिभिःप्रजाः ॥२६॥

પછી યોગ્ય અયોગ્ય કાર્યો જેવાં કે યજ્ઞ જે કરવાને યોગ્ય છે અને બ્રહ્મહત્યા જે અયોગ્ય છે તે ઓળખવાને માટે ધર્મ અને અધર્મ અને તેમનાં ફળ સુખ અને દુખ જે પ્રજાનાં પ્રાણીઓ કરણી પ્રમાણે ભોગવે છે તે ઉત્પન્ન કર્યા. ૨૬

अण्व्योमात्राविनाशिन्योदशार्द्धानांतु याः स्मृताः ॥
ताभिःसार्द्धमिदंसर्वंसम्भवत्यनुपूर्वशः ॥२७॥

આ પ્રમાણે ક્રમાનુસાર ઉત્પન્ન થયેલાં સૂક્ષ્મ તત્વોમાંથી સ્થૂળ અને અતિસ્થૂળ એવી બ્રહ્માનીજે સૃષ્ટી ત્હેની ઉત્પત્તિ થયેલી છે અને મુમુક્ષુઓને લાગતી આ વિશાળ સૃષ્ટી સર્વ શકતીમાન બ્રહ્માની એક લીલાજ છે. ૨૭

यन्तुकर्म्मणियस्मिन्सन्ययुङ्क्तप्रथमम्प्रभुः॥
सतदेवस्वयम्भेजेसृज्यमानःपुनःपुनः ॥२८॥

સૃષ્ટાએ સૃષ્ટીની ઉત્પત્તીમાંજ જે પ્રાણીમાં જે સ્વભાવ મુકયો હતો તેમજ ત્હેના વંસજો વર્તે જાયછે અર્થાત્ વાઘનો મૂળથીજ એવો ક્રુર સ્વભાવ બનાવેલો કે તેનું વલણ હરણ વિગેરે પ્રાણીઓનો

શીકાર કરવાનું થાયછે અને તેજ વલણ ત્હેનાં બચ્ચાંઓમાં હમેશાં આપણને જણાય છે. અર્થાત્ જે સ્વભાવ બ્રહ્માએ જીવને ઉત્પન્ન પહેલો કર્યો ત્યારે મુકયો હતો તેજ સ્વભાવ ત્હેના ફરી ઉત્પન્ન થતી વખતે પણ ત્હેનામાં જણાય છે. ૨૮

हिंस्राहिंस्रेमृदुक्रूरेधर्म्माधर्म्मावृतानृते ॥
यद्यस्यसोऽदधात्सर्गेतत्तस्यस्वयमाविशत् ।२९।

જીવમાં શરૂઆતમાં જે પ્રમાણેનો સ્વભાવ મુકયો તે પ્રમાણે તેઓ જો વર્ત્યા હોયતો ત્હેમને પૂનઃજન્મમાં તે પ્રમાણેનાં ફળ મળેછે જેમકે સિંહ વાઘનો, હરણો અને અન્ય પ્રાણીયોને મારવાનો ધર્મ છે પણ બ્રાહ્મણોને તો તેમને પાળવાં જોઇએ હવે જો બ્રાહ્મણ પોતાનો ધર્મ ન સમજતાં પ્રાણીઓ તરફ નિર્દયતા વાપરે છે તો તે અધર્મનાં ફળ પામેછે અર્થાત્ ત્હેના સ્વભાવમાં તેટલો ફેરફાર થાયછે. ૨૯

यथर्त्तुलिङ्गान्यृतवः स्वयमेवर्त्तुपर्य्यये ॥
स्वानिस्वान्यभिपद्यन्तेतथाकर्माणिदेहिनः ।३०।

જેવી રીતે રૂતુઓ પોતપોતાના સમયમાં કુદરતી રીતેજ પોતાનાં ફલ મેળવે છે; જેમકે વસંતમાં વૃક્ષો નવ પલ્લવ પુષ્પ, મ્હોર ધારણ કરેછે અને ગરમીમાં ફલ પરિપકવ થાયછે તેમ જીવ પણ પોતાનાં કરેલાં કર્મોનું પાપ પુન્ય, સુખ દુઃખ પામેછે. ૩૦

लोकानांतुविवृद्ध्यर्थंमुखबाहूरुपादतः ॥
ब्राह्मणंक्षत्रियंवैश्यंशूद्रञ्चानिरवर्त्तयत् ॥३१॥

પછી ભૂલોક ( સૃષ્ટી )ની વૃદ્ધિને માટે બ્રહ્માએ પોતાનાં ચાર અંગોમાંથી ચાર વર્ણોને ઉત્પન્ન કરી. મ્હોમાંથી બ્રાહ્મણને ઉત્પન્ન કર્યા તથા હાથ, ઝાંઘ અને પગમાંથી અનુક્રમે ક્ષત્રી, વૈશ્ય અને શુદ્રને ઉત્પન્ન કર્યા. ૩૧

द्विधाकृत्वात्मनोदेहमर्द्धेनपुरुषोऽभवत् ॥
अर्द्धेननारीतस्यांसविराजमसृजत्प्रभुः ॥३२॥

પછી બ્રહ્માએ પોતાના શરીરના બે સરખા વિભાગ કરી એક ભાગનો પુરૂષ અને બીજાની સ્ત્રી ઉત્પન્ન કરી જેથી સ્ત્રી તે પુરૂષનું અર્ધાંગ કહેવાય છે, અને સ્ત્રીના શરીરમાં પરમાત્માએ વિરાટ્ પુરૂષને ઉત્પન્ન કર્યો. ૩૨

तपस्तप्त्वाऽसृजद्यन्तुसस्वयंपुरुषोविराट् ॥
तंमांवित्तास्यसर्व्वस्यस्रष्टारंद्विजसत्तमा ॥३३॥

મહામુનિ મનુ કહે છે કે મહાત્માઓ આ વિરાટ્ પુરૂષે તપ કરીને જે પુરૂષને ઉત્પન્ન કર્યો તે સર્વનો ઉત્પન્ન કર્તા થયો અને તે હુંજ છું એમ હે મહર્ષિયો તમે જાણજો. ૩૩

अहंप्रजाःसिसृक्षुस्तुतपस्तप्त्वासुदुश्चरम् ॥
पतीन्प्रजानामसृजं महर्षीनादितोदश ॥३४॥

મ્હારા ઉત્પન્ન થયા પછી મ્હારી પ્રજા ઉત્પન્ન કરવાની ઇચ્છાથી મ્હેં ઉગ્ર તપ આરંભી દશ મહર્ષિયોને ઉત્પન્ન કર્યા ૩૪

मरीचिमत्र्यङ्गिरसौ पुलस्त्यम्पुलहं क्रतुम् ॥
प्राचेतसंवसिष्ठञ्च भृगुन्नारदमेवच ॥३५॥

આ મહર્ષિયો જે પ્રજાપતી કહેવાય છે ત્હેમનાં નામ આપ શ્રવણ કરો. ૧ મરીચિ, ૨ અત્રિ, ૩ અંગિરા, ૪ પુલસ્ત્ય, ૫ પુલહ, ૬ ક્રતુ, ૭ પ્રચેતા, ૮ વસિષ્ઠ, ૯ ભૃગુ, ૧૦ નારદ. ૩૫

एतेमनूंस्तु सप्तान्यानसृजन् भूरितेजसः ॥
देवान्देवनिकायांश्चमहर्षींश्चामितौजसः ॥३६॥

ઉપર ગણાવ્યા તે મહર્ષિયોયે ઘણા તેજસ્વી સાત મનુઓ, મ્હોટા દેવતાઓ અને ત્હેમનાં સ્થાનકો (સ્વર્ગ) તથા મ્હોટા વિદ્વાન રૂષીયોને ઉત્પન્ન કર્યા. ૩૬

यक्षरक्षःपिशाचांश्चगन्धर्व्वाऽप्सरसोऽसुरान् ॥

**नागान् सर्पान् सुपर्णांश्च पितॄणाञ्चपृथ ग्गणान् ॥३७॥**

ત્યાર પછી યક્ષ, રાક્ષસો, પિશાચો, ગાંધર્વો, અપ્સરાઓ, અસુરો, મ્હોટા નાગ, સર્પ, જેવા કે કુબેર, રાવણ, મરૂ દેશના રહેનારા પિસાચો, ચિત્રરથ, ઉર્વશી, વિરોચન, વાસુકી, અમગર્દ અને તેમના જૂદા જૂદા પિત્રીયો જેવા કે ગરૂડ વિગેરેને ઉત્પન્ન કર્યા. ૩૭

**विद्युतोऽशनिमेघाश्च रोहितेन्द्रधनूषि च ॥**
**उल्कानिर्घातकेतूश्चज्योतींष्युच्चावचानिच॥३८॥**

જે પછી વિજળી, વજ્ર, મેઘ, રોહીત (મત્સ) રંગબેરંગી મેઘ ધનુષ અને ઈંદ્રધનુષ, ખરતા તારા અને બીજા નાના નાના ગ્રહો અને તારાઓને બનાવ્યા. ૩૮

**किन्नरान्वानरान्मत्स्यान्विविधांश्चविहंगमान् ॥**
**पशून्मृगान्मनुष्याश्चव्यालांश्चोभयतोदतः।३९।**

પછી કિન્નરનાં ગુણો જેના ધડ ઉપરનો ભાગ ઘોડાના આકારનો હોય છે તે. વાંદરાંઓ, માછલીયો તથા નાના પ્રકારનાં પક્ષીઓ અને પશુઓ, મૃગલ, મનુષ્ય અને ઉપર નીચે દાંતવાળાં ફાડી ખાનારાં ક્રુર પ્રાણીયોને ઉત્પન્ન કર્યા. ૩૯

**कृमिकीटपतंगांश्च यूकामाक्षिकमत्कुणम् ॥**
**सर्व्वंचदंशमशकंस्थावरंचपृथग्विधम् ॥४०॥**

જે પછી એળ (નાના કીડા), મોટા કીડાઓ, પતંગીયાં, જૂ, માંખ, માંકણ, ચાંચડ, જુવા, ડાંસ વગેરે ડંખનારાં જંતુઓને તથા વૃક્ષલતાદિ પૃથ્વીપરના સ્થિર પદાથાને ઉત્પન્ન કર્યા. ૪૦

**एवमेतैरिदंसर्व्वमन्नियोगान्महात्मभिः ॥**
**यथाकर्म्मतपोयोगात्सृष्टंस्थावरजङ्गमम्॥४१॥**

મરીચી આદિ દશ મહર્ષિયોયે મ્હારી આજ્ઞા લઇને ઉગ્ર તપ કરીને જીવનાં કર્મ પ્રમાણે અર્થાત્ જેનું જેવું કર્મ કરેલું હોય તે પ્રમાણે તેને સ્થાવર વા જંગમ દેહ આપી સૃષ્ટી ઉત્પન્ન કરી. ૪૧

**येषान्तुयादृशङ्कर्म्मभूतानामिहकीर्तितम् ॥**
**तत्तथावोऽभिधास्यामिक्रमयोगश्चजन्मनि॥४२॥**

હવે હું પહેલાના આચાર્યોએ જીવોના જે કર્મ ધર્મ કહેલા છે તે અને જીવને વખતો વખત જન્મ મરણનો ક્રમ શા માટે લેવો પડે છે તે કહું છું ૪૨

**पशवश्चमृगाश्चैव व्यालाश्चोभयतोदतः ॥**
**रक्षांसिचपिशाचाश्चमनुष्याश्चजरायुजाः॥४३॥**

પશુ, હરણો, નાગ, તથા દાઢવાળાં, ફાડી ખાનારાં પ્રાણીઓ અને રાક્ષસો, પિશાચો તથા મનુષ્યો તે સર્વ જરાયુજ કહેવાય છે અર્થાત્ જરાયુ એટલે ગર્ભને વિંટાઈ રક્ષણ કરનાર ત્વચાના જેવું એક ચીકણા પદાર્થનું પડ (ઓર) અને જ કહેતાં તેથી જન્મ પામનારૂં. ૪૩

**अण्डजाःपक्षिणःसर्पानक्रामत्स्याश्चकच्छपाः**
**यानिचैवंप्रकाराणिस्थलजान्यौदकानि च॥४४॥**

પક્ષીયો, સાપ, વ્હેલ વગેરે મોટાં મગરમચ્છો, માછલાં, કાચબાઓ તે સઘળાં ઈંડાંમાંથી ઉત્પન્ન થાયછે અને તેથી તેહેમને અણ્ડજ કહે છે અર્થાત્ અણ્ડ એટલેં ઈંડું અનેજ કહેતાં તેથી જન્મ પામનારૂ તેજ પ્રમાણે પાણીમાં અને રેતીમાં ઉત્પન્ન થતી છીપો, શંખલા વિગેરે પણ અણ્ડજજ કહેવાય છે. ૪૪

**स्वेदजंदंशमशकंयूकामाक्षिकमत्कुणम् ॥**
**ऊष्मणश्चोपजायन्ते यच्चान्यत्किञ्चिदी दृशम् ॥४५॥**

ડાંસ, મચ્છર, જૂ, માંખ, જુવા, માંકણ વીગેરે સ્વદેજ કહેવાય છે કારણકે તેઓ શરીરના સ્વેદથી ઉત્પન્ન થાય છે અને

એવાં બીજાં જંતુઓ જે ઉષ્ણ રૂતુમાં ગરમીથી ઉત્પન્ન થાય છે તે પણ શ્વેદજ જ કહેવાય છે. ૪૫

**उद्भिज्जास्स्थावरास्सर्व्वेवीजकाण्डप्ररोहिणः॥**
**औषधःफलपाकान्ताबहुपुष्पफलोपगाः॥४६॥**

બીજ વાવવાથી જે અણ્ડજોની માફક પૃથ્વીને ફાડી ઉત્પન્ન થાયછે તથા જે ફક્ત ડાળાં રોપવાથી ઉગાડી શકાય છે તે સઘળાં ઉદ્ભિજ કહેવાય છે અને ત્હેમાં જેટલાંનો પુષ્કળ ફળ ફુલ આવ્યા પછીઅને ફળ પાકયા પછી નાશ થાય છે તે સઘળાં ઔષધી કહેવાય છે અર્થાત્ ધાન્ય વિગેરેના છોડ. ૪૬

**अपुष्पाःफलवन्तोयतेवनस्पतयस्स्मृताः ॥**
**पुष्पिणःफलिनश्चैववृक्षास्तूभयतस्स्मृताः॥४७॥**

જે જે ઉદ્ભિજ્જોને ફુલ આવ્યા વિના ફળ આવેછે ત્હેમને વનસ્પતિ કહે છે અને જેમને મ્હોર વા ફુલ આવ્યા પછી ફલ આવે છે ત્હેમને વૃક્ષ કહે છે જેવાંકે આંબા, દાઢમ વિગેરે. ૪૭

**गुच्छगुल्मन्तु विविधन्तथैवतृणजातयः ॥**
**वीजकाण्डरुहाण्येवप्रतानावल्ल्यएवच॥४८॥**

જે ઉદ્ભિજની શરૂઆતમાંજ રંગ બેરંગી નાના નાના ફણગા અથવા પાંદડાંનાં ગુચ્છો નિકળે છે તે સઘળાંને ગુચ્છ કહે છે જેવીકે લીલમવેલ, હેમવેલ વિગેરે; અને જેનું શરૂઆતમાં એકજ થડ હોય અને ટોચ ઉપર થોડાં ઘણાં પાંદડાનો જથો ઉગે છે તેને ગુલ્મ કહે છે જેવાંકે કદળી (કેળ), શેરડી વિગેરે; તૃણ–ઘાસ પણ જૂદી જૂદી જાતનાં હોય છે કેટલાંક ફક્ત બીજ રોપવાથીજ ઉત્પન્ન થાયછે, કેટલાંક ઝાડની આગળ પાછળ વેલાની માફક ઉગેછે અને કેટલાંકની ટોચ કાપી કાપીને વાવવાથી પણ ઉગેછે. ૪૮

**तमसाबहुरूपेणवेष्टिताः कर्महेतुना ॥**
**अन्तस्संज्ञाभवन्त्येतेसुखदुःखसमन्विताः॥४९॥**

ઉપર વર્ણવ્યાં તે સર્વ પ્રાણીઓ તથા વનસ્પતિઓમાં પુર્વ જન્મની તેમની કરણી પ્રમાણે સ્વભાવ હોયછે અને બીતરથી જણાતુ નથી પણ અંદરથી તેઓ તેમની કરણીનાં પરિણામરૂપ સુખદુઃખને સહન કરેછે કારણકે ત્હેમના સર્વનામાં ચૈતન્ય છે અને તેથી ત્હેનું જ્ઞાન તેમને થયા વિના રહેતું નથી. ૪૯

**एतदन्तास्तुगतयोब्रह्माद्याःसमुदाहृताः ॥**
**घोरेऽस्मिन्भूतसंसारेनित्यंसततयायिनि॥५०॥**

આવી જગતના મુળપુરૂષ બ્રહ્માથી માંડીને તે ઘાસ અને લતાઓ સુધીની જગતની જે ઉત્પત્તિ કહી તે નિરંતર આ સંસારમાં ચાલ્યાજ કરેછે અર્થાત્ તે બધાં જન્મે છે અને મરેછે. ૫૦

**एवं सर्व्वंस सृष्ट्वेदं माञ्चाचिन्त्यपराक्रमः॥**
**आत्मन्यन्तर्दधेभूयःकालंकालेनपीडयन्॥५१॥**

આ પ્રકારની સૃષ્ટીને ઉત્પન્ન કરીને અચિન્ત્ય મહાન્ શક્તીવાળા, સ્થાવર જંગમ સૃષ્ટીના પિતા બ્રહ્મા જગતના કાળનો લય કરીને અંતરધ્યાન થઇ ગયા (પોતે પોતામાં સમાઇ ગયા.) ૫૧

**यदा स देवो जागर्ति तदेदं चेष्टते जगत् ॥**
**यदास्वपितिशान्तात्मातदासर्वंनिमीलति॥५२॥**

એ કારણનો અર્થ એમ થાયછે કે જ્યારે બ્રહ્મા જાગતા હોયછે ત્યારે જગતનાં પ્રાણીયો શ્વાસ પ્રશ્વાસ ક્રિયા કરતાં હોયછે તથા આહાર વિગેરેની ચેષ્ટા કરેછે અને જ્યારે તે સુતા હોય છે અથવા મન કોઇપણ જાતના વિચારથી મુક્ત હોયછે ત્યારે પ્રાણીયો લીન થાયછે અર્થાત્ નિદ્રાને વશ થાયછે. ૫૨

**तस्मिन्स्वपतितुस्वस्थेकर्म्मात्मानश्शरीरिणः ॥**

स्वकर्म्मभ्योनिवर्त्तन्तेमनश्चग्लानिमृच्छति॥५३॥

ઉપરના કારણનો સ્પષ્ટ અર્થ એમ થાયછે કે જ્યારે બ્રહ્મા વિરામ લેવાને સુવે છે ત્યારે સર્વ પ્રાણીઓમાં મન જે સંકલ્પ વિકલ્પ કરનારૂ તત્વછે તે શાંત થાય છે અને તેમ થતાની સાથે પ્રાણીઓના દેહના અવયવો સ્તબ્ધ થાયછે અર્થાત્ નિદ્રામાં પ્રાણી શું કરેછે તેહનું ત્હેને ભાગ્યેજ જાગૃત થતાં ભાન હોય છે અર્થાત્ નિદ્રાનો વખત તે પ્રાણીનો લયનો વખત ગણાય છે અને તે લયનિત્ય લય કહેતા હમેશાં થાય છે અને બ્રહ્માના જાગૃત થતાં ચૈતન્ય આવે છે એટલે પ્રાણીયોપુનઃ પોતાનાં કાર્યોમાં પ્રવૃત્ત થાયછે. ૫૩

युगपत्तुप्रलीयन्तेयदातस्मिन्महात्मनि ॥
तदाऽयंसर्व्वभूतात्मासुखंस्वपितिनिर्वृत्तः॥५४॥

પરંતુ આ એકજ આત્મા જે સૃષ્ટીનાં સર્વ પ્રાણીયો તથા પદાર્થોમાં વ્યાપ્તછે તે સર્વે પ્રાણીયો અને પદાર્થો જ્યારે એકજ સરખી રીતે આનંદથી સુતેલાં જણાય છે અર્થાત્ તેમના સર્વમાંનાં ભિન્ન ભિન્ન જણાતો પણ એકજ બ્રહ્મ પોતે વિરામે છે ત્યારે મહાપ્રલય થયો એમ કહેવાયછે ૫૪

तमोयन्तुसमाश्रित्यचिरन्तिष्ठतिसेन्द्रियः ॥
नचस्वंकुरुतेकर्म्मतदोत्क्रामतिमूर्त्तितः॥५५॥

જ્યારે જ્ઞાનેંદ્રિયો તથા કર્મેંદ્રિયો ચિરકાળ સુધી અજ્ઞાનતાના અંધકારમાં રહે છે અને શ્વાસ પ્રશ્વાસ તથા ચિન્તવન વિગેરેનાં પોતાનાં કર્તવ્યોમાં પ્રમાદ કરે છે ત્યારે મૃત્યુને વશ પણ શુશોભીત મુર્તીરૂપી આ દેહમાંથી જીવ પોતાનુ સ્થાન તજીને બ્હાર નીકળે છે જ્યારે દેહ ધારીનું મરણ થયુ અથવા નાશ થયો એમ કહેવાય છે ૫૫

यदाऽणुमात्रिकोभूत्वाबीजंस्थास्नुचारिष्णुच॥
समाविशतिसंसृष्टस्तदामूर्तिविमुञ्चति ॥५६॥

પરંતુ જીવતે પોતે આત્મા—પરમાત્માનું સ્વરૂપ હોવાથી અવિનાશી છે ત્યારે હવે તે બીજુ રૂપ કેમ ધારણ કરેછે આ જીવ–આત્મા જે પરમાણુથી પણ સુક્ષ્મછે તે આઠ પુરી (ભૂત, ઇંદ્રિય, મન, બુદ્ધિ, વાસના, કર્મ, વાયુ, અવિદ્યાથી મિશ્ર થઇને ઉદ્‌ભિજ કારણમાં પ્રવેશે છે ત્યારે તે વૃક્ષ, લતા વા તૃણ દેહને ધારણ કરેછે અને જો જરાયુજ કારણમાં પ્રવેશે છે તો મનુષ્ય વા પશુ, પ્રાણીની જંગમ દેહને ધારણ કરેછે. ૫૬

एवंसजाग्रत्स्वप्नाभ्यामिदंसर्वंश्चराऽचरम्॥
सञ्जीवयतिचाजस्रंप्रमापयतिचाव्ययः॥५७॥

આ પ્રમાણે તે સનાતન્ અવિનાશી બ્રહ્મા વારંવાર પોતાની જાગૃતા અવસ્થાથી જગતને સૃજે છે અને સુપ્તાવસ્થાથી સંહારે છે. ૫૭

इदंशास्त्रन्तुकृत्वाऽसौमामेवस्वयमादितः ॥
विधिवद्ग्राहयामास मरीच्यादींस्त्वहं
मुनीन् ॥५८॥

આ શાસ્ત્રને બનાવીને સૃષ્ટીની શરૂઆતમાં બ્રહ્માએ યથાવિધિ મ્હને ભણાવ્યું અને ત્યારપછી મ્હેં મરિચિ વિગેરે મનુઓને શીખવ્યું, હવે જ્યારે બ્રહ્માએ રચીને મનુને ભણાવ્યું ત્યારે તે શાસ્ત્ર મનુસ્મૃતિ કેમ કહેવાયછે? કારણ કે શાસ્ત્રનો બરાબર યથાસ્થિત ભાવાર્થ સમજીને તેજ શાસ્ત્રનું પ્રતિપાદન કરે તેવો ગ્રંથ મનુએ રચ્યો તેથી તે શાસ્ત્રનું નામ મનુસ્મૃતિ એવું પડયું. ૫૮

एतद्वोयंभृगुःशास्त्रंश्रावयिष्यत्यशेषतः ॥
एतद्धिमत्तोऽधिजगेसर्वमेषोऽखिलंमुनिः॥५९॥

અને આ શાસ્ત્ર મ્હારી પાસેથી મ્હારા પુત્ર ભૃગુમુનિ યથાવિધિ શીખેલા છે માટે

હે મુનિવરો ! તે આપને સંપૂર્ણ સમજાવશે. ૫૯

ततस्तथासतेनोक्तोमहर्षिर्म्मनुनाभृगुः ॥
तानब्रवीदृषीन्सर्व्वान्प्रीतात्माश्रूयतामिति।६०।

આ પ્રમાણેની મહામુનિ મનુની આજ્ઞા સ્વિકારીને હેમની આજ્ઞાનુસાર વર્તન કરનાર હેમના પુત્ર ભૃગુમુનિ બોલ્યા કે હે "મહાત્માઓ સાંભળો"! ૬૦

स्वायम्भुवस्यास्यमनोःषड्वंश्यामनवोऽपरे ॥
सृष्टवन्तःप्रजाःस्वास्वामहात्मानोमहौजसः।६१।

બ્રહ્માના પુત્ર સ્વયંભુવ મનુના વંશમાં બીજા છ મ્હોટા તેજસ્વી અને પરાક્રમી મનુઓ ઉત્પન્ન થયા અને હેમણે સર્વેએ પણ પોતાના ક્રમ પ્રમાણે પોતપોતાની પ્રજાઓ ઉત્પન્ન કરી હતી. ૬૧

स्वारोचिषश्चौत्तमिश्चतामसोरैवतस्तथा ॥
चाक्षुषश्चमहातेजाविवस्वत्सुतएवच ॥६२॥

બ્રહ્માના પુત્રના આ છ વંશજો તે સ્વરોચિશ, ઔત્તમિ, તામસ, રૈવત, તથા અપાર તેજવાળા ચાક્ષુષ અને સૂર્યના પુત્ર વૈવસ્વત છે અને આ સઘળાઓ પણ મનુજ કહેવાય છે. ૬૨

स्वायम्भुवाद्याःसप्तैतेमनवोभूरितेजसः ॥
स्वेस्वेन्तरेसर्व्वमिदमुत्पाद्यापुश्चराचरम्॥६३॥

ઉપરના છ અને સ્વયંભુવ (બ્રહ્માના પુત્ર) તે સાતે મનુઓએ પોતપોતાના અધિકારમાં સ્થાવર અને જંગમ એવી બે પ્રકારની સૃષ્ટીને ઉત્પન્ન કરી હેનુ યથાવિધિ પાલન કર્યું હતું. ૬૩

निमेषादशचाष्टौचकाष्ठात्रिंशत्तुताःकला ॥
त्रिंशत्कला मुहूर्तःस्यादहोरात्रन्तु तावतः॥६४॥

હવે આ મનુઓની સૃજેલી સૃષ્ટીના પ્રલયકાલ તથા કાલનાં પ્રમાણક્રમે સાંભળો. આંખ ઉઘાડીને બંધ કરીયે તે સમયને નિમેષ કહે છે અને આવી અઢાર નિમેષો હેને કાષ્ઠા એવું કાળનું એક પ્રમાણ કહ્યું છે, તેવીત્રીશ કાષ્ઠાથી એક કળા, ત્રીશ કળાનું એક મુહુર્ત અને ત્રીશ મુહુર્તની એક અહોરાત્ર (એક રાત અને એક દિવસનો સમય ગણાય છે. ૬૪

अहोरात्रे विभजते सूर्य्यो मानुषदैविके ॥
रात्रिःस्वप्नाय भूतानां चेष्टायैकर्मणामहः॥६५॥

સ્વર્ગલોક (દેવ) અને મૃત્યુ લોક (પૃથ્વીનાં માણુસો)નાં રાત દિવસના સૂર્ય ભાગ કરે છે જે જે સમયે જે જે વર્તુલ સૂર્યનો પ્રકાશ ભોગવે છે તે તે સ્થળે દિવસ ગણાય છે. અર્થાત્ સૃષ્ટીના જે અંડજ છે હેના એક ભાગમાં જ્યારે દિવસ હોયછે ત્યારે બિજામાં હમેશાં રાત્ર હોયછે. આવા અહોરાત્રના બે ભાગમાંથી મનુષ્ય વા દેવ પ્રાણીને માટે રાત્રિ વિરામ અને દિવસ ઉદ્યોગને માટે નિર્માણ કરેલાં છે. ૬૫

पित्र्ये रात्र्यहनी मासः प्रविभागस्तु पक्षयोः॥
कर्मचेष्टास्वहःकृष्णःशुक्लःस्वप्नायशर्वरी॥६६॥

મનુષ્યોની ત્રીશ રાત અને ત્રીશ દિવસનો એક મહિનો તે પિત્રીયોની એક અહોરાત્ર છે અર્થાત્ આપણાં બે પક્ષ—કૃષ્ણ પક્ષ અને શુકલ પક્ષ હેમાં કૃષ્ણ પક્ષ તે પિત્રીયોનો દિવસ અને શુકલ પક્ષને રાત છે. ૬૬

दैवेरात्र्यहनी वर्षं प्रविभागस्तयोःपुनः ॥
अहस्तत्रोदगयनं रात्रिःस्याद्दक्षिणायनम्॥६७॥

અને મનુષ્યોનું એક વર્ષ તે દેવતાઓની એક અહોરાત્ર છે એટલે વર્ષના બે સરખા ભાગ—ઉત્તરાયણ અને દક્ષિણાયન મળીને દેવતાઓની એક અહોરાત્ર થાયછે જેમાં ઉત્તરાયન તે દેવકર્મ, યજ્ઞ વિગેરે ધર્મ કર્મની પ્રવૃત્તિને માટે છે અને દક્ષિણાયન તે દેવતા-

ઓની રાત એટલે વિરામનો વખત છે. ૬૭

**ब्राह्मस्य तु क्षपाहस्य यत्प्रमाणं समासतः ॥**
**एकैकशो युगानान्तुक्रमशस्तन्निबोधत ॥६८॥**

હવે બ્રહ્મલોકના દિનરાત્રીનાં અને સત, ત્રેતા, દ્વાપર અને કળિ એ ચાર યુગોનાં દરેકના કાળનું પ્રમાણ અનુક્રમે ટુંક વર્ણનથી કહું તે સાંભળો. ૬૮

**चत्वार्य्याहुःसहस्राणि वर्षाणान्तुकृतंयुगम् ॥**
**तस्यतावच्छतीसन्ध्यासन्ध्यांशश्चतथाविधः६९॥**

દેવતાઓનાં ચાર હજાર વરસના સમયને મનુએ કૃત વા સત્ યુગ એવી સંજ્ઞા આપેલી છે અને એવા યુગના આરંભ પહેલાંના ચારસે વરસ તે સંધ્યાત્રને અંત પછીનાં ચારસોં વરસ તે સંધ્યાશ કહેવાયછે.૬૯

**इतरेषु ससन्ध्येषु स सन्ध्यांशेषु च त्रिषु ॥**
**एकापायेनवर्त्तन्ते सहस्राणि शतानि च॥७०॥**

અને હવે પછીના ત્રણ યુગો અર્થાત્ ત્રેતા, દ્વાપર અને કળિનાં દરેકનાં પ્રમાણમાં અનુક્રમે પહેલાંના કરતાં ૧૦૦૦ એક હજાર વર્ષનો ઘટાડો કરવો અને ત્હેમની સંધ્યા અને સંધ્યાંશ જાણવાને માટે સત્ યુગથી દરેકના પ્રમાણમાં અનુક્રમે ૧૦૦ સો વર્ષનો ઘટાડો કરવો એટલે સત્યુગનું પ્રમાણ ૪૦૦૦ તો ત્રેતાનું ૩૦૦૦ દ્વાપરનું ૨૦૦૦ ને કળિયુગનું ૧૦૦૦ વર્ષનું સમજવું તેજ પ્રમાણે દરેકની સંધ્યા અને સંધ્યાંશ સમજવી. ૭૦

**तदेतत्परिसंख्यातमादावेवचतुर्युगम् ॥**
**एतद्द्वादशसाहस्रं देवानांयुगमुच्यते ॥७१॥**

અને મનુઓના આ ચાર યુગોનાં મળીને કુલ જે બાર હજાર વર્ષ થયાં તેનો દેવતાઓનો ફક્ત એકજ યુગ થાય છે. ૭૧

**दैविकानांयुगानान्तु सहस्रपरिसंख्यया ॥**
**ब्राह्ममेकमहर्ज्ञेयं तावती रात्रिरेव च ॥७२॥**

મનુષોનાં બાર હજાર વર્ષનો દેવતાઓનો એક યુગ અને તેવા દેવતાઓના એક યુગનો બ્રહ્માનો એક દિવસ થાયછે અને તેથી એ બમણાની બ્રહ્માની એક અહોરાત્ર થાયછે. ૭૨

**तद्वै युगसहस्रान्तम्ब्राह्मं पुण्यमहर्विदुः ॥**
**रात्रिंचतावतीमेवतेऽहोरात्रविदोजनाः॥७३॥**

બ્રહ્માના એક દિનમાનનો સમય હજાર યુગોનો ગણાય છે અને જેઓ રાત્રીનો પણ તેટલોજ સમય થતો હશે એમ જાણે છે તેજ રાત્રી અને દિવસના ભાગનું બરાબર જ્ઞાન ધરાવે છે એમ કહેવાય. ૭૩

**तस्यसोहर्निशस्यान्तेप्रसुप्तःप्रतिबुद्ध्यते ॥**
**प्रतिबुद्धश्चसृजति मनस्सदसदात्मकम् ॥७४॥**

દિવસના પુરા થયા પછી રાતના વિરામ માટે સુતેલા બ્રહ્મા પોતાની રાત્રિના અંતમાં જાગેછે અને જાગૃત થઇને સત્ અસત્ રૂપી મનને ઉત્પન્ન કરી પોતાની સૃષ્ટીના ત્રણેલોક ભૂતનું અવલોકન કરવાને ધ્યાન ધરેછે. ૭૪

**मनस्सृष्टिंविकुरुते चोद्यमानं सिसृक्षया ॥**
**आकाशंजायतेतस्मात्तस्यशब्दंगुणंविदुः॥७५॥**

પરમાત્માની સૃષ્ટી ઉત્પન્ન કરવાની ઇચ્છાની પ્રેરણા પ્રથમ મન ઉપર થાયછે અને તેનાથીજ સૃષ્ટીની ઉત્પત્તિ થાયછે. સૃષ્ટીની શરૂઆતમાં આકાશ ઉત્પન્ન થાયછે જેનો ગુણ વિદ્વાનોએ શબ્દ કહેલો છે. ૭૫

**आकाशात्तु विकुर्व्वाणात्सर्व्वगन्धवहःशुचिः॥**
**बलवान्जायतेवायुस्सवैस्पर्शगुणोमतः॥७६॥**

આકાશમાં વિકાર થવાથી વાયુ–પ્રબળ અને પવિત્ર તત્વ ઉત્પન્ન થાયછે જે ગંધ સુગંધને એક સ્થળેથી બીજે સ્થળે વહન કરી જાયછે. વાયુનો ગુણ સ્પર્શ કહ્યોછે. ૭૬

वायोरपि विकुर्वाणाद्विरोचिष्णुतमोनुदम् ॥
ज्योतिरुत्पद्यते भास्वत्तद्रूपगुणमुच्यते ॥७७॥

અને આ વાયુ વિકારમય થતાં ત્હેમાંથી એક ત્રીજુ તત્વ તેજ ઉત્પન્ન થાય છે જે સર્વ પદાર્થોને તેજમય કરેછે અને અંધકારનો લય કરેછે અને આ તત્વનો ગુણ રૂપછે. ૭૭

ज्योतिषश्च विकुर्वाणादापोरसगुणाःस्मृताः ॥
अद्भ्योगन्धगुणा भूमिरित्येषासृष्टिरादितः॥७८॥

તેજમાં વિકાર થતાં રસરૂપે જળ ઉત્પન્ન થાયછે અને જળમાંથી સર્વ ગંધયુક્ત પૃથ્વી ઉત્પન્ન થાયછે, સૃષ્ટીની ઉત્પત્તિનો ક્રમ ઉપર પ્રમાણે છે. ૭૮

यत्प्राग्द्वादशसाहस्रमुदितंदैविकंयुगम् ॥
तदेकसप्ततिगुणंमन्वन्तरमिहोच्यते ॥७९॥

આપણે ઉપર જણાવી ગયા કે મનુષ્યોનાં બાર હજાર વર્ષનો દેવતાઓનો એક યુગ ગણાયછે. તેમ દેવતાઓના તેવા ૭૧ ઈકોતેર યુગનો સમય તે એક મન્વંતર કહેવાય છે અર્થાત્ તેટલો વખત તે એક મનુના અધિકારનો સમય ગણાયછે. ૭૯

मन्वन्तराण्यसंख्यानि सर्गः संहार एव च ॥
क्रीडन्निवैतत्कुरुते परमेष्ठी पुनःपुनः ॥८०॥

આવાં મન્વંતરો અસંખ્ય છે અને અસંખ્ય વખત સૃષ્ટીને મહાન બ્રહ્મા પોતાની લીલારૂપે ઉત્પન્ન કરેછે અને સંહારે છે. ૮૦

चतुष्पात्सकलोधर्मःसत्यंचैवकृतेयुगे ॥
नाधर्म्मेणागमः कश्चिन्मनुष्यान्प्रतिवर्त्तते॥८१॥

સત્યુગ અથવા કૃતયુગમાં ધર્મના ચાર પગ ગણાતા હતા અર્થાત પૂરેપુરો ધર્મજ ચાલતો હતો અને અધર્મથી એટલે શાસ્ત્રથી ઉલટા વર્તનારને કોઇપણ પ્રકારનો લાભ થતો નહોતો. ૮૧

इतरेष्वागमाद्धर्मः पादशस्त्ववरोपितः ॥
चौरिकानृतमायाभिर्धर्मश्चापैतिपादशः॥८२॥

અને ત્યારપછીના ત્રણ યુગોમાં અનુક્રમે ધર્મનો એક એક પાયો ઘટતો જાયછે કારણ કે ત્હેમાં ધીમે ધીમે જેટલો ધર્મ ઘટેછે તેટલો અધર્મ વધેછે. ૮૨

अरोगाःसर्वसिद्धार्थाश्चतुर्वर्षशतायुषः ॥
कृतत्रेतादिषुह्येषामायुर्ह्रसति पादशः ॥८३॥

સત્યયુગમાં ધર્મના ચારે પગ હોવાને લીધે કોઈપણ પ્રકારનો રોગ પ્રાણીને થતો નહોતો કારણ કે રોગ માત્રનું મુળ અધર્મજ છે. સર્વનાં મન પણ શુદ્ધ હોવાથી તે સમયનાં માણસો મનમાં જે જે ધારણાઓ કરતાં તે તે સઘળી પૂર્ણ થતી હતી. આયુષ્ય પ્રાણીનું ૪૦૦ વર્ષનું ગણાતું હતું જે પણ ત્યારપછીના યુગોમાં જે પ્રમાણે ધર્મનો પાયો ઘટતો ગયો અને અધર્મનો વધતો ગયો તેમ ઘટતું ગયું અર્થાત્ સત્યયુગમાં ૪૦૦ વર્ષનું ગણાતું આયુષ્ય ત્રેતામાં ૩૦૦ દ્વાપરમાં ૨૦૦ અને કળિમાં ૧૦૦ વર્ષનું ગણાવા લાગ્યું. ૮૩

वेदोक्तमायुर्मर्त्यानामाशिषश्चैवकर्म्मणाम् ॥
फलंत्वनुयुगंलोकेप्रभावश्चशरीरिणाम् ॥८४॥

વેદમંત્રોમાં અને આશિષ વચનોમાં પુરૂષનો જે શતાયુ એવો આવરદા કહેલો છે તે તથા ત્હેમનાં કર્મોનાં ફળ પણ કાલના પ્રમાણેજ થતાં જાયછે અને વર્ણોના પ્રભાવ અર્થાત્ સર્વોત્તમ વર્ણ બ્રાહ્મણ જેની શક્તિ શાપ દેવાની અને અનુગ્રહ કરવાની કહેલી છે તે પણ તે સમય સમયના ક્રમને અનુસરીને બદલાતી જાયછે. ૮૪

अन्येकृतयुगेधर्मास्त्रेतायां द्वापरेपरे ॥
अन्येकलियुगेनृणांयुगह्रासानुरूपतः ॥८५॥

માણસોનાં જે કર્મ ધર્મ સત્યયુગમાં

હતાં તે ત્રેતામાં નહોતાં અને જે ત્રેતામાં હતાં તે દ્વાપરમાં નહોતા અને જે દ્વાપરમાં હતાં તે કલીમાં નથી અર્થાત્ ઉત્તરોત્તર શુભકર્મોનો ઘટાડો અને કુકર્મોની અતિ વૃદ્ધિ થતી જણાયછે અને તેવા અધર્મનાં કારણોને લીધેજ પ્રજામાં વિર્યહીન થતી જાયછે. ૮૫

तपःपरंकृतयुगेत्रेतायांज्ञानमुच्यते ॥
द्वापरेयज्ञमेवाहुर्दानमेकंकलौयुग ॥८६॥

હાલમાં પણ શરૂઆતથી અત્યાર સુધીમાં તપ તે સર્વથી શ્રેષ્ઠ પુણ્યકર્મ ગણાયછે. સત્યયુગમાં સર્વ દાનમાં તપ, ત્રેતામાં આત્માનું જ્ઞાન, દ્વાપરમાં યજ્ઞ, અને કલિયુગમાં દાન કરવું તે પોતપોતાના યુગમાં પ્રધાન છે. ૮૬

सर्वस्यास्यतुसर्गस्यगुप्त्यर्थंसमहाद्युतिः ॥
मुखबाहूरुपज्जानांपृथक्कर्म्माण्यकल्पयत् ॥८७॥

મહાન તેજસ્વી અને પરાક્રમી સૃષ્ટીના પિતા બ્રહ્માએ પોતે ઉત્પન્ન કરેલી પ્રજાના રક્ષણને અર્થે ચાર મુખ્ય વર્ણો તે પોતાનાંજ ચાર અંગો (મુખ, બાહુ, જંઘા અને ચરણમાંથી ઉત્પન્ન કરી અને તે દરેકનાં જુદાં જુદાં કર્મો બનાવી તેમને સમજાવ્યાં. ૮૭

अध्यापनमध्ययनंयजनंयाजनंतथा ॥
दानंप्रतिग्रहंचैवब्राह्मणानामकल्पयत् ॥८८॥

ચારવર્ણોમાંથી મુખમાંથી જે વર્ણ ઉત્પન્ન કરી ત્હેને બ્રાહ્મણ વર્ણ કરી. અને બ્રાહ્મણોના ષટ્ ધર્મ કર્યા ૧ વેદ ભણવો ૨ વેદ ભણવવો, ૩ યજ્ઞ કરવો ૪ યજ્ઞ કરાવવો, ૫ દાન આપવું અને ૬ દાન લેવું. ૮૮

प्रजानांरक्षणंदानमिज्याध्ययनमेवच ॥
विषयेष्वप्रसक्तिश्चक्षत्रियस्यसमासतः ॥८९॥

બ્રાહ્મણ પછી ક્ષત્રી જેમને બ્રહ્માએ પોતાના બાહુમાંથી ઉત્પન્ન કર્યા અર્થાત્ પોતાનું સર્વ બળ આપ્યું ત્હેમના ધર્મ પાંચ છે જે સંક્ષેપે નિચે પ્રમાણે સમજવા ૧ પ્રજાનું રક્ષણ કરવું, ૨ દાન આપવું, ૩ વેદ ભણવો ૪ દુનિયાની મોજ શોખ અને ભોગવિલાસમાંથી મુક્ત રહેવું તથા ૫ યજ્ઞ કરવો, યજ્ઞનું રક્ષણ કરવું વિગેરે. ૮૯

पशूनांरक्षणंदानमिज्याध्ययनमेवच ॥
वणिक्पथंकुसीदंचवैश्यस्यकृषिरेवच ॥९०॥

અને ત્યાર પછીની ત્રીજીવર્ણ વૈશ્ય જેને પોતાની જાંઘમાંથી ઉત્પન્ન કરી ત્હેને માટે વ્યાપારાર્થે જળ સફર કરવી વિગેરેનાં નિચેનાં સાત કર્મો ઠરાવ્યા. ૧ વાહન. પશુની રક્ષા કરવી, ૨ દાન આપવું ૩ શાસ્ત્ર શીખવું ૪ જળમાં સફર કરીને વ્હાણ વિગેરેથી ધમ ધોકાર વ્યાપાર ચલાવવો ૫ વ્યાજ વટંદર તથા કાંધાંનો વ્યાપાર કરવો ૬ ખેતી અને ૭ યજ્ઞ કરવો વિગેરે. ૯૦

एकमेवतुशूद्रस्यप्रभुःकर्मसमादिशत् ॥
एतेषामेववर्णानांशुश्रूषामनसूयया ॥९१॥

ચોથીવર્ણ જે ચરણથી ઉત્પન્ન કરી ત્હેની તો ઉત્પત્તિજ સુચવે છે કે બ્રહ્માજી એ સર્વ કોઈના ચરણની રજ અર્થાત્ સર્વ વર્ણની સેવાને માટેજ તે વર્ણને સૃજી છે. આ વર્ણના ધર્મ પણ ફક્ત એજ છે કે શુદ્રોએ કોઇ પણ જાતનો દ્વેષભાવ રાખ્યા વિના ઊચ વર્ણોની પોતાથી બનતી ત્હેમની સંતોષકારક સેવા ચાકરી કરવી. ૯૧

ऊर्ध्वंनाभेर्मेध्यतरःपुरुषःपरिकीर्त्तितः ॥
तस्मान्मेध्यतमंत्वस्यमुखमुक्तंस्वयंभुवा ॥९२॥

હવે બ્રાહ્મણ સર્વ વર્ણોમાં શ્રેષ્ઠ શામાટે ગણાયા તથા સકળ સૃષ્ટીના રક્ષણ કરનારા તથા વેદના ભણનાર કેમ થયા તે સમજાવુંછું. પુરૂષની નાભિના ઉપરનો ભાગ ઘણોજ પ-

વિત્ર ગણાય છે અને તે ભાગ કરતાં પણ મુખને બ્રહ્માએ અતિ પવિત્ર કહેલું છે. ૯૨

उत्तमाङ्गोद्भवाज्ज्येष्ठ्याद्ब्रह्मणश्चैवधारणात् ॥
सर्वस्यैवास्यसर्गस्यधर्मतोब्राह्मणःप्रभुः॥९३॥

હવે સર્વ શરીરમાં પવિત્રમાં પવિત્ર એવા મુખ ભાગમાંથી બ્રાહ્મણની ઉત્પતિ થઇ છે તેથી તેઓ જન્મ માત્રથી પવિત્ર કહેવાય છે અને મુખ તે સ્વર કાઢવાને માટેછે એટલે વેદનો ઉચ્ચાર કરવાનું સ્થાન હોવાથી બ્રાહ્મણોને વેદ ભણવાનો અધિકાર છે આવાં આવાં કારણોને લીધે સકળ સૃષ્ટીમાં બ્રાહ્મણ પોતાનાજ હકવડે શ્રેષ્ઠ પદ ભોગવે છે. ૯૩

तंहिस्वयंभूः स्वादास्यात्तपस्तप्त्वादितो ऽसृजत् ॥
हव्यकव्याभिवाह्यायसर्वस्यास्यचगुप्तये॥९४॥

પરમાત્માએ અન્ય સર્વ વર્ણોના કરતાં બ્રાહ્મણોને પ્રથમ ઉત્પન્ન કર્યા કારણ કે તેઓ મંત્રાધ્યયન કરીને હવ્ય કહેતાં ઘી, સમીધ, વિગેરેના હોમથી દેવતાઓને તથા કવ્ય હોમ કરીને પિત્રીયોને સંતોષ આપે અને આખા જગતનું રક્ષણ કરે. ૯૪

यस्यास्येनसदाश्नन्तिहव्यानित्रिदिवौकसः॥
कव्यानिचैवपितरःकिंभूतमधिकंततः ॥९५॥

આ પ્રમાણે જે બ્રાહ્મણ મંત્રના બલવડે દેવતાઓને હવ્ય અને પિત્રીયોને કવ્ય પહોંચાડી સંતોષે છે ત્હેનાથી શ્રેષ્ઠ કોણ કહેવાય ? ૯૫

भूतानांप्राणिनःश्रेष्ठाःप्राणिनांबुद्धिजीविनः॥
बुद्धिमत्सुनराःश्रेष्ठानरेषुब्राह्मणाःस्मृताः॥९६॥

પરમાત્માની બે પ્રકારની સ્થાવર અને જંગમ સૃષ્ટીનાં સર્વ પ્રાણીયોમાં નાનાં જંતુઓ જેનામાં જીવછે તે શ્રેષ્ઠ ગણાયછે અને જીવમય સૃષ્ટીમાં જેનામાં બુદ્ધિછે તે શ્રેષ્ઠ કહેવાય અને બુદ્ધિવાળાં પ્રાણીયોમાં પણ જેનામાં જ્ઞાન અને તર્ક શકતીછે તેવાં મનુષ્ય પ્રાણી શ્રેષ્ઠછે અને મનુષ્ય પ્રાણીમાંના સર્વ વર્ગ કરતાં બ્રાહ્મણ શ્રેષ્ઠછે અર્થાત્ સ્થાવર જંગમ સૃષ્ટીમાંના સર્વ પ્રાણીયોમાં બ્રાહ્મણ શ્રેષ્ઠછે. ૯૬

ब्राह्मणेषुचविद्वांसोविद्वत्सुकृतबुद्धयः ॥
कृतबुद्धिषुकर्त्तारःकर्तृषुब्रह्मवेदिनः ॥९७॥

વળી બ્રાહ્મણોમાં પણ વધારે ફળ આપનારાં પુણ્યકર્મ જેવાં કે જ્યોતિષ્ટોમ વિગેરેના કરનાર અને જાણનાર વિદ્વાન ગણાય છે અને ત્હેમનાથી પણ અધિક શાસ્ત્રનાં પ્રમાણના સમજનાર તથા સર્વથી શ્રેષ્ઠ બ્રહ્મજ્ઞાની જે જ્ઞાનના પ્રભાવે મોક્ષ મેળવાય તેઓ છે. ૯૭

उत्पत्तिरेवविप्रस्यमूर्तिर्धर्मस्यशाश्वती ॥
सहिधर्मार्थमुत्पन्नोब्रह्मभूयायकल्पते ॥९८॥

બ્રાહ્મણદેહ તેજ ધર્મનો એક અવયવછે અને તેથી કરીને તે અવયવનો ધારણ કરનાર પ્રાણી અર્થાત્ બ્રાહ્મણ ત્હેનું કર્તવ્ય પોતાનાં ધર્મકાર્ય તથા અન્યપુણ્ય કર્મોથી સર્વને મોક્ષ પમાડવાનું છે. ૯૮

ब्राह्मणोजायमानोहिपृथिव्यामधिजायते ॥
ईश्वरःसर्वभूतानांधर्मकोशस्यगुप्तये ॥९९॥

બ્રાહ્મણ પોતાના જન્મથીજ જગત્ના પ્રાણીમાં શ્રેષ્ઠ ગણાય છે અને ત્હેના તે પદને લીધે સર્વ ધર્મનું રક્ષણ ત્હેનેજ કરવું પડેછે. ૯૯

सर्वस्वंब्राह्मणस्येदंयत्किंचिज्जगतीगतम् ॥
श्रैष्ठ्येनाभिजनेनेदंसर्वंवैब्राह्मणोऽर्हति ॥१००॥

દ્રવ્ય આદિ જે જે વસ્તુઓ જગત્માં છે તે સઘળી બ્રાહ્મણનીજ છે કારણ કે બ્રહ્માના મુખથી ઉત્પન્ન થયાથી તે સર્વ મા-

ણીયોનો સ્વામી છે અને તેથી દુનીયાંની સર્વ સ્થાવર જંગમ દોલતનો પણ તેજ પતીછે એમ ગણાય. ૧૦૦

स्वमेवब्राह्मणोभुंक्तेस्वंवस्तेस्वंददातिच ॥
अनृशंस्याद्ब्राह्मणस्यभुञ्जतेहीतरेजनाः॥१०१॥

બ્રાહ્મણ બીજાનું જે અન્ન જમેછે તથા બીજાના આપેલાં વસ્ત્ર પહેરે છે અને પોતે-લઇને બીજાને આપેછે તે સઘળું પારકું લ-ઇને આપતો નથી પણ પોતાનુંજ આપે છે અને સત્ય તો એજછે કે બ્રાહ્મણનીજ કૃપાથી સર્વ સંસાર સુખવિલાસ માણેછે. ૧૦૧

तस्यकर्मविवेकार्थंशेषाणामनुपूर्वशः ॥
स्वायंभुवोमनुर्धीमानिदंशास्त्रमकल्पयत् ।१०२।

બ્રાહ્મણ, ક્ષત્રીય અને અન્યવર્ણોનાં શાં-શાં કર્મોછે તે જાણવાની જીજ્ઞાશાને લીધેજ બ્રહ્માના પ્રપૌત્ર મહાબુદ્ધિવાન સ્વયંભુવ મ-નુએ આ શાસ્ત્રને રચ્યુંછે. ૧૦૨

विदुषाब्राह्मणेनेदमध्येतव्यंप्रयत्नतः ॥
शिष्येभ्यश्चप्रवक्तव्यं सम्यक्नान्येन केनचित् ॥१०३॥

વિદ્વાન એવા જે બ્રાહ્મણો જેઓ શા-સ્ત્રના અભ્યાસનાં ફળને જાણવાવાળા છે ત્હે-મણે ખાસ કરીને આ શાસ્ત્ર શીખવું જોઇ-એ અને જે કોઇ ભણવાને ઉત્સુક હોય તેવા શીશ્યોને શીખવવું જોઇએ અને બ્રાહ્મણ શી-વાયની અન્ય વર્ણોને તો સ્વેચ્છાએ શીખવું હોયતો તે અધિકાર છે પણ અન્યને ભણા-વવાનો અધિકાર નથી. ૧૦૩

इदंशास्त्रमधीयानोब्राह्मणःशंसितव्रतः ॥
मनोवाग्देहजैर्नित्यं कर्मदोषैर्नलिप्यते ।१०४।

જે બ્રાહ્મણ આ અનુપમ ધર્મ શાસ્ત્રનો અભ્યાસ કરી ત્હેના નિયમો પ્રમાણે બરાબર અર્થને સમજી વર્તન કરેછે તે કદિ પણ મન (સંકલ્પ વિકલ્પથી) વાણી (બોલવા ચા-લવાથી) તથા દેહથી થયેલાં પાપકર્મોથી ભ્રષ્ટ થતો નથી. ૧૦૪

पुनातिपंक्तिवंश्यांश्च सप्तसप्तपरावरान् ॥
पृथिवीमपिचैवेमां कृत्स्नामेकोऽपिसोऽर्हति ॥१०५॥

આ શાસ્ત્રનું અધ્યયન કરી ત્હેના નિય-માનુસાર વર્તન કરનાર બ્રાહ્મણ પોતાના ક્રમ (પંક્તિ) ને પવિત્ર કરે છે એટલુંજ નહી પણ પોતાની સાત પેઢીના પુર્વજોને અને વંશજો તે પણ પવિત્ર કરેછે અને તેટલાજ માટે તે સર્વ ધર્મના જ્ઞાતા—જાણનાર કહેવાય ને તેથી તે આખી પૃથ્વીના અધિકારને યોગ્ય ગણી શકાય છે. ૧૦૫

इदंस्वस्त्ययनंश्रेष्ठमिदं बुद्धिविवर्द्धनम् ॥
इदंयशस्यमायुष्यमिदं निःश्रेयसंपरम् ॥१०६॥

આ શાસ્ત્રના અભ્યાસથી ધનનો લાભ થાયછે તથા યજ્ઞ, હોમ આદિ પુણ્ય કર્મ કરવાનો બોધ મળે છે બુદ્ધિમાં વધારો થાય છે ટુંકામાં ત્હેના પૂર્ણ અભ્યાસથી યશની પ્રા-પ્તી થાય છે આયુશ વધે છે અને અંતે મો-ક્ષ પમાય છે ૧૦૬

अस्मिन्धर्मोऽखिलेनोक्तोगुणदोषौचकर्मणाम् ॥
चतुर्णामपिवर्णानामाचारश्चैवशाश्वतः॥१०७॥

આ શાસ્ત્રમાં સર્વ ધર્મનું પૂર્ણ વર્ણન આપેલું છે તથા પ્રાણીયોના કર્મોનાં ફલ ગુણ દોશ, ભલાઈ બુરાઈ અને ચાર વર્ણના પૂર્વથી ચાલતા આવેલા આચાર. વિચારને વર્ણવેલા છે. ૧૦૭

आचारःपरमो धर्मःश्रुत्युक्तःस्मार्त्तएवच ॥
तस्मादस्मिन्सदायुक्तो नित्यंस्यादात्मवान्द्विजः ॥१०८॥

સર્વ ધર્મોમાં પર કહેતાં શ્રેષ્ઠ તે પોતાનો આચાર પાળવાનો ત્હેને કહેલો છે અને તેથી કરીને ચારે વર્ણના માણસો જેઓ પોતાના આત્માનું સુખ ઇચ્છતા હોય ત્હેમણે પોતાનો આચાર બરાબર પાળવો જોઇએ અને પોતાનો આચાર શું છે તે સમજવાને માટે સ્મૃતિનું અધ્યયન કરવું જોઇએ. ૧૦૮

**आचाराद्विच्युतोविप्रो नवेदफलमश्नुते ॥**
**आचारेणतुसंयुक्तःसंपूर्णफलभाग्भवेत्।१०९।**

આચાર રહિત બ્રાહ્મણ વેદનું અધ્યયન કરવા છતાં ત્હેનાં ફળ ભોગવી શકતો નથી. અને આચારવાળો ત્હેનાં સંપૂર્ણ ફળને પ્રાપ્ત કરે છે ૧૦૯

**एवमाचारतोदृष्ट्वा धर्मस्यमुनयोगतिम् ॥**
**सर्वस्यतपसोमूलमाचारं जगृहुःपरम् ॥११०॥**

ઉપર વર્ણવ્યા તેવા આચારના પ્રકારથી ધર્મની પ્રાપ્તી થાય છે એવું જ્યારે ઋષિયો એ જાણ્યું ત્યારે મ્હોટી તપશ્ચર્યાનાં વૃત ચાંદ્રાયણ વિગેરેનાં ફળ દેનાર મુખ્ય ધર્મ આચારજ છે એમ જાણી ત્હેમણે સર્વ ધર્મથી પ્રથમ ધર્મ આચારને સ્વિકાર્યો. ૧૧૦

**जगतश्चसमुत्पत्तिं संस्कारविधिमेवच ॥**
**व्रतचर्योपचारंच स्नानस्यचपरंविधिम्।१११।**

હવે જગત્‌ની ઉત્પતિ સંસ્કારો ( ગર્ભાધાનની વિધિ ) જાત કર્મ તે ત્રણ અને બ્રહ્મચર્યનો બોધ, ગુરૂઓને નમસ્કાર, ઉપાસના, સ્નાન વિધિ તથા કુલ ગુરૂને ત્યાં અભ્યાસનો સમય પુર્ણ થતાં ઘેર પાછા ફર્યા પછી શા પ્રમાણે વર્તવું તેના નિયમો પૂર્ણ રીતે કહેવાશે. ૧૧૧

**दाराधिगमनंचैव विवाहानांचलक्षणम् ॥**
**महायज्ञविधानंच श्राद्धकल्पश्चशाश्वत।११२।**

તથા વિવાહ નિયમો, લક્ષણો, વિશ્વદેવ આદિ પંચમહાયજ્ઞોની વિધિ અને નિત્ય શ્રાધ્ધવિધિ કહેવાશે. ૧૧૨

**वृत्तीनांलक्षणंचैव स्नातकस्यव्रतानिच ॥**
**भक्ष्याभक्ष्यंचशौचंच द्रव्याणांसिद्धिमेवच ॥११३॥**

જીવિકા—ગુજરાન કેમ ચલાવવું ત્હેના ઉપાયો, સ્નાતક કહેતાં ગૃહસ્થાશ્રમિને પાળવાના નિયમો તેમજ પાળવા ચાહાનારના આહારને લાયક ઉચિત દહી,દુધ જેવાં પ્રવાહી તથા ઘઉં બાજરી જેવાં ધાન્ય તથા અનઉચિત જેવાંકે મદ્ય, માંસ લશણ વિગેરે તથા ઉંચવર્ણ જેવીકે બ્રાહ્મણ વિગેરેમાં મરણના દશ દિવસના પાળવામાં આવતા નિયમો અને જળથી અન્ય દ્રવ્યોની કરાતી સુદ્ધીના નિયમો કહેવાશે. ૧૧૩

**स्त्रीधर्मयोगंतापस्यं मोक्षंसंन्यासमेवच ॥**
**राज्ञश्चधर्ममखिलंकार्याणांचविनिर्णयम्।११४।**

સ્ત્રિયોએ તાપસ્ય, વાન પ્રસ્થ, સન્યાસ વિગેરે આશ્રમોમાં રહી પાળવાના નિયમો, અને રાજકર્તાઓને માટે અને દ્રવ્યની લેવડદેવડના નિયમો વિસ્તારથી વર્ણવીશું. ૧૧૪

**साक्षिप्रश्नविधानंच धर्मस्त्रीपुंसयोरपि ॥**
**विभागधर्मंद्यूतंचकण्टकानांचशोधनम्।११५।**

તથા સાક્ષીયોને જુબાનીમાં પ્રશ્ન પુછવાના નિયમો, સ્ત્રીએ પુરૂષના સમીપ અને દુર રહેતી વખતે પાળવાના, વેંચવાના ( વારસા, દોલતના વિભાગ કરવાના ) જુગારી તથા ચોરને શોધ્યા ( તપાસ્યા ) પછી કરવાની શીક્ષાના નિયમો આવશે. ૧૧૫

**वैश्यशूद्रोपचारंच संकीर्णानांचसंभवम् ॥**
**आपद्धर्मंचवर्णानांप्रायश्चित्तविधिंतथा ॥११६॥**

વૈશ્ય અને ક્ષુદ્ર તથા ઉંચના નીચની

સાથેના સંગે અને નિચના ઉંચજાતી સાથેના સંગથી ઉત્પન્ન થયેલી વર્ણોના નિયમો અને ધર્મો તથા આપતિ સમયે ગુજરાન કેમ કરવું તથા પ્રાયશ્ચિતના નિયમો કહીશું. ૧૧૬

**संसारगमनंचत्र त्रिविधंकर्मसंभवम् ॥**
**निःश्रेयसंकर्मणांचगुणदोषपरीक्षणम् ॥११७॥**

તથા સંસારમાં રહીને પ્રાણીઓએ કરેલાં શુભા શુભકર્મોને લીધે પોતાની કરણીનાં ફલરૂપ જે વખતો વખત જન્મમરણના ક્રમને આધિન થઈ ઉત્તમ, મધ્યમ અને અધમ દેહ ધારણ કરવી પડેછે તે તથા આત્મ જ્ઞાનથી મોક્ષ પ્રાપ્તી કેમ મળે તે અને કર્મોના ગુણદોષ જણાવાશે. ૧૧૭

**देशधर्माञ्ज्ञातिधर्मान्कुलधर्मांश्चशाश्वतान् ॥**
**पाषण्डगणधर्मांश्च शास्त्रेऽस्मिन्नुक्त वान्मनु ॥११८॥**

તથા દેશના ધર્મો, તથા જ્ઞાતીધર્મ, કુલ ધર્મ અને વેદમાં પણ જેનું વર્ણન નથી તેવા પાખંડી લોકોના ધર્મ અર્થાત્ વ્યાપારી વર્ગના ખટપટી ધર્મ એ સર્વ મહામુનિ મનુએ પોતાના સ્મૃતિ નામના આ ગ્રંથમાં કહેલાં છે. ૧૧૮

**यथेदमुक्तवाञ्छास्त्रं पुरापृष्टोमनुर्मया ॥**
**तथेदंयूयमप्यद्य मत्सकाशान्निबोधत॥ ११९॥**

**इति मानवे धर्मशास्त्रे भृगुप्रोक्तायां संहितायां प्रथमोऽध्यायः ॥१॥**

તેવું આ શાસ્ત્ર જે મ્હારા પુછવાથી મનુમુનીએ મ્હને સવિસ્તારથી કહી સંભળાવ્યું હતું તે ત્હમારી વિનંતીથી હું ત્હમને કહું છું તે હે મુનિવરો ત્હમો શીખશો. ૧૧૯

**ઇતિ માનવધર્મ શાસ્ત્રનો પ્રથમ અધ્યાય.**

# इति द्वितीयोध्यायः

विद्वद्भिःसेवितःसद्भिर्नित्यमद्वेषरागिभिः ॥
हृदयेनाभ्यनुज्ञातोयोधर्मस्तंनिबोधत॥ १ ॥

વેદના જાણનારાઓ જેઓ કોઇના ઉપર આવિરભાવ રાખ્યા વિના નિરંતર ધર્મના સત્ય સ્વરૂપ તરીકે જેને માનેછે તથા પોતાના કલ્યાણના મુખ્ય ઉપાય તરીકે જે તત્વને સમજે છે એવો જે પ્રકૃષ્ટ પરમાત્માના જ્ઞાન રૂપી ધર્મ છે અને જે બ્રહ્મજ્ઞાનનું એક અંગછે ત્હેનાં લક્ષણ આપને કહું છું તે સાંભળશો. ૧

कामात्मतानप्रशस्तानचैवहास्त्यकामता ॥
काम्योहिवेदाधिगमःकर्मयोगश्चवैदिकः ॥२॥

કોઇપણ કાર્યની સિદ્ધી અથવા કંઇ પણ ફલ મલશે એવી આશાથી દેવ વંદન કરવાથી કંઈપિણ લાભ થતો નથી જેમકે સ્વર્ગમાં જવાની ઈચ્છાને માટેજ જે કોઈ દેવની પ્રાર્થના કરેછે ત્હેનો કાંઈજન્મ મરણનો ફેરો મટતો નથી;પણ તેમ કરવું તે આપણો ધર્મછે એવુંજ સમજીને જે કોઇ તેમ કરેછે તે હમેશાં મોક્ષ પામે છે, આ ઉપરથી એમ કંઇ ભાવાર્થ થતો નથી કે કોઇ પણ કાર્ય કરવામાં ફલની ઈચ્છા રહેલી નથી પણ ફક્ત એટલુંજ સમજવાનું છે કે ભક્તિ માર્ગે કેવળ ફલની ઈચ્છાથી તો નહીંજ અનુસરવો, બાકી વેદનો અભ્યાસ તેમજ વેદનાં કર્મકાંણ્ડ કરાવવામાં ફલનો લાભતો સમાયલોજ હોયછે ૨.

संकल्पमूलःकामोवैयज्ञाःसंकल्पसंभवाः ॥
व्रतानियमधर्माश्चसर्वेसंकल्पजाःस्मृताः ॥३॥

કોઈપિણ કાર્ય કરતા પહેલાં તે કરવાથી ફલાણું ફળ મળશે એવી જે ધારણા મનમાં ઉત્પન્ન થાયછે તેહેને સંકલ્પ કહેલો છે અને એ બુદ્ધિજ માણસને તે પોતાની ઈચ્છા કેમ પૂર્ણ કરી શકશે તેહેનાં સાધનો મેળવવાને પ્રેરે છે જે મળ્યા પછી તે તે કામ કરવું એમ ધારે છે જેને નિશ્ચય કહે છે ત્યાર પછી તે શા પ્રમાણે કરવું ત્હેના નિયમો શોધે છે અર્થાત્ કોઇ પણ કાર્યની શરૂઆત સંકલ્પથીજ થાય છે. ૩.

अकामस्यक्रियाकाचिदृश्यतेनेहकर्हिचित् ॥
यद्यद्धिकुरुतेकिंचित्तत्तत्कामस्यचेष्टितम्॥४॥

જગત્માં જે જે પુણ્ય કર્મો કરાય છે જેવાં કે ભોજનદાન વિગેરે તે સઘળાં પ્રાપ્ત થયેલાં ફળના અંગે અથવા તો ભવિષ્યમાં મળવાનાં ફળની આશાએજ કરાય છે અર્થાત્ આ લોકમાં કરવામાં આવતાં ધર્મ કર્મ અને વ્યવહારનાં સર્વ કાર્યોમાં ફળની તો ઈચ્છા રહેલીજ છે. ૪.

तेषुसम्यग्वर्त्तमानोगच्छसमरलोकताम् ॥
यथासंकल्पितांश्चेहसर्वान्कामान्समश्नुते॥५॥

પહેલાં આપણે જાણ્યું તેવી રીતે જે પ્રાણી ભવિષ્યના ફળની આશા વિના વર્તમાન કાળમાં પુણ્ય માર્ગને અનુસરે છે તે અમર ધર્મી બ્રહ્મભાવને પ્રાપ્ત થાય છે અર્થાત્ અંતપછી મોક્ષને પામે છે એટલુંજ નહી પણ વર્તમાનકાળમાં પણ પોતાના વાંચ્છીત પદાર્થોને પામે. છે ૫

वेदोऽखिलोधर्ममूलंस्मृतिशीलेचतद्विदाम् ॥
आचारश्चैवसाधूनामात्मनस्तुष्टिरेवच ॥६॥

વેદ ( ઋગ, યજુ, શામ, અથર્વ, ) સ્મૃતી તથા ધર્મ શાસ્ત્રના નિયમો તેના જાણનારા પવિત્ર માહાત્માઓનાં આચરણો તથા આચાર અને સત્પુરૂષોના મનનું શાંતવન તે સર્વને ધર્મ કહેલા છે. ૬

यःकश्चित्कस्यचिद्धर्मोमनुनापरिकीर्तितः॥
ससर्वोऽभिहितोवेदेसर्वज्ञानमयोहिस ॥७॥

વેદથી ભિન્ન રૂપે પણ વેદનાંજ પ્રમા-

ણોના પ્રતિપાદન કરતા જે જે ધર્મો ભિન્ન ભિન્ન વર્ણોને માટે મનુસ્મૃતિમાં જણાવ્યા છે તે તે સઘળા પણ વેદના નિયમાનુસારજ છે કારણ કે મહામુની વેદથીપણ જ્ઞાન હતા અને મનુસ્મૃતિનો જે ગ્રંથ હ્હેમણે યોજ્યો તે વેદનાં પ્રમાણોની સહાયતાથીજ થયેલો છે. ૭

सर्वंतुसमवेक्ष्येदंनिखिलंज्ञानचक्षुषा ॥
श्रुतिप्रामाण्यतोविद्वान्स्वधर्मेनिविशेतवै ॥८॥

વેદના અર્થ સમજવામાં જે જે શાસ્ત્ર સમુહ જેવાં કે મિમાંસા, વ્યાકરણ વિગેરેનો જેણે અભ્યાસ કરીને જ્ઞાન ચક્ષુથી વેદનું શોધન કરેલુ હોય છે તેવા જ્ઞાની પુરૂષો તો હમેશાં હ્હેમાં કહેલા સ્વધર્મોને પાલ્યા વિના રહેતાજ નથી. ૮

श्रुतिस्मृत्युदितंधर्ममनुतिष्ठन्हिमानवः ॥
इहकीर्त्तिमवाप्नोतिप्रेत्यचानुत्तमंसुखम् ॥९॥

શ્રુતિ અને સ્મૃતિમાં વર્ણવેલાં ધર્મ કર્મો જે કરે છે અને હ્હેનાજ નિયમો જે પાળે છે તે આ લોકનાં સર્વ સુખ ભોગવીને પરલોકમાં અખંડ કિર્તીને પ્રાપ્ત કરેછે અને સ્વર્ગનાં અલૌકિક સુખ ભોગવે છે. ૯

श्रुतिस्तुवेदोविज्ञेयोधर्मशास्त्रंतुवैस्मृतिः ॥
तेसर्वार्थेष्वमीमांस्येताभ्यांधर्मोहिनिर्बभौ ॥१०॥

"વેદ" ને શ્રુતિ અને "અન્ય સર્વ ધર્મ શાસ્ત્રો" ને સ્મૃતિ એવાં નામ આપવામાં આવ્યાં છે પરંતુ આ ઉપરથી એ બે જુદા ગ્રંથ સમજીને મનમાં શંકા અથવા તર્ક ઉત્પન્ન કરીને હ્હેમના કોઈના વિશે અયોગ્ય વિચાર કરવો નહી કારણ કે એ બેઉમાંથી ધર્મ ઉત્પન્ન થયેલો છે. ૧૦

योऽवमन्येततेमूलेहेतुशास्त्राश्रयाद्द्विजः ॥
ससाधुभिर्बहिष्कार्योनास्तिकोवेदनिन्दकः ॥११॥

જો કોઇ "દ્વીજ" બ્રાહ્મણ ધર્મનાં મૂળરૂપી શ્રુતિ અને સ્મૃતિ તરફ પોતાની અપ્રિતી બતાવે તો તેને વેદ તથા શ્રુતિની નિંદા કરનાર ગણવો અને આવા માણસ નાસ્તિક હોવાથી હ્હેમને અન્ય દ્વીજો જેઓ શ્રુતિ અને સ્મૃતિને માન આપે છે અને તેમનાજ નિયમો પ્રમાણે વર્તે છે હ્હેમનાથી અલગ કરવા અર્થાત્ પંક્તિની બહાર ગણવા. ૧૧

वेदःस्मृतिःसदाचारःस्वस्यचप्रियमात्मनः ॥
एतच्चतुर्विधंप्राहुःसाक्षाद्धर्मस्यलक्षणम् ॥१२॥

ધર્મ શાને કહેવો તથા કેમ જાણવો? ધર્મ જાણવાને માટે હ્હેનાં ચાર સાક્ષાત્ લક્ષણ છે. વેદ–શ્રુતિ ૨ સ્મૃતિ–અન્ય ધર્મ શાસ્ત્રો ૩ સદાચાર–મ્હોટા મ્હોટા પવિત્ર પુરૂષોના આચાર વિચાર પ્રમાણે વર્તન કરવું તે ૪ આત્મ સંતોષ અર્થાત્ આત્માને જે જે વસ્તુ પ્રિય હોય તેથી હ્હેને તૃપ્ત કરવો તે. ૧૨.

अर्थकामेष्वसक्तानांधर्मज्ञानविधीयते ॥
धर्मंजिज्ञासमानानांप्रमाणंपरमंश्रुतिः ॥१३॥

જે સત્પુરૂષોને સંસારમાં ધન અને બીજા વૈભવની ઇચ્છા નથી તેવાઓને માટે તો ધર્મનોજ ઉપદેશ ગ્રહણ કરવો તે યોગ્ય છે અને તે યથાસ્થિત સમજવાને માટે તેમણે શ્રુતિ અને સ્મૃતિનું અધ્યયન કરવું અને જ્યાં જ્યાં એક કરતાં બીજાના પ્રમાણમાં મત ફેર જણાય ત્યાં હમેશાં વેદનાં પ્રમાણોનોજ સ્વિકાર કરવો કારણ કે તે અસલ ગ્રંથ છે અને તેના ઉપરથી સ્મૃતિનો ગ્રંથ યોજેલો છે. ૧૩

श्रुतिद्वैधंतुयत्रस्यात्तत्रधर्मावुभौस्मृतौ ॥
उभावपिहितौधर्मौसम्यगुक्तौमनीषिभिः ॥१४॥

અને જો કદાપિ શ્રુતિનાંજ પ્રમાણોમાં એકજ વિષય ઉપર બે જૂદા જૂદા મત દ-

ર્શાવેલા હોય તો તો તે બન્ને મત ખરા-જ છે એમ જાણવા કારણ કે વિદ્વાન માણસોએ બેઉને ધર્મજ ગણેલા અને તેથી-જ વેદમાં બે પ્રકારના મત જણાવેલા હોય છે. ૧૪

**उदितेऽनुदितेचैवसमयाध्युषितेतथा ॥**
**सर्वथावर्त्ततेयज्ञइतीयंवैदिकीश्रुतिः ॥१५॥**

આ સમજવાને માટે એક દૃષ્ટાંત છે; વેદમાં કહેલું છે કે હોમ કરવાને માટે સુર્યનો ઉદય અને અનુદયનો વખત ત્યાગ કરવો ત્યારે પહેલામાં જ્યારે ઉદય ત્યાગ કરવો એટલે ઉદય થતા પહેલાં જ્યારે તારા જણાતા હોય છે અને હજીતો ઉદય થનાર છે તે પહેલાં આકાશમાંથી રક્ત પ્રકાશ જણાય છે ત્યારે હોમ કરવો અને બીજામાં એમ પણ કહેલું છે કે નક્ષત્રનો ત્યાગ કરવો અને તે શિવાયના વખતમાં હોમ કરવો આવા જ્યારે વિરૂદ્ધ મત જણાય ત્યારે બેઉ પ્રમાણનો સ્વિકાર કરવો અર્થાત્ ગમે તે પ્રમાણને અનુસરીને હોમ કરીયે તો પણ તે નિયમ વિરૂદ્ધ ગણાય નહી. ૧૫

**निषेकादिश्मशानान्तोमन्त्रैर्यस्योदितोविधिः ॥**
**तस्यशास्त्रेऽधिकारोऽस्मिन्ज्ञेयोनान्यस्यक**
**स्यचित् ॥१६॥**

ગર્ભાધાનથી તે અંતકાળ સુધી જેઓને વેદના મંત્રો પ્રમાણે વિધિ કરવાની કહેલી છે તેવા દ્વીજો એટલે બ્રાહ્મણ, ક્ષત્રી અને વૈશ્ય શિવાય અન્ય કોઈ પણ વર્ણને આ માનવ ધર્મ શાસ્ત્રનો અભ્યાસ કરવાનો યત્ કિંચિત્ પણ અધિકાર નથી. ૧૬

**सरस्वतीदृषद्वत्योर्देवनद्योर्यदन्तरम् ॥**
**तंदेवनिर्मितंदेशंब्रह्मावर्त्तंप्रचक्षते ॥१७॥**

ધર્મના સત્ય સ્વરૂપને વેદ શ્રુતિ અને સ્મૃતિનાં પ્રમાણોશી સમજાવ્યા પછી હવે ધર્મ કર્મ કરવાને માટે યોગ્ય દેશ કયો છે તે જાણવું અગત્યનું છે. ધર્મ કરવાને બ્રહ્માવર્ત એટલે સરસ્વતી તથા દૃષદ્વતી નામની દેવ નદીઓની વચ્ચેનો પ્રદેશ જ્યાં દેવતાઓનો પૂર્વે વાસ હતો તેજ છે. ૧૭

**तस्मिन्देशेयआचारःपारंपर्यक्रमागतः ॥**
**वर्णानांसान्तरालानांससदाचारउच्यते॥१८॥**

આ દેશમાં ઘણે ભાગે બ્રાહ્મણો અને ઉંચી વર્ણો રહે છે તેથી ત્હેમનો અને વર્ણ શંકર જાતીનો ચાલતો પરંપરાનો આચાર વિચાર ધર્મના નિયમાનુંસાર હોવાથી સર્વથા સદાચારજ છે અને સર્વ ધર્મમાં શ્રેષ્ઠ તે સદાચારજ છે. ૧૮

**कुरुक्षेत्रंचमत्स्याश्चपञ्चालाःशूरसेनकाः ॥**
**एषब्रह्मर्षिदेशोवैब्रह्मावर्त्तादनन्तरः ॥१९॥**

બ્રહ્માવર્તની નજીકના કુરૂક્ષેત્ર, મત્સ્ય એટલે ઉત્તરે યમુના નદિની પાસેનો તથા સરસ્વતિ નદિ પાસેનાં કુંજ વનો અને પાંચાલ દેશ--કનોજ વિગેરે અને મથુરાં તે સર્વને રૂષિ લોકોના સ્થાનકો ગણેલાં છે અને તે સર્વે બ્રહ્મર્ષી દેશ કહેલા છે. ૧૯

**एतद्देशप्रसूतस्यसकाशादग्रजन्मनः ॥**
**स्वंस्वंचरित्रंशिक्षेरन्पृथिव्यांसर्वमानवाः॥२०॥**

ઉપર વર્ણવ્યા તે સર્વે બ્રહ્મર્ષી દેશોમાં ઉત્પન્ન થયેલા બ્રાહ્મણો પાસેથી અન્ય સર્વ વર્ણોએ પોતાના ધર્મો શીખવા જોઇએ. ૨૦

**हिमवद्विन्ध्ययोर्मध्यंयत्प्राग्विनशनादपि ॥**
**प्रत्यगेवप्रयागाच्चमध्यदेशःप्रकीर्तितः ॥२१॥**

હિંદની ઉત્તર અને દક્ષિણ દિશાઓમાં આવેલા મહાન પર્વતો હિમાચલ અને વિંધ્યાચલ પર્વતોની મધ્યેનો તથા સરસ્વતિ નદિ જ્યાં ગુપ્ત થતી જણાય છે અર્થાત્ વિનાશન પ્રદેશ છે ત્હેની પૂર્વનો તથા પ્ર-

યાગની પશ્ચિમે આવેલા પ્રદેશોને મધ્ય દેશ કહેલા છે. ૨૧

**आसमुद्रात्तुवैपूर्वादासमुद्रात्तु पश्चिमात् ॥**
**तयोरेवान्तरंगिर्योरार्यावर्तंविदुर्बुधाः ॥२२॥**

જ્ઞાની લોકોએ વિંધ્યાચળ અને હિમાચળ તથા પૂર્વ અને પશ્ચિમ સમૂદ્રના વચ્ચેના પ્રદેશોને આર્યાવર્ત્ત એવી સંજ્ઞા આપેલી છે. ૨૨

**कृष्णसारस्तुचरतिमृगोयत्रस्वभावतः ॥**
**सज्ञेयोयाज्ञियोदेशोम्लेच्छदेशस्त्वतःपरः ॥२३॥**

યજ્ઞ કરવાને માટે યોગ્ય દેશ કયો જાણવો? જે પ્રદેશમાં કાળાં હરણો--કૃષ્ણસાર પોતાનીજ ઇચ્છાનુંસાર ચરે છે ( જોર જુલમથી પકડીને ચરવાને માટે ઇચ્છા વિરૂદ્ધ ફરજ પાડવામાં આવેલી ન હોય ) તે પ્રદેશને યજ્ઞ કરવાને માટે યોગ્ય સ્થળ સમજવો અન્ય સર્વ મ્લેચ્છ, યવનોની ભુમી છે અર્થાત્ હોમ, યજ્ઞ, વિગેરે પુણ્ય કર્મો કરવાને માટે અનુચિત છે. ૨૩

**एतान्द्विजातयोदेशान्संश्रयेरन्प्रयत्नतः ॥**
**शूद्रस्तुयस्मिन्कस्मिन्वानिवसेद्वृत्तिकर्शितः ॥२४॥**

આવાં પવિત્ર સ્થાનકોમાં ગમે તે પ્રદેશમાં જન્મ પામેલા બ્રાહ્મણે તો ઘણા ઘણા પ્રયાસે પણ આવીને વસવું જોઇએ કારણ કે ત્હેના કર્મકાંડને માટે તે સ્થળજ યોગ્ય ગણાય બાકી શુદ્ર તો પોષણાર્થે ગમે તે સ્થળે સ્થિતિ કરી શકે. ૨૪

**एषाधर्मस्यवोयोनिःसमासेनप्रकीर्तिता ॥**
**संभवश्चास्यसर्वस्यवर्णधर्मान्निबोधत ॥२५॥**

ધર્મ જાણવાનાં આ સાધારણ લક્ષણો મ્હેં આપ સર્વ મહર્ષીયોને સંક્ષેપે કહ્યાં હવે જગતની ઉત્પત્તિ પછીના સંસારની ચાર વર્ણોના ધર્મો કહી સંભળાવું તે સાંભળશો. ૨૫

**वैदिकैःकर्मभिःपुण्यैर्निषेकादिर्द्विजन्मनाम् ॥**
**कार्यःशरीरसंस्कारःपावनःप्रेत्यचेहच ॥२६॥**

દ્વીજો અર્થાત્ બ્રાહ્મણ, ક્ષત્રી, અને વૈશ્યોએ વૈદીક એટલે વેદના મંત્રોવડે ગર્ભાધાનથી મરણ પર્યંત સર્વ દેહના સંસ્કારોને કરવા જોઇએ કારણ કે તેથી આ લોકમાં તેઓ સુખી થાયછે અને મરણ પછી પરલોકમાં પણ સુખ પામે છે. ૨૬.

**गार्भैर्होमैर्जातकर्मचौलमौञ्जीनिबन्धनैः ॥**
**बैजिकंगार्भिकंचैनोद्विजानामपमृज्यते ॥२७॥**

ગાર્ભ એટલે ગર્ભ શુદ્ધિને માટે અથવા હોમાદિ જાત કર્મો જે યજ્ઞોપવિત વિગેરે કર્મોની શુદ્ધિ ને માટે કરવામાં આવે છે તેથી વિર્ય દોષ વિગેરેના પાપોથી બ્રાહ્મણ, ક્ષત્રી અને વૈશ્ય પોતાની દેહ શુદ્ધિ કરી શકે છે. ૨૭.

**स्वाध्यायेनव्रतैर्होमैस्त्रैविद्येनेज्ययासुतैः ॥**
**महायज्ञैश्चयज्ञैश्चब्राह्मीयंक्रियतेतनुः ॥२८॥**

સ્વાધ્યાય કહેતાં વેદના અધ્યયનથી, વ્રત અર્થાત્ મધુમાંસ વિગેરે પથ્ય આહારને વર્જવાથી, સાંજ સ્હવાર હોમ યજ્ઞાદિ કર્મ કરવાથી, બ્રહ્મચર્યાવસ્થામાં દેવપુજન, દેવ, ઋષિ અને પિત્રીઓને તર્પણ આપવાથી, ગૃહસ્થાશ્રમમાં પુત્રની પ્રાપ્તિથી તથા પાંચ મોટા યજ્ઞો બ્રહ્મ યજ્ઞ, જ્યોતિષ્ટોમ વિગેરે કરવાથી બ્રહ્મની પ્રાપ્તીને યોગ્ય શરીર બને છે અર્થાત્ આ સર્વ કર્મને કરનાર પ્રાણીને મોક્ષ મળે છે. ૨૮.

**प्राङ्नाभिवर्धनात्पुंसोजातकर्मविधीयते ॥**
**मन्त्रवत्प्राशनंचास्यहिरण्यमधुसर्पिषाम् ॥२९॥**

ગર્ભથી છુટા થયા પછી બાળકના નાળ છેદન કર્મ કરતાં પહેલાં ત્હેને જાત કર્મ ક-

રાવવું પડે છે અર્થાત્ વેદનાં અથવાતો સ્વગૃહ્ય નિયમો પ્રમાણે ત્હેને સુવર્ણ ઘી અને મધને એકત્ર કરીને ચટાડવું જોઇએ ૨૯

**नामधेयंदशम्यांतुद्वादश्यांवाऽस्यकारयेत् ॥**
**पुण्यतिथौमुहूर्त्तेवानक्षत्रेवागुणान्वित ॥३०॥**

જન્મના દશમા અથવા બારમા દિવસે શુભ નક્ષત્રવાળુ મુહુર્ત જોઇને તે બાળકનું નામ પાડવું જોઇએ કારણ કે ત્યાર પછીના વખતમાં તે શુદ્ધ ગણાય છે અર્થાત્ વૃદ્ધિ સુતક પુરૂ થાય છે. अशोचेतु व्यतिक्रांते नाम कर्म विधियते॥३०

**मङ्गल्यंब्राह्मणस्यस्यात्क्षत्रियस्यबलान्वितम् ॥**
**वैश्यस्यधनसंयुक्तंशूद्रस्यतुजुगुप्सितम् ॥३१॥**

નામ પાડવાં તે શા પ્રમાણે પાડવાં જોઇએ ? બ્રાહ્મણ વર્ણમાં ઉત્પન્ન થયેલા બાળકનું નામ મંગળ સુચક અર્થાત શુભ શુકન દર્શાવનારૂ પાડવું જોઇએ ક્ષત્રી વર્ણમાં જન્મેલા બાળકના નામમાં બળ જણાતું હોવું જોઇએ, વૈશ્ય વેપારી વર્ગ છે માટે તે વર્ણમાં જન્મેલા બાળકના નામપરથી ધનનો અર્થ સમજાવો જોઇએ અને શુદ્ર વર્ણ જે સર્વ દ્વિજ વર્ણોની ઉતરતી પાયરીની છે ત્હેમાં જન્મ પામેલા બાળકનુ નામ નિંદા સુચક અર્થાત ત્હેના વર્ગને અનુકુળ તેમજ તેને કરવાનાં કર્મોને અનુસરીને પાડવું જોઇએ. ૩૧

**शर्मवद्ब्राह्मणस्यस्याद्राज्ञोरक्षासमन्वितम् ॥**
**वैश्यस्यपुष्टिसंयुक्तंशूद्रस्यप्रैष्यसंयुतम् ॥३२॥**

જેવી રીતે નામ પાડવામાં કેટલાક ઉપર દર્શાવ્યા તેવા નિયમો અનુસરવાના છે તેવા ઉપનામ અથવા આડનામ એટલે અટક અથવા તો નામના અંત્યાક્ષરોના અંતના પદમાં પણ પાળવા જોઇએ બ્રાહ્મણના નામને અંતે હમેશાં શર્મા શબ્દ જે ધર્મ તેમજ શુભ સૂચકછે તે આવવો જોઇએ જેમકે કૃષ્ણસર્મા ક્ષત્રીઓનાં નામના છેલ્લા પદમાં વર્મા જે રાજકિય કાર્ય તથા રક્ષા સૂચક પદ છે તે આવવો જોઇએ જેમકે યશોવર્મા, તથા વૈશ્ય જે વેપારી વર્ગ છે અને પૈસાનો સંચય કરી જાણે છે તે સ્પસ્ટ રીતે નામ ઉપરથી જણાય માટે તેના નામના અંતિમ ભાગમાં શાહ એવો શબ્દ આવવો જોઇએ જેમકે મોતીશાહ કેટલાકના અતિમભાગ હાલમાં ચંદ પણ હોય છે અને શુદ્રના નામના છેલ્લા ભાગમાં તો હમેશાં દાસત્વ સ્પષ્ટ રીતે જણાઇ આવે તેવો શબ્દ હોવો જોઇએ જેવો કે જમનાદાસ,લક્ષ્મીદાસ વિગેરે. ૩૨

**स्त्रीणांसुखोद्यमक्रूरंविस्पष्टार्थंमनोहरम् ॥**
**मङ्गल्यंदीर्घवर्णान्तमाशीर्वादाभिधानवत् ॥३३॥**

બોલવામાં સુભરૂપ, કોમળ અર્થવાળુ, નામ માત્રથીજ મનોહર, ઉચ્ચારથીજ શુભ મંગળ સુચક અંત્યાક્ષરે દીર્ઘ અને જેનો સંપૂર્ણ અર્થ આશીર્વાદ રૂપે થતો હોય તેવુ સ્ત્રીનું નામ રાખવું જોઇએ જેવુંકે સુભદ્રા, માલતી લક્ષ્મી, વિગેરે. ૩૩

**चतुर्थेमासिकर्त्तव्यंशिशोर्निष्क्रमणंगृहात् ॥**
**षष्ठेऽन्नप्राशनंमासियद्वेष्टंमङ्गलंकुले ॥ ३४ ॥**

બાળક ચાર મહિનાની ઉમ્મરનું થાય એટલે ત્હેને બ્હાર ફરવાને માટે લઈ જવું અર્થાત્ ત્હેને તેટલા વખત પછી સૂર્ય દર્શન કરાવવું સુતિકાગ્રહમાંથી ત્હેને બહાર તેટલા સમય પછી રાખવું જોઇએ, અને ત્હેની ઉમ્મર ૭ માસની થાય ત્યારે ત્હેને અન્ન ખવડાવવું શરૂ કરવું અર્થાત્ અત્યાર સુધી તે માતાના પય પાનથીજ માત્ર પોતાના પંડને પોષતું હોયતો ત્હેમાં હવે ત્હેને અન્ન પણ આપવું શરૂ કરવું અર્થાત્ બોટણ કરાવવું અથવા તો જે પ્રમાણે પોતાના કુળમાં રીત હોય તે પ્રમાણે આ મંગળ કાર્યો ઘટિત સમયે બાળકને કરાવવાં જોઇએ. ૩૪

चूडाकर्मद्विजातीनांसर्वेषामेवधर्मतः ॥
प्रथमेऽब्देतृतीयेवाकर्त्तव्यंश्रुतिचोदनात्॥३५॥

શ્રુતિ-- વેદમાં કહેલું છે કે બાળકના પ્રથમ વર્ષમાં અને જો તે વર્ષ પ્રતિકુળ હોય તો બાળકના ત્રીજા વર્ષમાં દ્વિજે પોતાના બાળકનું ચુડાકર્મ અર્થાત્ વાળ ઉતરાવવાનું કર્મ કરાવવું આ કર્મ પણ પોતાના કુળદેવ વા દેવીના સ્થાનકે જઇ જે પ્રમાણે પોતાના કુળનો રીવાજ હોય પ્રમાણેજ કરવું. ૩૫

गर्भाष्टमेऽब्देकुर्वीतब्राह्मणस्योपनायनम् ॥
गर्भादेकादशेराज्ञोगर्भात्तुद्वादशेविशः ॥३६॥

હવે જૂદીજૂદી વર્ણોના ઉપવિતના ધર્મ શાશા છે ? બ્રાહ્મણે પોતાના પુત્રના ગર્ભથી આઠમા વર્ષે ત્હેને ઉપવિત દેવું અને ક્ષત્રીયે અગીયારમે તથા વૈશ્યે બારમે વર્ષે દેવું આ ત્રણ વર્ણોને ઉપવિતનો અધિકારછે અને તેથીજ વેદમાં દ્વિજ શબ્દમાં તેમનો સમાસ થયેલો છે. ૩૬

ब्रह्मवर्चसकामस्यकार्यविप्रस्यपञ्चमे
राज्ञोबलार्थिनःषष्ठेवैश्यस्येहार्थिनोऽष्टमे॥३७॥

આ શિવાય જે બ્રાહ્મણ વેદ અને ધર્મનો અભ્યાસ કરી પોતાના બ્રહ્મતેજમાં વૃદ્ધિ કરવા ઇચ્છા રાખતો હોય ત્હેણે પાંચ વર્ષે ઉપવિત ધારણ કરવું જે ક્ષત્રીય પોતાના બળમાં વૃદ્ધિ કરવા ઇચ્છતો હોય ત્હેણે છઠે અને જે વૈશ્ય ખેતી યા વેપાર વિગેરે ત્હેનાં કર્મો કરી પ્રવીણ થવાની ઇચ્છા ધરાવતો હોય ત્હેણે આઠમે વર્ષે યજ્ઞોપવિત ધારણ કરવું ૩૭

आषोडशाद्ब्राह्मणस्यसावित्रीनातिवर्तते ॥
आद्वाविंशात्क्षत्रबन्धोराचतुर्विंशतेर्विशः॥३८॥

બ્રાહ્મણ સોલ વર્ષ, ક્ષત્રીય બાવીસ અને વૈશ્ય ચોવીસ વર્ષ સુધી ઉપવિત ધારણ કરી શકેછે અને ત્યાર પછી ત્હેમનો ઉપર બતાવ્યો તે અનુક્રમે સાવિત્રીનો અર્થાત્ જનોઈ પહેરવાનો કાળ વ્યતિત થઇ ગયો એમ ગણાય છે. ૩૮

अतऊर्ध्वंत्रयोऽप्येतेयथाकालमसंस्कृताः ॥
सावित्रीपतिताव्रात्याभवन्त्यार्यविगर्हिताः॥३९॥

દ્વિજનો ઉપનયનો કાળ વ્યતિત થઇ જતા સુધી જો તે ઉપવિત ન ધારણ કરે તો તે પછી ત્હેને ઉપવિત લેવાનો અધિકાર ન હોવાથી તે ઉપવિત રહિત રહેછે અને ત્હેને વ્રાત્ય એવું નામ આપવામાં આવેછે. આવાં વ્રાત્ય મનુષ્યોની બધા નિંદા કરેછે. ૩૯

नैतैरपूतैर्विधिवदापद्यपिहिकर्हिचित् ॥
ब्राह्मान्यौनांश्चसंबन्धान्नाचरेद्ब्राह्मणः
सह ॥४०॥

આવા વ્રાત્ય કહેતાં દ્વિજની પંકિત બ્હાર થયેલા મનુષ્યો જ્યાં સુધી શ્રુતિમાં દર્શાવ્યા પ્રમાણે યથાવિધી પ્રાયશ્ચિત કરીને ત્હેમના અપવિત્ર દેહને શુદ્ધ કરે નહી ત્યાંસુધી બ્રાહ્મણો અર્થાત્ શુદ્ધ દ્વિજોએ ગમે તેવા દુઃખના સમયમાં પણ ત્હેમની સાથે કોઇ પણ પ્રકારનો સંબંધ રાખવો નહી તથા ત્હેમને વેદ શીખવવો નહી તથા કન્યાદાન પણ આપવું નહી. ૪૦

कार्ष्णरौरववास्तानिचर्माणिब्रह्मचारिणः ।
वसीरन्नानुपूर्वेणशाणक्षौमादिकानिच ॥४१॥

બ્રાહ્મણ, ક્ષત્રી અને વૈશ્યે બ્રહ્મચારી અવસ્થામાં મૃગચર્મ તથા અજચર્મ (બકરાનુ ચામડું ઓઢવું જોઇએ અને નીચેના વસ્ત્ર તરીકે શણ તથા અલસીના રેલાનું વણેલું વસ્ત્ર ધારણ કરવું. ૪૧

मौञ्जीत्रिवृत्समाश्लक्ष्णाकार्याविप्रस्यमेखला॥
क्षत्रियस्यतुमौर्वीज्यावैश्यस्यशणतान्तवी॥४२॥

અને કટીમેખળા (કંદોરા માટે બ્રાહ્મણે મુંજની ત્રણ સરખી શેરોને ગુંથીને પહેરવી તથા ક્ષત્રીયે મુરવેલની ધનુષની પ્રત્યંચાના જેવો

તથા વૈશ્યે સુતર શણની દોરીનો બનાવેલો કંદોરો પહેરવો. ૪૨

मुञ्जालाभेतुकर्तव्याःकुशाश्मन्तकबल्वजैः ॥
त्रिवृताग्रन्थिनैकेनत्रिभिःपञ्चभिरववा ॥४३॥

ઉપર જણાવી તે ત્રણ ચીજોના અભાવે બ્રાહ્મણ ક્ષત્રી અને વૈશ્યે કુશ (દર્ભ ગ્રાસ હરડાં બેડાંની છાલ તથા બળબિજના થોરની છાલના ત્રણ તાર કરીને સાથે વણી અનુક્રમે પહેરવા અને તેવી બનાવેલી કટી મેખળાને સાંધવાને માટે ત્રણ અથવા પાંચ ગાઠ વાલેલી હોવી જોઇએ. ૪૩

कार्पासमुपवीतंस्याद्विप्रस्योर्ध्ववृतंत्रिवृत् ॥
शणसूत्रमयंराज्ञोवैश्यस्याविकसौत्रिकम्॥४४॥

હવે યજ્ઞોપવિત દરેક વર્ણને માટે કેવા પ્રકારનું હોવું જોઇએ ? બ્રાહ્મણે પોતે કપાસ માંથી રૂ કાંતીને તાર બનાવી ત્હેને જમણો વળ ચઢાવી ત્રણ સેરોને મેળવીને ત્હેના બનાવેલા ઉપવિતને ધારણ કરવું, રાજ્યવંશીઓએ અર્થાત્ ક્ષત્રીયોએ શણનું ઉપવિત બનાવીને તથા વૈશ્યે ઘેટાંના વાળનું અર્થાત્ ઉનનું બનાવેલું જનોઇ ધારણ કરવું. ૪૪

ब्राह्मणोवैल्वपालाशौक्षत्रियोवाटखादिरौ ॥
पैलवौदुम्बरौवैश्योदण्डमर्हन्तिधर्मतः ॥ ४५ ॥

હવે વર્ણોના ક્રમાનુસાર તેમને યજ્ઞોપવિત ધારણ કર્યા પછી કયા કયા વૃક્ષના દંડ ધારણ કરવાનો અધિકાર છે ?

બ્રાહ્મણે બીલી તથા પલાસ કહેતાં ખાખરાનો દંડ ધારણ કરવો, ક્ષત્રીયે વડ અને તે ન મળે તો ખેરનો તથા વૈશ્યે પીલુ અથવા ગુલ્લરનો દંડ ગ્રહણ કરવો એવી ધર્મ શાસ્ત્રની આજ્ઞા છે. ૪૫.

केशान्तिकोब्राह्मणस्यदण्डःकार्यःप्रमाणतः ॥
ललाटसंमितोराज्ञःस्यात्तुनासान्तिकोविशः ॥ ४६ ॥

અને ઉપર પ્રમાણેનો દંડ બ્રાહ્મણે પોતાના પગથી તે કેશ માથાના વાળ સુધીનો રાખવો ક્ષત્રીયે કપાળ, મસ્તિક સુધીનો તથા વૈશ્યે નાસિકા—નાકને અડે તેટલો લાંબો રાખવો જોઇએ. ૪૬.

ऋजवस्तेतुसर्वेस्युरव्रणाःसौम्यदर्शनाः ॥
अनुद्वेगकरानृणांसत्वचोनाग्निदूषिताः ॥४७॥

આ સઘળા દંડ ગાંઠ વગરના સિદ્ધા, ચીકણા જલદી ન ભાગે તેવા, દેખાવમાં સુંદર માણસોનાં મનને શુદ્ધ કરનારા, છાલવાળા તથા દાઝયા વિનાના હોવા જોઇએ. ૪૭.

प्रतिगृह्येप्सितंदण्डमुपस्थायचभास्करम् ॥
प्रदक्षिणंपरीत्याग्निंचरेद्भैक्ष्यंयथाविधि ॥४८॥

આ પ્રમાણેના દંડનું ગ્રહણ કરી, સુર્ય તરફ મ્હોં કરીને ત્હેનું પુજન કર્યા પછી, અગ્નિની પ્રદક્ષિણા કરી ત્હેનુ યથાવિધિ પૂજન કરી ભિક્ષા માગવી. ૪૮.

भवत्पूर्वंचरेद्भैक्ष्यमुपनीतोद्विजोत्तमः ॥
भवन्मध्यंतुराजन्योवैश्यस्तुभवदुत्तरम् ॥४९॥

આ પ્રમાણે જે બ્રાહ્મણને ધર્મ શાસ્ત્રના નિયમો પ્રમાણે યજ્ઞોપવિત આપવામાં આવ્યું હોય ત્હેણે ભિક્ષા માગતા પ્હેલાં ભવત્ શબ્દનો પ્હેલો ઉચ્ચાર કરવો અર્થાત ભિક્ષા भवति भिक्षां देहि આ પ્રમાણે બોલીને માગવી અને ક્ષત્રીએ ઉપવિત ધારણ કર્યા પછી ભિક્ષા માગતી વખતે भवति શબ્દને વાકયના મધ્યમાં મુકી ભિક્ષા માગવી જેમકે भिक्षां भवति देहि અને વૈશ્યે ઉપવિત લીધા પછી ભિક્ષા માગતાં भवति શબ્દને વાકયના અંતિમ ભાગમાં મુકવો અર્થાત् भिक्षां देहि भवति આ પ્રમાણે બોલી ભિક્ષા માગવી. ૪૯

मातरंवास्वसारंवामातुर्वाभगिनींनिजाम् ॥
भिक्षेतभिक्षांप्रथमंयाचैनंनावमानयेत् ॥५०॥

બ્રહ્મચારીએ ( જેણે ઉપવિત ધારણ કર્યું છે ત્હેણે ) પ્હેલી ભીક્ષા પોતાની માતા, બ્હેન અથવા માશી પાસેજ માગવી અને ત્હેમણે ત્હેને યોગ્ય ભિક્ષા સન્માન કરીને આપવી અર્થાત્ કોઇ પણ પ્રકારનું કટુ વચન જેથી ત્હેનું અપમાન થાય અને ત્હેને ખોટુ લાગે તેવું કહેવું નહી. ૫૦.

समाहृत्यतुतद्भैक्ष्यंयावदर्थममायया ॥
निवेद्यगुरवेऽश्नीयादाचम्यप्राङ्मुखः शुचिः ॥५१॥

આ પ્રમાણેની પોતાની ક્ષુધાની તૃપ્તીને માટે જોઇએ તેટલી ભીક્ષા માગીને બ્રહ્મચારીયે પોતાના ઇષ્ટ–વા–ગુરૂને નૈવેદ્ય ધરાવીને શુદ્ધ મનથી પુર્વાભિમુખનું આસન કરી આચમન કરીને ભોજન કરવું. ૫૧.

आयुष्यंप्राङ्मुखोभुङ्क्तेयशस्यंदक्षिणामुखः ॥
श्रियंप्रत्यङ्मुखोभुंक्तेऋतंभुंक्तेह्युदङ्मुखः ॥५२॥

હવે ભોજન વખતે કઇ દિશા તરફ આસન રાખીને ભોજન કરવું અને તેથી શું ફળ પ્રાપ્ત થાય છે તે.

જેને આયુષ્યની વૃદ્ધિ કરવાની ઇચ્છા હોય ત્હેણે પુર્વ દિશા તરફ મ્હોં કરીને ભોજન કરવું, જેને યશ–કિર્તીની ઇચ્છા હોય ત્હેણે દક્ષિણ દિશામાં બેશીને ભોજન કરવું જેને દ્રવ્ય અને સંપત્તિની ઇચ્છા હોય ત્હેણે પશ્ચિમ તરફ મ્હોં રાખી ભોજન કરવું તથા જેને સત્યની વૃદ્ધિ કરવી હોય ત્હેણે ઉત્તરાભિ મુખ બેસી ભોજન કરવું. ૫૨.

उपस्पृश्यद्विजोनित्यमन्नमद्यात्समाहितः ॥
भुंक्त्वाचोपस्पृशेत्सम्यगद्भिःखानिच संस्पृशेत् ॥५३॥

બ્રહ્મચારી અવસ્થામાં તેમજ તે પુરી થયા પછી પણ દ્વિજોએ ( બ્રાહ્મણ, ક્ષત્રી અને વૈશ્યે ) ભોજન લીધા પહેલાં અને લીધા પછી આચમન કરવું અને લીધા પછી શરીરમાં રહેલાં છ છીદ્રો ( આંખ, કાન નાક વિગેરે ) ને પાણીનો સ્પર્શ કરવો. ૫૩

पूजयेदशनंनित्यमद्याच्चैतदकुत्सयन् ॥
दृष्ट्वाहृष्येत्प्रसीदेच्चप्रतिनन्देच्चसर्वशः॥५४॥

વળી હમેશાં અન્નની પુજા કરવી અને તેજ ત્હેના પ્રાણનું રક્ષણ કરનાર છે એમ મનમાં સમજીને જે સમયે જેવું અન્ન ઇશ્વેચ્છાથી મળે ત્હેમાં કોઇ પણ જાતની ખોડ ખાંપણ કાઢયા સિવાય જમવું. અન્નને જોઇને પ્રસન્ન થવું અને હમેશાં તેજ પ્રમાણે મળે તેવી સ્તુતિ કરવી તથા જમી રહ્યા પછી આચમન કરી હાથ ધોઇને ત્હેને નમસ્કાર કરવા. ૫૪

पूजितंह्यशनंनित्यंबलमूर्जंचयच्छति ॥
अपूजितंतुतद्भुक्तमुभयंनाशयेदिदम् ॥ ५५ ॥

કારણ કે તેમ કરવાથી બળ અને વિર્યની વૃદ્ધિ થાય છે અને જે માણસ ઉપરના નિયમોનું ઉલંઘન કરે છે ત્હેનામાંથી અન્ન ખાવા છતાં પણ બળ, તેજ અને વિર્યનો નાશ થાય છે. ૫૫

नोच्छिष्टंकस्यचिद्दद्यान्नाद्याच्चैवतथान्तरा ॥
नचैवाध्यशनंकुर्यान्नचोच्छिष्टःक्वचिद्व्रजेत्॥५६॥

ખાતાં વધેલું ઉચ્છીષ્ટ અન્ન કોઇને પણ આપવું નહીં તેમજ દિવસના અંતના ભાગમાં જ્યારે સૂર્યાસ્ત થવાથી તિમિર ( અંધારૂ ) થતુ જણાય છે તે વખત જેને સંધ્યાકાળ કહેવાય છે ત્યારે જમવું નહી તેમજ અતિ ભોજન અર્થાત્ બે વાર કરતાં વધારે વાર પણ જમવું નહી તેમ જમતી વખતે પૂરેપુરૂ જમ્યા સિવાય આસન ઉપરથી ખસવું પણ ન જોઇએ. ૫૬

अनारोग्यमनायुष्यमस्वर्ग्यंचातिभोजनम् ॥
अपुण्यंलोकविद्विष्टंतस्मात्तत्परिवर्जयेत् ॥५७॥

અતિ ભોજન તે ઘણુંજ અયોગ્ય છે. અને ત્હેમાં ઘણા દોષ રહેલા છે. અતિ ભોજન કર્યાથી આરોગ્યતાનો અને આયુષ્યનો નાશ થાય છે અર્થાત્ ગજા ઉપરાંત ભોજન કરવાથી આહાર અપચ્ય રહી રોગ બીજ, કોને ઉત્પન્ન કરે છે અને તેથી શરીર વ્યાધિ ગ્રસ્ત થાય છે જેનાં પરિણામે તેવા માણસોના આયુષ્યનો ઘટાડો થાય છે. વળી યજ્ઞ હોમ આદિ પુણ્ય કર્મો કરવામાં પણ તે પ્રતિબંધ રૂપ થઈ પડે છે અને તેથી સ્વર્ગની પ્રાપ્તીનું સાધન પુણ્ય કર્મ તે ન થઈ શકવાથી અકરાંત્યા માણસને સ્વર્ગ મળતું નથી અને પુણ્ય પણ થતું નથી અને જગત તેમની હમેશાં અવગણના કરે છે–ત્હેમના વિશે ખોટું બોલે છે. ૫૭

ब्राह्मेणविप्रस्तीर्थेननित्यकालमुपस्पृशेत् ॥
कायत्रैदशिकाभ्यांवानापित्र्येणकदाचन॥५८॥

આચમન કરતી વખતે બ્રાહ્મણે બ્રાહ્મ તીર્થે વા દેવતીર્થે આચમન કરવું પણ પિત્રીયોના તીર્થે તો કદાપિ પણ કરવું નહી.૫૮

अङ्गुष्ठमूलस्यतलब्राह्मंतीर्थंप्रचक्षते ॥
कायमङ्गुलिमूलेऽग्रेदैवंपित्र्यंतयोरधः ॥५९॥

અંગુઠાના મુળની નીચેના ભાગને બ્રાહ્મ તીર્થ અને ટચલી આંગળીના નીચેના ભાગને કામ તીર્થ, તથા સર્વ આંગળીયોનાં ટેરવાંના અને અંગુઠાના ટેરવાંના સર્વ ભાગોને દેવતીર્થ એવાં નામ આપવામાં આવ્યાં છે અને આ સ્થાનકો સિવાયના અંગુઠા અને આંગળીયોના ભાગ અર્થાત્ મુળ અને ટેરવાંની વચ્ચેના વચલા વેઢાવાળા ભાગને પિત્ર, તીર્થ કહે છે. ૫૯



त्रिराचामेदपःपूर्वंद्विःप्रमृज्यात्ततोमुखम् ॥
खानिचैवस्पृशेदद्भिरात्मानंशिरएवच ॥ ६० ॥

સામાન્ય રીત પ્રમાણે બ્રાહ્મણે ધર્મશાસ્ત્રના ઉપર જણાવેલા નિયમો પ્રમાણે ત્રણ વાર હાથમાં જળ લેઇને ત્રણ આચમન કરવાં, પછી ઓઠ બંધ કરીને અંગુઠા વતી બે વખત મ્હોં ધોઈ નાંખવું અને ફરીથી હસ્તમાં પાણી લઇને ષટ્ ઇન્દ્રિયો (કાન, નાક, નેત્ર વિગેરેને તથા માથાને જળનો સ્પર્શ કરવો. ૬૦

अनुष्णाभिरफेनाभिरद्भिस्तीर्थेनधर्मवित् ॥
शौचेप्सुःसर्वदाचामेदेकान्तेप्रागुदङ्मुखः॥६१॥

ધર્મને જાણનાર અને પાપથી મુક્ત થવાની ઇચ્છા રાખનારે હમેશાં શીતળ અને ફીણ રહિત શુદ્ધ જળનું એકાંત સ્થળે પૂર્વ વા ઉત્તર દિશા તરફ મુખ કરીને સ્વસ્થ ચિત્તે આસન પર બેસી આચમન કરવું જોઇએ. ૬૧

हृद्गाभिःपूयतेविप्रःकण्ठगाभिस्तु भूमिपः ॥
वैश्योऽद्भिःप्राशिताभिस्तुशूद्रःस्पृष्टाभिरन्ततः
॥ ६२ ॥

આચમન કરવાથી કેવી રીતે જૂદી જૂદી વર્ણોનાં મનુષ્યો દેહ શુદ્ધી મેળવી શકે છે?

બ્રાહ્મણના આચમન કર્યા પછી જળ હૃદયમાં ઉતરે છે એટલે તથા ક્ષત્રીયના કંઠમાં આચમનના જળનો સ્પર્શ થતાં અને વૈશ્યના મ્હોંમાં જવાથી અને ક્ષુદ્રના તો ફક્ત ઓઠ અથવા જીભને જળનો સ્પર્શ માત્ર થતાંજ તેઓ પવિત્ર થાય છે. ૬૨

उद्धृतेदक्षिणेपाणावुपवीत्युच्यतेद्विजः ॥
सव्येप्राचीनआवीतीनिवीतीकण्ठसज्जने॥६३॥

દ્વિજના જ્યારે ડાબે ખભે જનોઈ ઘાલેલુ હોય ત્યારે ત્હેને “ સવ્ય ” કહે છે

અને હેને "ઉપવીતિ" એવું નામ અપાય છે પણ જ્યારે "અપસવ્ય" અર્થાત્ જમણા ખભે જનોઇ પહેરેલું હોય છે ત્યારે હેને "પ્રાચિન આવીતિ" એ પ્રમાણે કહે છે પણ આ બેમાંથી કોઈ પણ સ્કંધ ઉપર નહીં પણ માત્ર કંઠમાંજ પહેરેલું હોય ત્યારે તો "નિવીતિ" કહેવાયછે. ૬૩.

मेखलामाजिनंदण्डमुपवीतंकमण्डलुम् ॥
अप्सुप्रास्यविनष्टानिगृह्णीतान्यानिमन्त्रवत्
॥ ६४ ॥

બ્રહ્મચારીની પાસે રાખવાનાં સાધનો જ્યારે જીર્ણ થઈ ને પોત પોતાનાં કાર્યોમાં અપવિત્ર ગણવા જેવાં ખંડીત થાય ત્યારે અર્થાત્ કટીમેખલા, મૃગ-તથા અજાનું ચર્મ, ઉપર દર્શાવ્યા તે ભિન્ન ભિન્ન પ્રકારના જૂદી જૂદી વર્ણોને યોગ્ય દંડ જનોઈ તથા કમંડળ જ્યારે ખંડીત થાય ત્યારે હેમને પાણીમાં પધરાવીને હેમને બદલે યોગ્ય મંત્રો પ્રમાણે હેમનું પુજન કરીને નવાં ધારણ કરવાં. ६४.

केशान्तःषोडशेवर्षेब्राह्मणस्यविधीयते ॥
राजन्यबन्धोर्द्वाविंशेवैश्यस्यद्व्यधिकेततः॥६५॥

વાળ ઉતરાવવામાં પણ ધર્મ શાસ્ત્રના નિયમો પાળવાની આવશ્યક્તા છે. બ્રાહ્મણો જન્મથી સોળ વર્ષે, ક્ષત્રી-રાજવંશીઓએ બાવીસમે વર્ષે અને વૈશ્યે ચોવીશમે વર્ષે વાળ ઉતરાવાની ક્રિયા કરાવવી જોઇએ. ૬૫.

अमन्त्रिकातुकार्येयंस्त्रीणामावृदशेषतः ॥
संस्कारार्थंशरीरस्ययथाकालंयथाक्रमम् ॥६६॥

ઉપર ગણાવી તે સર્વ ક્રિયાયોમાં યજ્ઞોપવિતની વિધિ સીવાયની બધી સ્ત્રિયોના સંબંધે કરવાની છે અને તે સર્વ સંસ્કારોની વિધિ વેદ મંત્ર ભણ્યા વગરજ યોગ્ય સમયે યોગ્ય રિતે કરવી જોઇએ. ૬૬.

वैवाहिकोविधिःस्त्रीणांसंस्कारोवैदिकःस्मृतः॥
पतिसेवागुरौवासोगृहार्थोऽग्निपरिक्रिया॥६७॥

કન્યાઓના વિવાહ સંબંધી નિયમોનું વર્ણન શ્રુતિમાં કહેલું છે. પોતાના પતિની સંતોષથી સેવા કરવી તે વેદના અધ્યયન બરાબર ફળ આપનાર છે અને સંસારમાં રહી પોતાના ઘર કામમાં બરાબર લક્ષ આપી તે કરવું તથા પોતાનો આચાર વિચાર પાળી સદ્વર્તનથી ચાલવું તે પ્રાતઃકાળ તથા સાયંકાળના કરવાના યજ્ઞ જેટલું ફળ દાતા છે. ૬૭.

एषप्रोक्तोद्विजातीनामौपनायनिकोविधिः॥
उत्पत्तिव्यञ्जकःपुण्यःकर्मयोगंनिबोधत ॥ ६८॥

દ્વિજ એટલે જેના બે જન્મ છે તે અર્થાત્ બ્રાહ્મણ, ક્ષત્રી અને વૈશ્ય જેમને ઉપવિતનો અધિકાર છે તે. તેઓને ઉપવિત આપવું તે હેમના બીજા જન્મનું શુભ ચિન્હ છે અને તેથી તેઓ હેમનાં પુર્વનાં પાપથી મુક્ત થાયછે. હવે ઉપવિત ધારણ કર્યા પછી શા શા ધર્મ તેઓએ પાળવા તે કહેવામાં આવશે. ૬૮.

उपनीयगुरुःशिष्यंशिक्षयेच्छौचमादितः ॥
आचारमग्निकार्यंचसंध्योपासनमेवच॥ ६९ ॥

શિષ્યને યજ્ઞોપવિત ધારણ કરાવ્યા પછી ગુરૂએ પ્રથમ તો હેને શરીરનાં મળ દ્વારો વિગેરે છ ઇંદ્રિયોની સ્વચ્છતા રાખવા અર્થાત્ પવિત્રતા કેમ પાળવી તે શીખવવું તથા સ્નાન કરવાના અને આચમન કરવાના વિધિ, સાંજ સહવાર હોમ કરવાની ક્રિયા અને મંત્રાધ્યયનથી સંધ્યા વિગેરે ધર્મ કર્મો કરતાં શીખવવું. ૬૯.

अध्येष्यमाणस्त्वाचान्तोयथाशास्त्रमुदङ्मुखः॥
ब्रह्माञ्जलिकृतोऽध्याप्योलघुवासाजितेन्द्रियः
॥ ७० ॥

વેદ શાસ્ત્ર શીખવાને ઉત્સુક શિષ્યે સ્નાનથી દેહ શુદ્ધિ કરીને આચમનથી પોતાના અંતઃકરણની શુદ્ધિ કરીને પવિત્ર વસ્ત્ર ધારણ કરીને ઉત્તર દિશા તરફ મ્હોં રાખી બેઉ હાથ જોડીને ગુરૂ સન્મુખ બેસવું અને ગુરૂએ આ પ્રમાણે શુદ્ધ થયેલા શીષ્યને વેદ શીખવવો. ૭૦.

**ब्रह्मारम्भेऽवसानेचपादौग्राह्यौगुरोःसदा ॥**
**संहत्यहस्तावध्येयंसहिब्रह्माञ्जलिःस्मृतः॥ ७१॥**

વેદના અભ્યાસની શરૂઆતમાં તેમજ અંતમાં શિષ્યે હમેશાં ગુરૂના ચરણ ગ્રહણ કરવા અર્થાત્ પાદ પુજન કરવું અને બન્ને કરનો સંપુટ બનાવીને અભ્યાસ કરવો આ વિધિને "બ્રહ્માંજલિ" કહેછે. ૭૧.

**व्यस्तहस्तपाणिनाकार्यमुपसंग्रहणंगुरोः ॥**
**सव्येनसव्यःस्प्रष्टव्योदक्षिणेनचदक्षिणः॥७२॥**

ગુરૂના ચરણનો હસ્તથી શિષ્યે સ્પર્શ કરવો તે એક ગુરૂને માન આપવાનું ચિન્હ છે પણ તેમ કરતાં હમેશાં એટલું અવશ્ય યાદ રાખવું કે જમણે હાથે જમણોજ પગ ગ્રહણ કરવો અને ડાબે હાથે ડાબોજ ગ્રહણ કરવો. ૭૨.

**अध्येष्यमाणंतुगुरुर्नित्यकालमतन्द्रितः॥**
**अधीष्वभोइतिब्रूयाद्विरामोऽस्त्वितिचारमेत् ॥ ७३ ॥**

ગુરૂએ આલસ્ય રહિત અને શિખવાને માટે ઉત્સુક શિષ્યને હમેશાં આતુરતાથી શીખવવું અને હમેશનો શિખવવાનો ક્રમ શરૂ કરતાં પ્હેલાં આજ્ઞા-રૂપે "अधीष्वभो" અર્થાત્ શીખવાનું શરૂ કરો એમ કહેવું અને ત્યાર પછીજ પાઠ સમજાવવો હમેશનો ક્રમ પુરો થતાં "विरामोस्तु" અર્થાત્ હવે વિરામો એમ કહેવું જોઇએ. ૭૩

**ब्रह्मणःप्रणवंकुर्यादादावन्तेचसर्वदा ॥**
**स्रवत्यनोंकृतंपूर्वंपुरस्ताच्चविशीर्यति ॥ ७४ ॥**

બ્રાહ્મણે વેદના અભ્યાસની શરૂઆતમાં તેમજ અંતમાં–વિરામવાના વખતે હમેશાં ॐ શબ્દનો ઉચ્ચાર કરવો કારણ કે જો શરૂઆતમાં ओंकार ઉચ્ચાર ન કરે તો ગમે તેટલા શ્રમે શીખે છે તે સઘળુ નષ્ટ થાય છે અર્થાત્ પાઠે થતુંજ નથી અને અંતમાં ओंकार નુ ઉચ્ચાર કરવામાં ભુલ થવાથી શીખેલું મનમાં ઠસતું નથી અર્થાત્ સર્વ વિસરી જવાય છે. ૭૪

**प्राक्कूलान्पर्युपासीनःपवित्रैश्चैवपावितः ॥**
**प्राणायामैस्त्रिभिःपूतस्ततओंकारमर्हति॥ ७५ ॥**

જે દર્ભાસનના દર્ભના અગ્ર ભાગ પૂર્વાભિ મુખે હોય ત્હેના ઉપર બેસીને જેણે બેઉ હસ્તમાં શુદ્ધ દર્ભને ધારણ કરી પંદર માત્રા વાળાં ત્રણ પ્રાણાયામ કર્યાં હોય તેજ દ્વિજ ફક્ત ओंकारનો ઉચ્ચાર કરવાને પાત્ર ગણાય છે. ૭૫

**अकारंचाप्युकारंचमकारंचप्रजापतिः ॥**
**वेदत्रयान्निरदुहद्भूर्भुवःस्वरितीतिच ॥ ७६ ॥**

ओंकार શબ્દમાં अकार, ऊकार અને मकार એ ત્રણેનો સમાવેશ થયેલો છે આ ત્રણ તેમજ भूः भुवः स्वः એ ત્રણ વ્યાહૃતિયો અનુક્રમે સૃષ્ટાએ ત્રણ વેદ ઋગવેદ, યજુર્વેદ તથા સામવેદનુ દોહન કરીને ઉત્પન્ન કર્યાં છે. ૭૬

**त्रिभ्यएवतुवेदेभ्यःपादंपादमदूदुहत् ॥**
**तदित्यृचोऽस्याःसावित्र्याःपरमेष्ठिप्रजापतिः ॥ ७७ ॥**

વળી આ ત્રણે વેદના અંતર અર્થાત શ્રેષ્ઠ ભાગે સ્થાનક કરીને સ્થિતિ થયેલા બ્રહ્માએ तत् શબ્દથી શરૂ થતાં ગાયત્રિ–સાવિત્રિ-

નાં અન્ય ચર્ણોનું શોધન કરી કાઢયું. ૭૭

एतदक्षरमेतांचजपन्व्याहृतिपूर्विकाम् ।
संध्ययोर्वेदविद्विप्रोवेदपुण्येनयुज्यते ॥ ७८ ॥

ઓંકાર તથા ત્રણ પદ વાળી સાવિત્રિનો જે બ્રાહ્મણ શુદ્ધ અને સ્વસ્થ ચિત્તે સાયંકાળના વખતે જપ કરે છે તે ત્રણ વેદના પાઠ કરવાનાં પુણ્ય તથા ફળને પામે છે અને તેટલાજ કારણથી સાયંકાળની સંધ્યામાં પ્રણવ તથા વ્યાહૃતિ મંત્ર સમેત મંત્રનો જપ કરવો. ૭૮

सहस्रकृत्वस्त्वभ्यस्यबाहिरेतत्रिकंद्विजः ॥
महतोऽप्येनसोमासात्त्वचेवाहिर्विमुच्यते॥ ७९॥

સાયંકાળ અથવા તે શિવાયના અન્ય કોઇ પણ કાળે જે કોઈ એકાંત અને પવિત્ર સ્થાન એટલે નદિના તીરે, વનમાં અગર ગામ બ્હાર એક ચિત્તે ગાયત્રિ મંત્રનો એક હજાર જપ કરે તો તેણે ગમે તેવાં મહાપાતક કર્યાં હોય તેમાંથી જેવી રીતે સર્પ જુની કાંચળી જીર્ણ થઇ જવાથી કાઢી નાંખે છે તેમ પોતાના દેહ ઉપરનાં પાપના આવરણને દુર કરીને પાપથી મુક્ત થાય છે. ૭૯

एतयर्चाविसंयुक्तःकालेचक्रिययास्वया ॥
ब्रह्मक्षत्रियविड्योनिर्गर्हणांयातिसाधुषु॥ ८०॥

દ્વિજ વર્ણોમાં જન્મ પામેલા દરેકે ઉપર કહ્યા પ્રમાણે નિયમિત રીતે ગાયત્રી જપ કરવો તથા હોમ કર્મ પણ કરવાં જોઇએ છતાં જે કોઇ ધર્મ શાસ્ત્રના નિયમોનું ઉલંઘન કરી જપ તેમજ સાંજ સ્હવારનાં યજ્ઞ હોમાદિ કર્મો કરતો નથી તે સજ્જન માણસોની નિંદાને પાત્ર થાય છે અર્થાત્ સજ્જન માણસો ત્હેને અપવિત્ર ગણે છે અને ત્હેના સંસર્ગથી દુર રહેવાને ઇચ્છે છે. ૮૦

ओंकारपूर्विकास्तिस्रोमहाव्याहृतयोऽव्ययाः॥
त्रिपदाचैवसावित्रीविज्ञेयंब्रह्मणोमुखम्॥ ८१॥

સાવિત્રિ મંત્ર શા માટે જાણવો જોઈએ અને તે શું છે? ઓંકાર જેની શરૂઆત છે અને જહેનાં પ્હેલાં ત્રણ ચરણ વ્યાહૃતિયો જહેનો અર્થ અનુક્રમે પૃથ્વી, આકાશ અને સ્વર્ગ થાય છે તે વેદ–શ્રુતિનું આરંભ સુત્ર છે માટે વેદ–શ્રુતિના અભ્યાસની શરૂઆત ગાયત્રિ મંત્રથીજ કરવી જોઇએ. ૮૧

योऽधीतेऽहन्यहन्येतांत्रिणिवर्षाण्यतन्द्रितः॥
सब्रह्मपरमभ्येतिवायुभूतःखमूर्तिमान् ॥ ८२ ॥

જે દ્વિજ આળસ્ય રહિત, શુદ્ધ ચિત્તે પ્રણવ તથા વ્યાહૃતિ સમેત આસાવિત્રિ મંત્રનો પ્રતિ દિવસ ત્રણ વર્ષ પર્યંત એકજ સરખી રીતે જપ કરે છે તે વાયુ રૂપ થઈ શકે છે અર્થાત્ ત્હેનામાં એવી અદભુત શક્તી આવે છે કે તે જ્યાં ધારે ત્યાં જઈ શકે છે તેમજ મર્ણ પછી બ્રહ્મને પામે છે અર્થાત્ મોક્ષ પામે છે. ૮૨.

एकाक्षरंपरंब्रह्मप्राणायामाःपरंतपः ॥
सावित्र्यास्तुपरंनास्तिमौनात्सत्यं
विशिष्यते ॥ ८३ ॥

ઓં એકજ અક્ષર છે છતાં ત્હેમાં એટલું મહત્વ છે કે ફક્ત ત્હેના એકલાનાજ જપથી માણસ બ્રહ્મને પ્રાપ્ત કરી શકે છે. પ્રાણાયામ અર્થાત્ પ્રાણવાયુંને રૂંધીને ગાયત્રિ મંત્રનો જપ કરવો તે મોટાં તપથી પણ વધારે ફળને આપનારૂં છે. વળી સત્ય વાકય કહેવું સત્યતા ને મૌન્ય કરતાં વધારે સારૂં છે. ૮૩.

क्षरंतिसर्वावैदिक्योजुहोतियजतिक्रियाः ॥
अक्षरंत्वक्षरंज्ञेयंब्रह्मचैवप्रजापतिः ॥ ८४ ॥

વેદમાં વર્ણવેલી સર્વ હોમ, યજ્ઞ યાગા-

દિ ક્રિયાઓ ફલમાં તેમજ સ્વરૂપમાં કાલને વશ થતાં નાશવંત છે પણ ૐ શબ્દ પ્રણવ રૂપ હોવાથી અવિનાશી છે. પ્રજામાં પણ સૃષ્ટા–પ્રજાપતિ નાશવંત છે માટે ૐ તેજ સર્વ પ્રજાનો અધિષ્ઠાતા છે અર્થાત્ તેજ બ્રહ્મ છે. ૮૪.

विधियज्ञाज्जपयज्ञोविशिष्टोदशभिर्गुणैः ॥
उपांशुस्याच्छतगुणःसाहस्रोमानसःस्मृतः॥८५॥

વિધિ યજ્ઞ જે દર્શ પૌર્ણ માસ છે તેથી ગાયત્રિ મંત્રનો પ્રણવ સાથે જપ કરવાથી દશ ઘણું ફલ પ્રાપ્ત થાય છે અને ઉપાંસુ અર્થાત્ નજીકના બેસનારથી પણ સ્વર સંભળાય નહીં તેવી રીતે ત્હેનો જપ કરવાથી સોગણું ફલ મળે છે અને જે ફક્ત મનમાં–ધ્યાનમાંજ જપે છે અર્થાત્ માનસિક જપ કહે છે ત્હેનું ફળ સહસ્ર ગણું કહેલું છે. ૮૫.

येपाकयज्ञाश्चत्वारोविधियज्ञसमन्विताः
सर्वेतेजपयज्ञस्यकलांनार्हन्तिषोडशीम् ॥ ८६॥

બ્રહ્મયજ્ઞ ત્હેનાં ચાર અંગો અર્થાત્ ત્હેની સાથે મળી ગયેલા બીજા ચાર યજ્ઞો અંતર્ગત, બલિ, નિત્ય શ્રાદ્ધ તથા અતિથિ ભોજન જે સર્વ પાક યજ્ઞ છે ત્હેના કરતાં સોળ ઘણું વધારે ફળ આપનાર છે અર્થાત્ ત્હેના સિવાયના કરવામાં આવતા બિજા કોઇ પણ યજ્ઞથી ફક્ત બ્રહ્મ યજ્ઞના સોળમા ભાગનુંજ પુણ્ય થાય છે. ૮૬.

जप्येनैवतुसंसिध्येद्ब्राह्मणोनात्रसंशयः॥
कुर्यादन्यन्नवाकुर्यान्मैत्रोब्राह्मणउच्यते॥८७॥

ગાયત્રિ મંત્રના જપ માત્રથી પણ મોક્ષની પ્રાપ્તી દ્વિજને થાય તે તો નિસંદેહજ છે પછી યા તો અન્ય ધર્મ કર્મો તથા હોમ યજ્ઞાદિ કર્મો તે કરો વા ન કરો કારણ કે બ્રાહ્મણને મૈત્ર કહેલો છે. ૮૭

इन्द्रियाणांविचरतांविषयेष्वपहारिषु ॥
संयमेयत्नमातिष्ठेद्विद्वान्यन्तेववाजिनाम्॥८८॥

હવે સર્વ વર્ણોને ઉપયોગી તથા પુરૂષાર્થનાં સંરક્ષણ સંબંધી નિયમો કહેવાય છે. માણસ માત્રે પોતાની વૃત્તિયો અને ઇંદ્રિયો જે ઘણીજ ચંચળ છે ત્હેમને મનને હરણ કરનાર જે વિષયો છે ત્હેમાં દોરાતાં જેવી રીતે સારથી અશ્વને લગામ વતી કાબુમાં રાખે છે તેવી રીતે માણસે મનના ઉપર અંકુશ રાખીને દાબવી જોઇએ. ૮૮.

एकादशेन्द्रियाण्याहुर्यानिपूर्वेमनीषिणः ॥
तानिसम्यक्प्रवक्ष्यामियथावदनुपूर्वशः ॥८९॥

પૂર્વના પંડીતો અને મહર્ષિયો કહી ગયા છે કે ઇંદ્રિયો અગીઆર છે જે સર્વના ધર્મ હું હવે ત્હમને ક્રમાનુસાર વિસ્તારથી કહી સંભળાવું છું. ૮૯.

श्रोत्रंत्वक्चक्षुषीजिह्वानासिकाचैवपञ्चमी ॥
पायूपस्थंहस्तपादंवाक्चैवदशमीस्मृता ॥ ९० ॥

સ્મૃતિમાં કહેલું છે કે શ્રોત્રેન્દ્રિય (કાન) ત્વક, ત્વચા, સ્પર્શેંદ્રિય, ચક્ષુષ્ આંખ જીહ્‌હા–જીભ–સ્વાદેન્દ્રિ, નાસિકા ( નાક ) તથા વાયુ ( ગુદા સ્થાન ) ઉપસ્થ ( લીંગ ) હસ્તપાદ અને વાચા તે મળીને દશ ઇન્દ્રિયો કહેલી છે. ૯૦

बुद्धींद्रियाणिपञ्चैषांश्रोत्रादीन्यनुपूर्वशः ॥
कर्मेंद्रियाणिपञ्चैषांपाय्वादीनिप्रचक्षते ॥ ९१ ॥

આ દશમાંની શ્રોત્રાદિ પ્હેલી પાંચને જ્ઞાનેંદ્રિય તથા બીજી વાયુ આદિ પાંચ તે કર્મેંદ્રિય કહેવાય છે. ૯૧.

एकदशंमनोज्ञेयंस्वगुणेनोभयात्मकम् ॥
यस्मिञ्जितेजितावेतौभवतःपञ्चकौगणौ ॥९२॥

હવે અગીયારમી ઇન્દ્રિ તે મન છે અને

તેનો સમાવેસ બન્ને પંચકમાં થાયછે. અર્થાત્ જ્ઞાનેંદ્રિય તેમજ કર્મેંદ્રિય બેઉના ઉપર ત્હેની સત્તા રહેલી છે માટે તે સર્વે દશ ઇન્દ્રિયો કરતાં બલવાન છે માટે આ સંકલ્પ રૂપી મન ઉપર જો સંયમ (કાબુ) રાખવામાં આવે તો બાકીની સર્વ ઇન્દ્રિયો જીતાય અર્થાત્ જે માણુસના મન ઉપર પોતાનો સંપૂર્ણ દાબ હોય તે માણુસને જીતેંદ્રિય સમજવો. ૯૨.

इन्द्रियाणांप्रसंगेनदोषमृच्छत्यसंशयम् ॥
संनियम्यतुतान्येवततःसिद्धिंनियच्छति ॥९३॥

ઇંદ્રિયોના વિષયમાં ભળવાને લીધે માણુસ દોષને પાત્ર થાયછે અર્થાત્ અપવિત્ર થાયછે અને અવગતિને પામે છે પરંતુ ત્હેમના ઉપર બરાબર સંયમ રાખવાથી હમેશાં તે પોતાનુ વર્તન ધર્મ શાસ્ત્રના નિયમો પ્રમાણે રાખે છે અને તેવા વર્તનથી પુણ્ય કર્મો કર્યાનાં ફળને લીધે નાશવંત દુનિયાંમાંથી દુર થતાં મોક્ષ મેળવે છે. ૯૩.

नजातुकामःकामानामुपभोगेनशाम्यति ॥
हविषाकृष्णवर्त्मेवभूयएवाभिवर्द्धते ॥ ९४ ॥

જે માણુસનો ઇંદ્રિયો ઉપર પ્રથમથીજ દાબ નથી તે પછીથી મહા મુશીબતે પોતાની ઇંદ્રિયો અને મનને કાબુમાં રાખી શકે છે કારણુ કે વિષયની વાસના અથવા સંસારની મઝા અને ભોગ વિલાસની તૃષ્ણા એવી છે કે જેમ માણુસ તે તરફ વલણુ બતાવે છે અને તે ભોગવે છે તેમ તેમ તે વૃદ્ધિને પામે છે અર્થાત્ ત્હેમાં તે વધારે ને વધારે લુબ્ધ થતો જાય છે જેવી રીતે અગ્નીમાં હોમાતા ઘીથી તે વધારે ને વધારે પ્રદિપ્ત થતો જાય છે પણુ ફક્ત પાણી નાંખવાથીજ તે શાન્ત થાયછે તેજ પ્રમાણે સુધરવાને અથવા નિતિના માર્ગે ચાલવાને ઇચ્છનારે તો કામવાસના અથવા વિષય વાંચ્છનાના વિચાર મનમાં પ્રવેશે કે તરતજ ત્હેમને દુર કરવાને માટે પ્રયત્ન કરવો અર્થાત્ અંતઃકરણુમાં ત્હેમને સ્થાન આપવુંજ નહીં. ૯૪.

यश्चैतान्प्राप्नुयात्सर्वान्यश्चैतान्केवलांस्त्यजेत् ॥
प्रापणात्सर्वकामानांपरित्यागोविशिष्यते ॥९५॥

વિષયની તૃપ્તી પામ્યા પછી ત્હેનો જે માણુસ ત્યાગ કરે છે ત્હેના કરતાં જે માણુસ વિષયને આધિનજ થતો નથી અર્થાત્ વિષય વિચારને મનમાં આવવાજ દેતો નથી તે શ્રેષ્ઠ ગણાય છે. ૯૫.

नतथैतानिशक्यन्तेसंनियन्तुमसेवया ॥
विषयेषुप्रजुष्टानियथाज्ञानेननित्यशः ॥ ९६ ॥

હવે ઇન્દ્રિયો ઉપર શું કરવાથી સંયમ રાખી શકાય? જે ઇંદ્રિયો વિષયમાં આશક્ત થયેલી છે ત્હેમને દમવાથી અર્થાત્ ત્હેમના ભોગ વર્જ કરાવવાથી અંકુશ રાખવાથી કંઇ ત્હેમના ઉપર દાબ રાખી શકાય નહીં પરંતુ ચિત્તને સ્વસ્થ કરવાથી અર્થાત્ મનના મનોવિકારનેજ દુર કરવાથી ત્હેમને કાબુમાં રાખી શકાય છે અને તેમ કરવાનો સરલ ઉપાય એજ છે કે આ દેહમાં આવતા ભોગવિલાસના વિચારોના દોશને લક્ષમાં લેવા જેથી તે સર્વ તરફ આપણી અપ્રિતી થાય. ૯૬.

वेदास्त्यागश्चयज्ञाश्चनियमाश्चतपांसिच ॥
नविप्रदुष्टभावस्यसिद्धिंगच्छन्तिकर्हिचित् ॥९७॥

વિષયાશક્ત પુરૂષને શ્રુતિનું અધ્યયન તથા ત્હેમાં વર્ણવેલાં પુણ્ય કર્મોનુ અનુસરણુ એટલે દાન, યજ્ઞ, જપ માળા વિગેરે કોઇ પણુ રીતે મોક્ષ આપી શકતાં નથી. ૯૭.

श्रुत्वास्पृष्ट्वाचदृष्ट्वाचभुक्त्वाघ्रात्वाचयोनरः ॥
नहृष्यतिग्लायतिवासविज्ञेयोजितेन्द्रियः ॥९८॥

જીતેન્દ્રિય કોને કહેવો ?

જે માણસને પ્રશંશા તથા નિંદાનાં વચનો સાંભળવાથી તેમજ ઉમદા વા કોળવી જેવાં કઠણ વસ્ત્રો પ્હેરવાથી, રૂપવાન વા કદરૂપાં મનુષ્યોને જોવાથી સ્વાદિષ્ટ તેમજ સ્વાદ રહીત વસ્તુઓના ભોજનથી અને સુગંધ વા દુર્ગંધથી હરખ કે શોક થતો નથી તેવાજ માણસને જીતેંદ્રિય કહી શકાય. ૯૮.

इन्द्रियाणांतुसर्वेषांयद्येकंक्षरतीन्द्रियम् ॥
तेनास्यक्षरतिप्रज्ञादृतेःपात्रादिवोदकम् ॥९९॥

જેવી રીતે જળ પાત્રમાંથી એક પણ છીદ્ર પડતાં તે માર્ગે ત્હેમાં રહેલા સર્વ જળનો બ્હાર કાળ જતાં વ્યય થઇ જાય છે તેમ દેહ રૂપી તત્વ જ્ઞાનના પાત્રમાં વિષયમાં આશક્ત થયેલી એક પણ ઇંદ્રિ રૂપી છીદ્રને લીધે ત્હેમાં રહેલા તત્વ જ્ઞાનનો નાશ પામે છે જેથી દેહ ધારી મોક્ષ મેળવી શકતો નથી અર્થાત્ જો તે ધર્માત્મા અને પુણ્ય કર્મનો કરનાર હોય છતાં ત્હેના આ મહાન્ દોષને લીધે ત્હેમાં સર્વ પુન્યોનો નાશ થાયછે. ૯૯.

वशेकृत्वेन्द्रियग्रामंसंयम्यचमनस्तथा ॥
सर्वान्संसाधयेदर्थानक्षिण्वन्योगतस्तनुम् ॥१००॥

જ્ઞાની પુરૂષે તો સર્વ બાહ્ય ઇંદ્રિયોના ઉપર અંકુશ રાખી તથા મનને પ્રચલીત ન થવા દઇને દરેક કાર્યને સિદ્ધ કરવાં અર્થાત્ તેમ કરવાથી તે પોતાનાં સર્વ કાર્યો યથાસ્થિત કહી શકે છે કાંઈ યોગનાં સાધનો જે દેહને કષ્ટ કારક છે તેથી ઈંદ્રિયોને દમવાથી તેમના ઉપર બરાબર સંયમ કરી શકાતો નથી તેમ પોતાનાં કાર્યોમાં જય પણ મળતો નથી. ૧૦૦.

पूर्वांसंध्यांजपंस्तिष्ठेत्सावित्रीमार्कदर्शनात् ॥
पश्चिमांतुसमासीनःसम्यगृक्षविभावनात् ॥१०१॥

પ્રાતઃ સંધ્યા કરનારે હમેશાં પૂર્વાભિ મુખે જ્યાં સુધી સૂર્યનાં દર્શન થાય ત્યાં સુધી એક ચિત્તે ઉભા રહીને સાવિત્રી (ગાયત્રી) નો જપ કરવો જોઇએ અને સાયં સંધ્યા કરવાના સમયે સૂર્યાસ્ત પછી જ્યાં સુધી નક્ષત્રો અર્થાત્ તારાઓનું દર્શન થાય ત્યાં સુધી પશ્ચિમાભિ મુખનું આસન કરીનેજ સ્વસ્થ ચિત્તથી સાવિત્રી જપ કરવો જોઇએ. ૧૦૧.

पूर्वांसंध्यांजपंस्तिष्ठन्नैशमेनोव्यपोहति ॥
पश्चिमांतुसमासीनोमलंहन्तिदिवाकृतम्
॥ १०२ ॥

પ્રાતઃ સંધ્યા સમયે પુર્વાભિ મુખે ઉભા રહીને સાવિત્રીનો જપ કરવાથી રાત્રીનાં કરેલાં પ્રાયશ્ચિતથી મુક્ત થવાય છે અને સાયં સંધ્યા સમયે પશ્ચિમાભિ મુખે આસન કરીને તે પ્રમાણે કરવાથી દિવસનાં કરેલાં પાપોનો નાશ થાય છે. ૧૦૨.

नतिष्ठतितुयःपूर्वांनोपास्तेयश्चपश्चिमाम् ॥
सशूद्रवद्बहिष्कार्यःसर्वस्माद्द्विजकर्मण ॥ १०३ ॥

જો કોઇ માણુસ ઉભો રહીને પ્રાતઃસંધ્યા તથા બેશીને સાયં સંધ્યા કરતો ન હોય તો "દ્વીજો" બ્રાહ્મણ, ક્ષત્રી અને વૈશ્યે તે શ્રુતિના નિયમોનું ઉલંઘન કરે છે પોતાની વર્ણનાં કર્મો કરતો નથી એવું સમજી ત્હેને જ્ઞાતિ બ્હાર મુકવો, પોતાના સંસર્ગથી દૂર કરવો તથા ત્હેને કોઇ પણ પ્રકારનાં માન સત્કાર આપવાં નહી. ૧૦૩.

अपांसमीपेनियतोनैत्यकंविधिमास्थितः ॥
सावित्रीमप्यधीयीतगत्वारण्यंसमाहितः ॥१०४॥

વેદનું પુરેપુરૂં અધ્યયન કરવાને માટે અસમર્થ પુરૂષને સાવિત્રીનાજ જપ માત્રથી કેવી રીતે બ્રહ્મ યજ્ઞનું ફળ મળે છે ? જો

તેવો માણુસ અન્ય દેશ, વન વા જળાશયોના કિનારા સમીપ સ્થાન કરીને પોતાના મન તથા ઈંદ્રિયોને વશ કરીને પ્રણવ અને વ્યાહૃતિ સહિત સ્વસ્થ ચિત્તે ગાયત્રી જપનું અનુષ્ઠાન કરે છે તો તે બ્રહ્મ યજ્ઞ ફળને પામે છે. ૧૦૪.

**वेदोपकरणेचैवस्वाध्यायेचैवनैत्यके ॥**
**नानुरोधोऽस्त्यनध्यायेहोममन्त्रेषु चैव हि ॥ १०५ ।**

વેદના છ વિભાગો અર્થાત્ જે જે તત્વોથી વેદ બનેલો છે તે તે જાણવામાં એટલે શિક્ષા, કલ્પ, વ્યાકરણ, નિરૂક્ત, જ્યોતિષ અને છંદ આ સર્વેનુ અધ્યયન કરવામાં તેમજ ત્હેનો નિત્યનો પાઠ કરવામાં અને હોમ કરવાના મંત્રોમાં પાઠ કરતી વખતે કોઇ વખત વચે વિરામ લેવો પડે વા બંધ રાખવો પડે ત્હેને માટે કોઇ પણ પ્રકારનો બાધ નથી. ૧૦૫.

**नैत्यकेनास्त्यनध्यायोब्रह्मसत्रंहितत्स्मृतम् ॥**
**ब्रह्माहुतिहुतंपुण्यमनध्यायवषट्कृतम्॥१०६ ॥**

નિત્ય કરવાના પાઠમાં અનધ્યાય નથી કારણ કે મનુએ તે સર્વને બ્રહ્મ યજ્ઞ ગણ્યા છે અને તે યજ્ઞમાં આહુતિ ફકત મંત્રનીજ અપાય છે અને જે હોમમાં અગ્નીને આહુતિ આપવાની છે ત્હેમાં પણ મંત્ર વડેજ અપાય છે અને મંત્રો પવિત્ર હોવાથી તે પૂણ્ય કર્મ કરાવનાર છે અર્થાત્ પુણ્યનું ફળ પ્રાપ્ત કરાવે છે. ૧૦૬.

**यःस्वाध्यायमधीतेऽब्दंविधिनानियतःशुचि॥**
**तस्यनित्यंक्षरत्येषपयोदधिघृतंमधु ॥१०७॥**

જો કોઇ દ્વિજ એક વર્ષ પર્યંત શુદ્ધ ચિત્તે યથાવિધિ મન તથા ઈંદ્રિયોને વશ રાખીને વેદોકત નિયમો પ્રમાણે જપ યજ્ઞ કરે છે તો તે પિત્રિયોને નિત્ય દુધ, દહિ, ઘી, મધ અર્થાત્ પંચામૃતથી તૃપ્ત કર્યા બરાબર પુણ્ય પ્રાપ્ત કરે છે અને તેથી ત્હેની સર્વે ઇચ્છાઓ પરિપૂર્ણ થાય છે. ૧૦૭.

**अग्नीन्धनंभैक्षचर्यामधःशय्यांगुरोर्हितम्॥**
**आसमावर्तनात्कुर्यात्कृतोपनयनोद्विजः॥१०८॥**

દ્વિજે ઉપનયન સંસ્કાર કર્યા પછી કેમ વર્તવું ?

બ્રાહ્મણ, ક્ષત્રી તથા વૈશ્યે ઉપનયન લીધા પછી शैशवेभ्यस्त विद्यानाम् ॥ એ વાકયને અનુસરી વેદાભ્યાસ કરવાને માટે ગુરૂને ત્યાં સ્થિતિ કરવી અને ત્યાં સાંજ સ્હવાર હોમને માટે સમિધ એકઠાં કરવાં, ખાટ ઉપર સુવું નહી અર્થાત્ પોતાનું બિછાનું નીચે ભૂમિ ઉપર રાખવું તથા જેવી રીતે પોતાના ગુરૂનું મન પ્રસન્ન રહે તે પ્રમાણે ત્હેની સેવા કરવી. ૧૦૮.

**आचार्यपुत्रःशुश्रूषुर्ज्ञानदोधार्मिकःशुचिः ॥**
**आप्तःशक्तोऽर्थदःसाधुःस्वोऽध्याप्यादश धर्मतः ॥ १०९ ॥**

ગુરૂએ કોને શિષ્ય કરીને વેદ શીખવવો ?

આચાર્યના પુત્રને, સેવા કરે ત્હેને, કોઇ પણ પ્રકારનું જ્ઞાન આપી શકે ત્હેને, ધર્મ જાણનારને, દેહ શુદ્ધ રાખનારને, બંધુ મિત્રને, વ્યવહારી લેવા તેમજ આપવામાં સમર્થ, ધન આપવામાં ધર્માત્મા હોય ત્હેને, રાગ દ્વેશ રહિત હોય ત્હેને, અને જે સ્વજ્ઞાતી હોય તેને એવા દશ જાતના વિદ્યાર્થીને રાખી તેમને વેદ શીખવવાનો ગુરૂને અધિકાર છે. ૧૦૯.

**नापृष्टःकस्यचिद्ब्रूयान्नचान्यायेनपृच्छतः॥**
**जानन्नपिहिमेधावीजडवल्लोकआचरेत्॥११०॥**

જ્ઞાની પુરૂષે તો હમેશાં વગર પુછે કોઇ પણ પ્રશ્નનો ઉત્તર આપવોજ નહી અને જો કોઇ થોડુ શીખેલો કોઇ પણ સ્વર્થનો

અર્થ સમજવા માટે તો ત્હેનું તત્વ ત્હેના આગળ પ્રકાશવું નહી પરંતુ જો પોતાનો શિષ્ય કાંઈ ખોટું ખોટું વાંચતો હોય ત્યારે તો પુછયા વગર પણ ત્હેની ભુલ સુધારવી. અને જો કોઇ અભક્ત અથવા નાસ્તિક કાંઈ પણ પુછે તો તેને અન્યાયજ ગણવો. ૧૧૦

अधर्मेणचयःप्राहयश्चाधर्मेणपृच्छति ॥
तयोरन्यतरःप्रैतिविद्वेषंवाऽधिगच्छति॥ १११॥

જે અધર્મથી પુછે છે અને જે કોઇ તેવા પ્રશ્નનો અધર્મ અથવા અન્યાયથી ત્હેનો ઉતર આપે છે તે બેમાંથી એક મરી જાય છે અથવા તો તેઓ એક એકના દ્વેશી થાયછે. ૧૧૧.

धर्मार्थौयत्रनस्यातांशुश्रूषांवापितद्विधा॥
तत्रविद्यानवक्तव्याशुभंबीजमिवोषरे ॥११२॥

જે શિષ્યને વિદ્યા શીખવવાથી ધર્મ, અર્થ કે સેવા આ ત્રણમાંથી કશાનો પણ લાભ થતો નથી તેવા શિષ્યને તો વિદ્યા શીખવવીજ નહી કારણ કે જેવિ રીતે ખરાબ જમીનમાં સારૂ અન્ન નાંખવા છતાં પણ ભેરવટનીજ ઉત્પત્તિ થાય છે અને તેથી જો કંઈ પણ અનાજ પાકે છે તો તે સર્વ નિરૂપયોગી છે કારણ કે ત્હેમાંથી તે લણવુંજ અશકય છે તેમ જયારે વિદ્યા શીખવી ત્હેનું ફળ મળવાનું નથી તો વિદ્યા નજ શીખવવી તે વધારે સારૂ ગણાય. ૧૧૨.

विद्ययैवसमंकाममर्त्तव्यंब्रह्मवादिना ॥
आपद्यपिहिघोरायांनत्वेनमिरिणेवपेत् ।११३॥

ગુરૂએ પાત્ર વિદ્યાર્થીના અભાવે વિદ્યાની સાથે મૃત્યુ પામવું તે અપાત્રને વિદ્યા દાન આપવા કરતાં બ્હેતર ગણવું અર્થાત્ પોતાના નિર્વાહના સંબંધે પણ ગમે તેવા કઠણ પ્રસંગે પણ તે કાર્ય સાધવાને માટે ત્હેણે અયોગ્ય વિદ્યાર્થીને તો વિદ્યા દાન આપવુંજ નહી કારણ કે વિદ્યાનું દાન પાત્રનેજ આપવાનું છે. ૧૧૩.

विद्याब्राह्मणमेत्याहशेवधिस्तेऽस्मिरक्षमाम्॥
असूयकायमांमादास्तथास्यांवीर्यवत्तमा११४॥

કારણ કે જેણે વેદાભ્યાસ પૂર્ણ રીતે કરેલો છે તે વિદ્યાનો રક્ષક ગણાય છે અર્થાત્ વિદ્યા દેવી ત્હેને આવીને કહે છે કે હું ત્હારૂ ધન છું અને તેથી તુ મ્હારી રક્ષા કરજે અને મ્હને કુપાત્રને અર્થાત્ દોષીતને આપીશ નહી કારણ કે સત્યવાનના સંગથી હું વધારે વીર્યવાન થઈશ. ૧૧૪.

यमेवतुशुचिंविद्यान्नियतब्रह्मचारिणम् ॥
तस्मैमांब्रूहिविप्रायनिधिपायाप्रमादिने॥११५॥

પણ જે શિષ્ય શુદ્ધ, સ્વસ્થ ચિત્તનો તેમજ બ્રહ્મચારી અને ગુણી પ્રમાદી ન હોય તેવાનેજ મ્હને આપજે કારણ કે હું જે ધન છું (કારણ કે વિદ્યા એક ગુપ્ત ધન ગણાય છે) ત્હેનું તેવો શિષ્યજ યોગ્ય રિત્યા રક્ષણ કરી શકશે. ૧૧૫.

ब्रह्मयस्त्वननुज्ञातमधीयानादवाप्नुयात् ॥
सब्रह्मस्तेयसंयुक्तोनरकंप्रतिपद्यते ॥ ११६ ॥

આચાર્ય વિના અભ્યાસ કરનાર તેમજ અન્યને અભ્યાસ કરાવનાર તે શ્રુતિનો ચોર ગણાય છે અને તેવો મહા પાતકિ મનુષ્ય મરણ પછી નર્કમાં જાય છે માટે એ પ્રમાણે કોઇએ પણ કરવું નહી. ૧૧૬.

लौकिकंवैदिकंवापितथाऽऽध्यात्मिकमेवच॥
आददीतयतोज्ञानंतंपूर्वमभिवादयेत् ॥११७॥

લૌકીક કહેતાં વ્યવહારીક, વેદાભ્યાસ અથવા વેદના મંત્રોના અર્થ અને સાર સમજવાનું વીગેરે તેમજ બ્રહ્મજ્ઞાન વિગેરે ધર્મ શાસ્ત્રોનું જ્ઞાન ગમે તેવા ગુરૂની પાસેથી શિષ્યે સંપાદન કર્યું હોય છતાં તે ગુરૂના મળતાંજ પ્રથમ ત્હેણે તે ગુરૂનું સ-

ન્માન કરવું અર્થાત્ ત્હેને નમસ્કાર કરવા જોઇએ. ૧૧૭.

सावित्रीमात्रसारोऽपिवरंविप्रःसुयन्त्रितः ॥
नायन्त्रितास्त्रिवेदोऽपिसर्वाशीसर्वविक्रयी
॥ ११८ ॥

જો કોઇ "દ્વિજ" બ્રાહ્મણ ફકત ગાયત્રી મંત્રજ જાણતો હોય પણ જીતેંદ્રિય હોય અને તે મંત્રનો વેદોક્ત નિયમ પ્રમાણે અહોશથી જપ કરતો હોય તો તેવો માણસ ત્રણ વેદનો જાણનાર માણસ જે સર્વ ભોક્તા સર્વની ખાતો હોય અર્થાત્ પથ્યા પથ્ય અને ભક્ષ્યા ભક્ષ્ય આહાર લેતો હોય તેમજ યોગ્યા યોગ્ય ચિજને વેચતો હોય ત્હેના કરતાં વધારે સન્માનને પાત્ર સમજવો. ૧૧૮.

शय्यासनेऽध्याचरितेश्रेयसानसमाविशेत् ॥
शय्यासनस्थश्चैवैनंप्रत्युत्थायाभिवाद
येत् ॥ ११९ ॥

આપણા કરતાં વિદ્યા વિગેરેમાં જે વધારે હોય તેવા મનુષ્યના તથા જેને ગુરૂ માન્યો હોય ત્હેના આસન ઉપર કોઇ પણ વખતે બેસવું નહીં અને આપણે જો બેઠેલા હોઇએ ને તેવા માણસને આઘેથી આવતા જોઇએ તો તરતજ આસન ઉપરથી ઉભા થઇ ત્હેમને સન્માન આપવું. ૧૧૯.

ऊर्ध्वंप्राणाह्युत्क्रामन्तियूनःस्थविरआयाति॥
प्रत्युत्थानाभिवादाभ्यांपुनस्तान्प्रतिप
द्यते ॥ १२० ॥

વયો વૃદ્ધ અથવા વિદ્વાન માણસના આગમન વખતે યુવાન માણસે હમેશાં આસન ઉપરથી ઉઠી ત્હેને સન્માન આપવું. પ્રણામ કરવા કારણ કે તેવા વખતે યુવાન માણસના પ્રાણ ઉંચે ચઢી જતા હોય તેમ જણાય છે અર્થાત્ ત્હેનામાં આવેશ આવે છે અને તે વૃદ્ધ માણસને સન્માન આપવાથી મળે છે માટે યુવાન માણસો તે પ્રમાણે કરવું તે ત્હેમનો ધર્મ છે. ૧૨૦.

अभिवादनशीलस्य नित्यं वृद्धोपसेविनः ॥
चत्वारितस्यवर्धन्तेआयुर्विद्यायशोबलम्॥१२१॥

જે યુવક ઉપર પ્રમાણેના નિયમોને અનુસરે છે અને વૃદ્ધ માણસોની સેવા કરીને ત્હેમને સંતોષે છે ત્હેનુ આયુષમાં તેમજ વિદ્યા, યશ અને બલમાં વૃદ્ધિ થાયછે. ૧૨૧.

अभिवादात्परंविप्रोज्यायांसमभिवादयन् ॥
असौनामाहमस्मीतिस्वंनामपरिकीर्त्तयेत्१२२॥

હુવે નમસ્કાર કેવી રીતે કરવા જોઇએ ? વૃદ્ધ માણસને નમસ્કાર કરતી વખતે બ્રાહ્મણે હું આપને પ્રણામ કરૂંછું એમ કહીને પછી પોતાનું નામ જણાવવું. ૧૨૨.

नामधेयस्ययेकेचिदभिवादंनजानते ॥
तान्प्राज्ञोहऽमितिब्रूयात्स्त्रियःसर्वास्तथैवच१२३

નમસ્કાર કરવાને યોગ પુરૂષ જો કદાપીને સંસ્કૃત ભાષાથી જ્ઞાતન હોય અને તેથી સામા માણસના નમસ્કાર કર્યા પછી નામ ઉચ્ચારણ કર્યા પછી કોઇ કહે નહીં તો નમસ્કાર કરનારે એ તો હું આપને નમસ્કાર કરૂંછું—એમ કહેવું જોઇએ અને સ્ત્રિયોને પણ એજ પ્રમાણે કહેવું જોઇએ. ૧૨૩.

भोःशब्दंकीर्तयेदन्तेस्वस्यनाम्नोऽभिवादने ॥
नाम्नांस्वरूपभावोहिभोभावऋषिभिःस्मृतः ॥
॥ १२४ ॥

નમસ્કાર કરવામાં આપણે કહ્યું કે નમસ્કાર કર્યા પછી પોતાના નામનો ઉચ્ચાર કરવો અને તે ઉચ્ચાર કર્યા પછી નામના અને પોતાના નામની સત્તા જણાવવાને માટે વિદ્વાને भो એ શબ્દને ઉમેરવો એવું મહાત્માઓ કહી ગયા છે જેમ કે अभिवादये हम

सर्माहमस्मि भोः અર્થાત્ આપને નમસ્કાર કરનાર હું શુભ શર્મા છું. ૧૨૪.

आयुष्मान्भवसौम्येतिवाच्योविप्रोऽभिवादने ॥
अकारश्चास्यनाम्नोऽन्तेवाच्यःपूर्वाक्षरःप्लुतः॥१२५

નમસ્કાર કરનાર માણસને જે માણસને નમસ્કાર કરવામાં આવ્યા હોય ત્હેણે आयुष्मान् भव सौम्य । હે સારા માણસ ત્હારા આયુષની વૃદ્ધિ થજો એ પ્રમાણે કહેવું જોઇએ અને તેમ કરતાં ત્હેના નામના છેલ્લા સ્વરનો પ્લુત ઉચ્ચાર કરવો જોઇએ. ૧૨૫.

योनवेत्त्यभिवादस्यविप्रःप्रत्यभिवादनम् ॥
नाभिवाद्यःसविदुषायथाशूद्रस्तथैवसः॥१२६॥

જે માણસ પોતાને કરવામાં આવતા નમસ્કારનો યોગ્ય બદલો કેવી રીતે આપવો તે સમજતો નથી તેવા માણસને વિદ્વાન માણસે નમસ્કાર કરવાજ નહી કારણ કે તે માણસ શુદ્રના જેવાજ છે કારણ કે તે પોતાનો ધર્મ સમજતો નથી. ૧૨૬.

ब्राह्मणंकुशलंपृच्छेत्क्षत्रबन्धुमनामयम् ॥
वैश्यंक्षेमंसमागम्यशूद्रमारोग्यमेवच ॥१२७॥

વૃદ્ધ પુરૂષ મળે તો નમસ્કાર કરવા પણ જ્યારે સમાન વયના અગર પોતાના કરતાં નાની ઉમરના માણસને મળે ત્યારે તો એક એકની ખબર પુછવી. ક્ષત્રીય મળે તો ત્હેને સારી તંદુરસ્તીના સમાચાર પુછવા વૈશ્યને ક્ષેમ પુછવા તથા શુદ્રને આરોગ્ય પુછવા જોઇએ. ૧૨૭.

अवाच्योदीक्षितोनाम्नायवीयानपियोभवेत् ॥
भोभवत्पूर्वकंत्वेनमभिभाषेतधर्मवित् ॥१२८॥

પોતાને કરેલા નમસ્કારનો બદલો આપતી વખતે ધર્મજ્ઞ પુરૂષ તે માણસ દિક્ષા લીધેલો છતાં ન્હાનો હોય તો ત્હેનું નામ ઉચ્ચારણ ન કરે પણ भोदीक्षित એમ કહેછે અથવા भो भवतु એવા માન આવકારના આશીરવચનથી ત્હેના નમસ્કારનો બદલો આપે છે. ૧૨૮.

परपत्नीतुयास्त्रीस्यादसंबन्धाचयोनितः ॥
तांब्रूयाद्भवतीत्येवंसुभगेभगिनीतिच ॥१२९॥

પર સ્ત્રી વા જે સ્ત્રીની સાથે સંબંધ ન હોય તેવી સ્ત્રીની સાથે વાત કરતી વખતે અથવા ત્હેને બોલાવતી વખતે સુજ્ઞ પુરૂષે હમેશાં ભગિની ( બ્હેન ) સુભગે, વિગેરે સભ્ય શબ્દો વડે બોલાવવી એવો ધર્મ નિયમ કહેલો છે. ૧૨૯.

मातुलांश्चपितृव्यांश्चश्वशुरानृत्विजोगुरून् ॥
असावहमितिब्रूयात्प्रत्युत्थाययवीयसः॥१३०॥

મામા, કાકા, સ્વસુર ( સસરા ) રૂત્વીજ તથા ગુરૂ ગમે તેટલી નાની વયના હોય તો પણ ત્હેમના આવવાની સાથે હમેશાં હું ફલાણોછું એ પ્રમાણે નામનું ઉચ્ચારણ કરી ત્હેમને માન આપવું જોઇએ. ૧૩૦.

मातृष्वसामातुलानीश्वश्रूरथपितृष्वसा ॥
संपूज्यागुरुपत्नीवत्समास्तागुरुभार्यया॥१३१॥

માશી, મામી, સાસુ, ફોઇ એ સર્વ ગુરૂ પત્ની સમાન છે માટે ત્હેમનું ગુરૂ પત્નીની પેઠે સન્માન રાખી પુજન કરવું જોઇએ. ૧૩૧.

भ्रातुर्भार्योपसंग्राह्यासवर्णाहन्यहन्यपि ॥
विप्रोष्यतूपसंग्राह्याज्ञातिसंबन्धियोषितः॥१३२॥

જ્યેષ્ઠ બંધુ ( મ્હોટા ભાઇ ) ની સ્ત્રીને હમેશાં પગે પડીને પ્રણામ કરવો જોઇએ અને પોતાની જ્ઞાતિની તથા પિતાની તરફના સગાઇની બીજી કોઈ વૃદ્ધ સ્ત્રી હોય ત્હેને તેમજ માતાના તરફની સગાઇની અર્થાત્ મોસાળ પક્ષની કે સ્વસુર પક્ષની વૃદ્ધ સ્ત્રીને

પરદેશથી આવ્યા પછી હમેશાં પગે લાગવું જોઇએ. ૧૩૨.

पितुर्भगिन्यांमातुश्चज्यायस्यांचस्वसर्यपि ॥
मातृवद्वृत्तिमातिष्ठेन्माताताभ्योगरीयसी॥१३३॥

ફોઇ, માશી અને પોતાનાથી મ્હોટી બ્હેન હોય તેમને સર્વને માતા સમાન ગણી માન આપવું પણ તે સૌ માતાને તો શ્રેષ્ઠ ગણીને વધારે માન આપવું જોઇએ. ૧૩૩.

दशाब्दाख्यंपौरसख्यंपञ्चाब्दाख्यंकलाभृताम्
त्र्यब्दपूर्वंश्रोत्रियाणांस्वल्पेनापिस्वयोनिषु१३४

વિદ્યાદિ ગુણ રહીત માણસો જો એકજ ગામના રહેનાર હોય છે તો તેઓ મોટા નાના હોય છે છતાં દશ વર્ષ સુધી ત્હેમની મૈત્રી જારી રહે છે તેવીજ રીતે ગાયન શાસ્ત્રના જાણનાર વચ્ચે પાંચ વર્ષ સુધીજ તેવો સહવાસ રહે છે, વેદ ભણેલાઓની મૈત્રી ફક્ત ત્રણ વર્ષ સુધી ટકે છે અને સંબંધી વર્ગમાં મીત્રાચારી ઘણાજ થોડા વખત સુધી ટકે છે અને તે તે કાળ વ્યતિત થયા પછી જ્યેષ્ઠ ભાવથી તેમનો વ્યવહાર ચાલે છે. ૧૩૪.

ब्राह्मणंदशवर्षंतुशतवर्षंतुभूमिपम् ॥
पितापुत्रौविजानीयाद्ब्राह्मणस्तुतयोःपिता१३५।

બ્રાહ્મણ વેદના ભણનાર તથા ભણાવનાર છે અને ત્હેના જન્મ માત્રથીજ શ્રેષ્ઠ પદને પામેલો છે માટે ગમે તો તે દશ વર્ષનો હોય અને ત્હેનો વિદ્યાર્થી ક્ષત્રીય--રાજવંશી હોય અને ત્હેની ઉમર સો વર્ષની હોય તો પણ ત્હેણે હમેશાં પોતાનો ગુરૂ કહી બ્રાહ્મણ પિતા ગણી તે પ્રમાણેનું માન સન્માન ત્હેને આપવું જોઇએ. ૧૩૫.

वित्तंबन्धुर्वयःकर्मविद्याभवतिपञ्चमी ॥
एतानिमान्यस्थानानिगरीयोयद्यदुत्तरम्१३६।

વિત્ત અર્થાત્ ધન, બંધુ ( મીત્ર-સહોદર ), વય, શ્રુતિ અને સ્મૃતિના નિયમો પ્રમાણેનાં કરાતાં કર્મો અને વિદ્યા-ધર્મ શાસ્ત્ર તથા અન્ય શાસ્ત્રોનું જ્ઞાન આ પાંચ તત્વો માનને અપાવનારાં સમજવાં અને તે દરેકમાં છેલ્લા કરતાં ત્હેની પહેલાના દરેકમાં વધારે બળ છે. ૧૩૬

पञ्चानांत्रिषुवर्णेषुभूयांसिगुणवन्तिच ॥
यत्रस्युःसोऽत्रमानार्हःशूद्रोऽपिदशमींगतः१३७।

" દ્વિજ " બ્રાહ્મણ, ક્ષત્રી, વૈશ્ય આ ત્રણ વર્ણોમાં જેમનામાં આ પાંચ ગુણ હોયછે તે માનને પાત્ર છે અને શુદ્ર તો જો પોતાની ઉમરના દશ દશકામાંથી નવ દશકા પુરા કર્યા પછી નેવું વર્ષની ઉમરનો હોય ત્યારે ત્હેનામાં આસર્વ ગુણ હોય તોજ માનને પાત્ર ગણી શકાય છે ૧૩૭

चक्रिणोदशमीस्थस्यरोगिणोभारिणःस्त्रियाः
स्नातकस्यचराज्ञश्चपन्थादेयोवरस्यच॥१३८॥

જે ચક્ર પૈડાંવાળા રથ(ગાડી) માં બેઠેલાં હોય ત્હેને, નેઉવર્ષથી વધારે ઉમરવાળા વૃદ્ધ પુરૂષને, માંદા-અશકત માણસને, જેની પાસે ભાર હોય ત્હેને સ્ત્રીને સ્નાતક- બ્રહ્મચારીને રાજાને તથા જે વર વિવાહને માટે જતો હોય ત્હેને અથવા તો ઉપરમાંનો કોઇપણ રસ્તો મળે તો ત્હેને આપણે બાજુપર ખસી જઇને માર્ગ આપવો જોઇએ. ૧૩૮

तेषांतुसमवेतानांमान्यौस्नातकपार्थिवौ ॥
राजस्नातकयोश्चैवस्नातकोनृपमानभाक्१३९।

અને જો કદાપિ તે સઘળા સાથેજ આવતા હોયતો પહેલો માર્ગ રાજા અને બ્રહ્મચારી બેને આપવો પરંતુ તે બેમાં પણ બ્રહ્મચારી ને રાજા જે ક્ષત્રીયછે ત્હેના કરતાં વર્ણમાં શ્રેષ્ઠછે માટે ત્હેને આપવો જોઇએ ૧૩૯

उपनीयतुयःशिष्यंवेदमध्यापयेद्द्विजः ॥

सकल्पंसरहस्यंचतमाचार्यंप्रचक्षते ॥१४०॥

જે બ્રાહ્મણ પોતાના શિષ્યને યજ્ઞ પવિત ધારણ કરાવ્યા પછી કલ્પ અર્થાત યજ્ઞવિધિત્ર ને રહસ્ય એટલે ઉપનીષદ્ સહિત વેદની સર્વ શાખાઓ શાસ્ત્રોક્ત નિયમ પ્રમાણે પૂર્ણપણે ભણાવે છે ત્હેને " આચાર્ય " કહેવો. ૧૪૦.

एकदेशंतुवेदस्यवेदाङ्गान्यपिवापुनः ॥
योऽध्यापयतिवृत्त्यर्थमुपाध्यायःसउच्यते१४१।

વેદના મંત્રો તથા ત્હેના છ અંગો જે બ્રાહ્મણ કોઇ પણ માણસને ફક્ત પોતાની આજીવીકાનેજ માટે ભણાવે છે તેવા બ્રાહ્મણને " ઉપાધ્યાય " કહેવાય છે. ૧૪૧.

निषेकादीनिकर्माणियःकरोतियथाविधि ॥
संभावयतिचान्नेनसविप्रोगुरुरुच्यते ॥१४२॥

જે વિપ્ર ગર્ભાધાનના સંસ્કારો યથાવિધિ કરે છે અને અન્ન વિગેરેથી સંભાવના રાખે છે ત્હેને " ગુરૂ " સમજવો, ગર્ભાધાન કર્મ અને સંસ્કાર કર્તા પિતા–ગુરૂ ગણાય છે. ૧૪૨.

अग्न्याधेयंपाकयज्ञानग्निष्टोमादिकान्मखान् ॥
यःकरोतिवृतोयस्यसतस्यर्त्विगिहोच्यते।१४३।

જે બ્રાહ્મણ અગ્નિહોત્રનું કામ કરે છે અને અગ્નિ ઉત્પન્ન કરીને પાક યજ્ઞ અગ્નિહોમ વિગેરે યજ્ઞો સંબંધનાં પુણ્ય કર્મ કરે છે ત્હેને " રૂત્વિક્ " કહે છે. ૧૪૩.

यआवृणोत्यवितथंब्रह्मणाश्रवणावुभौ ॥
समातासपिताज्ञेयस्तंनद्रुह्येत्कदाचन ॥१४४॥

જે બ્રાહ્મણ વર્ણ તથા કર્ણમાં દોષ રહીત છે અને જે શ્રોત્રેંદ્રિયને વેદના શુદ્ધ શબ્દોથી ભરી નાંખે છે ત્હેને મ્હોટો ઉપકાર કરનાર માણસ સમજી ત્હેને પોતાનાં માત પિતા જેટલું માન આપવું ત્હેનું કદી અપમાન કરવું નહી, ત્હેનો દ્રોહ કરવો નહી અને ત્હેને કોઈ પણ રીતે માઠું લાગે તેવું વર્તન પણ કરવું નહિ. ૧૪૪.

उपाध्यायान्दशाचार्यआचार्याणांशतंपिता ॥
सहस्रंतुपितॄन्मातागौरवेणातिरिच्यते ॥१४५॥

એક " આચાર્ય " તે દશ " ઉપાધ્યાય " ની બરોબર અને તેવા એક સો " આચાર્ય " એક " પિતા " ની બરોબર અને " હજાર " પિતાની બરાબર " માતા " ને ગણવામાં આવેલી છે અર્થાત્ સર્વ કરતાં માતામાં વધારે ગૌરવ રહેલું છે તેટલા માટે માતાને સર્વથી વધારે પુજ્ય ગણી ત્હેને વધારે માન આપવું જોઇએ. ૧૪૫.

उत्पादकब्रह्मदात्रोर्गरीयान्ब्रह्मदःपिता ॥
ब्रह्मजन्महिविप्रस्यप्रेत्यचेहचशाश्वतम् ॥१४६॥

પિતા બે પ્રકારના કહેલા છે. જન્મ આપનાર તથા વેદ ભણાવનાર અને તે બન્નેમાં વધારે માનને પાત્ર વેદ ભણાવનાર " ગુરૂ " ને ગણવા, કારણ કે વેદનું અધ્યયન તે વેદના ભણનારનો બીજો જન્મ સમજવો અને તે જન્મ આ લોકમાં નહી પણ પરલોકમાં સુખ દેનાર છે અને સ્તુત્ય ગણાય છે. ૧૪૬.

कामान्मातापिताचैनंयदुत्पादयतोमिथः ॥
संभूतिंतस्यतांविद्याद्यद्योनावभिजायते।१४७।

માતપિતા કામને વશ થઈ પરસ્પરના સંયોગથી બાળકને ઉત્પન્ન કરેછે મા. તેઓ જ ત્હેનાં ઉત્પતિ સ્થાન કહેવાયછે. માતાનિ કુંખમાં રહેતાં અર્થાત ગર્ભ નવમાસ સુધી માતાના ઉદરમાં રહેછે ત્યાં ત્હેના અવયવોનું બંધારણ થાયછે. ૧૪૭

आचार्यस्त्वस्ययांजातिंविधिवद्वेदपारगः ॥
उत्पादयतिसावित्र्यासासत्यासाऽजराऽमरा ॥१४८॥

શ્રુતિને જાણનાર આચાર્ય માત્ર ગાયત્રી

મંત્રના જપથીજ બાળકને જન્મ ધારણ કરાવેછે અર્થાત્ પ્રજા ઉત્પન્ન કરેછે અને તેવી રીતે ઉત્પન્ન કરેલો જન્મ સત્ય તેમજ બ્રહ્મ પ્રાપ્તીનું ફળ હોવાને લીધે અજર અને અમર કહેવાયછે ૧૪૮

अल्पंवाबहुवायस्यश्रुतस्योपकारोतियः ॥
तमपीहगुरुंविद्याच्छ्रुतोपक्रियययातया ॥१४९॥

જો કોઇ ઉપાધ્યાય પોતાની આજીવિકાને અર્થે પણ કોઇપણ શિષ્યને થોડો કે વધારે વેદાભ્યાસ કરાવે તોપણ ત્હેણે પોતાને શાસ્ત્ર શીખવ્યુછે એમ સમજીને શિષ્યે ત્હેને પુજ્ય ગુરૂ ગણી માન આપવુ જોઇએ ૧૪૯

ब्राह्मस्यजन्मनःकर्त्तास्वधर्मस्यचशासिता ॥
बालोऽपिविप्रोवृद्धस्यपिताभवतिधर्मतः ॥१५०॥

વેદ શીખવીને જન્મ આપનાર અર્થાત્ યજ્ઞોપવિત ધારણ કરાવનાર તેમજ ધર્મ શીખનાર અને વેદનાં વ્યાખ્યાનો કરનાર બાળક વા વૃદ્ધ હોય તેમ છતાં પણ તે મ્હોટા માણસનો પણ પિતા કહેવાય અર્થાત્ પિતાના જેટલો પુજ્ય ગણી ત્હેને માન આપવાને યોગ્ય ગણવા જોઇએ ૧૫૦

अध्यापयामासपितृन्शिशुराङ्गिरःकविः ॥
पुत्रकाइतिहोवाचज्ञानेनपरिगृह्यतान् ॥१५१॥

આનારસ રૂષિનો પુત્ર ન્હાનો છતાં ઘણોજ વિદ્વાન હતો ત્હેણે ત્હેના પિત્રાઈ ભાઇઓ તેમજ વડીલોને વેદ શીખવ્યો હતો અને ત્હેમને પોતાના શિષ્યો ગણી હમેશાં શીખવાની વખતે કહેતો હતો કે હે પુત્રો આ પ્રમાણે બોલો અર્થાત્ પોતે ન્હાની વયમાં હતો છતાં જ્ઞાનમા વૃદ્ધ હોવાથી ત્હેના અજ્ઞાન વડીલોને પુત્રકા ઉપનામથી બોલાવતો હતો ૧૫૧

तेतमर्थमपृच्छन्तःदेवानागतमन्यवः ॥
देवाश्चैतान्समेत्योचुर्न्याय्यंवः शिशुरुक्तवान् ॥१५२॥

આ અપમાનકારક શબ્દ બાલક પાસેથી સાંભળ્યાને લીધે તેઓ જે ત્હેના પિતાને ઠેકાણે હતા તેઓ કોપાયમાન થયા અને દેવોની પાસે ત્હેમના શંકા સ્પદનો નિર્ણય કરાવાને ગયા. દેવતાઓએ મળીને ત્હેમને સમજાવ્યું કે તે બાળકે જે કાંઇ ત્હેમને કહ્યું છે તે યોગ્યજ કહેલું છે ૧૫૨

अज्ञोभवतिवैबालःपिताभवतिमन्त्रदः ॥
अज्ञंहिबालमित्याहुःपितेत्येवतुमन्त्रदम् ॥१५३॥

જે જ્ઞાન હિનછે તે હમેશાં ગમે તેટલો મ્હોટો હોયછે છતાં બાળકજ કહેવાયછે અને જેણે મંત્રાધ્યયન અને શ્રુતિ સ્મૃતિનું અધ્યયન કરેલું છે તે ગમે તેટલો ન્હાનો હોય છતાં તે હમેશાં વૃદ્ધ એટલે પિતા ગુરૂને સ્થાનકે પૂજાયછે. ૧૫૩

नहायनैर्नपलितैर्नवित्तेननबन्धुभिः ॥
ऋषयश्चक्रिरेधर्मंयोऽनूचानःसनोमहान् ॥१५४॥

ઘણા વર્ષ જીવ્યાથી તેમજ પળીયાં આવવાથી ઘણું દ્રવ્ય એકઠું કરવાથી ભાઇ ભાંડુઓના મ્હોટા કુટુંબથી અથવા તો તે સઘળાઓના એકત્ર મલવાથી કાંઇ માણસ શ્રેષ્ઠ પદને પામતો નથી પણ મ્હોટાઇ મેળવવાને માટે તો મહર્ષિઓએ કહેલું છે કે માણસે વેદ તેમજ ત્હેનાં છઅંગોનો પૂર્ણ અભ્યાસ કરવો જોઇએ અને ત્હેમાં દર્શાવેલા નિયમાનુસાર પોતાનુ વર્તન રાખવું જોઈએ ૧૫૪

विप्राणांज्ञानतोज्यैष्ठ्यंक्षत्रियाणांतुवीर्यतः ॥
वैश्यानांधान्यधनतःशूद्राणामेवजन्मतः ॥१५५॥

બ્રાહ્મણના મોંનો વેદ અને સ્મૃતિનુ બરાબર જ્ઞાન હોયતો તે મ્હોટો ગણાય અને ક્ષત્રી વિર્યવાન અને નિ:ડી હોવો જોઇએ કારણ કે ત્હેનુ કર્તવ્ય યુદ્ધ કૌશ્યલતાછે અને તે હોય તોજ તે પણ મ્હોટો ગણાય વૈશ્યે મ્હોટાઈ મેળવવાને માટે પુષ્કળ ધન ધાન્ય

એકઠું કરવું જોઈએ અને શુદ્રે પોતાના પૂનઃ જન્મ વખતે સારી વર્ણમાં જન્મ મળે ત્હેને માટે પોતાના કાર્યો શાસ્ત્રોક્ત નિયમો પ્રમાણે કરવાં ત્હેમાં ત્હેની મ્હોટાઇ સમાયલીછે. ૧૫૫

नतेनवृद्धौभवतियेनास्यपलितंशिरः ॥
योवैयुवाप्यधीयानस्तंदेवाःस्थविरंविदुः॥१५६॥

આ સર્વ ઉપરથી સમજવું કે માણસની મ્હોટાઈ ત્હેના ઉમરમાં વધવાથી કાંઇ ગણાતી નથી પણ યુવાન હોય પણ વિદ્વાન હોયતો દેવતાઓ પણ ત્હેને વૃદ્ધ ગણેછે ૧૫૬

यथाकाष्ठमयोहस्तीयथाचर्ममयोमृगः ॥
यश्चविप्रोऽनधीयानस्त्रयस्तेनामबिभ्रति॥१५७॥

જેવો લાકડાનો બનાવેલો હાથી અને ચામડાનો બનાવેલો મૃગ ફૂકડા નામ ધારીજ છે પણ ત્હેમનામાં ખરા હાથી કે મૃગના જેવા ગુણ અને બળ નથી તેવો અજ્ઞાન બ્રાહ્મણને પણ સમજવો કારણ કે તે ફક્ત નામમાત્ર થીજ બ્રાહ્મણછે પણ ત્હેમનામાં બ્રહ્મતેજના બ્રહ્મ ગુણોતો હોતાજ નથી ૧૫૭

यथाषण्ढोऽफलःस्त्रीषुयथागौर्गविचाफला ॥
यथाचाज्ञेऽफलंदानंतथाविप्रोऽनृचोऽफलः
॥१५८॥

જેવી રીતે સ્ત્રિ સમુહમાં વ્યંડળ(નપુંસક) નકામોછે અને જેવી રીતે ગામોમાં બળદ નકામો ગણાય છે તેવી રીતે મુર્ખને દાન આપવાથી કંઈ પણ પુન્ય થતું નથી કારણકે पात्रेदानंदियते । પાત્રને દાન આપવું એવુંજ કહેલું છે તે સર્વ પ્રમાણે જ્ઞાનહિન બ્રાહ્મણ શ્રુતિ તથા સ્મૃતિનાં કર્મ કરવામાં અને કરાવવામાં નિરૂપયોગી સમજવો ૧૫૮

अहिंसयैवभूतानांकार्यंश्रेयोऽनुशासनम् ॥
वाक्चैवमधुराश्लक्ष्णाप्रयोज्याधर्ममिच्छता
॥ १५९ ॥

શિષ્યોને અભ્યાસ કરાવતી વખતે હમેશાં શિક્ષા કરવી નહિ પણ એવી શિક્ષા કરવી કે જેથી કોમળતા દર્શાવી શકાય અર્થાત્ ત્હેને સમજાવીને શીખવવુ જોઇએ. વિદ્વાન માણસો જેઓ પોતાના ધર્મ બરાબર સમજે છે અને તેથી બુદ્ધિશાળી હોય છે તેઓનો ઘણા મંદ સ્વરથી પોતાના શિષ્યોને શીખવેછે જેથી પરસ્પર પ્રીતી ઉત્પન્ન થાય છે ૧૫૯

यस्यवाङ्मनसेशुद्धेसम्यग्गुप्तेचसर्वदा ॥
सवैसर्वमवाप्नोतिवेदान्तोपगतंफलम् ॥१६०॥

જે બોલવામાં તેમજ અંતઃકરણમાં શુદ્ધ હોય છે એટલે જે જુઠું બોલી પોતાની વાણીને દુષિત કરતો નથી અને અન્ય ઉપર રાગ દ્વેષ રાખી મનને દુષિત કરતો નથી તેવો પુરૂષ હમેશાં વેદાંતના પૂર્ણ ફળ રૂપી મોક્ષને પ્રાપ્ત થાયછે. ૧૬૦

नारुंतुदःस्यादार्त्तोऽपिनपरद्रोहकर्मधीः ॥
ययास्योद्विजतेवाचानालोक्यांतामुदीरयेत्
॥ १६१ ॥

માણસે પોતે ગમે તેવી મહાવ્યથા ભોગવતો હોય છતાં અન્યને ધર્મ વચન કહી પિડા કરવી નહી તેમજ કોઇનો દ્રોહ કરવો નહી સર્વના સારામાં રાજી રહેવું તેમજ પોતાના કંઇ પણ કહેવાથી અન્યને માઠું લાગે અથવા દુઃખ થાય એવું કોઇપણ બોલવું નહી કારણકે તેમ કરવાથી તે માણસ સ્વર્ગ મેળવી શકતો નથી ૧૬૧

संमानाद्ब्राह्मणोनित्यमुद्विजेतविषादिव ॥
अमृतस्येवचाकाङ्क्षेदवमानस्यसर्वदा॥१६२॥

જે બ્રાહ્મણ માન સન્માનની ખાતર લોકોની ખુશામત કરેછે ત્હેને તો મુર્ખજ માનવો કારણ ધર્મ શાસ્ત્રના નિયમ પ્રમાણે બ્રાહ્મણે હમેશાં દુનીયાંદારીમાં માન મરતબો મેળવવાનાં સાધનો કરવાં તે અયોગ્યછે ત્હેણે સન્ય-

માનને વિષ ગણવું જોઇએ અર્થાત્ ત્હેનાથી દુર રહેવું જોઇએ અને જો કોઇ અપમાન કરેતો ત્હેની બીલકુલ દરકાર કરવી નહી— જરાપણ ખેદ ન પામવો પણ ત્હેને પ્રિય ગણવું સર્વથા અને સર્વદા પોતાનો ધર્મ હોય ત્હેમાં કોઇપણ પ્રકારનો પક્ષપાત નહી કરતાં માન અપમાનની કંઇપણ દરકાર ન કરતાં તે કરે જવો. ૧૬૨

**सुखंह्यवमतःशेतेसुखंचप्रतिबुध्यते ॥**
**सुखंचरतिलोकेऽस्मिन्नवमन्ताविनश्यति।१६३।**

અને તેવો પવિત્ર બ્રાહ્મણ અપમાન થયા છતાં સંસારમાં સુખમાંજ રહેછે અને સુખમાં સુવેછે તથા હરે ફરેછે જ્યારે અપમાન કરનાર માણસ પોતાના ધર્મ વિરૂદ્ધ કરેલા આચરણ ની શિક્ષા પામેછે અને તેથી નાશ પામેછે ૧૬૩

**अनेनक्रमयोगेनसंस्कृतात्माद्विजःशनैः ॥**
**गुरौवसन्संचिनुयाद्ब्रह्माधिकंतपः ॥१६४॥**

જાત કર્મના સંસ્કારથી તે યજ્ઞ પવિત ધારણ કર્યા સુધીના અને ત્યાર પછીના સંસ્કારો બ્રાહ્મણે શાસ્ત્રોક્ત વિધિ પ્રમાણે ગુરૂના ઘરમાં રહીને કરવા જોઇએ અને ત્યાં રહી વેદની પ્રાપ્તી થાય તેવા જપ તપ તથા મંત્રો કરવા જોઇએ ૧૬૪.

**तपोविशेषैर्विविधैर्व्रतैश्चविधिचोदितैः ॥**
**वेदःकृत्स्नोऽधिगन्तव्यःसरहस्योद्विजन्मना ॥ १६५ ॥**

વિધિ યુક્ત તેમજ સ્વગૃહ્ય નિયમો પ્રમાણે તેમના સંગ્રહથી અને ગુરૂની સેવા તથા બીજા સદઆચરણોથી ઉપનિસદો અને મંત્રો વાળા વેદને બ્રાહ્મણ ક્ષત્રી અને વૈશ્ય જેમને વેદાધ્યયનનો અધિકારછે ત્હેમણે સંપૂર્ણ જાણવો જોઇએ ૧૬૫

**वेदमेवसदाभ्यस्येत्तपस्तप्स्यन्द्विजोत्तमः ॥**
**वेदाभ्यासोहिविप्रस्यतपःपरमिहोच्यते॥१६६॥**

તપ કરવાને ઇચ્છા રાખનાર દ્વિજે હમેશાં વેદાધ્યયન કરવું જોઇએ કારણકે વેદનો અભ્યાસ નિયમિત રીતે કરવો તેજ ત્હેમને માટે મ્હોટામાં મ્હોટુ તપ કરવાનુ સાધનછે એવું મહાત્માઓ કહી ગયેલા છે ૧૬૬

**आहैवसनखाग्रेभ्यःपरमंतप्यतेतपः ॥**
**यःस्रग्व्यपिद्विजोऽधीतेस्वाध्यायंशक्तितोऽन्वहम् ॥१६७॥**

યથા શક્તિ વેદનો નિરંતર અભ્યાસ કરનાર વિદ્યાર્થી કદાપિ બ્રાહ્મચારીના શ્રુતિમાં કહેલા નિયમોનું ઉલંઘન કરી ને ફુલના હાર ધારણ કરીને ફરેછે તો પણ તે વેદના પ્રાબલ્યથી હમેશાં નખશીખ સુધિ પવિત્રજ રહેછે એટલી બધી અપાર શકતી વેદાધ્યયનમાં રહેલીછે ૧૬૭

**योऽनधीत्यद्विजोवेदमन्यत्रकुरुतेश्रमम् ॥**
**सजीवन्नेवशूद्रत्वमाशुगच्छतिसान्वयः॥१६८॥**

જે દ્વિજ પોતાના ધર્મ કર્મ શીખવામાં અર્થાત્ વેદનું અધ્યયન કરવામાં શ્રમ ન લેતાં અન્ય કાર્યો કરવામાં ઘણો શ્રમ લેતો હોય છતાં તે પોતાની વર્ણના નિયમોનું ઉલંઘન કરે છે માટે સહ કુંટુબ-પુત્ર પરિવાર સાથે મહાન શુદ્ર ગણી ત્હેનો ત્યાગ કરવો–ત્હેને પંકિત બ્હાર મુકવો. ૧૬૮

**मातुरग्रेऽधिजननंद्वितीयंमौञ्जिबन्धने ॥**
**तृतीयंयज्ञदीक्षायांद्विजस्यश्रुतिचोदनात्॥१६९॥**

વેદમાં દ્વિજના ત્રણ જન્મ કહેલાછે. માતાના ઉદરમાંથી પ્રસવ પામેછે ત્યારે ત્હેનો પ્રથમ જન્મ અને ત્યાર પછી ઉપનયન સંસ્કાર કરવામાં આવેછે ત્યારે ત્હેનો બીજો જન્મ થાય છે અને ત્યાર પછી જ્યારે તે વેદના મંત્રો વિગેરે વેદનાં અંગો શીખેછે અને દિક્ષા લઇ યજ્ઞાદિ ક્રિયા કરેછે ત્યારે ત્હેનો ત્રીજો જન્મ થાય છે ૧૬૯

તત્રયદ્ બ્રહ્મજન્માસ્યમૌંજીબન્ધનચિહ્નિતમ્ ॥
તત્રાસ્યમાતાસાવિત્રીપિતાત્વાચાર્યઉચ્યતે ૧૭૦ ॥

ઉપર દર્શાવ્યા તે ત્રણ જન્મમાંથી જ્યારે વેદના ગ્રહણ કરવાને લીધે ઉપનયન સંસ્કાર કરવામાં આવેછે ત્યારે જે દ્વિજનો બીજો જન્મ થાયછે ત્હેમાં દ્વિજની માતા ગાયત્રીને સમજવી અને પિતા તે આચાર્ય જાણવો ૧૭૦

વેદપ્રદાનાદાચાર્યંપિતરંપરિચક્ષતે ॥
નહ્યસ્મિન્યુજ્યતેકર્મકિંચિદામૌંજિબન્ધનાત
॥૧૭૧॥

વેદનું દાન આપનારને એટલે મનુ અને અન્ય આચાર્યોને પિતા કહેલા છે કારણ કે તે જ્ઞાન બાળકને ઉપનયન યજ્ઞોપવિત સંસ્કાર થતા પ્હેલાં અપાતું નથી અને આપવાથી કંઇ પણ પુન્ય થતું નથી કારણકે શ્રોત્ર અને સ્માર્ત કર્મો કરવાનો અને શીખવાનો અધિકાર દ્વિજના બીજા જન્મથીજ શરૂ થાયછે. ૧૭૧

નાભિવ્યાહારયેદ્બ્રહ્મસ્વધાનિનયનાદૃતે ॥
શૂદ્રેણહિસમસ્તાવદ્યાવદ્વેદેનજાયતે ॥૧૭૨॥

યજ્ઞોપવિત ધારણ કર્યા પહેલાં વેદનો ઉચ્ચાર સરખો પણ કરવો નહી ફક્ત જેનો પિતા ગુજરી ગયો હોય તેનુ શ્રાદ્ધ કર્મ જે કર્યા વિના ચાલે નહી તે વખતેજ મંત્રોચ્ચાર કરવો અન્યથા કદી પણ કરવો નહી કારણકે જનોઇ ધારણ કર્યા પહેલાં તે શુદ્રના જેવોજ છે અને તે સ્થિતિમાં ત્હેને વેદનો અધિકાર પણ નથી. ૧૭૨

કૃતોપનયનસ્યાસ્યવ્રતાદેશનમિષ્યતે ॥
બ્રહ્મણોગ્રહણંચૈવક્રમેણવિધિપૂર્વકમ્ ॥૧૭૩॥

જનોઇ દીધા પછી બ્રાહ્મણે સમિધના હોમ યજ્ઞનાં કર્મો કરવાં, દિવસે સુવુ નહી વિગેરે કાર્યો કરવાં તથા વેદના મંત્રો અનુક્રમે શીખવા જોઇએ ૧૭૩

યદ્યસ્યવિહિતંચર્મયત્સૂત્રંયાચમેખલા ॥
યોદણ્ડોયચ્ચવસનંતત્તદસ્યવ્રતેષ્વપિ ॥૧૭૪॥

યજ્ઞોપવિત સંસ્કારની વિધિ કરતી વખતે જે ચર્મ સુર્યનો કંદોરો દંડ અને વસ્ત્ર બ્રહ્મચારીને ધારણ કરાવવામાં આવેછે તે ત્હેણે વ્રત કરતી વખતે પણ રાખવાંજ જોઇએ ૧૭૪

સેવેતેમાંસ્તુનિયમાન્બ્રહ્મચારીગુરૌવસન્ ॥
સંનિયમ્યેન્દ્રિયગ્રામં તપોવૃદ્ધ્યર્થમાત્મનઃ ॥ ૧૭૫ ॥

બ્રહ્મચારીયે ગુરૂ કુળમાં વિદ્યા અભ્યાસ કરવા રહેવાના સમયે ઇંદ્રિયોને બરાબર વશ રાખી પોતાના તપની વૃદ્ધિને માટે આગળ ઉપર કહી ગયા તે સર્વ નિયમો પાળવા જોઇએ. ૧૭૫

નિત્યંસ્નાત્વાશુચિઃ કુર્યાદ્દેવર્ષિપિતૃતર્પણમ્ ॥
દેવતાભ્યર્ચનંચૈવસમિદાધાનમેવચ ॥ ૭૬ ॥

બ્રહ્મચારીયે પ્રતિદિન શુદ્ધ જળે સ્નાન કરી પવિત્ર થઇને દેવ, રૂષિ તથા પિત્રિયોને તર્પણ કરીને સંતોષવા અને દેવ દેરાંમાં મુર્તીઓનાં દર્શન કરવાં તથા સ્હવાર સાંજ અગ્નીમાં સમીધનો હોમ કરવો. ૧૭૬

વર્જયેન્મધુમાંસંચગન્ધંમાલ્યંરસાન્સ્ત્રિયઃ ॥
શુક્તાનિ યાનિ સર્વાણિ પ્રાણિનાંચૈ વ
હિંસનમ્ ॥ ૧૭૭ ॥

વળી મદ્ય, માંસ જેવા અભક્ષ્ય અહારનો ત્હેણે ત્યાગ કરવો અને સુગંધીમય પદાર્થો જેવા કે કસ્તુરી, ચંદન, કપુર વિગેરેનો પણ ખાવા તેમજ શરીરે લેપ કરવામાં પણ ત્યાગ કરવો અને ફુલની માળા પણ શરીરમાં રાખવી નહી કારણ કે તે સર્વ ત્હેની ઇંદ્રિયોને પ્રદિપ્ત કરેછે. સ્ત્રીથી હમેશા દુર રહેવું અને રસ એટલે સ્વાદિષ્ટ પ્રવાહી, ગોળ, મધનો પણ ત્યાગ કરવો તેમ આચાર ( અથાણાં-મશાલા ) ખાવાં નહી

અને કોઇની ઘાત—હિંસા પણ કરવી નહી. ૧૭૭

**अभ्यङ्गमञ्जनचाक्ष्णोरुपानच्छत्रधारणम् ॥**
**कामंक्रोधंचलोभंचनर्त्तनंगीतवादनम् ॥७८॥**

ઉપર કહ્યું તેટલુંજ નહી પણ બ્રહ્મચારીયે તેલ ફુલેલ તેમજ સુગંધીદાર પ્રવાહી માથામાં—વસ્ત્રમાં રાખવા પણ નહી અને આંખમાં સુરમો વિગેરે અંજન પણ કરવાં નહી તથા પગમાં ઉપાનહ (જોડા) પહેરવા નહી અને તાપમાં જતાં પોતાના પંડના રક્ષણાર્થે છત્રી પાસે રાખવી નહી. ત્હેણે કામ, ક્રોધ લોભ, મોહ અને મદ એ પાંચ અસુર ગણાતા વિષયોનો ત્યાગ કરવો તથા કોઇ પણ પ્રકારનું વાદ્ય વગાડવું વા સાંભળવું પણ નહી તેમજ ગાયન કરવું નહી તથા નૃત્ય કરવું નહી. ૧૭૮

**द्युतंचजनवादंचपरीवादंतथानृतम् ॥**
**स्त्रीणांचप्रेक्षणालम्भमुपघातं परस्य**
**च ॥ १७९ ॥**

વળી દ્યૂત પાસાથી જુગટુ રમવું તે, વિના પ્રયોજન લોકની સાથે લઢાઇ વ્હોરવી, પરાયા માણસની નિંદા કરવી, જુઠુ બોલવુ, સંસાર સુખ વૈભવની ઇચ્છા રાખી સ્ત્રીયોના ઉપર દૃષ્ટી ફેંકવી, ત્હેમને આલીંગવી વિગેરે પ્રેમ ચેષ્ટા કરવી તથા અન્યનું અશુભ ઇચ્છી કંઇ કરવાની યોજના કરવી તે સર્વનો બ્રહ્મચારીયે ત્યાગ કરવો. ૧૭૯

**एकः शयीत सर्वत्रन रेतःस्कन्दयेत्क्वचित् ॥**
**कामाद्धिस्कन्दयन्रेतो हिनस्ति व्रत**
**मात्मनः ॥ १८० ॥**

બ્રહ્મચર્યાવસ્થામાં હમેશાં એકલા સુવું, મનને શુદ્ધ રાખવું અને કોઇ પણ પ્રકારના સંસારી વિચારને હૃદયમાં સ્થાન આપવું નહી તેમજ વિર્યનો શ્રાવ થવા દેવો પણ નહી કારણ કે કામ વાસનાના તર્ક વિતર્કોને હૃદયમાં વાસ આપવાથી વિર્યશ્રાવ થાયછે અને તેથી બ્રહ્મચારીના વ્રતનો ભંગ થાય છે. ૧૮૦

**स्वप्नेसिक्त्वाब्रह्मचारीद्विजशुक्रमकामतः ॥**
**स्नात्वार्कमर्चयित्वात्रिः पुनर्मामि**
**त्यृचं जपेत् ॥ १८१ ॥**

કદાચ કોઇ પણ પ્રકારનો સંસારી વિચાર કર્યા વિના બ્રહ્મચારી દ્વિજને સ્વપ્નાવસ્થામાં વિર્ય શ્રાવ થાય તો તરતજ ત્હેણે સય્યામાંથી ઉઠીને ચંદન, ધુપ, પુષ્પ વિગેરે પુજન સામગ્રી લઇને સૂર્યની પુજા કરવી અને તે પછી વેદમાં કહેલી. ॥ पुनर्मामेत्विन्द्रियम् ॥ ઋચાનો ત્રણ વાર જપ કરવાં—અર્થાત્ ત્રણ વખત કહેવું કે મ્હારા નિરપરાધીના થયેલા શ્રાવનું વિર્ય મ્હને પાછુ મળો. આ પ્રાયશ્ચિત કર્યાથી પુનઃ ત્હેનામાં વિર્યની પ્રાપ્તી થાય છે. ૧૮૧

**उदकुम्भंसुमनसोगोशकृन्मृत्तिकाकुशान् ॥**
**आहरेद्यावदर्थानिभैक्षंचाहरहश्चरेत् । १८२ ।**

બ્રહ્મચારીયે હમેશાં ગુરૂને જોઇએ તેટલું પાણી ઘડામાં ભરવું, તથા ફુલ, છાણુ અને મૃતિકા લાવી આપવાં તેમજ જોઇએ તેટલી ભીક્ષા હમેશાં માગી લાવવી. ૧૮૨

**वेदयज्ञैरहीनानांप्रशस्तानांस्वकर्मसु ॥**
**ब्रह्मचार्याहरेद्भैक्षं गृहेभ्यः प्रयतो**
**ऽन्वहम् ॥ १८३ ॥**

ભીક્ષા હમેશાં જે વેદ કર્મ કરતો હોય; તેમજ પોતાનાં નિત્ય નિયમનાં કર્મો કરવામાં કુશળ હોય એવા પવિત્ર માણસોના ઘેરથી બ્રહ્મચારીયે ભિક્ષા લાવવી. ૧૮૩

**गुरोःकुलेनभिक्षेतनज्ञातिकुलबन्धुषु ॥**
**अलाभेत्वन्यगेहानांपूर्वंपूर्वंविवर्जयेत् ॥८४॥**

આચાર્યનાં સગાં વ્હાલાં તથા ઓળખીતાં પાળખીતાંમાં તેમજ પોતાનાં સગાં વહાલાં (બાપના કે માના પક્ષનાં) કે સ્વજ્ઞાતિનાં કોઇની પાસેથી ભિક્ષા માગવી નહી પણ જો ત્હેમના સિવાયનાં બિજાં ઘરમાં જ્યારે ભિક્ષા ન મળે ત્યારે તો સ્વજ્ઞાતિવાળાઓ પાસે માગવી અને ત્યાંથી ન મળે તો બંધુવર્ગમાં માગવી એ પ્રમાણે છેલ્લેથી શરૂઆત કરી પછી આચાર્યનાં સગાં પાસેથી પણ બીજાં સર્વના અભાવે ભિક્ષા લેવાને માટે કાંઇ પણ બાધ નથી. ૧૮૪

सर्वंवापिचरेद्ग्रामंपूर्वोक्तानामसंभवे ॥
नियम्स प्रयतो वाचमभिशस्तांस्तुवर्जयेत् ॥ ८५ ॥

ઉપર દર્શાવ્યાં તે સ્થળેથી ભિક્ષાનો ઇનકાર થાય તો બ્રહ્મચારીયે મૌન્ય ધારણ કરી ઇંદ્રિયોને વસ રાખીને વસ્તી (ગામ) માંથી ભિક્ષા માગવી પણ ત્યાં ન મળે તો પણ પાપી માણસને ત્યાંથી ગમે તેવા આપત્તિના સમયે પણ ભિક્ષા સ્વીકારવી જ નહી. ૧૮૫

दूरादाहृत्यसमिधःसंनिदध्याद्विहायसिं ॥
सायंप्रातश्चजुहुयात्ताभिरग्निमतन्द्रितः ।८६।

દુરનાં ઉપવનોમાંથી સમિધને વીણી લાવી ત્હેમને ઉચ્ચ સ્થાને મુકી રાખવાં અને સહવાર સાંજ ત્હેમનો આળસ તજીને અગ્નીમાં હોમ કરવો. ૧૮૬

अकृत्वाभैक्षचरणमसमिध्यचगावकम् ॥
अनातुरःसप्तरात्रमवकीर्णिव्रतंचरेत् ॥८७॥

આરોગ્યાવસ્થા હોવા છતાં જો બ્રહ્મચારી સાત દિવસ સુધી ભિક્ષા માગવા ન જાય તથા સમિધ લાવીને ત્હેનો સાંજ સ્હવાર અગ્નીમાં હોમ કરે નહી તો ત્હેના બ્રહ્મચર્ય વ્રતનો ભંગ થાય છે અને તે પછી પવિત્ર થવાને માટે ત્હેને अवकीर्णि નામનું વ્રત ત્હેના પાપથી મુક્ત થવાના પ્રાયશ્ચિતને માટે કરવું પડે છે. ૧૮૭

भैक्षेणवर्त्तयेन्नित्यंनैकान्नादीभवेद्व्रती ॥
भैक्षेणव्रतिनोवृत्तिरुपवाससमास्मृता ॥८८॥

બ્રહ્મચારીએ એકજ ઘરની ભીક્ષાનું ભોજન કરવું નહી પણ ઘણાં ઘરની આણેલી ભિક્ષાને એકત્ર કરી ત્હેનું ભોજન કરવું કારણ કે તે પ્રમાણેની ઘણાં ઘરની એકઠી કરેલી ભીક્ષાનુ ભોજન કરવું તે મુનિઓએ ઉપવાસ બરાબર ગણેલું છે અર્થાત્ તેવું ભોજન કરવાથી પણ ઉપવાસ કર્યા જેટલું પુન્ય મળે છે. ૧૮૮

व्रतवद्देवदैवत्येपित्र्येकर्मण्यथर्षिवत् ॥
काममभ्यर्थितोऽश्नीयाद्व्रतमस्य न लुप्यते ॥ ८९ ॥

દેવતાઓનાં મંગળ કાર્યોનાં બ્રહ્મ ભોજનમાં તેમજ પિત્રિયોને તૃપ્ત કરવાને નિમિત્તે કરવામાં આવતાં બ્રહ્મ ભોજનમાં આમંત્રણ કરીને બ્રહ્મચારીને બોલાવ્યા હોય તો તેવે સમયે એકજ સ્થળે જમવાથી ત્હેના વ્રતનો ભંગ થતો નથી પણ તેવે સ્થળે એટલું તો ત્હેણે ખાસ ધ્યાનમાં રાખવું કે અભક્ષ્ય આહાર જે આપણે ઉપર જણાવી ગયા, મદ્ય, માંસ વિગેરેનું ત્હેણે ભક્ષણ કરવું નહી. ૧૮૯

ब्राह्मणस्यैवकर्मैतदुपदिष्टंमनीषिभिः ॥
राजन्यवैश्ययोस्त्वेवंनैतत्कर्मविधीयते ।९०।

વેદને જાણનારા પંડીતોએ આ પ્રમાણે એકાન્ત એકજ જગાએ ભોજન લેવાનું ફક્ત બ્રાહ્મણ બ્રહ્મચારીને માટેજ કહેલું છે પણ ક્ષત્રીય અને વૈશ્યે તેમ કરવું નહી. ૧૯૦

चोदितोगुरुणानित्यमप्रचोदितएववा ॥
कुर्यादध्ययनेयत्नमाचार्यस्यहितेषुच ॥९१॥

ગુરૂ કુળમાં રહી અભ્યાસ કરનાર બ્રહ્મચારી વિદ્યાર્થીએ ગુરૂએ આજ્ઞા આપી હોય કે ન આપી હોય છતાં પણ પોતાના અભ્યાસની વૃદ્ધિ કરવાને માટે નિરંતર પ્રયાસ કરવો અને જે કાર્યો કરવાથી પોતાના ગુરૂનું કલ્યાણ થાય એવાં કાર્યો પણ હમેશાં કરવાં જોઇએ. ૧૯૧

शरीरंचैववाचंचबुद्धीन्द्रियमनांसिच॥
नियम्य प्राञ्जलिस्तिष्ठेद्वीक्षमाणो गुरोर्मुखम् ॥ ९२ ॥

અને હમેશાં પોતાના શરીરને સ્વસ્થ રાખવું અને બુદ્ધિ તથા મન અને ઇંદ્રિયોને વશ રાખીને ગુરૂના દર્શન સમયે બે હાથનો કર સંપુટ કરીને ગુરૂની સન્મુખ વિવેકથી ઉભા રહેવું. ૧૯૨

नित्यमुद्धतपाणिःस्यात्साध्वाचारःसुसंयतः॥
आस्यतामितिचोक्तः सन्नासीताभिमुखं गुरोः ॥ ९३ ॥

પોતાનું અંગવસ્ત્ર એવી રીતે ઓઢવું કે જેથી જમણો હાથ હમેશાં બ્હાર રહે. આ વસ્ત્ર સ્વચ્છ ધોળા રંગનુ રાખવું. તેવા વસ્ત્રને ઓઢીને ગુરૂ સન્મુખ ઉપર કહ્યું તે પ્રમાણે કર સંપુટ કરી ગુરૂના દર્શનને માટે ઉભા રહેવું અને જ્યાં સુધી ગુરૂ બેસવાને માટે આજ્ઞા કરે ત્યાં સુધી ગંભીર મુદ્રા રાખવી જોઇએ. ૧૯૩

हीनान्नवस्त्रवेषःस्यात्सर्वदागुरुसंनिधौ ॥
उत्तिष्ठेत्प्रथमं चास्य चरमं चैव संविशेत् ॥ ९४ ॥

જ્યાં સુધી ગુરૂ કુળમાં રહે ત્યાં સુધી ત્હેણે સુક્ષ્મ ભોજ્ય થવું અર્થાત્ ગુરૂના કરતાં ઓછું ખાવું તથા વસ્ત્ર ત્હેના કરતાં ઉત્તમ પહેરવાં નહી. સ્હવારમાં ગુરૂના ઉઠતા પ્હેલાં બે ઘડી રાત્રી હોય ત્યારે ઉઠવું અને સાંજરે સુતી વખતે ગુરૂના નિંદ્રાવશ થયા પછીજ પોતે સુવું. ૧૯૪

प्रतिश्रवणसंभाषेशयानोनसमाचरेत् ॥
नासीनो न चभुञ्जानो न तिष्ठन्न परा ङ्मुखः ॥ ९५ ॥

બ્રહ્મચારીયે પથારીમાં સુતા સુતા, આસન ઉપર બેઠા બેઠા, ભોજન કરતાં કરતાં અને મ્હોં ફેરવીને ઉભા રહીને ગુરૂના પ્રશ્નનો ઉત્તર કોઇ પણ દિવસ આપવો નહી કારણ કે તેમ કરવું અસભ્ય છે. હમેશાં ગુરૂના પ્રશ્નોના ઉત્તર સ્વસ્થ ચિત્તે આપવા જોઇએ. ૧૯૫

आसीनस्यस्थितःकुर्यादभिगच्छंस्तुतिष्ठतः॥
प्रत्युद्गम्य त्वा व्रजतः पश्चाद्धांवस्तु धावतः ॥ ९६ ॥

ગુરૂ આસન ઉપર બેઠા હોય ને આજ્ઞા આપે તો બ્રહ્મચારીયે ત્હેમના સન્મુખ હાથ જોડીને ઉભા રહીને, ઉભા રહીને આજ્ઞા આપે તો બે ચાર કદમ ચાલી ત્હેમના સન્મુખ આવીને અને જો ગુરૂ દોડતાં આજ્ઞા આપે તો ત્હેમની પાછળ દોડીને ત્હેમની સાથે વાત ચિત કરવી અથવા ત્હેમની આજ્ઞા અંગીકાર કરવી. ૧૯૬

पराङ्मुखस्याभिमुखोदुरस्थस्यैत्यचान्तिकम्
प्रणम्यतुशयानस्यनिदेशेचैवतिष्ठतः ॥९७॥

ગુરૂ જો વિમુખ હોય તો ત્હેમના સન્મુખ જઇને, દુર ઉભા હોય તો ત્હેમની સમીપ આવીને અને સય્યામાં સુતા હોય ને આજ્ઞા કરે તો ત્હેમને નમન કરીને માન પૂર્વક ત્હેમના આદેશનો અંગીકાર કરવો. ૧૯૭

नीचंशय्यासनंचास्यसर्वदागुरुसंनिधौ ॥
गुरोस्तुचक्षुर्विषयेनयथेष्टासनोभवेत् ॥ ९८॥

શિષ્યે પોતાનું આસન અને પોતાની શય્યા હમેશાં ગુરૂની પાસેજ કરવાં પણ હમેશાં ગુરૂના આસન અને શય્યા કરતાં નિચાં રાખવાં તેમજ જ્યારે ગુરૂની નજર પોતાના તરફ હોય અર્થાત્ જ્યારે ગુરૂ સમીપ હોય ત્યારે બેઅદબીથી સ્વેચ્છાએ હાથ પગ પસારીને બેસવું નહી. ૧૯૮

**नोदाहरेदस्यनामपरोक्षमपिकेवलम् ॥**
**नचैवास्यानुकुर्वीतगतिभाषितचेष्टितम् ॥९९॥**

ગુરૂ સમીપ ન હોય, બ્હાર ગયા હોય ત્યારે પણ ત્હેમનું નામ બોલવું પડે તો ફક્ત નામ બોલવું નહી પણ ત્હેમનુ શુભ શુચક પૂર્ણ નામ ઉચ્ચારવું એટલે જો ગુરૂ આચાર્ય હોય તો તેમને ઉપાધ્યાય હોય તો તે ઉપનામ ત્હેમના નામની સાથે ઉમેરીનેજ ઉચ્ચાર કરવો કારણ કે તેમ કરવું સત્કાર સુચક ગણાય છે તેમજ ત્હેમની ગેરહાજરીમાં ત્હેમની ચાલવાની રીત તથા બોલવાની ચેષ્ટા કરીને હાંસી કરવી નહી. ૧૯૯

**गुरोर्यत्रपरीवादोनिन्दावापिप्रवर्त्तते ॥**
**कर्णौ तत्र पिधातव्यौ गन्तव्यं वा**
**ततोऽन्यतः ॥ २०० ॥**

જે સ્થળે ગુરૂના ભુત વા વર્તમાન સત્ય વા અસત્ય દોષ કાઢી નિંદા થતી હોય ત્યાં આગળ શિષ્યે રહેવુજ નહી અર્થાત્ તે સ્થળ છોડી તરતજ બીજે સ્થળે ચાલ્યા જવું અને જો કદાચ મરજી વિરૂદ્ધ રહેવું પડે તો પોતાના કાનને બંધ કરવા કારણ કે ગુરૂની નિંદા સાંભળી તે કર્ણ દોષ કહેવાય છે અને ત્હેને પ્રાયશ્ચિત કહેલું છે. ૨૦૦

**परीवादात्खरोभवतिश्वावैभवतिनिन्दकः ॥**
**परिभोक्ताकृमिर्भवतिकीटोभवतिमत्सरी ॥१॥**

પોતાના ગુરૂની ખોડ ખાંપણ કાઢનાર શિષ્ય પૂનઃ જન્મમાં ખરના અવતારને પામે છે ( ગધેડો જન્મે છે ), નિંદા કરનારને શ્વાન્ ( કુતરા ) નો અવતાર આવે છે ગુરૂના ધન ધાન્યને ભોગવનાર જે અનુચિત્ત કર્મ છે તે કરનારનો કૃમિ–નાના કીડાનો અને જે ગુરૂની અદેખાઇ કરે છે જે ત્હેની ઉન્નત્તિ જોઇ શકતો નથી તેનો મ્હોટા કીડાનો અવતાર થાય છે. ૨૦૧

**दुरस्थोनार्चयेदेनंनक्रुद्धोनान्तिकेस्त्रियाः ॥**
**यानासनस्थश्चैवैनमवरुह्याभिवादयेत् ॥ २ ॥**

શિષ્યે પોતે દુર રહીને અન્યની પાસે વસ્ત્ર માળા વિગેરે પુજન સામગ્રી વડે ગુરૂનું પુજન કરાવવુ નહી તેમજ પુજન કરવામાં હમેશાં ઉત્સાહ રાખવો, કંટાળીને તે કાર્ય કરવામાં અપ્રીતી કે ગુસ્સો કરવો નહી સ્ત્રીની પાસે જ્યારે ગુરૂ ઉભા હોય ત્યારે અને જ્યારે તેઓ આસન ઉપર બેઠા હોય કે રથમાં બેઠા હોય ત્યારે પણ પુજા ન કરવી રથમાંથી ઉતરે ત્યારેજ પુજા કરવી. શિષ્યે પણ તે જો પોતે આસન કે રથપર બેઠેલો હોય તો ગુરૂનું દર્શન થતાં ત્યાંથી ઉભા થઇને અને રથમાંથી નીચે ઉતરીને ગુરૂનુ આદરસત્કારથી પુજન કરવું. ૨૦૨

**प्रतिवातेऽनुवातेचनासीतगुरुणासह ॥**
**असंश्रवेचैवगुरोर्नकिंचिदपिकीर्त्तयेत् ॥३॥**

ગુરૂના ઉપર થઇને પવન શિષ્યના તરફ વહાતો હોય કે શિષ્યના ઉપર થઇને ગુરૂના તરફ વહાતો હોય તેવા સ્થાનકે શિષ્યે કદી પણ બેસવું નહી તેમજ ગુરૂની આગળ બેસીને કે બીજા કોઇના આગળ બેસીને ગુરૂ ન સાંભળે તેવી રીતે—છુપી વાત કરવી નહી. ૨૦૩

**गोऽश्वोष्ट्रयानप्रसादप्रस्तरेषुकटेषुच ॥**
**आसीतगुरुणासार्धंशिलाफलकनौषुच ॥४॥**

બળદ, ઘોડા તથા ઉંટની ગાડીયોમાં કે છકડાઓ અને રથમાં અર્થાત્ ચક્ર વાહનોમાં હમેશાં શિષ્યે ગુરૂની સાથેજ બેસવું, વળી મ્હેલની અગાશીમાં, અટારીઓ ઉપર શીલાસ્થાન ઉપર, તપ્ત ઉપર તથા વહાણુ ઉપર હમેશાં ગુરૂ શિષ્યે સાથેજ બેસવું જોઇએ. ૨૦૪

**गुरोर्गुरौसन्निहितेगुरुवद्वृत्तिमाचरेत् ॥**
**नचातिसृष्टोगुरुणास्वान्गुरुनभिवादयेत् ॥५॥**

ગુરૂના ગુરૂને પણ શિષ્યે પોતાનાજ ગુરૂ સમજવા અને પોતાના ગુરૂ જેટલુંજ માન સન્માન ત્હેમને પણ આપવું. ગુરૂના ઘરમાં રહીને અભ્યાસ કરતી વખતે પોતાનાં માત પિતા તથા અન્ય મુરબ્બી વર્ગ આવે તોપણ પોતાના ગુરૂના આદેશ વિના ત્હેમને નમસ્કાર પણ કરવા નહી. ૨૦૫

**विद्यागुरुष्वेतदेवनित्यावृत्तिःस्वयोनिषु ॥**
**प्रतिषेधत्सुचाधर्मान्हितंचोपदिशत्स्वपि ॥६॥**

અને તેજ પ્રમાણે હમેશાં પોતાના ગુરૂ પછી તે આચાર્ય હોય કે ઉપાધ્યાય હોય ત્હેના તરફ તથા પોતાનાં માત પિતા તરફ અને જે આપણુને ધર્મનું શિક્ષણ આપી અધર્મ કરતાં અટકાવે અને જેથી આપણું કલ્યાણ થાય તેવો ઉપદેશ આપે ત્હેના તરફ વર્તન ચલાવવું જોઇએ. ૨૦૬

**श्रेयःसुगुरुवद्वृत्तिंनित्यमेवसमाचरेत् ॥**
**गुरुपुत्रेषुचार्येषुगुरोश्चैवस्वबन्धुषु ॥ ७ ॥**

વળી તેજ પ્રમાણે આપણા વડીલો, જે આપણા કરતાં વય તથા વિદ્યામાં શ્રેષ્ઠ હોય ત્હેમના તરફ તેમજ ગુરૂના પુત્રો મ્હોટા હોય કે સમાન વયના હોય ત્હેમની સાથે તથા ગુરૂના વડીલોની સાથે પણ માન ભરેલી રીતે વર્તવું. ૨૦૭

**बालःसमानजन्मावाशिष्योवायज्ञकर्मणि ॥**
**अध्यापयन्गुरुसुतोगुरुवन्मानमर्हति ॥ ८ ॥**

ગુરૂનો છોકરો સમાન વયનો હોય અથવા મ્હોટો કે ન્હાનો હોય કે તે વિદ્યાર્થી હોય તો પણ જો તે વેદ ભણેલો હોય કે વેદ ભણાવી શકે તેવો હોય અને યજ્ઞ કર્મ કરવામાં ૠત્વિક્ તરીકે અથવા પ્રેક્ષક તરીકે આવેલો હોય તો પણ ત્હેને પોતાના ગુરૂના જેવો ધારીને માન આપવું. ૨૦૮

**उत्सादनंचगात्राणांस्नापनोच्छिष्टभोजने ॥**
**नकुर्याद्गुरुपुत्रस्यपादयोश्चावनेजनम् ॥ ९ ॥**

ગુરૂ પુત્રને ઉપર પ્રમાણે ગુરૂ સમાન ગણી માન સન્માન આપવું પણ ત્હેને દેહને અગર (તેલ વીગેરે ચોળી) કરીને સ્નાન કરાવવું, ત્હેના ખાતાં વધેલું અન્ન (ઉચ્છિષ્ટ) ભક્ષ્ય કરવું અને ત્હેના પગ ધોવા તે કોઇ દિવસે પણ કરવુ નહી. ૨૦૯

**गुरुवत्प्रतिपूज्याःस्युःसवर्णागुरुयोषितः ॥**
**असवर्णास्तुसंपुज्याः प्रत्युत्थानाभि**
**वादनैः ॥ २१० ॥**

ગુરૂ પત્નિ જો સવર્ણા હોય અર્થાત્ ગુરૂની વર્ણની હોય તો ત્હેને પણ ગુરૂના જેટલુંજ સન્માન આપવું પણ જો તે અસવર્ણા અર્થાત્ ગુરૂ કરતાં અન્ય વર્ણની હોય તો તો ફક્ત ત્હેના સન્માનાર્થે શિષ્યે પોતાના સ્થાનકેથી ઉઠીને ત્હેને નમસ્કાર કરવા. ૨૧૦

**अभ्यंजनंस्नापनंचगात्रोत्सादनमेवच ॥**
**गुरुपत्न्या न कार्याणि केशानां च**
**प्रसाधनम् ॥ २११ ॥**

પરંતુ ગુરૂની પત્નિને શરીરે તૈલાદિક પ્રવાહીનું મર્દન કરી સ્નાન કરાવવું તથા વિવિધ પ્રકારનાં સુગંધી યુક્ત પુષ્પો નાખી

ત્હેની વેણી ગુંથવી વિગેરે કરવું તે અયોગ્ય છે માટે તેમ કરવું નહા. ૨૧૧

गुरुपत्नीतुयुवतिर्नाभिवाद्येहपादयोः ॥
पुर्णविंशतिवर्षेणगुणदोषौविजानता ॥१२॥

ગુણ દોષ સમજી શકે તેવી પુખ્ત ઉમરે પ્હોંચેલા ( વિસ વર્ષની ) વય વાળા તરૂણ શિષ્યે ગુરૂ પત્નિ જો તરૂણ હોય તો ત્હેને પગે પડીને દંડવત પ્રણામ કરવા નહી પણ ફક્ત દુર રહીને વાંકા વળી નમસ્કાર કરવા. ૨૧૨

स्वभावएषनारीणांनराणामिहदुषणम् ॥
अतोऽर्थान्न प्रमाद्यान्ति प्रमदासु विप श्चितः ॥ १३ ॥

કારણ કે સ્ત્રિયોનો સ્વાભાવિક રીતે એવોજ સ્વભાવ છે કે તેઓ પોતાના પ્રેક્ષકને પોતાના શૃંગાર તથા હાવ ભાવ અને અન્ય ચેષ્ટાઓથી મોહ લાલચમાં નાંખી ત્હેમના વ્રતનો ભંગ કરે છે માટે આવાં આવાં કારણોને લીધે વિદ્વાન માણસો હમેશાં ત્હેમનાથી સાવધાન રહે છે અર્થાત્ ન છુટકેજ અન્ય સ્ત્રીની સાથે વ્યવહાર પાડે છે કે રખે તેઓ ત્હેમનાં કટાક્ષના ભોગ થઇ પોતાના વ્રત–તપને ભંગ કરે. ૨૧૩

अविद्वांसमलंलोकेविद्वांसमपिवापुनः ॥
प्रमदाह्युत्पथंनेतुंकामक्रोधवशानुगम् ॥ १४॥

ગમે તેવો માણુસ ભણેલો ગણેલો વિદ્વાન હોય, જીતેન્દ્રિય હોય છતાં ત્હેણે પોતાના મનમાં ત્હેના જ્ઞાન તથા જીતેંદ્રિય પણાથી ફુલાઇ જઇને સ્ત્રિયોના સહવાસમાં રહેવાનું સાહસ કરવું નહી કારણ કે તેઓ ફક્ત વિષયિ તથા મુર્ખનેજ ફસાવે છે અર્થાત્ પોતાના મોહ પાસ બાંધે છે એમ કાંઇ છેજ નહી ભલ ભલાને પણ ભુલાવાને માટે તેઓ સમર્થ હોય છે અને તેવું બનેલું પણ છે કે મ્હોટા મ્હોટા તપસ્વિ મુનીયોને પણ રંભા–મેનકા આદિ અપ્સરાઓએ છેતર્યા છે અને ત્હેમનાં તપ વ્રતનો ભંગ કરેલો છે માટે આવાં આવાં દૃષ્ટાંતોનો વિચાર કરીને સુજ્ઞ પુરૂષે તો હમેશાં નારીજાતીથી ડરીનેજ ચાલવું. ૨૧૪

मात्रास्वस्रादुहित्रावानविविक्तासनोभवेत् ॥
बलवानिन्द्रियग्रामोविद्वांसमपिकर्षति ।२१५।

આટલા કારણથી વિદ્વાને તો પોતાની મા, બ્હેન તથા દિકરીની સાથે પણ જો તેઓ યુવાન વયનાં હોય તો એકાન્તમાં બેસવું નહી કારણ કે જો કે વિદ્વાન માણસો તો પોતાની ઇંદ્રિયો અને મનન શાસ્ત્રના નિયમો પ્રમાણે પોતાના કાબુમાં રાખે છે પણ એકાન્ત પ્રેમનુ ઉત્પત્તિ સ્થાન છે અને ઈંદ્રિયો ઘણીજ બલવાન્ છે અને તેવાને પણ વશ કરી શકે છે. ૨૧૫

कामंतुगुरुपत्नीनांयुवतीनांयुवाभुवि ॥
विधिवद्वन्दनंकुर्यादसावहमितिब्रुवन् ॥१६॥

તરૂણ શિષ્યે ગુરૂ પત્ની જો તરૂણ હોય તો ઉપર જણાવી ગયા તેમ દુર રહી હમેશાં નીચી નજરે હું ફલાણો આપને નમસ્કાર કરૂં છું એમ કહી પ્રણામ કરીને ત્હેને સન્માન આપવું પણ ત્હેના સામું સરખું પણ ઉંચી નજર કરીને જોવું નહી. ૨૧૬

विप्रोष्यपादग्रहणमन्वहंचाभिवादनम् ॥
गुरुदारेषुकुर्वीतसतांधर्ममनुस्मरन् ॥ १७ ॥

શિષ્યનો એવો આચાર કહેલો છે કે જ્યારે તેઓ પરગામ ગયા હોય અને ત્યાંથી પાછા સ્વદેશ આવે ત્યારે ગુરૂ પત્ની જો વૃદ્ધ હોય તો ત્હેને પગે પડીને નમસ્કાર કરે અને જો સમાન વયની હોય કે તરૂણ અવસ્થામાં હોય તો ઉપર જણાવી તે રીતે દુરથી ભુમી તરફ નજર રાખી પ્રણામ કરે. ૨૧૭

यथाखनन्खनित्रेणनरोवार्यधिगच्छति ।।
तथागुरुगतांविद्यां शुश्रूषुरधिगच्छति ॥२१८॥

જેવી રિતે કોદાળી લઇને ઉંડુ ખોદવાથી કુવો બને છે અને જળની પ્રાપ્તી થાય છે તેવી રીતે સ્વસ્થ ચિત્તે ગુરૂ કુળમાં રહી અભ્યાસ કરનાર ન થાય શ્રેષ્ઠ રીતે સેવા કરી ગુરૂને સંતોષવાથી શિષ્યને વિદ્યાનું જ્ઞાન થાય છે. ૨૧૮

मुण्डोवाजटिलोवास्यादथवास्याच्छिखाजटः॥
नैनंग्रामेऽभिनिम्लोचेत्सूर्यो नाभ्युदियात्क्वचित् ॥ २१९ ॥

બ્રહ્મચારીના ત્રણ પ્રકાર કહેલા છે, જેણે દાઢી મુછ મુડાવેલાં હોયતે, જટાધારી અને જેહની શીખા ઘણુજ વધી ગઇ હોય તેવા આ ત્રણ પ્રકારમાંના કોઇ પણ બ્રહ્મચારીયે રાત પડી ગઇ હોયતો સૂર્યોદય થતા સુધી અને સુર્યોદય થયા પછી કોઇ ગામમાં આવી ચઢયો હોયતો સૂર્યાસ્ત થતા સુધીમાં તે ગામનો ત્યાગ કરી નિકળવું જોઇએ અર્થાત્ તેણે અહોરાત્રી એકજ ગામમાં રહેવું નહી. ૨૧૯

तंचेदभ्युदियात्सूर्यःशयानंकामचारतः ।।
निम्लोचेद्वाप्यविज्ञानाज्जपन्नुपवसेद्दिनम् ॥ २२० ॥

કામ ભાવથી સુતેલો સંન્યાસિ (બ્રહ્મચારી) જો કદાચ નિદ્રાને વશ થઇ જાય અને ત્હેને સૂર્યોદય અથવા સૂર્યાસ્તનું ભાન ન રહેતો તેણે ઉઠયા પછી સ્નાન કરી પવીત્ર થઇને આખો દિવસ પવિત્ર સ્થાનમાં એકાંતે બેશીને ગાયત્રીનો જપ કરવો અને રાત્રીયે ભોજન કરવું નહિ અર્થાત્ પોતાના અપરાધ પાપથી વિમુકત થવાને માટે આ પ્રમાણેનું પ્રાયશ્ચિત કરવું. ૨૨૦

सूर्येणह्यभिनिर्मुक्तःशयानोऽभ्युदितश्चयः॥
प्रायश्चित्तमकुर्वाणो युक्तः स्यान्महतैनसा ॥ २२१ ॥

જો સૂર્યનો ઉદય અને અસ્ત થઇ ગયો હોય છે છતાં બ્રહ્મચારી પોતાની શય્યાનો ત્યાગ કરતો નથી તો તે પાપ કરેછે અને તે પાપને નિવારવાને માટે ઉપર દર્શાવ્યું તે પ્રમાણેનું પ્રાયશ્ચિત ન કરે તો તે ઘણોજ મોટો પાપી અઘોર પાપનો કરનાર ગણાય છે. ૨૨૧.

आचम्यप्रयतोनित्यमुभेसंध्येसमाहितः ॥
शुचौदेशेजपञ्जप्यमुपासीतयथाविधि ॥२२२॥

બ્રહ્મચારીયે શુદ્ધ સ્થાનકે સ્નાન કરીને આચમન વિધિ કર્યા પછી તન તથા મન થી શુદ્ધ થઇને મનને પરમાત્મામાં લીન કરીને વિધિપુર્વક પ્રાતઃકાળમાં તથા સાયંકાળે સાવિત્રીમંત્રનો જાપ કરવો જોઇએ. ૨૨૨

यदिस्त्रीयद्यवरजःश्रेयःकिंचित्समाचरेत् ॥
तत्सर्वमाचरेद्युक्तोयत्रचास्यरमेन्मनः ॥२२३॥

જો કોઇ સ્ત્રી અથવા સુદ્ર પોતાનો શ્રેય થાય તેવું કાર્ય કરતાં હોયતો તેમને કરવા દેવું પણ ફકત એટલું ધ્યાનમાં રાખવું જોઇએ કે તે કરવાને માટે શાસ્ત્રમાં કોઇ પણ પ્રકારનો બાધ ન હોય અથવા તો તેમના તેમ કરવાથી કોઇનું મન દુખાતું હોવું જોઇએ નહી. ૨૨૩

धर्मार्थावुच्यतेश्रेयःकामार्थौधर्मएवच ॥
अर्थएवेहवाश्रेयस्त्रिवर्गइतितुस्थितिः ॥ २२४ ॥

હવે સંસારમાં સારરૂપ શ્રેયસ્કર શુ છે ?

કેટલાક આચાર્યો એવા મતનાછે કે સંસારનું ખરૂ સુખ ધર્મ સમજવામાં. અને અર્થની પ્રાપ્તી કરવામાં સમાયલું છે. જ્યારે કોઇ એમ પણ કહેછે કે સંસારમાં રહેવાનો મુખ્ય હેતુ માણસે અર્થ અને કામની ઉત્પત્તિ તથા તેથી મળતાં સુખનો લાભ લેવા-

માંજ છે જ્યારે વળી કેટલાક વળી એવો પણ મત દર્શાવે છે કે ખરૂ સુખતો સંસારમાં ધર્મ અને કામ એ બેમાંજ સમાયલું છે જ્યારે આ પ્રમાણે સર્વ કોઇના મત એક બીજાથી વિરૂદ્ધ જણાય છે. ત્યારે કુલ્લુક ભટ્ટે એવોજ મત આપેલો છે ખરૂં પુરૂષાર્થ નો ધર્મ અર્થ અને કામ એ ત્રણેને પ્રાપ્તી કરવામાં સમાયેલું છે અને એ સત્ય છે. ૨૨૪

आचार्योब्रह्मणो मूर्तिःपिता मूर्तिःप्रजापतेः ॥
माता पृथिव्या मूर्तिस्तु भ्राता स्वो मूर्त्ति
रात्मनः ॥ २५ ॥

વેદાંતમાં એમ કહેલું છે કે આચાર્ય ગુરૂ તે પરમાત્માનુ સ્વરૂપ છે અને પોતાના પિતા તે જગત પિતા બ્રહ્માનુ સ્વરૂપ છે. માતા જનેતા તે પૃથ્વીનું સ્વરૂપ છે અને ભાઇ તે પોતાની માફકના એકજ ક્ષેત્રમાંથી ઉત્પન્ન થવાને લીધે પોતાનીજ પ્રતિમા છે માટે હમેશાં માનને પાત્રછે હમેશાં તેમને સર્વને દેવતારૂપે ગણી જ્ઞાનીએ માન આપવું.૨૨૫

आचार्यश्चपितावैवमाताभ्राताचपूर्वजः ॥
नार्त्तेनाप्यवमन्तव्याब्राह्मणेनविशेषतः ।२६।

માટે આચાર્ય, પીતા, મા અને મ્હોટા ભાઇઓ જો કદાપીને પોતાને દુઃખ કરનાર હોય તોપણ ત્હેનુ અપમાન કરવું નહી અને વિશેષે કરીને બ્રાહ્મણે તો નજ કરવું એવો શાસ્ત્રનો નિયમ કહેલો છે ૨૨૬

यंमातापितरौक्लेशंसहेतेसंभवेनृणाम् ॥
नतस्यनिष्कृतिःशक्याकर्तुंवर्षशतैरपि ।।२७।।

સંતતિના સંભવ ગર્ભાધાન પછીથી બાળકને ઉછેરવામાં અને ત્હેનું લાલન પાલન કરવામાં માત પિતાનેજ સંકટ સહન કરવું પડેછે તેનો ઋણમાંથી બાળકનો કદાપી ને ત્હેની આખી જીંદગી પર્યંત અર્થાત્ સો વર્ષ સૂધી માત પિતાના ઉપર ઉપકાર કરે તો પણ તેમાંથી ત્હેનાથી મુક્ત થવાતુ નથી અને તેટલાજ માટે માત પિતાને દેવતા રૂપ ગણીને ત્હેમને કટુ વચન કહેવું નહી અને ત્હેમનું અપમાન કરવું નહી. ૨૨૭

तयोर्नित्यंप्रियंकुर्यादाचार्यस्यचसर्वदा ॥
तेष्वेवत्रिषुतुष्टेषुतपःसर्वंसमाप्यते ॥ २८ ॥

જે પોતાના આચાર્ય તેમજ માત પિતાને પોતે પ્રિય થઇ પડે તે પ્રમાણે વર્તન ચલાવે છે ત્હેને સર્વ તપ કર્યા જેટલું પુન્ય થાય છે અર્થાત્ સઘળાં પુણ્ય કર્મો કરતાં આ ત્રણને સંતોસવાં તે શ્રેષ્ઠ પુણ્ય કર્મ છે અને તેમ કરવાથી સર્વથી શ્રેષ્ઠ ફળની પ્રાપ્તીને પમાય છે. ૨૨૮

तेषांत्रयाणांशुश्रूषापरमंतपउच्यते ॥
नतैरभ्यननुज्ञातोधर्ममन्यंसमाचरेत् ॥ २९ ॥

આચાર્ય અને માત પિતાની ત્હેમને પૂર્ણપણે સંતોષ થાય તેવી રીતે સેવા કરવી ત્હેને પરમ–ઉત્કૃષ્ટ તપ કહેલું છે માટે તેમ કરવું ત્હેનેજ મુખ્ય ધર્મ જાણવો અને ત્હેમની આજ્ઞા વિના કોઇ પણ અન્ય કર્મ કરવું નહી–પછી ગમે તો તે પુણ્ય કર્મ હોય. ૨૨૯

तएवहित्रयोलोकास्तएवत्रयआश्रमाः ॥
तएवहित्रयोवेदास्तएवोक्तास्त्रयोऽग्नयः ।२३०।

કારણ કે આચાર્ય, માતા અને પિતા આ ત્રણને દેવતાની ત્રિપુટી છે વળી તેઓ ત્રણ લોક છે તેમજ ત્રણ આશ્રયોનાં જૂદાં જૂદાં સ્વરૂપ છે ( બ્રહ્મચર્યાવસ્થા, ગૃહસ્થાશ્રમ અને સન્યસ્થ ) તેમજ ત્રણ વેદનાં ફળ રૂપ છે અને યજ્ઞ કર્મ કરવામાં પવિત્ર કહેવાયલા અગ્નિનાં ત્રણ સ્વરૂપ છે. ૨૩૦

पितावैगार्हपत्योऽग्निर्मातााग्निर्दक्षिणःस्मृतः ॥
गुरुराहवनीयस्तुसाग्नित्रेतागरीयसी ॥ ३१ ॥

યજ્ઞના અગ્નિમાં ગાર્હપત્ય, દક્ષિણ અગ્નિ

તથા આવહનીય અગ્નિ આ ત્રણ અગ્નિને શ્રેષ્ઠ ગણેલા છે અને ત્હેમાં પિતાને ગાર્હપત્ય અગ્નિ ગણાય છે માતા તે દક્ષિણ અગ્નિ બરાબર છે અને આચાર્ય–ગુરૂ તે આહવનીય અગ્નિ બરાબર છે માટે આ ત્રણની પુજા કરનાર ત્રણ અગ્નિથી કરવામાં આવતા યજ્ઞના ફળને પામે છે. ૨૩૧

**त्रिष्वप्रमाद्यन्नेतेषुत्रींल्लोकान्विजयेद्गृही ॥**
**दीप्यमानःस्ववपुषादेववद्दिविमोदते ॥३२॥**

બ્રહ્મચર્યાવસ્થામાં રહીને વગર પ્રકારે જે બ્રહ્મચારી આ ત્રણની સેવા કરે છે તે હમેશાં સુખમાં રહે છે એટલુંજ નહી પણ જો ગૃહસ્થી તે પ્રમાણે કરે છે તો સંસારમાં યથેષ્ટ સુખને ભોગવીને અંતે મરણ પછી ત્રણ લોકમાં જય મેળવે છે અને પોતાના પુન્યના પ્રાબલ્યથી 'સૂર્ય, ચંદ્ર જેવા પ્રકાશીત દેવતાઓના જેવા અવિચળ પદને પામે છે અને સ્વર્ગ સુખને અનુભવે છે. ૨૩૨

**इमंलोकंमातृभक्त्यापितृभक्त्यातुमध्यमम् ॥**
**गुरुशुश्रूषयात्वेवब्रह्मलोकंसमश्नुते ॥ २३३॥**

જે કોઇ ફક્ત માતાનીજ પૂર્ણ શ્રદ્ધાથી શેવા કરે છે અને ત્હેને સંતોષે છે તે મૃત્યુ લોકને પામે છે અને જે પિતાનીજ યોગ્ય ભક્તી કરે છે તે મધ્ય લોકને પામે છે અને જે આચાર્ય–પોતાના ગુરૂની શેવા કરી ત્હેને સંતોષે છે તે હિરણ્ય ગર્ભને પામે છે અર્થાત્ મોક્ષને પામે છે પરંતુ ત્રણે કાર્ય કરનાર તો ઉપર કહ્યુ તે પ્રમાણે શ્રેષ્ઠ પદને પામે છે. ૨૩૩

**सर्वेतस्यादृताधर्मायस्यैतेत्रयआदृताः ॥**
**अनादृतास्तुयस्यैतेसर्वास्तस्याफलाः**
**क्रियाः ॥ ३४ ॥**

જેઓ આ ત્રણની શેવા કરે છે તેઓ શ્રુતિ તથા સ્મૃતિના કર્મ કર્યા જેટલાં ફળને પામે છે પણ જેઓ શ્રુતિ તથા સ્મૃતિનાં કર્મ કરવા છતાં ત્હેમનો અનાદર અપમાન કરે છે તેઓનાં શ્રુતિ તથા સ્મૃતિનાં સર્વ પુણ્ય કર્મોનું ફળ નાશ પામે છે. ૨૩૪

**यावत्त्रयस्तेजीवेयुस्तावन्नान्यंसमाचरेत् ॥**
**तेष्वेवनित्यंशुश्रूषांकुर्यात्प्रियहितेरतः ॥३५॥**

જ્યાં સુધી તે ત્રણ હયાત હોય ત્યાં સુધી પરતંત્ર થઇ કાંઇ પણ કાર્ય ત્હેમની મરજી વિરૂદ્ધ કરવું નહી પણ ફક્ત જે ત્હેમને પ્રિય હોય તેજ પોતાનું હિત કરનાર છે એમ સમજી હમેશાં ત્હેમની આજ્ઞાનુસાર કરવાને માટે વગર આનાકાનીએ તૈયાર રહેવું ૨૩૫

**तेषामनुपरोधेनपारत्र्यंयद्यदाचरेत् ॥**
**तत्तन्निवेदयेत्तेभ्योमनोवचनकर्मभिः ॥३६॥**

તેઓની સેવામાં અંતર પાડયા સિવાય પણ મન વચન અથવા કર્મથી જો કાંઇ પણ ભવિષ્યમાં થવાના પુણ્યને માટે કોઇ ધર્મ કર્મ કરવું હોયતો ત્હેમને કાને તે વાત નાંખી ત્હેમની આજ્ઞા હોયતોજ કરવું ૨૩૬

**त्रिष्वेतेष्वितिकृत्यंहिपुरुषस्यसमाप्यते ॥**
**एषधर्मःपरःसाक्षादुपधर्मोऽन्यउच्यते ॥३७॥**

આ ત્રણની સેવા કરવાથીજ માત્ર પુરૂષશ્રોત તથા સ્માર્ત ફળને મેળવે છે તેને ખરૂ પુરૂષાર્થ મેળવવાને માટે તેજ મુળ સાધન છે તેથીજ ત્હેને શ્રેષ્ઠ ધર્મ કહેલો છે બાકી યજ્ઞ હોમ આદિક પુણ્ય કર્મો તેપણ છે તો ધર્મજ પણ તેને સઘળાને ઉપધર્મ કહેલો છે અર્થાત્ શ્રેષ્ઠ પદ પહેલાને આપ્યું છે. અને તે સિવાયનાં બિજા બધાં કર્મો બીજા વર્ગનાં છે. ૨૩૭

**श्रद्दधानःशुभांविद्यामाददीतावरादपि ॥**
**अन्त्यादपिपरंधर्मंस्त्रीरत्नंदुष्कुलादपि ॥३८॥**

ગારૂડ વિગેરે વિદ્યા શુદ્ર પાસેથી પણ ગ્રહણ કરવી તેમજ ચાંડાળ પાસેથી પણ જે તે વિદ્વાન હોયતો મોક્ષને મેળવનારી વાતો સમજવી તેમજ આપણા કરતાં ઉતરતા કુળની હોય પણ ગુણવંત સ્ત્રી હોયતો ત્હેનો પત્નિ તરીકે સ્વિકાર કરવો આ સઘળુ ધર્મ શાસ્ત્રના નિયમનુસાર છે માટે સુજ્ઞને તેમ કરવામાં કોઇ પણ બાધ નથી કારણ કે તે શ્રદ્ધાયુક્તજ છે. ૨૩૮

**विषादप्यमृतंग्राह्यं बालादपिसुभाषितम् ॥**
**अमित्रादपिसद्वृत्तममेध्यादपिकाञ्चनम्॥३९॥**

વિષમાં જો અમૃત મેળવેલું હોય તો વિષનો ત્યાગ કરી અમૃતનું શોધન કરી અમૃત ગ્રહણ કરવું તેમજ વિદ્વાન હોય અને બાલ્યાવસ્થામાં હોય તોપણ તે વિદ્વાનને લીધે વૃદ્ધજ છે માટે ત્હેની પાસેથી પણ શિખામણ લેવી અને પોતાના દુષ્મનમાં પણ સારાંલક્ષણ હોયતો તેમ કરવાને શિખવું તેમજ સુવર્ણ જેવી ચીજો અપવિત્ર સ્થળમાં પડેલી હોય તો પણ લેવી ૨૩૯

**स्त्रियोरत्नान्यथोविद्याधर्मःशौचंसुभाषितम् ॥**
**विविधानिचशिल्पानिसमादेयानिसर्वतः॥४०॥**

તેમજ કોઇ પણ સ્થિતિનો માણુસ હોય અને તે સ્ત્રિ, ધન (મોતી, હીરા, રત્ન), વિદ્યા, ધર્મ, શૌચ, સુંદર વચન તેમજ વિવિધ પ્રકારની શિલ્પ–કારીગીરી કરવાની વિદ્યા જાણતો હોય તો દાન રૂપે લેવાને માટે કોઇ પણ પ્રકારનો બાધ કહેલો નથી. ૨૪૦

**अब्राह्मणादध्ययनमापत्कालेविधीयते ॥**
**अनुव्रज्याचशुश्रूषायावदध्ययनंगुरोः॥४१॥**

આપત્તિના વખતે અબ્રાહ્મણ કહેતાં બ્રાહ્મણ વર્ણ શિવાયના એટલે ક્ષત્રી કે વૈશ્ય પાસેથી પણ વેદ ભણવાને કંઈ પણ હરકત નથી અને જ્યાં સુધી વેદાભ્યાસ કરે ત્યાં સુધી ત્હેને ગુરૂ માનીને ત્હેની સેવા કરવી પણ પગ ધોવા. ઉચ્છીષ્ટ ખાવું તેવાં ધર્મ વિરૂદ્ધ કાર્ય કરવાં નહી. ક્ષત્રીને જ્યાં સુધી ત્હેની પાસેથી વિદ્યાભાસ કરે ત્યાં સુધી ગુરૂ માનવો પણ બ્રાહ્મણને તો વિદ્યાભ્યાસ પૂર્ણ થયા પછી પણ ગુરૂ પ્રમાણે ગણી માન આપવું એવું મહામુનિ વ્યાસે કહેલું છે. ૨૪૧

**नाब्राह्मणेगुरौशिष्योवासमात्यन्तिकंवसेत् ॥**
**ब्राह्मणेचाननूचानेकाङ्क्षन्गतिमनुत्तमाम्॥४२॥**

વેદાભ્યાસના ઉત્તમફળ–મોક્ષની આશા રાખનાર વિદ્યાર્થીએ અબ્રાહ્મણ ગુરૂના બ્રહ્મચર્યવ્રત પાળવા છતાં પણ જન્મ સુધી ત્હેને ત્યાં વાસ ન કરવો તેમજ બ્રાહ્મણ ગુરૂ હોય અને જો અષ્ઠાંગ વેદ શીખેલો ન હોય તો ત્હેને ત્યાં પણ જન્મ પુરો થતાં સુધી સ્થિતિ કરવી નહી ૨૪૨.

**यदित्वात्यन्तिकंवासंरोचयेतगुरोःकुले ॥**
**युक्तःपरिचरेदेनमाशरीरविमोक्षणात् ॥४३॥**

જે શિષ્યને નૈષ્ઠિક બ્રહ્મચારી થઇને પોતાનાજ ગુરૂના આશ્રમમાં રહીને પોતાનું નીમિત પુરૂ કરવું હોય ત્હેણે હમેશાં જીતેદ્રિંય રહી બ્રહ્મચર્ય વ્રત પાળવું અને મરણ પર્યંત પોતાના ગુરૂની આજ્ઞાનુંસાર વર્તન કરી ત્હેને સતોષવાને તત્પર રહેવું જોઇએ ૨૪૩

**आसमाप्तेःशरीरस्ययस्तुशुश्रूषतेगुरुम् ॥**
**संगच्छत्यञ्जसाविप्रोब्रह्मणःसद्मशाश्वतम्॥४४॥**

આ પ્રમાણે જીવનપર્યંત ગુરૂની શેવા કરનારા શિષ્ય મરણ પછી અવિનાશી સ્થાનને પામેછે અર્થાત્ બ્રહ્મમાં લીન થઇ જાયછે સર્વથી શ્રેષ્ઠત્વને પામેછે. ૨૪૪

**नपूर्वंगुरवेकिञ्चिदुपकुर्वीतधर्मवित् ॥**
**स्नास्यंस्तुगुरुणाज्ञप्तःशक्त्यागुर्वर्थमाहरेत्॥४५॥**

ધર્મને સમજનાર શિષ્યે પોતાના ગુરૂને

શૌચઆદિથી શુદ્ધ થઇ સ્નાન કરીને પવિત્ર થયા પછીજ જો પોતાના ગુરૂની આજ્ઞા હોય તો ગુરૂ દક્ષિણા તરીકે કોઇ પણ ચિજ પોતાની શ્રદ્ધા અને શક્તી પ્રમાણે હેને આપવી પોતાની પાસે ન હોય તો કોઇની પાસેથી માગીને આપવી પણ સ્નાનાદિથી શુદ્ધ થયા વિના તો કાંઇ પણ આપવુંજ નહી. ૨૪૫

क्षेत्रंहिरण्यंगामश्वंछत्रोपानहमासनम् ॥
धान्यंशाकंचवासांसिगुरवेप्रीतिमावहेत् ॥ ४६ ॥

દાન આપવામાં ખેતર, સુવર્ણ, ગાય, અશ્વ, છત્ર, ઉપાનહ (જોડા), આસન, ધાન્ય શાક ભાજી કાંઇ પણ આપી શકાય અને બીજું કાંઇ ન મળી શકે તો શાક પણ ખાસ કરીને આપવુંજ. ૨૪૬

आचार्येतुखलुप्रेतेगुरुपुत्रेगुणान्विते ॥
गुरुदारेसपिण्डेवागुरुवद्वृत्तिमाचरेत् ॥ ४७ ॥

નૈષ્ઠિક બ્રહ્મચારીયે ગુરૂના મરણ પછી જો ગુરૂને પુત્ર હોય અને તે સર્વ ગુણ સંપન્ન હોય તો હેને ગુરૂ રૂપેજ માનવો અને જો તે અપુત્ર હોય તો ગુરૂ પત્નીને ગુરૂ પ્રમાણે ગણી માન આપવું અને તે જો બ્રહ્મચારીજ રહેલા હોય અને તેથી અપરિણીત હોય તો હેમના સહોદર ભાઇડું-ઓને ગુરૂ સમાન ગણવાં. ૨૪૭

एतेष्वविद्यमानेषुस्नानासनविहारवान् ॥
प्रयुञ्जानोऽग्निशुश्रूषांसाधयेद्देहमात्मनः ॥ ४८ ॥

પરંતુ જો ઉપર ગણાવ્યાં હેમાંનું કોઇ પણ ન હોય ત્યારે તો જે આસને ગુરૂ બેસી રહેવારે અને સાયંકાળે હોમ તથા સંધ્યાદિ કર્મ કરતા હોય ત્યાં આગળ પોતે બેસીને અગ્નિનું પુજન કરવું જેથી હેના દેહને મોક્ષ મળે છે. ૨૪૮

एवंचरतियोविप्रोब्रह्मचर्यमविप्लुतः ॥
सगच्छत्युत्तमस्थानंनचेहाजायतेपुनः ॥ २४९ ॥

જે બ્રાહ્મણ આવા અખંડ બ્રહ્મચર્ય વ્રતને પામે છે તે પરમ બ્રહ્મના ઉત્તમ સ્થાનને મરણ પછી પામે છે અને સારી કરણીના પ્રભાવે કરીને હેને આ લોકમાં જન્મ ફરીને ધારણ કરવો પડતો નથી. ૨૪૯

ઇતિ મનુસ્મૃતિનો બીજોધ્યાય સંપૂર્ણ.

# अथ तृतियोऽध्यायः ३.

षट्त्रिंशदाब्दिकंचर्यंगुरौत्रैवेदिकंव्रतम् ॥
तदर्धिकंपादिकंवाग्रहणान्तिकमेववा ॥१॥

વિદ્યાર્થીએ વેદ ( ૠગ્, યજુ અને શામવેદ ) નો અભ્યાસ છત્રી વર્ષ અથવા દરેક શાખા બાર બાર વર્ષ સુધી શીખે અથવા તો અઢાર વર્ષ કે ફક્ત નવ વર્ષ એટલે દરેક શાખા ત્રણ ત્રણ વર્ષ શીખીને વેદાભ્યાસ પુરો કરે અને જો છત્રીશ કરતાં પણ વધારે વર્ષ વેદ શીખવાને માટે ત્હેણે ગુરૂ કુલમાં રહેવું પડે તો ત્યાં સુધી તે સ્થળે જીતેંદ્રિય થઇને બ્રહ્મચર્ય વ્રત પાળવું. ૧

वेदानधीत्यवेदौवावेदंवापियथाक्रमम् ॥
अविप्लुतब्रह्मचर्योगृहस्थाश्रममावसेत् ॥ २ ॥

જે બ્રહ્મચારી વિદ્યાર્થીએ ત્રણ-બે અથવા એક પણ વેદની શાખા મંત્ર સહિત પૂર્ણ બ્રહ્મચર્ય વ્રત પાળીને એટલે સ્ત્રીનો સંગ કર્યા વિના તેમજ અનુચિત આહારનુ ભક્ષણ કર્યા વિના શીખેલી છે તે ગૃહસ્થી ધર્મ પાળવાને માટે પાત્ર ગણાય અને ત્હેને યોગ કર્મો કરવાને માટે અધિકારી કહેવાય. ૨

तंप्रतीतंस्वधर्मेणब्रह्मदायहरंपितुः ॥
स्रग्विणंतल्पआसीनमर्हयेत्प्रथमंगवा ॥ ३ ॥

જે બ્રહ્મચારી પોતાના વેદાભ્યાસ અને બ્રહ્મચર્ય વ્રતને લીધે ખ્યાતીને પામ્યો હોય ત્હેનાં લગ્ન કરતાં પ્હેલાં જો તે પિતા જે વેદ શીખવનાર છે ત્હેની પાસેથી વેદ શીખ્યો હોય તો ત્હેણે અને જો પિતાના અભાવે આચાર્ય કે ઉપાધ્યાય અથવા અન્ય કોઇ પણ ગુરૂ જેની પાસેથી તે વેદ શીખ્યો હોય અર્થાત્ જેને ત્હેણે ધર્મ પિતા માન્યો હોય ત્હેણે તે બ્રહ્મચારીના કણ્ઠમાં સુપુષ્પની સુગંધી યુક્ત માળા પહેરાવી ઉત્તમ આસન ઉપર ત્હેને બેસારી મધુપર્ક જે ગૌદાન જેટલુંજ પુણ્ય આપનાર છે ત્હેનાથી સવિનય વેદોક્ત નિયમાનુસાર પુજન કરવું. ૩

गुरुणानुमतःस्नात्वासमावृत्तोयथाविधि ॥
उद्वहेतद्विजोभार्यांसवर्णांलक्षणान्विताम् ॥४॥

ત્યાર પછી બ્રહ્મચારીયે પોતાના ગુરૂની આજ્ઞા લઇ પોતાના સ્વદેશ-ઘેર આવી પોતાના કુલાચાર પ્રમાણે સમાવર્તન સ્નાન કરી પોતાની જ્ઞાતીની અથવા તો કોઇ પણ કુળની સારા ગુણવાળી કન્યાની સાથે લગ્ન કરવું. ૪

असपिण्डाचयामातुरसगोत्राचयापितुः ॥
साप्रशस्ताद्विजातीनांदारकर्मणिमैथुने । ५ ॥

બ્રાહ્મણ, ક્ષત્રી અને વૈશ્યને માટે જે કન્યા વરની માતાના ( મોસાળના ) કુટુંબની સાત પેઢી સુધી સંબંધી ન હોય તેમજ એકજ ગોત્રની ન હોય અને પિતા તરફના ( પીત્રીયોના ) પક્ષની સંબંધી ન હોય અને સગોત્રી ન હોય ત્હેને શ્રુતિના નિયમો પ્રમાણે વિવાહ કર્મ ( પ્રજોત્પતિ માટે ) અને અગ્નિ હોત્રાદિ ધર્મ કર્મો ને માટે સ્વિકારવાને અડચણ નથી એમ કહેલું છે. ૫

महान्त्यपिसमृद्धानिगोजाविधनधान्यतः ॥
स्त्रीसंबन्धेदशैतानिकुलानिपरिवर्जयेत् ॥६॥

ગમે તેવાં ધનવાન, વૈભવ વાળાં અને નાના પ્રકારનાં પ્રાણીયો તથા વાહન વાળાં નીચે લખેલાં કુળ હોય તો પણ ત્હેમાં કન્યા આપવીજ નહી. ૬

हीनक्रियंनिष्पुरुषंनिश्छन्दोरोमशार्शसम् ॥
क्षय्यामयाव्यपस्मारिश्वित्रिकुष्ठिकुलानि च ॥७॥

જે કુળમાં પુરૂષ પોતાનાં જાત કર્મા કરતો ન હોય અર્થાત્ હિન કર્મી હોય, જે કુળમાં ફક્ત કન્યાઓનોજ જન્મ થતો હોય, ને વેદથી અજ્ઞાન્ હોય, જેમાં કુટુંબ વર્ગનાં માણસો ઘણા વાલ વાળાં હોય, ગુદા રોગથી પીડાતા હોય, કફ રોગ જેવા કે ક્ષય તથા એવાજ અન્ય રોગથી પીડીત હોય જે રોગ હમેશાં ઘણે ભાગે પ્રજામાં ઉત્તરોત્તર જણાય છે, જેમાં સઘળા કુટુંબીયો અજીર્ણથી પીડીત હોય, શ્વેત કોઢવાળાં રક્ત પીત કોઢવાળાં હોય, અને હેફર જેવા ભયંકર રોગો વાળાં હોય તેવાં ઉપર ગણાવ્યાં એવાં દશ કુળ છોડીનેજ કન્યાનું દાન આપવું. ૭

**नोद्वहेत्कपिलांकन्यांनाधिकाङ्गींनरोगिणीम्॥**
**नालोमिकांनातिलोमांनावाचाटांनापिङ्गलाम्॥८॥**

કન્યા કેવી પરણવી ?

જે કન્યાના વાળ ભુરા હોય, અધિક અંગ હોય અર્થાત્ છ આંગળી હોય કે જેના અવયવો પ્રમાણ સર ન હોય પંડરોગી હોય–હમેશાં સાજી માંદી રહેતી હોય, જેના શરીરપર ઘણાજ વાળ હોય તે તેમજ જેના શરીરે બીલકુલ વાળ ન હોય, ઘણુંજ બોલનારી અને માંજરી આંખ વાળી હોય તેવી કન્યા પરણવી નહી. ૮

**नर्क्षवृक्षनदीनाम्नींनान्त्यपर्वतनामिकाम्॥**
**नपक्ष्यहिप्रेष्यनाम्नींनचभीषणनामिकाम्॥९॥**

તેમજ જેનું નામ એકાદ નક્ષત્ર ઉપરથી પાડેલુ હોય જેમ કે રેવતી, મઘા, અશ્લેશા ઇત્યાદિ અથવા તો જેનું નામ વૃક્ષ, નદી, યવનો નાંમ, પર્વત, પક્ષી, સર્પ, દાસ અથવા તો કોઇ પણ પ્રકારનો ભય સુચવતું હોય તેવા નામ વાળી કન્યા સાથે પણ વિવાહ કરવો નહી. ૯

**अव्यङ्गाङ्गींसौम्यनाम्नींहंसवारणगामिनीम् ॥**
**तनुलोमकेशदशनांमृद्वङ्गीमुद्वहेत्स्त्रियम् ॥१०॥**

પરંતુ જે કન્યાના સગળા અવયવો પ્રમાણ સર–ખોડ ખાંપણ રહિત હોય, ગજ ગામીનિ અથવા તો હંસની ચાલે ચાલનારી હોય, જેના શરીરનાં રોમાંચ ઘણાંજ સુક્ષ્મ હોય માથાના કેશ સુંવાળા અને ઝીણા હોય અને દાંત કોમળ દાઢમના દાણા જેવા હોય તેવી ચારૂ સર્વાંગી કન્યાની સાથે વિવાહ કરવો. ૧૦

**यस्यास्तुनभवेद्भ्रातानविज्ञायेतवापिता ॥**
**नोपयच्छेततांप्राज्ञःपुत्रिकाधर्मशङ्कया ॥११॥**

જે કન્યા ભાણ્ડુઓ વિનાની હોય વિશેષ્યે જેને ભાઇ ન હોય ત્હેની સાથે વિવાહ ન કરવો કારણ કે તેવી કન્યાનો પિતા મનમાં એમ આશા રાખે કે ત્હેની પુત્રીને જો પુત્ર થશે તો તે ત્હેનું પિંડદાન વિગેરે ઉત્તર ક્રિયા કરશે તે સંભવિતજ છે. વળી જે કન્યાના માત પિતા અવશ્યે પિતાનો કાંઇ પણ પતો–નામ ઠામ માલુમ ન હોય ત્હેની સાથે પણ ધર્મજ્ઞે વિવાહ કરવો નહી કારણ કે ત્હેની ઉત્પત્તિ વિશે શંકા રહે છે કે તે ત્હેના ધર્મ પ્રમાણે ત્હેની માતા સાથે પરણીને સંગ કરેલા પિતાથી ઉત્પન્ન થયેલી છે કે ત્હેની માતાના અધર્મી આચરણે પિતાના મૃત્યુ પછી યા પ્હેલાં ઉત્પન્ન થયલી છે. ૧૧

**सवर्णाग्रेद्विजातीनांप्रशस्तादारकर्मणि ॥**
**कामस्तुप्रवृत्तानामिमाःस्युःक्रमशोवराः॥१२॥**

બ્રાહ્મણ, ક્ષત્રીય અને વૈશ્ય વર્ણના પંથ વરે તો પોતાનીજ જ્ઞાતીની કન્યા સાથે વિવાહ કરવો પણ જ્યારે તે ફક્ત કામ વાસના ભોગ વિલાસની ઇચ્છાને માટેજ ફરીથી વિવાહ કરતો હોય તો ત્હેણે નિચેના નિયમો પ્રમાણે વર્તવું. ૧૨

शूद्रैवभार्याशूद्रस्यसाचस्वाचविशःस्मृतेतेच ॥
स्वाचैवराज्ञश्वताश्वस्वाचाग्रजन्मनः ॥१३॥

શુદ્ર પોતાના વર્ણની કન્યા સાથે પહેલી વા બીજી વાર લગ્ન કરી શકે છે, વૈશ્ય પહેલી વાર પોતાની જ્ઞાતીમાં વિવાહ કરે છે અને બીજી વખતે તે પોતાની જ્ઞાતીની અથવા તો પોતાનાથી નીચી ઉતરતી એટલે શુદ્ર વર્ણની કન્યા સાથે વિવાહ કરી શકે છે પણ ઉંચ વર્ણની કન્યા સાથે વિવાહ કરી શકતો નથી તેજ પ્રમાણે ક્ષત્રીય પોતાની વર્ણમાં કે વૈશ્ય અને શુદ્ર જે પોતા કરતાં ઉતરતી જાત છે ત્હેમાંથી કન્યા મેળવે છે અને બ્રાહ્મણ પોતાની તેમજ અન્ય ત્રણ વર્ણમાંથી કોઇ પણ વર્ણમાંથી કન્યા મેળવી શકે છે. ૧૩

नब्राह्मणक्षत्रिययोरापद्यपिहितिष्ठतोः ॥
कस्मिंश्चिदपिवृत्तान्तेशूद्राभार्योपदिश्यते।१४॥

ગૃહસ્થી થવાની ઇચ્છાવાળા બ્રાહ્મણ કે ક્ષત્રીયને જો સવર્ણની પત્ની મળે તો ત્હેણે પોતાનાથી તદનજ ઉતરતી શુદ્ર કુળની કન્યાની સાથે તો ગમે તેવી આપત્તિ આવે તો પણ વિવાહ કરવોજ નહી. કારણ કે શાસ્ત્રના નિયમો પ્રમાણે તે નિષેધ કર્મ ગણેલું છે. ૧૪

हीनजातिस्त्रियं मोहादुद्वहन्तो द्विजातयः ॥
कुलान्येवनयन्त्याशुससंतानानिशूद्रताम्।१५।

જે દ્વિજ અર્થાત્ બ્રાહ્મણ, ક્ષત્રીય કે વૈશ્ય સવર્ણ પત્ની મળવા છતાં અવિચારે હીન જાતી કહેતાં શુદ્ર જાતની કન્યાના મોહ પાસમાં પડી ગૃહસ્થાશ્રમ માંડે છે તે તે કન્યાથી ઉત્પન્ન થતા કુળ પુત્ર, પૌત્રાદિક સર્વની સાથે જ્યાં સુધી ત્હેમનો ક્રમ ચાલે છે ત્યાં સુધી શુદ્રત્વને પામે છે. ૧૫

शूद्रावेदीपतत्यत्रेरुतथ्यतनयस्यच ॥
शौनकस्यसुतोत्पत्त्यातदपत्यतयाभृगोः॥१६॥

અત્રિ અને ગૌતમ ઋષિ એવો અભિપ્રાય આપે છે કે માત્ર શુદ્ર કન્યાની સાથે વિવાહ કરવાથી પણ દ્વિજ પતિત્ થાય છે. જ્યારે શૌનક મુની શુદ્ર સ્ત્રીને ગર્ભ આપ્યાથી દ્વિજ અપવિત્ર મનાય છે એમ પણ કહે છે. ભૃગુ મુની આ વિશે એવો મત આપે છે કે શુદ્ર કન્યાથી રહેલા ગર્ભને પુત્ર થવાથી દ્વિજ અપવિત્ર થાય છે. ૧૬

शूद्रांशयनमारोप्यब्राह्मणोयात्यधोगतिम् ॥
जनयित्वासुतंतस्यांब्राह्मण्यादेवहीयते॥१७॥

શુદ્ર સ્ત્રિના સંગથીજ માત્ર બ્રાહ્મણ અઘોર પાપ કર્મનો કરનાર થાય છે અને તેથી તે નર્કનો અધિકારી થાય છે અને ત્હેના વિર્યથી શુદ્ર સ્ત્રિને ગર્ભ રહેવાથી ત્હેના બ્રાહ્મત્વનો નાશ થાય છે અર્થાત્ તે વર્ણ બ્હાર થાય છે. ૧૭

दैवपित्र्यातिथेयानितत्प्रधानानियस्यतु ॥
नाश्नन्तिपितृदेवास्तन्नचस्वर्गंसगच्छति।१८॥

દેવને માટેનાં હોમ કર્મો તથા પિત્રીયોને માટેનાં શ્રાદ્ધાદિક કર્મો અને અતિથિનો ભોજન આદિથી સત્કાર જો શુદ્ર સ્ત્રિ કરે તો તેથી ત્હેનું કાંઇ પણ ફળ મળતું નથી એટલે તે પ્રમાણે હવ્ય અને કવ્યને દેવતાઓ કે પિત્રીયો સ્વિકારતાં નથી અને જે અતિથિ શુદ્ર સ્ત્રિના આતિથ્યને સ્વિકારે છે અને ત્હેના હાથનું ભોજન કરે છે તે સ્વર્ગને પામતો નથી. ૧૮

वृषलीफेनपीतस्यनिःश्वासोपहतस्यच ॥
तस्यांचैवप्रसूतस्यनिष्कृतिर्नविधीयते॥ १९॥

શુદ્ર સ્ત્રિના ઓઠનું પાન કરવાથી અથવા તો ત્હેના શ્વાસના સ્પર્શથી પણ બ્રાહ્મણ અપવિત્ર મનાય છે અને ત્હેની અંદર સંતત્તિ ઉત્પન્ન કરવાથી બ્રાહ્મણના વિર્યથી

ઉત્પન્ન થયેલા પુત્રને પણ પવિત્ર થવાને માટે કાંઇ પણ પ્રાયશ્ચિત કરવાને માટે અધિકાર નથી અર્થાત્ તેવા માણસો શુદ્ધ થઇ શકતાજ નથી. ૧૯

चतुर्णामीपवर्णानांप्रेत्यचेहहिताहितान ॥
अष्टाविमान्समासेनस्त्रीविवाहान्निबोधत ॥२०॥

હે મહાત્માઓ ! હવે ત્રણ દ્વિજ વર્ણો ( બ્રાહ્મણ, ક્ષત્રીય, અને વૈશ્ય ) અને ચોથી શુદ્ર વર્ણ આ સર્વ વર્ણોમાં આ લોક તથા પર લોકમાં જેથી કરીને તેઓનું કલ્યાણ થાય એવા આઠ પ્રકારના વિવાહનું વર્ણન સંક્ષેપથી આપ સર્વને કહું છું તે શ્રવણ કરશો. ૨૦

ब्राह्मोदैवस्तथैवार्षःप्राजापत्यस्तथाऽसुर ॥
गान्धर्वोराक्षसश्चैवपैशाचश्चाष्टमोऽधमः ॥२१॥

આ આઠ પ્રકારના વિવાહ તેમાંના બ્રાહ્મ, દૈવ, આર્ષ, પ્રાજાપત્ય, આસુર, ગાંધર્વ, રાક્ષસ એ સાતને ઉત્તમ ગણેલા છે પણ આઠમો પૈશાચ તે સર્વથી અધમ છે. ૨૧

योयस्यधर्म्योवर्णस्ययगुणदोषौचयस्ययौ ॥
तद्वःसर्वंप्रवक्ष्यामिप्रसवेचगुणागुणान् ॥२२॥

હવે અમુક વર્ણને માટે શાસ્ત્રમાં કયા પ્રકારનો વિવાહ કહેલો છે તથા તેમ કરવામાં શા શા ગુણ અને દોષો રહેલા છે તથા ધર્મ શાસ્ત્રના નિયમાનુસાર વિવાહ કરવાથી થયેલી પ્રજામાં શા શા ગુણ અવગુણ હોય છે તે હું આપને વિસ્તારે કહું છું. ૨૨

षडानुपूर्व्याविप्रस्यक्षत्रस्यचतुरोऽवरान् ॥
विट्शूद्रयोस्तुतानेव विद्याद्धर्म्यान
राक्षसान् ॥२३॥

પહેલા સાત વિવાહ જે સારા ગણાય છે ત્હેમાંથી અનુક્રમે બ્રાહ્મ, દૈવ, આર્ષ, પ્રાજાપત્ય આસુર અને ગાંધર્વ તે બ્રાહ્મણને માટે યોગ્ય છે અને ક્ષત્રીયને માટે છેલ્લા ચાર કહેલા છે અને વૈશ્ય અને શુદ્રને રાક્ષસ વિવાહ સિવાયના સઘળા યોગ્ય છે. ૨૩

चतुरोब्राह्मणस्याद्यान्प्रशस्तान्कवयोविदुः ॥
राक्षसंक्षत्रियस्यैकमासुरंवैश्यशूद्रयोः ॥२४॥

કેટલાક તો એવા પણ મત છે કે બ્રાહ્મણને માટે તો ફક્ત બ્રાહ્મણ અને બીજા ત્રણ તેજ શ્રેષ્ઠ છે ક્ષત્રીયને માટે ફક્ત રાક્ષસ વિવાહજ પ્રસંસનીય ગણાય અને વૈશ્ય તથા શુદ્રને માટે તો ધર્મ પ્રમાણે ફક્ત આસુર વિવાહજ શ્રેષ્ઠ કહેલો છે. ૨૪

पञ्चानांतुत्रयोधर्म्याद्वावधर्म्यौस्मृताविह ॥
पैशाचश्चासुरश्चैवनकर्त्तव्योकदाचन ॥२५॥

પ્રાજાપત્ય અને ત્હેના અનુક્રમે ચાર મળીને પાંચ વિવાહ વિધીમાંના પ્રાજાપત્ય, ગાંધર્વ અને રાક્ષસ વિવાહને ધર્મ શાસ્ત્રના નિયમ પ્રમાણે યોગ્ય કહેલા છે અને બીજા બેને અધર્મી અર્થાત્ ધર્મ પ્રમાણે અયોગ્ય કહેલા છે અને તેથી પૈશાચ અને આસુરને ગણ્યા છે અને કહેલું છે કે તે વિવાહ વિધિને કરવા નજ જોઇએ. ૨૫

पृथक्पृथग्वामिश्रौवाविवाहौपूर्वचोदितौ ॥
गान्धर्वोराक्षसश्चैवधर्म्यौक्षत्रस्यतौस्मृतौ ॥२६॥

ગાંધર્વ અને રાક્ષસ વિવાહ પ્રત્યેક જુદા અથવા તો ત્હેમના બેના મીશ્રણથી થયેલું એક રૂપ છે ગાંધર્વ અને રાક્ષસ વિવાહ ક્ષત્રીયોને માટે ધર્મના નિયમ પ્રમાણે છે એવું મનુએ પણ કહેલું છે. ૨૬

आच्छाद्यचार्चयित्वाचश्रुतशीलवतेस्वयम् ॥
आहूयदानंकन्याया ब्राह्मोधर्मः
प्रकीर्त्तितः ॥२७॥

હવે આ આઠ વિવાહનાં લક્ષણ શાં શાં છે તે કહું છું.

બ્રાહ્મ વિવાહમાં વિદ્વાન અને આચાર

વિચાર વાળા વરને બોલાવી ત્હેને ઉત્તમ વસ્ત્રાભુષણો અને અલંકારો આપીને તેવાજ અમુલ્ય શણગારો સજાવીને સુલક્ષણી કન્યાનું દાન આપવું આ પ્રમાણેની વિધિ જે વિવાહમાં કરાય છે ત્હેને "બ્રાહ્મ વિવાહ" કહેલો છે. ૨૭

यज्ञेतुवितते सम्यगृत्विजेकर्मकुर्वते ॥
अलंकृत्यसुतादानंदैवंधर्मप्रचक्षते ॥ २८ ॥

જ્યોતિષ્ટોમાદિક યજ્ઞક્રિયા ચાલતી હોય તેવે સ્થળે જે અધ્વર્યુ પોતાના કામમાં કુશળ હોય–અર્થાત્ યજ્ઞ કર્મ કરાવનાર ૠત્વિકને તેજ સ્થળે સારાં વસ્ત્રાભુષણનું દાન આપી અલંકાર તથા સણગારથી યુક્ત કરેલી કન્યાનું દાન આપવું ત્હેને મુનિશ્વરો "દૈવ વિવાહ" કહે છે. ૨૮

एकंगोमिथुनंद्वेवावरादादायधर्मतः ॥
कन्याप्रदानंविधिवदार्षोधर्मःसउच्यते ॥ २९ ॥

શાસ્ત્રના નિયમને અનુસરીને જે એક ગામ અથવા બળદ કે ગાયની અથવા બળદની જોડ વર પાસેથી દાન રૂપી અથવા કન્યાના બદલામાં લઇને વરને કન્યા આપે છે તે વિવાહ વિધિને "આર્ષ વિવાહ" કહેલો છે. ૨૯

सहोभौचरतांधर्ममितिवाचानुभाष्यच ॥
कन्याप्रदानमभ्यर्च्यप्राजापत्यो
विधिःस्मृत ॥ ३० ॥

તમે બન્ને જણ પોત પોતાના ધર્મ પ્રમાણે પ્રત્યેક તરફ વર્તજો એવો કન્યા દાનના સમયે સંકલ્પ કરી વર કન્યાનું પુજન કરીને વરને કન્યાનું દાન આપે છે ત્હેને "પ્રાજાપત્ય વિવાહ" કહેલો છે. ૩૦

ज्ञातिभ्योद्रविणंदत्त्वाकन्यायैचैवशक्तितः ॥
कन्याप्रदानंस्वाच्छन्द्यादासुरोधर्मउच्यते ॥ ३१ ॥

કન્યાનાં માત પિતા અથવા સગાં સંબંધીને અથવા તો કન્યાને પોતાને દ્રવ્ય વરના તરફથી વિવાહ પ્હેલાં આપીને પછી પોતાની ઇચ્છા પ્રમાણે જે કન્યાને મેળવે છે તે કન્યા વિક્રય વિધિને "આસુર વિવાહ" એવી ધર્મ શાસ્ત્રમાં સંજ્ઞા આપવામાં આવી છે. ૩૧

इच्छयान्योन्यसंयोगःकन्यायाश्चवरस्यच ॥
गान्धर्वःसतुविज्ञेयोमैथुन्यःकामसंभव ॥ ३२ ॥

વર અથવા કન્યામાંથી એક એકના ઉપર જ્યારે કુદરતી રીતેજ ભાવ ઉત્પન્ન થાય છે અને તેમાંથી તેઓ એક એકના પ્રેમમાં પડી વિવાહ કરે છે ત્હેને "ગાંધર્વ વિવાહ" કહેલો છે. ૩૨

हत्वाछित्त्वाचभित्त्वाचक्रोशंतींरुदतींगृहात् ॥
प्रसह्यकन्याहरणंराक्षसोविधिरुच्यते ॥ ३३ ॥

બળાત્કારથી કન્યાનુ હરણ કરવું તે રાક્ષસ વિવાહનું ચિન્હ છે. કન્યાનાં સગાં વ્હાલાંને છળભેદથી છેતરીને, મારી નાંખીને (લોહીની છોળો ઉરાડી) કન્યાને રો કકળ કરાવી આંસુ પાડતી ત્હેની ઇચ્છા વિરૂદ્ધ પકડીને પોતાને ઘેર લઇ જઇ ત્હેની સાથે સંસાર માંડવો ત્હેને "રાક્ષસ વિવાહ" કહેલો છે. ૩૩

सुप्तांमत्तांप्रमत्तांवारहोयत्रोपगच्छति ॥
सपापिष्ठोविवाहानांपैशाचश्चाष्टमोऽधमः ॥ ३४ ॥

કન્યા એકાંત સ્થળે સુતેલી હોય, તથા મદ્યાદિ કેફી પાન કરવાથી મસ્ત હોય અને પોતાના શિયળથી અરક્ષિત હોય ત્યારે તેવા સ્થળે અને તેવે સમયે સંભોગ વૃત્તિથી તે સ્ત્રિનો સંગ કરે છે તે સર્વથી મોટું પાપ છે અને આ વિધિ તે સઘળી વિવાહ વિધિથી ઘણીજ અધમ છે અને શ્રુતિમાં ત્હેનું

અશુભ સુચવનારૂ "પૈશાચ વિવાહ" એવું નામ આપવામાં આવ્યું છે. ૩૪

अद्भिरेवद्विजाग्र्याणांकन्यादानंविशिष्यते॥
इतरेषांतुवर्णानामितरेतरकाम्यया ॥ ३५ ॥

બ્રાહ્મણે કન્યાદાન દેવાના સમયે હાથમાં પાણી લઇ કન્યાનો હાથ વરના હાથમાં આપી સંકલ્પ કરીને દાન આપવું અન્ય વર્ણો પાણી હાથમાં રાખ્યા શીવાય માત્ર વાણીથી દાન આપે તો ત્હેમને કાંઇ હરકત નથી પણ બ્રાહ્મણે તો અવશ્ય પાણી લેવુંજ જોઇએ. ૩૫

योयस्यैषांविवाहानांमनुनाकथितोगुणः ॥
सर्वंश्रृणुततंविप्राःसम्यक्कीर्तयतोमम ॥३६॥

આ ભિન્ન ભિન્ન પ્રકારના વિવાહના પ્રત્યેકના શા શા ગુણ છે તે સઘળા મહા મુનિ મનુએ કહેલા છે તે સઘળાં હવે હું ત્હમને કહું છું તે હે બ્રહ્મર્ષિયો ત્હમે સાંભળો. ૩૬

दशपूर्वान्परान्वंश्यानात्मानंचैकविंशकम् ॥
ब्राह्मीपुत्रःसुकृतकृन्मोचयेदेनसःपितॄन् ।३७।

બ્રાહ્મ વિવાહ વિધિ પ્રમાણે જે કન્યાનો વિવાહ કરવામાં આવ્યો હોય તેવી સ્ત્રીની કુંખે ઉત્પન્ન થનાર પુત્ર રત્ન જો શુભ કાર્યો કરે છે તો તે પોતાની દશ પેઢીના પુર્વજો અને વંશજોને ત્હેમનાં પાપમાંથી મુક્ત કરે છે એટલુજ નહી પણ પોતે પણ મોક્ષને પામે છે. ૩૭

दैवोढजःसुतश्चैवसप्तसप्तपरावरान् ॥
आर्षोढाजःसुतस्त्रींस्त्रीन्षट्षट्कायोढजः
सुतः ॥ ३८ ॥

દૈવ વિવાહ વિધિ પ્રમાણે જે કન્યાનો વિવાહ કરવામાં આવ્યો હોય છે તેવી સ્ત્રીના પુત્ર થાય છે તે પુર્વની અને ત્હેના પછીની સાત પેઢીનો તારનાર થાય છે અને આર્ષ વિવાહ પ્રમાણે જે કન્યાનું કન્યાદાન આપવામાં આવ્યું હોય ત્હેના ગર્ભનો પુત્ર ત્હેની થયેલી તેમજ થનાર મળીને બાર પેઢીને પાપથી મુક્ત કરે છે. આ પ્રમાણે પ્હેલા ચાર વિધિ જે વધારે શ્રેષ્ઠ અર્થાત્ બ્રાહ્મણને માટે ઉત્તમ ગણેલા છે તે ઉત્તરોત્તર પોત પોતાનાં ફળ આપનારા છે. ૩૮

ब्राह्मादिषुविवाहेषुचतुर्ष्वेवानुपूर्वशः
ब्रह्मवर्चस्विनःपुत्राजायन्तेशिष्टसंमता ।३९।

પ્હેલી કહેલી, બ્રાહ્મ, દૈવ, આર્ષ અને, પ્રાજાપત્ય વિધિથી કરેલા કન્યાના વિવાહથી ઉત્પન્ન થનાર પુત્રો હમેશાં શ્રુતિના અધ્યયનથી સંપત્તિને પામે છે-ત્હેમનાં કપાળ હમેશાં ધર્મ રૂપી તેજને લીધે ભવ્ય જણાય છે, રૂપે સુંદર હોય છે અને વિદ્વાન વર્ગના પ્રિય થઇ પડે છે. ૩૯

रूपसत्त्वगुणोपेताधनवन्तोयशस्विनः
पर्याप्तभोगाधर्मिष्ठाजीवन्तिचशतंसमा ।४०।

એટલુંજ નહીં પણ તેઓ રૂપાળા, પરાક્રમી, ધનવાન, ગુણી, યશવાળા પોતાની ઇચ્છા પ્રમાણે વસ્ત્રાભુષણને સજનારા, સુગંધી લેપ તથા માળાઓ અને સુખ વૈભવને ભોગવવા છતાં ધર્મ પ્રમાણે વર્તનારા અને સતાયુ-સો વર્ષ સુધી જીવે તેવા થાય છે. ૪૦

इतरेषुतुशिष्टेषुनृशंसानृतवादिनः ॥
जायन्तेदुर्विवाहेषुब्रह्मधर्मद्विषःसुताः ॥ ४१ ॥

બ્રાહ્મ, દૈવ, આર્ષ અને પ્રાજાપત્ય જેવા ઉત્તમ વિધિમાં વિવાહ થયેલી કન્યાઓથી ઉત્પન્ન થયેલા પુત્રો ઉપર પ્રમાણેના થાય છે ત્યારે હવે પછીના ચાર વિધિ આસુર, ગાંધર્વ, રાક્ષસ અને પૈશાચ પ્રમાણે જે કન્યાનું દાન થયેલું હોય છે ત્હેનાથી ઉત્પન્ન થનાર પુત્ર, ઘાતકી-ક્રુર કાર્યના કરનાર,

અવિચારી–જુઠું બોલનાર, વેદના અને અન્ય ધર્મ કર્મોનો દ્વેષ કરનાર અને એવાંજ બીજાં અધર્મ કર્મ કરનાર થાય છે. ૪૧

अनिन्दितैःस्त्रीविवाहैरनिन्द्याभवतिप्रजा ॥
निन्दितैर्निन्दितानृणांतस्मान्निन्द्यान्वि
वर्जयेत् ॥ ४२ ॥

ઉપરથી આપણા જાણ્યામાં આવ્યું છે કે જે પ્રમાણે કર્મ થાય છે. તે પ્રમાણે તેનાં ફળ પણ મળેછેજ સ્ત્રીનો વિવાહજ સારા વિધિ પ્રમાણે થાય છે તેથી હેનાથી ઉત્પન્ન થનાર સંતતિ પણ તેનાં ફળ રૂપ સારીજ થાય છે પણ જે કન્યાનો વિવાહજ નિચવિધિ પ્રમાણે કરાય છે હેનાં પરીણામ તેવાંજ નસ્ટ આવે છે અર્થાત્ તેમનાથી ઉત્પન્ન થનાર બાળકો પણ તેવાંજ નિચાગુણવાળાં નબળાં, નિરૂદ્યોગી, કદરૂપાં અને દ્વેષી થાય છે ૪૨.

पाणिग्रहणसंस्कारःसवर्णासूपदिश्यते ॥
असवर्णास्त्वयंज्ञेयोविधिरुद्वाहकर्मणि । ४३ ।

પાણિગ્રહણ સંસ્કાર એટલે હસ્ત મેળાપ વિધિ સમાન જાતિની કન્યાની સાથે થતા વિવાહમાંજ કરવી જોઇએ પણ જો વર કે કન્યા સવર્ણનાં ન હોય અર્થાત્ બેઉ જુદી જુદી જાતનાં હોયતો તો હવેના શ્લોકમાં કહેવાશે તે પ્રમાણે કરવું જોઇએ. ૪૩.

शरःक्षत्रिययाग्राह्यःप्रतोदो वैश्यकन्यया ॥
वसनस्यदशाग्राह्याशूद्रयोत्कृष्टवेदने ॥ ४४ ॥

ઉંચી જાતના પુરૂષ સાથેની વિવાહ વિધિમાં પાણિ ગ્રહણ સંસ્કાર સમયે જો કન્યાક્ષત્રીય હોય અને વર બ્રાહ્મણ હોયતો હાથને બદલે બેઉ જણાએ એક તીરને ઝાલવું. કન્યા વૈશ્ય વર્ગની અને વર બ્રાહ્મણ વા ક્ષત્રીય હોયતો હસ્તમેળાપ સમયે વર કન્યાએ એક મેકના હાથમાં ચાબુક પકડવી અને જો કન્યા શુદ્ર હોય અને વર તેનાથી ઉંચવર્ણ એટલે બ્રાહ્મણ ક્ષત્રીય કે વૈશ્ય હોયતો હેમણે હસ્ત મેળાપ સમયે લુગડાના છેડા પકડવા. ૪૪

ऋतुकालाभिगामीस्यात्स्वदारनिरतःसदा ॥
पर्ववर्जंव्रजेच्चैनांतद्व्रतोरतिकाम्यया । ४५ ॥

સ્ત્રીને રૂતુ પ્રાપ્ત થયા પછીજ તે ગર્ભ ધારણ કરવાને યોગ્ય થાય છે અર્થાત્ ત્યારેજ કન્યાવસ્થા પુર્ણ થઇને તે સ્ત્રી ધર્મમાં આવેછે માટે સ્ત્રીનો રજો દર્શન થયા પછીજ સંભોગ કરવો અને જે પુરૂષ પોતાની સ્ત્રીને સારી રીતે ચહાતો હોય એટલે એક પત્ની વ્રતવાળો હોય તેણેપ્હેલો પોતાની સ્ત્રીને રૂતુકાળ સિવાયના દિવસોમાં પણ જો હેને કામેચ્છા થાયતો અમાવાસ્યા વિગેરે પર્વણીના દિવસોનો ત્યાગ કરી અન્ય સર્વ દિવસોમાં સ્ત્રીસંગ કરવો. ૪૫.

ऋतुःस्वाभाविकःस्त्रीणांरात्रयःषोडशस्मृताः ॥
चतुर्भिरितरैःसार्धमहोभिःसद्विगर्हितैः ॥ ४६ ॥

પ્રત્યેક માસના સોળ અહોરાત્ર અને રજો દર્શનના ચાર નિંદાને પાત્રના દિવસો હેને સ્વાભાવિક રીતે જ્ઞાની પુરૂષોએ સ્ત્રીયોનો રૂતુકાળ ગણેલો છે પણ તે પ્રમાણે ઘણી ખરી વખતે ફેરફાર–વધઘટ પણ થાય–શરીરની પ્રકૃતિ નરમ હોય છે તો કવચિતજ રૂતુકાળ જણાય છે અને કોઇને વધારે વખત પણ જારી રહેછે. આ હેમના સ્વાભાવિક નિયમનો એક અપવાદ છે. ૪૬.

तासामाद्याश्चतस्रस्तुनिन्दितैकादशीचया ॥
त्रयोदशीचशेषास्तुप्रशस्तादशरात्रयः । ४७ ।

ઉપર ગણાવ્યા હેમાં પણ સોળ અહોરાત્ર ઉપરાંત રજો દર્શનના સમયના સ્વાભાવિક ચાર અહોરાત્ર પણ નિંદિત છે અર્થાત્ ધર્મના નિયમો પ્રમાણે સ્ત્રીસંગ ૧૬+૪=૨૦ અહોરાત્ર સુધી કરવોજ નહી ફકત સ્રિસંગ ને માટે દરેક માસની છેલી ૧૦ રાત્રી ઉત્તમ ગણાય છે. ૪૭

युग्मासुपुत्राजायन्तेस्त्रियोऽयुग्मासुरात्रिषु॥
तस्माद्युग्मासुपुत्रार्थीसंविशेदार्तवेस्त्रियम्॥४८॥

હવે આ છેલ્લી ૧૦ દશ રાત્રીમાં પણ પુત્રની ઇચ્છા રાખનાર પુરૂષે બેકી રાત્રીએ સ્રીસંગ કરવો અર્થાત્ જે તિથિને બેથી ભાગતાં શેષ વધે નહી તે રાત્રીએ (છઠ, આઠમ દશમ બારશ–ચૌદશ વીગેરે) કારણ કે શાસ્ત્ર માં એમ કહેલું છે કે આ રાત્રીઓ સમગણાય છે અને તેથી પુત્રની ઉત્પત્તિ કરવા વાળી છે જ્યારે બાકીની રાત્રીયોએકી–વિષમ હોવાથી પુત્રીને ઉત્પન્ન કરનાર છે માટે જેને પુત્રીની ઇચ્છા હોય તેણે વિષમ રાત્રી માં સ્રી સંગ કરવો. ૪૮.

पुत्रान्पुंसोऽधिकेशुक्रेस्त्रीभवत्यधिकेस्त्रियाः॥
समेपुमान्पुंस्त्रियौवाक्षीणेऽल्पेचविपर्ययः॥४९॥

ઉપરના નિયમને પણ અપવાદ છે જ્યારે પુરૂષ સ્રીના કરતાં વધારે વિર્યવાન હોય છે ત્યારે વિષમ રાત્રીમાં સંજોગ કરવા છતાં પણ પુત્રની પ્રાપ્તી થાય છે અને જ્યારે સ્રી પુરૂષ કરતાં વધારે વિર્યવાન હોય છે ત્યારે સમરાત્રીનાં સંભોગ કરવા છતાં પણ પુત્રીજ ઉત્પન્ન થાય છે અને જો બન્ને સમવિર્યવાન હોય છે તો પુત્ર અને પુત્રીનું યુગ્મ ઉત્પન્ન થાય છે–અથવા તો નપુંસક પ્રજાની ઉત્પત્તિ થાય છે અને જો બન્ને વિર્યહીણ હોય છે તો તો પ્રજા ઉત્પન્ન થતીજ નથી અને જો કદાપિને ગર્ભ રહેછે તો હેના થોડાજ સમયમાં ગર્ભપાત્ થઇને નિકાલ થાય છે. ૪૯.

निन्द्यास्वष्टासुचान्यासुस्त्रियोरात्रिषुवर्जयन्॥
ब्रह्मचार्येवभवतियत्रतत्राश्रमेवसन्॥ ५० ॥

જે પુરૂષ રજો દર્શનની નિંદિત છરાત્રીનો ત્યાગ કરેછે તેમજ આઠ રાત્રીયોને ત્યાગી તથા પર્વણીની બે રાત્રીને ત્યાગી બીજી કોઇ પણ રાત્રીએ સ્રી સંગ કરેછે તો તે ગમે તે આશ્રમમાં હોય છે તો પણ અખંડ બ્રહ્મચર્યવ્રત પાળનાર ગણાય છે અર્થાત્ હેને બ્રહ્મચર્ય વ્રતનું ફળ મળે છે. ૫૦.

नकन्यायाःपिताविद्वान्गृह्णीयाच्छुल्कमण्वपि।
गृह्णञ्छुल्कंहिलोभेनस्यान्नरोऽपत्यविक्रयी॥ ५१ ॥

કન્યાનો પિતા જે શાસ્રજ્ઞ હોય છે અને જાણે છે કે કન્યાદાનના નિમિત્તે લેવાતાં ધન માં મહા પાતક સમાયલુ છે તેતો તલપુર ધન લેતો નથી એટલુંજ નહી પણ તે સમઅને વર્તીને જે કાંઇ બક્ષીસ પણ હેને આપવામાં આવતી હોય છે હેનો પણ સ્વિકાર કરતો નથીજ કારણ કે તે જાણે છે કે તે પ્રમાણેના કોઇ પણપ્રકારે જે માણસ ધનનો સ્વીકાર કરે છે તે પોતાનાં સંતાનને વેચનાર ગણાય છે અર્થાત્ તેવા માણસને કન્યા વિક્રયનો દોષ લાગે છે. ૫૧

स्त्रीधनानितुयेमोहादुपजीवन्तिबान्धवाः॥
नारीयानानिवस्त्रंवातेपापायान्त्यधोगतिम्॥ ५२ ॥

પતિ, માતા, પિતા, ભાઇ ભાંડુ જે કોઇ પોતાની સ્રી, દીકરીના બ્હેનના ધન અથવા વાહન રૂપી ધન એટલે અશ્વ, રથ, ગજ ઇત્યાદિનો સ્વીકાર કરેછે તેમજ જે માણસ હેમનાં વસ્ત્ર સરખાંનો પણ ઉપભોગ કરેછે તે મહાપાતકી મરણ પછીનર્કમાં જાય છે. ૫૨.

आर्षेगोमिथुनंशुल्कंकेचिदाहुर्मृषैवतत्॥
अल्पोऽप्येवंमहान्वापिविक्रयस्तावदेवस॥५३॥

કેટલાક આચાર્યનુ એમ કહેવું છે કે આર્ષ વિવાહમાં કન્યાના પક્ષનાંએ વરના પક્ષવાળાં તરફથી ગાય અને બળદનાં જોડાં લેવાં જોઇએ પણ જો એમ હોય તો તે ધર્મ શાસ્ત્ર વિરૂધ્ધ કહેવાય કારણ કે ધન

વાહન લેવાં પણ મૂલ્ય લેવા સમાનજ છે માટે આર્ય વિવાહમાં ગાય અને બલદ લે છે એમ જે ઉપર કહી ગયા તે અસત્ય હોવું જોઇએ. ૫૩.

यासांनाददतेशुल्कंयोतज्ञानसविक्रय ॥
अर्हणंतत्कुमारीणामानृशंस्यंचकेवलम्।५४।

જે કન્યાને વર પ્રિતિથી ધન આપે છે તે ધન જો માત પિતા સ્વિકારે છે પણ ભવિષ્યમાં તે પાછુ પોતાની પુત્રીનેજ આપે છે તેઓ કંઇ કન્યા દાનના બદલામાં—કન્યા વિક્રય કહીને ધન લે છે એમ કહેવાય નહી અર્થાત્ તેઓ કન્યા વિક્રયના પાપમાં પડતાં નથી કારણ કે તેમ કરવું તે કન્યાઓનુ પુજન કરવા જેવું છે. ૫૪

पितृभिर्भ्रातृभिश्चैता पतिभिर्देवरैस्तथा ॥
पूज्याभूषयितव्याश्चबहुकल्याण
मीप्सुभिः ॥ ५५ ॥

ફકત વિવાહ સમયે વર તરફથી જે કાંઈ મળ્યું હોય તેજ કન્યાને આપવું એટલુંજ નહી પણ પછીથી પણ દ્રવ્ય તેમજ સંતતિ અને સંપત્તિથી સુખી થવાને ઇછિનાર માત પિતા તેમજ ભાઇ ભાડુંઓએ પણ પોતાના કુટુંબની કન્યાનુ ભોજન આદિક વસ્ત્રાલંકાર વિગેરેથી યથા શકતી પુજન કરવું.૫૫

यत्रनार्यस्तुपूज्यन्तेरमन्तेतत्रदेवताः ॥
यत्रैतास्तुनपूज्यन्तेसर्वास्तत्राफलाःक्रियाः५६।

જે જે કુટુંબમાં સ્રીયોને સારૂ સન્માન મળે છે ત્યાં દેવતાઓની પણ તૃપી રહે છે—દેવતાઓ પણ પ્રસન્ન રહે છે પણ જ્યાં તેમને બરાબર સન્માન મળતું નથી ત્યાં આગળ દેવતાઓની અપ્રીતિ રહે છે અને તેથી કરીને જે ધર્મ કાર્યો ત્યાં કરાય છે તે સઘળાં નિષ્ફળ જાય છે. ૫૬.

शोचन्तिजामयोयत्रविनश्यत्याशुतत्कुलम् ॥
नशोचन्तितुयत्रैतावर्धतेतद्धिसर्वदा ॥ ५७ ॥

જે કુટુંબની, સ્રીયો,બ્હેન, પુત્રી વા પત્ની અસંતુષ્ટ રહી કલેશ કંકાસ કરે છે તે કુળનો ફકત થોડાજ સમયમાં લય થાય છે પણ જે કુળમાં તે સંતુષ્ટ રહીને આનંદ કરે છે તે કુળની હમેશાં વૃદ્ધિ થતી જાય છે અર્થાત્ તેવાં કુટુંબ ઉપર દેવતાઓનો તેમજ રાજાઓનો કોપ થનો નથી. ૫૭

जामयोयानिगेहानिशपन्त्यप्रतिपूजिताः ॥
तानिकृत्याहतानीवविनश्यन्तिसमन्ततः।५८।

જે ઘરની સ્ત્રીઓ અસંતુષ્ટ હોવાથી કુટુંબ વર્ગને શ્રાપ દે છે તેનાં ઘરનાં સઘળાંનો જેવી રીતે શતરૂનો સંહાર કરવાને માટે ધર્મ કર્યાની સહાયતા લીધી હોય ને ઇષ્ટની સંતુસ્ટ થવાથી પ્રેરણાનીને લીધે જેમ શતરૂનો સંહાર થાય છે તેમ તે સ્ત્રીયોના શ્રાપને લીધે તેઓ પોતાના જે કુટુંબીયોથી અસંતુષ્ટ હોય છે તેમનો સત્વર નાશ થાય છે. ૫૮

तस्मादेताःसदापूज्याभूषणाच्छादनाशनैः ॥
भूतिकामैर्नरैर्नित्यंसत्कारेषूत्सवेषुच ॥ ५९ ॥

તેટલા માટે સમૃધ્ધિ આદિ સુખ સંપત્તિની ઇચ્છા રાખનારે પોતાની બ્હેન તથા કુટુંબી વર્ગની સ્ત્રીઓને સારા દીવસે એટલે તેહેવારને દહાડે તેમજ ઉત્સવના દિવસોએ એટલે શુભ મુહુરતોમાં હમેશાં તેડવી અને ભોજન તથા વસ્ત્રોથી સંતોસવી. ૫૯

संतुष्टोभार्ययाभर्ताभर्त्राभार्यातथैवच ॥
यस्मिन्नेवकुलेनित्यंकल्याणंतत्रवैध्रुवम्।६०।

જે કુળનો પુરૂષ ફકત પોતાની સ્ત્રીમાં પ્રેમ રાખી અન્યના ઉપર અભાવ રાખીને તેને (પોતાની સ્ત્રીને) સંતોષે છે અને જે કુળમાં સ્ત્રી પોતાનાજ પતીને પ્રભુસમાન ગ-

ણી પુંજે છે અને અન્ય સર્વ પુરૂષને ભાઇ બાપ જેવા ગણે છે તેવાં કુળનો સદા શ્રેય થાય છે. ૬૦

यदिहिस्त्रीनरोचेतपुमांसंनप्रमोदयेत् ॥
अप्रमोदात्पुनर्पुंसःप्रजननंनप्रवर्तते ॥ ६१ ॥

સ્ત્રી જો વસ્ત્રાભુષણથી શોભિત ન હોય-તો એ પોતાના સ્વામિને કેવી રીતે પ્રસન્ન કરી શકે, નજ કરી શકે અને જો પોતાના પતીનેજ પ્રસન્નને કરી શકે તો તેઓમાં પ્રિતી પણ નજ હોય અને તેથી ગર્ભ ધારણ પણ નજ કરી શકે. ૬૧

स्त्रियांतुरोचमानायांसर्वंतद्रोचतेकुलम् ॥
तस्यांत्वरोचमानायांसर्वमेवनरोचते ॥ ६२ ॥

સ્ત્રી પોતે જો કાંતીમાન હોય છે અને વસ્ત્રાભુષણથી બરાબર સજ્જ હોય છે તો તે પોતાના પતીને સંતોષ પમાડે છે તેની પ્રિતી તેના તરફ આકરસાય છે જેથી પોતાનું શિયળ સાચવી શકે છે જેથી આખુ કુળ લાંછન રહીત રહે છે પણ જે કુળની સ્ત્રી પોતે મલીન રહે છે તે પોતાના પતિની પ્રિતી આકરશી શકતી નથી અર્થાત્ તે તેની અપ્રિય થઇ પડે છે અને જ્યારે પોતાના પતીથી તે સુખી નથી હોતી ત્યારે મનની વૃત્તિયો અને વિકાર ચંચળ હોવાથી તે અકાર્ય કરવા પ્રવૃત્ત થાય છે અને પોતાના કુળને લાંચ્છન યુકત બનાવે છે. ૬૨

कुविवाहैःक्रियालोपैर्वेदानध्यापनेनच ॥
कुलान्यकुलतांयांतिब्राह्मणातिक्रमेणच ।६३।

અસુરઆદિ નીચ પંક્તિની વિવાહ વિધિ તેમજ જાત કર્મના કરવાના સંસ્કારોના લોભથી વેદનુ અધ્યન ન કરવાથી અને બ્રાહ્મણને સત્કાર ન આપવાથી પ્રસિદ્ધિને પામેલું કુળ પણ હિનદશાને પામે છે અર્થાત્ નિચ પદને પામે છે. ૬૩

शिल्पेनव्यवहारेणशूद्रापत्यैश्चकेवलैः ॥
गोभिरश्वैश्चयानैश्चकृष्याराजोपसेवया ।६४।

ચિત્રકારના, શિલ્પ શાસ્ત્ર શીખી તે પ્રમાણે કારીગરનું કામ કરનારના તેમજ વ્યાજના નાણાની ધીરધાર કરીને દ્રવ્ય એકઠું કરનારના કેવળ શુદ્ર વર્ણથી સંતત્તિ ઉત્પન્ન કરનારના ગાય, ઘોડા, આદિ વાહનનાં પશુઓ તથા ચક્રવાહનો વેચી વેપાર કરનારના અને ખેતી તથા રાજ રજવાડાની નોકરી કરનારના કુળનો થોડા વખતમાં ક્ષય થાય છે. ૬૪

अयाज्ययाजनैश्चैवनास्तिक्येनचकर्मणाम् ॥
कुलान्याशुविनश्यन्तियानिहीनानि
मन्त्रतः ॥ ६५ ॥

વ્રાત્ય એટલે જે પોતાના અધર્મ કર્મોને લીધે દ્વિજની પંક્તિ બ્હાર થયેલા હોય તેવાની પાસે યજ્ઞ હોમાદિક પુણ્ય કર્મો કરાવવાથી તેમજ શ્રુતિ અને સ્મૃતિના નિયમોનું ઉલંઘન કરવાથી અને તેમાં અનાસ્થા રાખવાથી અને વેદના મંત્રોના અજ્ઞાનપણાને લીધે મોટા મોટા કુળોનો પણ સ્હેજ વખતમાં નાશ થાય છે. ૬૫

मन्त्रतस्तुसमृद्धानिकुलान्यल्पधनान्यपि ॥
कुलसंख्यांचगच्छन्तिकर्षन्तिचमहद्यशः ।६६।

લોક વ્યવહારના નિયમો પ્રમાણે જે ફક્ત ધનિક છે તેજ કુળવાન ગણાય છે પણ તેમ માનવું કેવળ અસત્યજ છે થોડા પૈસા વાળાએ પણ વેદના મંત્રોનું અધ્યયન કર્યું હોય અને તેના અર્થ સમજતો હોય તો તે પણ ઉંચ કુળમાં ગણાય છે અને જગતમાં પ્રસિદ્ધિને પામે છે. ૬૬

वैवाहिकेऽग्नौकुर्वीतगृह्यंकर्मयथाविधि ॥
पञ्चयज्ञविधानंचपक्तिंचान्वाहिकींगृही ।६७।

વિવાહ વિધિ સમયે જે અગ્નિ ઉત્પન્ન

કરવામાં આવે છે તેમાં ગૃહસ્થીએ હમેશાં બ્રહ્મસુત્રના નિયમ પ્રમાણેના પ્રાતઃ તથા સાયંકાળના અને અન્ય યજ્ઞ હોમાદિ ધર્મ કર્મો કરવાં, વળી પંચ યજ્ઞો જે બ્રાહ્મણે હમેશાં કરવા જેવા કે વૈશ્વદેવ, બલિ વિગરે તે પણ કરવા તેમજ પોતાનું હમેશનું ભોજન પણ તેજ અગ્નિથી રાંધવું જોઇએ. ૬૭

**पञ्चसूनागृहस्थस्यचुल्लीपषण्युपस्कर ।**
**कण्डनीचोदकुम्भश्चबध्यतेयास्तुवाहयन् ।६८।**

ગ્રહસ્થીના ઘરમાં પાપનાં સ્થાન પાંચ ગણાયછે ૧ ચુલો—કારણ કે ત્યાં ઘણાં જીવ જંતુઓનો નાશ થાય છે. કેટલાંક ઉડતાં જીવ જંતુઓ દેવતાની ઝાળ લાગવાથી નાશ પામે છે. તેમજ ૨ ઘંટી—જેમાં પણ દાણા દળતાં કેટલીક વખતે ઝીણાં ઝીણાં જંતુઓ જો દાણા બરાબર તપાસાયા ન હોય તો કચરાઇને મરણ પામે છે માટે હમેશાં દળવાને માટે દાણા કાડવાના હોયતે બરાબર આંકી તપાસીને સાફ કરવા તેમજ ઘંટીને પણ બાહારથી તેમજ અંદરથી લોહીને સાફ કરવી ત્રીજું સાવરણી—પુંજા કાઢતી વખતે ચોમાસામાં વિશેષ કરીને જ્યાં ભેજ હોય છે ત્યાં અસંખ્ય કીડીયારાં નીકળે છે તેમને તેમજ બીજા જંતુઓ જે તે રૂતુમાં ઘણાં ઉત્પન્ન થાય છે સાફ કરવામાં અસંખ્ય જીવોની હિંસા થાય છે માટે પુંજો કાઢતી વખતે પણ ઘણું સાવચેત રહેવું જોઇએ જે જે સ્થળે કીડીયારાં નિકળ્યાં હોય તથા જંતુઓનો ઘણો જમાવ હોય ત્યાં પ્રથમ રાખ નાંખીને તે જગાના ભેજને તેમજ જંતુઓને દુર કરવાં અને ત્યાર પછી હમેશાં નિયમિત રીતે તે ભાગને સાફ કરવો જેથી તેમનો પાછો ત્યાં સંગ્રહ થાયજ નહી. ચોથું ખાણીયો—અહિં કામ કરવામાં પણ સ્ત્રિયોએ ઘંટીના જેટલીજ કાળજી રાખવાની છે કારણ કે જો તે સાફ ન થયો હોય અને દાણા પણ સાફ બરાબર ન કર્યા હોય તો સાંબેલાંના પડવાથી ત્યાં પણ ઘણાં નાનાં જીવડાઓનો નાશ થાય છે. પાંચમું. પાણીયારૂં—આજળનું સ્થાન હોવાથી તે નિયમિત રીતે સાફ રાખવી પાણીનાં વાસણ નિયમસર બ્હારથી તેમજ અંદરથી ઘસીને ધોઇ નાંખીને તાજા પાણીથી ભરવાં જેથી અંદર તેમજ બ્હાર લીલ ન બાજે અને પોરાની ઉત્પત્તિ થાય નહી. વળી પાણીનાં વાસણ સુકવાનાં ખામણાં પણ બરાબર સાફ કરવાં જોઇએ. ૬૮

**तासांक्रमेणसर्वासांनिष्कृत्यर्थंमहर्षिभिः ॥**
**पञ्चक्लृप्तामहायज्ञाःप्रत्यहंगृहमेधिनाम् ॥६९॥**

ઉપર લખેલાં પાંચ ગ્રહસ્થીને હમેશનાં ઉપયોગનાં હોવાથી તેમાં પાપ થવાનો પૂર્ણ સંભવ છે તે માટે તેમનાં પાપથી મુકત થવાને માટે મનુએ પાંચ યજ્ઞો ગ્રહસ્થીએ હમેશ કરવા એવું સ્મૃત્તિમાં કહેલું છે. ૬૯

**अध्यापनंब्रह्मयज्ञःपितृयज्ञस्तुतर्पणम् ॥**
**होमोदैवोबलिर्भौतोनृयज्ञोऽतिथिपूजनम् ।७०।**

હવે આ પાંચ યજ્ઞ અનુક્રમે કયા કયા છે. તે કહેવાશે.

૧ વેદ ભણવો તેમજ અન્યને ભણાવવો તેને બ્રહ્મ યજ્ઞ કહેલો છે ૨ જળ તથા અન્નનાં તરપણ કરીને પોતાના પિત્રિયોને તૃપ્ત કરવા તેને પિતૃ યજ્ઞ કહેલો છે. ૩ અગ્નિમાં ઘી તથા સમિધ વગેરેનો હોમ કરવો તેને દેવ યજ્ઞ કહેલો છે. ૪ પ્રાણીઓને ભોજન આપવું અર્થાત જમાડી કોઇને સંતોષવું તેને ભુત યજ્ઞ કહેલો છે. અને ૫ પોતાને ત્યાં આવેલા આતિથીનું આતીથીથ્ય કરવું—તેને યોગ્ય સત્કાર આપી સંતોષવો તેને મનુષ્ય યજ્ઞ કહેલો છે.

આ પ્રમાણેના પાંચ યજ્ઞો હમેશા કરવાથી ગૃહસ્થી ઉપરના શ્લોકનાં પાંચ પાપમાંથી મુકત થાય છે. ૭૦

**पञ्चैतान्योमहायज्ञान्नहापयतिशक्तितः ॥**
**सगृहेऽपिवसन्नित्यंसूनादोषैर्नलिप्यते॥७१॥**

જે પુરૂષ યથા શકિત આ પાંચ યજ્ઞો હમેશાં કરે જાય છે તે ઘરમાં રહેનાર—અર્થાત્ ગૃહસ્થી ધર્મમાં હોવા છતાં તે આશ્રામની પાંચ હીંસાઓના પાપથી લિપ્ત પાપી થતો નથી. ૭૧

**देवतातिथिभृत्यानांपितृणामात्मनश्चयः ॥**
**ननिर्वपतिपञ्चानामुच्छ्‌वसन्नसजीवति ॥७२॥**

દેવતાઓ અર્થાત્ પોતાના ઇષ્ટ તેમજ મૃત્યુ લોકનાં માણુસો જે બલી આપીને ને સંતોષી શકાય છે તેમને પોતાના નોકર વર્ગને વૃદ્ધ માત પીતાને—પોતાનો આત્મા જે પરમેશ્વરનું સ્વરૂપ છે તેને અને બ્રહ્મને જે અન્ન જળાદિથી તેમના ભાવ પ્રમાણે તૃપ્ત કરતો નથી તે શ્વાસ લેવા છતાં પણ જીવતો ગણાતો નથી અર્થાત્ તેવા માણુસો જીવતા મરેલા સરખાજ છે. ૭૨

**अहुतंचहुतंचैवतथाप्रहुतमेवच ॥**
**ब्राह्म्यंहुतंप्राशितंचपञ्चयज्ञान्प्रचक्षते ॥७३॥**

કેટલાક મુનીશ્વરોએ આ પાંચ યજ્ઞોને જુદાંજ નામ આપેલાં છે જેવાં કે ૧ અહુત, ૨ હુત, ૩ પ્રહુત, ૪ બ્રાહ્મ હુત અને પ્રાશિત. ૭૩

**जपोऽहुतोहुतोहोमःप्रहुतोभौतिकोबली ॥**
**ब्राह्म्यंहुतंद्विजाग्र्यार्चाप्राशितंपितृतर्पणम्॥७४॥**

હવે આ પાંચ યજ્ઞોનો અનુક્રમે અર્થ કહેવાય છે.

અહુત એટલે જે યજ્ઞમાં કંઇ પણ હોમવામાં ન આવ્યું હોય તે એટલે મંત્રોચાર—જપ કરવા તે હુત યજ્ઞ એટલે જેમાં અગ્નિમાં કાંઇ પણ ઘી, સમિધ વિગેરે હોમાતાં હોય તે, પ્રહુત એટલે પ્રકહેતાં જેમાં વધારે હોમની વસ્તુઓ નાંખવામાં આવી હોય તે અર્થાત ભુત યજ્ઞ જેમાં પ્રાણીઓને બાલે વા ભોજનથી તૃપ્ત કર્યા હોય તે ભુત યજ્ઞ, અને બ્રાહ્મ યજ્ઞ એટલે શ્રેષ્ટ બ્રાહ્મણનું વેદ ધર્મના નિયમ પ્રમાણે યોગ્ય સત્કારથી પુજન કરવું અને પ્રાશિત એટલે પિત્રિયોને નિત્ય શ્રાધ આદિથી તૃપ્ત કરવા. ૭૪

**स्वाध्यायेनित्ययुक्तःस्याद्दैवेचैवेहकर्मणि ॥**
**दैवकर्मणियुक्तोहिबिभर्तीदंचराचरम् ॥७५॥**

ગ્રહસ્થી દરિદ્રતા વિગેરેના દોષવાળો હોય અને તેથી કરીને અતિથીને ભોજન આપવામાં વિગેરે કાર્યો કરવાને માટે અસમર્થ હોય તો તેણે હમેશાં બ્રહ્મ યજ્ઞમાં એક નિષ્ઠાથી વળગ્યા રહેવું કારણ કે તેના એકલાના પ્રભાવ માત્રથી પણ તે આ સચરાચર સ્થાવર જંગમ સંસારમાં પોતાનું ગ્રહસ્થીનું પદ અપવિત્ર થયા વિના જાળવી શકે છે. ૭૫

**अग्नौप्रास्ताहुतिःसम्यगादित्यमुपतिष्ठते ॥**
**आदित्याज्जायतेवृष्टिर्वृष्टेरन्नंततःप्रजाः॥७६॥**

યજમાને કરાવેલા યજ્ઞમાં નાંખવામાં આવતી રસાલ આહુતીયોને સુર્ય પોતાના તરફ આકર્ષે છે તેથી કરીને તેમનો ત્યાં વરાળરૂપી જમાવ થાય છે અને પુનઃ શીત થવાથી વર્ષા થાય છે અને વર્ષામાં અન્ન ઉત્પન્ન થાય છે જેથી સૃષ્ટિનુ પોષણુ થાય છે અને પ્રજાની ઉત્પત્તિ થાય છે. ૭૬

**यथावायुंसमाश्रित्यवर्त्तन्तेसर्वजन्तवः ॥**
**तथागृहस्थमाश्रित्यवर्त्तन्तेसर्वआश्रमाः॥७७॥**

જેવી રીતે હૃદયમાં સ્થાન કરીને રહેલા પ્રાણવાયુ ઉપરજ સર્વ જંગમ સૃષ્ટિના જીવ માત્રનું જીવન આધાર રાખે છે તેમ સર્વ

આશ્રયે પણ ગ્રહસ્થાશ્રમ ઉપરજ આધાર રાખે છે. ૭૭

यस्मात्रयोऽप्याश्रमिणोज्ञानेनान्नेनचान्वहम्॥
गृहस्थेनैवधार्यन्तेतस्माज्जयेष्ठाश्रमोगृही॥७८॥

ગ્રહસ્થાશ્રમ પણ સર્વ આશ્રમનો પ્રાણજ છે કારણ કે ગ્રહસ્થાશ્રમમાંથી અન્ય સર્વ આશ્રમોની ઉત્પત્તિ છે અને પછીથી ઉત્પન્ન થતા આશ્રમોને ગ્રહસ્થીજ અન્ન જળ અને આશ્રય આપે છે માટે આશ્રમોમાં ગૃહસ્થાશ્રમજ શ્રેષ્ટ છે. ૭૮

ससंधार्यःप्रयत्नेनस्वर्गमक्षयमिच्छता ॥
सुखंचेहेच्छतानित्यंयोऽधार्योदुर्बलेन्द्रियैः॥७९॥

અક્ષય ધામ સ્વર્ગની ઇચ્છા રાખનાર તેમજ સંસારમાં સ્ત્રિ સુખની ઇચ્છા રાખનાર તથા સંસારના ભોગવિલાસ અને ભોજનાદિક આહારનો મોજ શોખ કરવાની ઇચ્છાવાળાએ હમેશાં પ્રયત્ન કરીને ગ્રહસ્થાશ્રમ ધારણ કરવો. જેની ઇંદ્રિયો પોતાના વશમાં નથી તેવો માણસ ગૃહસ્થાશ્રમ પાળી શકતો નથી. ૭૯

ऋषयःपितरोदेवाभूतान्यतिथयस्तथा ॥
आशासतेकुटुम्बिभ्यस्तेभ्यःकार्यं
विजानता ॥८०॥

ઋષિ, પિત્રીઓ, દેવતાઓ, અને અતિથી તે સર્વ ધર્મના નિયમો પ્રમાણે જે ગૃહસ્થાશ્રમ પાળે છે માટે તેમને સઘળાને પંચયજ્ઞ કરીને અર્થાત્ તેઓને યોગ્ય આહાર તથા જળ વિગેરે આપીને ગૃહસ્થીએ તેમને તૃપ્ત કરવાં જોઇએ. ૮૦

स्वाध्यायेनार्चयेतर्षीन्होमैर्देवान्यथाविधि ॥
पितॄन्श्राद्धैश्चनॄनन्नैर्भूतानिबलिकर्मणा॥८१॥

ગ્રહસ્થીએ હમેશાં શ્રુતિનું મનન કરીને ૠષિયોને, યજ્ઞ હોમથી દેવતાઓને, શ્રાદ્ધ કરીને પિત્રીયોને અન્નથી મનુષ્ય પ્રાણીયો અને બલિકર્મથી ભૂતોને હમેશાં પૂજવાં જોઇએ. ૮૧.

कुर्यादहरहःश्राद्धमन्नाद्येनोदकेनवा
पयोमूलफलैर्वापिपितृभ्यःप्रीतिमावहन् ॥८२॥

પિત્રીયોની કૃપા મેળવવાને માટે જે શ્રાદ્ધ ગૃહસ્થી કરે તેમાં હમેશાં તેણે શ્રાદ્ધ અન્ન જેવાં કે તલ જવ આદિ હોમવાં જોઇએ તથા દુધ—ક્ષિરભોજનથી તેમજ ફળમૂળા હારથી તેણે પિત્રીયોના શ્રાધ્ધમાં બ્રહ્મભોજન કરાવવું કારણ કે તેવા પદાર્થોથી તેઓ સંતુષ્ટ થાય છે અને તેમને તે પ્રમાણે કવ્ય પહોંચાડનારને તેઓ આશીશ આપે છે. ૮૨.

एकमप्याशयेद्विप्रंपित्रर्थेपाञ्चयज्ञिके ॥
नचैवात्राशयेत्किंचिद्वैश्वदेवंप्रतिद्विजम् ॥८३॥

પિત્રીયોના શ્રાધ્ધ વિધિમાંતો પોતાની યથા શકતી બ્રહ્મભોજન કરાવવું જોઇએજ પણ જો ગૃહસ્થી અસમર્થ હોય તો પણ ઓછામાં ઓછો એક બ્રાહ્મણ તો જમાડવોજ.વૈશ્વદેવ આદિ કરવાનાં હોમ કર્મમાં કાંઇ બ્રહ્મ ભોજનની આવશ્યકતા નથી. ૮૩.

वैश्वदेवस्यसिद्धस्यगृह्येऽग्नौविधिपूर्वकम् ॥
आभ्यःकुर्याद्देवताभ्योब्राह्मणो
होममन्वहम् ॥ ८४ ॥

પોતાના ઘરના અગ્નિમાં વૈશ્વદેવનો હોમ કરવો હોય તો બ્રાહ્મણ ગૃહસ્થીએ નિચે પ્રમાણેના દેવતાઓના સાંત્વના અર્થે દરેકને માટેની જુદી જુદી આહુતિ આપવી જોઇએ. ૮૪.

अग्नेःसोमस्यचैवादौतयोश्चैवसमस्तयोः ॥
विश्वेभ्यश्चैवदेवेभ्योधन्वन्तरयएवच ॥८५॥

ઉપર પ્રમાણેના વૈશ્વદેવ યજ્ઞ કરવાને માટે જે જે દેવતાઓને આહુતિ આપવાની જરૂર છે તે નીચે પ્રમાણે સમજવા.

પહેલી આહુતિમાં અગ્નયેસ્વાહા અર્થાત

તે અગ્નિને અર્પણ કરવી બીજી સોમાય સ્વાહા એટલે ચંદ્રમાને અર્પણ કરવી અને ત્રીજી બેઉને સાથે અર્પણ કરવી–ત્રીજી આહુતિ આપતી વખતે અગ્નીસોમાભ્યાં સ્વાહા ત્યાર પછીની ચોથી આહુતિ સમસ્ત દેવતાઓને અર્પણ કરવી અને પછીની વિશ્વના દેવતાઓ તેમજ દેવવૈદ્ય ધન્વંતરિને અર્પણ કરવી આ પ્રમાણે પાંચેયજ્ઞોનાં ફળને ફકત આહુતિ આપવાથીજ તે પામે છે. ૮૫.

**कुहै चैवानुमत्यै च प्रजापतय एव च**
**सह द्यावापृथिव्योश्च तथा स्विष्टकृतेऽन्ततः॥८६॥**

પછી શુકલપક્ષ તથા કૃષ્ણપક્ષના દેવતાઓને, પ્રજાપતિને, આકાશના દેવતાઓને પૃથ્વિના દેવતાઓને તથા હોમના અગ્નિને અનુક્રમે અંતમાં સ્વાહા ઉચ્ચારણથી એક એક આહુતિ આપવી. ૮૬.

**एवं सम्यग्घविर्हुत्वा सर्वदिक्षु प्रदक्षिणम् ॥**
**इन्द्रान्तकाप्पतीन्दुभ्यः सानुगेभ्यो बलिं हरेत् ॥ ८७ ॥**

ઉપર કહ્યા પ્રમાણે દેવતાઓના ધ્યાનમાં એકાગ્ર ચિત્તે લીન થઇ ગૃહસ્થીયે દરેક દિશાના દેવતાને આહુતિ આપવી જેમકે **प्राच्यांइन्द्रायनमः** એમ કહી પુર્વમાં ઇંદ્રને અર્પણ કરવી. **दक्षिणस्यां यमायनमः** ( દક્ષીણમાં યમદેવને અર્પવી ), **पश्चिमायां वरुणाय नमः** ( પશ્ચિમમાં વરૂણ દેવતાને અર્પણ કરવી ) તથા **उत्तरस्यां सोमायनमः** ઉત્તરમાં સોમ ( ચંદ્ર ) દેવતાને અર્પણ કરવી આ પ્રમાણે સર્વ દિશાના દેવાઓને પણ તૃપ્ત કરવા. ૮૭.

**मरुद्भ्य इति तु द्वारि क्षिपेदप्स्वद्भ्य इत्यपि ॥**
**वनस्पतिभ्य इत्येवं मुसलोलूखले हरेत् ॥८८॥**

ત્યાર પછી **मरुद्भ्योनमः** અર્થાત્ હું વાયુની પુજા કરૂંછું એમ કહીને બલિને દ્વાર આગળ નાંખવા અને **अद्भ्योनमः** અર્થાત્ હું જલની પુજા કરૂછું એમ કહીને થોડા દાણા જલમાં નાંખવા તથા **वनस्पतिभ्योनमः** અર્થાત્ હું વનસ્પતિની પુજા કરૂછું એમ કહીને ખાણીયા તથા મુશળ જે વૃક્ષનાં બનેલાં છે તેમને વધાવવાં. ૮૮.

**उच्छीर्षके श्रियै कुर्याद्भद्रकाल्यै च पादतः ॥**
**ब्रह्मवास्तोष्पतिभ्यां तु वास्तुमध्ये बलिं हरेत् ॥८९॥**

યજ્ઞ કરનારે પોતાના માથા ઉપર ઇશાન કોણમાં એટલે ઉત્તર અને પૂર્વ દિશા વચ્ચેના ખુણામાં શ્રી–લક્ષ્મીના સ્થાનકની પુજા કરવાને માટે ત્યાં બળિને નાંખવો તેમજ પોતાના ઘરના નૈરૂત્ય ખુણામાં જ્યાં પોતે સુતો હોય ત્યાં પોતાના બિછાનાની પાંગોથે અને ઓશીકે પણ કરવું તેમજ ઘરની પરસાલના ભાગનુ અને ઘરનો મધ્ય ભાગ જે બ્રહ્મ તથા વાસ્તુના પતિનુસ્થાન ગણાય છે તેની પુજા કરવી. ૮૯.

**विश्वेभ्यश्चैव देवेभ्यो बलिमाकाश उत्क्षिपेत्**
**दिवाचरेभ्यो भूतेभ्यो नक्तंचारिभ्य एव च ।९०॥**

ત્યાર પછી સમસ્ત દેવતાઓને વધાવવાને માટે ઘરના ચોકમાં ઉભા રહીને આકાશ તરફ બલિના ઉછાળવાથી અને દિવસે ઘરની સર્વ દિશાઓમાં નાંખવાથી દિવાચરો દિવસનાં ભુતપ્રેત અને રાત્રીએ નાંખવાથી નકતંચારી રાત્રીએ ફરનાર ભુતપ્રેતની પણ પુજા કરાય છે જેથી તેઓ સંતોષ પામીને કોઇ પણ પ્રકારની હેરાનગતીને પમાડતાં નથી. ૯૦.

**पृष्ठवास्तुनि कुर्वीत बलिं सर्वात्मभूतये ॥**
**पितृभ्यो बलिशेषं तु सर्वं दक्षिणतो हरेत् ॥९१॥**

ઘરના ઉપરના ભાગમાં તેમજ બાલદાન

દેનારની પાછળ સર્વાત્મભૂતયેનમઃ એ પ્રમાણે કહીને સર્વ પ્રાણી માત્રને સંતોષવાને અર્થે બલિનું દાન કરવું આ પ્રમાણેનાં વિવિધની તૃપ્તિ કર્યા પછી પણ જો બલિનાં કાંઈ પણ શેષ રહેતો બલી આપનારે દક્ષિણ દિશા તરફ મ્હોં કરીને પુનઃ પિત્રીયોને તે શેષ ભાગ અર્પણ કરવો. ૯૧.

**शुनांचपतितानांचश्वपचांपापरोगिणाम् ॥**
**वायसानांकृमीणांचशनकैर्निर्वपेद्भुवि ।९२॥**

બલિ શિવાયના બીજા અન્નને બીજા પાત્રમાં કાઢીને તેમાંથી અનુક્રમે કુતરાં, પાપી માણસ, ચંડાળ અને અધમ રોગથી પિડાતા દરદીયો જેવા કે લાલ અને ધોળા કોઢ તથા અન્ય રાજરોગ જેવા કે ક્ષય અને તેના જેવાજ બીજા રોગથી પીડાતાઓનો તથા કાગડાઓ અને કીડા તેમજ તેમનીજ માફક જમીનપર પેટ ઘસતાં ચાલનારા જીવજંતુઓના ભાગ કાઢવા. ૯૨.

**एवंयःसर्वभूतानिब्राह्मणोनित्यमर्चति ॥**
**सगच्छतिपरंस्थानंतेजोमूर्तिःपथर्जुना ॥९३॥**

ઉપર પ્રમાણે કહ્યા તેવા પ્રકારે જે સર્વ ભુતને બલિ આપીને સંતોષે છે અને પ્રાણી માત્રને અન્નદાનથી તૃપ્ત કરે છે તે ત્હેની પૂજાના પુન્યના પ્રતાપે પરમસ્થાનને પ્રાપ્ત કરે છે અર્થાત્ આપસથીજ જે પ્રકાશને પામે છે તેવી બ્રહ્મની મુર્તીને પામે છે કારણ કે જ્ઞાન અને કર્મને લીધે માણસ મોક્ષને પામે છે અર્થાત્ બ્રહ્મમાં લીન થાય છે. ૯૩.

**कृत्वैतद्बलिकर्मैवमतिथिंपूर्वमाशयेत् ॥**
**भिक्षांचभिक्षवेदद्याद्विधिवद्ब्रह्मचारिणे ॥९४॥**

આ પ્રમાણે બલિદાનનું કર્મ કરી રહ્યા પછી ગૃહસ્થીએ પોતાનો આહાર લેતા પ્હેલાં પરોણા-અતિથીને સંતોષવા પછી સંન્યાસી વા બ્રહ્મચારી જે ભિક્ષાર્થે આવ્યા હોય ત્હેમનું સત્કાર પુર્વક પૂજન કરીને ભોજન આપવું અને ત્યાર પછી પોતે અન્ન પ્રાશન કરવું. ૯૪.

**यत्पुण्यफलमाप्नोतिगांदत्त्वाविधिवद्गुरोः ॥**
**तत्पुण्यफलमाप्नोतिभिक्षांदत्त्वाद्विजोगृही ॥९५**

જેવી રીતે પોતાના આચાર્ય-ઉપાધ્યાય વા ગુરૂને સોનાથી શીંગડાં મઢીને અને સારાં ઘરેણાં પ્હેરાવીને ગૌદાન આપવાથી જેટલું પુન્ય થાય છે તેટલુંજ ગૃહસ્થીને પોતાના ધર્મ પ્રમાણે અન્નદાન આપવાથી પુન્ય થાય છે. ૯૫.

**भिक्षामप्युदपात्रंवासत्कृत्यविधिपूर्वकम् ॥**
**वेदतत्त्वार्थविदुषेब्राह्मणायोपपादयेत् ।९६॥**

વધારે અન્ન આપવાની શક્તી ન હોય તો ફક્ત એકજ ગ્રાસ (કોળીઓ) જેટલું આપવું અને તેટલું પણ આપવાની શક્તી ન હોય તો ફક્ત સ્વચ્છ જળનો પ્યાલો ભરીને ત્હેમાં સુગંધમય પત્ર અને પુષ્પો નાંખીને વેદનાં તત્વને સમજનાર દ્વિજ (બ્રાહ્મણ) ને દાન કરવું અને ત્હેની પાસે સ્વરિત કહેવડાવવી જેથી પણ ભિક્ષા આપ્યા જેટલુંજ પુન્ય થાય છે. ૯૬.

**नश्यन्तिहव्यकव्यानिनराणामविजानताम् ॥**
**भस्मीभूतेषुविप्रेषुमोहाद्दत्तानिदातृभिः ।९७।**

જેવી રીતે યજ્ઞ કરવામાં અગ્નિકુંડમાં જ્યારે અગ્નિ પ્રદિપ્ત હોય ત્યારે આહુતિ નહી આપતાં ફક્ત અગ્નિ કજળી ગયા પછી આહુતિયો આપવાથી તે આહુતિયો તેમની તેમજ રહે છે અને કાંઈ પણ પુન્ય થતું નથી તે પ્રમાણે જે માણસનામાં બ્રહ્મતેજ નથી જે, પોતાનો વેદ બરાબર જાણતો

નથી તેવાને દાન આપવાથી કાંઈ પણ પુન્ય થતું નથી. ૯૭.

विद्यातपःसमृद्धेषुहुतंविप्रमुखाग्निषु ॥
निस्तारयतिदुर्गाच्चमहतश्चैवकिल्बिषात्॥९८॥

પણ જે બ્રાહ્મણો શ્રુતિથી જ્ઞાત્ હોય છે અર્થાત્ વેદ ભણેલા હોય છે તે વિદ્યાના તપ રૂપી તેજને લીધે અગ્નિ સમાન છે અને તેથી કરીને જે હવ્ય–કવ્યદાન તેમને અર્પણ કરવામાં આવે છે તેથી દાન આપનાર શત્રુ, રાજપીડા, ભય અને પાપથી બચે છે. ૯૮.

संप्राप्तायत्वतिथयेप्रदद्यादासनोदके ॥
अन्नंचैवयथाशक्तिसत्कृत्यविधिपूर्वकम्॥९९॥

અણબોલાવ્યો અતિથિ પોતાને ઘેર આવે તો ત્હેને આશન આપી ત્હેને પગ ધોવાને માટે સ્વચ્છ પાણી આપવું અને પછી તે આસન ઉપર બેસે એટલે પોતાની શક્તી પ્રમાણે જે કાંઈ ભિક્ષા આપણને મળે તે ત્હેનું સત્કાર પ્રમાણે પુજન કરીને આપવી જેથી પણ ગૃહસ્થીને સારૂં ફળ મળે છે. ૯૯.

शिलानप्युञ्छतोनित्यंपञ्चाग्नीनपिजुह्वतः॥
सर्वंसुकृतमादत्तेब्राह्मणोऽनर्चितोवसन्॥१००

લણ્યા પછીના પણ બાકી રહેલા ખેતરમાંના ધાન્ય અગર તો તેવા લણેલા અનાજને ઘેર આગલ લઈ જતાં જે દાણા વેરાય છે તેવો સંગ્રહ કરીને ત્હેના ઉપર નિર્વાહ કરનાર કે પછી ઉપર ગણાવ્યા તે પંચાગ્નિમાં હોમાતા બલિદાનથી જે ભોજન કરતો હોય તેવા ગૃહસ્થીને ત્યાં પણ જો અતિથિ આવે તો ત્હેનો સત્કાર કરવો જોઈએ કારણ કે જો તેવાં સ્થળે પણ અતિથિનો વિધિપુર્વક સત્કાર ન થાય તોપછી તે અતિથિ ત્હેનાં પુર્વનાં પુન્યનો પણ નાશ કરે છે. ૧૦૦.

तृणानिभूमिरुदकंवाक्चतुर्थीचसूनृता ॥
एतान्यपिसतांगेहेनोच्छिद्यन्तेकदाचन ॥१॥

ધર્માત્મા ગૃહસ્થીને ત્યાં અતિથિને હમેશાં અવશ્ય કરીને અન્ન ન હોયતો ફક્ત તૃણ તેમજ ત્હેનો બિસ્તરો બનાવી પાથરવાને માટે આશ્રયરૂપી ભુમિ અને હાથપગ ધોવા પીવાને માટે સ્વચ્છ પાણી અને મધુર વચન એટલાંતો મળવાંજ જોઇએ. ૧૦૧.

एकरात्रंतुनिवसन्नतिथिर्ब्राह्मणःस्मृतः ॥
अनित्यंहिस्थितोयस्मात्तस्मादतिथिरुच्यते ॥२

હવે અતિથિ કોને કહેવો અને ખરો અતિથિને શાં શાં લક્ષણ ઉપરથી જાણવો?

જે માણસ પારકાના આશ્રય તળે ફક્ત એક રાત્રીજ રહે છે ત્હેને અતિથિ કહેવો કારણ કે શાસ્ત્રમાં કહેલું છે કે જો અતિથિ સુર્યાસ્ત પછી એક ગામમાં ગયો હોય તો તેજ ગામમાંથી સુર્યોદય થતા પ્હેલાં ત્હેણે પાછા બીજા સ્થળે જવાને માટે નિકળી પડવું જોઇએ અર્થાત્ તેજ ગામમાં કોઇપણ રીતે બીજો દિવસ તો થવો જોઇએજ નહી. ॥ नविद्यते द्वितिया तिथिरस्येति अतिथिः ॥ १०२

नैकग्रामीणमतिथिंविप्रंसाङ्गतिकंतथा ॥
उपस्थितंगृहेविद्याद्भार्यायत्राग्नयोऽपिवा ॥३।

પોતાનાજ ગામનો રહેનાર બ્રાહ્મણ આપણે ત્યાં આવે તો ત્હેને કાંઈ ઉપરના નિયમ લાગુ પાડી અતિથિ ગણાયજ નહી તેવીજ રીતે જે પોતાના કામકાજ સારૂ પોતાના ગામથી બીજે ગામ ગયો હોય અને ત્યાં પોતાનું કામ એકજ દિવસમાં પુરૂ ન થવાથી બીજો દિવસ રહેવું પડે તો ત્હેને પણ કાંઈ વાંધો નથી પછી ચાતો તેવો માણસ ગમે તો જ્યાં સ્ત્રીગૃહ હોય અથવા તો જ્યાં વૈશ્વદેવ વગેરે અગ્નિહોત્રનાં કામ કર-

વામાં આવતાં હોય ત્યાં જાય તોપણ ત્હેને અતિથિ સમજવો નહી. ૧૦૩.

उपासते येगृहस्थाःपरपाकमबुद्धयः ॥
तेनतेप्रेत्यपशुतांव्रजन्त्यन्नादिदायिनाम् ॥४॥

પારકાનું અન્ન ખાવુંતે નિષિધ કહેલું છે માટે જે માણસ ફક્ત ઉદર પોષણને માટે આજે એક અને કાલ બીજા ગામમાં અતિથિરૂપે દિવસ ગાળીને ગમે તે પ્રકારે પોતાનો નિર્વાહ કરતો હોય છે તે શાસ્ત્રના નિયમ વિરૂદ્ધ વર્તે છે તે ત્હેના પ્રાયશ્ચિતને લીધે મરણ પછીના પુનઃ જન્મમાં જે માણસને ત્યાં વધારે દિવસ અન્ન ખાઇને રહ્યો હોય ત્હેના પશુનો અવતાર પામે છે અર્થાત્ પૂર્વ જન્મમાં કરેલું દેવું પુનર્જન્મમાં લ્હેણદારના પશુનો અવતાર ધારણ કરીને દેવું વાળે છે. ૧૦૪.

अप्रणोद्योऽतिथिःसायंसूर्योढोगृहमेधिना ॥
कालेप्राप्तस्त्वकालेवानास्यानश्नन्गृहेवसन् ॥५॥

સૂર્યના અસ્ત થયા પછી જે અતિથિ આવે ત્હેને નિષિધ ગણવો નહી કારણ કે સૂર્યના અસ્ત થયા પછી આવનાર અતિથિનું આગમન સ્વાભાવિકજ ગણવું જોઇએ કારણ કે રાત્રિના સમયે પોતાના આશ્રમ તરફ પાછા ફરવાનું અસંભવિતજ છે. વળી જો કોઈ પણ અતિથિ હોમ કર્મ તથા વૈશ્વદેવ કર્મ ચાલતાં હોય તે વખતે આવ્યો હોય તેમજ વખત કવખત આવ્યો હોય તોપણ ત્હેને પોતાના ઘરમાં આશ્રય આપવો અને આપણા જમ્યા પછી આવે તો પણ ત્હેને જમાડીનેજ સુવાડવો કારણ કે તેવા પ્રસંગ ઉપર આવનાર અતિથિને ભુખ્યો રાખવો તે ઘણું અસભ્ય અને ધર્મ વિરૂદ્ધ છે. ૧૦૫.

नवैस्वयंतदश्नीयादतिथिंयन्नभोजयेत् ॥
धन्यंयशस्यमायुष्यंस्वर्ग्यंवातिथिपूजनम् ॥६॥

વળી પોતે જમતા હોઇએ ત્યારે કોઈ પણ અતિથિ આવ્યો હોય તો આપણે જે ભોજન કરતા હોઇએ તેજ ત્હેને પણ પિરસવું. અર્થાત્ ભાણાભેદ કરવો નહી એટલે આપણે ઘી, દુધ, સાકર વિગેરે મીષ્ટ અને ઉત્તમ પદાર્થો જમવા અને ત્હેને તે ન આપતાં બીજા સાધારણ પદાર્થો પીરસવા તે અયોગ્ય છે કારણ કે અતિથિને આપણે જે પદાર્થો જમતા હોઇએ તેજ જમાડવાથી ઘણુંજ પુન્ય થાય છે, તેથીજ આપણું હીત થાય છે–યશ મળે છે, આયુષ્યની વૃદ્ધિ થાય છે અને અંતે મોક્ષ મળે છે. ૧૦૬.

आसनावसथौशय्यामनुव्रज्यामुपासनाम् ॥
उत्तमेषूत्तमंकुर्याद्धीनेहीनंसमेसमम् ॥७॥

જ્યારે ઘણા અતિથિયો આવ્યા હોય ત્યારે ત્હેમને સઘળાને પુરતાં મૃગચર્મ–આસન તેમજ સુવાને માટે બીછાનાં–ખાટલા પુરા પાડવાં અને જ્યારે તેઓ જવાના હોય ત્યારે જે પ્રમાણે પ્રત્યેકને યોગ્ય લાગે તે પ્રમાણે વિવેકથી ત્હેમને થોડે સુધી વળાવવાને માટે જવું ત્હેમાં જે વધારે સન્માનને માટે યોગ્ય હોય ત્હેને વધારે સન્માન આપવું અને જેને સ્હેજસાજ નમસ્કાર કરવાજ ઘટારત હોય ત્હેને તે પ્રમાણે કરવુ.૧૦૭.

वैश्वदेवेतुनिर्वृत्तेयद्यन्योऽतिथिराव्रजेत् ॥
तस्याप्यन्नंयथाशक्तिप्रदद्यान्नबलिंहरेत् ॥८॥

અતિથિ જો વૈશ્વદેવ હોમ કરતી વખતે આવે તો ત્હેને માટે ફરીથી રસોઈ કરીને ત્હેને ભોજન કરાવવું પણ તે પ્રમાણે ફરીને તૈયાર કરેલી રસોઇમાંથી બલિ માટે કાંઈ પણ કાઢવાની પણ આવશ્યકતા નથી. ૧૦૮.

नभोजनार्थंस्वेविप्रःकुलगोत्रेनिवेदयेत ॥
भोजनार्थंहितेशंसन्वान्ताशीत्युच्यतेबुधैः ॥९॥

જે બ્રાહ્મણ ફક્ત ભોજનને માટેજ પોતાના કુળ વા ગોત્રને જણાવે છે ત્હેને જ્ઞાની લોકો **વાંતાશી** એવું નામ આપે છે. **વાંતાશી** એટલે જે વમન કરેલું–ઉલટી કરીને કાઢી નાંખેલું અન્ન ખાય છે તે કારણ કે ભોજનને માટેજ પોતાનું કુળ જણાવવું તે ઘણુંજ અધર્મ કર્મ ગણાય છે માટે કોઈએ તેમ કરવું નહી. ૧૦૯.

नब्राह्मणस्यत्वतिथिर्गृहेराजन्यउच्यते ॥
वैश्यशूद्रौसखाचैवज्ञातयोगुरुरेवच ॥११०॥

પોતાની જાતનો અથવા તો પોતાનાથી ઉંચ વર્ણનોજ અતિથિ થવાને પાત્ર ગણાય છે. બ્રાહ્મણનાં ઘરમાં ક્ષત્રીય–રાજા પણ અતિથિનું સન્માન મેળવવાને માટે અયોગ્ય છે કારણ કે તે પોતાની પદવીથી ઉંચ ગણાય છે પણ વર્ણમાં બ્રાહ્મણ કરતાં હીન છે અર્થાત્ ઉતરતી વર્ણનો છે તેજ પ્રમાણે ક્ષત્રીયને ત્યાં ક્ષત્રી અથવા તો બ્રાહ્મણ અતિથિ સત્કાર મેળવી શકે પણ વૈશ્ય કે શુદ્ર ન મેળવે અને વૈશ્યને ત્યાં તેજ પ્રમાણે ત્હેનાથી ઉંચ વર્ણના ક્ષત્રીય કે બ્રાહ્મણ અતિથિનો સત્કાર થાય પણ શુદ્રનો નહી અને સવર્ણનો હોય પણ જો પોતાનો સંબંધી હોય અથવા ગુરૂ હોય તો ત્હેને અતિથિ કહી શકાય નહી. ૧૧૦.

यदित्वतिथिधर्मेणक्षत्रियोगृहमाव्रजेत ॥
भुक्तवत्सुचविप्रेषुकामंतमपिभोजयेत् ॥११॥

પરંતુ જો કદિ સમયના અનુસારે કોઈ ક્ષત્રીય બ્રાહ્મણને ત્યાં વિરામ લેવાને આવે તો ત્હેનો અતિથિ પ્રમાણે સત્કાર કરવો પણ પોતાને ત્યાંના બ્રાહ્મણ અતિથિયોને અન્ન જળ આપ્યા પછીજ જો ત્હેની ઈચ્છા હોય તો તેને પણ ભોજન કરાવવું. ૧૧૧.

वैश्यशूद्रावपिप्राप्तौकुटुम्बेऽतिथिधर्मिणौ ॥
भोजयेत्सहभृत्यैस्तावानृशंस्यंप्रयोजनम् ॥१२॥

વળી તેજ પ્રમાણે જો વૈશ્ય અને શુદ્ર પણ પરગામથી આવવાના સંબંધે બ્રાહ્મણને ત્યાં આશ્રય લે તો ત્હેમનો પણ અતિથિ ધર્મ પ્રમાણે વિનય પુર્વક સત્કાર કરવો પણ સર્વ કોઈના જમ્યા પછી એટલે બ્રાહ્મણે પોતે તેમજ ત્હેના બ્રાહ્મણ અને ક્ષત્રિય અતિથિયોના જમ્યા પછી ત્હેમને પોતાના નોકર વર્ગની સાથે સંતોષકારક રીતે ભોજન આપવું. ૧૧૨.

इतरानपिसख्यादीन्संप्रीत्यागृहमागतान् ॥
सत्कृत्यान्नंयथाशक्तिभोजयेत्सहभार्यया ॥१३॥

ઉપર કહ્યા તે પ્રમાણેના ભોજનના વર્ણના ક્રમ પ્રમાણેના નિયમો છે પણ ત્હેમાં જો કોઈ ક્ષત્રીય તથા અન્ય વર્ણનો માણસ અતિથિ તરીકે નહી પણ પોતાનો સહાધ્યાયી (સાથે ભણનાર) હોઈ મિત્ર ભાવથી આવ્યો હોયતો ત્હેને તો પોતાની સાથે જમાડવો–પોતે સ્ત્રી સાથે જમવાને બેઠો હોય તોપણ ત્હેને સાથે બેસાડી જમાડવો. ૧૧૩.

सुवासिनीःकुमारांश्चरोगिणोगर्भिणीस्तथा ॥
अतिथिभ्योऽग्रएवैतान्भोजयेदविचारयन् १४

અતિથિને ભોજન આપતા પ્હેલાં પણ નવી પરણેલી સ્ત્રીને, સુવાસિનીને, કુમારીકાઓ–બાળકોને, રોગી–માંદા માણસને તથા સગર્ભા સ્ત્રીને જમાડવાં. એમાં કાંઇ પણ શાસ્ત્ર પ્રમાણે બાધ હશે કે નહી ત્હેનો વિચાર કરવાની પણ આવશ્યકતા નથી. ૧૧૪.

अदत्वातुयएतेभ्यःपूर्वंभुंक्तेविचक्षणः ॥
सभुञ्जानोनजानातिश्वगृध्रैर्जग्धिमात्मनः ॥१५॥

ઉપર જણાવ્યા તે સઘળાને જમાડ્યા વિના જે જમે છે અને પોતાના ધર્મનું ઉલ્લંઘન કરે છે તે મુવા પછી ત્હેનું શરીર તે ગીધ, કાગડા વિગેરે માંસાહારી પક્ષીયોનો ભક્ષ થાય છે. ૧૧૫.

भुक्तवत्स्वथविप्रेषुस्वेषुभृत्येषुचैवहि ॥
भुञ्जीयातांततःपश्चादवशिष्टंतुदम्पती ॥१६॥

ગૃહસ્થી સ્ત્રી પુરૂષે પોતાને ત્યાં અતિથિ, બ્રાહ્મણ, સગાંવ્હાલાં, જ્ઞાતિનાં વિગેરે મિત્રમંડળ, પરોણા જે કોઈ આવ્યાં હોય તેમને જમાડવાં ત્યાર પછી પોતાના નોકર ચાકરોને માટે કાઢી બાકી રહે તે ધાન્ય—આહારનું ભોજન કરવું જોઈએ. ૧૧૬.

देवानृषीन्मनुष्यांश्चपितॄन्गृह्याश्चदेवताः ॥
पूजयित्वाततःपश्चाद्गृहस्थःशेषभुग्भवेत् ॥१७

તેમજ ગૃહસ્થે પોતાના દેવ, ૠષિ, પિત્રીયો, કુળદેવતા વિગેરેનાં પુજન કરી ત્હેમને નૈવેદ્ય ધરાવી જે બાકી રહે તે અન્ન પોતાના ઉપયોગમાં લેવું. ૧૧૭.

अघंसकेवलंभुङ्क्तेयःपचत्यात्मकारणात् ॥
यज्ञशिष्टाशनंह्येतत्सतामन्नंविधीयते ॥१८॥

પોતાને માટેજ જોઈતું રંધાવીને જે જમે છે તે માત્ર પાપને ખાતો હોય તેવું ગણાય છે કારણ કે તે પોતાના ધર્મ વિરૂદ્ધ વર્તન કરે છે સાધુ પુરૂષને માટે આહારને યોગ્ય અન્નતો ઉપર જણાવ્યા પ્રમાણે પોતાના દેવ, પિત્રીયોની પુજા કર્યા પછી અતિથિ આદીને જમાડતાં વધેલું શેષ અન્નજ છે. ૧૧૮.

राजर्त्विक्स्नातकगुरून्प्रियश्वशुरमातुलान् ॥
अर्हयेन्मधुपर्केणपरिसंवत्सरात्पुनः ॥१९॥

અતિથિ પૂજન કરવામાં આપણે ત્યાં રાજવંશી ઉતર્યો હોય તો તે પણ અતિથિજ છે એમ ગણી ત્હેનું પુજન કરવું તે પણ શાસ્ત્રના નિયમાનુસારજ ગણાય છે. આ પ્રમાણે વિદ્યાભ્યાસ કરવાને માટે પ્રયાણે ગયા હોય તેવા રાજા, ૠત્વિક, જમાઈ, સસરો અથવા માતૃ પક્ષનો કોઈ સંબંધી હોય તે જ્યારે પાછા આવે ત્યારે ત્હેમનું મધુપર્ક, પંચામૃત, દુધ, દહિં, સાકર, મધ વિગેરે લઈને અતિથિ પુજન કરવું. ૧૧૯.

राजाचश्रोत्रियश्चैवयज्ञकर्मण्युपस्थितौ ॥
मधुपर्केणसंपूज्यौनत्वयज्ञइतिस्थितिः ॥१२०॥

રાજા અથવા બ્રાહ્મણ જો યજ્ઞકર્મ કરાવવાને માટે આવ્યા હોય તો ત્હેમનું પુજન મધુપર્ક વડેજ કરવું જોઈએ પણ યજ્ઞાદિકર્મ વિનાજ આવેલા હોય તો મધુપર્કથી પુજન કરાય નહી પરંતુ જમાઈ તો યજ્ઞને માટે અથવા તો યજ્ઞ કરવા કરાવવાનો ન હોય છતાં આવે તોપણ મધુપર્કથીજ પૂજવાને યોગ્ય છે. ૧૨૦.

सायंत्वन्नस्यसिद्धस्यपत्न्यमन्त्रंबलिंहरेत् ॥
वैश्वदेवंहिनामैतत्सायंप्रातर्विधीयते ॥२१॥

ગૃહસ્થીની પત્નિયે હમેશાં સાયંકાળે પકવ કરેલા અન્નમાંથી બલિ કાઢીને મંત્ર ભણ્યા વિના દાન કરવું. આ પ્રમાણે સાંજ સ્હવાર કરવાથી ત્હેને અતિથિ ભોજન અથવા વૈશ્વદેવ કર્મના જેટલું ફળ થાયછે. ૧૨૧.

पितृयज्ञंतुनिर्वर्त्यविप्रश्चेन्दुक्षयेऽग्निमान् ॥
पिण्डान्वाहार्यकंश्राद्धंकुर्यान्मासानु-
मासिकम् ॥२२॥

જે દ્વિજ અગ્નિહોત્રી હોય ત્હેણે અમાવાશ્યાને દિવસે પિંડપિતૃયજ્ઞ કરવો જોઈએ અને ત્યાર પછી પિંડ યજ્ઞ કરી શ્રાદ્ધ

કરીને પિંડનું દાન આપવું જે પછી પોતે જમવું. ૧૨૨.

पितॄणांमासिकंश्राद्धमन्वाहार्यंविदुर्बुधाः ॥
तच्चामिषेणकर्त्तव्यंप्रशस्तेनप्रयत्नतः ॥१२३॥

પિત્રિયોના આ પ્રમાણે કરવામાં આવતાં માસિક શ્રાદ્ધને પંડિતો અન્વાહાર્ય કહે છે તેવાં શ્રાદ્ધના ભોજનમાં હમેશાં માંસ ભક્ષણ કરવું જોઇએ ( સર્વના પિંડ આપ્યા પછી ભોજન કરાવ્યા પછીના શેષ ભાગનું ભોજન કરવું.) ૧૨૩.

तत्रयेभोजनीयाःस्युर्येचवर्ज्याद्विजोत्तमाः ॥
यावन्तश्चैवयैश्चान्नैस्तान्प्रवक्ष्याम्यशेषतः॥१२४॥

આ પ્રમાણે કરવાના શ્રાદ્ધમાં કયું ભોજન આપવું જોઇએ અને કયું નહી આપવું તેમજ કોને જમાડવા અને કોને ન જમાડવા તે આપ સર્વને પુર્ણપણે સમજાવીશ. ૧૨૪.

द्वौदैवेपितृकार्येत्रीनेकैकमुभयत्रवा ॥
भोजयेत्सुसमृद्धोऽपिनप्रसज्जेतविस्तरे ॥१२५॥

આ શ્રાદ્ધ બે પ્રકારનાં છે એક દેવશ્રાદ્ધ ને બીજું પિતૃશ્રાદ્ધ. દેવશ્રાદ્ધમાં બે બ્રાહ્મણને જમાડવા તથા પિત્રિશ્રાદ્ધમાં એક બ્રાહ્મણ જમાડવો અથવાતો બન્નેમાં એક એક બ્રાહ્મણને તો અવશ્ય જમાડવોજ. જો કદાપિ યજમાન (શ્રાદ્ધ કરાવનાર) પૈસે ટકે સુખી હોય તો વધારે બ્રાહ્મણોને આમંત્રીને ત્હેમને બ્રાહ્મભોજન કરાવે પણ કુટુંબ કબીલામાં વધારે ખર્ચ ન કરે અથવાતો પોતાની નાત નોંતરી વધારે ખર્ચ ન કરે. ૧૨૫.

सत्क्रियांदेशकालौचशौचंब्राह्मणसंपदः ॥
पञ्चैतान्विस्तरोहन्तितस्मान्नेहेतविस्तरम् २६॥

કારણ કે આ પ્રમાણે વધારે બ્રાહ્મણોને આમંત્રવાથી ત્હેના સત્કાર, તેમજ સુદ્ધ બ્રાહ્મણો મળવાનો નાશ થાય છે અર્થાત્ જોઇએ તેટલા સારા બ્રાહ્મણોની સંખ્યા મળી શકતી નથી એટલે તેનું અપાતું દાન પાત્રનેજ મળી શકવું જોઇએ તેમ થઇ શકતું નથી. ૧૨૬.

प्रथितामेतकृत्यैषापित्र्यंनामविधुक्षये ॥
तस्मिन्युक्तस्यैतिनित्यंप्रेतकृत्यैवलौकिकी॥१२७॥

અમાવાસ્યાને દિવસે આ પ્રમાણે શ્રાદ્ધ કરીને પિત્રિયોને સંતોષવાની શ્રાદ્ધ ક્રિયાને "પિત્ર્ય" એવું નામ આપેલું છે અને તે ઘણીજ પ્રસંશનીય ગણાય છે. આ પ્રમાણે સંતોષાયલા પિત્રિયોની આશીષથી તેવી રીતે શ્રાદ્ધ કરનારને પુત્ર, પૌત્ર ધન દોલત વિગેરેની પ્રાપ્તિ થાય છે. ૧૨૭.

श्रोत्रियायैवदेयानिहव्यकव्यानिदातृभिः ॥
अर्हत्तमायविप्रायतस्मैदत्तंमहाफलम् ॥१२८॥

દેવતાઓ તેમજ પિત્રિયોને આપવાનાં હવ્ય કવ્ય સારા વિદ્વાન બ્રાહ્મણને યોગ્ય સન્માન કરીને આપવાથી પણ ઘણું સારૂં ફળ મળે છે કારણ કે શ્રુતિ અને સ્મૃતિનું જેને બરાબર જ્ઞાન હોય છે અને જે ત્હેમના નિયમાનુસારજ પોતાનું વર્તન રાખતો હોય છે તે મનુષ્ય છતાં દેવતા સમાનજ છે. ૧૨૮.

एकैकमपिविद्वांसंदैवेपित्र्येचभोजयेत् ॥
पुष्कलंफलमाप्नोतिनामन्त्रज्ञान्बहूनपि ॥१२९॥

દેવકર્મ વા પિત્રકર્મ કરવાનાં શ્રાદ્ધમાં જેવી રીતે એકજ ચંદ્ર સર્વ તિમિરને છેદે છે પણ અસંખ્ય તારાઓથી કાંઈ પણ લાભ થતો નથી તેમ ફક્ત એકજ વેદના જ્ઞાનવાળો બ્રાહ્મણને જમાડયાથી ઘણા મુર્ખ બ્રા-

હ્મણોને ભોજન કરાવ્યા કરતાં સારૂ પુણ્ય થાય છે. ૧૨૯.

दूरादेवपरीक्षेतब्राह्मणवेदपारगम् ॥
तीर्थंतद्धव्यकव्यानांप्रदानेसोऽतिथिः स्मृतः ॥१३०॥

પહેલાં તો વેદની સર્વ શાખાઓનું તે બ્રાહ્મણને જ્ઞાન છે કે નહી તે જાણવું જોઇએ કારણ કે જે બ્રાહ્મણ આપણે આગળ ઉપર કહી ગયા તેવો શ્રુતિ અને સ્મૃતિનો જાણનાર હોય તેજ દેવ વા પિત્રીને આપવાનાં હવ્ય કવ્યાદિનો સ્વીકાર કરી શકે છે અર્થાત્ અતિથિ નામ તેજ શોભાવનાર છે. માટે દાન આપતા પ્હેલા એ પરિક્ષાતો અવશ્ય કરવીજ જોઇએ. ૧૩૦.

सहस्रंहिसहस्राणामनृचांयत्रभुञ्जते ॥
एकस्तान्मन्त्रवित्प्रीतःसर्वानर्हतिधर्मतः॥१३१॥

એક શ્રાદ્ધ ક્રિયાના ભોજનમાં દશલાખ મુર્ખ-વેદથી અજ્ઞાન બ્રાહ્મણોને જમાડવા કરતાં ફક્ત એકજ વેદપાઠી-વેદ જાણનાર બ્રાહ્મણને જમાડવો ઘણોજ ઉત્તમ છે અર્થાત્ દશ લાખ મુર્ખને જમાડવા કરતાં એક જ્ઞાનીને જમાડવાથી યોગ્ય ફળ મળે છે. ૧૩૧.

ज्ञानोत्कृष्टायदेयानिकव्यानिचहवींषिच ॥
नहिहस्तावसृग्दिग्धौरुधिरेणैवशुद्ध्यतः॥१३२॥

જેવી રીતે રૂધિરથી ખરડાયલો હાથ સ્વચ્છ કરવાને માટે કાંઈ રૂધિર ઉપયોગનું નથી પણ સ્વચ્છ જળનોજ ખપ છે તેમ મુર્ખના દોષનાં પાપ નિવારવાને માટે મુર્ખને ભોજન આપી ત્હેમાંથી પ[illegible] કરનાર અને કરાવનાર કેવળ મિથ્યા શ્રમજ લેછે તેવાં પાપમાંથી મુક્ત થવાને માટે તો જ્ઞાની અને વેદપાઠી બ્રાહ્મણને ભોજન આપવું તે વધારે શ્રેષ્ઠ છે. ૧૩૨.

यावतोग्रसतेग्रासान्हव्यकव्येष्वमन्त्रवित् ॥
तावतोग्रसतेप्रेत्यदीप्तशूलर्ष्ट्ययोगुडान् ॥१३३॥

વેદથી અજ્ઞાત્ બ્રાહ્મણને શ્રાદ્ધિ તરીકે જમાડવાથી જેટલા શ્રાદ્ધના અન્નના તે બ્રાહ્મણ ગ્રાસ કરીને જમે છે તેટલા ઉના ઉના ધકધકતા લોઢાના ગોળા તે શ્રાદ્ધ કરાવનારને મૃત્યુ પછી પરલોકમાં શિક્ષારૂપે ખાવા પડે છે. માટે હમેશાં પાત્રનેજ દાન આપવું અપાત્રને ન આપવું પાત્ર ન મળે તો દાન ન કરવું તે ઉત્તમ છે પણ અપાત્રને દાન આપવાથી ઉલટી શિક્ષા પમાય છે. ૧૩૩.

ज्ञाननिष्ठाद्विजाःकेचित्तपोनिष्ठास्तथापरे ॥
तपःस्वाध्यायनिष्ठाश्चकर्मनिष्ठास्तथापरे॥१३४॥

બ્રાહ્મણોમાં ચાર પ્રકાર કહેલા છે. ૧. કેટલાક ફક્ત બ્રહ્મનુંજ ચિંતવન કર્યા કરે છે અર્થાત્ આત્મજ્ઞાનમાંજ તત્પર હોય છે, ૨. બીજા વળી પ્રાજાપત્ય વિગેરે તપજ કરતા હોય છે અને ૩ કેટલાક જ્યારે વેદ-શ્રુતિ શીખવામાં અને તપ કરવામાં પોતાનો કાળવ્યતિત કરતા હોય છે. ત્યારે બાકીના ૪. યજ્ઞ-હોમાદિ કર્મકાંડ કરાવવામાં રોકાય છે. ૧૩૪.

ज्ञाननिष्ठेषुकव्यानिप्रतिष्ठाप्यानियत्नतः ॥
हव्यानितुयथान्यायंसर्वेष्वेवचतुर्ष्वपि॥१३५॥

પિતરોને જે દાન કરવાનું છે તેતો પ્રયાસ કરીને જ્ઞાન પ્રધાન અર્થાત્ વિદ્વાન માણસને શોધિનેજ આપવું જોઇએ પરંતુ દેવતાઓને આપવાનું અન્નતો ચારવર્ણમાંથી પહેલાના અભાવે બીજાને તેમ જે વર્ણ ઉત્તમ જણાય ત્હેને આપવું એમ શાસ્ત્ર કહે છે. ૧૩૫.

अश्रोत्रियःपितायस्यपुत्रःस्याद्वेदपारगः ॥
अश्रोत्रियोवापुत्रःस्यात्पितास्याद्वेदपारगः॥१३६॥

કેટલાક બ્રાહ્મણ એવા પણ હોય છે કે જેનો પિતા વેદથી અજ્ઞાત્ હોય અને કેટલાક પોતે જ્યારે વેદજ્ઞ હોય છે ત્યારે ત્હેમના પુત્ર વેદ જાણતા ન હોય. ૧૩૬.

ज्यायांसमनयोर्विद्याद्यस्यस्याच्छ्रोत्रियःपिता।
मन्त्रसंपूजनार्थंतुसंस्कारमितरोऽर्हति ॥१३७॥

જ્યારે ઉપર પ્રમાણે હોય છે ત્યારે ત્હેમનામાંથી જેનો પિતા વેદ જાણે છે ત્હેને બીજાના કરતાં શ્રેષ્ઠ જાણવો પછી પુત્ર વેદ ભણ્યો હોય કે ન ભણ્યો હોય, અને બીજો જેનો પિતા વેદ જાણતો નથી પણ પોતે વેદનુ જ્ઞાન મેળવ્યું છે તે પોતાની વિદ્યાને લીધે સત્કારને યોગ્યજ છે. ૧૩૭.

नश्राद्धेभोजयेन्मित्रंधनैःकार्योऽस्यसंग्रहः॥
नारिंनमित्रंयंविद्यात्तंश्राद्धेभोजयेद्द्विजम्।१३८॥

શ્રાદ્ધ કર્મ તેમજ દેવ વા પિતરોને આપવાના હવ્ય, કવ્યમાં પોતાના મિત્રને કોઇ પણ દિવસે ભોજન કરાવવું નહી કારણ કે તે પ્રમાણેના હવ્ય, કવ્યના દાનનું કાંઈપણ પુન્ય થતું નથી. ૧૩૮.

यस्यमित्रप्रधानानिश्राद्धानिचहवींषिच ॥
तस्यप्रेत्यफलंनास्तिश्राद्धेषुचहविःषुच॥१३९॥

જે માણુસ પિતરો તેમજ દેવતાઓને આપવાના દાનમાં પોતાના મિત્ર મંડળને ભોજન આપે છે તે મૃત્યુ પછી પરલોકમાં કોઈ પણ ફળને મેળવી શકતો નથી માટે તેવા પ્રસંગોમાંતો આપણી જાણ પિછાનના તેમજ સંબંધિ વર્ગ શીવાયના વિદ્વાન ભુદેવોનેજ આમંત્રીને ભોજનાદિકથી તૃપ્ત કરવા જોઇએ. ૧૩૯.

यःसंगतानिकुरुतेमोहाच्छ्राद्धेनमानवः॥
सस्वर्गाच्यवतेलोकाच्छ्राद्धमित्रोद्विजाधमः ॥१४०॥

શાસ્ત્રના આ નિયમથી અજ્ઞાન માણુસ જો પોતાની આપ મતિના આધારે તેવા પ્રસંગે પોતાના મિત્રોને આમંત્રીને જમાડે છે તો તે પોતે મૃત્યુ પછી સ્વર્ગ લોકથી પતિત્ ગણાય છે અર્થાત્ સ્વર્ગ મેળવી શકતો નથી એટલુંજ નહી પણ પોતાના મિત્રને શ્રાદ્ધમાં જમાડીને શ્રાદ્ધ પિત્ર કરી દ્વિજોમાં અધમ ગણાવે છે. ૧૪૦.

संभोजनीसाभिहितापैशाचीदक्षिणाद्विजैः॥
इहैवास्तेतुसालोकेगौरन्धेवैकवेश्मनि ॥१४१॥

ઘણા મિત્રોને અથવા કુટુંબીયોને અને ઓળખાણ પીછાણુનાને એકઠા કરીને સારાં સારાં મીષ્ટાન ઉરાડવાં ત્હેને "पैशाचदक्षिणा" એવિ સંજ્ઞા આપવામાં આવી છે આ પ્રમાણેની મીજબાનીનાં પરિણામ ફક્ત મૈત્રી વા સ્નેહનો વધારો છે અને તેથી કરીને ત્હેનું કાંઈ પણ ફળ પ્રાપ્ત થાય તો આ દુનિયામાંજ છે પરલોકમાં કાંઈજ નથી. જેવી રીતે એક આંધળી ગાયને ફક્ત જે ઘરમાં ત્હેને બાંધવામાં આવતી હોયછે ત્યાં જ તે રહી શકે છે પણ ત્યાંથી છોડતાં તે બીજા ઘરમાં પ્રવેશ કરી શકતી નથી. માટે એવાં એવાં ભોજન કરીને વધારે વધારે બ્રાહ્મણ મિત્રો જમાડી પરલોકમાં સુખની આશા રાખવી તે કેવળ વ્યર્થ છે. ૧૪૧.

यथेरिणेबीजमुप्त्वानवप्तालभतेफलम् ॥
तथाऽनृचेहविर्दत्त्वानदातालभतेफलम्।४२।

કારણ કે જેવી રીતે ઉસર અર્થાત્ જે જગ્યામાં કાંઈ પણ ઉગી શકતું નથી એવી જગ્યામાં ગમે તેવાં ઉંચી પ્રતનાં બીજકો નાંખનાર કાંઈ પણ ફળ મેળવી શકતો નથી પણ પોતાનાં બીજનું પણ નુકશાન વેઠે છે તેજ પ્રમાણે જે માણુસ મુર્ખને શ્રાદ્ધ વિગેરે કર્મની ક્રિયામાં જમાડે છે તે પરલોકમાં

કાંઈ પણ ફળ મેળવી શકતો નથી પણ ઉલટો પોતે પાતકી થાય છે અને અન્યને પાતકી કરે છે. ૧૪૨.

दातृन्प्रतिग्रहीतृंश्चकुरुतेफलभागिनः ॥
विदुषेदक्षिणांदत्त्वाविधिवत्प्रेत्यचेहच॥४३॥

દાન સારા વિદ્વાનને આપવાથી ત્હેની આશીષથી દાતાને (દાનના આપનારને) આ લોકમાં ધન,ધાન્ય, પુત્ર પૌત્રાદિનો લાભ મળે છે અને દાન લેનાર પોતે વિદ્વાન હોવાથી ત્હેનો સમાર્ગે વ્યય કરે છે તેથી ત્હેનાં ફળ પરલોકમાં ભોગવે છે માટે શાસ્ત્રજ્ઞનેજ દાન આપવું જેથી બન્ને, દાન લેનાર અને આપનારને ફળ મળે. ૧૪૩.

कामंश्राद्धेऽर्चयेन्मित्रंनाभिरूपमपित्वरिं ॥
द्विषताहिहविर्भुक्तंभवतिप्रेत्यनिष्फलम् ॥४४॥

જયારે કોઈ પણ અન્ય બ્રાહ્મણ નામળે ત્યારેજ શ્રાદ્ધવિધિમાં પોતાના બ્રાહ્મણ મીત્રને જો તે સારો વિદ્વાન હોયતો જમાડવો પરંતુ જો પંડિત હોય અને તે આપણો શત્રુ હોય તો ત્હેનેતો નજ જમાડવો કારણ કે ત્હેના જમ્યાથી કાંઈ પણ આશીષ મળતી નથી તેમજ પુન્ય થતું નથી. ૧૪૪.

यत्नेनभोजयेच्छ्राद्धेबह्वृचंवेदपारगम् ॥
शाखान्तगमथाध्वर्युंछन्दोगंतुसमाप्तिकम्॥४५॥

શ્રાદ્ધમાં વિશેષે કરીનેજ બ્રાહ્મણ વેદની મંત્રશાખાઓ ભણેલો હોય ત્હેને જમાડવો અને તેવો ન મળે તો જેણે સમસ્ત વેદ અને યજુર્વેદ ભણ્યો હોય ત્હેને ભોજન કરાવવું અને તેવો પણ ન મળી શકે તો પછી જે શામવદ જાણતો હોય ત્હેને જમાડવો. ૧૪૫.

एषामन्यतमोयस्यभुञ्जीतश्राद्धमर्चितः ॥
पितॄणांतस्यतृप्तिःस्याच्छाश्वतीसप्तपौ
रुषी ॥४६॥

ઉપર જણાવ્યા ત્હેમાંના કોઈને શ્રાદ્ધવિધિમાં ભોજન કરાવ્યાથી સાત પેઢી સુધીના પિતરોને લાભ મળે છે અને તેટલું શ્રાદ્ધ કરનારને પુન્ય થાય છે. ૧૪૬.

एषवैप्रथमःकल्पःप्रदानेहव्यकव्ययोः ॥
अनुकल्पस्त्वयंज्ञेयःसदासद्भिरनुष्ठितः॥४७॥

આપણે ઉપર જણાવી ગયા કે દાન કરવાના બે પ્રકાર કહેલા છે હવ્ય અને કવ્ય પરંતુ હવે તે બેના કરતાં પણ ઈતર માર્ગ જેને સજ્જનો અનુકલ્પ કરીને કહે છે અને જે વધારે પ્રશસ્ત ગણાય છે તે કહું છું. આ માર્ગ જેનો સારા માણસોએ સ્વીકાર કર્યો છે તે ગૌણમાર્ગ છે. ૧૪૭.

मातामहंमातुलंचस्वस्रीयंश्वशुरंगुरुम् ॥
दौहित्रंविट्पतिंबन्धुमृत्विग्याज्यौच
भोजयेत् ॥ ४८ ॥

હવે શ્રાદ્ધવિધિમાં જમાડવાને યોગ્ય જે બ્રાહ્મણો ઉપર જણાવવામાં આવ્યા ત્હેમાંનો કોઈ પણ ન મળે તો પછી માતામહ (માનો બાપ) માતુલ (મામો) અથવાતો માતુલ પક્ષના કોઈને, સસરો તથા શ્વસુર પક્ષના કોઈને, ગુરૂને, પુત્રના પુત્રને, જમાઈને, પોતાના ભાઈને તથા પોતાની ફોઈ કે માશીના છોકરાને, યજ્ઞ કરાવનારને અને યજમાનને જમાડવા. ૧૪૮.

नब्राह्मणंपरीक्षेतदैवेकर्मणिधर्मवित् ॥
पित्र्येकर्मणितुप्राप्तेपरीक्षेतप्रयत्नतः॥४९॥

શાસ્ત્રના નિયમો ભણીને પોતાના ધર્મ જાણનાર માણસે દૈવ કર્મમાં જમનાર બ્રાહ્મણના કુળ વા ગોત્રની તેમજ વિદ્વતાની ઘણીજ બારીક તપાસ કરવી નહી. પરંતુ પિતરોને માટે અપાતા ભોજનમાં ભાગ લેનારની તો અવશ્ય પરિક્ષા કરવીજ જોઇએ.૧૪૯.

ये स्तेनपतितक्लीबायेचनास्तिकवृत्तयः ॥
तान्हव्यकव्ययोर्विप्राननर्हान्मनुरब्रवीत्॥५०॥

દેવ તેમજ પિતરોની અપાતા દાનમાં મનુએ કહેલું છે કે ચોર, અઘોર પાપનો કરનાર, નપુંશક અને નાસ્તિક જેને કોઈનાપર આસ્થા નથી અને જે પરલોકને માનતો નથી ત્હેમને જમાડવા નહી. ૧૫૦.

जटिलंचानधीयानंदुर्बलंकितवंतथा ॥
याजयन्तिचयेपूगांस्तांश्चश्राद्धेन भोजयत् ॥५१॥

તેજ પ્રમાણે મ્હોટો બ્રહ્મચારી હોય જે જટા ધારણ કરતો વાત કરતો હોય પણ વેદથી અજ્ઞાત હોય, જેને યજ્ઞોપવિત આપવામાં આવ્યું હોય પણ જેણે વેદાધ્યયન કર્યું ન હોય જે જુગાર રમતો હોય, જે ઘણા માણસોને યજ્ઞ કરાવતો હોય અર્થાત્ ગામ ગોર હોય એવાને પણ શ્રાદ્ધમાં જમાડવા નહી. ૧૫૧.

चिकित्सकान्देवलकान्मांसविक्रयिणस्तथा॥
विपणेनचजिवन्तोवर्ज्याःस्युर्हव्यकव्ययोः५२॥

અને વૈદ્ય ડાકતરોનો ધંધો કરનારને મંદિર કાઢીને મ્હારાજ બનનારને તેમજ મંદિરના પુજારીને અને મદ્ય માંસ જેવી અભક્ષ્ય અને અપવિત્ર વસ્તુઓ વેચનારને તેમજ વેપારી વર્ગના કોઇને દેવ વા પિત્રિના શ્રાદ્ધમાં જમાડવો નહી. ૧૫૨.

प्रेष्योग्रामस्यराज्ञश्चकुनखीश्यावदन्तकः ॥
प्रतिरोद्धागुरोश्चैवत्यक्ताग्निर्वार्धुषिस्तथा ॥ ५३ ॥

વળી જે ગામની અથવા રાજાની નોકરી ઉઠાવનારો હોય જેવો કે પગીનું કામ કરનારો તલાટી, જેના નખ રોગ થવાથી બગડી ગયેલા હોય, જેના દાંત દંતધાવન ન કરવાથી પીળાશ વધીને કાળા થતા જતા હોય, જેણે શ્રોત અને સ્માર્ત કર્મને ત્યજીને અગ્નીની પુજા પણ છોડી દીધી હોય અને વ્યાજ વટંદરનો ધંધો સ્વીકાર્યો હોય તેવાને પણ જમાડવા નહી. ૧૫૩.

यक्ष्मीचपशुपालश्चपरिवेत्तानिराकृतिः ॥
ब्रह्मद्विट्परिवित्तिश्चगणाभ्यन्तरएवच॥५४॥

આટલા ઉપરાંત ક્ષય જેવા રાજરોગથી પીડા પામનાર, પશુઓને ઉછેરનાર તથા ચરાવનાર પરિવેત્તા (જેનો પોતાનો મ્હોટો ભાઈ કુંવારો છતાં વિવાહ થયો હોય તે), પરિવિત્તિ (મ્હોટો ભાઈ કુંવારો હોય છતાં જે ન્હાના ભાઇએ લગ્ન કર્યું હોય તે), જે પંચ યજ્ઞ ન કરી જાણતો હોય બ્રાહ્મણોનો દ્વેષી ત્હેમની સાથે વેર બાંધનાર અને પોતાનાં સગાં સંબંધીના દ્રવ્યથી આજીવિકા ચલાવનારને દેવ વા પિતરોના શ્રાદ્ધ કર્મમાં વરજેલા છે. ૧૫૪.

कुशीलवोऽवकीर्णीचवृषलीपतिरेवच ॥
पौनर्भवश्चकाणश्चयस्यचोपपतिर्गृहे॥५५॥

તેમજ કુશીલવ–નૃત્ય કરનાર, સ્વાંગ આદિથી પોતાનો નિર્વાહ કરનાર, બ્રહ્મચારી અથવા સંન્યાસી જે પોતાના બ્રહ્મચર્ય વા સંન્યસથી સ્ત્રી સંભોગથી પતિત્ થયો હોય, જેની સ્ત્રી અસવર્ણા પોતાનાથી શુદ્ર કુળની હોય, જેનો છોકરો નાતરાની સ્ત્રીનો હોય, જેનો પુત્ર એકાક્ષી કાણો હોય, જેની સ્ત્રી વ્યભિચાર કરતી હોય, પોતાના પતિના જીવતા છતાં ઉપપતિને ઘરમાં રાખેલો હોય તેવાં સર્વને પણ વર્જેલાં છે. ૧૫૫.

भृतकाध्यापकोयश्चभृतकाध्यापितस्तथा ॥
शूद्रशिष्योगुरुश्चैववाग्दुष्टःकुण्डगोलकौ ॥५६॥

જે ગુરૂ પોતાની વિદ્યા વેચતો હોય અર્થાત્ પોતાના નિર્વાહને અર્થે પગાર લઇને શિક્ષા ગુરૂનું કાર્ય કરતો હોય તે તેમજ જે શિષ્ય પગાર આપીને વેદાભ્યાસ કરતો હોય, જેનો ગુરૂ શુદ્ર હોય કે જેને શ્રુતિ વા સ્મૃતિ શીખવવાનો કાંઈ પણ અધિકાર શાસ્ત્રમાં કહેલો નથી તેમજ શુદ્ર જેને શ્રુતિ ભણવાનો પણ અધિકાર નથી ત્હેને વેદ ભણાવનાર ગુરૂ, અપશબ્દ બોલનાર પોતાના પતિના જીવતાં જાર કર્મથી ઉત્પન્ન થયેલો તેમજ પતિના મૃત્યુ પછી અન્યના વિર્યથી ઉત્પન્ન થયેલો તેટલાંને શ્રાદ્ધ ભોજનમાં જમાડવા નહી. ૧૫૬.

**अकारणपरित्यक्तामातापित्रोर्गुरोस्तथा ॥**
**ब्राह्मैर्यौनैश्चसंबन्धैःसंयोगंपतितैर्गतः ॥१५७॥**

વળી જે માણસ વિના પ્રયોજને પોતાના માતપિતા અને ગુરૂનો ત્યાગ કરે છે, અને પોતાના વર્ણથી ભ્રષ્ટ થયેલા પાસેથી વિદ્યા ભણે છે અને તેવાને વિદ્યાદાન આપે છે અથવા કન્યાદાન તેવા પાસેથી લે છે અથવા આપેછે તે પણ અયોગ્ય સમજવો.૧૫૭

**अगारदाहीगरदःकुण्डाशीसोमविक्रयी ॥**
**समुद्रयायीवन्दीचतैलिकःकूटकारकः ॥१५८॥**

ઘરને આગ લગાડનાર, ઝેર આપીને કોઇનું મરણ કરનાર, ચાટ વિગેરેમાં નાંખેલા અન્નને ખાનાર, સોમલત્તા—સોમનો વેલો વિગેરે વેચનાર, સમુદ્રમાં વહાણમાં બેસી એકથી બીજા એમ દ્વીપોમાં મુસાફરીએ જનાર, તેમજ મોટા મોટા માણસો અને રાજારજવાડાઓની સ્તુતીનું ગાન કરનાર અર્થાત્ ભાટ, ચારણનાં ધંધો કરનાર, તૈલાદિક બીજકોને પીલનાર અર્થાત્ ઘાંચી અને જુઠા સોગન ખાઇને સાક્ષી પુરનાર. ૧૫૮.

**पित्राविवदमानश्चकितवोमद्यपस्तथा ॥**
**पापरोग्यभिशस्तश्चदाम्भिकोरसविक्रयी ॥१५९॥**

તેમજ અવિદ્વાન છતાં પોતાના પિતાની સાથે શાસ્ત્ર વા લોકવ્યવહારમાં મિથ્યા વાદ વિવાદ કરનાર, પોતાને જુગાર રમતાં ન આવડતું હોય છતાં બીજાને તે રમવાને માટે લાલચ આપીને ઉશ્કેરનાર, મદ્યનો પિનાર—નિશો કરનાર, કોઢથી પીડા પામનાર, જેની દુનીઆમાં સાખ ન હોય, જુઠો, વિશ્વાસઘાત જેવાં મહા પાતકનો કરનાર અને છેતરપિંડી કરનારો દગલબાજ તેમજ તાડી વિગેરે કેફી પ્રવાહી વેચનાર. ૧૫૯.

**धनुःशराणांकर्ताचयश्चाग्रेदिधिषूपतिः ॥**
**मित्रध्रुक्द्यूतवृत्तिश्चपुत्राचार्यस्तथैवच ॥१६०॥**

અને ધનુષ્ય બાણ બનાવનાર, મ્હોટી બ્હેન પરણેલી ન હોય છતાં ત્હેની ન્હાની બ્હેનની સાથે વિવાહ કરનાર અર્થાત્ "अग्रेदिधिषू" નો પતિ, મિત્રનો દ્રોહ કરનાર, જુગારી અને પોતાના પુત્રની પાસેથી વેદ શીખનાર પિતા. ૧૬૦.

**भ्रामरीगण्डमालीचश्वित्र्यथोपिशुनस्तथा ॥**
**उन्मत्तोऽन्धश्चवर्ज्याःस्युर्वेदनिन्दकएवच ॥१६१॥**

અને મિરગી, ભ્રામરી તેમજ કંઠમાળ જેવા મહા વ્યાધીથી પીડા પામનાર, જેને સ્વેત કોઢ થયા હોય તે, દુર્જન, ગાંડપણના રોગવાળો—ગાંડો ઉન્માદિ, અંધ તથા જે વિદ્વાન નહી હોવાથી વેદની નિંદા કરતો હોય તેવા સર્વને પણ તજવા જોઇએ.૧૬૧.

**हस्तिगोश्वोष्ट्रदमकोनक्षत्रैर्यश्चजीवति ॥**
**पक्षिणांपोषकोयश्चयुद्धाचार्यस्तथैवच ॥१६२॥**

તેજ પ્રમાણે સરઘસવાળાઓ જેઓ હાથી, ઘોડા, ઉંટ વિગેરે પ્રાણીયોને પાળે છે

અને પક્ષિયોને પાંજરાઓમાં ઘાલીને ત્હેમને નાના પ્રકારના ખેલ કરતાં શીખવી ત્હેમનાથી પૈસા ઉત્પન્ન કરીને અથવાતો જ્યોતિષથી જે પોતાનું ગુજરાન ચલાવતો હોય ત્હેને. અને ૧૬૨.

**स्रोतसांभेदकोयश्चतेषांचावरणेरतः ॥**
**गृहसंवेशकोदूतोवृक्षारोपकएवच ॥६३॥**

નદી નાળાંઓના પ્રવાહને એક બાજુએથી બીજી દિશામાં વાળી જનાર તથા ત્હેમનો પ્રવાહ રોકનાર, વાસ્તુવિદ્યા–સુતારનો ધંધો કરી જે પોતાનું ગુજરાન ચલાવતો હોય, તેમજ મજુર લોકો જેઓ મજુરીના પૈસા લઇને ખાડા કરી ઝાડ રોપે છે–અર્થાત્ જે ધર્મ વા પુણ્યને માટે ઝાડ રોપતો નથી તે કારણ કે એવું વેદ વાકય છે કે "**पञ्चाम्ररोपीनरकंनयाति**" જે માણસ પોતાનો ધર્મ જ છે એમ સમજીને આંબાનાં પાંચ વૃક્ષ વાવે છે તે કદી પણ નર્કમાં જતો નથી માટે તે સિવાયના. ૧૬૩.

**श्वक्रीडीश्यनजीवीचकन्यादूषकएवच ॥**
**हिंस्रोत्पलवृत्तिश्चगणानांचैवयाजकः॥६४॥**

જેઓ ખેલાડીનો ધંધો કરે છે અને હિંસાને અર્થે મ્હોટા મ્હોટા કુતરા વગેરેને પાળે છે તેમજ પક્ષિયોની હિંસા કરનાર, બાજ પક્ષીને વેચનાર તથા પાળનાર તેમજ કન્યાનું હરણ કરીને લઈ જનાર, હિંસા કરનાર, જેના યજમાનો શુદ્ર હોય છે અને જેની વૃત્તિ વડે પોતાનું ગુજરાન કરતો હોય, તથા ઘણા જણના જપ યજ્ઞનો કરનાર. અને ૧૬૪.

**आचारहीनःक्लीबश्चनित्यंयाचनकस्तथा॥**
**कृषिजीवीश्लीपदीचसद्भिर्निन्दितएवच॥६५॥**

શુરૂ તથા અતિથિના આચારને નહી સમજનાર, નપુંસક જેનામાં ધર્મ કર્મ કરવા અથવા કરાવવાનો ઉત્સાહ ન હોય, હમેશાં ભિક્ષા માગીને આજીવિકા કરનાર, ખેતીકાર, પગે રસ ઉતરીને પગ જાડા થઈ ગયા હોય તેવો રોગી અને જેની સાધુ પુરૂષોએ નિંદા કરી હોય અર્થાત્ સાધુ પુરૂષોની પંક્તી બ્હારનો હોય તેવા સર્વને પણ વર્જ્ય કરવા. ૧૬૫.

**औरभ्रिकोमाहिषिकःपरपूर्वापतिस्तथा ॥**
**प्रेतनिर्यातकश्चैववर्जनीयाःप्रयत्नतः ॥६६॥**

આ બધાં કરતાં અવશ્ય કરીને તો ભરવાડની જાત જેઓ ઘેટાં તથા ગાય ભેંસો પાળીને પોતાનું ગુજરાન, નાતરીયા નાત સાથે વ્યવહાર રાખનાર અને ધર્મના અર્થે નહી પરંતુ પૈસાને માટેજ પ્રેત–મૃત શરીરને દાહ–અગ્નિસંસ્કાર કરનારને ત્યાગ કરવા ના કહેલો છે. ૧૬૬.

**एतान्विगर्हिताचारानपाङ्क्तेयान्द्विजाधमान् ॥**
**द्विजातिप्रवरोविद्वानुभयत्रविवर्जयेत् ॥६७॥**

આ પ્રમાણે પોતાના આચાર રહીત માણસો જેવા કે ચોર વિગેરે તેમજ જેઓ ત્હેમના પૂર્વ જન્મના પાપને લીધે નિંદાને પાત્ર થયેલા હોય તેવા અર્થાત્ જેઓ ત્હેમનાં પૂર્વના પાપના પરિણામે શારીરીક ખોડ ખાંપણ ભોગવતા હોય ત્હેમને અને જેઓ અપંક્તિય હોય એટલે સજ્જનો જેમની સાથે બેશીને જમતા ન હોય તેવા સર્વને શાસ્ત્રજ્ઞે હમેશાં દેવકર્મ અને પિત્રી કર્મમાં ત્યજવા. ૧૬૭.

**ब्राह्मणस्त्वनधीयानस्तृणाग्निरिवशाम्यति॥**
**तस्मैहव्यंनदातव्यंनहिभस्मनिहूयते ॥६८॥**

જેવી રીતે ઘાસનો પ્રદિપ્ત કરેલો અગ્ની હોમનું કાર્ય કરવામાં યોગ્ય નથી કારણ કે ત્હેમાં હવી નાંખતાંજ તે બુઝાઈ જાય છે

અને હવી નિષ્ફળ જાય છે તેજ પ્રમાણે વેદ શુન્ય જેને વેદનું જ્ઞાન નથી તેવા બ્રાહ્મણને ભોજન આપવાથી પણ કાંઈ પુન્ય થતું નથી. માટે જેવી રીતે ભસ્મમાંજ હવિ નાંખતાં કાંઈ પણ ફળ ન થાય માટે તે ન કરવું તેજ પ્રમાણે મુર્ખ બ્રાહ્મણને હવ્ય વા કવ્યનું કશું પણ દાન આપવું નહી. ૧૬૮.

अपाङ्क्तदानेयोदातुर्भवत्यूर्ध्वंफलोदयः ॥
दैवेहविषिपित्र्येवातत्प्रवक्ष्याम्यशेषतः॥१६९॥

જે બ્રાહ્મણને પંક્તિમા બેસીને ભોજન લેવાનો અધિકાર નથી તેવાને હવ્ય અથવા કવ્ય આપવાથી આપનારને ભવિષ્યમાં શાં ફળ પ્રાપ્ત થાય છે તે હવે હું કહીશ.૧૬૯.

अव्रतैर्यद्द्विजैर्भुक्तंपरिवेत्रादिभिस्तथा ॥
अपांक्तेयैर्यदन्यैश्चतद्वैरक्षांसिभुञ्जते ॥ ७० ॥

જે શ્રાદ્ધવિધીમાં વેદવૃત્ત રહિત બ્રાહ્મણ, મ્હોટો ભાઈ કુંવારો છતાં પરણેલો નાનો ભાઈ, પંક્તિમાં બેસવાને અયોગ્ય બ્રાહ્મણ તેમજ સ્તેન અર્થાત્ ચોર કર્મ કરનારને ભોજન આપવામાં આવે છે તે શ્રાદ્ધ અફળ જાય છે અર્થાત્ તેવા કવ્યના દાનને પિત્રીયો સ્વીકારતા નથી. ૧૭૦.

दाराग्निहोत्रसंयोगंकुरुतेयोऽग्रजेस्थिते ॥
परिवेत्तासविज्ञेयःपरिवित्तिस्तुपूर्वजः ॥७१॥

**परिवेत्ता** એ કોણ કહેવાય? પરિવેત્તા એટલે જે નાનો ભાઈ પોતાનો મ્હોટો ભાઈ અપરિણીત હોય છે છતા પોતે વિવાહ કરે છે અને સ્માર્ત અગ્નિનું ગ્રહણ કરતો હોય અર્થાત્ જે હોમ કર્મ કરતો હોય ત્હેને કહેવાય છે. અને આવા પરિવેત્તાના મ્હોટા ભાઇને **परिवित्ति** એવું નામ આપવામાં આવે છે. ૧૭૧.

परिवित्तिःपरिवेत्तायर्याचपरिविद्यते ॥
सर्वेतेनरकंयान्तिदातृयाजकपञ्चमाः ॥७२॥

**परिवेत्ता**ના વિવાહ સંસ્કારમાં ભાગ લેનાર સઘળા અઘોર પાપ કરનાર ગણાય છે એટલે કે **परिवित्ति** (નાનો ભાઈ પરણ્યો હોય અને મ્હોટો ભાઈ જે કુંવારો હોયતે) **परिवेत्ता** (મ્હોટો ભાઇ કુંવારો હોય તેમ છતાં પરણેલો નાનો ભાઇ), **परिविन्ना** જે કન્યાની સાથે વિવાહ થયો હોય તે કન્યા), આવા વિવાહમાં કન્યાનું દાન કરનાર તેમજ તે કન્યાનો વિવાહ કરાવનાર—ગોર તે સર્વે અઘોર પાપ કરે છે અને તેનાં પરિણામે નર્કમાં પડે છે. ૧૭૨.

भ्रातुर्मृतस्यभार्यायांयोऽनुरज्येतकामतः ॥
धर्मेणापिनियुक्तायांसज्ञेयोदिधिषूपतिः॥७३॥

ફક્ત ગર્ભનું દાન કરવાના કાર્યથીજ જે ધર્મશાસ્ત્રના નિયમાનુસાર પોતાના મૃત્યુ પામેલા ભાઇની વિધવા સાથે પુનઃ લગ્ન કરે છે પણ પછીથી પ્રત્યેક ૠતુમાં ફક્ત એકજ વાર ત્હેની સાથે સંગ કરવાના શાસ્ત્રીય નિયમ વિરૂદ્ધ પોતાની સ્વેચ્છાએ સંસારસુખ અને વિલાસ માટે સંયોગ કરે છે અને કાર્યવૃત્તિયોને આધીન આલિંગન—ચુમ્બન આદિ પ્રેમ ચેષ્ટા કરેછે ત્હેને "**दिधिषुपति**" કહે છે. ૧૭૩.

परदारेषुजायेतेद्वौसुतौकुण्डगोलकौ ॥
पत्यौजीवतिकुण्डःस्यान्मृतेभर्तरिगोलकः॥७४॥

પરસ્ત્રીમાં બે પ્રકારના પુત્ર ઉત્પન્ન થાય છે. તેમનાં નામ **कुंड** અને **गोलक** છે. જ્યારે પોતાના પતિના જીવતાં સ્ત્રી અન્ય પુરૂષની સાથ જાર કર્મ કરી ગર્ભ ધારણ કરેછે અને તેથી પુત્ર થાય છે તો તે પુત્રને **कुंड** એવું નામ આપવામાં આવે છે અને જો પતિના મૃત્યુ પછી વિધવા સ્ત્રી અન્ય પુરૂષ સાથેના સંયોગથી ગર્ભ ધારણ કરે છે અને તેથી

પુત્ર થાય છે તો તે પુત્રને गोलक કહેવામાં આવે છે. ૧૭૪.

तौतुजातौपरक्षेत्रेप्राणिनौप्रेत्यचेहच ॥
दत्तानिहव्यकव्यानिनाशयेतेप्रदायिनाम्।७५।

આવા પ્રકારના પરસ્ત્રીથી ઉત્પન્ન થયેલા પુત્રો कुंड વા गोलक આ મૃત્યુ લોકમાં માન આબરૂ ભંગ થાય છે અને પરલોકના પિત્રીયોને આપવામાં આવતાં કવ્યદાનમાં જો તેમને ભોજન આપવામાં આવે છે તો તે સર્વ નાશ પામે છે અર્થાત્ પીત્રિયો તે સ્વીકારતા નથી તેમજ દેવકર્મમાં અપાતા હવ્ય દાનને પણ તેઓ પાત્ર નથી. ૧૭૫.

अपाङ्क्तयोयावतःपाङ्क्त्यान्भुञ्जानाननुपश्यति
तावतांनफलंप्रेत्यदाताप्राप्नोतिबालिशः।७६॥

શ્રાદ્ધવિધીમાં અપાતા ભોજનમાં જો દાતા અજ્ઞાન હોય તો પંક્તિમાં બેઠેલા જેટલાને જમતાં જેને પંક્તિમાં બેસીને જમવાનો અધિકાર નથી તેવો માણસ ( અર્થાત્ ચોર, લુચ્ચો ) જુવેછે તેટલાનું ફળ દાતાને મળતું નથી. ૧૭૬.

वीक्ष्यान्धोनवतेःकाणःषष्टेःश्वित्रीशतस्यतु ॥
पापरोगीसहस्रस्यदातुर्नाशयतेफलम् ॥७७॥

આંધળો માણસ જોઇ શકતો નથી પણ જ્યાં પંક્તિ જમવા બેઠી હોય ત્યાં તે આવી ચઢે છે તો જમાડનારને જમવા આવેલા બ્રાહ્મણોમાંથી ૯૦ બ્રાહ્મણનું ફળ મળતું નથી તેજ પ્રમાણે જો એકાક્ષી (કાંણો) માણસ ત્યાં આવી ચઢે છે તો ત્હેને ૬૦ બ્રાહ્મણનું ફળ મળતું નથી, જે માણસને સફેત કોઢ થયેલા હોય તેવો માણસ જો ત્યાં આવ્યો હોય છે તો તેથી જમાડનારનું સો માણસોનું પુન્ય નાશ પામે છે પણ સર્વથી વધારે ખરાબતો પંડરોગી જાણવો કારણ કે તે આવે ત્યારે તો હજાર બ્રાહ્મણ જમાડવાનુંજ ફળ હોય તે ત્હેના આવાગમનથી નાશ પામે છે. ૧૭૭.

यावतःसंस्पृशेदङ्गैर्ब्राह्मणाञ्छूद्रयाजकः ॥
तावतांनभवेद्दातुःफलंदानस्यपौर्तिकम्॥७८॥

શુદ્ર યજ્ઞ હોમ કરાવતો હોય તેવા સમયે ભોજનાર્થે જો યજ્ઞ કરાવનાર બ્રાહ્મણ—ૠત્વિકને જમવા તેડવાથી જેટલા બ્રાહ્મણોને તે પોતે અડકે છે તેટલાને જમાડયાનું ફળ દાતાને મળી શકતું નથી તેમજ શ્રાદ્ધવિધીમાં શ્રાદ્ધ કરાવનાર જો પંક્તિમાં બેઠેલાની સાથે એકજ પંક્તિમાં પોતે બેસીને ભોજન લે છે તો તે પંક્તિમાં જમનાર સર્વનું પુણ્ય અફળ જાય છે અર્થાત્ શુદ્ર ને યજ્ઞ કરાવનાર ૠત્વિક, અને શ્રાદ્ધમાં શ્રાદ્ધ વિધી કરાવનારને તે સમયે અપાતાં ભોજનમાં આમંત્રીત બ્રાહ્મણોની સાથે એકજ પંક્તિમાં બેસારી ભોજન આપવાથી ઉપર પ્રમાણેનો ગેરલાભ દાતાને મળે છે. ૧૭૮.

वेदविद्यापिविप्रोऽस्यलोभात्कृत्वाप्रतिग्रहम् ॥
विनाशंव्रजतिक्षिप्रमामपात्रमिवाम्भसि।७९।

વેદ જાણનાર બ્રાહ્મણ જો ધનના લોભ માત્રથીજ શુદ્રની પાસેથી દ્રવ્ય માત્રનું દાન લે છે તો જેવી રીતે કાચી માટીનો બનાવેલો ઘડો પાણીમાં થોડાજ વખતમાં પિંગળી જાય છે અને નાશ પામે છે તેવી રીતે દાનનો લેનાર પોતે પણ સ્હેજ સમયમાં નાશ પામે છે. ૧૭૯.

सोमविक्रयिणेविष्ठाभिषजेपूयशोणितम् ॥
नष्टंदेवलकेदत्तमप्रतिष्ठंतुवार्धुषौ ॥ ॥८० ॥

સોમવલ્લિ વેચનાર બ્રાહ્મણને દાન આપવાથી તે દાન મળરૂપે બદલાઇ જાય છે અર્થાત્ ત્હેનું ફળ ઘણું અધમ થાય છે અર્થાત્ દાતાને પુનઃ જન્મમાં એવો અધમ

અવતાર મળે છે કે ત્હેના ભોજનમાં અપાત્રને દાન આપવાથી વિષ્ટા મળે છે. તે પોતે નર્કનો કીડો જન્મે છે. વળી તેજ પ્રમાણે જે બ્રાહ્મણ પોતાનું ગુજરાન વૈદ્ય-દાક્તરનો ધંધો કરીને ચલાવતો હોય છે તેવાને દાન આપવું તે પણ પાત્રને દાન આપ્યું કહેવાયજ નહી કારણ કે તેવા માણસો હમેશાં જીવતાં મનુષ્યોને ચીરનાર તેમજ હમેશાં રક્ત માંસમાં કામ કરે છે માટે તેમને દાન આપવાથી દાતાને પુનઃ જન્મમાં ત્હેના ભોજનમાં તે તે વસ્તુની પ્રાપ્તી થાય છે અર્થાત્ તે રક્ત માંસથી જીવન ધારણ કરનાર કીડો ઉત્પન્ન થાય છે અને તેજ પ્રમાણે દેવલક બ્રાહ્મણ જે અમુક મુદતના વાર્ષક લવાજમને પેટે તેટલી મુદત સુધી દેવપૂજન કરતો હોય ત્હેને અને જે બ્રાહ્મણ જેવી ઉંચ વર્ણમાં જન્મ પામ્યા છતાં વ્યાપાર કરતો હોય અર્થાત્ વ્યાજ વટંદરનો ધંધો કરીને પોતાનો નિર્વાહ ચલાવતો હોય તેવાને દાન આપવાથી તે દાનનું દાતાફળ પામતો નથી તે સઘળું દાન નષ્ટ થાય છે અર્થાત્ નાશ પામે છે. ૧૮૦.

यत्तुवाणिजकेदत्तंनेहनामुत्रतद्भवेत् ॥
भस्मनीवहुतंहव्यंतथापौनर्भवेद्विजे ॥ ८१ ॥

જે બ્રાહ્મણ વાણીયાની માફક વ્યાજ વટંદર તથા વ્યાપાર રોજગાર કરીને પોતાની આજીવિકા ચલાવતો હોય છે ત્હેને શ્રાદ્ધવિધીમાં ભોજન આદિ જે કાંઇ દાન કરવામાં આવે છે તે નિષ્ફળ જાય છે અને પૂનર્ભૂ પુત્રને પણ જો કોઇ પણ પ્રકારનું દાન આપવામાં આવે તો તે સર્વ ભસ્મમાં કરવામાં આવતા હવ્ય હોમની બરાબરજ સમજવાં અર્થાત્ જેવી રીતે ભસ્મમાં હોમ થઇજ નથી શકતો અને તેથી તે પ્રમાણે કરાતા હોમથી કાંઇ પણ ફળ પ્રાપ્ત થતું નથી તેજ પ્રમાણે પૂનર્ભુ પુત્રને દાન આપી તેથી કાંઈ પણ ફળની આશા રાખવી તે કેવળ વ્યર્થજ છે. ૧૮૧.

इतरेषुत्वपाङ्क्त्येषुयथोद्दिष्टेष्वसाधुषु ॥
मेदोसृङ्मांसमज्जास्थिवदन्त्यन्नंमनीषिणः ८२

વિશેષે કરીને જેઓને કોઇ પણ જાતનું દાન આપવાથી ફળ મળતું નથી અર્થાત્ જેઓ અપંક્તિય છે તેવાને દાન આપવાથી તે દાન હાડ, માંસ, રૂધિર અને ત્વચામાં બદલાઇ જાય છે અને ત્હેના પરિણામે દાતા ત્હેના પુનઃ જન્મમાં તે તે ચીજોનો આહાર કરનાર પંક્તિમાં જન્મ પામે છે. ૧૮૨.

अपांक्त्योपहतापंक्तिःपाव्यतेयैर्द्विजोत्तमैः ॥
तान्निबोधतकार्त्स्न्येनद्विजाग्र्यान्पङ्क्तिपावनान्
॥ ८३ ॥

પંક્તિમાં બેસવાને અયોગ્ય માણસના બ્રાહ્મણોની પંક્તિમાં આવીને બેસવાથી અપવિત્ર થયેલી પંક્તિ કેવા બ્રાહ્મણથી પવિત્ર થાયછે તે હું હવે કહુંછું તે સાંભળો.૧૮૩.

अग्र्याःसर्वेषुवेदेषुसर्वप्रवचनेषुच ॥
श्रोत्रियान्वयजाश्चैवविज्ञेयाःपङ्क्तिपावनाः८४॥

જે બ્રાહ્મણે અષ્ટાંગ વેદનું બરાબર અધ્યયન કરેલું હોય-જે ત્હેનાં સઘળાં પ્રવચન વિગેરેના અર્થ સમજી અને સમજાવી શકતો હોય જે પોતેજ નહી પણ ત્હેના પૂર્વજો દશ પેઢી સુધીના વેદ ભણેલા હોય તેજ ફક્ત પંક્તિને પવિત્ર કરી શકેછે.૧૮૪.

त्रिणाचिकेतःपञ्चाग्निस्त्रिसुपर्णःषडङ्गवित् ॥
ब्रह्मदेयात्मसंतानोज्येष्ठसामगएवच॥८५॥

જે બ્રાહ્મણ યજુર્વેદના 'त्रिणाचिकेत' ભાગથી જ્ઞાત હોય અર્થાત્ અદ્ધ્વર્યુના કામમાં

પ્રવીણ હોય, જે પંચાગ્નિ રાખતો હોય (સાંજ સ્હવાર અખંડ અગ્નિનું પુજન કરતો હોય) તે '**अग्निहोत्री, त्रिसुपर्ण**' બ્રાહ્મણ જે રૂગ્વેદની મુખ્ય શાખામાં કુશળ હોયછે તે અને તે પ્રમાણે પોતાનો આચાર વિચાર રાખતો હોય તે, જે વ્યાકરણનાં છ અંગોમાં પ્રવિણ હોય તે બ્રાહ્મણને **षडंगवित्** હોય, "**ब्रह्मदेयात्मसंतान**" જે પુત્ર બ્રાહ્મણનો જન્મ બ્રાહ્મવિવાહથી થયો હોય તે અને જે સામવેદનો આરણ્યક ભાગ ભણેલો હોય અર્થાત્ જે ભાગને સામવેદમાં '**ज्येष्ठ सामग**' કહેલો છે તેવા પ્રકારનાં છ જાતના બ્રાહ્મણો પંક્તિને પવિત્ર કરનાર જાણવા. ૧૮૫

**वेदार्थवित्प्रवक्ताचब्रह्मचारीसहस्रदः ॥**
**शतायुश्चैवविज्ञेयाब्राह्मणाःपङ्क्तिपावनाः ॥८६॥**

વળી જે બ્રાહ્મણ વેદનાં અર્થ સમજી તેમજ સમજાવી શકે છે તે, જે પવિત્ર બ્રહ્મચર્ય પાળનાર હોય છે તે જેણે હજાર ગાયોનું દાન કરેલું હોય તેવો ગૌદાનથી પવિત્ર થયેલો બ્રાહ્મણ, જેણે સો વર્ષનું આયુષ્ય ધારણ કરેલું છે તે-વયોવૃદ્ધ તેટલા પ્રકારના બ્રાહ્મણો શ્રાદ્ધના ભોજનવિધીમાં પંક્તિને પવિત્ર કરનાર સમજવા. ૧૮૬.

**पूर्वेद्युरपरेद्युर्वाश्राद्धकर्मण्युपस्थिते ॥**
**निमन्त्रयेतत्र्यवरान्सम्यग्विप्रान्यथोदितान् ॥ ८७ ॥**

શ્રાદ્ધ કરવાનું હોય તે દિવસથી એક દિવસ પ્હેલાં અને તે દિવસે ન મળી શકે તો પછી જે દિવસે શ્રાદ્ધ હોય ત્યારે શ્રાદ્ધ કરનારે ઉપર જણાવ્યાં તેવાં લક્ષણવાળા ત્રણ બ્રાહ્મણોને પોતાને ત્યાં ભોજન લેવાને માટે આમંત્રણ કરવું. જો તેવા ત્રણ ન મળે તો પછી બે અને બે ન મળે તો એક પણ તેવાં લક્ષણવાળા બ્રાહ્મણને શોધી કાઢી ત્હેને ભોજન કરાવવું. ૧૮૭.

**निमन्त्रितोद्विजःपित्र्येनियतात्माभवेत्सदा ॥**
**नचछन्दांस्यधीयीतयस्यश्राद्धंचतद्भवेत् ॥८८॥**

શ્રાદ્ધમાં જમવાને માટે એક દિવસ અગાઉથી નોતરૂં કરવાનું કારણ એટલુંજ છે કે જ્યારે નોતરૂં મળે ત્યારથી નોતરાયલા બ્રાહ્મણો તેમજ શ્રાદ્ધ કરનારે સ્રીસંગ ન કરવો તેમજ જરૂરના કરવાના હોય તેવા જપ મંત્રો તેમજ વેદના અધ્યયનનો પણ ત્યાગ કરવો જોઇએ. ૧૮૮.

**निमन्त्रितान्हिपितरउपतिष्ठन्तितान्द्विजान् ॥**
**वायुवच्चानुगच्छन्तितथासीनानुपासते ॥८९॥**

કારણ કે તે નોતરાયલા બ્રાહ્મણોને પિતર લોકના જેવાજ સમજવાના છે. જે પિત્રિયોને કવ્યનું દાન આપવાનું હોય છે તેઓ આ બ્રાહ્મણોના પાછળજ વાયુરૂપે આવીને ઉભા હોય છે અને જેમ તેઓ ચાલે છે તેમજ તેમની પાછળ પાછળ જતા હોય છે વળી જ્યારે બ્રાહ્મણો ભોજન લેવાને બેસે છે ત્યારે તેઓ ત્હેમની નજીકજ પોતાનું આસન લે છે અને તેથીજ કરીને ઉપર જણાવ્યા તે નિયમો પ્રમાણે શ્રાદ્ધવિધીમાં આમંત્રેલા બ્રાહ્મણોએ પોતાનું વર્તન રાખવું જોઇએ. ૧૮૯.

**केतितस्तुयथान्यायंहव्यकव्येद्विजोत्तमः ॥**
**कथंचिदप्यतिक्रामन्पापःसूकरतांव्रजेत् ॥९०॥**

હવ્ય કવ્યના હોમના વિધીમાં ભોજનને માટે આમંત્રણ કરેલો બ્રાહ્મણ આમંત્રણ સ્વીકાર્યા પછી જો કોઇ પણ અમુક કારણથી અથવા તો જાણી જોઇને ભોજન સમયે આવતો નથી અને ભોજન લેતો નથી તો ત્હેના પાપથી તે ત્હેના પુનઃ જન્મમાં શુકર (ભુંડ)નો અવતાર પામે છે. ૧૯૦.

आमान्त्रतस्तुयःश्राद्धेवृषल्यासहमोदते ॥
दातुर्यद्दुष्कृतंकिंचित्तत्सर्वंप्रतिपद्यते ॥९१ ॥

શ્રાદ્ધવિધીમાં આમંત્રેલો બ્રાહ્મણ સ્ત્રીની ચંચળ વૃત્તિના પરિણામે કામમાં પ્રવૃત્ત થઈ સંભોગ કરે છે તો તેને શ્રાદ્ધ કરનારનાં સર્વ પાપ વળગે છે અર્થાત્ પોતે અપવિત્ર થઇને ભોજન જેવા પવિત્ર વિધીમાં ભાગ લઇ સર્વને અપવિત્ર કરે છે ત્હેનું પ્રાયશ્ચિત ત્હેને પોતાનેજ લાગે છે. ૧૯૧.

अक्रोधनाःशौचपराःसततंब्रह्मचारिणः ॥
न्यस्तशस्त्रामहाभागाःपितरःपूर्वदेवताः॥९२॥

વળી શ્રાદ્ધ કરનાર તેમજ કરાવનાર પણ ક્રોધ રહિત અને સારો ગુણવાન હોવો જોઇએ કારણ કે પિત્રીયો પોતે ક્રોધ રહિત, શરીરે બ્હારથી જેવા સ્નાનાદિકથી ત્વચાનો મેલ નીકળી જતાં શુદ્ધ હોય છે તેવા અંતઃકરણમાં પણ કોઇના પ્રતિ તીરસ્કાર અથવા સ્વાર્થ રહીત લાગણીવાળા હોય છે, સ્ત્રી સંયોગથી હંમેશાં દુર હોય છે અર્થાત્ તેઓ અખંડ બ્રહ્મચર્ય વૃત પાળતા હોયછે, યુદ્ધના સાજને ધારણ કરતા નથી અને મહાન ગુણ જેવા કે દયા અને તેવા બીજા સાત ગુણો એટલે સર્વ મળીને આઠ મહાન ગુણોથી યુક્ત હોય છે અને ટુંકામાં અનાદિ—દેવતા સ્વરૂપ છે માટે શ્રાદ્ધ કરનાર અને કરાવનાર પણ તેવાજ લક્ષણવાળા હોવા જોઇએ. ૧૯૨.

यस्मादुत्पत्तिरेतेषांसर्वेषामप्यशेषतः ॥
येचयैरुपचर्याःस्युर्नियमैस्तान्निबोधत ॥९३॥

આ સર્વ પિતરોની શા પ્રમાણે ઉત્પતિ થઈ, તેઓને કોણ સમજવા, અને કયા કયા વેદોક્ત વિધિવડે તેમનો સર્વેનો આદર સત્કાર કરવો તે હવે હું આપ સર્વેને સવિસ્તર સમજાવું છું તે આપ સર્વ સાંભળશો. ૧૯૩.

मनोर्हैरण्यगर्भस्ययेमरीच्यादयःसुताः ॥
तेषामृषीणांसर्वेषांपुत्राःपितृगणाःस्मृताः॥९४॥

પરમાત્માના સ્વરૂપ બ્રહ્માના હિરણ્ય ગર્ભ શરીરમાંથી ઉત્પન્ન થયેલા ત્હેમના પુત્ર મનુ અને મનુના પુત્ર મરિચી અને અન્ય રૂષિયોની પ્રજા તે સઘળાને પિતૃગણ ગણેલા છે. ૧૯૪.

विराट्सुताःसोमसदःसाध्यानांपितरःस्मृताः
अग्निष्वात्ताश्चदेवानांमारीचालोकविश्रुताः ॥ ९५ ॥

વિરાટના પુત્ર સોમસદ તેઓ "સાધ્ય ગણ" એટલે પિત્રિયો કરીને કહેવામાં આવેલા છે પણ મરિચિના પુત્રો જેઓને સર્વ લોક માનની લાગણીથી જુવે છે અને જેઓ અગ્નિ ષ્વાત્તા નામથી ઓળખાય છે તેઓ દેવતાઓના પિત્રિયો ગણાય છે. ૧૯૫

दैत्यदानवयक्षाणांगन्धर्वोरगरक्षसाम् ॥
सुपर्णकिंनराणांचस्मृतावर्हिषदोऽत्रिजाः॥९६॥

અને અત્રિરૂષિના પુત્રો જેઓ 'बर्हिषद' નામથી ઓળખાય છે તેઓ સઘળા, दैत्य, दानव, यक्ष, गंधर्व, उरग (सर्प), सुपण અને किन्नरोના પિત્રિયો ગણાયલા છે. ૧૯૬

सोमपानामविप्राणांक्षत्रियाणांहविर्भुजः॥
वैश्यानामाज्यपानामशूद्राणांतुसुकालिनः९७॥

હવે બ્રાહ્મણ, ક્ષત્રી, વૈશ્ય અને શુદ્ર એ ચાર વર્ણના પિત્રિયો કોને સમજવા તે નિચે પ્રમાણે છેઃ—બ્રાહ્મણોના પિત્રિયો सोमपा અર્થાત્ જેઓ સોમરસનું પાન કરતા હોય

તેમને સમજવા, ક્ષત્રિયોના **હવિર્ભુજ**, વૈશ્યના **આજ્યપા** જેઓ હમેશાં ઘણું ઘી ખાનાર હોય તે, અને શુદ્રોના **સુકાલિન** સમજવા. ૧૯૭

**सोमपास्तुकवेःपुत्राहविष्मन्तोऽङ्गिरःसुताः ॥**
**पुलस्त्यस्याज्यपाःपुत्रावसिष्ठस्यसुकालिनः॥९८**

ભૃગુમુનીના પુત્રોને **સોમપા** **હવિર્ભુજા** તે અંગીરાના પુત્રો, **આજ્યપા** તે પુલસ્ત્યના પુત્રો અને **સુકાલિન** તે વસિષ્ઠ મુનીના પુત્રો છે. ૧૯૮

**अग्निदग्धानग्निदग्धान्काव्यान्बर्हिषदस्तथा॥**
**अग्निष्वात्तांश्चसौम्यांश्चविप्राणामेवनिर्दिशेत्॥**
**॥ ९९ ॥**

**અગ્નિદગ્ધ, અનગ્નિદગ્ધ, કાવ્ય, બર્હિષદ, અગ્નિષ્વાત્ત,** અને **સૌમ્ય** તે સઘળાને બ્રાહ્મણના પિત્રિયો જાણવા. ૧૯૯

**यएतेतुगणामुख्याःपितृणांपरिकीर्तिताः ॥**
**तेषामपीहविज्ञेयंपुत्रपौत्रमनन्तकम् ॥२००॥**

આટલા જે ગણાવ્યા તે તો પ્રધાન પિત્રિયો જાણવા પરંતુ તેવા સઘળા પિત્રિયોના પુત્રો અને પૌત્રો અસંખ્ય છે જેમનું વર્ણન માર્કણ્ડેય પુરાણમાં કહેલું છે તેમને સઘળાને પણ મ્હોટા પિત્રિયો જાણવા. ૨૦૦

**ऋषिभ्यःपितरोजाताःपितृभ्योदेवमानवाः॥**
**देवेभ्यस्तुजगत्सर्वंचरंस्थाण्वनुपूर्वशः ॥ १ ॥**

મરીચિ આદી ૠષીઓથી ક્રમાનુસાર પિતરો ઉત્પન્ન થયા, પિતરોથી દેવતા ઉત્પન્ન થયા અને દાનવ ઉત્પન્ન થયા અને દેવતાઓથી ક્રમ પ્રમાણે સ્થાવર જંગમ જણાતું જગત્ ઉત્પન્ન થયું છે. આ પ્રમાણે આ પ્રાણીઓથી ભરપુર જગત્‌ની ઉત્પતી **થયેલી છે. ૨૦૧**

**राजतैर्भाजनैरेषामथोवाराजतान्वितैः ॥**
**वार्यपिश्रद्धयादत्तमक्षयायोपकल्पते ॥ २ ॥**

પિતરોને રૂપાના અને ત્હેના અભાવે રૂપાથી યુક્ત જડાવવાળા અને તે પણ ન મળી શકે તો પછી તાંબાના પાત્રમાં જળનું દાન કરવાથી તેઓના આશીર્વાદથી અને તે દાનના પુણ્યે અક્ષય સુખની પ્રાપ્તી થાય છે તો પછી ક્ષીર આદિ મીષ્ટ ભોજન જે ત્હેમને પ્રિય હોય તેથી સંતોષવાથી જે ફળ અને સુખની પ્રાપ્તી થાય ત્હેનું શું વર્ણન કરી શકાય ? ૨૦૨

**देवकार्याद्द्विजातीनांपितृकार्यंविशिष्यते ॥**
**दैवंहिपितृकार्यस्यपूर्वमाप्यायनंश्रुतम् ॥ ३ ॥**

દેવતાઓને માટે જે કાર્ય કરવામાં આવે છે તે સઘળાં ને દેવકાર્ય કહેવાય છે પરંતુ ત્હેના કરતાં દ્વિજો (બ્રાહ્મણ, ક્ષત્રી અને વૈશ્ય)ને પિતૃકાર્ય ઘણુંજ ઉત્તમ છે એમ શ્રુતિમાં કહેલું છે અને તેટલાજ કારણથી પિતૃકાર્ય કરતા પહેલાં તે પરિપૂર્ણ કરી શકાય તેટલા માટે દેવકાર્યને યથાવિધિ પહેલાં કરવાં જોઇએ. ૨૦૩

**तेषामारक्षभूतंतुपूर्वंदैवंनियोजयेत् ॥**
**रक्षांसिहिविलुम्पन्तिश्राद्धमारक्षवर्जितम् ॥४॥**

દેવકાર્ય પ્રથમ કરવાનું કારણ એજ છે કે તે પિતૃકાર્યનું રક્ષણ કરનાર છે અને તેટલા માટે જો દેવકાર્ય કર્યા પહેલાં પીતૃકાર્ય કરવામાં આવે છે તો તે અરક્ષિત હોવાને લીધે રાક્ષસો ત્હેનો લોપ કરે છે. ૨૦૪.

**दैवाद्यन्तंतदीहेतपित्राद्यन्तंनतद्भवेत् ॥**
**पित्राद्यन्तंत्वीहमानःक्षिप्रंनश्यतिसान्वयः॥५॥**

આટલા કારણને માટે દેવકાર્ય પિતૃકાર્યના આદિ તેમ અંતમાં કરવું જોઇએ પણ પિતૃકાર્ય પ્હેલું વા છેલે કરવું નહી તેમજ

દેવકાર્ય અને પિતૃકાર્યનો સમારંભ એકી વખતે પણ નહીજ કરવો જોઇએ કારણ કે જે પુરૂષ તે પ્રમાણે કરે છે તે પોતાના કુટુંબ કબીલા સાથે સ્હેજ વખતમાં નાશ પામે છે. ૨૦૫.

**शुचिदेशंविविक्तंचगोमयेनोपलेपयेत् ॥**
**दक्षिणाप्रवणंचैवप्रयत्नेनोपपादयेत् ॥ ६ ॥**

આ કાર્ય કરવાને માટે શુદ્ધ તેમજ એકાંત જગ્યા ચોખી હોય તેવી શોધી કાઢવી અને જો તે હવડ અથવા ઘણા દિવસોથી ઉપયોગમાં લેવામાં ન આવી હોય તો તેવી જગ્યાને ગાયના પવિત્ર છાણથી લીંપીને સ્વચ્છ કરવી અને બનતાં સુધી તો યત્નથી દક્ષિણ દિશાના ઢોળાવવાળીજ જગ્યા શોધવી. ૨૦૬.

**अवकाशेषुचोक्षेषुनदीतीरेषुचैवहि ॥**
**विविक्तेषुचतुष्यन्तिदत्तेनपितरःसदा ॥ ७ ॥**

વનવગડામાં અથવા જંગલ જેવાં સ્વાભાવિક રીતેજ એકાંત સ્થળોમાં તેમજ જળાશયો જેવાં કે નદિ, તળાવના કિનારા ઉપર અને નિર્જન પ્રદેશોમાં શ્રાદ્ધ કરવાથી પિતરો હમેશાં સંતોષ પામે છે માટે શ્રાદ્ધ કરવામાં તે તે સ્થળોને ઉત્તમ ગણવાં.૨૦૭.

**आसनेषूपक्लृप्तेषुबर्हिष्मत्सुपृथक्पृथक् ॥**
**उपस्पृष्टोदकान्सम्यग्विप्रांस्तानुपवेशयेत् ॥८॥**

આવાં શુદ્ધ સ્થળે બેવડા ડાભનાં ગુંથેલાં આસનો બિછાવવાં જોઇએ અને ત્હેના ઉપર સ્નાન તથા આચમન સંધ્યાવિધીથી પવિત્ર બ્રાહ્મણોએ પોતાનું સ્થાનક લેવું ત્હેમાં પણ એટલું ધ્યાનમાં રાખવું જોઇએ કે જેઓને પિતૃકાર્યમાં આમંત્રેલા હોય ત્હેમના આસન ઉપરનું દર્ભનું આસન દક્ષિણ તરફ દર્ભનાં અણીયાંવાળું હોવું જોઇએ.૨૦૮

**उपवेश्यतुतान्विप्रानासनेष्वजुगुप्सितान् ॥**
**गन्धमाल्यैःसुरभिभिरर्चयेद्देवपूर्वकम् ॥९॥**

આ પ્રમાણે પ્રત્યેક આમંત્રિત બ્રાહ્મણને પોતપોતાના સ્થાનકે બેસાર્યા પછી તેમને સ્નેહપુર્વક અને વિધી તેમજ શ્રદ્ધાથી કેશર આદિ સુગંધીથી યુક્ત પદાર્થો તેમજ ધુપ અને પુષ્પના હાર–ગોટાથી દેવની માફક ત્હેમની પુજા કરવી. ૨૦૯.

**तेषामुदकमानीयसपवित्रांस्तिलानपि ॥**
**अग्नौकुर्यादनुज्ञातोब्राह्मणोब्राह्मणैःसह ॥१०॥**

આ પ્રમાણે ઉપસ્થિત્ થયેલા બ્રાહ્મણોના હાથમાં દર્ભ તથા તલથી મીશ્રીત જળ આપીને પછી તે પોતે લઇને તે બ્રાહ્મણોની આજ્ઞાનુસાર શ્રાદ્ધ કરનારે બ્રાહ્મણો સમેત તે સર્વનો અગ્નિમાં હોમ કરવો.૨૧૦

**अग्नेःसोमयमाभ्यांचकृत्वाप्यायनमादितः॥**
**हविर्दानेनविधिवत्पश्चात्संतर्पयेत्पितॄन् ॥११॥**

પહેલાં હવિથી અગ્નિ, સોમ, યમઆદિ દેવતાઓને હોમ કરીને તૃપ્ત કરવા અને તે વિધીપૂર્વક અને દેવતાઓને સંતોષકારક રીતે કર્યા પછી કવ્ય–અન્ન વિગેરેથી પિત્રિયોને તૃપ્ત કરવા જોઇએ. ૨૧૧.

**अग्न्यभावेतुविप्रस्यपाणावेवोपपादयेत् ॥**
**योह्यग्निःसद्विजोविप्रैर्मन्त्रदर्शिभिरुच्यते॥१२॥**

જો અગ્નિ ન મળી શકે તો વેદના જાણનાર બ્રાહ્મણોને વેદમાં અગ્નિનુંજ સ્વરૂપ છે એમ કહેલો છે માટે ત્હેના હાથમાં હોમ કરવો અર્થાત્ પ્હેલી ત્રણ આહુતિઓ ત્હેના હાથમાં આપવાથી સાક્ષાત્ અગ્નિમાં હોમ કર્યા જેટલુંજ પુન્ય થાય છે. ૨૧૨.

**अक्रोधनान्सुप्रसादान्वदन्त्येतान्पुरातनान् ॥**
**लोकस्याप्यायनेयुक्ताञ्छ्राद्धदेवान्द्विजो**
**त्तमान् ॥१३॥**

મનુ અને અન્ય મહર્ષિયોએ જ્ઞાની બ્રાહ્મણ જે, ક્રોધરહિત, પ્રસન્ન મુખારવિંદવાળો, અનાદિથી સારો કુળવાન હોય, જે લોકની અભિવૃદ્ધિને માટે સારા સારા ઉપાયો યોજનાર છે ત્હેને શ્રાદ્ધ દેવતા તરિકે માનેલા છે માટે તેવાજ શ્રાદ્ધવિધીમાં પાત્ર ગણી શકાય છે. ૨૧૩.

अपसव्यमग्नौकृत्वासर्वमावृत्यविक्रमम् ॥
अपसव्येनहस्तेननिर्वपेदुदकंभुवि ॥१४॥

અગ્નૌકરણ હોમવિધીમાં શ્રાદ્ધ વા હોમ કરનારે અપસવ્ય કરીને પૂર્વથી માંડીને દક્ષિણ સુધીમાં હોમની સર્વ વસ્તુઓને ક્રમાનુસાર ગોઠવવી અને તેજ પ્રમાણે ઉત્તરોત્તર ત્હેનો હોમ પૂરો થયા પછી જે સ્થળે પીંડદાન મુકવાનું હોય તે સ્થળને જમણા હાથે પવિત્ર જળથી સિંચવું. ૨૧૪.

त्रींस्तुतस्माद्धविःशेषात्पिण्डान्कृत्वासमाहितः॥
औदकेनैवविधिनानिर्वपेद्दक्षिणामुखः ॥१५॥

આ પીંડ હોમ કરતાં હવનનું જે જે દ્રવ્ય બાકી રહેલું હોય તે સઘળાને એકત્ર કરીને ત્હેમાંથી ત્રણ પીંડ બનાવવા, અને તેમજ ત્હેમને જલદાન વિધીથી શુદ્ધ કરીને સાવધાન મનથી એકાગ્ર ચિતે દક્ષિણ દિશાભિમુખે બેસીને દર્ભ ઉપર મુકવા.૨૧૫.

न्युप्यपिण्डांस्ततस्तांस्तुप्रयतोविधिपूर्वकम् ॥
तेषुदर्भेषुतंहस्तंनिमृज्याल्लेपभागिनाम् ॥१६॥

આ પ્રમાણે દર્ભ ઉપર પીંડ મુકયા પછી પોતાના ગૃહસુત્રમાં કહ્યા પ્રમાણે તે દર્ભના મુળમાં પ્રપિતામહના પિતા વિગેરે તે પીંડના ગ્રહણ કરનારનાં ત્રણ નામ બોલવાં અને પોતાનો હાથ દર્ભને લગાડવો કારણ કે તેમ કરવાથી તે ત્રણ પુરૂષની તૃપ્તી થાય છે. ૨૧૬.

आचम्योदक्परावृत्यत्रिरायम्यशनैरसून् ॥
षड्ऋतूंश्चनमस्कुर्यात्पितॄनेवचमन्त्रवित् ॥१७॥

પિંડ દાન આપી રહ્યા પછી ઉત્તરાભિમુખ કરીને વેદોક્ત મંત્ર પ્રમાણે ત્રણ પ્રાણાયામ કરવાને **वसंताय नमस्तुभ्यम्** એ પ્રમાણે બોલીને વસંત તેમજ વર્ષની અન્ય સર્વ રૂતુઓને તેમજ પિત્રિયોને નમસ્કાર કરવા. ૨૧૭.

उदकंनिनयेच्छेषंशनैःपिण्डान्तिकेपुनः ॥
अवजिघ्रेच्चतान्पिण्डान्यथान्युप्तान्समाहितः १८

પિંડદાન મુકતા પ્હેલાં પિંડ મુકવાની ભુમીને જળથી પવિત્ર કરવાને જે પાત્રમાંથી જળ લીધું હોય તેમાંના શેષ રહેલા જળને પિંડ મુકયા પછી અનુક્રમે પિંડની નજીક રેડવું અને ત્યાર પછી સાવધાન થઇ દરેક પિંડને એક પછી એક લઇને સુંઘવો. ૨૧૮.

पिण्डेभ्यस्त्वल्पिकांमात्रांसमादायानुपूर्वशः ।
तानेवविप्रानासीनान्विधिवत्पूर्वमाशयेत् ॥१९॥

પિતા, પિતામહ, પ્રપિતામહને આપેલા પિંડોમાંથી થોડોક ભાગ લઇને જમવાને માટે આમંત્રેલા બ્રાહ્મણોને તે સઘળાઓનાં અનુક્રમે નામ લઇને સર્વ પ્હેલાં જમાડવો અને એ પ્રમાણે પ્રત્યેકના પિંડમાંથી થોડોક ભાગ લઇને જમાડવાથી પિત્રિયો પિંડદાન સ્વિકારે છે. ૨૧૯.

ध्रियमाणेतुपितरिपूर्वेषामेवनिर्वपेत् ॥
विप्रवद्वापितंश्राद्धेस्वकंपितरमाशयेत् ॥२०॥

પિતા જીવતો હોય તો પિતામહ (બાપનો બાપ) વિગેરે ત્રણ પુરૂષોનાં નામ લઈ પિંડદાન કરવું અને તેવે સ્થળે પિતાનેજ બ્રાહ્મણ તરીકે પુજવા ને પિંડમાંથી ભોજન કરાવવું અને પ્રપિતામહ વિગેરેના પિંડમાં-

થી અન્ય આમંત્રિત બ્રાહ્મણોને નૈવેદ્ય આપી ભોજન કરાવવું. ૨૨૦.

पितायस्यनिवृत्तःस्याज्जीवेच्चापिपितामहः ॥
पितुःसनामसंकीर्त्यकीर्तयेत्प्रपितामहम् ॥२१॥

જેના પિતા મરી ગયા હોય પણ પિતામહ–બાપના બાપ જીવતા હોય ત્હેણે પિંડદાન દેતી વખતે પ્હેલું પોતાના પિતાનું નામ લેવું અને પછી ઉપરની પેઢીનાનું નામ લઇને પિંડદાન કરવું જોઇએ. ૨૨૧.

पितामहोवातच्छ्राद्धंभुञ्जीतेत्यब्रवीन्मनुः ॥
कामंवासमनुज्ञातःस्वयमेवसमाचरेत् ॥२२॥

મનુનો મત એવો પણ છે કે તેવા શ્રાદ્ધમાં પિતામહ પોતે ભોજન લઈ શકે છે અથવા તો ત્હેની આજ્ઞાનુસાર પૌત્ર પોતે કરી પણ શકે છે માટે તે પ્રમાણેની વ્યવસ્થા ભોજનવિધીને માટે કરવી. ૨૨૨.

तेषांदत्त्वातुहस्तेषुसपवित्रंतिलोदकम् ॥
तत्पिण्डाग्रंप्रयच्छेतस्वधैषामस्त्वितिब्रुवन् २३।

શ્રાદ્ધ પુર્ણ થયા પછી આમંત્રિત બ્રાહ્મણોને ભોજન પહેલાં શ્રાદ્ધ કરનારે તલ નાંખેલું પાણી હાથમાં આપવું અને ત્હેમના હાથમાં એક એક કુશ–દર્ભ મુકવો અને ત્યાર પછી પિંડના અગ્ર ભાગનો થોડો થોડો ભાગ ત્હેમને આપવો અને “ पित्रेस्वधास्तु ” એમ કહેવું. ૨૨૩

पाणिभ्यांतूपसंगृह्यस्वयमन्नस्यवर्द्धितम् ॥
विप्रान्तिकेपितॄन्ध्यायञ्छनकैरुप
निक्षिपेत् ॥२४॥

અને પછી જે વાસણ–તપેલામાં બ્રાહ્મણોને જમાડવાને માટેનું ધાન્ય રાંધેલું હોય તે પોતાના બન્ને હાથમાં લઇને શ્રાદ્ધ કરનારે પિતરોનાં સ્વરૂપજ જેવા પિતરોનાં ચિંતવન કરનારા બ્રાહ્મણોના સમીપ લઈ જઈ ધીમેથી ત્હેમને જોઇએ તેટલું તે પ્રત્યેકને પીરસવું. ૨૨૪.

उभयोर्हस्तयोर्मुक्तंयदन्नमुपनीयते ॥
तद्विप्रलुम्पन्त्यसुराःसहसादुष्टचेतसः ॥२५॥

જે વાસણમાં બ્રાહ્મણોને જમાડવાનો પદાર્થ રાંધેલો હોય તે હમેશાં પીરસવાને માટે લાવતી વખતે બે હાથેજ ઝાલવું જોઈએ કારણ કે જેટલો પદાર્થ એકજ હાથથી ગ્રહણ કરેલા વાસણમાં લાવવામાં આવે છે તે અસુરો–રાક્ષસો લઈ લે છે અર્થાત્ તે પ્રમાણે લાવીને પિરસેલા પદાર્થનું કાંઈપણ દાતાને ફળ મળતું નથી. ૨૨૫.

गुणांश्चसूपशाकाद्यान्पयो दधिघृतंमधु ॥
विन्यसेत्प्रयतःपूर्वंभूमावेव समाहितः ॥२६॥

અને જ્યારે ચટણી, અથાણાં રૈતાં, દુધ, દહીં, ઘીહું, મધ વિગેરે પીરસતી વખતે પીરસનારે અવશ્ય કરીને પોતાના મનને ઘણુંજ સાવધ રાખવું અને કાળજી રાખવી કે તે જમીનપર અથવા કોઈનાકપડાં ઉપર ન પડે. અર્થાત્ તે પીરસવાના વાસણમાં સમાય તેટલાંજ લેવાં વધારે લેવાં નહી કે જેથી ઉભરાઇને જમીનપર ઢળે. ૨૨૬.

भक्ष्यंभोज्यंचविविधंमूलानिचफलानिच ॥
हृद्यानिचैवमांसानिपानानिसुरभीणिच ॥२७॥

અને તેજ પ્રમાણે વિનયથી તેમની સમીપ ભક્ષ્ય એટલે ખાવા લાયક સુંદર પદાર્થો જેવા કે લાડુ તથા ભોજ્ય કહેતા ક્ષીર, દુધપાક જેવા મીષ્ટ પ્રવાહી, ફળ મુળ, માંસ, સુગંધીવાળુ જળ વિગેરે પીવાની ચીજો લાવીને મુકવાં. ૨૨૭.

उपनीयतुतत्सर्वंशनकैःसुसमाहितः ॥
परिवेषयेतप्रयतोगुणान्सर्वान्प्रचोदयन् ॥२८॥

ઉપર પ્રમાણેના સર્વ પદાર્થો બ્રાહ્મણોના

પાસે મુકયા પછી ત્હેમને પીરસવા માંડવા અને પીરસતાં પીરસતાં દરેકના ગુણ અને સ્વાદનું વર્ણન આપવું જેમકે આ ચટણી છે અને તે તીખી છે, આ મીઠું તે ખારૂં છે, આ દહીં તે ખાટું છે વિગેરે. ૨૨૮.

**नास्त्रमापातयेज्जातु नकुप्येन्नानृतंवदेत् ॥**
**नपादेनस्पृशेदन्नंनचैतदवधूनयेत् ॥२९॥**

શ્રાદ્ધમાં કોઈ પણ વખતે રડવું નહી, તેમજ જુઠું બોલવું નથી તથા પીરસતી વખતે અન્ન ને પગનો સ્પર્શ થવા ન દેવો તેમજ ઘણીજ શાંત રીતે વિનયથી પીરસવું અર્થાત્ જોર કરીને કોઈના ભાણામાં નાંખવું નહી. ૨૨૯.

**अस्त्रंगमयतिप्रेतान्कोपोऽरीननृतंशुनः ॥**
**पादस्पर्शस्तुरक्षांसिदुष्कृतीनवधूननम् ॥३०॥**

કારણ કે શ્રાદ્ધ વખતે આંસુ આવવાથી જ જે કાંઈ ભોજન જમાડવાને રાંધવામાં આવ્યું હોય છે તે ભુતને મળે છે અર્થાત્ તેથી ફળ મળતું નથી અને પિત્રીઓ અતૃપ્ત રહે છે તેમજ ક્રોધ પણ ન કરવો કારણ કે તેમ કરવાથી શત્રુઓને તે દાન પહોંચે છે અને જુઠું બોલવું નહી કારણ કે તેમ કરવાથી શ્વાનને તે દાન પ્હોંચે છે પગ અડકાડીને પીરસેલું ધાન્ય રાક્ષસોને મળે છે અને જોરથી પીરસેલું અન્ન પાપ કર્મ કરનારને પહોંચેછે માટે ઉપર જણાવ્યું ત્હેમાંનું કાંઈ પણ કરવું નહી. ૨૩૦.

**यद्यद्रोचेतविप्रेभ्यस्तत्तद्दद्यादमत्सरः ॥**
**ब्रह्मोद्याश्चकथाःकुर्यात्पितृणामेतदी प्सितम् ॥३१॥**

જ્યારે બ્રાહ્મણો જમતા હોય ત્યારે જે જે આહારની વસ્તુઓ તેમને વધારે પ્રિયકર થઈ પડે ને જે જે તેઓ માગે તે તે ત્હેમને સ્નેહપુર્વક પીરસવી અને માંહેમાંહે વેદવાર્તા કરવી કારણ કે તે વાતો સાંભળવી પિતરોને ઘણી પ્રસન્ન પડે છે. ૨૩૧.

**स्वाध्यायंश्रावयेत्पित्र्ये धर्मशास्त्राणिचैवहि ॥**
**आख्यानानीतिहासांश्चपुराणानि खिलानिच ॥३२॥**

તેમજ પોતાના ધર્મની, પુરાણની, શીવસુક્ત, શ્રીસુક્ત, મહાભારત આદિ અન્ય પુરાતન ઐતિહાસીક વાર્તાઓ પણ જમવા આવેલા બ્રાહ્મણોને કહી સંભળાવવી કારણ કે તેથી તેઓ સારી રીતે ભોજન લઈ તૃપ્ત થાય છે અને ત્હેમના તૃપ્ત થવાથી પિત્રીયો તૃપ્ત થાય છે. ૨૩૨.

**हर्षयेद्ब्राह्मणांस्तुष्टोभोजयेच्चशनैःशनैः ॥**
**अन्नाद्येनासकृच्चैनान्गुणैश्चपरिचोदयेत् ।३३॥**

દાતાએ પોતે પ્રસન્ન થઈને પ્રસન્ન વચનોથી જમનારાઓને સંતોષવા અને તેમને જે પ્રમાણે તેઓ વધારે જમી શકે તેમ ઉશ્કેરવા. વખતો વખત જુદા જુદા પદારથોનાં વખાણ કરીને તે ફરી ફરીને માગવાને માટે ત્હેમને લલચાવવા અને ન માગે તો આગ્રહ કરીને ત્હેમને મુકવા.૨૩૩

**व्रतस्थमपिदौहित्रंश्राद्धेयत्नेनभोजयेत् ॥**
**कुतपंचासनेदद्यात्तिलैश्चविकिरेन्महीम् ॥३४॥**

શ્રાદ્ધવિધીમાં અવશ્યે કરીને પોતાના દોહિત્રને તો યત્નથી જમાડવોજ જોઇએ પછી તે બ્રહ્મચારી હોય કે ગૃહસ્થી હોય ત્હેને બેસવાના આસન ઉપર નેપાલ દેશની કાંબળી પાથરવી અને આસનની નીચે તલ છાંટીને તે સ્થળને પવિત્ર કરવું. ૨૩૪.

**त्रीणिश्राद्धेपवित्राणिदौहित्रःकुतपस्तिलाः ॥**
**त्रीणिचात्रप्रशंसन्तिशौचमक्रोध मत्वराम् ॥३५॥**

શ્રાદ્ધવિધીમાં દૌહિત્ર, નેપાળની કાંબળી અને તલ એ ત્રણ ઘણાંજ પવિત્ર ગણાય છે અને ત્રણ ગુણોને પણ મ્હોટા માણસોએ પ્રશંસેલા છે, શૌચ ( પવિત્રતા ), મનની શાંતિ (ક્રોધ રહીતપણું) અને ધીમાશ (ઉતાવળ ન કરવી તે) માટે અવશ્યે આ છ વાનાંનો તેવે સમયે સમાગમ રાખવો.૨૩૫

अत्युष्णंसर्वमन्नंस्याद्भुञ्जीरंस्तेचवाग्यताः ॥
नचद्विजातयोब्रयुर्दात्रापृष्टाहविर्गुणान् ॥३६॥

જે આહારની વસ્તુ હમેશાં ગરમાગરમ હોય તેજ વધારે સ્વાદ આપનારી છે જેવી કે પુરી, ભજીયાં વિગેરે તે હમેશાં ઉતરતાંજ પીરસવાં જોઇએ કારણ કે તે પ્રમાણે તેમની મરજી પ્રમાણે ભોજન કરાવવાથી વધારે સારૂ ફળ મળે છે. જમનારે હમેશાં મૌન ધારણ કરીને જમવું અને જમાડનાર કદાપિને જમતાં જમતાં પુછે કે રસોઇમાં ફલાણું કેમ થયું છે તોપણ પોતે સારૂ નરસું કહેવું નહી. ૨૩૬.

यावदुष्णंभवत्यन्नंयावदश्नन्तिवाग्यताः ॥
पितरस्तावदश्नन्तियावन्नोक्ताहविर्गुणाः ॥३७॥

કારણ કે જ્યાં સુધી જમવાના પદાર્થ ગરમાગરમ હોય છે અને જમનાર તે પદાર્થોના ગુણ અવગુણ કહ્યા વગર મૌન ધારણ કરીને જમતો હોય છે ત્યાં સુધીજ પિત્રિયો પણ જમે છે અને જો જમનાર કોઈ પણ પદાર્થને વધારે વખાણે છે અથવા વખોડે છે તો પિત્રિયો ત્હેનો ત્યાગ કરે છે. ૨૩૭.

यद्वेष्टितशिराभुङ्क्ते यद्भुङ्क्तेदक्षिणामुखः ॥
सोपानत्कश्चयद्भुङ्क्ते तद्वैरक्षांसिभुञ्जते ॥३८॥

માથા ઉપર શીરપેચ અથવા કોઇ પણ પ્રકારનું વસ્ત્ર લપેટીને, પગમાં મોજા તથા બુટ પ્હેરીને અને દક્ષિણાભી મુખ કરીને જે પોતાનું ભોજન લે છે તે સઘળો આહાર રાક્ષસને પહોંચે છે અર્થાત્ તેને જમાડવાથી રાક્ષસને જમાડવા જેટલું પુન્ય થાય છે અર્થાત્ પાપ થાય છે. ૨૩૮.

चाण्डालश्ववराहश्चकुक्कुटःश्वातथैवच ॥
रजस्वलाचषण्ढश्चनेक्षेरन्नश्नतोद्विजान् ॥३९॥

પંક્તિ જમવા બેઠી હોય ત્યારે જમાડનારે ખાસ કરીને ધ્યાનમાં રાખવું જોઇએ કે ત્હેમના ઉપર ચંડાલ, ભુંડ–સુવર, કુકડો રજસ્વલા સ્ત્રી તથા નપુંસક માણસ આટલાની દૃષ્ટિ પડવી જોઇએ નહી. ૨૩૯.

होमेप्रदानेभोज्येचयदेभिरभिवीक्ष्यते ॥
दैवेकर्मणिपित्र्येवातद्गच्छत्ययथातथम् ॥४०॥

અગ્નિહોત્ર, ગાય અથવા સુવર્ણના દાનમાં, આપણા કલ્યાણને અર્થે કરવામાં આવતાં બ્રહ્મ ભોજનમાં, દેવકર્મમાં અને શ્રાદ્ધ આદિ પિતૃકર્મમાં જો ઉપર પ્રમાણે જણાવ્યા ત્હેમાંના કોઈની પણ દૃષ્ટિ પડે છે તો તે કર્મના પુણ્યનો લોપ–નાશ થાયછે. ૨૪૦

घ्राणेनसूकरोहन्तिपक्षवातेनकुक्कुटः ॥
श्वातुदृष्टिनिपातेनस्पर्शेनावरवर्णजः ॥४१॥

શ્રાદ્ધમાં જે જગ્યાએ બ્રાહ્મણો ભોજન લેવાને માટે બેઠેલા હોય ત્યાં આવીને જમવાના પદાર્થોની વાસ માત્ર લેવાથી પણ ભુંડ આખી શ્રાદ્ધ ક્રિયાને અપવિત્ર કરે છે અને તેથી કરીને ત્હેના સર્વસ્વ ફળનો લોપ થાય છે અને જો કુકડો તે સ્થળે આવીને પાંખો ફફડાવે છે તો ત્હેના પવનના સ્પર્શથી બ્રાહ્મણો અપવિત્ર થાય છે જયારે કુતરાની તો ફક્ત દૃષ્ટિ પડવાથી પણ આખી પંક્તિ અપવિત્ર થાય છે અને શુદ્રના સ્પ-

र्शथी બધું શુદ્રત્વને પામે છે માટે ઉપર ગણાવ્યાં તેટલાંની દૃષ્ટિ ભોજન કરવાને બેઠેલી પંક્તિ ઉપર પડવી જોઇએ નહી.૨૪૧

खञ्जोवायदिवाकाणोदातुःप्रेष्योऽपिवाभवेत्

हीनातिरिक्तगात्रोवातमप्यपनयेत्पुनः॥४२॥

જે સ્થળે શ્રાદ્ધવિધી કરવામાં આવતી હોય ત્યાં આગળ લંગડા, લુલા, કાણા, આંધળા અથવા એવા કોઈ પણ પ્રકારની ખોડ ખાંપણવાળા માણુસને આવવા દેવો નહી પછી ગમે તો તેવો માણુસ શ્રાદ્ધ કરનારનો નોકર હોય તોપણ ત્હેને તે સમયે તો દુર જ રાખવો જોઇએ. ૨૪૨.

ब्राह्मणं भिक्षुकं वापिभोजनार्थमुपस्थितम् ॥

ब्राह्मणैरभ्यनुज्ञातःशक्तितःप्रतिपूजयेत् ॥४३॥

પંક્તિ ભોજન કરવાને બેઠેલી હોય તે સમયે કોઈ અતિથી બ્રાહ્મણ અથવા કોઈ ભિક્ષુક બ્રાહ્મણ ભોજનની ઇચ્છાથી ત્યાં આવી ચઢે તો આમંત્રિત બ્રાહ્મણોની રજા લઈ ત્હેનો સત્કાર કરવો અને ત્હેને પણ જમાડી સંતોષવો. ૨૪૩.

सार्ववर्णिकमन्नाद्यं संनीयाप्लाव्य वारिणा ॥

समुत्सृजेद्भुक्तवतामग्रतो विकिरन्भुवि ॥४४॥

ભોજનના નાના પ્રકારના પદાર્થોને મીશ્રીત કરીને ત્હેની અંદર અથાણાં, રાયતાં, શાક, ચટણી વિગેરેને ભેળવાં અને પછી ત્હેમાં થોડું પાણી નાંખીને ભોજન કરીને તૃપ્ત થયેલા બ્રાહ્મણોની આગળની જમીન ઉપરના દર્ભ ઉપર થોડું થોડું મુકવું.૨૪૪

असंस्कृतप्रमीतानां त्यागिनां कुलयोषिताम्॥

उच्छिष्टंभागधेयंस्याद्दर्भेषुविकिरश्चयः॥४५॥

ઉપર પ્રમાણેનું દર્ભ ઉપર મુકેલું અન્ન તે જે બાળક સંસ્કારને યોગ્ય થતા પ્હેલાં મૃત્યુ પામ્યું હોય અર્થાત્ યજ્ઞોપવિત ધારણ કર્યા પ્હેલું મરી ગયું હોય ત્હેને તેમ જ કુલીન સ્રીયોને અને ત્યાગીઓને મળે છે અર્થાત્ તે પ્રમાણેના દર્ભ ઉપર મુકેલા અન્નથી ત્હેમની તૃપ્તિ થાય છે. ૨૪૫.

उच्छेषणं भूमिगतमजिह्मस्याशठस्य च ॥

दासवर्गस्य तत्पित्र्ये भागधेयं प्रचक्षते ॥४६॥

દર્ભ ઉપર મુકયા શીવાયનું બાકી રહેલું અન્ન જે જમીનપર વીખેરાયલું પડેલું હોય છે તે દાસવર્ગમાંના મૃત્યુ પામેલા લોકો જે આલસ્ય રહિત તેમજ પ્રમાણીક હોય છે ત્હેમને મળે છે અર્થાત્ તે પ્રમાણેના અવ્યવસ્થિત અન્નથી તેમની તૃપ્તી થાય છે. ૨૪૬.

आसपिण्डक्रियाकर्म द्विजातेःसंस्थितस्य तु ॥

अदैवंभोजयेच्छ्राद्धंपिण्डमेकंतुनिर्वपेत् ॥४७॥

દ્વિજ જાતી અર્થાત્ બ્રાહ્મણ, ક્ષત્રીય, અને વૈશ્ય વર્ણમાં મરણ પામેલાનું સપિંડીકરણ શ્રાદ્ધ થઇ રહે ત્યાં સુધી વૈશ્વદેવના બ્રાહ્મણો જુદા જમાડવા જોઇએ અને મરેલા આત્માની તૃપ્તીના અર્થે એક પ્રેત બ્રાહ્મણને ભોજન આપવું તેમજ એક એક પિંડ પણ આપવો. ૨૪૭.

सहपिण्डक्रियायां तु कृतायामस्य धर्मतः ॥

अनयैवावृता कार्यं पिण्डनिर्वपणं सुतैः ॥४८॥

સપિંડીકરણ શ્રાદ્ધ યથાવિધી કરી રહ્યા પછી પણ માસિક શ્રાદ્ધ કરવું જોઇએ. અને તે પ્હેલાં ઉનમાસીક અર્થાત્ જો વચમાં ક્ષયાતિથી આવતી હોય ત્યારે પુત્રોએ હમેશાં પિંડનું દાન આપવું અને શ્રાદ્ધ પણ કરવું જોઇએ. ૨૪૮.

श्राद्धं भुक्त्वा य उच्छिष्टं वृषलाय प्रयच्छति ॥

समूढोनरकंयातिकालसूत्रमवाक्शिराः॥४९॥

શ્રાદ્ધવિધીમાં ભોજન લેવાને માટે આમંત્રેલા બ્રાહ્મણોના જમતાં બાકી રહેલું ઉચ્છીષ્ટ અન્ન જે અજ્ઞાન માણુસ શુદ્રને આપે છે તે મહા પાપી થાય છે અને ત્હેના પાપના પરિણામે ઉંધે માથે કાલસુત્ર નામના ભયંકર નર્કમાં લટકતો રહે છે. ૨૪૯

श्राद्धभुग्वृषलीतल्पं तदहर्योऽधिगच्छति॥
तस्याःपुरीषेतन्मासंपितरस्तस्यशेरते ॥२५०॥

શ્રાદ્ધ ભોજનમાં જમી આવેલો બ્રાહ્મણ જો તેજ દિવસે વા રાતે કોઈ પણ સ્ત્રીના મોહમાં પડીને સંગ કરે છે તો તે અઘોર પાપકર્મ કરે છે અને ત્હેની શિક્ષામાં ત્હેના પિત્રિયો તેજ સ્ત્રીની વિષ્ટામાં એક માસ પર્યંત પડયા રહે છે માટે શ્રાદ્ધવિધીમાં ભોજન કરનાર બ્રાહ્મણ જમતાં પ્હેલાંની રાત્રીયે તેમજ જમી આવ્યા પછીની રાત્રીયે કદી પણ સ્ત્રી સંગ કરવો નહી. ૨૫૦.

पृष्ट्वा स्वदितमित्येवं तृप्तानाचामयेत्ततः ॥
आचान्तांश्चानुजानीयादभितोरम्यतामिति ॥५१॥

સઘળા બ્રાહ્મણો જ્યારે જમી રહ્યા હોય ત્યારે શ્રાદ્ધ કરનારે ત્હેમની સન્મુખ આવી સત્કારથી પુછવું કે स्वदितम् ? આપ સર્વ સારી રીતે જમ્યા છો ? અને ત્હેના ઉત્તરમાં જ્યારે તેઓ કહે કે तृप्ताः અમે સર્વ બરાબર તૃપ્ત થયા છીએ ત્યારે ત્હેમને સ્વચ્છ જળે આચમન કરાવવું અને પછી अभितोरम्यताम् હવે આપની કૃપા હોય તો અત્ર વા ઇચ્છા હોય ત્યાં પધારો એમ કહી ત્હેમને વિદાય કરવા. ૨૫૧.

स्वधास्त्वित्येवतंब्रुयुर्ब्राह्मणास्तदनन्तरम्॥
स्वधाकारःपराह्याशीःसर्वेषुपितृकर्मसु ॥५२॥

આ પ્રમાણે શ્રાદ્ધ કરાવનારની આજ્ઞા મળ્યા પછી બ્રાહ્મણોએ ત્હેને स्वधा શબ્દથી ત્હેને આશીર્વાદ આપવો અને પોતપોતાને માર્ગે જવું स्वधा શબ્દ શ્રાદ્ધવિધીમાં અવશ્ય વાપરવો કહેલો છે. ૨૫૨.

ततोभुक्तवतांतेषामन्नशेषंनिवेदयेत् ॥
यथाब्रुयुस्तथाकुर्यादनुज्ञातस्ततोद्विजैः॥५३॥

स्वधा શબ્દરૂપી આશીર્વાદ મેળવ્યા પછી શ્રાદ્ધ કરનારે જે કાંઇ પાક બ્રહ્મભોજન થયા પછી બાકી રહેલો હોય તે જમનાર બ્રાહ્મણોને બતાવવો અને પછી તે સંબંધી તેઓ જે આજ્ઞા આપે તે પ્રમાણે ત્હેની વ્યવસ્થા કરવી. ૨૫૩.

पित्र्येस्वदितमित्येववाच्यंगोष्ठेतुसुश्रुतम् ॥
संपन्नमित्यभ्युदयेदैवेरुचितमित्यपि ॥५४॥

પ્રત્યેક જુદી જુદી શ્રાદ્ધવિધીમાં બ્રાહ્મણોના જમ્યા પછી ત્હેમની તૃપ્તી થઇ છે કે નહી તે જાણવા માટેના જુદા જુદાજ પ્રશ્નો નીચે પ્રમાણે કહેલા છે. માતપિતાના શ્રાદ્ધમાં જમાડેલા બ્રાહ્મણોને હમેશા स्वदितम् આપ સર્વ સારી રીતે જમ્યા છો ? એમ પુછવું અને સાધારણ શ્રાદ્ધવિધીમાં પોતાના કુટુંબના માણુસોને જમાડયાં હોય તો सुश्रुतम् એ પ્રમાણે પુછી ત્હેમનો સંતોષ જાણવો, વૃદ્ધ શ્રાદ્ધમાં संपन्नम् ઠીક થયું છેને. એ પ્રમાણે પુછવું અને દેવશ્રાદ્ધમાં रुचितम् એ શબ્દથી પ્રશ્ન કરવો.૨૫૪

अपराह्णस्तथादर्भावास्तुसंपादनंतिलाः ॥
सृष्टिर्मृष्टिर्द्विजाश्चाग्र्याःश्राद्धकर्मसुसंपदः॥५५॥

વૃદ્ધિ શ્રાદ્ધને માટે પ્રાતઃકાળ કહેલો છે કારણે સ્મૃતિવાકય એમ કહે છે કે "प्रातर्वृद्धिनिमित्तकम्" અર્થાત્ વૃદ્ધિશ્રાદ્ધને માટે પ્રાતઃકાળ નિર્માણ કરેલો છે અને તે શીવાયનાં અન્ય શ્રાધ્ધોને માટે તો અપરાહ્ણ

અર્થાત્ ત્રીજો પ્હોર એટલે મધ્યાનકાળ તેજ યોગ્ય સમય છે અને ત્હેની સાથે મુખ્યત્વે કરીને અણીશુદ્ધ દર્ભ ઘાસ ગોમુત્ર આદિથી શુદ્ધ કરેલું સ્થળ, જવ જે પવિત્ર અન્ન કહેવાય છે તે, તલ અને બ્રહ્મ ભોજનમાં ઉદાર વૃત્તિ અને સારા પ્રતિષ્ઠિત વેદજ્ઞ બ્રાહ્મણોનું મંડળ રાખવાં જોઇએ કારણ કે તે સર્વે આખી શ્રાદ્ધવિધીને પવિત્ર કરનારાં ગણાય છે. ૨૫૫.

**दर्भाःपवित्रपूर्वाह्णोहविष्याणिचसर्वशः ॥**
**पवित्रंयच्चपूर्वोक्तंविज्ञेयाहव्यसंपदः ॥५६॥**

જેવી રીતે ઉપરની ચીજો શ્રાદ્ધવિધીમાં પવિત્ર ગણાયલી છે તેજ પ્રમાણે દેવકાર્યમાં દર્ભ, વેદના પવિત્ર મંત્રો, મધ્યાન્હ પ્હેલાંનો કાળ તેમજ જવ–તલ વિગેરે હવ્ય અન્ન અને પવિત્ર કર્મ તથા બુદ્ધિ એટલાંને પવિત્ર ગણેલાં છે. ૨૫૬.

**मुन्यन्नानिपयःसोमोमांसंयच्चानुपस्कृतम् ॥**
**अक्षारलवणंचैवप्रकृत्याहविरुच्यते ॥५७॥**

હવે હવ્ય દ્રવ્ય કોને કહેવાં તે કહેવાશેઃ—

વાનપ્રસ્થ ધારણ કરેલા મુનીજનોના આહારને યોગ્ય ધાન્ય, દુધ, સોમવલ્લીનો રસ, તાજુ વિકૃતિ થવા ન માંડી હોય તેવું માંસ, ક્ષાર રહિત લવણ એટલે હાથથી નહી બનાવેલું તેવું એટલે વરાગડું અથવા તો ખનીજ કહેવાતો સેંધવખાર આટલાં તે હવ્ય દ્રવ્ય ગણાય છે. ૨૫૭.

**विसृज्यब्राह्मणांस्तांस्तुनियतोवाग्यतःशुचिः॥**
**दक्षिणांदिशमाकाङ्क्षन्याचेतेमान्वरा**
**न्पितॄन् ॥५८॥**

ભોજન કરાવ્યા પછી વિધીપુર્વક બ્રાહ્મણોને વિદાયગીરી આપી શ્રાદ્ધ કરનારે સ્નાન કરીને શુદ્ધ ચિત્તે મૌન ધારણ કરીને દક્ષિણ દિશા તરફ મુખ કરીને પિત્રીયોની સ્તુતિ કરીને પોતાની ઇચ્છા પ્રમાણે વર માગવો. ૨૫૮.

**दातारोनोऽभिवर्द्धन्तांवेदाःसंततिरेवच ॥**
**श्रद्धाचनोमाव्यगमद्बहुदेयंचनोऽ**
**स्त्विति ॥५९॥**

વર માગવામાં અવશ્યે એટલું તો માગવું કે હે પિત્રિયો "અમારા કુળમાં દાતા પુરૂષોની તેમજ વેદનું અધ્યયન કરનારની, પુત્ર પૌત્રની વૃદ્ધિ થજો. અમારા કુટુંબીઓની દિનપ્રતિદિન વેદ ઉપરની આસ્થા વધતી જજો. તેમજ શ્રાદ્ધ કરવાને માટે અને અનાથને સહાય કરવાને માટે અમને વધારેને વધારે મળતું જજો. ૨૫૯.

**एवंनिर्वपणंकृत्वापिण्डांस्तांस्तदनन्तरम् ॥**
**गांविप्रमजमग्निंवाप्राशयेदप्सुवाक्षिपेत् ॥६०॥**

આ પ્રમાણે માગ્યા પછીના પીંડદાનના પીંડ પુનઃવાંછીત વર માગીને તે પીંડને ગાય, બ્રાહ્મણ અથવા બકરાંને ખવરાવવા અથવા તો અગ્નિ કે જળમાં નાંખી દેવા.૨૬૦

**पिण्डनिर्वपणंकेचित्परस्तादेवकुर्वते ॥**
**वयोभिःखादयन्त्यन्येप्रक्षिपन्त्यनलेऽ**
**प्सुवा ॥६१॥**

આ પીંડ દાનના પણ ભિન્ન ભિન્ન પ્રકાર જણાવ્યા છે. કેટલા આચાર્યો એવોજ મત ધરાવે છે કે બ્રહ્મભોજન પછી પીંડનું દાન આપવું. વળી કેટલાક આ પ્રમાણેના આપેલા પીંડ પક્ષીયોનેજ ખવડાવે છે જ્યારે અન્ય કેટલાક ગાય, બ્રાહ્મણ વા બકરાંને ખવરાવે છે અથવા તો અગ્નિ અથવા જળમાં નાંખી દે છે. ૨૬૧.

**पतिव्रताधर्मपत्नीपितृपूजनतत्परा ॥**

मध्यमंतुततःपिण्डमद्यात्सम्यक्सुतार्थिनी॥६२॥

જે સ્ત્રી ધર્મ, અર્થ, કામમાં મન અને વાણીથી પોતાનો પતીજ સેવા કરવાને યોગ્ય છે એમ જાણતી હોય અને જો તે પોતાની પતિની સવર્ણા હોય અથવા પ્રથમ સ્ત્રી હોય તો ત્હેને પોતાને પુત્ર મેળવવાની ઇચ્છા પરિપુર્ણ કરવાને માટે પૂર્ણ માનની લાગણીથી શ્રાદ્ધવિધીમાં પિતામહને અર્પણ કરેલા પીંડના મધ્ય ભાગનું ભોજન કરવું. ૨૬૨.

आयुष्मन्तंसुतंसूतेयशोमेधासमन्वितम् ॥
धनवन्तंप्रजावन्तंसात्विकंधार्मिकंतथा॥६३॥

કારણ કે તે પિંડનું ભોજન કરવાથી તે સ્ત્રીને ગર્ભ રહે છે અને જે પુત્ર ઉત્પન્ન થાય છે તે આયુષ્યવાન, યશસ્વી, બુદ્ધિવાન તેમજ ધનાઢ્ય અને સર્વે સારા ગુણવાળો થાય છે માટે સુપુત્રની ઇચ્છાવાળી સ્ત્રીએ હમેશાં તેમ કરવું તેજ ઉચિત છે. ૨૬૩.

प्रक्षाल्यहस्तावाचम्यज्ञातिप्रायंप्रकल्पयेत् ॥
ज्ञातिभ्यःसत्कृतंदत्त्वाबान्धवानपि
भोजयेत् ॥६४॥

પીંડદાન કરી રહ્યા પછી હાથ ધોઇ નાંખી સ્વસ્થ થઈ પોતાની જ્ઞાતીને જમાડવી, પોતાના પિતાના પક્ષના સંબંધીને જમાડવાં અને ત્યાર પછી યોગ્ય સત્કાર કરીને માતાનાં પક્ષના સગાં સંબંધીને જમાડવાં જેથી તેટલા દેવની પૂજા કર્યા જેટલું પુણ્ય થાય છે. ૨૬૪.

उच्छेषणंतुतात्तिष्ठेद्यावद्विप्राविसर्जिताः ॥
ततोगृहबलिंकुर्यादितिधर्मोव्यवस्थितः ॥६५॥

તે બ્રાહ્મણોના જમ્યા પછી જે કાંઇ વધ્યું હોય તે જ્યાં સુધી બ્રાહ્મણો વિદાય થાય ત્યાં સુધી રહેવા દેવું પણ પછી જે સ્થાનકે તેઓ જમવાને માટે બેઠેલા હોય તેને વાળી નાંખી સાફ કરી નાંખવું અને શુદ્ધ જળનું સિંચન કરીને શુદ્ધ કર્યા પછી શ્રાદ્ધ કર્મની પૂર્ણાહુતીને માટે શાસ્ત્રમાં કહ્યા પ્રમાણે, વૈશ્વદેવ, ગૃહબલિ, નિત્યશ્રાદ્ધ અને અતિથિનો સત્કાર વિગેરે કરવું એમ શ્રુતિમાં કહેલું છે. ૨૬૫.

हविर्यच्चिररात्राययच्चानन्त्यायकल्पते ॥
पितृभ्योविधिवद्दत्तंतत्प्रवक्ष्याम्य
शेषतः ॥६६॥

પિત્રિયોને આપવામાં આવતાં ભિન્ન ભિન્ન પ્રકારનાં અસંખ્ય દાનોમાંથી કયું દાન આપવાથી ઘણા લાંબા સમય સુધી તેઓ તૃપ્ત રહે છે તે હવે હું આપ સર્વને સંપૂર્ણરીતે કહું છું તે સાંભળો. ૨૬૬.

तिलैर्व्रीहियवैर्माषैरद्भिर्मूलफलेनवा ॥
दत्तेनमासंतृप्यन्तिविधिवत्पितरो
नृणाम् ॥६७॥

તલ, જવ, ડાંગેર, અડદ, શાક તથા ફળ ફળાદિના શાસ્ત્રોક્ત વિધી પ્રમાણે કરવામાં આવતાં દાનથી મનુષ્ય પિત્રિયો એક માસ સુધીની તૃપ્તિને પામે છે. ૨૬૭.

द्वौमासौमत्स्यमांसेनत्रीन्मासान्हारिणेनतु ॥
औरभ्रेणाथचतुरःशाकुनेनाथपञ्चवै ॥६८॥

પઢીત આદિ મત્સ્યો (માંછલાંઓ) ના દાનથી પિત્રિયોની બે માસ સુધી તૃપ્તિ થાય છે, તેમજ હરણના માંસથી ત્રણ તથા મેંઢા (ઘેટા) ના માંસથી ચાર અને દ્વિજાતી જેનો ભક્ષ્ય કરી શકે એવાં પક્ષીઓના માંસને અર્પણ કરવાથી પિત્રિયોની પાંચ માસ સુધીની તૃપ્તિ થાય છે. ૨૬૮.

षण्मासांश्छागमांसेनपार्षतेनचसप्तवै ॥
अष्टावेणस्यमांसेनरौरवेणनवैवतु ॥६९॥

બકરા તથા વાછડાના માંસના અર્પણ કરવાથી છ માસની તૃપ્તિને પામે છે અને પૃષત્ નામના ચિત્રમૃગના માંસના અર્પવાથી સાત માસની તૃપ્તી મળે છે અને 'એણુ' નામના હરણના માંસથી આઠ અને 'રૂરૂ' નામના મૃગના માંસ ભક્ષણથી તેઓની નવ માસ સુધીની તૃપ્તિ થાય છે. ૨૬૯.

दशमासांस्तुतृप्यन्तिवराहमहिषामिषैः ॥
शशकूर्मयोस्तुमांसेनमासानेकादशैवतु॥२७०॥

જંગલી સુવર તથા ભેંશના માંસના બલિદાનથી તેઓની દશ માસ પર્યંત તથા નાના પ્રાણીઓ જેવાં કે સસલાં, કાચબા વિગેરેના માંસના અર્પણ કરવાથી તેઓની અગીયાર માસ સુધીની તૃપ્તી થાયછે.૨૭૦

संवत्सरंतुगव्येनपयसापायसेनच ॥
वार्ध्रीणसस्यमांसेनतृप्तिर्द्वादशवार्षिकी ॥७१॥

ગાયના દુધ તેમજ ત્હેના બનાવેલા પાક (દુધપાક, ખીર) નાં થતાં ભોજનથી પિત્રિયોની બાર મહીના—એક વર્ષ સુધીની તૃપ્તિ થાય છે. પણ હમેશાં જળપાન કરવાથી તેમજ જળમાં સ્નાન કરવાથી જેના કાન, જીભ આદિ અંગો સ્વચ્છ—શ્વેત થઈ ગયાં હોય તેવા લાંબા કાનવાળા વૃદ્ધ બકરાના માંસથી બાર વર્ષ સુધી પિત્રિયો સંતોષને પામે છે. ૨૭૧.

कालशाकंमहाशल्काःखड्गलोहामिषंमधु ॥
आनन्त्यायैवकल्प्यन्तेमुन्यन्नानिच
सर्वशः ॥७२॥

कालशाक નામનું શાક આપવાથી તેમજ महाशल्क નામના મત્સ્યના દાનથી, તથા खड्ग ગેંડાના અને लोहामिष લાલ બકરૂ એમાંથી કોઇનું પણ માંસ આપવાથી, મધથી અને મુનીલોકોના આહારને યોગ્ય ધાન્ય અથવા જંગલમાં ઉત્પન્ન થતાં આહારને યોગ્ય ફળ ફળાદિના દાનથી અનંતકાળ સુધીની પિત્રિયોની તૃપ્તિ થાય છે. ૨૭૨.

यत्किंचिन्मधुनामिश्रंप्रदद्यात्तुत्रयोदशीम् ॥
तदप्यक्षयमेवस्याद्वर्षासुचमघासुच ॥७३॥

વર્ષાઋતુમાં જ્યારે મઘા નક્ષત્ર ચાલતુ હોય ત્યારે તેરસને દીવસે કોઈ માણસનો મધમાં ભેળવીને કાંઇ પણ અન્ન વસ્તુનું દાન પિત્રિયોને આપે છે તો ત્હેને ઘણુંજ ઉત્તમ જેનો નાશ થતો નથી તેવા ફળની પ્રાપ્તી થાય છે. ૨૭૩.

अपिनःसकुलेजायाद्योनोदद्यात्त्रयोदशीम् ॥
पायसंमधुसर्पिर्भ्यांप्राक्छायेकुञ्जरस्यच ॥७४॥

પિત્રિયો હમેશાં એવીજ ઇચ્છા રાખતા હોય છે હમારા કુળમાં એવો પુરૂષ ઉત્પન્ન થજો કે જે ઉપર જણાવ્યો તે પ્રસંગે એટલે વર્ષા ઋતુના મઘા નક્ષત્રને એટલે ભાદરવા માસના કૃષ્ણ પક્ષની તેરસને દીવસે જ્યારે ત્રણ પહોર દીવસ થઈ ગયો હોય ત્યાર પછી તે અમારો વંશજ અમનેમધમાં ભેળવીને કોઈ પણ વસ્તુનુ દાન કરે. ૨૭૪.

यद्यद्ददातिविधिवत्सम्यक्श्रद्धासमन्वितः ॥
तत्तत्पितॄणांभवतिपरत्रानन्तमक्षयम् ॥७५॥

પિતરોને જે જે દાન શ્રાદ્ધવિધીમાં શાસ્ત્રોક્ત વિધી પ્રમાણે પૂર્ણ શ્રદ્ધાવડે આપવામાં આવે છે ત્હેનું પરલોકમાં ઘણુંજ ફળ મળે છે અર્થાત્ તે તે સૌનું અનંત અને અક્ષય ફળ દાતાને પરલોકમાં મળે છે. ૨૭૫.

कृष्णपक्षेदशम्यादौवर्जयित्वाचतुर्दशीम् ॥
श्राद्धेप्रशस्तास्तिथयोयथैतानतथेतराः ॥७६॥

શ્રાદ્ધવિધી કરવાને માટે શ્રુતિમાં કૃષ્ણ

પક્ષની તીથીઓ અને તેમાં પણ દશમી, એકાદશી, દ્વાદશી, ત્રયોદશી અને અમાવાસ્યા એ પાંચને પ્રશસ્ત ગણેલી છે માટે આ તિથીમાં શ્રાદ્ધ કરવાથી ઘણું ફળ પ્રાપ્ત થાય છે. ૨૭૬.

युग्मासुकुर्वन्दिनर्क्षेषुसर्वान्कामान्समश्नुते ॥
अयुग्मासुपितृन्सर्वान्प्रजांप्राप्नोति पुष्कलाम् ॥७७॥

યુગ્મ તિથીયો એટલે દ્વિતિયા, ચતુર્થિ તેમજ યુગ્મ નક્ષત્ર એટલે ભરણી, રોહીણી વિગેરેમાં શ્રાદ્ધ કરવાથી શ્રાદ્ધ કરનાર વાંચ્છિત ફળ મેળવે છે અને અયુગ્મ અર્થાત્ વિષમ જેવી કે પ્રથમા, તૃતયા, પંચમી અને તેવાંજ વિષમ નક્ષત્રો એટલે અશ્વિની, કૃતિકા આદિ નક્ષત્રોમાં શ્રાદ્ધ કરવાથી શ્રાદ્ધ કરનારને ધન ધાન્ય, વિદ્યા કલા તથા પુત્ર પુત્રાદિની પ્રાપ્તિ થાય છે. ૨૭૭.

यथाचैवापरःपक्षःपूर्वपक्षाद्विशिष्यते ॥
तथाश्राद्धस्यपूर्वाह्णादपराह्णो विशिष्यते ॥७८॥

જ્યોતિષના નિયમ પ્રમાણે જેમ દરેક માસ શુકલ પક્ષથી શરૂ થાય છે અને ત્હેનું બીજુ પક્ષ કૃષ્ણ પક્ષ કહેવાય છે અને જેનું અપરપક્ષ અર્થાત્ કૃષ્ણપક્ષ શ્રાદ્ધને માટે ઘણુંજ યોગ્ય ગણાયછે તેમ દિવસનો ત્રીજા પ્હોર પછીનો બાકી રહેલો ઉતરાર્ધ ઘણોજ પ્રશસ્ત ગણાય છે અર્થાત્ પૂર્વાર્ધ કરતાં દિવસનો ઉત્તરાર્ધ ઘણોજ શ્રાદ્ધ કરવાને માટે લાયક ગણાય છે. ત્હેમાં શ્રાદ્ધ કરવાથી વધારે પુન્યની પ્રાપ્તિ થાય છે.૨૭૮

प्राचीनावीतिनासम्यगपसव्यमतन्द्रिणा ॥
पित्र्यमानिधनात्कार्यंविधिवद्दर्भ पाणिना ॥७९॥

શ્રાદ્ધ કરવામાં હમેશાં અપસવ્ય—જનોઈ જમણે ખભે ધારણ કરવું અને તે પ્રમાણે જનોઈ રાખી આલસ્યનો ત્યાગ કરીને જ્યાં સુધી વિધી પૂર્ણ થાય ત્યાં સુધી પિતૃતીર્થે સ્વસ્થચિત્ત રાખીને શ્રાદ્ધ કરવું૨૭૯

रात्रौश्राद्धंनकुर्वीतराक्षसीकीर्तिताहिसा ॥
संध्ययोरुभयोश्चैवसूर्येचैवाचिरोदिते॥२८०॥

શ્રાદ્ધ કરવાના સમયમાં હમેશાં રાત્રીનો વખત લેવો નહી કારણ કે તે સમયને રાક્ષસી સમય અર્થાત્ સર્વ પુણ્યકર્મનો નાશ કરનાર સમય કહેલો છે તેમજ સૂર્યાસ્ત, સૂર્યોદય અને સૂર્ય ઉદય થયા પછીનો તરતનો વખત પણ લેવો જોઇએ નહી. ૨૮૦.

अनेनविधिनाश्राद्धंत्रिरब्दस्येहनिर्वपेत् ॥
हेमन्तग्रीष्मवर्षासुपाञ्चयज्ञिकमन्वहम् ॥८१॥

ઉપર પ્રમાણેના નિયમોને અનુસરીને ગૃહસ્થીએ પ્રતિમાસે એક વારતો પિતરોને તૃપ્ત કરવાને માટે શ્રાદ્ધ કરવુંજ જોઇએ પણ તેમ જો ન બની શકે તો વરસની મુખ્ય ત્રણ ઋતુઓમાં એટલે હેમંત, ગ્રીષ્મ અથવા વર્ષા ઋતુમાં, કુંભ, વૃષ અથવા કન્યાના સૂર્ય સમયે શ્રાદ્ધ કરવું જોઇએ પણ પંચયજ્ઞતો હમેશાં 'एकमप्याशयेद्‌विप्रम्'એ વેદ વાક્યને અનુસરીને કરવોજ જોઇએ અને ત્હેની પૂર્ણાહુતીના નૈવેદ્યને માટે એક બ્રાહ્મણને હમેશાં જમાડવોજ જોઇએ. ૨૮૧.

नवैतृयाग्नियोहोमोलौकिकेऽग्नौविधीयते ॥
नदर्शेनविनाश्राद्धमाहिताग्नेर्द्विजन्मनः ॥८२॥

પિતરોની તૃપ્તિને માટે જે પિતૃયજ્ઞ કરવાનો હોય તે હંમેશાં પવિત્ર અગ્નીમાંજ કરવો જોઇએ. એટલે કે તે હોમ ઘરકામને માટે રાંધવા વિગેરે કાર્યોને માટે પ્રગટેલા અગ્નીમાં નહી કરતાં શ્રુતિના નિયમોને અ-

નુસરીને પ્રગટ કરેલા અગ્નિમાં કરવો અને જો તે પ્રમાણેનો અગ્નિ ઉત્પન્ન ન થઈ શકે તો પછી વેદજ્ઞ બ્રાહ્મણના હાથમાં યજ્ઞ કરવો અને જે બ્રાહ્મણ હમેશાં અગ્નિનું પુજન કરતો હોય-અગ્નિહોત્રી હોય ત્હેણેતો અમાવાસ્યા અથવા તો કૃષ્ણ પક્ષમાં દશમ પર્વની તીથીમાં હોમ કરવો પણ મૃત આહુતો અમાવાસ્યામાંજ કરવું જોઇએ. ૨૮૨.

यदेवतर्पयत्यद्भिःपितृन्स्नात्वाद्विजोत्तमः ॥
तेनैवकृत्स्नमाप्नोतिपितृयज्ञक्रियाफलम् ।८३।

આ પંચ યજ્ઞ જો ન કરી શકાયતો વેદજ્ઞ બ્રાહ્મણે, સ્નાન આદિથી શુદ્ધ થઇને શુદ્ધ જળનાં તર્પણ કરવાં જેથી પણ પિતરોની પૂર્ણ તૃપ્તિ થાય છે અને તે પણ પંચ યજ્ઞના ફળના જેટલુંજ ફળ આપેછે.૨૮૩

वसून्वदन्तितुपितृन्रुद्रांश्चैवपितामहान् ॥
प्रपितामहांस्तथादित्यान्श्रुतिरेषासना
तनी ॥ ८४ ॥

શ્રાદ્ધ કરનારે શ્રાદ્ધ કરતી વખતે પિતા વિગેરે પુર્વજોના ધ્યાનને માટે પિતા આદિ દેવતાઓનું ધ્યાન ધરવું જોઇએ કારણ કે શ્રુતિમાં એમ કહેલું છે કે પિતા તે वसु છે, પિતામહ (દાદા) તે रुद्र છે અને પ્રપિતામહ (પિતામહનો પિતા) તે आदित्य છે અર્થાત્ ઉપર પ્રમાણે પૂર્વજો દેવરૂપ છે માટે હમેશાં શ્રાદ્ધવિધીમાં ત્હેમનું ધ્યાન ધરવું જોઇએ. ૨૮૪.

विघसाशीभवेन्नित्यंनित्यंवामृतभोजनः ॥
विघसोभुक्तशेषंतुयज्ञशेषंतथामृतम् ।८५॥

શ્રાદ્ધ કરનારે હમેશાં શ્રાદ્ધ કર્યા પછી विघस् વા अमृत ભોજન કરવું જાઇએ. विघस् એટલે શ્રાદ્ધ ભોજન વિધીમાં બ્રહ્મ ભોજન કરાવ્યા પછી વધેલું શેષ અને अमृत એટલે દર્શપૌર્ણમાસ વિગેરે અગ્નિઓમાં કરવામાં આવતા હોમકર્મ પછી વધેલું અન્ન. ૨૮૫.

एतद्वोऽभिहितंसर्वंविधानंपाञ्चयज्ञिकम् ॥
द्विजातिमुख्यवृत्तीनांविधानंश्रूयता
मिति ॥ २८६ ॥

इति मानवेधर्मशास्त्रेभृगुप्रोक्तायांसंहितायां
तृतीयोऽध्यायः ॥ ३ ॥

આ પ્રમાણે જે ઉપર કહી તે પંચયજ્ઞ આદિ અન્ય યજ્ઞોની વિધી સમજવી હવે જે મુખ્ય ચાર વર્ણો છે અર્થાત્ બ્રાહ્મણ, ક્ષત્રીય, વૈસ્ય અને શુદ્ર તે લોકોને પોતપોતાના ગુજરાનને માટે શું કરવું તે હે મહા મુનીઓ આપ સર્વને હું ચોથા અધ્યાયમાં કહું છું તે શ્રવણ કરશો.

## ઇતિશ્રી મનુસ્મૃતિનો ત્રીજો અધ્યાય સમાપ્તઃ

## ॥ अथ चतुर्थोऽध्यायः ॥

चतुर्थमायुषोभागमुषित्वाद्यंगुरौद्विजः ॥
द्वितीयमायुषोभागंकृतदारोगृहेवसेत् ॥१॥

માણસે પોતાના આયુષ્યના ચોથા ભાગમાં એટલે શીશુવય (બાલ્યાવસ્થા) માં ગુરૂના ઘરમાં રહીને અભ્યાસ કરવો એટલે જ્યાં સુધી ત્યાં રહે ત્યાં સુધી ત્હેણે બ્રહ્મચર્ય વ્રત પાળવું અને ત્યાર પછીનો જે આયુષ્યનો બીજો ભાગ યુવાવસ્થા ત્હેમાં ઘરસંસાર માંડવો અર્થાત્ ગૃહસ્થાશ્રમ પાળવો. ૧.

अद्रोहेणैवभूतानामल्पद्रोहेणवापुनः ॥
यावृत्तिस्तांसमास्थायविप्रोजीवेदनापदि ॥२॥

બ્રાહ્મણે આપત્તિ વગરના સમયે કોઈ પણ જીવની હિંસા કર્યા વિના, પોતાના પંડનું, કુટુંબનું, નોકરનું તથા પંચ યજ્ઞનું પોષણ કરવું પણ જો દ્રોહ કર્યા વિના જીવન ચલાવાય તેમ નજ હોય તો અલ્પ દ્રોહજ કરવો પરંતુ જ્યાંસુધી બને ત્યાંસુધી તો કોઈ પણ જીવ પ્રાણીને પિડા વા દ્રોહ કર્યા વગરજ પોતાનો નિભાવ કરે જવો. ૨

यात्रामात्रप्रसिद्ध्यर्थंस्वैःकर्मभिरगर्हितैः ॥
अक्लेशेनशरीरस्यकुर्वीतधनसंचयम् ॥ ३ ॥

આત્મા તથા પોતાના કુટુંબ તેમજ પંચયજ્ઞના રક્ષણાર્થે ફક્ત શરીરના નીર્વાહના અર્થે નહી પણ સર્વને માટે એવાં સાધનો સ્વીકારવાં કે જેથી બે અર્થ સરાય. નિર્વાહ ચલાવાય અને કોઈ પણ જાતનાં અયોગ્ય કર્મ કર્યા શીવાય તેમજ શરીરે પીડા પામ્યા વિના દ્રવ્ય સંપાદન કરી શકાય. ૩.

ऋतामृताभ्यांजीवेत्तुमृतेनप्रमृतेनवा ॥
सत्यानृताभ्यामपिवानश्ववृत्त्याकदाचन ॥४॥

આપત્તિ રહીત સમયમાં બ્રાહ્મણે ऋत અથવા अमृत, मृत, अमृत અથવા प्रमृत, તેમજ सत्य અથવા अनृतથી પોતાની આજીવીકા ચલાવવી પણ श्ववृत्ति તો કોઈપણ સમયે સ્વીકારવીજ નહી. ૪.

ऋतमुञ्छशिलंज्ञेयममृतंस्यादयाचितम् ॥
मृतंतुयाचितंभैक्षंप्रमृतंकर्षणंस्मृतम् ॥ ५ ॥

ખેતર આદિ વાવેતરવાળી જગ્યાએથી અનાજનાં કણુસલાં ભોંયપર વેરાયલાં વીણી લઈને તેમાંથી દાણા કાઢી એકઠા કરવા તે ^ કહેવાય છે. આ પ્રમાણે સંગ્રહ કરેલા ધાન્યનું સત્યના જેટલું ફળ છે અને તે માટે ત્હેને ऋत કહેલું છે. જે ધાન્ય વગર માગે અનાયાસ આવી મળે છે તે અમૃત જેટલું સુખદાયક છે માટે તે પ્રમાણેના મળતાં ધાન્યથી આજીવિકા ચલાવવાની વૃતિને अमृत એવી સંજ્ઞા આપેલી છે અને કોઈની પાસે જઈને માગીને ધાન્ય મેળવવું તે મરવા સમાન કષ્ટદા ગણાય છે માટે તેવી ભિક્ષાવૃત્તિને मृत કહે છે. જે ધાન્ય ખેતી કરવાથી મળે છે તે प्रमृत કહેવાય છે કારણ કે જમીનમાં હળ નાંખવાથી ત્યાં સ્થાન કરી રહેલાં હજારો જીવ જંતુઓનો નાશ થાય છે માટે તે પ્રમાણેનું ધાન્ય ઘણુંજ દુઃખદાયક ફળ દેનાર કહેવાય છે. ૫.

सत्यानृतंतुवाणिज्यंतेनचैवापिजीव्यते ॥
सेवाश्ववृत्तिराख्यातातस्मात्तांपरिवर्जयेत् ॥६॥

વ્યાપાર જેમાં ઘણે ભાગે સત્યાસત્ય

બોલવું પડે છે ત્હેને સત્યાનૃત એવી સંજ્ઞા આપવામાં આવી છે, તેમજ જેમાં વણીકનાં સ્વાભાવીક વ્યાપાર રોજગાર તથા વ્યાજ વટંદરનો ઉતરતી પ્રતિનો વ્યવહાર સચવાય છે ત્હેનો પણ જો આપત્તિકાળ હોય તો કંઈ પણ બાધ ગણ્યા શીવાય બ્રાહ્મણે સ્વીકાર કરવો પરંતુ શેવા–નોકરી જેમાં પોતાના શેઠની તરફ દીનદ્રષ્ટીથી ત્હેની આજ્ઞાની રાહ જોઇ ઉભા રહેવું પડે છે તથા ત્હેની ધમકી ખમવી પડે છે. તેતો એક કુતરાની સ્થીતીના જેવીજ સ્થિતીના જેવી પરતંત્રતાવસ્થા છે માટે બ્રાહ્મણે કોઈ પણ પ્રકારની સખતમાં સખત આપત્તિ આવે તોપણ નોકરી કરવીજ નહી. ૬

**कुशूलधान्यकोवास्यात्कुम्भीधान्यकएववा ॥**
**त्र्यहैहिकोवापिभवेदश्वस्तनिकएववा ॥७॥**

ઈંટ આદિથી પાકી બાંધણીના કોઠારમાં ત્રણ વર્ષ વા તે ઉપરાંત ચાલે તેટલા સમયને માટે ધાન્ય ભરી રાખનારને **कुशूलधान्यक** કહેવાય છે, પરંતુ તેટલાં વર્ષ જેટલો સંચય સાથે ન કરાય તો જે એક વર્ષ ચાલે તેટલું અનાજ ભરી રાખે છે તેને **कुम्भीधान्यक** કહે છે. જે ફક્ત ત્રણ દિવસ રાત ચાલે તેટલાજ અન્નનો સંચય કરે છે ત્હેને **त्र्यहैहिक** કહે છે. જે ફક્ત એકજ દિવસના ધાન્યની ગોઠવણ કરે છે ત્હેને **स्वस्तनिक** કહે છે પણ જે આવતી કાલે શું ખાઈશું ત્હેની પણ દરકાર કરતો નથી પણ પોતાના ભાવી ઉપર આધાર રાખી તે દિવસનું તેજ દિવસે મેળવવા ઉપર આધાર રાખે છે ત્હેને **अश्वस्तनिक** કહેછે. ૭

**चतुर्णामपिचैतेषांद्विजानांगृहमेधिनाम् ॥**
**ज्यायान्परःपरोज्ञेयोधर्मतोलोकजित्तमः ॥८॥**

ઉપર ગણાવ્યા ત્હેમાંના બ્રાહ્મણોને પ્હેલાથી બીજો એમ ત્હેમના ક્રમ પ્રમાણે એકથી બીજાને વધારે ઉત્તમ જાણવો અર્થાત છેલ્લો તે સર્વથી શ્રેષ્ઠ છે કારણ કે ત્હેણે પોતાના સ્વાર્થ જીવીકા તરફ દુર્લક્ષ્ય બતાવી સૃષ્ટિ ઉપર પોતાની શક્તિને મુકેલી છે અર્થાત્ તે ધર્મને અનુસરનાર છે અને તેથી ત્હેને પોતાને કાલે શું થશે ત્હેની દરકાર–કાળજી કરવાની કાંઈ પણ આવશ્યકતા જણાતી નથી. ૮

**षट्कर्मैकोभवत्येषांत्रिभिरन्यःप्रवर्तते ॥**
**द्वाभ्यामेकश्चतुर्थस्तुब्रह्मसत्रेणजीवति ॥९॥**

ઉપર ગણાવ્યા તે **कुशूलधान्यक** આદિમાં જેને ઘણા બ્હોળા કુટુંબનું પોષણ કરવાનું હોય ત્હેણે ઉપર ગણાવી તે **ऋत, अयाचित, भिक्षा, खेती, वाणीज्य** વિગેરે છ પ્રકારની વૃત્તિઓથી પોતાનું ગુજરાન કરવું પણ જેને નાના કુટુંબનું પાલન કરવાનું હોય ત્હેણે **याजत, प्रतिग्रह** અને **अध्यापन** એ ત્રણ વૃત્તિથી પોષણ કરવું અને જેને ત્હેના કરતાં પણ ઓછાની જરૂર હોય ત્હેણે ફક્ત બે વૃત્તિઓ સ્વીકારવી અને ચોથા વર્ગવાળાએ ફક્ત એક વૃત્તિવડે પોતાનો નિર્વાહ કરવો. ૯

**वर्त[illegible]शिलोञ्छाभ्यामग्निहोत्रपरायणः ॥**
**[illegible]नान्तीयाःकेवलानिर्वपेत्सदा ।१०।**

**[illegible]** ખેતી કરવાનાં સ્થળે વપરાતાં પડેલાં અન્નનાં ડુંડાંમાંથી અનાજ વિણીને જે પોતાનો નિર્વાહ ચલાવતો હોય ત્હેણે પોતે અન્ય ધાન્યથી થનારાં કર્મોમાં પોતાની શક્તિ નહી હોવાથી હમેશાં કોઈ પણ પ્રકારે અગ્નિનું સેવન કરવું અથવા તો દર્શ પુર્ણ માસે કરવામાં આવતી તેમજ દરેક પર્વ અને અયનના અંતમાં કરવામાં આવતી ઇષ્ટી કરવી જોઇએ. ૧૦.

नलोकवृत्तंवर्तेतवृत्तिहेतोःकथंचन ॥
अजिह्मामशठांशुद्धांजीवेद्ब्राह्मणजीवि
काम् ॥११॥

બ્રાહ્મણે પોતાની આજીવિકાને અર્થે લોકોને પ્રિય થઈ પડે તેટલા માટે જુઠું બોલવું તેમજ ત્હેમને ખુશ કરવાને માટે કોઈ પણ રીતની અસત્ય વાર્તા કરવી નહી તેમજ પોતાનામાં જે ગુણ નથી તે ગુણ પોતાનામાં છે એમ કહી આત્મશ્લાઘા પણ ન કરવી તેમજ ખોટો આડંબર પણ ન રાખવો પરંતુ બ્રાહ્મણને જે યોગ્ય હોય તેજ વર્તન પ્રમાણે સદાચરણથી વર્તીને પોતાનો નિર્વાહ ચલાવવો. ૧૧.

संतोषंपरमास्थायसुखार्थीसंयतोभवेत् ॥
संतोषमूलंहिसुखंदुःखमूलंविपर्ययः ॥१२॥

ગૃહસ્થીએ પોતાના સુખને માટે હમેશાં પોતાના કુટુંબ પરીવારનું તેમજ પંચ યજ્ઞનું પોષણ થાય તેટલુંજ મેળવવાને માટે આતુર રહેવું પણ વધારે મેળવવાની સ્વાભાવિક વૃત્તિ ઉપર સંયમ રાખવો ત્હેને સંતોષ કહેલો છે અને સંતોષ તેજ આ દુનિયામાંના સર્વ સુખ વૈભવનું મુળછે અને પરલોકમાં પણ તેથી સ્વર્ગની પ્રાપ્તિ થાયછે અને સંતોષથી ઉલટો અસંતોષ તે સર્વ દુઃખનું મુળ છે કારણ કે આપણે જોઇએ તેટલું હોય છતાં વધારે મેળવવાની ઇચ્છા કરવાથી દેહને તેમજ મનને શ્રમ ઉત્પન્ન થાય છે અને તેના પરિણામે માનસીક તેમજ શારીરીક સુખાકારીમાં વિકાર ઉત્પન્ન થાય છે. ૧૨.

अतोऽन्यतमयावृत्त्याजीवंस्तुस्नातकोद्विजः ॥
स्वर्गायुष्ययशस्यानिव्रतानीमानिधारयेत् ॥१३॥

ઉપર કહી તે વૃત્તિઓમાંથી પોતાને માટેની યોગ્યાયોગ્ય વૃત્તિનો સ્વીકાર કરીને જે દ્વિજ પવિત્ર બ્રાહ્મણ શ્રુતિના નિયમો પ્રમાણે વર્તન કરીને પોતાનું ગુજરાન ચલાવે છે તે આ લોકનાં સર્વ સુખને અને કીર્તીને સંપાદન કરે છે અને મૃત્યુ પછી પરલોકમાં સ્વર્ગને પામે છે. ૧૩.

वेदोदितंस्वकंकर्मनित्यंकुर्यादतन्द्रितः ॥
तद्धिकुर्वन्यथाशक्तिप्राप्नोतिपरमांगतिम् ॥१४॥

પોતપોતાના વર્ણને તેમજ આશ્રમને અનુસરીને વેદમાં કહેલાં કર્મોને જે માણસ આલસ્યનો ત્યાગ કરીને પોતે શક્તિવાન હોય ત્યાંસુધી કર્યા કરે છે તે મરણ પછી પરમાગતિ અર્થાત્ અક્ષય મોક્ષને મેળવે છે. ૧૪.

नेहेतार्थान्प्रसंगेननविरुद्धेनकर्मणा ॥
नविद्यमानेष्वर्थेषुनार्त्यामपियतस्ततः ॥१५॥

ગાયનશાસ્ત્રમાં જે પ્રવીણ હોય છે પણ તે જો પોતાનો ધર્મ સમજતો હોયતો ત્હેણે જે પ્રસંગે પોતે ગાન તાન-નૃત્ય આદિ કરતો હોય ત્યાં ધનની આશા રાખી તેમ કરવુંજ નહી તેમજ શાસ્ત્ર જાણવા તેમજ ન જાણવાથી પણ કોઇ કામ શાસ્ત્ર વિરૂદ્ધ કરવાથી ધનનો લાભ મળો હોય તો તે ન કરવું તેમજ આમથી તેમથી દક્ષીણાનો સ્વીકાર કરીને ધનનો સંચય પણ ન કરવો જોઇએ. ૧૫.

इन्द्रियार्थेषुसर्वेषुनप्रसज्येतकामतः ॥
अतिप्रसक्तिंचैतेषांमनसासंनिवर्त्तयेत् ॥१६॥

વળી ઇંદ્રિય સુખ (રસ, રૂપ, ગંધ, સ્પર્શ અને વાસ) આ પંચેદ્રિય સુખમાં- પોતાની સ્ત્રી સાથે રતીવિલાસ કરવામાં પણ અત્યંત આશક્ત થવું નહી કારણ કે ઇંદ્રિય સુખ ચલીત છે અને તે ભોગવનારના

મનને પણ અશ્લીલ બનાવે છે જ્યારે તેના પરિણામે ભક્તિમાર્ગને ભુલતાં સ્વર્ગના સુખને પ્રાપ્ત કરાતું નથી માટે સ્વર્ગની પ્રાપ્તિ કરવાને ઈચ્છા રાખનારે મન ઉપર બરાબર સંયમ રાખીને ઇંદ્રિયોને વશ થવું નહી.૧૬.

सर्वान्परित्यजेदर्थान्स्वाध्यायस्यविरोधिनः॥
यथातथाध्यापयंस्तुसाह्यस्यकृतकृत्यता॥१७॥

બ્રાહ્મણ વર્ણમાં જન્મ પામ્યા પછી જીવતરનું ખરૂં સાર્થકતો વેદાભ્યાસથીજ થાય છે માટે તેવા માણસે હમેશાં મોટા ગૃહસ્થીઓ પાસે તેમજ અન્ય તવંગર ખેડુત આદિની પાસે જવાનો ઝાઝો પરિચય રાખવો નહી પરંતુ વેદના નિયમ પ્રમાણે આપણું તેમજ આપણી સાથે હોય ત્હેનું પોષણ કેમ કરાય તેટલી ચિંતા રાખીને અહોરાત્ર વેદનું અધ્યયન કરવું. ૧૭.

वयसःकर्मणोऽर्थस्यश्रुतस्याभिजनस्यच॥
वेषवाग्बुद्धिसारूप्यमाचरन्विचरेदिह।१८।

ગૃહસ્થીએ પોતાની અવસ્થા, કર્મ, ધન, વેદાભ્યાસ તેમજ કુટુંબને અનુસરીને તેને છાજતાં વસ્ત્રાભુષણ પરિધાન કરવાં અર્થાત્ ચુવામાં હમેશાં ગંધ લેપ આદિ કરવા તેમજ કંઠમાં માળા વિગેરે પહેરવાં તેમજ સર્વને પ્રિય અર્થાત સભ્ય ભાષણ કરવું. ૧૮

बुद्धिवृद्धिकरण्याशुधन्यानिचहितानिच॥
नित्यंशास्त्राण्यवेक्षेतनिगमांश्चैववैदिकान्।१९॥

ત્હેણે હમેશાં વેદનું પ્રતિપાદન કરનારાં તેમજ બુદ્ધિને વધારનારાં વ્યાકરણ, મિમાંસા, સ્મૃતિ, પુરાણ, ન્યાય વિગેરે સારા સારા ગ્રંથકારોના ઉત્તમ પુસ્તકોનું મનન કરવું, ધન આપનારાં શાસ્ત્રો જેવાં કે ગાર્હસ્પત્ય, ઔશનસ વિગેરે શાસ્ત્રો તથા હિત વધારનાર સુખી થવાને માટે તેમજ અન્યને સુખી કરવાને માટે ઉપયોગનાં થઈ પડે તેવાં વૈદકશાસ્ત્ર, જ્યોતિષ અને જે શાસ્ત્રોમાં વેદનો અર્થ દર્શાવેલો હોય અથવા વેદનાં પ્રમાણોની સમજુત આપેલી હોય તેવાં નિગમનામ ગ્રંથો હમેશાં વાંચવા. ૧૯.

यथायथाहिपुरुषःशास्त्रंसमधिगच्छति॥
तथातथाविजानातिविज्ञानंचास्यरोचते।२०।

જેમ જેમ પુરૂષ વધારે ને વધારે ઉંડો શાસ્ત્રમાં ઉતરતો જાય છે અને સમજીને ત્હેના સિદ્ધાન્તો ધ્યાનમાં રાખતો જાય છે તેમ તેમ તે વધારે ને વધારે જ્ઞાન સંપાદન કરે છે અને ભિન્ન ભિન્ન વિષયોનું જ્ઞાન મેળવવાને ઉત્સુક થતો જાયછે જે સર્વને લીધે ત્હેની બુદ્ધિ દીપી નીકળે છે. ૨૦.

ऋषियज्ञंदेवयज्ञंभूतयज्ञंचसर्वदा॥
नृयज्ञंपितृयज्ञंचयथाशक्तिनहापयेत्॥२१॥

વેદના કહેવા પ્રમાણે હમેશાં દ્વિજે ઋષિયજ્ઞ, દેવયજ્ઞ, ભૂતયજ્ઞ, પિતૃયજ્ઞ અને નૃયજ્ઞ એ પાંચ યજ્ઞોતો કરવાજ જોઇએ.૨૧

एतानेकेमहायज्ञान्यज्ञशास्त्रविदोजना॥
अनीहमानाःसततमिन्द्रियेष्वेवजुह्वति।२२॥

ગૃહસ્થના ઉપર પ્રમાણે બાહ્ય તથા અંતર શુચિને માટેનાં પાંચ યજ્ઞોની રીત જાણ્યા છતાં કેટલાક જ્ઞાની પુરૂષો જે બ્હારથી ચેષ્ટા બતાવવાને ઈચ્છતા નથી તેઓ તે પંચ યજ્ઞો પોતાની પંચેન્દ્રિય ઉપર સંયમ રાખીને કરે છે જેથી પણ એટલુંજ ફળ પ્રાપ્ત થાય છે. ૨૨.

वाच्येकेजुह्वतिप्राणंप्राणेवाचंचसर्वदा॥
वाचिप्राणेचपश्यन्तोयज्ञनिर्वृत्तिमक्षयाम्।२३।

કોઈક જેને વેદનું પૂર્ણ જ્ઞાન છે અર્થાત્ બ્રહ્મજ્ઞાની છે તે પોતાના પ્રાણ વાયુમાંજ વાણીથી પંચ યજ્ઞ કરીને અમૃત આ-

હુતિઓને અર્પે છે જેથી અક્ષય ફળને પ્રાપ્ત કરે છે. ૨૩.

ज्ञानेनैवापरेविप्रायजन्त्येतैर्मखैःसदा ॥
ज्ञानमूलांक्रियामेषांपश्यन्तोज्ञानचक्षुषा॥२४॥

કેટલાક બ્રહ્મનિષ્ઠ બ્રાહ્મણો પોતે વેદજ્ઞ હોવાથી જાણે છે કે સર્વ યજ્ઞનું મુળ વેદનુ જ્ઞાન છે માટે ત્હેને પોતાનો મુખ્ય આધાર ગણીને તે જ્ઞાનથીજ દરેક યજ્ઞની શરૂઆત કરે છે અર્થાત્ પોતાના અંતર આત્માની શુદ્ધિના પ્રભાવે ત્હેમને પોતે જે જે કર્મ કરે છે તેના પુન્ય પાપનું ભાન થયા કરે છે. ૨૪.

अग्निहोत्रंचजुहुयादाद्यन्तेद्युनिशोःसदा ॥
दर्शेनचार्धमासान्तेपौर्णमासेनचैवहि ॥२५॥

દ્વિજે ઉદિત હોમ પક્ષમાં દિવસ તેમજ રાત્રીની શરૂઆતમાં તેમજ અનુદિત હોમ પક્ષમાં રાત્રી તેમજ દિવસના પુરા થતાં હોમ કરવો અને શુક્લપક્ષ તેમજ કૃષ્ણપક્ષના અંતમાં પણ હોમ કરવા. દરેક શુકલ પક્ષના અંતે એટલે પુણિમાને દિવસે પૌર્ણમાસ નામના કર્મવડે તથા દરેક કૃષ્ણ પક્ષના અંતના દિવસે એટલે અમાસને દિવસે દર્શ નામકર્મથી હોમ કરવો આ પ્રમાણેના પ્રત્યેક પક્ષનો એક એવા બે દર્શ પૌર્ણમાસ હોમ કરવા જોઇએ. ૨૫.

सस्यान्तेनवसस्येष्ट्यातथर्त्वन्तेद्विजोऽध्वरैः॥
पशुनात्वयनस्यादौसमान्तेसौमिकैर्मखैः॥२६॥

પ્હેલાંના સંચય કરેલા ધાન્યના પુરા થવા પહેલાં વા પછી નવું ધાન્ય આવે ત્યારે ત્હેની પહેલવહેલી આહુતિ આપવી જેથી અગ્નિ સંતુષ્ટ થાય અને ભવિષ્યમાં ત્હેનો સારો પાક નીવડે અને જ્યારે ઋતુ પુરી થાય ત્યારે ચાતુર્માસ યજ્ઞ કરીને આહુતિઓ આપવી તેમજ પ્રતિ વર્ષની જે ઉત્તર અથવા દક્ષિણ અયન ત્હેની પ્રત્યેકની શરૂઆતમાં પશુનો ભોગ આપીને અર્થાત્ પશુબંધ નામનો યજ્ઞ કરવો અને શિશિર ૠતુ પુરી થતાં અર્થાત્ વર્ષના અંતમાં જયારે વસંતની શરૂઆત થવાની હોય ત્યારે સોમવલ્લીના રસ વિગેરેથી જ્યોતિષ્ટોમ નામનો યજ્ઞ કરવો. ૨૬.

नानिष्ट्वानवसस्येष्ट्यापशुनाचाग्निमान्द्विजः ॥
नवान्नमद्यान्मांसंवादीर्घमायुर्जिजी

विषुः ॥ २७ ॥

અગ્નિહોત્રી જે હંમેશાં નિયમિત રીતે અગ્નિનું પુજન કરતો હોય તે જો સારા આયુષની ઇચ્છા રાખતો હોય તો કોઈપણ નવા ધાન્યનો હોમ અગ્નિમાં કર્યા શિવાય તે ધાન્ય તેણે ખાવું નહી તેમજ પશુનો ભોગ આપ્યા વિના માંસનો ભક્ષ કરવો નહી. ૨૭.

नवेनानर्चिताह्यस्यपशुहव्येनचाग्नयः ॥
प्राणानेवात्तुमिच्छन्तिनवान्नामिषगर्द्धिनः॥२८॥

કારણ કે તે પ્રમાણેના નવા અન્ન વા પશુથી અગ્નિની તૃપ્તિ ન થાય તો તે અગ્નિ જે અન્ન અને માંસ ભક્ષણને માટે ઘણો આતુર હોય છે તે અગ્નિહોત્રીનો પ્રાણ લેવાને માટે તલપ્યા કરે છે અને કવચિત તેવાં દાન નહી કરવાથી અગ્નિહોત્રીના પોતાનાજ આયુષ્યનો ઘટાડો થાય છે. ૨૮.

आसनाशनशय्याभिरद्भिर्मूलफलेनवा ॥
नास्यकश्चिद्वसद्गेहेशक्तितोऽनर्चितो

ऽतिथिः ॥ २९ ॥

ગૃહસ્થીના ઘરમાં જો કોઈ અતિથી આવી ચઢે તો હમેશાં ત્હેનો ભોજન, આસન, શય્યા, જળ, ફળ વિગેરેથી યોગ્ય સત્કાર થવોજ જોઇએ. ૨૯.

पाषण्डिनोविकर्मस्थान्बैडालव्रतिकाञ्छठान्॥
हैतुकान्बकवृत्तींश्चवाङ्मात्रेणापिनार्चयेत् ॥ ३० ॥

પરંતુ જે અતિથીમાં પાખંડ અર્થાત્ વેદના નિયમો વિરૂદ્ધનાં વર્તનનાં ચિન્હ જણાતાં હોય, તેમજ માંજારવૃત્તિ હોય એટલે કે જ્યાંથી ત્યાંથી ભિક્ષા એકત્ર કરવાનોજ હેતુ હોય, નિષેધ કર્મનો કરનાર હોય બગભક્ત હોય અર્થાત્ બ્હારથી પોતે મોટો ભગત છે એવાં ચિન્હ જણાવતો હોય અને ત્હેના ઢોંગથી અન્ય અધર્મ કાર્યો કરતો હોય તેમજ જે શઠ કહેતાં લુચ્ચો લફંગો હોય એટલે વેદનાં પ્રમાણોની વિરૂદ્ધ તકરાર કરીને જે પોતાનો વ્યવહાર ચલાવતો હોય તેવો અતિથી પોતાના ઘર આગળ આવી ચઢે તો બોલવાથી પણ ત્હેનો સત્કાર કરવો નહી. ૩૦.

वेदविद्याव्रतस्नाताञ्छ्रोत्रियान्गृहमेधिनः ॥
पूजयेद्धव्यकव्येनविपरीतांश्चवर्जयेत् ॥३१॥

ગૃહસ્થે જે માણસે વેદનો પુરેપુરો અભ્યાસ કર્યો છે પણ વ્રતનો નથી કર્યો અને તેવો માણસ જેને વિદ્યા સ્નાતક કહેવાય છે તે, અને જે માણસે વ્રત પુરાં કર્યાં છે અને વેદ નથી કર્યો તથા જેને વ્રતસ્નાતક કહેવાય છે તે તથા જેણે વેદ અને વ્રત બેઉને પરિપુર્ણ કર્યા છે તેવા વિદ્યા, વ્રતસ્નાતક જે ત્રણે શ્રોત્રિય કહેવાય છે તેમને હવ્ય આદિથી યોગ્ય રીતે પુજવા. પરંતુ આ ત્રણમાંથી એક પણ ગુણ જેનામાં ન હોય તેવાનીતો કોઈ પણ દિવસે પુજા કરવીજ નહી. ૩૧.

शक्तितोऽपचमानेभ्योदातव्यंगृहमेधिना ॥
संविभागश्चभूतेभ्यःकर्तव्योऽनुपरोधतः ॥३२॥

ગ્રહસ્થી જે બ્રહ્મચારી-સન્યાસી વા અતિથી પોતપોતાના ખાવાના પદાર્થોને રાંધતા ન હોય અર્થાત્ પોતપોતાનું રાંધીને જમતા ન હોય તેવું તે પ્રમાણે વેદના નિયમને અનુસરીને અથવા તો ફક્ત પાખંડથીજ કર્ત્તા હોય તોપણ હમેશાં પોતાની શક્તિ પ્રમાણે ત્હેમનો સત્કાર કરવો અને પોતાના કુટુંબના ખાતા કરતાં અન્ન-ફળ જળ આદિ જે પદાર્થો વધ્યા હોય તે વડે તેમનું અને જીવ નિર્જિવ સૃષ્ટીનું પોષણ કરવું. ૩૨.

राजतोधनमन्विच्छेत्संसीदन्स्नातकःक्षुधा॥
याज्यान्तेवासिनोर्वापिनत्वन्यतइति स्थितिः ॥३३॥

સ્નાતક દ્વિજ બ્રાહ્મણ જો ક્ષુધાથી પીડીત હોય અને ધનની ઇચ્છા રાખતો હોય તો ત્હેણે પ્રથમ ક્ષત્રીય પાસે યાચવું અને ત્હેના અભાવે પોતાના યજમાન તથા શિષ્યની પાસે માગવું અને તેમાં નિષ્ફળ જતાં પોતાના સવર્ગીય પાસે જવું પણ જ્યારે આ સર્વમાં તે નિષ્ફળજ થાય ત્યારે તો આપત્તિમાં હોવાથી ત્હેણે ગમે ત્હેની પાસેથી મળતી સહાયનો સ્વીકાર કરવો પરંતુ વેદના નિયમ પ્રમાણેતો ત્હેણે પ્રથમ કહ્યા તે ત્રણની પાસેજ યાચવા જવું. ૩૩.

नसीदेत्स्नातकोविप्रःक्षुधाशक्तःकथंचन ॥
नजीर्णमलवद्वासाभवेच्चविभवेसति॥३४॥

વિદ્યા વિગેરેથી યુક્ત સ્નાતક બ્રાહ્મણે જો પોતાને રાજા જેવો મળેલો હોય તો ક્ષુધાથી પીડા ખમવી નહી તેમજ પોતે ધન મેળવવાને માટે સમર્થ છે એમ હોય તો જુનાં તેમજ મેલાં વસ્ત્રાભુષણ પરિધાન કરવાં નહી. ૩૪.

क्लृप्तकेशनखश्मश्रुर्दान्तःशुक्लाम्बरःशुचिः॥

स्वाध्यायेचैवयुक्तःस्यान्नित्यमात्महितेषुच ॥ ३५ ॥

ત્હેણે હમેશાં વાળ, નખ, દાઢી, મુછ વગેરે નિયમીત રીતે કતરાવવાં તેમજ તપ વિગેરે વ્રતનો કલેશ (દમન) ખમવાને માટે શક્તિવાન થવું, સફેદ વસ્ત્ર ધારણ કરવાં, પોતાના પંડને બ્હારથી તેમજ અંદરથી શુદ્ધ રાખવો, વેદના અભ્યાસમાં હમેશાં મન રાખવું તેમજ પોતાની તંદુરસ્તીને સુખ કરનાર ઔષધનું હમેશાં સેવન કરવું.૩૫

वैणवींधारयेद्यष्टिंसोदकंचकमण्डलुम् ॥
यज्ञोपवीतंवेदंचशुभेरौक्मेचकुण्डले ॥३६॥

પોતાની પાસે એક વાંસની લાકડી, નિર્મળ જળથી પૂર્ણ કમંડળ, યજ્ઞોપવિત (જનોઈ) અને બંને કર્ણમાં સુવર્ણનાં કુંડળ ધારણ કરવાં. ૩૬.

नेक्षेतोद्यन्तमादित्यंनास्तंयान्तंकदाचन ॥
नोपसृष्टंनवारिस्थंनमध्यंनभसोगतम् ॥३७॥

ત્હેણે ઉદય પામતા તેમ જ અસ્ત થતા અને મધ્યાન્હના અને સૂર્ય ગ્રહણ વીગેરેમાં જ્યાં સૂર્ય ઘેરાયલા જેવો દેખાતો હોય ત્યારે જોવો નહી. સૂર્યનો પરછાયો અર્થાત્ પાણીમાં પડેલા ત્હેના પ્રતિબિંબનું પણ દર્શન કરવું નહી. ૩૭.

नलङ्घयेद्वत्सतंत्रींनप्रधावेच्चवर्षति ॥
नचोदकेनिरीक्षेतस्वंरूपमितिधारणा ॥३८॥

જે દોરડાથી વાછડાને બાંધવામાં આવતુ હોય (ગાળીયું) ત્હેને ત્હેણે ઓલંગવું નહી, વર્ષામાં જ્યારે વરસાદ વરસતો હોય ત્યારે ત્હેમાં આમ તેમ દોડાદોડ કરવી નહી અને પોતાનો પરછાયો પણ પાણી વીગેરેમાં જોવો નહી. ૩૮.

मृदंगांदैवतंविप्रंघृतंमधुचतुष्पथम् ॥
प्रदक्षिणानिकुर्वीतप्रज्ञातांश्चवनस्पतीन् ॥३९॥

રસ્તામાં જો ગૃહસ્થીને માટીનો ટેકરો, ગાય, પાષાણ અથવા ધાતુ વિગેરેથી બનાવેલી દેવતાઓની મુર્તી, બ્રાહ્મણ, પ્રવાહી પદાર્થ (ઘી તથા મધ) ભરેલું વાસણ, ચાર સરીયામ માર્ગ એકઠા થતા હોય તેવું સ્થળ મ્હોટાં જુનાં વૃક્ષ જેવાં કે વડ પીપળા વીગેરે મળે તો હમેશાં ત્હેની પ્રદક્ષીણા કરીને આગળ ચાલવું. ૩૯.

नोपगच्छेत्प्रमत्तोऽपिस्त्रियमार्तवदर्शने ॥
समानशयनेचैवनशयीततयासह ॥४०॥

કામની વ્યથાથી મહા પીડીત હોય તો પણ ત્હેણે રજસ્વળા સ્ત્રીની સાથે સંભોગ કરવો નહી તેમજ એક શય્યામાં શયન પણ કરવું નહી. ૪૦.

रजसाभिप्लुतांनारींनरस्यह्युपगच्छतः ॥
प्रज्ञातेजोबलंचक्षुरायुश्चैवप्रहीयते ॥४१॥

કારણ કે રજસ્વળા સ્ત્રી સાથે ભોગ કરનાર ઘણાંજ માઠાં પરિણામ ભોગવે છે, ત્હેની બુદ્ધિ ઘટે છે, તેજ કમી થાય છે, ને બલ હિણુ થાય છે, ચક્ષુની શક્તિ પણ નિસ્તેજ પડે છે અને ત્હેનું આયુષ્ય ક્ષીણ થાય છે. ૪૧.

तांविवर्जयतस्तस्यरजसासमभिप्लुताम् ॥
प्रज्ञातेजोबलंचक्षुरायुश्चैवप्रवर्धते ॥ ४२ ॥

અને જે માણસ હમેશાં રજસ્વળા સ્ત્રીનો ત્યાગ કરે છે અને નિયમિત રીતે પોતાના વ્રતને પાળતો હોય છે ત્હેની બુદ્ધિ, તેજ, બળ, ચક્ષુતેજ અને આયુષ્ય નિયમિત રીતે વૃદ્ધિને પામે છે. ૪૨.

नाश्नीयाद्भार्ययासार्धंनैनामीक्षेतचाश्नतीम् ॥
क्षुवतींजृम्भमाणांवानचासीनांयथासुखम् ॥ ४३ ॥

સ્ત્રીની સાથે એકજ ભાણામાં કોઈ પણ સ્થળે ભોજન કરવું નહી તેમજ ત્હેને જમતી વખતે, છીંક ખાતી હોય તે વખતે, તેમજ જ્યારે એશઆરામથી બે પરવા અર્થાત્ વસ્ત્ર બરાબર પ્હેર્યા વિના (અવ્યવસ્થીત) હોય ત્યારે જોવી નહી. ૪૩.

नाञ्जयन्तीं स्वके नेत्रे न चाभ्यक्तामनावृताम् ॥
नपश्येत्प्रसवन्तींचतेजस्कामोद्विजोत्तमः॥४४॥

જે દ્વિજ પોતાના બ્રહ્મતેજની અભિવૃદ્ધિ કરવાને ઉત્સુક હોય ત્હેણે પરસ્ત્રીનું જ્યારે તે અંજન કરતી હોય માથે વા શરીરે તૈલાદિક સુગંધી પ્રવાહીનું લેપન કરતી હોય અથવા તો પોતાના કમખા વા ચોળી રહીત હોય ત્યારે અને પ્રસવ સમયે સ્ત્રીનુ દર્શન કરવુ નહી. ૪૪.

नाश्नीयादेकवासाननग्नःस्नानमाचरेत् ॥
नमूत्रंपथिकुर्वीतनभस्मनिनगोव्रजे ॥४५॥

એકજ વસ્ત્ર પ્હેરીને ભોજન કરવું નહી અર્થાત્ ભોજન કરતી વખતે પહેરેલા વસ્ત્ર ઉપરાંત ખભા ઉપર ઉપવસ્ત્ર તરીકે એક રૂમાલ પણ નાંખવો જોઇએ. નગ્ન થઇને સ્નાન પણ કરવું નહી કોઈ પણ સમયે માર્ગમાં નિર્લજપણે પેશાબ કરવા બેસવું નહી, તેમજ જે જે સ્થળોમાં ભસ્મ આદિ મુકવામાં આવતી હોય તેમજ ગાય, વાછડાંઓને બાંધવાની જગ્યાએ મળમુત્ર કરવાને બેસવું નહી. ૪૫.

नफालकृष्टेनजलेनचित्यांनचपर्वते ॥
नजीर्णदेवायतनेनवल्मीकेकदाचन ॥४६॥

હળથી ખેડવામાં આવેલા ખેતરમાં, જળાશય–નદી, નાળાં વીગેરે જ્યાં પાણીનો પ્રવાહ હોય ત્હેમાં, ઇંટથી બનાવેલાં અગ્નીસ્થળો–કુંડમાં, પર્વતપર, જીર્ણ થઈ ગયેલાં દેવાલયોમાં, તેમજ બાળવાને માટે ભરી રાખેલા લાકડાં–બળતણની ગંજીઓ ઉપર મળમુત્રનો ત્યાગ કરવો નહી. ૪૬.

नससत्त्वेषुगर्तेषुनगच्छन्नपिचस्थितः ॥
ननदीतीरमासाद्यनचपर्वतमस्तके ॥४७॥

જ્યાં આગળ ઉંડા ખાડાઓમાં ગંદાં પાણી કચરો વિગેરે પડેલાં હોય અને અસંખ્ય જીવો ઉભરાતા હોય તેવાં સ્થળોમાં ચાલતાં ચાલતાં, ઉભાઉભા, નદિના કિનારા ઉપર, પર્વતના શિખર ઉપર એટલાં સ્થળમાં મળમુત્ર કરવાં નહી. ૪૭.

वाय्वग्निविप्रमादित्यमपःपश्यंस्तथैवगाः ॥
नकदाचनकुर्वीतविण्मूत्रस्यविसर्जनम् ॥४८॥

તેમજ ખુલ્લા મેદાનમાં જ્યાં પવન ઘણો જ વાતો હોય, જ્યાં અગ્ની પડેલો હોય, સૂર્યનો તાપ–પ્રકાશ પડેલો હોય, પાણી વહેતુ હોય તેમજ બ્રાહ્મણ કે ગાયો ઉભાં હોય તેવા સ્થળે તેઓ જોઇ શકે તે પ્રમાણે કોઈ પણ સમયે મળમુત્રનો ત્યાગ કરવો નહી. ૪૮.

तिरस्कृत्योच्चरेत्काष्ठलोष्टपत्रतृणादिना ॥
नियम्यप्रयतोवाचंसंवीताङ्गोऽवगुण्ठितः॥४९॥

જે જમીન ઉપર મળમુત્ર કરવાને માટે બેસવું હોય તે સ્થળને પ્હેલાં સુકા લાકડાના ટુકડાથી–છોડીયાંથી સુકાં ખરી પડેલાં પાંદડાંથી ઢાંકી દેવું અને તેમ કર્યા પછી આખા શરીરે બરાબર વસ્ત્ર ઓઢીને તેમજ મસ્તક ઉપર પણ રૂમાલ વા કપડું લપેટીને મૌન ધારણ કરીને મળ વા મુત્રનો ત્યાગ કરવાને માટે બેસવું. ૪૯.

मूत्रोच्चारसमुत्सर्गंदिवाकुर्यादुदङ्मुखः ॥
दक्षिणाभिमुखोरात्रौसंध्ययोश्चयथा
दिवा ॥ ५० ॥

દિવસે તથા જ્યારે પ્રાતઃસંધ્યા સમય હોય અર્થાત્ સૂર્યોદય વખતે તેમજ સાયંમ

સંધ્યા–સૂર્યાસ્ત વખતે ઉત્તર દિશા તરફ મુખ કરીને મળમુત્રનો ત્યાગ કરવાને બેસવું પણ જ્યારે રાત્રિ હોય ત્યારે તો દક્ષિણ દિશા તરફ મુખ રાખીને બેસવું. ૫૦.

छायायामन्धकारे वा रात्रावहनि वा द्विजः ॥
यथासुखमुखः कुर्यात्प्राणबाधाभयेषु च ॥५१॥

રાત્રીના સમયે તેમજ અંધકારમાં, દિવસે ગીરી ગુફાના અંધકારમાં જ્યાં દિશાનુ બરાબર અનુમાન થઇ શકતું ન હોય તેવા સ્થળે તેમજ જે જગ્યાએ જીવની હાની થવાને સંભવ હોય અર્થાત્ તસ્કર તેમજ હીંસક પ્રાણીયો વાસ કરતાં હોય તેવે સ્થળે ઠીક લાગે તે દિશા તરફ મોં ફેરવી મળમુત્રનો ત્યાગ કરવો. ૫૧.

प्रत्यग्निं प्रतिसूर्यं च प्रतिसोमोदकद्विजान् ॥
प्रतिगां प्रतिवातं च प्रज्ञा नश्यति मेहतः ॥५२॥

જે માણસ અગ્નિ, સૂર્ય, ચંદ્ર, પાણી, બ્રાહ્મણ, ગાય, પવન આટલાંના સમક્ષ મળમુત્રનો ત્યાગ કરે છે ત્હેની બુદ્ધિનો નાશ થાય છે. ૫૨.

नाग्निं मुखेनोपधमेन्नग्नां नेक्षेत च स्त्रियम् ॥
नामेध्यं प्रक्षिपेदग्नौ न च पादौ प्रतापयेत् ॥५३॥

દેવતાને મોંથી ફુંકવો નહી પણ પંખા તથા કપડાથી વા નાંખીને પ્રદીપ્ત કરવો, સ્ત્રીને મૈથુન સિવાય અન્ય સમયે વસ્ત્ર રહીત જોવી નહી, અગ્નીમાં મળમુત્ર વીગેરે અપવિત્ર પદાર્થો નાંખવા નહી તેમજ પોતાનાં પગનાં તળીયાં પણ ત્હેમાં તપાવવાં ન જોઇએ. ૫૩.

अधस्तान्नोपदध्याच्च न चैनमभिलङ्घयेत् ॥
न चैनं पादतः कुर्यान्न प्राणाबाधमाचरेत् ॥५४॥

સુવાના સ્થાન ખાટલા–પલંગ વિગેરેની તળે અગ્નિને રાખવો નહી તેમજ અગ્નીના સ્થાનને ઓળંગવું નહી, સુતા હોઇએ ત્યારે પગને અગ્ની ઉપર રાખવા નહી અને અગ્નીમાં જીવ જંતુઓને નાંખી પ્રાણુની હિંસા કરવી નહી. ૫૪.

नाश्नीयात्संधिवेलायां न गच्छेन्नापि संविशेत् ।
न चैव प्रलिखेद्भूमिं नात्मनोऽपहरेत्स्रजम् ॥५५॥

સંધ્યાના સમયે અર્થાત્ સ્હવાર સાંજ ભોજન કરવાને ન બેસવું–પરગામ જવું નહી તેમ સુવું પણ નહી. જમીન ઉપર આંગળાં વડે અથવા કોઇ પણ જાતથી લીટા કરવા નહી તેમજ પોતે ધારણ કરેલી પુષ્પની માળ વીગેરે કંઠના ઉપહાર પોતે ઉતારવા નહી પણ પરહસ્તે ઉતરાવવા. ૫૫.

नाप्सु मूत्रं पुरीषं वा ष्ठीवनं वा समुत्सृजेत् ॥
अमेध्यलिप्तमन्यद्वा लोहितं वा विषाणि वा ॥५६॥

જળના પ્રવાહમાં મુત્ર, મળ વિગેરે અપવિત્ર પદાર્થો અને કફ વિગેરેથી અપવિત્ર થયેલા ખરડાયલા વસ્ત્રને ધોવું નહી તેમજ પોતાં વધેલો પદાર્થ ત્હેમાં નાંખવો નહી. વળી રૂધીર માંસાદિક અપવિત્ર વસ્તુઓ તેમ જ કૃત્રિમ અકૃત્રિમ વિષ પણ પાણીમાં નાંખવાં નહી. ૫૬.

नैकः स्वपेच्छून्यगेहे श्रेयांसं न प्रबोधयेत् ॥
नोदक्ययाभिभाषेत यज्ञं गच्छेन्न चावृतः ॥५७॥

સુના ઘરમાં એકલા ઉતારો લઇ શયન કરવું નહી, સુતેલાને નિદ્રામાં ધન વિદ્યાનો બોધ કરી જગાડવો નહી, રજસ્વળા સ્રીની સાથે વાતચીત કરવી નહી, આમંત્રણ થયા વિના અથવા રૂત્વિકના કહ્યા સિવાય યજ્ઞ કરાવવા જવું નહી પણ દર્શન કરવા જવું હોય તો જવું. ૫૭.

अग्न्यगारे गवां गोष्ठे ब्राह्मणानां च संनिधौ ॥

स्वाध्याये भोजने चैव दक्षिणं पाणिमु
द्धरेत् ॥ ५८ ॥

અગ્ન્યગાર (અગ્નીસ્થાન), ગૌશાળા (ગાયોને બાંધવાની જગ્યા), જ્યાં ઘણા વેદથી જાણીતા દ્વીજો મળ્યા હોય તેટલાં સ્થળો આગળ તેમજ વેદ ભણતી વખતે અને ભોજનના સમયે જમણા હાથને બહાર કાઢવો. ૫૮.

न वारयेद्गां धयन्तीं न चाचक्षीत कस्यचित् ॥
न दिवीन्द्रायुधं दृष्ट्वा कस्यचिद्दर्शयेद्बुधः ॥ ५९ ॥

ગાય જ્યારે જળ પીતી હોય ત્યારે ત્હેને તેમ કરતાં અટકાવવી નહી, જો કોઇ બીજાનું કાંઇ ખાતી અથવા પીતી હોય તો પણ તેને તેમ કરતાં અટકાવવી નહી અને તે પુરૂષને તે વાત કહેવી પણ નહી તેમજ નિષિદ્ધ દર્શનના દોષને જાણનારે આકાશમાં ઈંદ્ર ધનુષ્યને જોઇને અન્યને તે જોવાને માટે કહેવું નહી. ૫૯.

नाधार्मिके वसेद्ग्रामे न व्याधिबहुले भृशम् ॥
नैकः प्रपद्येताध्वानं न चिरं पर्वते वसेत् ॥ ६० ॥

જે ગામમાં ઘણો જ અધર્મ થતો હોય અને જ્યાં વિવિધ પ્રકારના રોગથી વસ્તી પીડા પામતી હોય તેવા ગામમાં લાંબા વખત સુધી રહેવું નહી, તેમજ સંગાથ વિના માર્ગમાં કોઇ પણ વખતે એકલા મુસાફરી કરવી નહી અને લાંબા વખત સુધી પર્વત ઉપર વાસ કરવો નહી. ૬૦.

न शूद्रराज्ये निवसेन्नाधार्मिकजनावृते ॥
न पाषण्डिगणाक्रान्ते नोपसृष्टेऽन्त्य
जैर्नृभिः ॥ ६१ ॥

જે દેશમાં શુદ્ર રાજા રાજ્ય કરતો હોય, જે ગામ બ્હાર તેમજ અંદરથી અધર્મી માણસોની વસ્તીવાળું હોય, જ્યાં આગળ વેદ વિરૂદ્ધ ચિન્હ ધારણ કરનાર પુરૂષો અર્થાત ધર્મનો ઢોંગ કરનારા વસતા હોય તેમજ જ્યાં આગળ ચાંડાલોનો ઘણોજ ઉપદ્રવ હોય તેવા ગામમાં વાસ કરવો નહી. ૬૧.

न भुञ्जीतोद्धृतस्नेहं नातिसौहित्यमाचरेत् ॥
नातिप्रगे नातिसायं न सायं प्रातराशितः ॥ ६२ ॥

જે જે પદાર્થો શાક ભાજી, ફળફળાદિમાંથી ત્હેમાંના સત્વ તૈલીક પદાર્થનો નાશ થયેલો છે ત્હેનું ભોજન કરવું નહી, બેવાર જમવું પણ નિયમસર આહાર લેવો અર્થાત જમતી વખતે અકરાંતીયાવેડા કરવા નહી, સૂર્યના ઉદય તેમજ અસ્ત થવાના સમયે ભોજન કરવું નહી અને સ્હવારના જો વધારે ખાધામાં આવ્યું હોય તો સાંજના વાળુ કરવું નહી. ૬૨.

न कुर्वीत वृथा चेष्टां न वार्यञ्जलिना पिबेत् ॥
नोत्सङ्गे भक्षयेद्भक्ष्यान्न जातु स्यात्कुतूहली ॥ ६३ ॥

જેનાથી કોઈ પણ ફળની પ્રાપ્તી થવાની ન હોય તેવા માટે વૃથા શ્રમ કરવો નહી, અંજલીથી (ખોબે) પાણી પીવું નહી, પગ ઉપર મુકીને ખાવું નહી તેમજ કાંઇ પણ પ્રયોજન વિના ફલાણું શું છે? ત્હેનો શું ઉપયોગ છે? વિગેરે જાણવાની ઈચ્છા કરવી નહી. ૬૩.

न नृत्येदथवा गायेन्न वादित्राणि वादयेत् ॥
नास्फोटयेन्न च क्ष्वेडेन्न च रक्तो विरावयेत् ॥ ६४ ॥

શાસ્ત્રના નિયમ વિરૂદ્ધ નાચવું, ગાયન કરવું, વાજીંત્ર વગાડવું, તાલ આપવો વિગેરે કરવું નહી તેમજ કોઈના ચાળા પાડવાને માટે તોતડુ બોલવું નહી અને ઘણી પ્રસન્નતામાં અથવા આવેશમાં આવી જઇને મોટા મોટા ઘાંટા કાઢીને બોલવું નહી. ૬૪

नपादौधावयेत्कांस्येकदाचिदपिभाजने ॥
नभिन्नभाण्डेभुञ्जीतनभावप्रतिदूषिते ।।६५।।

કાંસાના વાસણમાં જમવું નહી તેમજ જે પાત્ર સ્વચ્છ ન હોય અર્થાત્ જે જોવાથી મનને ગ્લાની ઉત્પન્ન થાય અર્થાત્ ચિત્રી ચડે તેવા વાસણમાં પણ જમવું નહી. ૬૫

उपानहौचवासश्चधृतमन्यैर्नधारयेत् ॥
उपवीतमलंकारंस्रजंकरकमेवच ॥६६॥

બીજા માણસે ઉતારેલા જોડા, વસ્ત્ર, જનોઇ, આભુષણ, પુષ્પની માળ અને કમંડલું ધારણ કરવાં નહી. ૬૬.

नाविनीतैर्व्रजेद्धुर्यैर्नचक्षुद्व्याधिपीडितैः ॥
नभिन्नशृङ्गाक्षिखुरैर्नवालविधिरूपितैः ।६७।

નહી કેળવાયલાં વાહન જેવાં કે હાથી, ઘોડા, બળદ વિગેરે તેમ જ જે રોગી હોય અને ક્ષુધાથી પીડીત હોય ત્હેમના ઉપર સ્વારી કરીને મુસાફરી કરવી નહી તેમજ જે પ્રાણીની આંખ, શીંગડાં, ખરી, પુંછડાં વિગેરે આખાં ન હોય તેવાં પ્રાણીઓ ઉપર પણ સ્વારી કરવી નહી. ૬૭.

विनीतैस्तुव्रजेन्नित्यमाशुगैर्लक्षणान्वितैः ॥
वर्णरूपोपसंपन्नैःप्रतोदेनातुदन्भृशम् ॥६८॥

પરંતુ બરાબર પલોટાયલા, જલદી ચાલનારા, શુભ લક્ષણોવાળા, સુંદર રંગવાળા અને મનોહર આકૃતિવાળાં પ્રાણી જેમને આર વા ચાબુક મારવાની જરૂર હોતી નથી ત્હેમના ઉપર સ્વાર થઇને મુસાફરી કરવી અથવા તો ફરવાને માટે જવાને કોઇ પણ રીતે અયોગ્ય નથી. ૬૮.

बालातपःप्रेतधूमो वर्ज्यंभिन्नंतथासनम् ॥
नछिन्द्यान्नखलोमानिदंतैर्नोत्पाटयेन्नखान्६९

બાલાતપ અર્થાત્ પ્હેલા ઉદય થયેલા એટલે કન્યા સંક્રાંતીના સૂર્યનો તાપ, બળતા મડદાની ધુણી, ફાટેલું તુટેલું આસન આટલાંનો હમેશાં ત્યાગ કરવો તેમજ વધેલાં રોમાચ ( વાળ ) અને નખને કાતરવા નહી અને નખને દાંતથી કાપવા પણ નહી. ૬૯.

नमृल्लोष्टंचमृद्नीयान्नछिन्द्यात्करजैस्तृणम् ॥
नकर्मनिष्फलंकुर्यान्नायत्यामसुखोदयम्।।७०॥

કાંઇ પણ કારણ વા ઉપયોગ વિના માટીના ગચીયા અથવા લોઢાના આકારવાળા કડકાને ભાગી નાંખવો નહી, નખવતી ભૂમિ ઉપરનાં તણખલાંને તોડવાં નહી, વૃથા શ્રમ કરવો નહી, અને ભવિષ્યમાં જેથી દુઃખ ઉત્પન્ન થાય તેવાં કામ કરવાં નહી, જેમકે અતિ ભોજ્ય થવું નહી કારણે અમિતાહારી થવાથી અજીર્ણ થાય છે અને તેથી પ્રકૃતિ વિકારમય થતાં ભવિષ્યમાં દુઃખ સહન કરવું પડે છે. ૭૦.

लोष्टमर्दीतृणच्छेदीनखखादीचयोनरः ॥
सविनाशंव्रजत्याशुसूचकोऽशुचिरेवच ॥७१॥

વિના પ્રયોજન માટીના ઢેફાને અને આકારયુક્ત લોઢાના કડકાને ભાગનાર તેમ જ દાંત અને વાળને કાપનાર, પોતાના નખથી ભુમી ઉપરનાં તૃણ છેદનાર તેમજ જે ખલ પુરૂષ પરનિંદા કરે છે અર્થાત્ પારકામાં દોષ ન હોવા છતાં ત્હેના દોષજ અન્યને કહે છે (એવા ચુગલીખોર) અને અપવિત્ર પુરૂષો થોડાજ સમયમાં પોતાના દેહ, ધન આદિને ગુમાવે છે. ૭૧.

नविगर्ह्यकथांकुर्याद्बहिर्माल्यंनधारयेत् ॥
गवांचयानंपृष्ठेनसर्वथैवविगर्हितम् ॥७२॥

શાસ્ત્ર વિવાદ અથવા લોક વ્યવહારના સંબંધમાં વાતચિત કરતી વખતે અદબથી

વાત કરવી. કેશ (શીખા) શીવાય અન્ય સ્થળે પુષ્પની માળા ધારણ કરવી નહી અને બળદની ઉપર સ્વારી કરવી જે શાસ્ત્રના નિયમ પ્રમાણે તદન નિષેધ છે તે પ્રમાણે ન વર્તતાં બળદ ઉપર વાહન કરીને ત્હેને પીડા કરવી નહી. ૭૨.

अद्वारेणचनातीयाद्ग्रामंवावेश्मवावृतम् ॥
रात्रौचवृक्षमूलानिदूरतःपरिवर्जयेत् ॥७३॥

જે ગામની આગળ પાછળ કોટ કરેલો હોય અથવા જે ઘરની આગળ પાછળ વાડ કરી લીધેલી હોય પણ જેમાં પ્રવેશ થવાને માટે દરવાજો અથવા બારણું કે છીંડુ મુકેલું હોય તે શીવાયના આડા રસ્તેથી ત્હેમાં પ્રવેશ કરવો નહી તેમ જ રાત્રિના સમયે વૃક્ષના મૂળ આગળ બેસવું નહી અર્થાત્ હમેશાં ત્હેનાથી દુર જઇને બેસવું. ૭૩.

नाक्षैःक्रीडेत्कदाचित्तुस्वयंनोपानहौहरेत् ॥
शयनस्थोनभुञ्जीतनपाणिस्थंनचासने॥७४॥

પાસા નાંખીને દાવ નાંખવાની રમત એટલે બાજી જેમાં સોગટીઓને મારવાનો હિંસા કરવાના જેવો ખેલ હોય તે રમવી નહી, પગમાં પ્હેર્યા શીવાય પોતાનાં વા પારકાં બુટ (જોડાં) એક દેશ કે સ્થાનથી અન્ય દેશ વા સ્થાનકે ઉંચકીને લઈ જવાં નહી, શય્યા–બીસ્તરા ઉપર બેશીને ખાવું નહી. વધારે હાથમાં લઇને પછી ધીમેધીમે કોઈ પણ પદાર્થ ખાવો નહી તેમજ પોતાના આસન ઉપર ભોજનના પાત્રને મુકીને પણ ખાવું જોઇએ નહી. ૭૪.

सर्वंचतिलसंबद्धंनाद्यादस्तमितेरवौ ॥
नचनग्नःशयीतेहनचोच्छिष्टःक्वचिद्व्रजेत्॥७५॥

જે જે આહારની વસ્તુઓમાં તેલ–ચીકાશવાળા પદાર્થનું મીશ્રણ હોય તેવા પદાર્થોને રાત્રે ખાવા નહી, નગ્ન થઈને સુવું નહી, તેમ જ મ્હોં હાથને જમ્યા પછી સાફ ધોયા વિના એઠા જુઠા રાખીને કંઈ પણ જવું નહી. ૭૫.

आर्द्रपादस्तुभुञ्जीतनार्द्रपादस्तुसंविशेत् ॥
आर्द्रपादस्तुभुञ्जानोदीर्घमायुरवाप्नुयात्॥७६॥

જમતા પ્હેલાં હમેશાં બેઉ પગને સ્વચ્છ પાણીથી ધોઈ નાંખવા અને પછી આસનપર બેશીને ભોજન લેવું પણ પગ ધોઇને સુવું નહી. જે માણસ હમેશાં પગ ધોઇને જમે છે ત્હેના આયુષ્યમાં વધારો થાય છે અર્થાત્ તે શતાયુ (સો વર્ષનુ) આયુષ્ય ભોગવે છે. ૭૬.

अचक्षुर्विषयंदुर्गंनप्रपद्येतकर्हिचित् ॥
नविण्मूत्रमुदीक्षेतनबाहुभ्यांनदींतरेत् ॥७७॥

જે દેશમાં નજરથી કાંઈ પણ જોઈ શકાતુ નથી અર્થાત્ જે આપણે જોયો ન હોય અને જ્યાં વૃક્ષ, વેલા વિગેરેની ઘીચ ઝાડી હોય તેવા અજાણ્યા સ્થળમાં જવું નહી કારણ કે ત્યાં સંતાઈ રહેનારા વિક્રાળ અને હિંસક પ્રાણીઓ તેમ જ વિષવાળાં જીવ જંતુઓથી પ્રાણની હાની થવાનો સંભવ રહે છે, તેમ જ વિષ્ટા તથા મુત્રને જોવાં નહી, અને નદીમાં હાથ પગ ભાડીને તરવું નહી. ૭૭.

अधितिष्ठेन्नकेशांस्तुनभस्मास्थिकपालिकाः॥
नकार्पासास्थिनतुषान्दीर्घमायुर्जिजीविषुः॥७८

જે માણસ લાંબા આયુષ્યની ઇચ્છા રાખતો હોય ત્હેણે વાળ, ભસ્મ, હાડકાં ભાગેલાં તુટેલાં વાસણ ઉપર કદી પણ બેસવું નહી. ૭૮.

नसंवसेच्चपतितैर्नचाण्डालैर्नपुल्कसैः ॥

नमूलैर्नाबलिभिश्चनान्त्यैर्नान्त्यावसायिभिः७९

પતિત જે માણસ પોતાના અઘોર પાપ કર્મના પરીણામે મહા અપરાધી થયેલો હોય તે, ચાંડાલ જે પોતાના ક્રમ પ્રમાણે હમેશાં નિચ વર્ણમાં પાપ કર્મો કરતો હોય છે તે, પુલ્કસ જે શુદ્ર સ્ત્રીએ નિચ વર્ણના પુરૂષની સાથે વ્યભિચાર કરીને ઉત્પન્ન કરેલો જીવ, મુર્ખ, ધનના મદથી અભિમાની થયેલા, ધોબી, અને અંત્યાવસાયી એટલે ભીલ સ્ત્રીના ચાંડાલની સાથેના સમાગમથી ઉત્પન્ન થયેલા એટલા જો પોતાના ગામના નહી પણ પરગામની વસ્તીના હોય તોપણ તેમની સાથે એકજ વૃક્ષની છાયા નીચે બેસવું નહી. ૭૯.

नशूद्रायमतिंदद्यान्नोच्छिष्टंनहविष्कृतम् ॥
नचास्योपदिशेद्धर्मंनचास्यव्रतमादिशेत्॥८०॥

દ્વિજે શુદ્રને સારા નરસાની સલાહ આપવી નહી તેમ ધર્મનો ઉપદેશ પણ કરવો નહી, પોતાના જ નોકર શીવાય અન્ય શુદ્રને જમતાં વધેલું શેષ આપવું નહી, તેમ જ હોમ કરતાં વધેલું ઘી પણ આપવું નહી અને ત્હેને શાસ્ત્રના નિયમો તથા વ્રત પણ સમજાવવાં નહી. ૮૦.

योह्यस्यधर्ममाचष्टेयश्चैवादिशतिव्रतम् ॥
सोऽसंवृतंनामतमःसहतेनैवमज्जति ॥८१॥

કારણ કે જે દ્વિજ—બ્રાહ્મણ શુદ્રને ઉપરના નિયમો વિરૂદ્ધ ધર્મ તેમ જ પ્રાયશ્ચિત નો ઉપદેશ કરે છે તે બ્રાહ્મણ તેમ જ તે સાંભળનાર શુદ્ર બન્ને અસવૃત નામના અંધકારમય નર્કને મરણ પછી પામે છે. ૮૧

नसंहताभ्यांपाणिभ्यांकण्डूयेदात्मनःशिरः॥
नस्पृशेच्चैतदुच्छिष्टोनचस्नायाद्विनाततः॥८२॥

એક હાથે એક જ વખતે પોતાનું માથું વલુરવું (ખંજોળવું) નહી, તેમ જ એઠા હાથે પણ માથું ખંજોળવું નહી, અને માથાને પલાળ્યા વિના આખા શરીરે સ્નાન પણ કરવું નહી કારણ કે તેમ કરવાથી પૂર્ણ સ્નાન કર્યું કહેવાય નહી અને દેહની શુદ્ધિ થાય નહી. ૮૨.

केशग्रहान्प्रहारांश्चशिरस्येतान्विवर्जयेत् ॥
शिरःस्नातश्चतैलेननाङ्गंकिंचिदपिस्पृशेत् ८३

અન્ય માણસના ઉપર ક્રોધ કરીને ત્હેના વાળ તાણવા નહી અથવા તો ત્હેના મસ્તકમાં કોઈ પણ ચોટ મારવી નહી તેમ જ માથામાં તેલ નાંખ્યા પછી શરીરના બીજા કોઈ પણ અવયવને તેલથી મર્દન કરવું નહી. ૮૩.

नराज्ञःप्रतिगृह्णीयादराजन्यप्रसूतितः ॥
सूनाचक्रध्वजवतांवेशेनैवचजीवताम् ॥८४॥

રાજા જો ક્ષત્રીયના વિર્યનો ન હોય તો ત્હેની પાસેથી, તેમ જ સૂનાવાળા, ચક્રવાળા, ધ્વજાવાળા અર્થાત્ પશુવધ કરનાર, વધ કરીને માંસ વિગેરે વેચનાર કસાઈ, તેલી—ઘાણી ચલાવનારા ઘાંચી, મદ્ય વિગેરે કેફી ચીજો વેચનાર કલાલ, અને વિવિધ પ્રકારનાં ગાનતાન વિગેરે કરનાર વૈશ્યા એટલાં પાસેથી કોઈ પણ રીતનું દાન તેમ જ ગમે તેટલું ધન આપે તો લેવું નહી. ૮૪.

दशसूनासमंचक्रंदशचक्रसमोध्वजः ॥
दशध्वजसमोवेशोदशवेशसमोनृपः ॥८५॥

દશ કસાઈ જેટલું પાપ કર્મ કરે છે તેટલું પાપકર્મ એક જ ઘાણી ચલાવાનર ઘાંચી કરે છે અને જેટલું પાપ દશ તેલી—ઘાંચી કરે છે તેટલું એક કલાલ દારૂ વેચનાર કરે છે, દશ કલાલ જેટલું પાપ કરે છે ત્હેના જેટલું જ એક

વેશ્યા કરે છે અને જેટલું પાપ દશ વેશ્યા કરે છે તેટલું ક્ષત્રીના વિર્યથી નહીં ઉત્પન્ન થયેલા રાજા કરે છે એમ મનુએ કહેલું છે. ૮૫.

**दशसूनासहस्राणियोवाहयतिसौनिकः ॥**
**तेनतुल्यःस्मृतोराजाघोरस्तस्यप्रतिग्रहः ।८६।**

ક્ષત્રીયના વિર્ય વિના ઉત્પન્ન થયેલા રાજા પાસેથી ધન આદિનુ દાન લેવામાં કસાઇ દશ હજાર પ્રાણીનો વધ કરવાથી જેટલો પાપી થાય છે તેટલો દાનનો ગ્રહણ કરનાર પાપી થાય છે માટે ભુલે ચુકે પણ જે રાજા ક્ષત્રીયના વિર્યથી જન્મ પામ્યો ન હોય ત્હેના પાસેથી ગમે તેટલું ભારે દાન હોય તોપણ લેવું નહી. ૮૬.

**योराज्ञःप्रतिगृह्णातिलुब्धस्योच्छास्त्रवर्तिनः॥**
**सपर्यायेणयातीमान्नरकानेकविंशतिम् ॥८७॥**

જે કોઈ શાસ્ત્રનું ઉલંઘન કરનાર રાજા તેમજ અન્ય કૃપણની પાસેથી દાનનું પ્રતીગ્રહણ કરે છે તે નીચે ગણાવામાં આવતાં એકવીશ નર્કમાંના નર્કમાં ત્હેના દોષ-પાપના ક્રમ પ્રમાણે પડે છેઃ—૮૭.

**तामिस्रमन्धतामिस्रंमहारौरवरौरवौ ॥**
**नरकंकालसूत्रंचमहानरकमेवच ॥ ८८ ॥**

આ નર્ક નીચે પ્રમાણે જાણવાં જેવાં કે **તામિસ્ર, અંધતામિસ્ર, મહારૌરવ, રૌરવ, કાલસૂત્ર, મહાનર્ક** જે સર્વ નર્કોનાં સંપૂર્ણ વર્ણન માર્કંડેય આદિ પુરાણોમાં વિસ્તારથી કહેવામાં આવ્યાં છે તે આપને હે મુનીશ્વરો તે વાંચ્યાથી જણાશે. ૮૮.

**संजीवनंमहावीचिंतपनंसंप्रतापनम् ॥**
**संहातंचसकाकोलंकुड्मलंपूतिमृत्तिकम्॥८९॥**

વળી આ ઉપરાંત **સંજીવન, વહાવીચિ, તપન, સંપ્રતાપન, સંહાત, સકાકોલ, કુડમલ, પુતિમૃત્તિકા,** મળીને ચૌદ નર્ક છે અને બાકીના સાતઃ— ૮૯.

**लोहशंकुमृजीषंचपन्थानंशाल्मलींनदीम् ॥**
**असिपत्रवनंचैवलोहदारकमेवच ॥ ९० ॥**

લોહશંકુ, રૂજીષ, પંથાન, શાલ્મલી, નદી, આસપત્રવન અને લોહદારક આ પ્રમાણેનાં સર્વ મળીને એકવીશ મહાનર્કો છે ત્હેમાંના દરેકને પ્રાણી પોતાનાં કુકર્મના પાપના ક્રમ પ્રમાણે ભોગવે છે. ૯૦.

**एतद्विदन्तोविद्वांसोब्राह्मणाब्रह्मवादिनः ॥**
**नराज्ञःप्रतिगृह्णन्तिप्रेत्यश्रेयोऽभिकांक्षिणः ॥ ९१ ॥**

જે બ્રાહ્મણ આ સર્વ નર્કોને જાણે છે તેમજ કયાં કયાં પાપકર્મથી તેમને પમાય છે એવા પુરાણ અને શાસ્ત્રના ધર્મને પણ જાણેછે તે બ્રાહ્મણ પોતાને મરણ પછી મળનાર મોક્ષ મેળવવાની ઇચ્છાને માટે રાજાથી અપાતા દાનનો પણ સ્વીકાર કરતો નથી. ૯૧

**ब्राह्मेमुहूर्तेबुध्येतधर्मार्थौचानुचिन्तयेत् ॥**
**कायक्लेशांश्चतन्मूलान्वेदतत्त्वार्थमेवच ॥९२॥**

બ્રાહ્મ મુહુર્ત અર્થાત્ રાત્રિના પાછલા ભાગમાં શૈયામાંથી ઉઠીને ધર્મ તેમજ અર્થ એ બેનું ધ્યાન કરવું ત્હેની સાથે પોતાની શારીરીક સુખાકારીનો પણ વિચાર કરવો કારણ કે ધર્મ અને અર્થ બેઉનું સુખ મુળ શારીરીક બળ ઉપરજ આધાર રાખેછે. એટલે જે ધર્મ મેળવવાના કામમાં શ્રમ વધારે હોય અને ફળ થોડું હોય ત્હેનો ત્યાગ કરવો વળી બ્રહ્મકાર્યનો પણ વિચાર કરવો અર્થાત્ વેદનું ચિંતવન કરવું કારણ કે સર્વનો રસ્તો બતાવનાર વેદછે. ૯૨

**उत्थायावश्यकंकृत्वाकृतशौचःसमाहितः ॥**

पूर्वांसंध्यांजपंस्तिष्ठेत्स्वकाले चापरां
चिरम् ॥ ९३ ॥

ત્યારપછી પ્રાતઃકાળ થવા માંડે એટલે શૈયાનો ત્યાગ કરવો, દાતણપાણી શૌચ વિગેરેથી પરવારી, સ્નાનથી શુદ્ધ થઇ એકાગ્ર ચિત્તે પ્રાતઃ સંધ્યા પ્રારંભવી ને જ્યાંસુધી સૂર્યનો ઉદય બરાબર થાય ત્યાંસુધી ગાયત્રી જપ કરવો અને ઇચ્છા હોયતો તેથી વધારે સમય સુધી પણ કરવો અને સાયંકાળ થતાં પાછી સાયંકાળની સંધ્યાનો પ્રારંભ કરવો તે સંધ્યા કરીને જ્યાંસુધી તારાનો ઉદય થાય ત્યાંસુધી ગાયત્રી જપ કરવો. ૯૩

ऋषयोदीर्घसंध्यात्वाद्दीर्घमायुरवाप्नुयुः ॥
प्रज्ञांयशश्चकीर्तिंचब्रह्मवर्चसमेवच ॥९४॥

પૂર્વે મ્હોટા મ્હોટા રૂષિઓ મ્હોટા જ્ઞાની, બુદ્ધિવાન, આયુષ્યવાન, મ્હોટા યશસ્વી, અને વેદના પૂર્ણ જ્ઞાનવાળા થઇ ગયા તે લાંબા વચન સુધી નિયમિત રીતે સંધ્યા કરવાથીજ થયેલા છે માટે હાલમાં જે જે માણસ ઉપરનાં ફળ મેળવવાને ઇચ્છા રાખતા હોય ત્હેણે ઉભય સંધ્યાનુ વેદના નિયમ પ્રમાણે ઉપાસન કરવું જોઇએ. ૯૪

श्रावण्यांप्रौष्ठपद्यांवाप्युपाकृत्ययथाविधि ॥
युक्तश्छन्दांस्यधीयीतमासान्विप्रोऽ
र्धपञ्चमान् ॥९५॥

શ્રાવણ મહીના અથવા ભાદરવા મહીનાની પૂનમે પોતાના ઘરને અનુસરીને બ્રાહ્મણે **उपाकर्म** નામના વિધિને અનુસરીને હોમ કરવો અને ત્યાર પછીના ચાતુર માસ સુધી પોતાની શકતી અને જ્ઞાન પ્રમાણે વેદને જાણવો. ૯૫

पुष्येतुछन्दसांकुर्याद्बहिरुत्सर्जनंद्विजः ॥
माघशुक्लस्यवाप्राप्तेपूर्वाह्णेप्रथमेऽहनि ॥९६॥

ત્યાર પછી આષાઢ મહીનામાં જ્યારે પુષ્પનક્ષત્ર આવે ત્યારે અથવા માઘ માસના શુકલપક્ષના પ્હેલા દિવસના પ્હેલા પ્હોરમાં ગામ બહાર જળ અને ત્યાં પોતાને યોગ્ય ઉત્સર્ગ નામના વેદના અભ્યાસની પૂર્ણાહુતીનો વિધિ કરવો. ૯૬

यथाशास्त्रंतुकृत्वैवमुत्सर्गंछन्दसांबहिः ॥
विरमेत्पक्षिणींरात्रिंतदेवैकमहर्निशम् ॥९७॥

આ પ્રમાણે ઉત્સર્ગ વિધિને કર્યા પછીના દિવસે અને ત્યાર પછીની આખી રાત અને ત્હેના પછીના દિવસે વેદનો અભ્યાસ કરવો નહી અર્થાત્ એક અહોરાત્ર વેદનું અનાધ્યયન કરવું. ૯૭

अतऊर्ध्वंतुछन्दांसिशुक्लेषुनियतःपठेत् ॥
वेदाङ्गानिचसर्वाणिकृष्णपक्षेषुसंपठेत् ॥९८॥

ત્યાર પછી મંત્ર બ્રાહ્મણરૂપ વેદનું શુકલપક્ષમાં અધ્યયન કરવું અને કૃષ્ણપક્ષમાં વેદનાં અંગો અર્થાત્ વ્યાકરણ શિક્ષા વિગેરે જાણવાં. ૯૮

नाविस्पष्टमधीयीतनशूद्रजनसन्निधौ ॥
ननिशान्तेपरिश्रान्तोब्रह्माधीत्यपुनः
स्वपेत् ॥ ९९ ॥

વેદ ભણતી વખતે એટલું ખાસ કરીને ધ્યાનમાં રાખવું કે સ્વરના હ્રસ્વ લઘુ તેમજ ઊંચા નીચા સુર બરાબર અને શબ્દના યુકત સ્વર વ્યંજન ઉચ્ચાર સ્પષ્ટ થવા જોઇએ. વેદ ભણતી વખતે શુદ્ર સમીપ હોવા ન જોઇએ રાત્રીના છેલ્લા પ્હોરમાં ઉઠીને વેદ ભણવો શરૂ કરવો પણ જો તેટલા પ્હોરમાં વેદ ભણતાં શ્રમ પડે અને વિરામ લેવાને મન થાય તો પણ પૂનઃશય્યામાં સુવુ નહી. ૯૯

यथोदितेनविधिनानित्यंछन्दस्कृतंपठेत् ॥
ब्रह्मछन्दस्कृतंचैवद्विजोयुक्तोह्यनापदि ॥१००॥

વિધિ પ્રમાણે હમેશાં ગાયત્રી આદિ

મંત્ર છંદોના સમૂહવડે વેદ ભણવો, અને આપત્તિ રહીત કાલમાં પોતાની શકતી પ્રમાણે વેદને પૂર્ણ અર્થાત્ વેદના બ્રાહ્મણ અને મંત્ર સમૂહને વિધિપૂર્વક જાણવો ૧૦૦

इमान्नित्यमनध्यायानधीयानोविवर्जयेत् ॥
अध्यापनंचकुर्वाणःशिष्याणांविधिपूर्वकम् ॥१॥

ઉપર પ્રમાણે જેમ કહેવામાં આવ્યું છે તેમ જે જે દિવસોમાં વેદના અધ્યયનનો ત્યાગ કરવાનાં સુચવેલાં હોય તે તે દિવસોમાં ગુરૂ તેમજ શીષ્યે વેદાધ્યયન વર્જીત સમજીને વેદ ભણવો નહી. ૧૦૧

कर्णश्रवेऽनिलेरात्रौदिवापांसुसमूहने ॥
एतौवर्षास्वनध्यायावध्यायज्ञाःप्रचक्षते ॥२॥

રાત્રિના જ્યારે પવન સુસવાટા કરતો વહન કરતો હોય અર્થાત્ જ્યારે કાનને વિધિ નાંખતો પવનનો સુસવાટ સંભળાતો હોય તેમજ દિવસના વાવાઝોડુ અને વંટોળીયો ચઢેલો હોય તેવા વર્ષાના દિવસોમાં વેદાધ્યયન વર્જીત સમજવું કારણ કે મનું વિગેરે મહર્ષિયોએ તેવા કાળને વેદાધ્યયન માટે અયોગ્ય ગણેલો છે. ૧૦૨

विद्युत्स्तनितवर्षेषुमहोल्कानांचसंप्लवे ॥
आकालिकमनध्यायमेतेषुमनुरब्रवीत् ॥३॥

વિજળીના ચમકારા થતા હોય, વરસાદની ગર્જના થતી હોય તારા ખરતા હોય તેમજ તે બધુ સાથે થતું હોય અર્થાત્ વર્ષામાં અથવા અન્ય કોઇ રૂતુમાં જ્યારે કડાકા સાથે ગાજ વિજ થતાં હોય ત્યારે મનુની આજ્ઞા પ્રમાણે અનાધ્યાય પાળવો તે બીજા દિવસના તેજ સમય સુધી પાળવો જોઇએ. ૧૦૩

एतांस्त्वभ्युदितान्विद्याद्यदाप्रादुष्कृताग्निषु ॥
तदाविद्यादनध्यायमनृतौचाभ्रदर्शने ॥ ४ ॥

અગ્નિહોત્રના અગ્નિના પ્રગટ્યા પછી ગાજ વિજ થાયતો તરતજ વેદાધ્યયન કરતાં બંધ પડવું વર્ષામાં હમેશાં અનાધ્યાય પાળવાની કાંઈ જરૂર નથી બાકીની રૂતુઓમાં તો વાદળાં દેખાય કે તરતજ વેદાધ્યન બંધ કરી અનાધ્યાય પાળવાની આવસ્યકતા છે.૧૦૪

निर्घातेभूमिचलनेज्योतिषांचोपसर्जने ॥
एतानकालिकान्विद्यादनध्यायानृतावपि ॥५॥

આકાશમાં ગર્જનાના કડાકા થતા હોય ત્યારે, ધર્તીકંપ થતો હોય ત્યારે, તેમજ આકાશમાંના પ્રકાશીત ગ્રહો–સૂર્ય, ચંદ્ર, તારા અને તારા ગણકોનો ઉપદ્રવ થતો હોય ત્યારે વર્ષા રૂતુમાં તે તે સમયને તેમજ અન્ય રૂતુમાં પણ તે પ્રમાણેનાં ચિન્હો હોય તેવા સમયને વેદાધ્યયનને માટે અયોગ્ય સમજીને બીજા દિવસના તેજ સમય સુધી અનાધ્યાય પાડવો. ૧૦૫

प्रादुष्कृतेष्वग्निषुतुविद्युत्स्तनितनिःस्वने ॥
सज्योतिःस्यादनध्यायःशेषेरात्रौ
यथादिवा ॥ ६ ॥

અગ્નિહોત્રના અગ્નિને પ્રગટયા પછી સંધ્યા સમયે જો વિજળી કે ગર્જના થાય પણ વરસાદ ન પડે તો સજોતી અનાધ્યાય જાણવો એટલે રાત્રીના અનાધ્યાય પાળવો,પ્રાતઃકાળની સંધ્યા સમય જો અગ્નિના પ્રગટ થયા પછી ગાજવિજ થાય પણ વરસાદ ન પડે તો જ્યાં સુધી સૂર્યનો પ્રકાશ રહે ત્યાં સુધીનો દિન અનધ્યાય પાળવો પરંતુ જો ગાજવિજની સાથે વરસાદ પણ પ્રાતઃવાસાયમ સંધ્યાના સમયે હોયતો તો બીજે દિવસના તેજ સમય સુધીનો અનધ્યાય પાળવો જોઇએ. ૧૦૬

नित्यानध्यायएवस्याद्ग्रामेषुनगरेषु च ॥
धर्मनैपुण्यकामानांपूतिगन्धेचसर्वदा ॥७॥

ધર્મની અધિકતા ઇચ્છનારે હમેશાં ગામ તથા શહેર વા નગરમાં અનધ્યાય પાળવો તેમજ જે સ્થળે દુર્વાસ આવતી હોય ત્યાં પણ અનધ્યાય પાળવો. ૧૦૭

अन्तर्गतशवेग्रामेवृषलस्यचसंनिधौ ॥
अनध्यायोरुद्यमानेसमवायेजनस्यच ॥ ८ ॥

જે ગામમાં મડદુ હોય અથવા લઇ ગયા હોય, અધર્મી પુરૂષના સમીપ, જ્યાં આગળ વિલાપનો સાદ સંભળાતો હોય અને જ્યાં કાંઈ પણ કાર્યના પ્રસંગે ઘણાં માણસો એકઠાં થયાં હોય ત્યાં હમેશાં અનધ્યાય પાળવો. ૧૦૮

उदकेमध्यरात्रेचविण्मूत्रस्यविसर्जने ॥
उच्छिष्टःश्राद्धभुक्चैवमनसापिनचिन्तयेत्॥९॥

જળમાં ઉભા હોઇએ ત્યારે, મધ્ય રાત્રીએ, મળમુત્રનો ત્યાગ કરતી વખતે, ભોજન લેતી વખતે જ્યારે હાથ મ્હોં એઠાં હોય ત્યારે, જમ્યા પછી ભાણામાં શેષ વધેલું પડયું હોય ત્યારે અને શ્રાદ્ધમાં જ્યારે ભોજન કર્યું હોય તે દિવસે અને રાત્રે મનમાં વેદનો વિચાર સરખો પણ આવવા દેવો નહી. ૧૦૯

प्रतिगृह्यद्विजोविद्वानेकोद्दिष्टस्यकेतनं ॥
त्र्यहंनकीर्तयेद्ब्रह्मराज्ञोराहोश्चसूतके ॥११०॥

વિદ્વાને એકોદ્દિષ્ટ જેવાં જે શ્રાદ્ધ છે ત્હેમાં જમવાના આમંત્રણનો સ્વીકાર કર્યા પછી, ક્ષત્રીય રાજા જે દેશનો સ્વામી હોય ત્હેના પુત્ર જન્મના આદિક સુતકમાં તેમજ રાહુના સુતકમાં અર્થાત્ સૂર્ય ચંદ્રનું ગ્રહણ હોય ત્યારથી ત્રણ દિવસ સુધી વેદ ભણવો નહી. ૧૧૦

यावदेकानुदिष्टस्यगन्धोलेपश्चतिष्ठति ॥
विप्रस्यविदुषोदेहेतावद्ब्रह्मनकीर्तये ॥११॥

જ્યાં સુધી વિપ્રના શરીર ઉપર એકોદિષ્ટ શ્રાદ્ધના ગંધનું ઉચ્છીષ્ટ લેપન રહેલું હોય ત્યાં સુધી તેને અપવિત્ર જાણવો અને તેટલા કારણથી ત્હેને તેટલા સમય સુધી વેદાધ્યયન કરવું નહી. ૧૧૧

शयानःप्रौढपादश्चकृत्वाचैवावसक्थिकाम्॥
नाधीयीतामिषंजग्ध्वासूतकान्नाद्यमेवच॥१२॥

શય્યામાં પડ્યા પડ્યા, ઉંચા આશન ઉપર પગને ટેકાવીને, પલાંઠી વાળીને, માંસ ખાઇને તેમજ જન્મ વા મરણના સૂતકના દિવસોમાં સૂતકી અન્ન ખાઇને વેદ ભણવો નહી. ૧૧૨

नीहारेबाणशब्देचसंध्ययोरेवचोभयोः
अमावास्याचतुर्दश्योःपौर्णिमास्यष्ट
कासुच ॥१३॥

વા વંટોળીયામાં જ્યાં વધારે ધુળ ઉડતી હોય ત્યાં, બાણનો શબ્દ સંભળાતો હોય ત્યાં, બન્ને સંધ્યામાં, તથા અમાવાશ્યા ચતુર્દશી, પૂર્ણીમા અને અષ્ટમીને દિવસે પણ વેદનું અધ્યયન કરવું નહી. ૧૧૩

अमावास्यागुरुंहन्तिशिष्यंहन्तिचतुर्दशी ॥
ब्रह्माष्टकापौर्णमास्यौतस्मात्ताः
परिवर्जयेत् ॥१४॥

કારણ અમાવાશ્યાને દિવસે વેદ ભણવાથી ભણાવનાર ગુરૂનો નાશ થાય છે અને ચતુર્દશીને દિવસે વેદાધ્યયનથી વેદ ભણનારનો અર્થાત્ શીષ્યનો નાશ થાય છે જ્યારે અષ્ટમી તથા પૂર્ણીમાને દિવસે ભણેલો વેદ યાદ રહેતો નથી માટે આ ચાર દિવસો વેદાધ્યયન માટે વાજત કરેલા છે. ૧૧૪

पांशुवर्षेदिशांदाहेगोमायुविरुतेतथा ॥
श्वखरोष्ट्रेचरुवतिपङ्क्तौचनपठेद्द्विजः ॥१५॥

જ્યારે સઘળી દિશાઓમાં ધુળના ગોટે ગોટ ઉડી અંધકાર પ્રસર્યો હોય, દિશાઓમાંથી શીયાળવાં, ગધેડાં, કુતરાં, ઉંટ વિગેરેના ભયાનક પોકાર સંભળાતા હોય ત્યારે તેમજ પંક્તી ભોજન કરવા બેઠી હોય ત્હેમાં બેશીને બ્રાહ્મણે વેદ ભણવો નહી. ૧૧૫

**नाधीयीतश्मशानान्तेग्रामान्तेगोव्रजेऽपिवा ।**
**वसित्वामैथुनंवासःश्राद्धिकंप्रतिगृह्यच ॥११६॥**

સ્મશાન પાસે, ગામની સીમમાં, જ્યાં આગળ ગાયો બંધાતી હોય તેવી ગૌશાળાની પાસે, મૈથુન સમયના વસ્ત્રને પ્હેરીને તેમજ શ્રાદ્ધ ભોજન વિધિમાં જમીને આવ્યા પછી વેદ ભણવો નહી. ૧૧૬

**प्राणिवायदिवाऽप्राणियत्किंचिच्छ्राद्धिकं भवेत् ॥**
**तदालभ्याप्यनध्यायःपाण्यास्योहिद्विजः स्मृतः ॥ ११७ ॥**

જીવદાન અર્થાત્ ગાય, ઘોડો, વિગેરે પ્રાણીનું દાન લઇને તેમજ નિર્જીવ અર્થાત્ ફુલની માળા વસ્ત્રાભુષણ વિગેરેનુ દાન લઇને પણ અનધ્યાય પાળવો કારણ કે આ પ્રમાણેના દાનના સ્વિકાર કરનારને પાણાસ્ય એવી સંજ્ઞા આપવામાં આવે છે. એટલે કે તે દાન હાથમાં લેવા છતાં હાથમાંજ ત્હેનું મ્હોં છે એમ ગણીને મ્હોંમાં લીધા પ્રમાણે ગણાય છે. ૧૧૭

**चोरैरुपप्लुतेग्रामेसंभ्रमेचाग्निकारिते ॥**
**आकालिकमनध्यायंविद्यात्सर्वाद्भुतेषुच ॥१८॥**

જે ગામમાં તસ્કરનો ભય હોય, અગ્નીથી ઘરને આગ લાગેલી હોય, અંતરીક્ષથી દિવ્ય અદ્‌ભુત ચમત્કારો જણાતા હોય તે સર્વને આકાલિક સમજવા અને જ્યાં સુધી તે તે સર્વ વસ્તુઓ બંધ થાય ત્યાં સુધી વેદનું અધ્યયન તે તે સ્થળે બંધ કરવું. ૧૧૮

**उपाकर्मणिचोत्सर्गेत्रिरात्रंक्षेपणंस्मृतम् ॥**
**अष्टकासुत्वहोरात्रमृत्वन्तासुचरात्रिषु ॥१९॥**

ઉપાકર્મ અને ઉત્સર્ગ વિધિમાં ત્રણ રાત અનધ્યાય પાળવો તે ઉપરાંત અષ્ટમી પછીની અહોરાત્ર પણ પાળવો જોઇએ અને તેથી પણ વિશેષ ઇચ્છાવાળાએ રૂતુની શરૂઆત અને અંતમાં એક એક અહોરાત્ર અનધ્યાય પાળવો જોઇએ. ૧૧૯

**नाधीयीताश्वमारूढोनवृक्षंनचहस्तिनम् ॥**
**ननावंनखरंनोष्ट्रंनेरिणस्थोनयानगः ॥२०॥**

ઘોડા ઉપર સ્વારી કરીને, વૃક્ષ ઉપર ચઢીને, હાથી ઉપર બેશીને, નાવમાં બેશી જળસફર કરતી વખતે અને ગધેડા તથા ઉંટ ઉપર બેશીને પણ વેદ ભણવો નહી અને ગાડીમાં બેશી તેમજ ઉષર્ દેશમાં પણ વેદ ભણવો નહી. ૧૨૦

**नविवादेनकलहेनसेनायांनसङ्गरे ॥**
**नभुक्तमात्रेनाजीर्णेनवमित्वानसूक्तके ॥२१॥**

શાસ્ત્રના વાદ વિવાદમં, કલહમાં અર્થાત્ જ્યાં લઢાઇ કંકાશ થતો હોય ત્યાં, સૈન્યના સમૂહમાં, બે સૈન્ય વચ્ચે યુદ્ધ ચાલતું હોય ત્યારે, જમ્યા પછી તરતજ, અતિ ભોજન કર્યાથી અજીર્ણને લીધે શરીર અશક્ત હોય ત્યારે ઉલટી થઇ હોય ત્યારે, ખાટા ઓડકાર આવતા હોય ત્યારે તેમજ સૂતક હોય ત્યારે પણ વેદ ભણવો નહી. ૧૨૧

**अतिथिंचाननुज्ञाप्यमारुतेवातिवाभृशम् ॥**
**रुधिरेचस्रुतेगात्राच्छस्त्रेणचपरिक्षते ॥२२॥**

પોતાને ત્યાં અતિથિ આવ્યો હોય તો ત્હેનો સત્કાર કરીને ત્હેને જાણ કર્યા શી-

વાય, તેમજ જ્યારે શરીરમાંથી શસ્ત્રના ઘા થવાથી લોહી નીકળતું હોય અથવા ફક્ત ઘા થયેલો હોય અને લોહી ન નીકળતું હોય તો પણ શરીરના પીડીત હોવાપર વેદાધ્યયન કરવું નહી. ૧૨૨

सामध्वनावृग्यजुषीनाधीयीतकदाचन ॥
वेदस्याधीत्यवाप्यन्तमारण्यकमधीत्यच ।२३।

સામ વેદનુ જ્યાં મ્હોટા સાદથી અધ્યયન થતું હોય-અર્થાત્ જ્યાં સુધી સામ વેદ ભણાતો સંભળાતો હોય ત્યાં સુધીમાં બીજો ( ઋગ્ વા યજુ ) વેદ ભણવો નહી. એક વેળા વેદના પરિપૂર્ણ ભણ્યા પછી તેજ દિવસે ત્હેને અથવા ત્હેના કોઇ પણ અંગને પૂનઃ શરૂ કરવું નહી તેમજ વેદમાંના આરણ્યકને પરિપૂર્ણ કર્યા પછી એક અહોરાત અનધ્યાય પાળવો. ૧૨૩

ऋग्वेदोदेवदैवत्योयजुर्वेदस्तुमानुषः ॥
सामवेदःस्मृतःपित्र्यस्तस्मात्तस्याशु-
चिर्ध्वनिः ॥२४॥

ઋગ્વેદને દેવદૈવત્ય કહેલો છે અર્થાત્ દેવતાઓનો પણ દેવતા સમજવો યજુર્વેદ તે મનુષ્ય દેવતા છે કારણ કે માણસોના વિવિધ ધર્મને ત્હેમાં કહેલા છે અને સામ વેદમાં પિતરોના કર્મની વિધિ જણાવેલી છે માટે તે પિતૃ દેવતા સમાન છે જે પ્રમાણે પિતૃ લોકના માટેનાં શ્રાદ્ધ વિધિ વિગેરે કર્મ કર્યા પછી વેદની શુદ્ધિને માટે આચમન કરવું પડે છે તે પ્રમાણે સામ વેદના શ્રવણથી પણ અપવિત્ર થવાય છે માટે ત્યાર પછી બીજા કોઇ પણ વેદનું અધ્યયન કરવું નહી. ૧૨૪

एतद्विदन्तोविद्वांसस्त्रयीनिष्कर्षमन्वहम् ॥
क्रमशःपूर्वमभ्यस्यपश्चाद्वेदमधीयते ॥२५॥

ત્રણે વેદ તે પોતાના ક્રમ પ્રમાણે ઉપર સમજાવ્યા તે પ્રમાણે દેવ મનુષ્ય અને પિતૃ દેવતા સમાન છે એમ જે દ્વિજ-બ્રાહ્મણ રાખે છે તે વેદના અધ્યયનની શરૂઆત કરતાં પ્હેલાં ત્રણે વેદના સત્વ રૂપ પ્રણવ, વ્યાહૃતી અને ગાયત્રીનો અનુક્રમે જપ કર્યા પછી વેદને ભણવો શરૂ કરે છે. ૧૨૫

पशुमण्डूकमार्जारश्वसर्पनकुलाखुभिः ॥
अन्तरागमनेविद्यादनध्यायमहर्निशम् ।२६।

ગુરૂ શિષ્ય વેદાધ્યયન કરવાને બેઠેલા હોય ત્યાં તે બન્નેના વચ્ચે થઇને જો ગાય વિગેરે પશુ દેડકું, બીલાડું, કુતરૂં, સાપ, નોળીયો, કોળ વિગેરે પસાર થઇ જાય તો એક અહોરાત્ર અનધ્યાય પાળવો. ૧૨૬

द्वावेववर्जयेन्नित्यमनध्यायौप्रयत्नतः ॥
स्वाध्यायभूमिंचाशुद्धामात्मानंचाशुचिं-
द्विजः ॥२७॥

જ્યાં આગળ ભુમી એંઠાજુઠા તેમજ મળમુત્રથી દુષિત હોય તે સ્થળે અને જ્યારે પોતાનુ શરીર મળમુત્રાદિ શૌચથી અપવિત્ર હોય તેવા બે પ્રસંગમાં ખાસ કરીને અનધ્યાય પાળવો જોઇએ. ૧૨૭

अमावास्यामष्टमींचपौर्णमासींचतुर्दशीम् ॥
ब्रह्मचारीभवेन्नित्यमप्यृतौस्नातकोद्विजः।२८।

સ્નાતક દ્વિજે સ્ત્રી જ્યારે ઋતુકાળમાં હોય ત્યારે પણ અમાંશ-આઠમ-પૂનમ અને ચૌદશ એવા પબવાડીયાના ચાર દિવસોમાં તો બ્રહ્મચર્ય પાળવું જોઇએ. ૧૨૮

नस्नानमाचरेद्भुक्त्वानातुरोनमहानिशि ॥
नवासोभिःसहाजस्रंनाविज्ञातेजलाशये ।२९।

ઇચ્છાનું સાર ભોજન કર્યા પછી તરત સ્નાન કરવું નહી, શરીર રોગીષ્ટ હોય અ-

ર્થાત્ અશક્ત હોય ત્યારે સ્નાન કરવું નહી, મહાનિશા—રાત્રીના બે પ્હોર ગયા પછી સ્નાન કરવું નહી, પ્હેરેલાં વસ્ત્રો સાથે સ્નાન કરવું નહી તેમજ જે નદી વા તળાવના પાણીના સુમારથી અજ્ઞાન હોઇએ તેવાં જળાશયોમાં પણ સ્નાન કરવું નહી. ૧૨૯

देवतानांगुरोराज्ञःस्नातकाचार्ययोस्तथा ॥
नाक्रमेत्कामतश्छायांबभ्रुणोदीक्षितस्यच ॥१३०॥

પથ્થર અથવા માટી વિગેરેથી બનાવેલા દેવમુર્તીની, પોતાના ગુરૂની, રાજાની, વિદ્વાન ગૃહસ્થી બ્રાહ્મણોની, આચાર્યની, સ્યામવર્ણવાળા માણસની તેમજ દિક્ષા જેણે ધારણ કરેલી હોય તેટલાની છાયા—પરછાયો ઓળંગીને જવું નહી. ૧૩૦

मध्यन्दिनेऽर्द्धरात्रेचश्राद्धंभुक्त्वाचसामिषम् ।
सन्ध्ययोरुभयोश्चैवनसेवेतचतुष्पथम् ॥१३१॥

શ્રાદ્ધ વિધિના માંસ સમેતનુ ભોજન કર્યા પછી પ્રાતઃ વા સાયમ સંધ્યા એ બંને સંધ્યાના સમયે તે માણસે જ્યાં ચાર રસ્તા એકઠા થતા હોય તેવા ચકલામાં ઝાઝો વખત ખોટી થવું નહી. ૧૩૧

उद्वर्त्तनमपस्नानंविण्मूत्रेरक्तमेवच ॥
श्लेष्मनिष्ठ्युतवान्तानिनाधितिष्ठेत्तुकामतः ॥१३२॥

તેમજ ત્હેણે જાણી જોઇને જે સ્થળે માણસના મર્દનને માટે તેલ વિગેરે સુગંધીમય પ્રવાહી વિગેરે મુકેલાં હોય, નાવાના માટેના પાણી ઉપર, વિષ્ઠા, મુત્રમળ વિગેરે કફ, થુંક વિગેરે મ્હોંનો ઓગાર થુંકી નાંખેલો હોય તેમજ જે સ્થળે ઉલટી થયેલું પડયું હોય ત્યાં પગ મુકીને ચાલવુ નહી. તેમ બેસવુ પણ નહી. ૧૩૨

वैरिणंनोपसेवेतसाहाय्यंचैववैरिणः ॥
अधार्मिकंतस्करंचपरस्यैवचयोषितम् ॥१३३॥

ત્હેણે પોતાના દુષ્મનનો તેમજ દુષ્મનના ચીત્રનો સત્કાર કરવો નહી તેમજ તસ્કરને અને દુષ્ટ માણસોનું સન્માન કરવું નહી તેમજ મલીન વિચારથી પરસ્ત્રીની શેવા પણ કરવી નહી અથવા ત્હેનું સન્માન કરવું નહી. ૧૩૩

नहीदृशमनायुष्यंलोकेकिंचनविद्यते ॥
यादृशंपुरुषस्येहपरदारोपसेवनम् ॥१३४॥

પરસ્ત્રીની શેવા કરવા સમાન પુરૂષનું આયુષ્ય ઘટાડનાર આ દુનીયામાં બીજુ એવું એક પણ અયોગ્ય કર્ત્તવ્ય નથી અર્થાત્ પરસ્ત્રીના સેવનથી માણસના આયુષ્યનો ત્વરાથી ક્ષય થાય છે. ૧૩૪

क्षत्रियंचैवसर्पंचब्राह्मणंचबहुश्रुतम् ॥
नावमन्येतवैभूष्णुःकृशानपिकदाचन ॥१३५॥

ધન, ધાન, આયુષ્ય, સંતતિ અને સંપત્તીની ઇચ્છા રાખનારે આ લોકમાં, ક્ષત્રીય, સર્પ, બહુશ્રુત—વિદ્વાન બ્રાહ્મણ અને અશક્તનું અપમાન કરવું નહી. ૧૩૫

एतत्त्रयंहिपुरुषंनिर्दहेदवमानितम् ॥
तस्मादेतत्त्रयंनित्यंनावमन्येतबुद्धिमान् ॥१३६॥

કારણ કે તે ત્રણનું અપમાન થવાથી અર્થાત્ ત્હેમને કકળાવવાથી ત્હેમના શ્રાપથી અપમાન કરનારના સર્વસ્વનો નાશ થાય છે માટે જ્ઞાની પુરૂષે તે ત્રણમાંથી કોઇનો અનાદર કરવો નહી અર્થાત્ ત્હેમને હમેશાં યોગ્ય સન્માન આપવું. ૧૩૬

नात्मानमवमन्येतपूर्वाभिरसमृद्धिभिः ॥
आमृत्योःश्रियमन्विच्छेन्नैनांमन्येतदुर्लभाम् ॥१३७॥

ઘણો શ્રમ કરવા છતાં પણ પૈસાની પ્રાપ્તી ન થાય તો પોતે મંદભાગી—કમનશીબ છે એમ જાણી પોતાના પંડને નિંદ-

વો નહી પણ લક્ષ્મી અપ્રાપ્ય છેજ નહી એમ ગણી જ્યાં સુધી પોતે જીવતો હોય ત્યાં સુધી તે મેળવવાનો પ્રયાસ કર્યા કરવો. ૧૩૭

**सत्यंब्रूयात्प्रियंब्रूयान्नब्रूयात्सत्यमप्रियम् ॥**
**प्रियञ्चनानृतंब्रूयादेषधर्मःसनातनः ॥१३८॥**

ગૃહસ્થીએ હમેશાં સત્ય અર્થાત્ સાંભળેલું એટલુંજ નહી પણ પોતે નજરે નજર જોયુ તે તેમજ જે પ્રિય લાગે તેવું હોય તે બોલવું જેમકે કોઇને પુત્ર થયો હોય તો તેવી વધામણીની વાત જણાવવી પણ સાંભળી હોય અને દેખી હોય તેવી અપ્રિય વસ્તુ જેવી કે કોઇના મરણની માઠી ખબર તે કહેવી નહી તેમજ કોઇને પ્રિય થઇ પડવાને માટે અસત્ય ભાષણ કરવું નહી એવો વેદનો જે ધર્મ ત્હેને સનાતન ધર્મ કહેલો છે. ૧૩૮

**भद्रंभद्रमितिब्रूयाद्भद्रमित्येववावदेत् ॥**
**शुष्कवैरंविवादंचनकुर्यात्केनचित्सह ।१३९।**

ત્હેણે હમેશાં જે કોઇ વાત કરવા આવે ત્હેની વાત સાંભળવી અને પોતાનો અભિપ્રાય પુછવામાં આવે તો હા ઘણુંજ ઉત્તમ છે–સારૂ છે એ પ્રમાણે ત્હેને પ્રિય થઇ પડે તે પ્રમાણે કહેવું પણ કોઇ પણ કારણ વિના કોઇની સાથે દ્વેષ કરવો અથવા કલેશ કરવો નહી. ૧૩૯

**नातिकल्यंनातिसायंनातिमध्यन्दिनेस्थिते ॥**
**नाज्ञातेनसमंगच्छेन्नैकोनवृषलैःसह ।।१४०।।**

ત્હેણે પ્રાતઃકાળમાં ઘણાજ વ્હેલા તેમજ રાત્રીના સંધ્યાકાળ વિત્યા પછી ઘણા મોડા, બપ્પોરના ખરા મધ્યાન્હના સમયે જ્યારે સૂર્યનો તાપ ઘણોજ સખ્ત હોય ત્યારે, અને જેની સાથે પિછાન વા પરિચય ન હોય તેવા માણસની સાથે, એકલા માર્ગમાં સંગાથ વિના તેમજ શુદ્રના સંગાથે મુસાફરી કરવી નહી. ૧૪૦

**हीनाङ्गानतिरिक्ताङ्गान्विद्याहीनान्वयोऽधिकान् ॥**
**रूपद्रव्यविहीनांश्चजातिहीनांश्चनाक्षिपेत्।४१।**

ગૃહસ્થીએ હિન અંગોવાળા અર્થાત્ જેનાં શરીરનાં અંગો સંપૂર્ણ ન હોય ત્હેનો, જેના અંગ પ્રમાણ કરતાં વધારે હોય ત્હેનો, અજ્ઞાન માણસનો, તેમજ જે ગરીબ હોય રૂપાળો ન હોય, વૃદ્ધનો તેમજ નિચાકુલમાં ઉત્પન્ન થયો હોય તેનો અનાદર કરવો નહી૧૪૧

**नस्पृशेत्पाणिनोच्छिष्टोविप्रोगोब्राह्मणानलान् ॥**
**नचापिपश्येदशुचिःसुस्थोज्योतिर्गणान्दिवि ॥ ४२ ॥**

બ્રાહ્મણે જમ્યા પછી આચમન કર્યા વિના અર્થાત્ જ્યારે હાથ મ્હોં અશુદ્ધ હોય ત્યારે ગાય અગ્નિ, વા બ્રાહ્મણને સ્પર્શ કરવો નહી તેમજ પ્રકૃતિ સારી હોવા છતાં જ્યારે તે અપવિત્ર હોય ત્યારે આકાશમાંના તેજસ્વી ગ્રહો અર્થાત્ સૂર્ય, ચંદ્ર, તારા અને તારાગણ તથા ગ્રહો વિગેરેનું દર્શન પણ કરવું નહી. ૧૪૨.

**स्पृष्ट्वैतानशुचिर्नित्यमद्भिःप्राणानुपस्पृशेत् ॥**
**गात्राणिचैवसर्वाणिनाभिंपाणितलेनतु ।४३।**

આ પ્રમાણેના નિયમ વિરૂદ્ધ જ્યારે અપવિત્ર હોવા છતા જો તે ગાય આદિને અડકયો હોયતો તેણે હમેશાં પોતાના હાથમાં પાણી લઇને પંચેન્દ્રિયોને પાણીનો સ્પર્ષ કરવો તેમજ શરીરના અન્ય સર્વ અવયવો અને નાભિને પણ પાણી અડકાડવું.૧૪૩

**अनातुरःस्वानिखानिनस्पृशेदनिमित्ततः ॥**

रोमाणिचरहस्यानिसर्वाण्येवविवर्जयेत् ॥४४॥

શરીરની પ્રકૃતિ નરમ ન હોય તે શીવાય કોઈપણ સમયે ત્હેણે ઇંદ્રિયોનાં છેદને સ્પર્શ કરવો નહી અર્થાત્ નાક, કાન વિગેરેનાં છીદ્રોમાં ખંજોળવું નહી તેમજ શરીરના ગુપ્ત અવયવોના ઉપરનાં રૂળાં અને તેમજ બગલમાંનાં રૂળાંને સ્પર્શ કરવો નહી. ૧૪૪.

मङ्गलाचारयुक्तःस्यात्प्रयतात्माजितेन्द्रियः ॥
जपेचजुहुयाच्चैवनित्यमग्निमतन्द्रितः ॥४५॥

હમેશાં ત્હેણે આતુરતાથી સુભસુચક માર્ગ તેમજ જે રીવાજ પાડવાથી પોતાનું આચરણ સારૂ ગણાય તેમ હોય તેવાં લક્ષણોને અનુસરવું. અંતઃકરણની નીર્મળતા સાચવવાને માટે પોતાથી બનતો પ્રયત્ન હમેશાં કરવો જીતેન્દ્રિય થવું અર્થાત્ ઇન્દ્રિદમન કરવું અને આલસ્ય તજીને હમેશાં ભકિતમાં તત્પર રહી નિરંતર અગ્નિમાં હોમ કરવો૧૪૫

मङ्गलाचारयुक्तानांनित्यञ्चप्रयतात्मनाम् ॥
जपतांजुह्वताञ्चैवविनिपातोनविद्यते ॥४६॥

આ પ્રમાણેના નિયમો પ્રમાણે જે સદાચરણથી ચાલી, ગાયત્રીનો જપ કરે છે અને અગ્નિમાં હોમ હમેશાં કરે છે તેવા સદ્દપુરૂષને દેવતાઓ કે મનુષ્યથી કોઈપણ પ્રકારનો ઉપદ્રવ થઈ શકતો નથીં. ૧૪૬.

वेदमेवाभ्यसेन्नित्यंयथाकालमतन्द्रितः ॥
तंह्यस्याहुःपरंधर्ममुपधर्मोऽन्यउच्यते ॥४७॥

હમેશાં અનુકુળ સમયે ગાયત્રિ સમેત વેદનું અધ્યયન કરવું કારણ કે મનુ વિગેરે જ્ઞાની માણસોએ બ્રાહ્મણના કલ્યાણને માટે ત્હેને સર્વથી શ્રેષ્ઠ ધર્મ કહેલો છે અને બીજુ વેદ અર્થાત્ સદાચરણ પાળવા વિગેરેને તેનાથી ઉતરતી પંકતીનો ધર્મ કહેલો છે.૧૪૭.

वेदाभ्यासेनसततंशौचेनतपसैवच ॥
अद्रोहेणचभूतानांजातिंस्मरतिपौर्विकीम् ॥४८॥

હમેશાં વેદ ભણવાથી, પવિત્રતાના નિયમોનું અનુસરણ કરવાથી, તપ તથા વૃત પાળવાથી, અને સૃષ્ટીનાં પ્રાણીઓને ઉપદ્રવ નહી કરવાથી માણસને ભુતકાળના પોતાના જન્મનું ભાન થાય છે. ૧૪૮.

पौर्विकींसंस्मरन्जातिंब्रह्मैवाभ्यसतेपुनः ॥
ब्रह्माभ्यासेनचाजस्रमनन्तंसुखमश्नुते ॥४९॥

પૂર્વ જન્મની જાતીનું સ્મરણ થયા પછી પણ જે નિયમીત રીતે વેદનું અધ્યયન કરે છે ત્હેને ગર્ભાવસ્થા જન્મ પછીની અવસ્થા જરા અને મરણ દુઃખનું જ્ઞાન થાય છે અર્થાત્ તે બ્રહ્મજ્ઞાનને પામે છે તેમ છતાં પણ જે સાક્ષાત્ વેદનું શ્રવણ અને મનન કરે છે તે મરણ પછી અનંત અવીનાશી પરમાનંદ પ્રગટ સ્વરૂપને પામે છે અર્થાત્ અક્ષય મોક્ષની પ્રાપ્તીને પામે છે. ૧૪૯.

सावित्रान्शान्तिहोमांश्चकुर्यात्पर्वसुनित्यशः ॥
पितॄंश्चैवाष्टकास्वर्चेन्नित्यमन्वष्टकासुच ॥१५०॥

પૂર્ણિમા તથા અમાવાસ્યાને દિવસે દુઃખ સંતાપને દુર કરવાને માટે સુર્ય છે દેવતા જેનો એવા શાંતી હોમ કરવા પૂર્ણીમા શીવાય કૃષ્ણપક્ષની અષ્ટમીને દિવસે પણ અષ્ટકા નામ કર્મ પ્રમાણે તેમજ નવમીને દિવસે અન્વષ્ટકા નામની વિધિ પ્રમાણે પિતરોની શાન્તી કરવાને માટે હોમ કરવા જોઇએ. ૧૫૦.

दूरादावसथान्मूत्रंदूरात्पादावसचेनम् ॥
उच्छिष्टान्ननिषेकञ्चदूरादेवसमाचरेत् ॥५१॥

પોતાના ઘર અને વિશેષે કરીને અગ્નિગૃહથી ઘણેજ દુર મળમુત્ર આદિનો ત્યાગ કરવો તથા સ્નાન કરેલું પાણી જવું

જોઇએ તેમજ પગ ધોવા તથા ઓસામણ વિગેરેનું એઠું પાણી વિર્ય ત્યાગ વિગેરે અપવિત્ર પ્રવાહીને નાખવાં. ૧૫૧.

मैत्रंप्रसाधनंस्नानंदन्तधावनमेञ्जनम् ॥
पूर्वाह्ण एवकुर्वीतदेवतानाञ्चपूजनम् ॥ ५२ ॥

ગૃહસ્થીએ દિવસના પ્હેલા પ્રહરમાં અર્થાત્ પ્રાતઃકાળમાં દાતણપાણી તેમજ મળમુત્રનો ત્યાગ કરી પ્રાતઃસંધ્યાને માટે સ્નાન વિગેરે કરીને આંખોમાં અંજન વિગેરે કરવાં અને ત્યાર પછી પરવારીને પોતાનાં સ્વચ્છ વસ્ત્રાભુષણો પરિધાન કરવાં.૧૫૨

दैवतान्यभिगच्छेत्तुधार्मिकांश्चद्विजोत्तमान् ॥
ईश्वरंचैवरक्षार्थंगुरूनेवचपर्वसु ॥ ५३ ॥

અમાવાસ્યા આદિ પર્વના દિવસો હોય ત્યારે પાષાણ વીગેરેની દેવતાઓની વિધિ પ્રમાણે સ્થાપન કરેલી હોય તેવી મુર્તિવાળાં દેવાલયોમાં, ધર્માત્મા અને ધર્મજ્ઞ બ્રાહ્મણોની પાસે, મ્હોટા માણસો તથા રાજા વિગેરે અમલદારોની પાસે, તેમજ પોતાના ગુરૂ જે પિતા સમાન હોય ત્હેમની પાસે પોતાના રક્ષણને માટે મળવાને જવું. ૧૫૩.

अभिवादयेद्वृद्धांश्च दद्याच्चैवासनंस्वकम् ॥
कृताञ्जलिरुपासीतगच्छतःपृष्ठतोऽ
न्वियात् ॥ ५४ ॥

પોતાના ઘરમાં જો ગુરૂ પધારે તો ઉઠીને ત્હેમને નમસ્કાર કરીને સન્માન આપવું અને પોતાનું આસન આપીને ત્હેમને બેસારવા અને પોતે માન આબરૂથી અદબ રાખી તેમની સામે બેઉકરનો સંપુટ કરીને બેસવું અને જ્યારે ગુરૂ જવા માંડે ત્યારે થોડે સુધી ત્હેમના માનની ખાતર ત્હેમને પ્હોંચાડવાને માટે ત્હેમની પાછળ પાછળ જવું. ૧૫૪

श्रुतिस्मृत्युदितंसम्यङ्निबद्धंस्वेषुकर्मसु ॥
धर्ममूलंनिषेवेतसदाचारमतन्द्रितः ॥ ५५ ॥

ત્હેણે હમેશાં પોતાના ધર્મને અનુસરીને પોતાના વર્ગના સદાચરણી માણસોના માર્ગને અનુસરવો તેમજ વેદ અને સ્મૃતિમાં વિસ્તારથી વર્ણવેલા પોતાના સંબંધના સર્વ નિયમોને પાળવા. ૧૫૫.

आचाराल्लभतेह्यायुराचारादीप्सिताःप्रजाः॥
आचाराद्धनमक्षय्यमाचारोहन्त्य
लक्षणम् ॥ ५६ ॥

કારણ કે તે પ્રમાણેના સદાચારવાળાં વર્તન અને આચાર વિચારથીજ ગૃહસ્થી લાંબા આયુષ્યને પ્રાપ્ત કરે છે. સદાચારથી મનવાંચ્છીત પુત્ર, પૌત્ર, પુત્રી એવાં સંતાનની પ્રાપ્તી થાય છે; તેમજ સદાચારથી અખુટ દ્રવ્ય મળે છે અને અશુભ સુચક ચિન્હનો નાશ થાય છે. ૧૫૬.

दुराचारोहिपुरुषोलोकेभवतिनिन्दितः ॥
दुःखभागीचसततंव्याधितोऽल्पायुरेवच॥५७॥

સદાચાર મુકીને જે માણસ દુરાચારથી વર્તતો હોય છે તેની હમેશાં દુનિયાના લોક નિંદા કરે છે. દુરાચાર દુઃખ ઉત્પન્ન કરે છે અર્થાત્ દુરાચારી ઘણાં દુઃખ ભોગવે છે અને અલ્પાયુ થતો જાય છે અર્થાત્ દુર્ગુણના ફળ દુઃખ ત્હેને ભોગવવાં પડે છે માટે હમેશાં દુર્ગુણનો ત્યાગ કરી સદાચારથી વર્તવાને માટે પ્રયત્ન કરવો. ૧૫૭.

सर्वलक्षणहीनोऽपियःसदाचारवान्नरः ॥
श्रद्दधानोऽनसूयश्चशतंवर्षाणिजीवति॥५८॥

જે માણસ સદાચારથી વર્તે છે અને શ્રદ્ધાળુ હોય છે તે પારકાના દોષ કોઇને કહેતો નથી તેમની તરફ લક્ષ આપતો પણ નથી આવા માણસનામાં એક પણ બીજુ શુભ ચિન્હ હોય નહી તે છતાં તે સૌ વર્ષના આયુષને પ્રાપ્ત કરે છે. ૧૫૮.

यद्यत्परवशंकर्मतत्तद्यत्नेनवर्जयेत् ॥
यद्यदात्मवशंतुस्यात्तत्तत्सेवेतयत्नतः ॥१५९॥

જે કાર્યમાં જાત મહેનતથી કાંઈપણ લાભ મળતો ન હોય અર્થાત્ જે પોતાનામાં કરવાને માટે સામર્થ્ય ન હોય પણ જેમાં પારકા માણુસની સહાયતા લેવાની હોય. જેને માટે પારકાના ઉપરજ પૂરો આધાર રાખવો પડે તેવું હોય તેવા કાર્યનો હમેશાં ત્યાગ કરવો પણ જે કામ પોતાનાથીજ પૂર્ણપણે કરાય તેવું હોય અર્થાત્ જેનું ફળ મેળવવું પોતાનાજ હાથમાં હોય તે ખાસ કરીને કરવું. ૧૫૯.

सर्वंपरवशंदुःखंसर्वमात्मवशंसुखम् ॥
एतद्विद्यात्समासेनलक्षणंसुखदुःखयोः ॥१६०॥

આ લોકમાં સુખી વા દુઃખી થવું તે માણુસના પોતાનાજ હાથમાં છે કારણ કે સ્વતંત્રતા તે સુખ અને પરતંત્રતા તે દુઃખ સમજવાં. જે કામની પૂર્ણાહુતી અને ફળને માટે અન્ય ઉપર આધાર રાખવો પડે છે ત્હેમાં ભય અને દુઃખ સમાયલાં છે જ્યારે જે કામ આપ મ્હેનતથીજ પૂર્ણ કરાય છે ત્હેમાં આત્મ સંતોષ સમાયલો છે અને આત્મ સંતોષ સર્વ સુખનું મુળ છે. ૧૬૦.

यत्कर्मकुर्वतोऽस्यस्यात्परितोषोऽन्तरात्मनः ॥
तत्प्रयत्नेनकुर्वीतविपरीतंतुवर्जयेत् ॥ ६१ ॥

જે કામ કરવામાં પોતાના આત્માને આનંદ થાય અર્થાત્ સંતોષ મળે તે અવશ્ય કરવું પણ જે કામ કરવાથી કષ્ટ ઉત્પન્ન થાય છે અને આત્માને અસંતોષ થાય છે ત્હેનો હમેશાં ત્યાગ કરવો. ૧૬૧.

आचार्यंचप्रवक्तारंपितरंमातरंगुरुम् ॥
नहिंस्याद्ब्राह्मणान्गाश्चसर्वांश्चैवतपस्विनः ॥६२॥

જે ગુરૂએ યજ્ઞોપવીત આપ્યું હોય તથા વેદનાં વ્યાખ્યાન આપીને ઉપદેશ આપ્યો હોય ત્હેનું તેમજ પોતાનાં માતપિતા તથા અન્ય શિક્ષાગુરૂનું અપમાન કરવું નહી ત્હેની સામે અપમાન થાય તેવી રીતે બોલવું નહી; વળી ગાય, બ્રાહ્મણ અને તપસ્વીના સામા પણ થવું નહી. ૧૬૨.

नास्तिक्यंवेदनिन्दांचदेवतानांचकुत्सनम् ॥
द्वेषंदम्भंचमानंचक्रोधंतैक्ष्ण्यंचवर्जयेत् ॥६३॥

ગૃહસ્થીએ હમેશાં પરલોકપર અનાસ્થા રાખવી નહી તેમજ વેદની વિરૂદ્ધ વાદવિવાદ કરવો નહી. તથા દેવતાઓનો તથા મંદિરની મુર્તિઓનો તિરસ્કાર કરવો નહી અને દુર્ગુણનો ત્યાગ કરવો અર્થાત્ અવિવેક દ્વેષ, દંભ, અહંકાર ક્રોધ અને ક્રુરતાનો ત્યાગ કરવો. ૧૬૩.

परस्यदण्डंनोद्यच्छेत्क्रुद्धोनैवनिपातयेत् ॥
अन्यत्रपुत्राच्छिष्याद्वाशिष्ट्यर्थंताडयेत्तुतौ ॥६४॥

ત્હેણે ક્રોધમાં આવી કોઇને મારવાને માટે લાકડી ઉગામવી નહી તેમજ કોઇના શરીર ઉપર ત્હેનો પ્રહાર પણ ન કરવો પણ પુત્ર, શિષ્ય, સ્ત્રી અને દાસ દાસીને તો જો તેઓનો વાંક પડયો હોય તો ત્હેમને સુધારવાને માટે શિક્ષા કરવી. ૧૬૪

ब्राह्मणायावगुर्यैवद्विजातिर्वधकाम्यया ॥
शतंवर्षाणितामिस्रेनरकेपरिवर्तते ॥ ६५ ॥

જો કોઇ દ્વિજ બ્રાહ્મણને મારવાનાં ઇરાદાથી ત્હેના તરફ લાકડી ઉગામે છે. મારતો નથી તો પણ લાકડી ઉઠાવવાના પાપની શીક્ષાને માટે સો વર્ષ સુધી તામીસ્ર નામના નર્કમાં ભ્રમણ કરે છે. ૧૬૫

ताडयित्वातृणेनापिसंरम्भान्मतिपूर्वकम् ॥
एकविंशतिमाजातिःपापयोनिषुजायते ॥६६॥

ક્રોધથી કરીને જો બ્રાહ્મણને એક તણ-

ખલા સરખાથી પણ પ્રહાર કરે છે તો તે માણુસ ત્હેના પાપની શીક્ષાને માટે ત્હેના એકવીશ જન્મ સુધી નિચી પંક્તીનાં પ્રાણીની યોનીમાં અર્થાત્ કુતરાં-બિલાડાં વિગેરેની પંક્તીમાં જન્મ પામે છે. ૧૬૬

अयुध्यमानस्योत्पाद्यब्राह्मणस्यासृगङ्गतः ॥
दुःखंसुमहदाप्नोतिप्रेत्याप्राज्ञतयानरः ॥ ६७॥

ફક્ત પોતાના મૂખ વિચારો પ્રમાણેજ કોઇ માણુસ જે બ્રાહ્મણુ ત્હેના પ્રત્યે કોઇ પણુ વૈર ધરાવતો ન હોય તેમજ ત્હેને ઉપદ્રવ પણુ કરતો ન હોય ત્હેના શરીરમાંથી શસ્ત્રના ઘા કરીને અથવા બીજી કોઇ પણુ રીતે રક્તશ્રાવ કરે છે તે મરણુ પછી અત્યંત દુઃખને ભોગવે છે. ૧૬૭

शोणितंयावतःपांसून्संगृह्णातिमहीतलात् ॥
तावतोऽब्दानमुत्रान्यैःशोणितोत्पादको ऽद्यते ॥ ६८ ॥

ઉપર પ્રમાણેના નિરપરાધિ બ્રાહ્મણુના શરીરમાં અણીવાળાં-અસિ વીગેરે શસ્ત્રોથી પ્રહાર કરીને જે માણુસ રક્તશ્રાવ કરે છે તે માણુસે જેટલા રેતીના કણુને બ્રાહ્મણુનુ રૂધિર સ્પર્ષ કરે છે તેટલાં વર્ષો સુધી રક્ત શ્રાવ કરનાર માણુસને ત્હેના બીજા જન્મોમાં શુવર વિગેરે માંસહારી પ્રાણીઓ ફાડી ખાય છે. ૧૬૮

नकदाचिद्दिजेतस्माद्विद्वानवगुरेदपि ॥
नताडयेत्तृणेनापिनगात्रात्स्रावयेदसृक्॥६९॥

આટલા કારણોને માટે વિદ્વાન અને જ્ઞાની પુરૂષે બ્રાહ્મણુને ધમકી આપવી નહી, લાકડી વા ઘાસના તણુખલા સરખાથી પણુ પ્રહાર કરવો નહી તેમજ ત્હેના શરીરમાંથી રક્ત નીકળે તેવુ કોઇ પણુ ત્હેને અડકાડવું નહી. ૧૬૯

अधार्मिकोनरोयोहियस्यचाप्यनृतंधनम् ॥
हिंसारतश्चयोनित्यंनेहासौसुखमेधते॥१७०॥

જે માણુસ શાસ્ત્રના નિયમ વિરૂદ્ધ દુરાચારથી વર્તે છે, અને જે અસત્ય વ્યવહારથી ધન દોલત એકઠાં કરે છે અને જે પર હિંસા કરે છે તે માણુસ ગમે તેટલો દ્રવ્યવાન હોય છે છતાં આ લોકમાં સુખને પામતો નથી અને પરલોકમાં તો ત્હેનાં આ લોકમાં કરેલાં પાપ કર્મની શીક્ષા ત્હેને ભોગવવીજ પડે છે. ૧૭૦

नसीदन्नपिधर्मेणमनोऽधर्मेनिवेशयेत् ॥
अधार्मिकाणांपापानामाशुपश्यन्विपर्ययम् ॥ ७१ ॥

શાસ્ત્રમાં કરેલા ધર્મ નિયમ પ્રમાણે વર્તન કરવા છતાં ધનની પ્રાપ્તી ન થાય અને દુઃખ આવી પડે તો પણુ માણુસે પોતાના સદાચરણુનો ત્યાગ કરીને અવ્યવહાર કરીને ધન મેળવવાને માટે યત્ન કરવો નહી કારણુ કે તેમ કરનાર અર્થાત્ જે માણુસ ચોરી વિગેરે છળ કપટ અને બીજાં અધર્મ કર્મ કરીને દ્રવ્ય એકઠું કરે છે ત્હેને થોડાજ સમયમાં નાશ પામતો અર્થાત્ દુઃખી થતો તે જુવે છે. ૧૭૧

नाधर्मश्चरितोलोकेसद्यःफलतिगौरिव ॥
शनैरावर्तमानस्तुकर्तुर्मूलानिकृन्तति ॥ ७२ ॥

જે માણુસ આ દુનિયામાં અધર્મ કર્મ કરે છે ત્હેને ત્હેનાં કુકર્મોનું માઠું ફળ કાંઇ તરતને તરત તો મળતુંજ નથી પણુ જેવી રીતે પૃથ્વીમાં કોઇ કાળે બીયાં નાંખવામાં આવ્યાં હોય છે તે કેટલાક સમય સુધી તો કાંઇ પણુ ચિન્હ ધર્યા વિના જેવાં પડ્યાં હોય તેવાં ત્યાંજ પડ્યાં રહે છે અથવા તો અદૃષ્ય થાય છે પણુ જ્યારે વર્ષા આવે છે ત્યારે તેજ બીયાં વરસાદના પાણીથી બી-

જાય છે અને પછી તાપ વગેરે ઋતુના ઇશ્વરી બનાવોના પરિણામે તે ફુટી નીકળે છે અર્થાત્ આપણી નજરે પડે છે તેજ પ્રમાણે પાપ કર્મ કરનારને શરૂઆતમાં તો પોતાના દુષ્ટ કર્મ વિશે કોઇ જાણતુંજ નથી એમ જણાય છે પણ જેમ જેમ તેવા અનુમાનથી તે વધારે ને વધારે પાપ કરતો જાય છે તેમ તેમ ત્હેનો પાપનો ઘડો ભરાતો જાય છે જે આખરે જાહેર પડે છે અને ત્હેને શરૂઆતથી તે અંત સુધીનો ત્હેનાં સર્વ પાપની શીક્ષા ખમવી પડે છે અર્થાત્ તે પુરેપુરો પાયમાલ થાય છે. ૧૭૨

यदिनात्मनिपुत्रेषुनचेत्पुत्रेषुनप्तृषु ॥

नत्वेवतुकृतोऽधर्मःकर्तुर्भवतिनिष्फलः ॥७३॥

માણસ પોતે જે અધર્મ કર્મ કરે છે ત્હેનાં માઠાં ફળ જો ત્હેને મળતાં નથી તો તેથી તે બચ્યો છે અથવા ઇશ્વરે તેનો ગુન્હો માફ કર્યો છે એમ જાણવું નહી કારણ કે દરેક વાંકને માટે શિક્ષા તો થવાનીજ છે માટે જો પાપ કર્મનો કરનાર શિક્ષા ભોગવતો નથી તો ત્હેના પાપના પ્રમાણમાં વધારો થતાં ત્હેના વંશજ ( પુત્રો ) ને અથવા તો ત્હેના દુરના વંશજો ( પૌત્રો ) ને પણ ત્હેમના પુર્વજોનાં કરેલાં પાપનો પશ્ચાતાપ કરવો પડે છે. ૧૭૩

अधर्मेणैधतेतावत्ततोभद्राणिपश्यति ॥

ततःसपत्नाञ्जयतिसमूलस्तुविनश्यति ॥७४॥

અધર્મી માણસને શરૂઆતમાં તો પોતાના પાપ કર્મનાં સારાંજ ફળ મળે છે. શરૂઆતમાંજ ત્હેની માલ મીલકત, વાડી વજીફા વીગેરેમાં વૃદ્ધિ થાય અને ત્હેના પ્રમાણમાં નોકરો અને વાહનોમાં વધારો થાય છે, શત્રુઓ ઉપર તે જય મેળવે છે પણ જયારે તે પુરે પુરા સુખનો ભોક્તા થાય છે અર્થાત્ પોતાના મનમાં એમ ધારે છે કે હવે હું સુખી થયો છું ત્યારે પણ તે અધર્મ કર્મ કરતોજ જાય છે અને ત્હેના પરિણામે તેના ઉપર એવો તો એકાદ પ્રસંગ આવી પડે છે કે જેટલે દરજ્જે તે ચઢયો છે તેટલાજ અથવા તો તેથી બમણા નીચા દરજ્જામાં તે આવી પડે છે. ૧૭૪

सत्यधर्मार्यवृत्तेषुशौचेचैवारमेत्सदा ॥

शिष्यांश्चशिष्याद्धर्मेणवाग्बाहूदरसंयतः ॥७५॥

ગૃહસ્થીએ હમેશાં સજ્જનો, સદાચરણથી ચાલનારા માણસો અને ધર્માત્માઓ પ્રમાણેની પોતાની વૃત્તિ રાખવી, પોતાના શિષ્યોને ત્હેમના હિતને માટે શિક્ષા–સારી શીખામણ આપવી અને પોતાની વાણી, બાહુ અને ઉદર ઉપર પોતાનો સંયમ રાખવો અર્થાત્ એવી રીતે બોલવું કે જેથી કોઇને ખોટુ લાગે નહી અર્થાત્ પ્રિયવાદી થવું, પોતે ગમે તેવો મજબુત હોય તો પણ કોઇને વિના કારણ પિડા કરવી નહી અને ઉદર કહેતાં પેટ ઉપર કાબુ રાખવું અર્થાત્ જે સમયે અને જેટલું મળે તેટલાથી સંતોષ પામવું. ૧૭૫

परित्यजेदर्थकामौयौस्यातांधर्मवर्जितौ ॥

धर्मंचाप्यसुखोदर्कंलोकविक्रुष्टमेवच ॥७६॥

જે ધર્મનાં અથવા અર્થનાં કાર્યો કરવામાં ધર્મના નિયમો વિરૂદ્ધ વર્તન કરવું પડતું હોય જેવું કે ચોરી કરીને અથવા તો છેતરીને તેમજ તેવા અન્ય પ્રપંચો કરીને દ્રવ્ય એકઠું કરવું તેવાં કર્મોનો ત્યાગ કરવો, દિક્ષા લીધા પછી યજમાન સ્ત્રીનો સંભોગ કરવો તેમજ જે ધર્મ કર્મોથી ભવિષ્યમાં દુઃખ ઉત્પન્ન થાય તેવાં હોય જેવાં કે પોતાને કુટુંબકબીલાનું પાલણપોષણ કરવાનું હોય છતાં પોતાની આવક જેટલું પુન્ય-

દાન કરવું વિગેરે ધર્મ કર્મોનો પણ ત્યાગ કરવો. ૧૭૬

नपाणिपादचपलोननेत्रचपलोऽनृजुः॥
नस्याद्वाक्चपलश्चैवनपरद्रोहकर्मधीः ॥७७॥

ગૃહસ્થીએ હાથ પગને વિના પ્રયોજને હલાવવા નહી અર્થાત્ કાંઈપણ કારણ વિના કોઈપણ વસ્તુને એક જગ્યાથી બીજી જગ્યાએ મુકવી અથવા તો સામા માણસને કાંઇપણ તે ચિજનો ઉપયોગ ન હોય છતાં ત્હેને ત્હેના સામી ધરવી નહી; તેમજ નેત્ર ચાપલ્ય અર્થાત્ રસ્તાપર કોઈપણ સ્રીની સામે દ્રષ્ટી કરવી નહી, વાણીથી કોઇને માટેનુ અસત્ય ભાષણ કરવું નહી–નિંદા કરવી નહી, મીથ્યા વાદવિવાદ કરવામાં માથાકુટીયા થવું નહી અને પરદ્રોહ કરવો નહી અર્થાત્ કોઈ માણસનું બુરૂં કરવું નહી અને ત્હેનું બુરૂં કેમ થાય એવો મનમાં ખ્યાલ સરખો પણ કરવો નહી ૧૭૭.

येनास्यपितरोयातायेनयाताःपितामहाः ॥
तेनयायात्सतांमार्गंतेनगच्छन्नरिष्यते ॥७८॥

વિવિધ રીતે શાસ્રના અર્થ થયા છે માટે જ્ઞાની ગૃહસ્થીએ હમેશાં જે માર્ગ પોતાના વડીલો અનુસરી ગયા હોય તેજ માર્ગે અનુસરવું અને બીજા જે જે માર્ગો સજ્જનો અનુસરતા હોય તેવા સર્વને તેણે સ્વીકારવા. ૧૭૮.

ऋत्विक्पुरोहिताचार्यैर्मातुलातिथिसंश्रितैः ॥
बालवृद्धातुरैर्वैद्यैर्ज्ञातिसंबन्धिबान्धवैः ॥७९॥

રૂત્વિક્, પુરોહીત, શાંતિ હોમ વિગેરેના કરાવનાર, આચાર્ય, મામા, અતિથિ, પોતાના આશ્રયથી જેનું ગુજરાન ચાલતું હોય તે, પોતાના જ્ઞાતિબંધુઓની સાથે, પોતાના પિતાના સંબંધીઓ સાથે, બાળક, વૃદ્ધ, વૈદ્ય, પોતાના માતાપિતા સ્રી વિગેરેના સંબંધનાં સગાંવ્હાલાંની કોઈની સાથે કદાપિ પણ કજીયો કંકાસ કરવો નહી.૧૭૯

मातापितृभ्यांयामीभिर्भ्रात्रापुत्रेणभार्यया ॥
दुहित्रादासवर्गेणविवादंनसमाचरेत् ॥१८०॥

તેમજ માતા, પિતા, પોતાની બ્હેન અને પૂત્ર વધુ તેમજ પોતાના બંધુઓ, પુત્રો, સ્રી, પૂત્રી, પોતાના આશ્રીત વર્ગના માણસો–નોકરોની સાથે લડવું અથવા બોલી બગાડવું નહી. ૧૮૦

एतैर्विवादान्संत्यज्यसर्वपापैःप्रमुच्यते ॥
एभिर्जितैश्चजयतिसर्वांल्लोकानिमान्गृही॥८१॥

ઉપર જણાવ્યા તે રૂત્વિક્ વિગેરેની સાથે મિથ્યા વાદવિવાદ નહી કરવાની ગૃહસ્થીએ કરેલાં પાપ કર્મોમાંથી ગૃહસ્થ પોતાનાં પાપમાંથી મુક્ત થાય છે અને ભવિષ્યમાં તેમના તરફ વાદવિવાદ નહી કરવા એવા સંકલ્પથી ગૃહસ્થી હવે પછી કહેવામાં આવશે તેટલાને પોતાના ગૃહસ્થીના પ્રાબલ્યથી વશ કરે છે. ૧૮૧

आचार्योब्रह्मलोकेशःप्राजापत्येपिताप्रभुः॥
अतिथिस्त्विन्द्रलोकेशोदेवलोकस्य
घर्त्विजः ॥८२॥

આચાર્ય તે બ્રહ્મલોકનો સ્વામી છે માટે આચાર્યની સાથે વાદવિવાદ નહી કરવાથી ગૃહસ્થી બ્રહ્મલોકને પ્રાપ્ત કરે છે અને પિતા તે પ્રાજાપત્યના સ્વામી છે માટે પિતાને શાન્ત રાખવાથી પ્રાજાપત્યને મેળવાય છે; અતિથિ તે ઈંદ્ર લોકનો સ્વામી છે માટે અતિથિની સાથે વાદવિવાદ નહી કરવાથી ઈંદ્ર લોકને અને રૂત્વિક્ દેવલોકનો સ્વામી છે. માટે રૂત્વિક્‌ને શાન્ત રાખવાથી ગૃહસ્થી ઈંદ્ર લોક અને દેવલોકને પ્રાપ્ત કરે છે. ૧૮૨

यामयोऽप्सरसांलोकेवैश्वदेवस्यबान्धवाः॥
संबन्धिनोह्यपांलोकेपृथिव्यांमातृमातुलौ॥८३॥

બ્હેન તથા પૂત્ર વધુ તે અપ્સરા લોકની અધિષ્ઠાત્રીઓ છે માટે તેમની સાથે તકરાર ન કરવાથી ગૃહસ્થી અપ્સરા લોકને પ્રાપ્ત કરે છે, બાંધવો વૈશ્યદેવના સ્વામી છે, અન્ય સંબંધીઓ વરૂણ લોકના સ્વામી છે અને માતાના પક્ષના સંબંધીઓ પૃથ્વીના સ્વામી છે માટે તેમને સર્વને શાંત કરવાથી દુનિયામાં ગૃહસ્થીના યશની વૃદ્ધિ થાય છે. ૧૮૩

आकाशेशास्तुविज्ञेयाबालवृद्धकृशातुराः ॥
भ्राताज्येष्ठःसमःपित्राभार्यापुत्राःस्वका
तनुः ॥ ८४ ॥

છોકરાંઓ, ઘરડા માણસો, દ્રવ્યહીન, રોગી અને આશ્રિતજનો તે સઘળા આકાશના લોકના સ્વામી છે, પોતાથી મ્હોટો ભાઇ પિતાના સમાન છે તેથી તેપણ પ્રાજાપત્ય લોકનો સ્વામી છે અને પોતાની સ્ત્રી અને પુત્ર તેતો પોતાનાંજ અંગ માટે તેમની સાથે પણ કંકાસ કરવો નહી. ૧૮૪

छायास्त्रोदासवर्गश्चदुहिताकृपणंपरम् ॥
तस्मादेतैरधिक्षिप्तःसहेतासंज्वरःसदा ॥८५॥

આપણો નોકર વર્ગ તે આપણને અનુસરનારજ છે માટે તેતો આપણી છાયારૂપજ છે અને તેથી વાદવિવાદ કરવાને કેવળ અયોગ્યજ છે પોતાની પુત્રી તેતો હમેશાં કૃપાપાત્ર છે માટે તેના તો સ્હેજસાજ તિરસ્કાર ( ઉંચા મન) થી તેના મનને સંતાપ ઉત્પન્ન થવા દેવો નહી. ૧૮૫

प्रतिग्रहसमर्थोऽपिप्रसंगंतत्रवर्जयेत् ॥
प्रतिग्रहणेह्यस्याशुब्राह्मंतेजःप्रशाम्यति ॥८६॥

વિદ્યા તે તપ અને પોતાનો આચાર છે એમ સમજીને પોતે દાન લેવાને પાત્ર હોય તોપણ ગૃહસ્થીએ વારંવાર દાન લેવાની પ્રવૃત્તિ રાખવી નહી અને વખતોવખત દાન સ્વીકારવું પણ નહી કારણ કે દાન લેવાથી વેદના અધ્યયનથી પ્રાપ્ત થયેલા બ્રહ્મતેજનો અલ્પકાળમાં નાશ થાય છે. ૧૮૬

नद्रव्याणामविज्ञायविधिंधर्म्यंप्रतिग्रहे ॥
प्राज्ञःप्रतिग्रहंकुर्यादवसीदन्नपिक्षुधा ॥८७॥

અમુક વસ્તુનુ દાન ગૃહસ્થીને સ્વીકારવા યોગ્ય છે નહી તે જાણ્યા વિના જ્ઞાનીએ અન્ન વિના પ્રાણ જતા હોય તોપણ દાનનો સ્વીકાર કરવો નહી એમ શાસ્ત્રમાં કહેલું છે તો પછી જ્યારે કાંઇપણ આપત્તિ હોય નહી ત્યારે શા માટે કોઇપણ પ્રકારના દાનને લેવું જોઇએ. ૧૮૭

हिरण्यंभूमिमश्वंगामन्नंवासास्तिलान्घृतम् ॥
प्रतिगृह्णन्नविद्वांस्तुभस्मीभवतिदारुवत् ॥८८॥

માટે અમુક અમુક દાનના શાસ્ત્રના નિયમો જાણ્યા વિના જે, સુવર્ણ ભુમિ, અશ્વ, ધેનું તેમજ અન્ન, વસ્ત્ર તલ, ઘી વિગેરેના દાનને સ્વીકારે છે તે મુર્ખ માણસ અગ્નિમાં જેમ કાષ્ઠ બળી જળીને ભસ્મ થાય છે તેમ તે પણ ભસ્મ થઈ જાય છે પુજા પ્રાપ્તીને પામતો નથી. ૧૮૮

हिरण्यमायुरन्नंचभूर्गौश्चाप्योषतस्तनुम् ॥
अश्वश्चक्षुस्त्वचंवासोघृतंतेजस्तिलाः
प्रजाः ॥ ८९ ॥

જે માણસ સુવર્ણદાન સ્વીકારે છે તેનુ આયુષ્ય ઘટે છે, અન્નદાન લેવાથી જે અન્ન તે ખાય છે તે ભસ્મ થાય છે અર્થાત્ અન્ન ખાવા છતાં પણ અન્નનું દાન લેનારના શરીરમાં શક્તી આવતી નથી, ભુમી તથા ગાયનાં દાન લેવાથી શરીર કૃશ થાય છે, અશ્વદાન લેવાથી ચક્ષુનું તેજ નાશ પામે છે, વસ્ત્રદાનથી ત્વચા રોગીત્ થાય છે, ઘીનું દાન તેજનો નાશ કરે છે અને તેલના

દાન લેવાથી તે દાન સંતાનને હરકત કરતા થઇ પડે છે. ૧૮૯

अतपास्त्वनधीयानः प्रतिग्रहरुचिर्द्विजः ॥
अम्भस्यश्मप्लवेनेवसहतेनैवमज्जति ॥१९०॥

તપ અને વિદ્યા શુન્ય બ્રાહ્મણ જેને દાન લેવાનો કાંઇપણ અધિકાર શાસ્ત્ર પ્રમાણે છેજ નહી તે બ્રાહ્મણ પણ દાન લેવાને માટે આતુર હોય છે પરંતુ તેવાને દાન આપવાથીજ માત્ર દાતા અને દાન લેનાર બન્ને જેવી રીતે પત્થરના બનાવેલા નાવડામાં બેસીને સમુદ્રને ઉતરવાને માટે આતુર માણુસ તે નાવડાની સાથેજ ડુબી જાય છે તેવી રીતે નર્કમાં ડુબે છે. ૧૯૦

तस्मादविद्वान्विभियाद्यस्मात्तस्मात्प्रतिग्रहात्॥
स्वल्पकेनाप्यविद्वान्हिपङ्केगौरिवसीदति॥९१॥

માટે અપાત્રને દાન આપવામાં તેમજ અપાત્રે દાન લેવામાં ઘણાજ સાવચેત રહેવું જોઇએ છે, કારણ જે માણુસ તપ તેમજ વિદ્યા સૂન્ય છે તે જો થોડુ સરખુ પણ દાન લેછે તો તેના પાતકને લીધે જેવી રીતે કાદવમાં પડેલી ગાય બ્હાર નીકળવાને માટે ઘણાં ઘણાં ફાંફાં મારે છે અને અંતે ત્યાંજ મરણ પામે છે તેવી રીતે દાન લેનાર પણ કષ્ટાય છે અને જ્યારે સ્હેજસાજ દાન સ્વીકારતાં ત્હેની આવી સ્થિતિ થાય છે તો પછી સુવર્ણ અથવા તો જર જવાહીર જેવાં મુલ્યવાન દાન લેવાથી તેની શી સ્થિતિ થાય તે કેમજ કળી શકાય. ૧૯૧

नवार्यपिप्रयच्छेत्तुबैडालव्रतिकेद्विजे ॥
नबकव्रतिकेविप्रेनावेदविदिधर्मवित् ॥९२॥

ઉપર પ્રમાણેના નિયમો દાન લેનારને માટે કહ્યા હવે દાતાને માટે શા શા નિયમો છે તે કહેવાશેઃ-ધર્મજ્ઞ માણુસે જે અજ પક્ષીઓ અને કુત્રાં બિલાડાંને ખાવાને માટે આપવામાં આવે છે તેવું પણ જે માણુસ બિડાલ વૃત્તિવાળો હોય, પાખંડી હોય અને વેદ જાણતો ન હોય ત્હેને આપવું નહી, તેવો માણુસ પોતાને ત્યાં અતિથિ થઇને આવ્યો હોય તોપણ ત્હેનો સત્કાર કરવો નહી-તેને પાણી સરખું પણ પાવુ નહી અર્થાત્ જ્યાં સુધી દાતાને કોઇપણ શુદ્ધ મનવાળો વિદ્વાન માણુસ મળી આવે ત્યાંસુધી અયોગ્યને કોઇપણ પ્રકારનું દાન આપવું નહી. ૧૯૨

त्रिष्वप्येतेषुदत्तंहिविधिनाप्यर्जितंधनम् ॥
दातुर्भवत्यनर्थायपरत्रादातुरेवच ॥ ९३ ॥

ન્યાયથી-ધર્મ પ્રમાણે વર્તન ચલાવીને મેળવેલા ધનવાળો પણ જો ઉપર જણાવી ગયા તે ત્રણ પ્રકારના બિલાડ વૃત્તિવાળા કોઇને પણ દાન આપે છે તો તે દાન અયોગ્યને આપવામાં આવેલુ હોઇને દાતાને તેમજ દાન લેનારને કષ્ટદા થઈ પડેછે. ૧૯૩

यथाप्लवेनौपलेननिमज्जत्युदकेतरन् ॥
तथानिमज्जतोऽधस्तादज्ञौदातृप्रती-
च्छकौ ॥ ९४ ॥

જેવી રીતે કોઈ માણુસ પથરની નાવ બનાવી તે જળમાં તરવાનો પ્રયાસ કરે છે તે ફતેહમંદ થતો નથી એટલુંજ નહી પણ પોતાની નાવ સમેત જળાશયના તળીયે પહોંચે છે તેજ પ્રમાણે દાન કોને આપવું યા ન આપવું અર્થાત્ દાન આપવાના શાસ્ત્રના નિયમોથી અજ્ઞાત્ હોઇ જે અયોગ્યને દાન આપે છે તે દાતા અને આપણે શાસ્ત્રના નિયમ પ્રમાણે દાન લેવાને યોગ્ય છીયે કે નહી તે જાણ્યા શીવાય જે દાન લેછે તે બંને જણા મહા નર્કમાં ડુબે છે. ૧૯૪

धर्मध्वजीसदा लुब्धश्छाद्मिकोलोकदम्भकः ॥

बैडालव्रतिकोज्ञेयोहिंस्रःसर्वाभिसंधकः ॥१९५॥

घणा माणसो होय त्यां आगळ धर्म करे छे तेमज पोते जे करतो होय ते सर्वने कही संभळावे छे त्हेने धर्मनी धजा फरकावनारो जाणवो, लोभी जे परधननी आशा राखतो होय, छळकपट करनार, लोकदंभक अर्थात् खोटा आडंबरथी दुनीयाने छेतरनार, कोईनो जीव दुखावनार–हिंसा करनार, पारकाना गुण वा त्हेनी प्रशंशा न खमी शकावाथी जे पारकानी हमेशां निंदा करतो होय तेवा सघळा जेवी रीते बिलाडी पोतानो स्वार्थ साधवाने (पोतानो भक्ष पकडवाने) माटे एक ध्यान राखी बेसे छे तेवा समजवा अर्थात् ते सघळाने बिडाळ वृत्तिवाळा जाणवा. १९५

अधोदृष्टिर्नैष्कृतिकःस्वार्थसाधनतत्परः ॥
शठोमिथ्याविनीतश्चबकव्रतचरोद्विजः ॥१९६॥

उपर प्रमाणेनी वृत्तिवाळाओने बिडाल भक्त जाणवा, हवे बगभक्त केम जाणवाः–

जे हमेशां पोतानी नम्रता बताववाने माटे नीची दृष्टी राखीने चाले छे पण जेनुं मन तो अन्य विचारोमांज गुथायलुं होय छे, जे मलिन मननो होइ क्रुर होय छे ते, पारकानु बगाडीने पण पोतानो स्वार्थ साधनार, शठ–छेतरपींडी वगेरे दगो फटको करनार, कृत्रीम नम्रता देखाडनार एवा सघळाने बगभक्त समजवा. १९६

येबकव्रतिनोविप्रायेचमार्जारलिङ्गिनः ॥
तेपतन्त्यन्धतामिस्रेतेनपापेनकर्मणा ॥१९७॥

उपर प्रमाणेना बे प्रकारना अर्थात् बिडाल अने बगभकतो पोताना पापकर्मोनां परिणामे मृत्यु पछी अंधतामिस्र नामना नर्कमां पडे छे. १९७

नधर्मस्यापदेशेनपापंकृत्वाव्रतंचरेत् ॥
व्रतेनपापंप्रच्छाद्यकुर्वन्स्त्रीशूद्रदम्भनम् ॥१९८॥

पापकर्म कर्या पछी त्हेनाथी शुद्ध थवाने माटे प्राजापत्य विगेरे प्रायश्चित करनार माणुसे पोतानां कर्म कोइ जाणे नही माटे ते जे कांई व्रत करे छे ते धर्मनी खातरज करे छे एम प्रमाणे असत्य कोइने कहेवुं नही परंतु पोतानां पापकर्मने निवारवाने माटेज ते अमुक व्रत करे छे ए प्रमाणेज कहेवुं जोइए. तेमज स्त्री, शुद्रजनो अने मुर्ख जनने छेतरवां नही. १९८

प्रेत्येहचेदृशाविप्रागर्ह्यन्तेब्रह्मवादिभिः ॥
छद्मनाचरितंयच्चव्रतंरक्षांसिगच्छति ॥१९९॥

आवां कर्म करनारा दांभी माणुसो जो तेओ ब्राह्मण वर्णना होय छे छतां त्हेमनी वेदज्ञ ब्राह्मणो हमेशां निंदा करे छे आवा माणुसो पोताना प्रायश्चितने निवारवानां कारणोने लीधे जे जे वृत करे छे परंतु ते ते वृत फक्त धर्मने माटेज करता होय तेम बतावे छे तेवां सघळां वृतनुं फळ कांई पण मळतुं नथी. १९९

अलिङ्गीलिङ्गिवेषेणयोवृत्तिमुपजीवति ॥
सलिङ्गिनांहरत्येनस्तिर्यग्योनौचजायते॥२००॥

जे माणुस ब्रह्मचारी न होवा छतां ब्रह्मचारीनां चिन्ह धारण करे छे अर्थात् मृगचर्म धारण करे छे अने मेखळा राखे छे अने दंड झाले छे टुंका पोताना पंडने पूर्ण रीते ब्रह्मचारी होय तेम ब्हारथी बतावे छे अने भिक्षा मागीने पोतानी आ जीविका चलावे छे ते सघळा खरा ब्रह्मचारीओनां करेलां पाप कर्मने पोतानाज उपर खेंची लेछे अने मृत्यु पछी कुकुर एटले कीडा, पतंगीयां वीगेरे जंतुओनी योनीमां जन्म धारण करे छे. २००

परकीयनिपानेषुनस्नायाच्चकदाचन ॥

निपानकर्तुःस्नात्वातुदुष्कृतांशेनलिप्यते॥१॥

કોઇના બનાવેલા–બંધાવેલા તળાવમાં કદી સ્નાન કરવું નહી, કારણ કે તેમ કરવાથી બંધાવનારને તળાવ ખોદાવતાં વિગેરેમાં જેજે જંતુઓ મર્યાનું પાપ લાગેલું હોય છે ત્હેનો ચોથો ભાગ ત્હેમાં સ્નાન કરનારને ભોગવવો પડે છે કુદરતી નાળાં વા નદી તળાવના અભાવે બંધાવેલા તળાવમાં સ્નાન કર્યા વિના ચાલે તેમ ન હોય તો શાસ્ત્ર જાણનારે પોતાને સ્નાન કરવાથી જે પાપ ભોગવવાનું છે તે નિવારવાને માટે દાન આપ્યા પછી તે બંધાવેલા તળાવ–કે વાવમાં સ્નાન કરવું. ૨૦૧.

यानशय्यासनान्यस्यकूपोद्यानगृहाणिच ॥
अदत्तान्युपभुञ्जानएनसःस्यात्तुरीयभाक् ।२।

તેજ પ્રમાણે જે માણુસ પારકાં વાહન આસન (વેત્રાસન, પર્યંક) કુવો, વાવ, બાગબગિચો તથા ઘરબાર જે ત્હેને પોતાને અર્પણ કરવામાં આવ્યાં નથી ત્હેમનો, માલીકની પરવાનગી શીવાય ઉપયોગ કરે છે તો ત્હેમના માલીકનાં પાપનો ચોથો ભાગ ભોગવનારને ભોગવવો પડે છે. ૨૦૨.

नदीषुदेवखातेषुतडागेषुसरःसुच ॥
स्नानंसमाचरेन्नित्यंगर्त्तप्रस्रवणेषुच ॥ ३ ॥

નદીમાં, દેવતાઓનાં અથવા મહાપચોના નામથી પ્રખ્યાત સરોવરોમાં તેમજ ધર્માદા ખોદાવેલાં તળાવોમાં અને જે જળાશયનો વેગ ઘણોજ ભારે હોય ત્હેમાં તથા પર્વતનાં ઝરણોમાં હમેશાં સ્નાન કરવું. ૨૦૩.

यमान्सेवेतसततंननित्यंनियमान्बुधः ॥
यमान्पतत्यकुर्वाणोनियमान्केवलान्भजन् ॥४॥

પંડીત જનોને સેવન કરવાના નિત્યના પૂણ્યદાનના તથા ધર્મશાસ્ત્રના નિયમોનું સેવન કદાપિ ન કરી શકાય તો કાંઇ પણ હરકત નહી પરંતુ યમ નિયમ જેવા કે ? ૧ અખંડીત બ્રહ્મચર્ય, ૨ દયારાખવી, ૩ ક્ષમા ધારણ કરવી, ૪ એક ચિત્તે ઇશ્વરની આરાધના કરવી, ૫ સત્ય ભાષણ કરવું, ૬ કોઇના તરફ છળકપટ તથા દગો ફટકો કરવો નહી, ૭ હિંસા ન કરવી તેમજ કોઇની લાગણીઓને દુઃખ થાય તેવું આચરણ પણ કરવું નહી, ૮ ચોરી કરવી નહી. મશ્કરીમાં પણ કોઇની કાંઇ ચીજ સંતાડવી અથવા લઇ જવી નહી, ૯ પ્રિયવાદી આપણા બોલવાથી સાંભળનાર આપણા તરફ આકર્ષાય તેવા થવું અને ૧૦ જીતેંદ્રિય થવું તેમજ બીજા નિયમો જેવાં કે ૧ અસત્ય ભાષણ કરવા કરતાં મૌન ધારણ કરવું, ૨ પ્રદોશ વિગેરે વ્રતના દિવસોમાં ઉપવાસ કરવા. ૩ હોમ યજ્ઞ વિગેરે હોમકર્મ કરવાં, ૪ અહોરાત્ર વેદાધ્યયન કરવું, ૫ ઇંદ્રિયોને પોતાના કાબુમાં રાખીને વર્તવું, ૬ નિગમ જાણવાને પ્રયત્ન કરવો, ૭ આચાર્ય અથવા પોતાનો જે ગુરૂ હોય ત્હેની સ્નેહથી શેવા કરવી, ૮ જેવી રીતે સ્નાનાદિકથી શરીરને બ્હારથી સ્વચ્છ રાખીયે છીયે તેજ પ્રમાણે શૌચ વિગેરેથી અંદરથી પણ પ્રકૃતિ વિકારમય ન થાય તેટલા માટે દેહને શુદ્ધ કરવો, ૯ કોઇના ઉપર ક્રોધ ન કરવો, ૧૦ પોતાના ધનનો, વિદ્યાનો અથવા સારી સ્થીતીનો મનમાં ગર્વ લાવવો નહી, વિગેરે નિયમો હમેશાં પાળવા જોઇએ. જે માણુસ યમ નિયમ નિયમસર કરતો નથી તે પાપમાં પડે છે. ૨૦૪.

नाश्रोत्रियततेयज्ञेग्रामयाजिहुतेतथा ॥
स्त्रियाक्लीबेनचहुतेभुञ्जीतब्राह्मणःक्वचित् ॥५॥

હોમવિધી થતો હોય તેવાં સ્થળે પણ ક્યાં ક્યાં બ્રાહ્મણે ભોજન ન લેવું:–

જે ઠેકાણે હોમ કરાવનાર માણુસ વેદ

પાઠીન હોય અર્થાત્ મુર્ખ હોય, વેદથી કેવળ અજ્ઞાત્ હોય ત્યાં, જ્યાં જે માણુસ ગામડાનો રહીશ હોય અર્થાત્ ગામગોર હોય અને તે પોતે હોમ કરતો હોય ત્યાં, જ્યાં હોમ કરવાને માટે સ્ત્રી બેઠેલી હોય અને જ્યાં હોમ કરનાર માણુસ નપુંસક હોય તેવાં ચાર સ્થળે થતા હોમના ભોજન વિધીમાં વેદજ્ઞ અને શાસ્ત્રજ્ઞ બ્રાહ્મણે ભાગ લેવો જોઇએ નહી. ૨૦૫

अश्लीकमेतत्साधूनांयत्रजुहत्यमीहविः ॥
प्रतीपमेतद्देवानांतस्मात्तत्परिवर्जयेत् ॥ ६ ॥

ઉપર પ્રમાણેના થતા હોમમાં હોમ કરનારને કાંઇપણુ લાભ થતો નથી પરંતુ તેનાથી સારા માણુસોને ઉલટો ગેરફાયદો થાય છે અર્થાત્ તેવા હોમથી દેવતાઓ ક્રોધાયમાન થાય છે અને સુખી માણુસોને પણુ દુઃખી કરે છે તે પ્રમાણેના શાસ્ત્ર વિરૂદ્ધના થતા હોમને અટકાવવા જોઇએ. ૨૦૬

मत्तक्रुद्धातुराणांचनभुञ्जीतकदाचन ॥
केशकीटावपन्नंचपादस्पृष्टंचकामतः ॥ ७ ॥

ધનદોલત તથા પોતાના જ્ઞાનથી મદાંત થઇ ગયેલા માણુસના હાથનું તેમજ ક્રોધી સ્વભાવવાળા અને પંડરોગી માણુસના હાથનું અન્ન ખાવું નહી; જે ધાન્ય વાળ પડવાથી અથવા કીડા પડીને ખરાબ થયું હોય તેપણુ ન ખાવું અને જે અન્નને જાણીજોઇને પગ અડકેલો હોય તે પણુ ન ખાવું જોઇએ. ૨૦૭

भ्रूणघ्नावेक्षितंचैवसंस्पृष्टंचाप्युदक्यया ॥
पतत्रिणावलीढंचशुनासंस्पृष्टमेवच ॥ ८ ॥

ગર્ભહત્યા, ગોહત્યા, વિગેરેનાં મહા પાતકના કરનારની દ્રષ્ટી પડેલા કૂર અન્નને ખાવું નહી તેમજ રજસ્વળા સ્ત્રીનો હાથ અડકયો હોય તે અન્ન પણુ ખાવાને યોગ્ય નથી; જે અન્નમાંથી પક્ષીઓએ ચાંચ ભરી હોય અને કુતરૂ અડકયું હોય તે ધાન્ય પણુ ખાવાને માટે અયોગ્ય છે. ૨૦૮

गवाचान्नमुपघ्रातंघुष्टान्नंचविशेषतः ॥
गणान्नंगणिकान्नंचविदुषाचजुगुप्सितम् ॥९॥

ગાયનું સુંઘેલું તેમજ નિચા બ્રાહ્મણોને માટે રાંધેલું અન્ન તેમજ જે યજ્ઞહોમમાં હોમવાને માટેનું હોય તે અને જેને વિદ્વાન માણુસોએ નિંદેલુ હોય તેવા અન્નનું ભોજન કરવું તે ઘણુાજ દોષને આપનારૂ છે માટે તેવાં સઘળાંને તજવાં જોઇએ. ૨૦૯

स्तेनगायकयोश्चान्नंतक्ष्णोवार्द्धुषिकस्यच ॥
दीक्षितस्यकदर्यस्यबद्धस्यनिगडस्यच॥२१०॥

ચોરી કરીને, ગાનતાન કરીને તથા સુતારનો ધંધો કરીને જે પોતાની આજીવિકા ચલાવતો હોય ત્હેના અન્નનો કોઇપણુ સમયે સ્વિકાર કરવો નહી તેમજ વ્યાજ વટંદરના વ્યાપારીનું જેણે દિક્ષા ધારણુ કરી હોય તેવા દિક્ષિતનું, કૃપણુ કહેતાં કંજુસ માણુસનું અને વેરે કરીને જે આગળપાછળના દુશ્મનોથી કેદમાં ફસાયલો હોય ત્હેનુ અન્ન ખાવું જોઇએ નહી. ૨૧૦

अभिशस्तस्यषण्ढस्यपुंश्चल्यादाम्भिकस्यच ॥
शुक्तंपर्युषितंचैवशूद्रस्योच्छिष्टमेवच ॥ ११ ॥

અતીશસ્ત અર્થાત્ જે અઘોર પાપકર્મનો કરનાર છે ત્હેનું, નપુંશકનું, જે સ્ત્રી વ્યભિચાર કરતી હોય–નીચ વર્ણુની સ્ત્રી (વેશ્યા) નું, ઢોંગી–ધર્મનો ઢોંગ કરીને દુનીયાને છેતરીને પોતાનુ ગુજરાન ચલાવતો હોય ત્હેનું, અન્ન ખાવું નહી તેમજ જે કુદરતી રીતેજ મીષ્ટ હોય જેવાં કે દુધ–દહી વિગેરે પ્રવાહી જે જળની સાથે મીશ્ર થવાથી અથવા તો ઘણુા લાંબા વખત સુધી રાખવાથી ખાટા થઈ ગયા હોય તેપણુ ખાવા

વા નહી. રાત્રીના વાળુ કર્યા પછી વધેલો ખોરાક, શુદ્રનો આપેલો ખોરાક તેમજ જમ્યા પછીનું ઉચ્છિષ્ટ અન્ન પણ ખાવાને માટે કેવળ અયોગ્ય છે. ૨૧૧

**चिकित्सकस्यमृगयोःक्रूरस्योच्छिष्टभोजिनः ॥**
**उग्रान्नंसूतिकान्नञ्चपर्याचान्तमनिर्दशम् ।१२।**

ચૈકિત્સક અર્થાત્ વૈદ્ય દાક્તરનું અથવા ઔષધો વેચનારનું, માંસ વિગેરે વેચવાનો જે ધંધો કરતા હોય અને ત્હેને લીધે પશુહત્યા કરતા હોય ત્હેનું, ક્રોધી માણસનું, છાંડેલું જમનારનું, શુદ્ર કર્મ કરનારનું, સુવાવડી સ્ત્રીના હાથનું, એકજ પંક્તિમાં ભોજન લેવાને બેઠા છતાં પંક્તિનું અપમાન કરીને જે વ્હેલો પંક્તિના ઉઠયા પ્હેલાં આચમન કરીને પોતાના આસન ઉપરથી ઉઠે છે તેનું અન્ન ખાવું નહી અને સુતકી માણસનું દશ દિવસ સુધી અન્ન ખાવું નહી. ૨૧૨

**अनर्चितंवृथामांसमवीरायाश्चयोषितः ॥**
**द्विषदन्नंनगर्य्यन्नंपतितान्नमवक्षुतम् ॥ १३ ॥**

પૂજનને યોગ્ય માણસનો અનાદર કરીને આપવામાં આવતા અન્નને, જે માંસવા અન્નદેવતાઓને નૈવેદ્ય તરીકે અર્પણ કરવામાં આવ્યું ન હોય તે, પતિરહીત–રાંડેલી સ્ત્રીનું, વંઝયા સ્ત્રીનું, શત્રુનું, ગાયનનું, પતિત–પાપી લોકોનું અથવા તો જે અન્નના ઉપર કોઈ છીંકેલું હોય તેપણ ખાવું નહી. ૨૧૩.

**पिशुनानृतिनोश्चान्नंक्रतुविक्रयिणस्तथा ॥**
**शैलूषतुन्नवायान्नंकृतघ्नस्यान्नमेवच ॥ १४ ॥**

આપણી પીઠપાછળ ખોટું બોલનાર અર્થાત્ ચાડીચુગલી કરનારનું, જુઠા જુઠા ગપાટા મારનારનું પુણ્યદાન વેચનાર અર્થાત્ પૈશા લઇને પોતાનું પુણ્યકર્મ અન્યને આપનારનું, મદારી લોકનું, નટ લોકનું, દરજીનું અને કૃતઘ્ન અર્થાત્ ગુણ કરેલો હોય તે ભુલી જઇને ગુણ કરનારના ઉપર અવગુણ કરનારનું અન્ન ખાવું નહી. ૨૧૪

**कर्मारस्यनिषादस्यरङ्गावतारकस्यच ॥**
**सुवर्णकर्त्तुर्वेणस्यशस्त्रविक्रयिणस्तथा ॥१५॥**

લુહારનું, ઠાકરડા, ભિલ વિગેરે નીચ વર્ણના લોકનું, નૃત્ય ગાયન વિગેરેના તમાશા કરી બતાવનારનું અર્થાત્ જેઓ નાટક ભજવતા હોય ત્હેમનું, સોનીનું, વાંસ ચીરીને ત્હેની ચીજો બનાવીને વેચનારનું અને શસ્ત્ર વેચનારનું અન્ન ખાવું નહી. ૨૧૫

**श्ववतांशौण्डिकानाञ्चचैलनिर्णेजकस्यच ॥**
**रञ्जकस्यनृशंसस्ययस्यचोपपतिर्गृहे ॥ १६ ॥**

જેની પાસે ઘણા પાળેલા કુતરા હોય ત્હેનું, મદ્ય વિગેરે કેફી પ્રવાહી વેચનારનું, ધોબીનું, રંગાટીયોનું, ઘાતકી માણસનું અને જે ઘરમાં સ્ત્રી પોતાનો પતિ હોય છતાં ઉપપતિ રાખી જાર કર્મ કરતી હોય તેવી સ્ત્રીના હાથનું અન્ન પણ ખાવું નહી. ૨૧૬

**मृष्यन्तियेचोपपतिंस्त्रीजितानांचसर्वशः॥**
**अनिर्दशंचप्रेतान्नमतुष्टिकरमेवच ॥ १७ ॥**

જે ઘરમાં પતિ પોતાની સ્ત્રીએ ઉપપતિ રાખેલો છે અને તેઓ જારકર્મ કરે છે તેમ તે જાણે છે છતાં તે સર્વ સહન કરતો હોય ત્હેનું, જે ઘરમાં પતિ ઉપર સર્વ વાતમાં સ્ત્રી ઉપરીપણું ધરાવતી હોય ત્હેનું, મરી ગયેલા માણસના દશ દીવસની અંદરના આપેલા દાનનું, અને જે ધાન્ય ખાવાથી સંતોષ ન થતો હોય તેવાનું ખાવું નહી અને સ્વીકારવું પણ નહી. ૨૧૭

**राजान्नंतेजआदत्तेशूद्रान्नंब्रह्मवर्चसम् ॥**

आयुःसुवर्णकारान्नंयशश्चर्मावकर्त्तिनः॥१८॥

રાજાનું અન્ન ખાવાથી તેજનો નાશ થાય છે, શુદ્રના અન્નના ભક્ષણથી બ્રહ્મતેજનો નાશ થાય છે, સોનીના અન્નના સ્વિકારવાથી સ્વીકારનારનું આયુષ્ય ઘટે છે અને ચમારના અન્નદાનના લેવાથી યશ–કીર્તીનો નાશ થાય છે. ૨૧૮

कारुकान्नंप्रजाहन्तिबलंनिर्णेजकस्यच ॥

गणान्नंगणिकान्नंचलोकेभ्यःपरिकृन्तति।१९।

રસોઇ કરીને ગુજરાન ચલાવનારના અન્નનું ભક્ષણ કરવાથી સંતતિનો નાશ થાય છે, ધોબીના અન્નને ખાવાથી તે અન્ન ખાનાર બલહીણ થઈ જાય અને વણીક તથા વેશ્યાના અન્નને ખાવાથી ખાનાર મૃત્યુ પછી પરલોકમાં શુભ કર્મોથી પ્રાપ્ત થતા સ્વર્ગના સુખને ખુવે છે. ૨૧૯

पूयंचिकित्सकस्यान्नंपुंश्चल्यास्त्वन्नमिन्द्रियम्।

विष्ठावार्धुषिकस्यान्नंशस्त्रविक्रयिणो मलम् ॥ २२० ॥

ચૈકિત્સક–વૈદ્ય દાક્તર અને ઔષધીયો વેચનારનુ અન્ન ખાવું તે રોગનેજ ખાવા જેવું છે અર્થાત્ રોગીના અશુદ્ધ રક્ત અને પરૂના જેવું છે, ગણીકાનું અન્ન ખાવું તે વિર્યને ખાવા જેવું છે અર્થાત્ વિર્યાહારના જેટલું દોષિત છે, વ્યાજવટંદરના વ્યાપારીનું અન્ન ખાવું તે વિષ્ટા ભક્ષણ જેવું છે અને શસ્ત્ર–હથીયાર વિગેરે વેચનારનું અન્ન ખાવું તે શરીરના પિત્ત આદિ વિકારો અર્થાત્ મળ ખાવા જેટલુંજ અયોગ્ય અને દોષ આપનારૂ છે. ૨૨૦

यएतेऽन्येत्वभोज्यान्नाःक्रमशःपरिकीर्त्तिताः॥

तेषांत्वगस्थिरोमाणिवदन्त्यन्नंमनीषिणः।२१।

આટલાં શિવાયનાં જે જે અન્ન ઉપર વર્ણવામાં આવ્યાં છે, કે ખાવાને માટે તેમજ સ્વિકારવાને માટે અયોગ્ય છે તે સર્વ પ્રકારનાં અન્નને જ્ઞાની પુરૂષોએ મૃત શરીરની ચામડી, હાડકાં, રક્ત, માંસ–રોમ–રોમાંચને ખાવામાં જેટલો દોષ છે તેટલાંજ દોષત ગણેલાં છે. ૨૨૧

भुक्त्वातोऽन्यतमस्यान्नममत्याक्षपणंत्र्यहम्॥

मत्याभुक्त्वाचरेत्कृच्छ्रंरेतोविण्मूत्रमेवच ॥२२॥

ઉપર ગણાવ્યાં તેમાંના કોઈપણ પ્રકારનું અન્નદાન જો જાણ્યે અજાણ્યે ખાધામાં આવી જાય તો ખાનારે ત્હેના પ્રાયશ્ચિતમાંથી શુદ્ધ થવાને માટે ત્રણ ઉપવાસ કરવા પણ જાણી જોઇનેજ ખાય તો જેમ વિર્ય, મૂત્ર, મળ વગેરે ખાવામાં આવે છે તો ત્હેમના પ્રાયશ્ચિતને માટે કોઇપણ શાસ્રોક્ત વ્રત કરવું પડે છે તેમ ત્હેણે કૃચ્છ વૃત્ત કરવું જોઇએ. ૨૨૨

नाद्याच्छूद्रस्यपक्वान्नंविद्वानश्राद्धिनोद्विजः॥

आददीतामभेवास्मादवृत्तावेकरात्रिकम् ।२३।

વિદ્વાન દ્વિજે આપત્તિકાળમાં પણ જે શુદ્ર શ્રાદ્ધ વિગેરે કર્મ કરતો ન હોય તેને ત્યાં રાંધેલા પાકનું ભોજન લેવું નહી પણ જો પોતે ક્ષુધાતુર હોય અને અન્ય કોઇપણ સ્થળેથી ભિક્ષા ન મળી શકે તેમ હોયતો તે શુદ્રની પાસેથી ધાન્ય–ફક્ત કાચું અન્ન લેવું અને પછી પોતે ત્હેનો પાક બનાવીને જમવું ૨૨૩

श्रोत्रियस्यकदर्यस्यवदान्यस्यचवार्धुषेः ॥

मीमांसित्वोभयंदेवाःसममन्नमकल्पयन् ॥२४॥

એક વેદજ્ઞ બ્રાહ્મણ જો તે કૃપણ હોય તો ત્હેનું અને બીજા વ્યાજવટંદર–વણીક વૃત્તિથી આજીવિકા ચલાવનાર એ બે ધનીક હોયતો દેવતાઓ તે બન્નેના ગુણ અને દોષના વિચાર કરીને ત્હેમને બંનેને સરખાજ માને છે. ૨૨૪.

तान्प्रजापतिराहैत्समाकृध्वंविषमंसमम् ॥
श्रद्धापूतंवदान्यस्यहतमश्रद्धयेतरत् ॥ २५ ॥

આવા વિચારના દેવતાઓ પાસે આવીને જગત્‌ના પિતા બ્રહ્માએ કહ્યું કે હે ! દેવતાઓ ત્હમે તે પ્રમાણે વિચાર કરીને વિષમ અન્નનેસમ કરશો નહી, કારણ કે વિષમનેસમ કરવું તે કેવળ અયોગ્યજ છે ત્યારે હવે આ બંન્નેમાં વિશેષ કોને ગણવોઃ–વ્યાજવટંદર વૃત્તિથી નિર્વાહ કરનાર માણસ જો પોતે ધર્મ કર્મમાં પૈસો વાપરતો હોયતો ત્હેનો પૈસો પવિત્ર છે પરંતુ કૃપણનો પૈસો તો અપવિત્રજ છે કારણ કે ત્હેને તો ધર્મ કર્મ કે બીજાં કર્મમાં પૈસાવ્યય કરવો ગમતોજ નથી. ૨૨૫

श्रद्धयेष्टंचपूर्तंचनित्यंकुर्यादतन्द्रितः ॥
श्रद्धाकृतेह्यक्षयेतेभवतःस्वागतैर्धनैः ॥ २६ ॥

જેણે ન્યાયકર્મથી પુષ્કળ પૈશો એકઠો કર્યો હોય ત્હેણે હમેશાં ફળની ઈચ્છા રાખ્યા વિના તે પૈશાનો આલસ્યનો ત્યાગ કરીને ધર્મ કર્મમાં સદ્‌ઉપયોગ કરવો અર્થાત્‌ યજ્ઞ હોમ વિગેરે ધર્મકર્મ કરવાં અને કુવા, વાવ, તલાવ, બાગ વિગેરે સાર્વજનીક ઉપયોગને માટેનાં વિરામ સ્થળો બંધાવવાં. આવાં કાર્ય કરવામાં જે ભવિષ્યમાં ત્હેનાથી પોતાને લાભ થશે એવી ઇચ્છા રાખતા નથી ત્હેને અક્ષય ફલ પ્રાપ્ત થાય છે. ૨૨૬

दानधर्मंनिषेवेतनित्यमैष्टिकपौर्तिकम् ॥
परितुष्टेनभावेनपात्रमासाद्यशक्तितः ॥२७॥

વિદ્વાન તેમજ તપસ્વી દ્વિજ મળી આવે તો તો શ્રીમંતે પોતાના પંડને ભાગ્યવાન્‌ ગણીને પોતાની શક્તી પ્રમાણે તે બ્રાહ્મણને સંતોષવો ત્હેની પાસે હોમ યજ્ઞ કરાવવાં અને તે કહે તે પ્રમાણે બિજાં ધર્મ અને પરમાર્થનાં કામ કરાવવાં. ૨૨૭

यत्किंचिदपि दातव्यं याचितेनानसूयया ॥
उत्पत्स्यतेहितत्पात्रंयत्तारयतिसर्वतः ॥२८॥

પોતાને ત્યાં જે જે સમયે જે જે ભિક્ષુક આવે ત્હેને સ્હેજ થોડું પણ દ્વેષ વા ક્રોધ કર્યા વિના આપવું, કારણ કે સઘળા ભિક્ષુક કાંઈ એક સરખા હોતા નથી. કોઈ વખત સોમાં એક એવો પણ આવી જાય છે કે જે ખરેખરો વિદ્વાન અને તપસ્વી હોય છે અને તેવાને અપાતા સ્હેજ દાન માત્રથી દાતા નર્કની શીક્ષાને પાત્રના અઘોર પાપ કર્મમાંથી પણ મુક્ત થાય છે. ૨૨૮

वारिदस्तृप्तिमाप्नोतिसुखमक्षय्यमन्नदः ॥
तिलप्रदःप्रजामिष्टांदीपदश्चक्षुरुत्तमम् ॥२९॥

તૃષાતુરને જળપાન કરાવાથી દાન કરનારને આત્મ સંતોષ્ય મળે છે અર્થાત્‌ ત્હેને આત્મ કલેશ થતો નથી, ક્ષુધાતુરને અન્ન, ભોજન આપી સંતોષવાથી દાતા અક્ષય સુખની પ્રાપ્તી કરે છે, તલનું દાન આપવાથી દાતાને સારી સંતતિ ઉત્પન્ન થાય છે અર્થાત્‌ પ્રજા તરફનું સારૂં સુખ પામે છે અને દીપદાન અર્થાત્‌ દિવાનું દાન આપવાથી નેત્ર નિરોગી અને તેજસ્વી થાય છે. ૨૨૯

भूमिदोभूमिमाप्नोतिदीर्घमायुर्हिरण्यदः ॥
गृहदोऽग्र्याणिवेश्मानिरूप्यदोरूपमु
त्तमम् ॥ ३० ॥

ક્ષેત્ર અથવા જમીનને આપનાર સારો જાગીરદાર થાય છે, સુવર્ણનું દાન કરનારના આયુષનો વધારો થાય છે, ઘરનું દાન આપનાર સારાં સારાં ઘરને મેળવે છે અને રૂપાનાં દાન આપનાર સર્વ પ્રેક્ષકોનાં મનને હરી લે તેવા અલૌકીક રૂપને મેળવે છે અર્થાત્‌ ઘણોજ રૂપવાન થાય છે. ૨૩૦

वासोदश्चन्द्रसालोक्यमश्विसालोक्यमश्वदः ॥
अनडुहःश्रियंपुष्टांगोदोब्रध्नस्यविष्टपम् ॥२१॥

વસ્ત્રનું દાન આપનાર ઉજવળ સ્થાનને પ્રાપ્ત કરે છે અર્થાત્ ચંદ્ર લોકના વૈભવને ભોગવનાર થાય છે, અશ્વ ( ઘોડા ) નું દાન કરનાર અશ્વની કુમાર લોકને પ્રત કરે છે અર્થાત્ ત્યાંના જેવા લોકના જેટલા વૈભવો ભોગવે છે, બળદના દાન કરનારને પુષ્કળ દ્રવ્ય મળે છે અને ગૌદાન આપનાર સૂર્ય લોકના જેટલાં સુખ ભોગવે છે. ૨૩૧

यानशय्याप्रदोभार्यामैश्वर्यमभयप्रदः ॥
धान्यदःशाश्वतंसौख्यंब्रह्मदोब्रह्मसार्ष्टिताम् ॥३२॥

ગાડી વીગેરે વાહનોનું દાન આપનાર તેમજ શૈયા દાન આપનાર તેને દાનના પ્રભાવે સારી પત્ની મેળવે છે. અભય અર્થાત્ જીવ હિંસા ન કરીને જીવત્ દાન આપનારને પ્રભુની—મોટાઇ મેળવે છે, ધાન્ય જેવાં કે જવ, ઘઉં, અડદ, મગ વિગેરેનાં દાન આપનાર ઘણા વખત સુધી સુખ ભોગવે છે અને જે વેદ ભણાવે છે અથવા તો વેદનાં ભાષણો આપતો હોય છે તે તો બ્રહ્મ સમાનજ થાય છે. ૨૩૨

सर्वेषामेवदानानांब्रह्मदानंविशिष्यते ॥
वार्यन्नगोमहीवासस्तिलकाञ्चनसर्पिषाम् ॥३३॥

જળ, અન્ન, ગાય, જમીન, વસ્ત્રાભુષણ, તેલ, સોનું અને ઘીના દાન કરતાં વેદ ભણાવવાનું અથવા વેદનાં અધ્યાન કરવાનું પુણ્ય સર્વથી શ્રેષ્ઠ છે. ૨૩૩

येनयेनतुभावेनयद्यद्दानंप्रयच्छति ॥
तत्तत्तेनैवभावेनप्राप्नोतिप्रतिपूजितः ॥३४॥

દાતો જે જે ઇચ્છા પ્રમાણે દાન આપે અર્થાત્ સ્વર્ગ, સુખ અથવા કોઇ પણ ...ના પણ જે પુણ્ય કરે છે ત્હેનાં ત્હેનાં યોગ્ય ફળ ત્હેને ઇચ્છાનુસાર પૂનઃ જન્મમાં મૃત્યુ પછી મળે છેજ. ૨૩૪

योऽर्चितंप्रतिगृह्णातिददात्यर्चितमेवच ॥
तावुभौगच्छतःस्वर्गंनरकंतुविपर्यये ॥३५॥

જે દાન સત્કારથી આપવામાં આવે છે તેમજ સત્કારથી સ્વીકારવામાં આવે છે તે દાન સ્વર્ગમાં જાય છે અર્થાત્ દાન આપનારને પુણ્ય થાય છે અને પાત્ર માણુસ જે દાન સ્વિકારે છે તો ત્હેને પણ ત્હેનું પરિણામ સુખરૂપ નીવડે છે પણ જો દાન આપનાર અસંતોષથી અર્થાત્ ઇચ્છા વિરૂધ દાન આપતો હોય છે અને સ્વિકારનાર પણ પોતાના કમનર્થીજ તે સ્વીકારે છે તો તે સર્વ દાન નર્કમાં જાય છે અર્થાત દાતાને તે દાનનું ફળ મળતું નથી અને સ્વિકારનાર તે સારી રીતે ભોગવી શકતો પણ નથી. ૨૩૫

नविस्मयेततपसावदेदिष्ट्वाचनानृतम् ॥
नार्त्तोऽप्यपवदेद्विप्रान्नदत्त्वापरिकीर्त्तयेत् ॥३६॥

ચાંદ્રાયણ જેવાં મ્હોટાં તપ કર્યા પછી પોતે મ્હોટુ કાર્ય સિદ્ધ કર્યું છે એમ કરી લોકનેઆશ્ચર્ય પમાડવા નહિ, યજ્ઞ કર્મ કરીને અસત્ય ભાષણ કરવું નહી, પોતે ગમે તેટલા દુઃખમાં હોઇએ તો પણ બ્રાહ્મણની નીંદા કરવી નહી અથવા ગૌ દાન વિગેરે દાન આપીને પછી મ્હેં ફલાણું દાન કર્યું છે એ પ્રમાણે લોકમાં કહી સંભળાવવું નહી. ૨૩૬

यज्ञोऽनृतेनक्षरतितपःक्षरतिविस्मयात् ॥
आयुर्विप्रापवादेनदानंचपरिकीर्त्तनात् ॥३७॥

કારણ કે યજ્ઞ કર્મ કર્યા પછી અસત્ય ભાષણ કરવાથી યજ્ઞના પૂણ્યનો લોપ થાય છે તપ કર્યા પછી તે મહાભારત કર્મસુ લોકને કહી બતાવવાથી તપ નિષ્ફળ જાય

છે, બ્રાહ્મણના અપમાનથી આવરદા ઓછી થાય તે અને કરેલા દાનને કહી બતાવવાથી તે દાનથી કોઇ પણ પુણ્ય થતું નથી. ૨૩૭

धर्मशनैःसंचिनुयाद्वल्मीकमिवपुत्तिकाः ॥
परलोकसहायार्थसर्वभूतान्यपीयडन् ॥३८॥

જ્ઞાની માણસે જીવ હિંસા વિગેરેનો ત્યાગ કરીને ધીમે ધીમે પુણ્યનો સંગ્રહ કરતા જવું. કારણ કે જે પ્રમાણે પુષ્પમાંથી એકત્ર કરાતાં મધનાં બિંદુઓનો મધમાખીઓ મ્હોટો મધપુડો બનાવે છે અને તે પ્રમાણેનું સંચય કરેલું મધ વર્ષા વિગેરે દુઃખના દિવસોમાં ત્હેમને કામ લાગે છે, તેમજ જે પ્રમાણે કીડીયો ઝીણાં ઝીણાં રજકણો કાઢી કાઢીને પોતાનાં દર બનાવે છે જે પણ તેઓને સમય આવતાં ઉપયોગનાં થઇ પડે છે તેજ પ્રમાણે મનુષ્ય દેહ પામીને પ્રાણીએ જે પ્રમાણે તક મળે તે પ્રમાણે થોડા થોડા પુણ્યનો સંગ્રહ કરવો જે ત્હેને મૃત્યુ પછીના સમયે ઘણોજ સુખદાયક થઇ પડે છે. ૨૩૮

नामुत्रहिसहायार्थंपितामाताचतिष्ठतः ॥
नपुत्रदारानज्ञातिर्धर्मस्तिष्ठतिकेवलः ॥३९॥

કારણ કે પરલોકમાં કાર્ય સિદ્ધિને માટે ફક્ત ધર્મનીજ સહાય મળી શકે છે એટલે કે મરણ પછી કોઇ મા, બાપ, છોકરો કે સ્ત્રી સાથે આવતાં નથી પણ ફક્ત કરેલો ધર્મજ સાથે રહે છે. ૨૩૯

एकःप्रजायतेजन्तुरेकएवप्रलीयते ॥
एकोऽनुभुंक्तेसुकृतमेकएवचदुष्कृतम् ॥४०॥

જીવ જ્યારે આ દુનિયામાં જન્મ પામે છે ત્યારે એકજ પ્રાણી તરીકે જન્મે છે અને જ્યારે દુનીયાનો ત્યાગ કરે છે—નાશ પામે છે ત્યારે પણ તે એકલોજ હોય છે તેજ પ્રમાણે પરલોકમાં આ લોકમાં કરેલાં પુણ્ય વા પાપનો ભોગવનાર પણ તે એકલોજ હોય છે. ત્હેમાં ભાગ લેવાને માત પિતા, સુત બાંધવ વિગેરે કોઇ આવી શકતુ નથી માટે ત્હેમના તરફ લક્ષ આપતાં ધર્મના તરફની પોતાની ફરજને વિસારવી નહી. ૨૪૦

मृतंशरीरमुत्सृज्यकाष्ठलोष्ठसमंक्षितौ ॥
विमुखाबान्धवायान्तिधर्मस्तमनुगच्छति॥४१॥

મૃત અર્થાત્ પ્રાણ રહીત શરીરને લાકડાના કડકાની માફક ભુમી ઉપર રહેવા દઇને મીત્રો તથા બાંધવો મ્હોં ફેરવી પોતપોતાના માર્ગે પડે છે. જીવની સાથે જતા નથી પરંતુ ધર્મ તો હમેશાં જીવની સાથેજ જાય છે. ૨૪૧

तस्माद्धर्मसहायार्थंनित्यंसंचिनुयाच्छनैः ॥
धर्मेणहिसहायेनतमस्तरतिदुस्तरम् ॥ ४२ ॥

જેથી મરણ પછી પ્રાણીને સહાય કરનાર ધર્મજ છે અને ત્હેની સહાયતાથીજ પ્રાણી અઘોર નર્ક જે તરી પાર જવાને માટે ઘણુંજ કઠીણ હોય છે ત્હેને સ્હેલાઇથી તરી શકે છે એમ સમજીને જ્ઞાની એ હમેશાં ધીમે ધીમે ધર્મનો સંગ્રહ વધારતા જવું. ૨૪૨

धर्मप्रधानंपुरुषंतपसाहतकिल्बिषम् ॥
परलोकंनयत्याशुभास्वन्तंखशरीरिणम् ।४३।

જે માણસ હમેશાં ધર્મમાંજ લાગેલો હોય છે ત્હેનાથી કદાચ જાણે અજાણે પાપ થઇ જાયછે તો તેના પ્રાજાપત્ય આદિ તપને લીધે તે પાપમાંથી નહી જેવા સમયમાં મુક્ત થાય છે અને ત્હેના ધર્મના પ્રભાવથી પ્રકાશીત થતાં તે થોડાજ સમયમાં સ્વર્ગને મેળવે છે. પોતે મૃત્યુ લોકમાં રહીને શરીર દેહ ધારણ કરીને કરેલાં તપ અને ભણેલા વેદના તેમજ અન્ય શાસ્ત્રોના અધ્યયન વડે તે તેજોમય આકાશમાં લીન થઇ જાય છે. ૨૪૩

उत्तमैरुत्तमैर्नित्यंसंबन्धानाचरेत्सह ॥
निनीषुःकुलमुत्कर्षमधमानधमांस्त्यजेत् ।४४।

જે પુરૂષ પોતાના કુટુંબની વૃદ્ધિ ચ્હાતો હોય ત્હેણે હમેશાં, વિદ્યા, ધન, કુળમાં પોતાનાથી ચઢતો હોય ત્હેની સાથે સંબંધ બાંધવો અને તેવો ન મળે તો પોતાના બરોબરીયા સાથે વ્યવહાર રાખવો પણ પોતાનાથી ઉતરતો હોય ત્હેની સાથે સંબંધ કરવો નહી અને હોય તો તે છોડી દેવો. ૨૪૪

उत्तमानुत्तमान्गच्छन्हीनांश्चवर्जयन् ॥
ब्राह्मणःश्रेष्ठतामेतिप्रत्यवायेनशूद्रताम् ।४५।

કારણ કે જે બ્રાહ્મણ પોતાના કરતાં ઉંચી પંક્તીનાની સાથે વ્યવહાર બાંધે છે તે શ્રેષ્ઠતાને પામે છે પરંતુ જે ત્હેનાથી વિરૂદ્ધ આચરણથી ચાલે છે અર્થાત્ ઉતરતાની સાથે સંબંધ કરે છે તે ક્ષુદ્રત્વને પામે છે અર્થાત્ કુળમાં ઉતરતો જાય છે. ૨૪૫

दृढकारीमृदुर्दान्तःक्रूराचारैरसंवसन् ॥
अहिंस्रोदमदानाभ्यांजयेत्स्वर्गंतथाव्रतः ।४६।

નિશ્ચિત મનવાળો અર્થાત્ જે કામ લે તે પુરેપુરૂ કરે તેવા દ્દઢ વીચારવાળો, અંતઃકરણે શુદ્ધ હોય અર્થાત્ કઠોર ન હોય તેવા દયાળુ દીલનો, તેમજ સહન શીલતાવાળો અર્થાત્ તાપ તડકો સહન કરવાની શક્તીવાળો, જે પુરૂષ ક્રુર માણુસનો સંગ નથી રાખતો તેવો, તેમજ अहिंसापरमोधर्मः એવા ક્રમંને અનુસરી કોઇની પણ લાગણીઓને દુઃખ નહી આપનાર અને જે ઇંદ્રિઓને પોતાના કાબુમાં રાખી શકે છે તે મૃત્યુ પછી ત્હેના દાન કર્મ અને સદાચારને લીધે સ્વર્ગમાં જાય છે. ૨૪૬

एधोदकंमूलफलमन्नमभ्युद्यतंचयत् ॥
सर्वतःप्रतिगृह्णीयान्मध्वथाभयदक्षिणाम् ।४७।

બળતણ, પાણી, ફળ, મુળ, મધ તેમજ માગ્યા વિના આપણી આગળ લાવીને મુકવામાં આવેલું અન્ન કુલટા, પાખંડી અને પતીત માણસને છોડીને શુદ્ર આદિ ગમે તેવા પાસેથી કાચુ હોય તો તે લેવાને માટે શાસ્ત્રનો કાંઇ પણ બાધ નથી તેમજ આપણી રક્ષાને માટે અભય દાન પણ વિણ માગ્યે મળતું હોય તો પછી ગમે તો ત્હેનો આપનોર ચાંડાલ હોય તો પણ તે સ્વીકારવું. ૨૪૭

आहृताभ्युद्यतांभिक्षांपुरस्तादप्रचोदिताम् ॥
मेनेप्रजापतिर्ग्राह्यामपिदुष्कृतकर्मणः ॥ ४८ ॥

સુવર્ણ તેમજ અન્ન દાન જે દાતાએ દાન આપવાના સ્થાનમાં લાવીને મુકેલું હોય તેમજ જે આપણને મળતા રહેલો કોઇએ માગેલું ન હોય તેમજ દાતાએ પણ કોઇ બીજાને આપવાને માટે કહેલુ ન હોય તે પાપી માણુસ પાસેથી લેવામાં પણ કાંઇ બાધ નથી એમ બ્રહ્માએ પોતેજ કહેલું છે. ૨૪૮

नाश्नन्तिपितरस्तस्यदशवर्षाणिपञ्चच ॥
नचहव्यंवहत्यग्निर्यस्तामभ्यवमन्यते ॥ ४९ ॥

ઉપર પ્રમાણેના દાનને જે સ્વીકારતો નથી ત્હેના પાસેથી કવ્ય દાન અર્થાત્ શ્રાદ્ધ ભોજન વિગેરેનું દાન પિતરો પંદર વર્ષ સુધી સ્વીકારતા નથી અને દેવતાઓ ત્હેની પાસેથી તેટલાજ સમય સુધી હવ્ય દાન અર્થાત્ યજ્ઞ કર્મમાં હોમાતા દાનને પણ સ્વીકારતા નથી. ૨૪૯

शय्यांगृहान्कुशान्गन्धानपःपुष्पंमणीन्दधि ॥
धानामत्स्यान्पयोमांसंशाकंचैवननिर्णुदेत् ॥ २५० ॥

શય્યા, ઘર, દર્ભ, સુગંધીચંદન; કપુર,

કેસર, જળ, પુષ્પ, મણી, દહીં, ધાન તેમજ રાંધેલા જવ, ચોખા, માછલી, ગરમ કરેલું દુધ તેમજ માંસ, શાક વિગેરે લેવામાં પણ નિષેધ કહેલો નથી. ૨૫૦

गुरुन्भृत्यांश्चोज्जिहीर्षन्नर्चिष्यन्देवतातिथीन् ॥
सर्वतःप्रतिगृह्णीयान्नतुतृप्येत्स्वयंततः ॥५१॥

ભુખથી પીડાતાં માત પિતા, ગુરૂ, સ્ત્રી, પોતાના નોકર ચાકરો વિગેરે જેઓ ત્હેના ઉપરજ આધાર રાખતાં હોય તેમને બચાવવાને માટે ગૃહસ્થીએ મહાપાતકી પુરૂષને છાડીને ગમે તેવા પાસેથી પણ દાન સ્વીકારવું અને તેમને સઘળાંને આપી ત્હેમનું પોષણ કરવું પણ તે પ્રમાણેના દાનનો પોતે ઉપયોગ કરવો નહી. ૨૫૧

गुरुषुत्वभ्यतीतेषुविनावातैर्गृहेवसन् ॥
आत्मनोवृत्तिमन्विच्छन्गृह्णीयात्साधुतः
सदा ॥ ५२ ॥

માત પિતાના મરણ પછી અથવા તો ત્હેમના જીવતાં પણ જે ગૃહસ્થી ત્હેમનાથી જુદો રહેતો હોય ત્હેણે પોતાની આજીવીકાને માટે હમેશા સજ્જનો પાસેથી ભીક્ષા લેવી. ૨૫૨

आर्धिकःकुलमित्रंचगोपालोदासनापितौ ॥
एतेशूद्रेषुभोज्यान्नायश्चात्मानंनिवेदयेत् ।५३।

જે પોતે ખેતી કરીને પોતાનુ ગુજરાન કરતો હોય, જે કોઇને માટે ખેતી કરતો હોય, જે પોતાના કુટુંબનો સામાન્ય મીત્ર હોય, જે ગાયોનો રક્ષક હોય, જેનાવીકનું કામ કરતો હોય અને જે ઘણો દુઃખી હોવાથી હું ત્હમારો દાસ છું અને ત્હમારી શેવા કરીશ એમ કરીને પોતાનુ ગુજરાન કરતો હોય તેઓ સઘળાને શુદ્ર સમજવા તેમણે પોતાના ક્રમ કરતાં ઉંચા ક્રમના માણુસો પાસેથી ભોજન લેવું. ૨૫૩

यादृशोऽस्यभवेदात्मायादृशंचचिकीर्षितम् ॥
यथाचोपचरेदेनंतथात्मानंनिवेदयेत् ॥५४॥

શુદ્રને જેવી પોતાને શેવા કરવાની ઇચ્છા હોય, જેવો ત્હેનો કુલાચાર–અર્થાત્ જેવો ત્હેનો સ્વભાવ હોય અને સ્વરૂપ હોય તે પ્રમાણે તેમજ જેવો ત્હેનો ત્હેના શેઠ તરફનો ચમત્કાર હોય તે પ્રમાણે ત્હેણે શેવા કરવીજ જોઇએ. ૨૫૪

योऽन्यथासन्तमात्मानमन्यथासत्सुभाषते ॥
सपापकृत्तमोलोकेस्तेनआत्मापहारकः ॥५५॥

જે માણુસ પોતે કાંઈ હોયછે છતાં લોકમાં અન્ય વર્ણનો છે એમ દર્શાવે છે અર્થાત્ પોતાની જાતને છુપાવે છે તે ઘણુંજ પાપ કરેછે કારણ કે તે પાપી પોતાના પંડને ચોરીને મ્હોટો ચોર થાય છે આવા માણુસોને દુનીયાંને છેતરવાનું પ્રાયશ્ચિત થાયછે. ૨૫૫

वाच्यर्थानियताःसर्वेवाङ्मूलावाग्विनिःसृताः ॥
तांस्तुयःस्तेनयेद्वाचंससर्वस्तेयकृन्नरः ॥ ५६ ॥

સંસારમાં સર્વ વસ્તુઓનો અર્થ વા મતલબ ફક્ત શબ્દથીજ જણાય છે અને શબ્દ વાણીથી બને છે માટે બોલવામાં અસત્ય આવવાથી સર્વનો ખરો અર્થ ચોરાય છે અર્થાત્ જેનો ખરો અર્થ કાંઈ થતો હોય છે તે વાણીમાં અસત્ય રહેવાથી અન્યથી થાય છે અર્થાત્ તે પ્રમાણેનો અસત્ય ભાષણ કરનાર સર્વ વસ્તુને અસત્ય પાડે છે. ૨૫૬

महर्षिपितृदेवानांगत्वानृण्यंयथाविधि ॥
पुत्रेसर्वंसमासज्यवसेन्माध्यस्थमाश्रितः ॥५७॥

ગૃહસ્થને માટેનો સન્યાસ પ્રકાર નીચે પ્રમાણે જાણુવો, ગૃહસ્થે વેદનું અધ્યયન કરીને મહર્ષિયોના ઋણમાંથી મુક્ત થવું,

પુત્ર ઉત્પન્ન કરીને પિતરોના દેવામાંથી મુક્ત થવું અને યજ્ઞકાર્ય કરીને દેવતાઓના ઋણમાંથી મુક્ત થયા પછી પોતાનો પુત્ર જે યોગ્યવયે પહોંચેલો હોય ત્હેને સઘળો વ્યવહાર સોંપી દેવો અને પોતે સંસાર જાળમાંથી શાસ્ત્રના નિયમ પ્રમાણે દુર થવું અર્થાત્ પુત્ર, સ્ત્રી, ધન વિગેરેની મમતાનો ત્યાગ કરીને ઘરમાં એક તટસ્થ તરીકે રહેવું અને બ્રહ્મભજનમાં કાળ નિર્ગમન કરવો. ૨૫૭

एकाकींचिंतयेन्नित्यंविविक्तेहितमात्मनः ॥
एकाकीचिन्तयानोहिपरंश्रेयोऽधिग
च्छति ॥ ५८ ॥

ત્હેણે પુત્રના તેમજ ધન દોલતના વિચારોને દુર કરીને પોતાના પોષણને માટે પુત્ર જે કાંઇ લાવી આપે તેથી સંતોષ પામીને હમેશાં બાકીનો વખત એકાંતમાં શું કરવાથી પોતાના દેહનું સાર્થક થનાર છે તે જેથી સમજાય તેવાં વેદાન્તનાં પુસ્તકોનું મનન કરવું, ભગવત ભજન કરવું જેથી સાક્ષાત બ્રહ્મના બ્રહ્મજ્ઞાનના પ્રભાવે તે મૃત્યું પછી ઉત્કૃષ્ટ શ્રેયને પ્રાપ્ત કરેછે. ૨૫૮

एषोदितागृहस्थस्यवृत्तिर्विप्रस्यशाश्वती ॥
स्नातकव्रतकल्पश्चसत्त्ववृद्धिकरःशुभः ॥५९॥

આ પ્રમાણેની ગૃહસ્થીની તેમજ વેદ ભણીને ગુરૂને ઘેરથી પાછા કરેલા શીષ્યની જે નિત્ય વૃત્તિ કહીને પ્રશંસાને પાત્રજ છે અને તે કરવાથી અર્થાત્ ત્હેમાં બતાવેલા નિયમાનુસાર વર્તન કરવાથી તેમનામાં સત્વગુણની વૃદ્ધિ થતી જાયછે. ૨૫૯

अनेनविप्रोवृत्तेनवर्तयन्वेदशास्त्रवित् ॥
व्यपेतकल्मषोनित्यंब्रह्मलोकेमहीयते ॥२६०॥
इतिमानवेधर्मशास्त्रेभृगुप्रोक्तायांसंहितायां
चतुर्थोऽध्यायः ॥ ४ ॥

આ શાસ્ત્રમાં કહેવામાં આવ્યા તે પ્રમાણે વેદજ્ઞ બ્રાહ્મણ જો પોતાનો આચારવિચાર રાખેછે તો તે બ્રહ્મજ્ઞાનને લીધે ત્હેનાથી જાણેઅજાણે થયેલાં પાપ પણ ક્ષીણ થાય છે અને અંતે તે બ્રહ્મને પામેછે. ૨૬૦

ઇતિશ્રી મનુસ્મૃતિનો ચોથો અધ્યાય સમાપ્ત.

## ॥ અથ પઞ્ચમોऽધ્યાયઃ ॥

श्रुत्वैतानृषयोधर्मान्स्नातकस्ययथोदितान् ॥
इदमूचुर्महात्मानमनलप्रभवंभृगुम् ॥ १ ॥

સ્તાનકના કહેવાયા તે સર્વ ધર્મને સાંભળ્યા પછી, મહાત્મા જે હમેશાં પરમાર્થમાં તત્પર છે અને જે અગ્નિમાંથી ઉત્પન્ન થયેલા છે ત્હેમને ભૃગુમુની ને રૂષિયોયે નિચે પ્રમાણે પ્રશ્ન કર્યો. ૧

एवंयथोक्तंविप्राणांस्वधर्ममनुतिष्ठताम् ॥
कथंमृत्युःप्रभवतिवेदशास्त्रविदांप्रभो ॥ २ ॥

હે ! પ્રભુ ઉપર પ્રમાણે કે'વામાં આવ્યા તેવા શ્રુતિ અને સ્મૃતિમાં કહેલા ધર્મને અનુસરવા છતાં વેદજ્ઞ બ્રાહ્મણ શા માટે પોતાના આયુષના ક્રમના પુર્ણ થવા અગાઉ મરણ પામતા હશે ? કારણ કે માણસનું આયુષ જે બ્રહ્માએ ૧૦૦ સો વર્ષનું નિર્માણ કરેલું છે તે હમેશાં અધર્માચરણથીજ કમી થાયછે પણ જ્યારે અધર્મ આચરણ ન ચલાવવામાં આવતું હોય ત્યારે તેવો માણસ શા માટે ત્હેના આયુષની મુદત પુરી થતા પ્હેલાં મૃત્યુને શરણ થતો હશે ? ૨

सतानुवाचधर्मात्मामहर्षीन्मानवोभृगुः ॥
श्रूयतांयेनदोषेणमृत्युर्विप्राञ्जिघांसति ॥३॥

મહર્ષિયોનો આ પ્રશ્ન સાંભળીને મહામુની મનુના પુત્ર ભૃગુ રૂષિ બોલ્યા કે હે મહાત્માઓ શા શા દોષને લીધે બ્રાહ્મણ થોડા વખતમાં મૃત્યુ પામેછે તે તે સઘળા હું આપ સર્વને સવિસ્તર કહુંછું તે આપ સર્વ નિશ્ચિત થઇને સાંભળો. ૩

अनभ्यासेनवेदानामाचारस्यचवर्जनात् ॥
आलस्यादन्नदोषाच्चमृत्युर्विप्राञ्जिघांसति॥४॥

આયુષ્યના પૂર્ણ થતાં પ્હેલાં બ્રાહ્મણ ક્રમ આયુષે મરણ પામેછે ત્હેનાં મુખ્ય કારણ નિચે પ્રમાણે જાણવાં ૧ બ્રાહ્મણે વેદનો અભ્યાસ નિયમસર હમેશાં કરવોજ જોઇએ તે ન કરવાથી ૨ તેમજ પોતાના શાસ્ત્ર પ્રમાણેના આચારનો ત્યાગ કરવાથી ૩ પોતાનામાં સામર્થ હોવા છતાં પણ જે કામ કરવાને યોગ્ય ને અવશ્યનું હોય તે આલસ્ય છોડીને નહી કરવાથી અને ૪ ખાવાને માટે યોગ્ય વસ્તુઓનો ત્યાગ કરીને અયોગ્ય વસ્તુઓનું ભક્ષણ કરવાથી માણુસ ત્હેનું આયુષ્ય પુરૂ થતા પ્હેલાં મરણ પામેછે. ૪

लशुनंगृञ्जनंचैवपलाण्डुंकवकानिच ॥
अभक्ष्याणिद्विजातीनाममेध्यप्रभवानिच॥५॥

વેદાભ્યાસ કરવાનો દોષ કહ્યા પછી ખાવાના દોષ જેથી પણ આયુષ કમી થાય છે તે નિચે પ્રમાણે જાણવા. દ્વિજજાતીમાં જન્મ પામ્યા પછી ગૃહસ્થીએ લસણ, ગાજર, પ્યાજ ( ડુંગળી ), ચોમાસામાં ખરાબ જગ્યાએ ઉગી આવતાં પુષ્પ ( બીલાડીના ટોપ ) તેમજ શાકતરકારી જેને માટે ગંદા ખાતર અને મેલા પાણીની ખાસ જરૂર પડતી હોય તેવા શાક વિગેરે ખાવાં નહી. ૫

लोहितान्वृक्षनिर्यासान्वृश्चनप्रभवांस्तथा ॥
शेलुंगव्यंचपेयूषंप्रयत्नेनविवर्जयेत् ॥ ६ ॥

વૃક્ષોનાં ઠરી ગયેલાં ઝરણ અર્થાત્ બાવળ, ખેર વિગેરેમાંથી નિકળતો ગુંદર તેમજ વૃક્ષને કાપવાથી નિકળતો રસ, શેલું નામના ઝાડનાં ફળ અને તરતની વીહાયલી ગાયનું દુધ તે સઘળાં પણ ખાવાને માટે અયોગ્યજ જાણવાં. ૬

वृथा क्रसरसंयावंपायसापूपमेवच ॥
अनुपाकृतमांसानिदेवान्नानिहवींषिच ॥७॥

દેવતાઓને નિમિત્તે નહી પણ ફક્ત પોતાનાજ સ્વાદને માટે બનાવેલાં ભિન્ન ભિન્ન પ્રકારનાં મિષ્ટ ભોજન જેવાં કે બિરંજ, તેમજ ઘી, ગોળ વિગેરે નાંખીને બનાવેલાં ઘીનાં ભોજન જેવાં કે લાડું, કંસાર વિગેરે તેમજ દુધપાક, પુરણપોળી વીગેરેનો હમેશાં ત્યાગ કરવો, પશુંનું માંસ જે દેવતાઓના નૈવેદને માટે મંત્રથી પવિત્ર કરવામાં આવ્યું નહોય ત્હેનો પણ ત્યાગ કરવો અને હવ્ય દ્રવ્ય જેવાં કે ઘી, જવ, તલ વીગેરે સર્વનું દેવને નૈવેદ્ય કર્યા પહેલાં કોઈપણ સમયે ભોજન કરવું નહી.૭

अनिर्दशायागोःक्षीरमौष्ट्रमैकशफंतथा ॥
आविकंसंधिनीक्षीरंविवत्सायाश्चगोःपयः॥८॥

વીહાયેલી ગાયને દશ દિવસ થયા પહેલાં ત્હેના દુધનો ત્યાગ કરવો તેજ પ્રમાણે અન્ય પ્રાણીયો અર્થાત્ ભેંશ, બકરી વિગેરેનાં દુધને પણ વિયાયા પછી દશ દીવસની અંદર ખાવાના ઉપયોગમાં લેવાં નહી તેમજ ઉંટડી, ગધેડી, ઘોડી વીગેરે ખરીવાળાં પ્રાણીના દુધનો તેમજ ઉચી ગયેલી ગાયનું, જે ગાયનું વાછડું મરી ગયું હોય અથવા પાસે નહોય ત્હેનું પણ દુધ પિવાને માટે યોગ્ય નથી. ૮

आरण्यानांचसर्वेषांमृगाणांमाहिषंविना ॥
स्त्रीक्षीरंचैववर्ज्यानिसर्वशुक्तानिचैवहि॥९॥

ભેંશ શીવાય જંગલમાંના જંગલી જનાવરો જેવાં કે હાથી વિગેરે પ્રાણીયોનું તેમજ સ્ત્રીનું દુધ ખાવાને માટે અયોગ્ય ગણાય છે તેમજ સશુકત અર્થાત્ જે વસ્તુનો સ્વાભાવીક સ્વાદ મિષ્ટ હોય છે પરંતુ ત્હેમાં પાણીનું અથવા તો બીજું કાંઇ મીશ્રણ થતાં વખત જતાં વિકાર થાય છે એટલે સ્વાદમાં ફેરફાર થાયછે તે ચીજને પણ ખાવા લાયક જાણવી નહી. ૯

दधिभक्ष्यंचशुक्तेषुसर्वंचदधिसंभवम् ॥
यानिचैवाभिषूयन्तेपुष्पमूलफलैःशुभैः ॥१०॥

પરંતુ આવી વસ્તુઓમાં પણ દહીં જે ખાટી ચીજ છે તે તેમજ ત્હેનાથી બનતા ખાવાના બીજા પદાર્થો જેવા કે મઠા—કઢી, રાયતાં બિગેરે પણ ખાવાને યોગ્ય છે તેમજ શુભ કહેતાં સારાં સુગંધીમય પુષ્પ અને ફળ ફળાદિ તેમજ કંદમૂળના રસ માત્રથી જ ખાટાશવાળા ખાવાના જે પદાર્થો બનાવાય છે તે પણ ખાવાને માટે યોગ્યજછે. ૧૦

क्रव्यादाञ्छकुनान्सर्वांस्तथाग्रामनिवासिनः
अनिर्दिष्टांश्चैकशफांष्टिट्टिभंचविवर्जयेत्॥११॥

ગીધ, ગરબ વિગેરે જે પ્રાણીયો માંસાહારી હોઇને કાચા માંસનુંજ ભક્ષણ કરે છે ત્હેમનું તેમજ વસ્તિમાં રહેનારાં પક્ષીયો અર્થાત્ કબુતર, ચકલાંનું, તેમજ ધર્મશાસ્ત્રમાં નહી ગણાવ્યાં હોય તેવાં ખરીવાળાં પશુઓનું અને ટીટોડી નામના પક્ષીનું એટલાંનું માંસ અભક્ષ્ય સમજવું. ૧૧

कलविङ्कंप्लवंहंसंचक्राङ्गंग्रामकुक्कुटम् ॥
सारसंरज्जुवालंचदात्यूहंशुकसारिके ॥१२॥

ગામનાં તથા જંગલનાં ચકલાં, જળચર પક્ષીઓ જેવાં કે બગલાં, જળકુકડાં, હંસ, ચકવા ચકવી, ગામમાં રહેનાર મરઘડાં, સારસ પક્ષીયો, રજ્જુવાળ, પૈપૈયા, પોપટ, મેના એ સર્વ પક્ષીયો અભક્ષ્ય છે અર્થાત્ ત્હેમનુ માંસ ખાવાને માટે કેવળ અયોગ્યજ છે. ૧૨

प्रतुदाञ्जालपादांश्चकोयष्टिनखविष्किरान् ॥
निमज्जतश्चमत्स्यादान्शौनंवल्लूरमेवच॥१३॥

પ્રતુદ પક્ષીયો અર્થાત્ જે પોતાની ચાંચવડે બીજાં જનાવરોને ફાડી ખાય છે. ત્હેમનું, જેમના પગમાં ચામડીની ગુંચ વળેલી હોઇને જીવના જેવો આકાર થયેલો હોય છે અને જે વડે પોતાનો ભક્ષ પકડે છે ત્હેમનું જે વાંકે બતક વિગેરેનું, કોયષ્ટિ નામના પક્ષીનું, જેઓ પોતાના ભક્ષને પંજાવતી ચીરીને ખાતાં હોય તેવાંનું અર્થાત્ શીખાયલા કુકડાઓ અને બાજ પક્ષીઓનું તેમજ જળમાં ડુબકી મારીને ભક્ષ પકડીને ખાનાર એટલાંનું માંસ પણ ખાવાને માટે અયોગ્ય છે ! ખાટકીને ત્યાંનું અર્થાત્ કસાઇને ત્યાં વેચવાને માટે રાખેલું માંસ અને ઘણા દિવસનું સુકાઇ ગયેલું માંસ પણ ખાવાને માટે શાસ્ત્રના નિયમ પ્રમાણે વર્જીત કરેલું છે. ૧૩

**बकंचैवबलाकांश्चकाकोलंखञ्जरीटकम् ॥**
**मत्स्यादान्विड्वराहांश्चमत्स्यानेवचसर्वशः॥१४॥**

બગલાં, બાજપક્ષી, કાગડા, માછલીઓને ખાનાર ( મગર ), પૃથ્વી ઉપરનાં પક્ષીઓને ખાનાર, વિષ્ટા ખાનાર વિડ્વરાહ અર્થાત્ ભુંડ-સુવર તેમજ સર્વ પ્રકારનાં નાનાં મોટાં માછલાંઓનું પણ માંસ ખાવાને માટે કેવળ વર્જ કરવા જેવું છે. ૧૪

**योयस्यमांसमश्नातिसतन्मांसादउच्यते ॥**
**मत्स्यादःसर्वमांसादस्तस्मान्मत्स्यान्वि**
**वर्जयेत् ॥ १५ ॥**

માણસ જે જનાવર-પશુ-પ્રાણીનું માંસ ખાયછે તે તે પ્રાણીનો ખાનાર કહેવાય છે અર્થાત્ જે પ્રમાણે બીલાડી--ઉંદરને ખાનાર કહેવાય છે તેજ પ્રમાણે માણસ જો ઉંદરના માંસને ખાયછે તો તે પણ ઉંદર ખાનાર ( બીલાડો ) કહેવાય છે, પણ મત્સ્યાદ અર્થાત્ મત્સ્ય ( માછલાં ) ખાનાર તો સર્વ પ્રાણી પશુનો ખાનાર કહેવાય છે માટે મત્સ્ય તો ખાવાંજ નહી. ૧૫

**पाठीनरोहितावाद्यौनियुक्तौहव्यकव्ययोः ॥**
**राजीवान्सिंहतुण्डांश्चसशल्कांश्चैवसर्वशः॥१६॥**

પાઠીન અને રોહુ નામની માછલીયોનું માંસ તો ઉપર કહેવામાં આવી ગયું છે તે પ્રમાણે ખાવાને માટે યોગ્યજ છે અને હવ્ય કવ્યમાં પણ તે ઉપયોગમાં લેઇ શકાય છે તેટલા માટે શ્રાદ્ધવિધિમાં તેમજ દેવતાઓને માટેનાં દેવકર્મમાં જે મત્સ્યોનું માંસ ઉપયોગમાં લેવામાં આવેલું હોય તે તે માંસ તે તે કર્મોની ભોજન ક્રિયામાં પણ ઉપયોગમાં લેવાને કાંઈ પણ બાધ નથી, તેજ પ્રમાણેના ઉપયોગમાં લેવામાં આવેલું રાજીવ, સિંહતુંડ તેમજ શલ્ક નામના મત્સ્યોનું માંસ પણ ભક્ષ્યજ સમજવું. ૧૬

**नभक्षयेदेकचरानज्ञातांश्चमृगद्विजान् ॥**
**भक्ष्येष्वपिसमुद्दिष्टान्सर्वान्पञ्चनखांस्तथा॥१७॥**

જે પ્રાણીયો હમેશાં ઘણું કરીને એકલાંજ રહેછે તેમજ અગોચર સ્થાનકમાં જણાય છે જેવાં કે સર્પ વિગેરે, જે પ્રાણીયોની જાત તથા નામથી આપણે અજ્ઞ હોઇએ તેવાં પક્ષીયો અથવા પ્રાણીયો, અને પાંચ નખવાળાં પ્રાણીયો જેવાં કે વાંદરાં-માંકડાં વિગેરેને શાસ્ત્રમાં ભક્ષણ કરવાને તે યોગ્ય ગણેલો હોયતો પણ નજ ખાવાં જોઇએ. ૧૭

**श्वाविधंशल्यकंगोधांखड्गकूर्मशशांस्तथा ॥**
**भक्ष्यान्पञ्चनखेष्वाहुरनुष्ट्रांश्चैकतोदतः ॥१८॥**

મનુ જેવા મહર્ષિયોયે શ્વવિધ ( શાહુડી ), શલ્યક, ગરોલી, ગેંડા, કાચબા, અને શશલાને પાંચ નખવાળાં હોવા છતાં ખાવાને માટે યોગ્ય ગણેલાં છે તેમજ ઉંટ શીવાયના બીજાં પાળવામાં આવતાં પ્રાણી-

યો જેમના મ્હોના ફક્ત એકજ જડબામાં દાંત હોયછે ત્હેમનું માંસ પણ ખાવાને માટે યોગ્ય કહેલું છે. ૧૮

**छत्राकंविड्वराहंचलशुनंग्रामकुक्कुटम् ॥**
**पलाण्डुंगृञ्जनंचैवमत्याजग्ध्वापतेद्द्विजः ॥१९॥**

દ્વિજજો જાણી જોઇને પૃથ્વીનાં ફુલ અર્થાત્ બીલાડીના ટોપ, વિડ્વરાહ (સુઅર), લસણ, ગામનાં મરઘાં, પ્યાજ–ડુંગળી, ગાજર વિગેરે નીચી પ્રતીના ખાતરમાંથી ઉત્પન્ન થયેલાં શાક ભાજીને ખાયછે તો તે ત્હેના સદાચરણથી પતીત થાયછે જેમાંથી મુક્ત થવાને માટે ત્હેને પ્રાયશ્ચિત કરવું પડેછે. ૧૯

**अमत्यैतानिषड्जग्ध्वाकृच्छ्रंसान्तपनंचरेत् ॥**
**यतिचान्द्रायणंवापिशेषेषूपवसेदहः ॥२०॥**

ઉપરની છ વસ્તુઓમાંથી એક પણ જાણી બુઝીને ખાધામાં આવેછે તો ખાનારને અગીયારમા અધ્યાયમાં કહેવામાં આવશે તેવું સાત દિવસમાં પૂર્ણ થનારૂ કૃચ્છ સાંતપન નામનું ઘણુંજ જે સખ્ત વ્રત છે તે કરવું પડેછે અથવા તો ત્હેના તે સખ્ત પાપને નિવારવાને માટે ત્હેને યતિ ચાંદ્રયણ નામનું બીજું એક વ્રત છે તે કરવું પડે છે. પરંતુ જો વૃક્ષના રસ આદિક ખાધામાં આવેછે અર્થાત્ બાવળ, ખેર વિગેરેનો ગુંદર જો ખાધામાં આવેતો તો ખાનારે પોતાના કરેલાં પાપકર્મથી મુક્ત થવાને માટે પ્રાયશ્ચિત તરીકે એક અહોરાત્ર ઉપવાસજ કરવો જરૂરનો છે. ૨૦

**संवत्सरस्यैकमपिचरेत्कृच्छ्रंद्विजोत्तमः ॥**
**अज्ञातभुक्तशुद्ध्यर्थंज्ञातस्यतुविशेषतः ॥२१॥**

દ્વિજાતીએ અજાણે ખાવામાં આવેલા મના કરેલા પદાર્થોમાંના કોઇના પણ પાપથી મુક્ત થવાને માટે વર્ષમાં એકવાર પણ કૃચ્છવ્રત કરવું જોઇએજ પરંતુ જ્યારે તેવા મના કરાયલા પદાર્થો ત્હેના ખાધામાં જાણી જોઇનેજ આવ્યા હોય ત્યારે તો જે જે પદાર્થને માટે શાસ્ત્રમાં જે જે પ્રાયશ્ચિત કહેવામાં આવેલું હોય તેજ ત્હેણે કરવું જોઇએ. ૨૧

**यज्ञार्थंब्राह्मणैर्वध्याःप्रशस्तामृगपक्षिणः ॥**
**भृत्यानांचैववृत्त्यर्थमगस्त्योह्याचरत्पुरा ॥२२॥**

બ્રાહ્મણને માટે યજ્ઞ કર્યામાં જોઇતા સાજ તરીકે તેમજ પોતાના ઉપરજ જેમના જીવનનો આધાર રહેલો હોય અર્થાત્ નોકર ચાકર તેમજ વૃદ્ધમાત પિતા જેમનું પોષણ ત્હેના ઉપરજ આધાર રાખતું હોય તેમને માટે બ્રાહ્મણને પશુવધ કરવાનો પ્રશંસી કહેલો છે કારણ કે પૂર્વે મહાષ અગસ્ત્ય રૂષિએ પોતેજ તે પ્રમાણે કરેલું છે. ૨૨

**बभूवुर्हिपुरोडाशाभक्ष्याणांमृगपक्षिणाम् ॥**
**पुराणेष्वपियज्ञेषुब्रह्मक्षत्रसवेषुच ॥ २३ ॥**

કારણ કે પૂર્વે બ્રાહ્મણ તથા ક્ષત્રીયો જે જે યજ્ઞ કર્મ કરતા હતા ત્હેમાં દેવતાઓના નૈવેદ્યને માટે જે જે પશુપક્ષીઓને શાસ્ત્રમાં આહારને યોગ્ય ગણવામાં આવેલાં છે ત્હેમનુંજ માંસ ધરાવવામાં આવતું હતું. ૨૩

**यत्किंचित्स्नेहसंयुक्तंभक्ष्यंभोज्यमगर्हितम् ॥**
**तत्पर्युषितमप्याद्यंहविःशेषंचयद्भवेत् ॥२४॥**

જે કાંઇ શાસ્ત્ર પ્રમાણે ખાવાને માટે ઘી, તેલ વિગેરેના ચીકાશવાળા પદાર્થના મીશ્રણથી બનાવવામાં આવ્યું હોય તો તે તાજુ ખાધા પછી પણ જો ત્હેમાં કોઇ પડવા વિગેરેથી બગડયું ન હોય તો વાશી રહ્યુ હોય તો ફરીથી ત્હેને તેમનો અથવા ઘીનો હાથ દેઇને ખાવુ તેજ પ્રમાણે યજ્ઞ કર્મમાંથી વધેલાં હવી દ્રવ્ય પણ બીજે દિવસે ખાવાને માટે કાંઇ વાંધો નથી. ૨૪

चिरस्थितमपित्वाद्यमस्नेहाक्तंद्विजातिभिः ॥
यवगोधूमजंसर्वंपयसश्चैवविक्रिया ॥ २५ ॥

પરંતુ ઘણા દિવસ સુધી રહેલા જવ અથવા ઘઉંના પદાર્થોને તેમજ દુધના બનાવેલા પદાર્થોને દ્વિજાતી ઘી અથવા તેલનો હાથ ફેરવ્યા વિના પણ ખાય તેને માટે કાંઇ હરકત નથી. ૨૫

एतदुक्तंद्विजातीनांभक्ष्याभक्ष्यमशेषतः ॥
मांसस्यातःप्रवक्ष्यामिविधिंभक्षणवर्जने॥२६॥

ઉપર પ્રમાણે દ્વિજાતીને માટે શો શો આહાર લેવાને યોગ્ય છે અને અયોગ્ય છે તે આપને સર્વને સંપૂર્ણ રીતે સમજાવ્યો છે હવે માંસમાં શું શું ખાવાને યોગ્ય છે અને શું શું અયોગ્ય છે તે આપને કહું છું તે સાંભળશો. ૨૬

प्रोक्षितंभक्षयेन्मांसंब्राह्मणानांचकाम्यया ॥
यथाविधिनियुक्तस्तुप्राणानामेवचात्यये॥२७॥

વેદના મંત્રોચ્ચાર વડે જળના પ્રોક્ષણથી શુદ્ધ કરવામાં આવેલું માંસ, તેમજ યજ્ઞ કર્મને માટે ઉપયોગમાં લેતાં વધેલું માંસ બ્રાહ્મણની ઇચ્છા હોય તો ખાવાને માટે કોઇ પણ જાતનો બાધ નથી તેમજ મધુપર્ક અને અન્ય શ્રાદ્ધવિધિમાં પણ ગૃહ્યવચનોને અનુસરી દિવસમાં એક વખત માંસ ભક્ષણ કરવું અને જ્યારે જીવનના પોષણને માટે માંસ ભક્ષણ શીવાય બીજો કાંઇ પણ ઉપાય ન રહ્યો હોય ત્યારે પણ તેમ કરવું. ૨૭

प्राणस्यान्नमिदंसर्वंप्रजापतिरकल्पयत् ॥
स्थावरंजङ्गमंचैवसर्वंप्राणस्यभोजनम् ॥२८॥

જીવની રક્ષા કરવાને માટેજ પ્રજાપતિ સૃષ્ટાએ આ જંગમ અને સ્થાવર એવા બે પ્રકારની સૃષ્ટીને સજેલી છે માટે તે જીવના રક્ષણ માટે સ્થાવર વસ્તુઓ જેવાં કે ધાન્ય શાકઆદિને તેમજ જંગમ વસ્તુઓ જેવાં કે પ્રાણીયો ત્હેમને સર્વને ખાવામાં કાંઇ પણ હરકત નથી. ૨૮

चराणामन्नमचरादंष्ट्रिणामप्यदंष्ट्रिणः ॥
अहस्ताश्चसहस्तानांशूराणांचैवभीरवः॥२९॥

જે પ્રાણીયો ચાલી શકે છે તેમને માટે જે નથી ચાલી શકતાં તે ભક્ષ્ય છે અર્થાત્ પ્રાણીયો જેવાં કે હરણ, ઘોડા, ગાય તેમને નહી ચાલી શકે તેવાં ઘાસ, શાક વિગેરે ખાવાને માટે યોગ્ય ગણેલાં છે; જેમને ડંખ છે ત્હેમને માટે ડંખ વિનાનાં પ્રાણી ભક્ષ્ય કહેલાં છે અર્થાત્ વિંછી જેને ડંખ છે ત્હેને માટે ઝીણાં જંતુઓ જેઓ ડંખ રહીત છે તે, તેમજ સર્પને જે પણ ડંખ વાળોજ છે ત્હેને માટે ઉંદરો જેને ડંખ હોતો નથી તે ભક્ષ્ય કહેલા છે; જે પ્રાણીઓને હાથ વિનાનાં અર્થાત્ માણસને હાથ હોય છે માટે જે જે પ્રાણીઓને હાથ નથી હોતા તે ત્હેને માટે ભક્ષ્ય કહેલાં છે અને જે બહાદુર હોય છે ત્હેને માટે બ્હીકણ પ્રાણી ભક્ષ્ય કહેલાં છે જેમકે સિંહ ન્હાનો છે છતાં શુરો હોવાને લીધે હાથી જે ત્હેના કરતાં ઘણોજ મ્હોટો અને કદાવર છે ત્હેનો પણ શિકાર કરે છે. ૨૯

नात्तादुष्यत्यदन्नाद्यान्प्राणिनोऽहन्यहन्यपि॥
धात्रैवसृष्टाह्याद्याश्चप्राणिनोऽत्तारएवच॥३०॥

ઉપરના શ્લોક પ્રમાણેનો જેને બ્રહ્માએજ અમુક પ્રાણીયોને ખાવાને માટે યોગ્ય સુજેલો હોય છે તે કદાપી હરહમેશાં પોતાને ભક્ષ્ય પ્રાણીયો ખાયતો પણ દોષીત થતો નથી કારણ કે સૃષ્ટાએજ પોતે ખાવાને યોગ્ય અને ખાનાર એ બેઉને નિર્માણ કરેલો છે.

આ પ્રમાણે ત્રણ શ્લોક ઉપરથી માંસ

ભક્ષ્ય આહાર છે એમ સ્પષ્ટ દર્શાવવામાં આવ્યુ છે. ૩૦

यज्ञायजग्धिर्मांसस्येत्येषदैवोविधिःस्मृतः ॥
अतोऽन्यथाप्रवृत्तिस्तुराक्षसोविधिरुच्यते।३१।

ઉપર જણાવ્યા પ્રમાણે યજ્ઞમાં અથવા તો યજ્ઞના અંગે કરવામાં આવતો કાર્યો જેમાં માંસનો ઉપયોગ નૈવેધ અથવા બીજી કોઈપણ રીતે કરવામાં આવતો હોય ત્યાં તે ભોજન તરીકે સ્વીકારવું ત્હેને દૈવવિધી પ્રમાણે ગણાય પરંતુ તેવા કાંઈપણ કારણ વિના પોતાની ઈચ્છાનેજ સંતોષવાને માટે ત્હેનો હમેશાં આહાર કરવો તેતો રાક્ષસ વૃત્તિજ કહેવાય છે. ૩૧

क्रीत्वास्वयंवाप्युत्पाद्यपरोपकृतमेववा ॥
देवान्पितॄंश्चार्चयित्वाखादन्मांसंनदुष्यति।३२।

જે પુરૂષ શ્રાદ્ધવિધિમાં પિતરોને અર્પણ કરીને તેમજ દેવકાર્યમાં દેવતાઓને અર્પણ રહીને શેષ રહેલા માંસને પોતે ઉપયોગ કરેછે એટલે પછી કદાચ તે માંસનો પોતે ઉપયોગ કરે છે તો પછી કદાચ તે માંસ પોતે વેચાતું લાવ્યો હોય અથવા પોતે પ્રાણીને મારીને લાવ્યો હોય કે કોઈએ ત્હેને આપ્યું હોયતો પણ દોષને પામતો નથી. ૩૨

नाद्यादविधिनामांसंविधिज्ञोऽनापदिद्विजः॥
जग्ध्वाह्यविधिनामांसंप्रेतस्तैरद्यतेऽवशः ॥३३॥

જે દ્વિજ માંસ કયારે ખાવું અથવા ન ખાવું ત્હેના શાસ્ત્ર પ્રમાણેના નિયમો જાણે છે ત્હેણે તો દેવતા અથવા પિતરોના પૂજન વિના બીજા કોઈ પણ પ્રસંગે ત્હેનું ભક્ષણ કરવુંજ નહી કારણ કે જો તે વિના કારણ માંસ આહાર સ્વિકારે છે તો મૃત્યુ પછી જે જે પ્રાણીયોનું માંસ શાસ્ત્રના નિયમોને ઉલંઘીને ત્હેણે ખાધેલું હોયછે તે તે પ્રાણીયો ત્હેના પોતાના માંસને ખાયછે. ૩૩

नतादृशंभवत्येनोमृगहन्तुर्धनार्थिनः ॥
यादृशंभवतिप्रेत्यवृथामांसानिखादतः ॥३४॥

જે માણસ પોતાના ગુજરાનને માટે પશુપક્ષીયોને મારેછે અને ત્હેમના માંસને વેચેછે અને પોતાને માટે ગુજરાન ચલાવવાનો પૈસો એકઠો કરેછે ત્હેને પણ જે માણસ શાસ્ત્રના નિયમ વિરૂદ્ધ માંસ ખાય છે ત્હેના જેટલું પાપ લાગતું નથી અર્થાત્ પશુ હિંસા કરતાં પણ માંસ ભક્ષણમાં વધારે દોષ રહેલો છે. ૩૪

नियुक्तस्तुयथान्याययोमांसंनात्तिमानवः ॥
सप्रेत्यपशुतांयातिसंभवानेकविंशतिम् ॥३५॥

પરંતુ જે માણસને યજ્ઞ કર્મના અથવા તો શ્રાદ્ધવિધીના ભોજન વિધીમાં ભોજન લેવાને માટે આમંત્રણ કરવામાં આવેલું હોય અને જો તે માણસ માંસ આહાર જમવાને માટે ના પાડેછે તો ત્હેને એટલું બધુ પાપ લાગેછે કે મુવા પછી એકવીસ જન્મ સુધી પશુ અવતારને પામેછે. ૩૫

असंस्कृतान्पशून्मन्त्रैर्नाद्याद्विप्रःकदाचन ॥
मन्त्रैस्तुसंस्कृतानद्याच्छाश्वतंविधिमास्थितः ३६

બ્રાહ્મણે જે પ્રાણીના માંસને વેદોક્ત મંત્રવડે પ્રોક્ષણ કરીને પવિત્ર કરવામાં ન આવ્યું હોય ત્હેને કદાપી પણ ખાવું નહી પરંતુ પશુ યાગ જેવા નિત્ય યાગ વિધિમાં તો માંસ ભક્ષણ શાસ્ત્રમાં કહેલુંજ છે એમ જાણીને લેવુંજ. ૩૬

कुर्याद्घृतपशुंसंगेकुर्यात्पिष्टपशुंतथा ॥
नत्वेवतुवृथाहन्तुंपशुमिच्छेत्कदाचन ॥३७॥

જો ત્હેને પશુ ખાવાની ઘણીજ ઇચ્છા થઈ હોયતો ત્હેણે ઘી અથવા તો ઘઉંના લોટનું ત્હેવું પ્રાણી બનાવીને ત્હેને ખાવું

પરંતુ શાસ્ત્રના નિયમો શીવાય કોઇપણ સમયે વિનાકારણ કોઈ પણ પશુપક્ષીની હીંસા તો નહીજ કરવી જોઇએ. ૩૭

**यावन्तिपशुरोमाणितावत्कृत्वोहमारणम् ॥**
**वृथापशुघ्नःमाप्नोतिप्रेत्यजन्मनिजन्मनि ॥३८॥**

દેવતાઓ અથવા પિતરોને માટેનાં કરવાનાં અથવા તો બીજા શાસ્ત્રમાં બનાવેલાં યજ્ઞકર્મ કરવાનાં છે ત્હેમના શિવાય ફક્ત પોતાની ઇચ્છાને માટેજ જે વૃથા જીવ હિંસા કરેછે તે મૃત્યુ પછી જે પશુપક્ષીનો તે જીવ લેછે તે પશુપક્ષીને જેટલાં રોમાંચ હોયછે તેટલા જન્મ મરે છે અને જીવે છે અને પૂનઃપૂનઃ તેમજ નાશ પામતો જાયછે. ૩૮

**यज्ञार्थंपशवःसृष्टास्स्वयमेवस्वयंभुवा ॥**
**यज्ञस्यभूत्यैसर्वस्यतस्माद्यज्ञेवधोऽवधः ॥३९॥**

જગત્‌ના સૃષ્ટા સ્વયંભુવે યજ્ઞને માટેજ પશુઓને સૃજેલાં છે. કારણ કે પશુઓની જે આહુતીયો અગ્નીમાં આપવામાં આવે છે તેથી જગત્‌ની અભિવૃદ્ધિ થાયછે અને તેટલા માટેજ જે પશુઓનો યજ્ઞમાં ભોગ આપવામાં આવેછે તે સઘળાંનો વધ થયો એમ કહેવાયજ નહી અર્થાત્ તે કાર્ય અવધ કહેવાય છે. ૩૯

**ओषध्यःपशवोवृक्षास्तिर्यञ्चःपक्षिणस्तथा ॥**
**यज्ञार्थंनिधनंप्राप्ताःप्राप्नुवन्त्युत्सृतीःपुनः॥४०॥**

વનસ્પતિ, વૃક્ષો, પશુઓ, પક્ષીયો અને બીજાં પ્રાણીયો જેમનો યજ્ઞમાં ભોગ આપવામાં આવે છે અર્થાત્ જેમને યજ્ઞ કર્મને માટે મારવામાં આવે છે તે સઘળાં મરણ પછી મોક્ષને પામેછે—ગયા જન્મ કરતાં ઉંચી પ્રતીના જન્મને પામેછે. ૪૦

**मधुपर्केचयज्ञेचपितृदैवतकर्मणि ॥**
**अत्रैवपशवोहिंस्यानान्यत्रेत्यब्रवीन्मनुः॥४१॥**

મહામુની મનુએ કહેલું છે કે અતિથિ પુજનમાં જેમાં મધુપર્કની જરૂર પડેછે ત્હેને માટે તેમજ પિતરોના પૂજનને માટે અને દેવતાઓને માટેનાં દેવકર્મમાં તેમજ જ્યોતિષ્ટોમ વિગેરેનાં યજ્ઞકર્મોમાં પશુ વધ કરવાને માટે કાંઈ બાધ નથી પરંતુ તે શીવાયના કામને માટે પશુ વધ થવો જોઇએ નહી. ૪૧

**एष्वर्थेषुपशून्हिंसन्वेदतत्त्वार्थविद्द्विजः ॥**
**आत्मानंचपशुंचैवगमयत्युत्तमांगतिम् ॥४२॥**

જે દ્વિજ વેદના તત્વોના અર્થ સમજીને અને વેદનાં સિદ્ધાંતોને અનુસરીને ઉપર જણાવ્યાં તેવાં પિત્રય, દેવ અથવા અતિથિ પૂજનને માટે પશુનો વધ કરેછે તે પોતાના પંડને તેમજ જે પશુનો તે વધ કરેછે તે બન્નેનો ઉદ્ધાર કરેછે અર્થાત્ મોક્ષને પમાડેછે. ૪૨

**गृहेगुरावरण्येवानिवसन्नात्मवान्द्विजः ॥**
**नावेदविहितांहिंसामापद्यपिसमाचरेत् ॥४३॥**

કોઈ પણ દ્વિજ પછી તે ગુરૂને ઘેર રહી અભ્યાસ કરતો હોય,—બ્રહ્મચર્યાવસ્થામાં હોય, અભ્યાસનો ક્રમ પુરો થયા પછી ગૃહસ્થાશ્રમ પાળતો હોય અથવા તો વૃદ્ધાવસ્થામાં હોવાથી વાનપ્રસ્થ પાળતો હોયતો પણ ત્હેણે વેદમાં જે પ્રાણીયોનો વધ કરવાને યોગ્ય ગણેલાં હોય તે શીવાયના અન્ય કોઇ પણ પ્રાણીને મારવું નહી. ૪૩

**यावेदविहिताहिंसानियताऽस्मिंश्चराचरे ॥**
**अहिंसामेवतांविद्याद्वेदाद्धर्मोहिनिर्बभौ॥४४॥**

સ્થાવર અથવા જંગમ પ્રાણીયો જેની હીંસા વેદમાંજ કહેવામાં આવીછે તે હિંસા ન કહેવાય અર્થાત્ ત્હેમને મારવામાં પાપ ગણાતું નથી કારણ કે ધર્મના કામને માટેજ માત્ર શ્રુતિના નિયમ પ્રમાણેજ ત્હેમનો વધ કરવામાં આવેછે. ૪૪

योऽहिंसकानि भूतानि हिनस्त्यात्मसुखेच्छया ॥
स जीवंश्च मृतश्चैव न क्वचित्सुखमेधते ॥ ४५॥

પોતાના સુખને માટે જે નિરપરાધી પ્રાણીયોનો નાશ કરે છે તે માણુસ ઘણુંજ પાપ કરે છે અને ત્હેના પરીણામે આ લોકમાં તેમજ પરલોકમાં સુખી ન થતાં અત્યંત દુઃખી થાય છે. ૪૫

यो बन्धनवधक्लेशान्प्राणिनां न चिकीर्षति ॥
स सर्वस्य हितप्रेप्सुः सुखमत्यन्तमश्नुते ॥४६॥

જે માણુસ પ્રાણીયોને બંધ બાંધીને અથવા ત્હેમના જીવ લઇને દુઃખી કરતો નથી પરંતુ ત્હેમને સુખી કરવાને માટે ઇચ્છા રાખે છે તે અનંત સુખનો ભોગવનાર થાય છે. ૪૬

यद्ध्यायति यत्कुरुते धृतिं बध्नाति यत्र च ॥
तदवाप्नोत्ययत्नेन यो हिनस्ति न किंचन ॥४७॥

જે માણુસ પોતાને ઇજા કરનારાં નાનાં જંતુ સરખાંઓને પણ મારતો નથી જેવાં કે જુ, માંકણુ, મચ્છર વિગેરેને તે ધર્મ કરે છે અને તેથી કરીને સહજમાં પોતાની ઇચ્છાઓને ફળીભુત કરી શકે છે અર્થાત્ તે ઘણોજ સુખી થાય છે અને પરમાત્મા ત્હેના ઉપર પ્રસન્ન રહેવાથી પોતાની ઇચ્છામાં જે જે સમયે જે જે વસ્તુઓ મેળવવાને માટે ઇચ્છે છે તે તે વસ્તુઓ નહી જેવા સમયમાં અને નહી જેવા શ્રમથી મેળવી શકે છે. ૪૭

नाकृत्वा प्राणिनां हिंसां मांसमुत्पद्यते क्वचित् ॥
न च प्राणिवधः स्वर्ग्यस्तस्मान्मांसं विवर्जयेत् ४८

પ્રાણીયોને ઇજા કર્યા શીવાય ( માર્યા શીવાય ) માંસ પ્રાપ્ત થતું નથી. અને પ્રાણીયોની લાગણીયોને દુઃખ દેવાથી માણુસ ત્હેમના શ્રાપને લીધે સ્વર્ગ સુખ પ્રાપ્ત કરી શકે નહી તેટલા માટે પ્રાણીને દુઃખ કરવું નહી. ૪૮

समुत्पत्तिं च मांसस्य वधबन्धौ च देहिनाम् ॥
प्रसमीक्ष्य निवर्तेत सर्वमांसस्य भक्षणात् ॥४९॥

શુદ્ધ મનને કંપાવનારા માંસ પ્રાપ્ત કરવાના કર્મનો વિચાર કરીને તેમજ, પ્રાણીને બાંધવાથી તથા મારવાથી પ્રાણીને કેટલું દુઃખ થાય છે અને તે કેવા શ્રાપ દે છે ત્હેનો વિચાર કરીને માણુસે માંસ અહારને વર્જ કરવો જોઇએ પછી કેટલેક ઠેકાણે વેદમાં તેમ કરવાને કહ્યું હોય તો પણ શું. ૪૯

न भक्षयति यो मांसं विधिं हित्वा पिशाचवत्॥
स लोके प्रियतां याति व्याधिभिश्च न पीड्यते ।५०

માંસ આહારને માટેના નિયમોને ઉલંઘીને જે માણુસ પિશાચની માફક માંસ ખાવાની વિરૂદ્ધ વર્તન કરે છે તે લોકમાં વ્હાલો થઇ પડે છે અને સુખી જીંદગી ગાળે છે અર્થાત્ ભયંકર રોગ વિગેરેથી પીડા પામતો નથી. ૫૦

अनुमन्ता विशसिता निहन्ता क्रयविक्रयी ॥
संस्कर्ता चोपहर्ता च खादकश्चेति घातकाः ।५१

જીવ હિંસક કોને કહેવા ? જે ફક્ત પ્રાણીને મારે છે ત્હેનેજ જીવ હિંસાનુ પાતક લાગે તેમ નથી પરંતુ પ્રાણીને મારનાર, મારવાની આજ્ઞા કરનાર, માર્યા પછી ત્હેનાં અંગોને જુદાં કરનાર, તેના માંસને લેનાર તથા વેચનાર, રાંધનાર, પિરસનાર અને ખાનાર તે સર્વ જીવ હિંસા કરનારાજ ગણાય છે અને તેથી ત્હેમાંના દરેકને પ્રાણીને માર્યાનું પાપ લાગે છે. ૫૧

स्वमांसंपरमांसेनयोवर्धयितुमिच्छति ॥
अनभ्यर्च्यपितॄन्देवांस्ततोऽन्योनास्त्य

पुण्यकृत् ॥५२॥

દેવતાઓ અથવા પિતરોના પૂજનમાં માંસના નૈવેદ્યનો ભાગ પોતાના ઉપયોગમાં લેવાના પ્રયોજન શીવાય ફક્ત બીજાં પ્રાણીયોના માંસનું જે પોતાના શરીરનું માંસ વધારવાને અર્થેજ ભક્ષણ કરે છે ત્હેના જેવો પાપી બીજા કોઇને સમજવો નહી અર્થાત્ તે મહાપાપ કર્મનો કરનાર છે. ૫૨

वर्षेवर्षेऽश्वमेधेनयोयजेतशतंसमाः ॥
मांसानिचनखादेद्यस्तयोःपुण्यफलंसमम्॥५३॥

જે માણસ સો વર્ષના આયુષવાળી પૂર્ણ જીંદગીને ભોગવે છે અને દરેક વર્ષે અશ્વમેદ યજ્ઞ કરેછે ત્હેના જેટલુંજ પુન્ય જે માણસ જીવતાં સુધી બીલકુલ માંસ ભક્ષ કરતો નથી તે પણ પામેછે. ૫૩

फलमूलाशनैर्मेध्यैर्मुन्यन्नानांचभोजनैः ॥
नतत्फलमवाप्नोतियन्मांसपरिवर्जनात् ॥५४॥

શાસ્ત્રમાં મના કરેલાં માંસ જે માણસ ખાતો નથી ત્હેને જેટલું પુન્ય થાયછે તેટલું તો જે માણસ કેવળ શુદ્ધ ફલ ફુલનો આહાર કરેછે અથવા ઋષિઓની માફક જંગલમાં રહીને કંદમુળ ઉપરજ પોતાનું ગુજરાન ચલાવતો હોયછે ત્હેને પણ થતું નથી. ૫૪

मांसभक्षयितामुत्रयस्यमांसमिहाद्म्यहम् ॥
एतन्मांसस्यमांसत्वंप्रवदन्तिमनीषिणः ॥५५॥

વેદના અર્થ સમજનારા જ્ઞાની પુરૂષોએ "માંસ" એ શબ્દનો અર્થ એવોજ કરેલો છે કે તેમને થાયછે અર્થાત્ આ ભવમાં હું જેનું માંસ ખાઉછું તે તે પ્રાણીયો મૃત્યુ પછીના મ્હારા પૂનઃજન્મમાં મ્હને ખાનારાં છે. ૫૫

नमांसभक्षणेदोषोनमद्येनचमैथुने ॥
प्रवृत्तिरेषाभूतानांनिवृत्तिस्तुमहाफला ॥५६॥

માંસાહારમાં અર્થાત્ યજ્ઞકર્મ તેમજ પિતરોની પુજાવિધીમાં જયાં માંસના નૈવેદની ખાસ જરૂર હોયછે ત્યાં તે નૈવેદના ભક્ષણમાં તેમજ સૌત્રામણી નામના યજ્ઞવિધિમાં જયાં મદ્યનુંજ નૈવેદ્ય કરવામાં આવે છે ત્યાં તે લેવામાં તેમજ વિવાહ જે પ્રજોત્પતિને માટેજ કરવામાં આવેછે. ત્હેમાં સંયોગ કરવામાં અર્થાત્ રતીસુખ એટલાંનો બાધ કહેલો નથી. આ ત્રણ કર્મ કરનારને દોષ લાગતો નથી પરંતુ તે કાર્ય ન કરવાથી ત્હેનો મોક્ષ થાયછે અર્થાત્ મૃત્યુ પછી તે સ્વર્ગને પામેછે. ૫૬

प्रेतशुद्धिंप्रवक्ष्यामिद्रव्यशुद्धिंतथैवच ॥
चतुर्णामपिवर्णानांयथावदनुपूर्वशः ॥५७॥

હવે હું બ્રાહ્મણ, ક્ષત્રી, વૈશ્ય વિગેરે જે મુખ્ય ચાર વર્ણો છે ત્હેમને માટેની શાસ્ત્રમાં કહેલી પ્રેત શુદ્ધિ અર્થાત્ પિતા વિગેરેના મૃત્યુ પછી શુદ્ધ થવાને શા શા નિયમો અનુસરવા પડેછે તે તેમજ દ્રવ્ય વિગેરેને શુદ્ધીને પણ કહીશ. ૫૭

दन्तजातेऽनुजातेचकृतचूडेचसंस्थिते ॥
अशुद्धाबान्धवाःसर्वेसूतकेचतथोच्यते ॥५८॥

દાંત આવતી વખતે અથવા દાંત આવ્યા પછીથી તેમજ યજ્ઞો પવિત દીધા પછી અથવા નામ પાડયા પછી જે બાળકનું મૃત્યુ થાયછે ત્હેનાથી સઘળાં સગાંસંબંધીઓ અપવિત્ર થાયછે અને તેજ પ્રમાણે જ્યારે પુત્ર વા પુત્રીનો જન્મ થાયછે ત્યારે પણ તેટલાજ સમયને માટે સગાંસંબંધીઓ અપવિત્ર ગણાય છે. ૫૮

दशाहंशावमाशौचंसपिण्डेषुविधीयते ॥
अर्वाक्संचयनादस्थ्नांत्र्यहमेकाहमेवच ।५९।

કુટુંબીના મૃત્યુનું સુતક સાત પેઢીના સંબંધીઓને જેઓ સપીંડી કહેવાય છે ત્હેમને દશ દીવસનું લાગેછે એટલે દશ અહોરાત્રનું અથવા ફુલ એકઠાં કર્યા પછીનાં ત્રણ અહોરાત્ર અથવા તો એક અહોરાત્રનું હોયછે. આ પ્રમાણેનાં જૂદાં જૂદાં સુતક કોને માટે છે તે નિચે પ્રમાણે જાણવાં.

વેદની બે શાખાઓ કહેલી છે તે બન્ને શાખાઓ જે ભણ્યો છે તે બ્રાહ્મણને તેમજ જે પંચયજ્ઞ કરતો હોય અર્થાત્ અખંડ અગ્નિ રાખતો હોય ત્હેને મરનાર ત્હેની સાત પેઢીમાં હોય છે તો પણ ફક્ત એકજ અહોરાત્રનું સુતક પાળવું જોઇએ, જે ફક્ત વેદ ભણ્યો હોય પણ પંચયજ્ઞ કરતો ન હોય ત્હેને ત્રણ અહોરાત્રનું, જે વેદથી તેમજ યજ્ઞકર્મ વિધિથી અજ્ઞાત્ હોય પરંતુ સ્મૃતિમાં કહ્યા પ્રમાણેના નિયમોને અનુસરીને જે ફક્ત અગ્નિનું પૂજન માત્ર પણ કરતો હોય ત્હેને ચાર અહોરાતનું અને જે સર્વથીજ અજ્ઞાત્ હોય ત્હેને તો દશ અહોરાત્રનું સુતક પાળવું જોઇએ. ૫૯

सपिण्डतातुपुरुषेसप्तमेविनिवर्त्तते ॥
समानोदकभावस्तुजन्मनाम्नोरवेदने ॥६०॥

સાતમી પેઢીએ સંબંધ દૂર થાય છે અર્થાત્ સાતમા પુરૂષ પછીની ઉપરની પેઢીમાં સપીંડતા રહેતી નથી અને સમાનોદક ભાવતો જ્યારે પોતાના કુળમાં અમુક નામનો પુરૂષ થયો હતો કે નહી અને થયો હોય તો ત્હેનો સંબંધ પણ યાદ ન હોય ત્યારેજ બંધ પડે છે. ૬૦

यथेदंशावमाशौचंसपिण्डेषुविधीयते ॥
जननेऽप्येवमेवस्यान्निपुणंशुद्धिमिच्छताम् ।६१

જેવી રીતે પોતાના કુળમાં સાત પેઢી સુધીમાં કોઇનું પણ મરણ થાય છે તો દેહ શુદ્ધિને માટે શુતક પાળવું પડે છે તેજ પ્રમાણે સાત પેઢી સુધીનાં સગાં સબંધીઓમાં જન્મ થાય ત્યારે પણ પાળવુંજ જોઇએ. ૬૧

सर्वेषांशावमाशौचंमातापित्रोस्तुसूतकम् ॥
सूतकंमातुरेवस्यादुपस्पृश्यपिताशुचिः ।।६२।।

મરણ પામેલાને માટે તો સગાં સંબંધીઓને સર્વને દશ અહોરાત્રીનું સુતક અવશ્ય લાગે છેજ પણ જન્મનું જે વૃદ્ધિ સુતક કહેવાય છે તેતો સાત પેઢીનાં સગાંઓને પોતાની મરજીથી શુદ્ધિને માટે પાળવું હોય તો પાળે નહી તો ફક્ત બાળકનાં માત પિતાનેજ ખાસ પાળવું પડે છે અને ત્હેમાં પણ જેણે જન્મ આપ્યો છે ત્હેને અર્થાત્ માતાને દશ અહોરાત્ર પાળવું પડે છે અને પિતાને તો ફક્ત એક રાત્રીનુંજ પાળવાનું અને તેમ છતાં પણ તે સ્નાન માત્રથી પણ પવિત્ર થઇ શકે છે. ૬૨

निरस्यतुपुमान्शुक्रमुपस्पृश्यैवशुद्ध्यति ॥
बैजिकादभिसंबन्धादनुरुन्ध्यादघंत्र्यहम् ।६३

મૈથુન વિના થયેલા વિર્યના શ્રાવથી માણુસ માત્ર સ્નાનથીજ પવિત્ર થઇ શકે છે. જ્યારે આ પ્રમાણેનો શ્રાવ ઉંઘમાં સ્વપ્નના જોવાથી અથવા એવાં કોઇ કારણોથી થાય તો ગૃહસ્થી સ્નાન કર્યા વિના પણ પવિત્ર થાય છે પરંતુ તે પ્રમાણેનો બ્રહ્મચારીને થાય છે તો ત્હેણે તો પોતાની શુદ્ધીને માટે અવશ્ય સ્નાન કરવું જોઇએ. જે સ્રીએ પુનઃલગ્ન કરેલું હોય તેવી સ્રીને જે પુરૂષથી

ગર્ભ રહ્યો હોય તે પુરૂષને તે સંતતિને માટે ત્રણ અહોરાત્રનું સુતક પાળવું પડે છે. ૬૩

अह्नाचैकेनरात्र्याचत्रिरात्रैरेवचत्रिभिः ॥
शवस्पृशोविशुध्यन्तित्र्यहादुदकदायिनः ॥६४॥

જેઓ શબને ઉંચકી લઇ જાય છે અને તેને સ્પર્ષ કરે છે તેઓ એક અહોરાત્રના સુતકમાત્રથીજ પવિત્ર થાય છે જેઓ મરી ગયેલા માણુસ તરફનો પ્રેમ દર્શાવીને શબનો સ્પર્શ કરે છે તે દશ દિવસના સુતકથી પવિત્ર થાય છે અને જેઓને અંજલી આપવાનો અધિકાર છે તેઓ ત્રણ અહોરાત્રના સુતકથી શુદ્ધ થાય છે. ૬૪

गुरोःप्रेतस्यशिष्यस्तुपितृमेधंसमाचरन् ॥
प्रेतहारैःसमंतत्रदशरात्रेणशुध्यति ॥६५॥

આચાર્ય અથવા ગુરૂ જો અસપિંડી હોય અર્થાત્ પોતના કુળ–ગોત્રનો ન હોય તો ત્હેના શબને અગ્નિ સંસ્કાર કરવાથી શીષ્ય અપવિત્ર થાય છે અને ત્હેને પણ પોતાની શુદ્ધિને માટે દશ દીવસ સુધીજ શુતક પાળવું પડે છે. ૬૫

रात्रिभिर्मासतुल्याभिर्गर्भस्रावेविशुध्यति ॥
रजस्युपरतेसाध्वीस्नानेनस्त्रीरजस्वला ॥६६॥

ગર્ભ રહ્યા પછીના ત્રણ માસથી તે છ માસ સુધીમાં જેટલા મહીને સ્રીને બાળક અધુરે માસે થાય છે અર્થાત્ કસુવાવડ થાય છે તેટલામા મહીના પ્રમાણેની રાત્રી-સુતક પાળવાથી તે શુદ્ધ થાય છે અને રજસ્વળા સ્રી તો રજના બંધ થયા પછી સ્નાન કરીને પવિત્ર થાય છે ત્હેમાં ચોથે દિવસે સ્નાન કરવાથી તો ફક્ત તે સ્પર્શને યોગ્ય થાય છે પણ શુભ કાર્ય કરવાને અથવા તો પવિત્ર સ્થળોમાં જવાને માટે તો પાંચમા દિવસે સ્નાન કર્યા પછીજ તે પવિત્ર ગણાય છે. ૬૬

नृणामकृतचूडानांविशुद्धिर्नैशिकीस्मृता ॥
निर्वृत्तचूडकानांतुत्रिरात्राच्छुद्धिरिष्यते ॥६७॥

જે બાળકના વાળ ઉતરાવેલા હોતા નથી તેવા બાળકના મરણમાં તો સપીંડી સગાંઓ પણ ફક્ત એકજ અહોરાત્રનુ સુતક પાળ્યાથી પવિત્ર થાય છે પણ મુંડણ કરાવ્યું હોય પણ યજ્ઞોપવિત ન આવ્યુ હોય તેવા બાળકના મરણમાં તો ત્રણ રાત્રીનું સુતક પાળવું જોઇએ. ૬૭

ऊनद्विवार्षिकंप्रेतंनिदध्युर्बान्धवाबहिः ॥
अलंकृत्यशुचौभूमावस्थिसंचयनादृते ॥६८॥

મુંડણ ન કરાવ્યું હોય તેવું બે વર્ષની અંદરનું બાળક જો મૃત્યુ પામે તો સગાં સંબંધીઓએ ત્હેને ફુલના હાર વિગેરે પ્હેરાવી શોભાયમાન કરીને ગામ બહાર લઇ જઇ જ્યાં પવિત્ર સ્થળ હોય ત્યાં આગળ દાટવું અને પછી ત્હેનાં અસ્થિનો સંચય કરવો નહી. ૬૮

नास्यकार्योऽग्निसंस्कारोनचकार्योदकक्रिया ॥
अरण्येकाष्ठवत्त्यक्त्वाक्षपेयुस्त्र्यहमेवच ॥६९॥

આવા બે વર્ષની અંદરના બાળકને અગ્નિ સંસ્કાર અથવા તો પાણીની અંજળી સરખી પણ આપવાની કાંઇ જરૂર નથી માત્ર એક કાષ્ઠ–લાકડાની પેઠે ત્હેનો વનમાં અર્થાત્ એકાંત પણ પવિત્ર જગ્યાએ ત્યાગ કરીને ચાલ્યા જવું અને ત્રણ રાત્રી ત્હેનું સુતક પાળવું. ૬૯

नात्रिवर्षस्यकर्तव्याबान्धवैरुदकक्रिया ॥
जातदन्तस्यवाकुर्युर्नाम्निवापिकृतेसति ॥७०॥

ત્રણ વર્ષની અંદરના બાળકને માટે ત્હેના સાત પેઢીના સગાએ જળદાન કરવાની

જરૂર નથી પણ જો તે બાળકને દાંત આવ્યા હોય અને નામ પણ પાડવામાં આવ્યું હોય તો તો બની શકે એમ હોય તો ત્હેને જળ દાન પણ આપવું અને અગ્નિસંસ્કાર તથા શ્રાદ્ધ ( પિંડશ્રાદ્ધ ) પણ કરવાં, જો ન કરે તો પણ ચાલે પણ કરવું તે વધારે પ્રશસ્ત કહેલું છે કારણ કે તેથી પ્રેતને શાંતી અને સંતોષ થાય છે. ૭૦

**सब्रह्मचारिण्येकाहमतीतेक्षपणंस्मृतम् ॥**
**जन्मन्येकोदकानांतुत्रिरात्राच्छुद्धिरिष्यते ७१**

પોતાના સહાધ્યાયી મીત્ર—અર્થાત્ પોતાની સાથે અભ્યાસ કરનાર મીત્રના મરણનું સુતક એક દિવસ પાળવું જોઇએ અને જેને અંજળી આપવાનો અધિકાર હોય તેવા સમાનોદક સંબંધીને ત્યાં બાળક જન્મે છે તો ત્હેના વૃદ્ધી સુતકને ત્રણ દિવસ પાળવું જોઇએ. ૭૧

**स्त्रीणामसंस्कृतानांतुत्र्यहाच्छुध्यन्तिबान्धवाः।**
**यथोक्तेनैवकल्पेनशुध्यन्तितुसनाभयः ।।७२।।**

જે કન્યાનો માત્ર વિવાહજ થયો હોય છે પણ પરણાવી નથી હોતી તેવી કન્યા જો મરણ પામે છે તો ત્રણ દિવસના સુતક પાળવાથી ત્હેનો થનાર પતી તથા સગાં સંબંધીઓ શુદ્ધ થાય છે અને જો તે પરણ્યા પછી મરણ પામે છે તો પણ તેટલાજ દિવસના સુતકથી સર્વ સંબંધીઓ શુદ્ધ થાય છે. ૭૨

**अक्षारलवणान्नाःस्युर्निमज्जेयुश्चतेत्र्यहम् ॥**
**मांसाशनंचनाश्नीयुःशयीरंश्चपृथक्क्षितौ।७३।**

લવણ રહીત અર્થાત્ મીઠું નાખ્યા વિનાનું લોણુ અન્ન ખાવું ત્રણ દિવસ સુધી પવિત્ર જળાશયો જેવાં કે નદી, તળાવ, ઝરાઓ વિગેરેમાં સ્નાન કરવુ નહી માંસ આહાર લેવો નહીં. અને જૂદે જૂદે ઠેકાણે જમીન ઉપર સુઇ રહેવું. ૭૩

**संनिधावेषवैकल्पःशावाशौचस्यकीर्तितः।।**
**असन्निधावयंज्ञेयोविधिःसंबंधिबान्धवैः।।७४।**

મરનારના પાસેના સગાને માટે ઉપર પ્રમાણેનું સુતક પાળવાનું છે પણ સપીંડી અથવા તો સમાનોદકને માટે તો સુતકના નિયમો હવે પછી કહેવામાં આવશે તે પ્રમાણે જાણવા. ૭૪

**विगतंतुविदेशस्थंशृणुयाद्योह्यनिर्दशम् ॥**
**यच्छेषंदशरात्रस्यतावदेवाशुचिर्भवेत् ॥७५॥**

પરદેશ ગયેલો અથવા પરગામ રહેનારો કોઇ સપિંડી મરી ગયાના સમાચાર મળે ત્યારે જે સંબંધી હોય ત્હેને દશ દિવસનું સુતક લાગે છે તેમાંથી જેટલા દિવસ પછી કાગળ મળ્યો હોય તેટલા દિવસ બાદ કરવાને બાકીના રહે તેટલા દિવસનું સુતક પાળવું. ૭૫

**अतिक्रान्तेदशाहेचत्रिरात्रमशुचिर्भवेत् ॥**
**संवत्सरेव्यतीतेतुस्पृष्ट्वापोविशुध्यति ॥७६॥**

તેવા સગાના મૃત્યુની ખબર જો દશ દિવસ પણ થઇ ગયા હોય અને ત્યાર પછી મળે તો તો ફક્ત પત્ર વા સમાચાર મળ્યા તે પછી તો ત્રણ અહોરાત્ર સુતક પાળવું અને જો મૃત્યુ થયા પછી વર્ષ વિત્યા બાદ ખબર મળે તો ફક્ત સ્નાન કરવાથીજ મરનારનો સંબંધી પવિત્ર થઇ શકે છે. ૭૬

**निर्दशंज्ञातिमरणंश्रुत्वापुत्रस्यजन्मच ॥**
**सवासाजलमाप्लुत्यशुद्धोभवतिमानवः ॥७७॥**

જે માણુસને દશ દિવસ વિત્યા પછી પોતાના સપીંડીના મરણ અથવા પુત્ર પ્રસવ્યાના સમાચાર મળે છે તે માણુસ જો પોતે પ્હેરેલાં વસ્ત્રો સમેત સ્નાન કરે છે તો ફક્ત સ્નાન માત્રથીજ પવિત્ર થઇ શકે છે. ૭૭

बालेदेशान्तरस्थेचपृथक्पिण्डचसंस्थिते ॥
सवासाजलमाप्लुत्यसद्यएवविशुध्यति ॥७८॥

જે બાળકને દાંત આવ્યા ન હોય તેવા બાળકના અથવા તો જે સંબંધી સપીંડી હોતો નથી તેવા સગાના દુર દેશમાં થયેલા મરણમાં ફક્ત કપડાં સાથે કરેલા સ્નાનમાત્રથી શુદ્ધ થવાય છે. ૭૮

अन्तर्दशाहेस्यातांचेत्पुनर्मरणजन्मनी ॥
तावत्स्यादशुचिर्विप्रोयावत्तत्स्यादनिर्दशम् ॥ ७९ ॥

ચાલતા સુતક અથવા વૃદ્ધિ સુતકના દશ દિવસ પુરા થતા પ્હેલાંજ જો બીજુ કોઇ મરણ પામે છે અથવા જન્મે છે તો પ્હેલાનાજ દશ દીવસ પૂર્ણ થાય ત્યાં સુધી સુતક પાળવાની જરૂર છે અર્થાત્ બીજા મરનાર વા જન્મનારનું સુતક પ્હેલાના સુતકની સાથેજ ઉતરે છે. ૭૯

त्रिरात्रमाहुराशौचमाचार्येसंस्थितेसति ॥
तस्यपुत्रेचपत्न्यांचदिवारात्रमितिस्थितिः॥८०॥

આચાર્ય-ગુરૂના મૃત્યુથી શીષ્યોને ત્રણ રાત્રીનું સુતક પડે છે અને શાસ્ત્રના નિયમો પ્રમાણે ગુરૂ અથવા આચાર્યની સ્ત્રી અથવા પુત્રના મરણથી શીષ્યોને એક અહોરાત્રનું સુતક પડે છે. ૮૦

श्रोत्रियेतूपसंपन्नेत्रिरात्रमशुचिर्भवेत् ॥
मातुलेपक्षिणीरात्रिंशिष्यर्त्विग्बान्धवेषुच॥८१॥

વેદ ભણનાર માણસ જો મૃત્યુને પામે છે તો કેવળ પ્રિતિથી અર્થાત્ મૈત્રીને લીધેજ ત્હેની સાથે રહેનાર અને ત્હેની સાથેજ રહીને અભ્યાસ કરનાર ત્રણ રાત્રી સુધી અપવિત્ર ગણાય છે પરંતુ મામાના શિષ્યના, રૂત્વીકના અથવા બાંધવ વર્ગમાંના કોઇના મરણથી આગળ પાછળના દિવસ અને એક રાત્રીને ગણીને તે સુતકી ગણાય છે. ૮૧

प्रेतेराजनिसज्योतिर्यस्यस्याद्विषयेस्थितः ॥
अश्रोत्रियेत्वहःकृत्स्नमनूचानेतथागुरौ॥८२॥

જે રાજ્યમાં બ્રાહ્મણોની વસ્તી હોય તેવા રાજ્યનો રાજા મરણ પામે છે તો જો તે દિવસે સૂર્યોદય પછી મરણ પામ્યો હોય તો ગામને ત્હેનું સુતક સૂર્યાસ્ત સુધી પાળવું અને જો રાત્રીના ત્હેનો કાળ થયો હોય તો તારા ગણોના અસ્ત થતા સુધીનું સુતક ગણાય છે તેજ પ્રમાણે જે ક્ષત્રીયને રાજ્યાભિષેક થયો છે ત્હેને માટેનું પણ સમજવું. પોતાનો સ્નેહી જે વેદ બરાબર જાણતો ન હોય ત્હેનું મરણ થાય તો એક અહોરાત્ર સુતક પાળવું અને તેજ પ્રમાણે પોતાના ગુરૂ જો અંગ સાથે વેદના પૂર્ણ જ્ઞાનવાળા હોય ત્હેમનું પણ પાળવું જોઇએ. ૮૨

शुद्ध्येद्विप्रोदशाहेनद्वादशाहेनभूमिपः ॥
वैश्यःपञ्चदशाहेनशूद्रोमासेनशुध्यति ॥८३॥

યજ્ઞોપવિત ધારણ કરેલા દ્વિજના શુદ્ધ થવાના પ્રકાર.

જે બ્રાહ્મણે યજ્ઞોપવિત ધારણ કર્યું હોય છે તે દશ દિવસના સુતક પાળવાથી શુદ્ધ થાય છે અને ક્ષત્રીય બાર દિવસ પાળવાથી શુદ્ધ થાય છે, વૈશ્ય પંદર દિવસ પાળવાથી શુદ્ધ થાય છે અને શુદ્ર જ્હેને ઉપવિત શંસ્કાર કરવામાં આવતોજ નથી તે તો પરણેલો હોય છે તો એક મહીના સુધી જો સુતક બરાબર પાળે છે તો તેટલા સમય પછી શુદ્ધ ગણાય છે. ૮૩

नवर्धयेदघाहानिप्रत्यूहेन्नाग्निषुक्रियाः ॥
नचतत्कर्मकुर्वाणःसनाभ्योऽप्यशुचिर्भवेत्॥८४॥

કોઇ પણ માણસે શૌચ (શુતક) ના દિવસોને લંબાવવા નહી અર્થાત્ શાસ્ત્રના નિયમો પ્રમાણે જે સુતક ફક્ત બે અથવા

ત્રણ રાત્રી પાળવા જેવુંજ હોય ત્હેને લોકાચાર પ્રમાણે દશ અથવા વધારે લંબાવવું નહી તેમજ અગ્નિહોત્ર વિગેરેનાં ધર્મ કર્મો કરવામાં સુતકનો બાધ બતાવીને તેવાં કર્મનો ત્યાગ કરવો પણ નહી કારણ કે શાસ્ત્ર પ્રમાણે યજ્ઞ કર્મનો કરનાર મરનારનો સપિંડી હોય છે તો પણ અપવિત્ર ગણાતોજ નથી. ૮૪

दिवाकीर्तिमुदक्यांचपतितंसूतिकांतथा ॥
शवंतत्स्पृष्टिनंचैवस्पृष्ट्वास्नानेनशुध्यति ॥८५॥

ચાંડાલનો સ્પર્શ થયેલો હોવાથી રજસ્વલા સ્રીને અડકેલો હોવાથી, ન્યાતબ્હાર મુકેલાને અડકવાથી, તેમજ તરતની પ્રસુતી થઇ હોય તેવી સ્રીને સ્પર્શ કરીને અને મડદાને અથવા મડદાને અડકેલાનો સ્પર્શ થવાથી અપવિત્ર થયેલો માણુસ સ્નાન માત્રથીજ પોતે શુદ્ધ થઇ શકેછે. ૮૫

आचम्यप्रयतोनित्यंजपेदशुचिदर्शने ॥
सौरान्मन्त्रान्यथोत्साहंपावमानींश्चशक्तितः८६

ચાંડાલ વિગેરે અપવિત્ર માણુસનુ દર્શન થવાથી અપવિત્ર થયેલો માણુસે જો પોતે શ્રાદ્ધવિધિ અથવા તો દેવપૂજન કરવાને ઇચ્છતો હોયતો તે માત્ર સ્નાન કરીને આચમન કર્યા પછી સૂર્ય જેનો દેવતા છે તેવા વેદના उदुत्यं जात वेदसं વિગેરે મંત્રો ચાર તેમજ પોતાની શકતી પ્રમાણે पावामनी ટુકોના જપ માત્રથી શુદ્ધ થઇ શકેછે. ૮૬

नारंस्पृष्ट्वास्थिसस्नेहंस्नात्वाविप्रोविशुध्यति ॥
आचम्यैवतुनिःस्नेहंगामालभ्यार्कमीक्ष्यवा८७

માણુસના તરતના ત્વચા વા રકતથી ભીના અસ્થી ( હાડકા ) ને અડવાથી બ્રાહ્મણ અપવિત્ર થાયછે તે પોતે સ્નાન કરવાથી પવિત્ર થાયછે પરંતુ સુકા હાડકાને અડવાથી તે અપવિત્ર હોયતો માત્ર આચમન કરીને ગાયનો સ્પર્શ કરવાથી અથવા તો સૂર્યનું દર્શન કરવાથી તે પુનઃપવિત્રતાને પામેછે. ૮૭

आदिष्टीनोदकंकुर्यादाव्रतस्यसमापनात् ॥
समाप्तेतूदकंकृत्वात्रिरात्रेणैवशुध्यति ॥८८॥

જેણે બ્રહ્મચર્યવૃત ધારણ કર્યું હોય તેવા બ્રહ્મચારીયે પોતાના વૃતના પૂર્ણ થતા સુધી પોતાના કોઇ પણ સંબંધીના મરણ વખતે પ્રેતોદક આપવું નહી કારણ કે તેથી ત્હેના વૃતનો ભંગ થાય છે પરંતુ વૃત પુરૂ થયુ હોયતો તે પ્રમાણે આપવાને કાંઇ હરકત નથી કારણ કે પ્રેતોદક આપ્યા પછી ત્હેને ત્રણ દિવસજ શૌચ પાળવું પડેછે. ૮૮

वृथासंकरजातानांप्रव्रज्यासुचतिष्ठताम् ॥
आत्मनस्त्यागिनांचैवनिवर्तेतोदकक्रिया।८९।

પ્રેતોદક વિધિ કોને આપવો જોઇએ નહીઃ—

જે એક ભવમાં બે ભવ કરેછે અર્થાત્ પોતાના મુળ ધર્મનો ત્યાગ કરીને અન્ય ધર્મને ભજે છે, જે માણુસ સવર્ણથી જન્મ પામેલો ન હોય અર્થાત્ જેનાં માતપિતા બે જૂદા જૂદા વર્ણનાં હોય, જે વેદ વિરૂદ્ધ વર્તન કરીને ધર્મના આડંબરથી લોકને ઠગે છે, અને આત્મઘાત કરનાર તેટલાને પ્રેતોદક આપવું જોઇએ નહી. ૮૯

पाषण्डमाश्रितानांचचरन्तीनांचकामतः ॥
गर्भभर्तृद्रुहांचैवसुरापीनांचयोषिताम् ॥ ९० ॥

તેમજ જે સ્રી વેદના ધર્મ નિયમ વિરૂદ્ધ ભગવાં ધારણ કરે છે અને એવા બીજા અનેક ઢોંગ કરીને ધર્મને બ્હાને લોકને ઠગતી હોય છે તેમજ સ્વેચ્છાએ વિષયને આશક્ત થઇને કોઇ પણ માણુસની સાથે કોઇ પણ સમયે રહેતી હોય છે, ગર્ભપાતક જેવાં મહાપાપને કરતી હોય છે અને।

જેણે પોતાના પતિનો વધ કરેલો હોય છે તેવી સ્ત્રીઓને પણ જળદાન આપવાનો અધિકાર નથી અર્થાત્ ત્હેમને પણ મૃત્યું પછી શાસ્ત્રે જળદાન આપવું નહી. ૯૦

आचार्यंस्वमुपाध्यायंपितरंमातरंगुरुम् ॥
निर्हृत्यतुव्रतीप्रेतान्नव्रतेनवियुज्यते ॥९१॥

શિષ્ય અર્થાત્ વિદ્યાર્થિ જે આચાર્યે પોતાને યજ્ઞો પવિત ધારણ કરાવ્યું હોય, તથા ઉપધ્યાય જેણે વેદના અંગોનાં વ્યાખ્યાનો સંભળાવ્યાં હોય અને તે માત પિતા તેટલાંનાં મરણ સમયે ત્હેમને શ્મશાનમાં લઇ જવાથી અથવા ત્હેમને અગ્નિ સંસ્કાર કરવાથી અને ત્હેમની ઉત્તર ક્રિયા કરવાથી કોઇ પણ રીતે અપવિત્ર થતો નથી. ૯૧

दक्षिणेनमृतंशूद्रंपुरद्वारेणनिर्हरेत् ॥
पश्चिमोत्तरपूर्वैस्तुयथायोगंद्विजन्मनः ।९२॥

મરણ પામેલા શુદ્રને ( શુદ્રના મડદાને ) શહેરના દક્ષિણ દ્વારમાંથી શ્મશાન તરફ લઇ જવું જોઇએ, બ્રાહ્મણના શબને પશ્ચિમ તરફના દ્વારથી કાઢવું, ક્ષત્રીયને ઉત્તર તરફના દરવાજેથી લઇ જવું અને વૈશ્યને પૂર્વના દરવાજેથી બ્હાર કાઢવું જોઇએ. ૯૨

नराज्ञामघदोषोऽस्तिव्रतिनांनचसत्रिणाम् ॥
ऐन्द्रंस्थानमुपासीनाब्रह्मभूताहितेसदा ।९३।

રાજ્યાધિકારી, બ્રહ્મચર્ય વ્રત પાળનાર અને સત્રી અર્થાત્ હોમ કર્મના કરનાર આરણને સપીંડીના મરણે પણ સુતક લાગતુ નથી કારણ કે રાજા તો રાજ્યાસન ઉપર હોવાથી ઇંદ્રના અધિકારને ભોગવે છે અને બ્રહ્મચર્ય વ્રતનો પાળનાર અને હોમ કર્મ કરનાર તે બન્નેતો બ્રહ્મના પોતાના સ્વરૂપ જેવાજ જાણવાં. ૯૩

राज्ञोमाहात्मिकेस्थानेसद्यःशौचंविधीयते ॥
प्रजानांपरिरक्षार्थमासनश्चात्रकारणम् ॥९४॥

રાજા જે રાજ્યાસનના ભવ્ય પદને ધારણ કરે છે ત્હેને માટે તો તાત્કાળીક શુદ્ધિ કહેલી છે અર્થાત્ ત્હેને તો શુદ્ધ થવાની જરૂરજ નથી કારણ ત્હેને પાપ લાગી શકે નહી કારણ કે તે પોતાની સમગ્ર પ્રજાના રક્ષણ અને હિતને માટે રાજ્ય ધારણ કરે છે. ૯૪

डिंबाहवहतानांचविद्युतापार्थिवेनच ॥
गोब्राह्मणस्यचैवार्थेयस्यचेच्छतिपार्थिवः।९५।

તેજ પ્રમાણે જેઓ હુલ્લડ–તોફાન થતું હોય ત્હેમાં પોતાનું વા પારકાનું રક્ષણ કરવાને માટે લઢતાં મરી ગયા હોય ત્હેમનો, જેઓ રાજાના હાથે શસ્ત્રથી ઘવાઇને મરણ પામ્યા હોય અથવા વિજળી પડવાના વિગેરે અકસ્માતથી મરી ગયા હોય ત્હેમનાં, અને જેઓ બ્રાહ્મણ અથવા ગાયોનું રક્ષણ કરવામાં લઢતાં લઢતાં મરણ પામ્યા હોય ત્હેમનાં સગાં સંબંધી અને જેમને રાજા પોતાના શૌચ મુકત કરવાને ઇચ્છતો હોય તેટલાં અલ્પકાળમાંજ પવિત્ર થઈ શકેછે. ૯૫

सोमाग्न्यर्कानिलेन्द्राणांवित्ताप्पत्योर्यमस्यच ॥
अष्टानांलोकपालानांवपुर्धारयतेनृपः ॥९६॥

રાજા જેમને પવિત્ર કરવાને ઇચ્છે તેમને તે તરતજ પવિત્ર શા કારણથી કહી શકેછે ? કારણ કે રાજનો જેને અભિષેક કરવામાં આવ્યો હોય તે વા ક્ષત્રીય તે તો આઠ દેવતાઓનું સ્વરૂપજ જાણવો અર્થાત્ તે ચંદ્રમા, અગ્નિ, સૂર્ય, વાયુ, ઇંદ્ર, કુબેર, વરૂણ અને યમ આટલા આઠ દેવતાઓ જેટલી સત્તાનો અધિકારી છે. ૯૬

लोकेशाधिष्ठितोराजानास्याशौचंविधीयते ॥
शौचाशौचंहिमर्त्यानांलोकेशःप्रभवाप्यं
यम् ॥९७॥

રાજા પોતેજ જ્યારે ઉપર જણાવ્યા તે ચાર દેવતાઓના સ્વરૂપ બરાબર છે ત્યારે ત્હેને કાંઈપણ પ્રાયશ્ચિત લાગીજ શકતું નથી કારણ કે મૃત્યુ લોકનાં પાપ તે દેવતાઓજ ઉત્પન્ન કરી શકાય છે અને નાશ પણ કરી શકાય છે માટે કોઇને પણ પ્રાયશ્ચિત લાગેલું હોયતો જેટલો દેવતાઓને તે પ્રાયશ્ચિત દુર કરવાનો અધિકાર કહ્યો છે તેટલોજ રાજાને પણ સમજવો. ૯૭

उद्यतैराहवेशस्त्रैःक्षत्रधर्महतस्यच ॥
सद्यःसन्तिष्ठतेयज्ञस्तथाशौचमिति
स्थितिः॥९८॥

વળી શાસ્ત્રમાં કહેલું છે કે રણસંગ્રામમાં લઢતાં લઢતાં પોતાના હાથમાં શસ્ત્ર ઉગામીને શત્રુના ઉપર હુમલો કરનાર ક્ષત્રીય જો સ્હામાના મારથી ત્યાં રણભુમીમાં મૃત્યુ પામેછે તો ત્હેના મૃત્યુની સાથેજ ત્હને એક જ્યોતીષ્ટોમ કર્યાનું પુણ્ય મળે છે અને તેજ ક્ષણે ત્હેનું પ્રાયશ્ચિત—શૌચ સર્વ દુર થાયછે. ૯૮

विप्र शुध्यत्यपःस्पृष्ट्वाक्षत्रियोवाहनायुधम् ।
वैश्यःप्रतोदंरश्मिन्वायष्टिंशूद्रःकृतक्रियः॥९९॥

કોઈની પણ ઉત્તર ક્રિયા કરનાર બ્રાહ્મણ ઉત્તરક્રિયા પુર્ણ થયા પછી પોતે જળના સ્પર્શથી પવિત્ર થઇ શકેછે. ક્ષત્રીય (રાજા) ક્રિયા પુરી થયા પછી જે વાહન ઉપર પોતે હમેશાં સ્વારી કરતો હોયછે ત્હેને અર્થાત્ ઘોડા, અથવા હાથીને અડયાથી પવિત્ર થાય છે વૈશ્ય ક્રિયા પુરી થયા પછી, વાહનને હાંકવાનાં સાધન અંકુશ, આર, લાકડી, ચાબુક અથવા તો લગામ અથવા બળદની નાથને પકડવાથી પવિત્ર થાયછે અને શુદ્ર તો ફક્ત પોતાના દંડ અથવા છડીને ધારણ કરવાથીજ માત્ર પૂર્વવત્ પવિત્ર થાયછે. ૯૯

एतद्वोऽभिहितंशौचंसपिण्डेषुद्विजोत्तमाः ॥
असपिण्डेषुसर्वेषुप्रेतशुद्धिंनिबोधत ॥१००॥

ઉપર પ્રમાણે પોતાના સપીંડ અર્થાત્ કુળનાં સગાંવ્હાલાંના મરણનાં સુતકથી કેમ પવિત્ર થવાય છે તે સવિસ્તારથી કહ્યા પછી મનુ મુનીએ તે દ્વિજોને કહ્યું કે હે દ્વિજમાં ઉત્તમ એવા જ્ઞાની સાધુઓ ! મ્હેં ત્હેમને સપીંડી સગાંના સુતક તથા શૌચાશૌચના ધર્મ નિયમો મ્હારી મતિ પ્રમાણે કહ્યા છે હવે અસંપીંડીસંગા અર્થાત્ પોતાના કુટુંબનાં નહી—પાસેનાં સગાં નહી પણ વર્ગનાં માણસોના મરવાથી શા પ્રમાણે સુતક લાગે છે અને ત્હેમાંથી કેમ અને કેવા નિયમો પ્રમાણે શુદ્ધ થવાય છે તે આપ સર્વને કહીશ તે શ્રાવણ કરશો. ૧૦૦

असपिण्डंद्विजंप्रेतंविप्रोनिर्हृत्यबन्धुवत् ॥
विशुध्यतित्रिरात्रेणमातुराप्तांश्चबान्धवान् ॥१॥

પોતાના કુળ-ગોત્ર બ્હારનો, સંબંધ વિનાનો બ્રાહ્મણ મરણ પામ્યો હોય ત્હેના તરફના પોતાના સ્નેહનાજ સંબંધે જો કોઈ બ્રાહ્મણ શબનો સ્પર્શ કરે છે તો ત્હેને પોતાની શુદ્ધીને માટે ત્રણ રાત્રીનું સુતક પ:મવું પડે છે અને તેજ પ્રમાણે માતાના પક્ષનાં સંબંધીયોના સુતકને પણ જાણવું—પાળવું. ૧૦૧

यद्यन्नमत्तितेषांतुदशाहेनैवशुद्ध्यति ॥
अनदन्नन्नमह्नैवनचेत्तस्मिन्गृहेवसेत् ॥२॥

ઉપર પ્રમાણેના સ્નેહના વા માતુલ પક્ષના સંબંધીના શબને સ્મશાન સુધી સ્પર્શ કરીને લઇ જનાર માણસ મરનારના સપિંડી સગાંઓના રાંધેલા અન્નને ખાય છે

તો ત્હેમની માફક ત્હેને પોતાને પણ દશ દિવસનું શૌચ પાળવું પડેછે અર્થાત્ ત્હેને પણ સપીંડી ગણાવું પડે છે પરંતુ જો તે ત્હેમનું અન્ન ખાતો નહોય તેમજ તે ઘરમાં પણ રહેતો નહોય તો તો ફક્ત એકજ દિવસમાં તે પવિત્ર થઇ શકેછે. ૧૦૨

अनुगम्येच्छयाप्रेतंज्ञातिमज्ञातिमेवच ॥
स्नात्व सचैलःस्पृष्ट्वाग्निंघृतंप्राश्यविशुद्ध्यति॥३॥

પોતાના જ્ઞાતી બંધુના શબને અથવા તો પર જ્ઞાતીના પોતાના મીત્ર વા ઓળખીતાના શબને લોક વ્યવહાર પ્રમાણે શ્મશાન સુધી જનાર (ડાઘુમાં જનાર) પોતાનાં વસ્ત્રો સમેત સ્નાન કરેછે અને ત્યાર પછી દેવતાનો સ્પર્શ કરીને ઘી ખાયછે તો તે શૌચમુક્ત થાયછે. ૧૦૩

नविप्रंस्वेषुतिष्ठत्सुमृतंशूद्रेणनाययेत् ॥
अस्वर्ग्याह्याहुतिःसास्याच्छूद्रसंस्पर्शदूषिता॥४॥

બ્રાહ્મણના શબને જ્યાં સુધી બ્રાહ્મણ મળી શકતા હોય ત્યાંસુધી અન્ય વર્ણનો સ્પર્શ થવા દેવો નહીં અને વિશેષે કરીને શુદ્રનો તો નજ થવા દેવો કારણ કે શુદ્રના સ્પર્શમાત્રથીજ શબ અપવિત્ર થાય છે અને તેથી કરીને જે જે યાહુતીયો અર્થાત્ સંસ્કારો તે કરેછે તે શાસ્ત્રના નિયમ વિરૂદ્ધ હોવાથી મરનારના હીત વિરૂદ્ધ થાયછે અર્થાત્ તેથી મરનારને સ્વર્ગની પ્રાપ્તી થતી નથી. ૧૦૪

ज्ञानंतपोग्निराहारोमृन्मनोवार्युपांजनम् ॥
वायुःकर्मार्ककालौचशुद्धेःकर्तॄणिदेहिनाम्॥५॥

દેહ ધરીને આત્માની તેમજ પોતાના દેહની શુદ્ધીને માટે નિચેનાં ૧૨ મુખ્ય સાધનો કહેલાં છેઃ—પોતાના આત્માનું જ્ઞાન, (બ્રહ્મજ્ઞાન), તપ, અગ્નિ, આહાર, માટી, મન ઉપરનો પોતાનો સંયમ અર્થાત્ ઇંદ્રિયો ઉપરનો અંકુશ, જળ, સુગંધ, વાયુ, સૂર્ય અને સૂર્યનો પ્રકાશ અને કાળ. ૧૦૫

सर्वेषामेवशौचानामर्थशौचंपरंस्मृतम् ॥
योऽर्थेशुचिर्हिसशुचिर्नमृद्वारिशुचिःशुचिः॥६॥

ઉપર ગણાવ્યાં તેવાં દેહ શુદ્ધી તેમજ મન શુદ્ધીનાં કારણોમાં સર્વથી શ્રેષ્ઠ સાધન તો મહામુની મનુએ એનેજ કહ્યુંછે કે દ્રવ્યના સંચયમાં વૃત્તિ શુદ્ધ રાખવી કારણ કે જે માણુસ એક નિષ્ઠાથી પોતાનું કામ કરે છે અને ન્યાયના આધારે પૈસો સંપાદન કરેછે તેજ ખરેખરો પ્રમાણીક અને શુદ્ધ માણુસ છે પણ જે માણુસ હજારો માણુસને પાયમાલ કરીને અર્થાત્ કાળાં ધોળાં કરીને પૈસો મેળવતો હોયછે અને વખતો વખત પોતાના હાથપગ આદી ઘસીને પાણી વતીથી ધોતો હોયછે તે કાંઇ શુદ્ધ ગણાય નહી. ૧૦૬

क्षान्त्याशुद्ध्यन्तिविद्वांसोदानेनाकार्यकारिणः॥
प्रच्छन्नपापाजप्येनतपसावेदवित्तमाः ॥७॥

વિદ્વાન માણુસો પોતાની ક્ષમાવૃતિથીજ પોતાનાં સર્વ પાપને દુર કરી શકે છે અર્થાત્ તેમનામાં રહેલા સાત્વીક ગુણને લીધે તેઓ અન્યની થયેલી ભુલને અલક્ષ્ય કરીને ત્હેના તરફ ક્રોધ નહી કરતાં તેને ક્ષમા કરે છે જેથી ભુલ કરનાર ત્હેમને આશીષ દેછે જેથી વિદ્વાન માણુસોનાં પાપ દુર થાય છે માટે વિદ્વાન માણુસે હમેશાં ક્ષમારૂપી આભુષણને ધારણ કરવું, અને વેદમાં મના કરેલાં કાર્યના કરનાર પોતાના મનની મોટાઇથીજ માત્ર ત્હેમનાં સર્વ પાપથી મુક્ત થાય છે અર્થાત્ મનની મોટાઇથી તેઓ કોઇને તંગી અથવા દુઃખમાં જોઇ શકતા નથી અને તેથી તેમાંથી ત્હેમને મુક્ત કર-

વાને માટે તત્પર રહે છે અને તેથી ત્હેમના પુણ્ય કર્મના પ્રયાસથી તેઓ પોતાનાં પાપમાંથી મુક્ત થાય છે માટે હમેશાં જ્ઞાની પુરૂષોએ મન સાંકડું રાખવું નહી; દુનિયાંથી છાની રીતે પાપના કામ કરનાર અર્થાત્ જે મનમાં એમ જાણે છે કે આપણને આ કામ કરતાં કોણ જોનાર છે અને તેમ ધારીને ખાનગી રીતે પાપ કરે છે તેઓ પોતાના પાપને માટે જો વેદના મંત્રો જપે છે તો પાપમાંથી મુક્ત થાય છે અને જે માણસ વેદજ્ઞ છે અર્થાત્ વેદના પ્રમાણો અને નિયમો સારી રીતે જાણે છે ત્હેણે તો પોતાનાં પાપ જાણે અજાણે થયાં હોય તો તેમાંથી મુક્ત થવાને માટે તપ કરવું તેજ ઉત્તમ સાધન માનવું. ૧૦૭

मृत्तोयैःशुद्ध्यतेशोध्यंनदीवेगेनशुद्ध्यति ॥
रजसास्त्रीमनोदुष्टासंन्यासेनाद्विजोत्तमः॥८॥

છાણ માટીથી, જે સ્થળ અપવિત્ર હોય છે તે પવિત્ર થાય છે અર્થાત્ જયારે કોઇ પણ શુભ કાર્ય કરવું હોય ત્યારે સ્થળને પવિત્ર કરવાને માટે ગોમુત્ર અને ગોમળથી બરાબર લીંપી નાંખવું જોઇએ, નદી, નાળાં વિગેરે જળાશયો પોતાનાં ઝરણોથી અને પ્રવાહથી અશુદ્ધિને દુર કરે છે અને શુદ્ધ થાય છે, જે સ્રીના મનમાં મનોવિકાર ઉત્પન્ન થયા છે તે સ્રી ત્હેના પ્રાયશ્ચિતમાંથી માસિક રૂતુસ્રાવથી પવિત્ર થઇ શકે છે, અપવિત્ર બ્રાહ્મણ દુનિયાનો ત્યાગ કરવાથી અર્થાત્ સંન્યાસ ગ્રહણ કરવાથી પવિત્ર થાય છે. ૧૦૮

अद्भिर्गात्राणिशुद्ध्यन्तिमनःसत्येमशुद्ध्यति ॥
विद्यातपोभ्यांभूतात्माबुद्धिर्ज्ञानेनशुद्ध्यति।९।

શરીરની શુદ્ધીને માટે નિર્મળ જળથી સ્નાન કરવાની જરૂર છે અને મનની પવિત્રતાને માટે સત્ય ભાષણ કરવું જોઇએ, આત્માની શુદ્ધિ વેદના અભ્યાસથી થઇ શકે છે અને જ્ઞાનથી બુદ્ધિ ખીલે છે. ૧૦૯

एषशौचस्यवःप्रोक्तःशारीरस्यविनिर्णयः ॥
नानाविधानांद्रव्याणांशुद्धेःश्रृणुतनिर्णयम्
॥ ११० ॥

હે મહર્ષિઓ આ પ્રમાણે આપ સર્વને દેહની શુદ્ધિના પ્રત્યેક નિયમો સંભળાવ્યા હવે નિર્જીવ વસ્તુ પદાર્થની શુદ્ધીના નિયમો ક્રમાનુસાર આપને કહું છું તે કૃપા કરીને શ્રવણ કરશો. ૧૧૦

तैजसानांमणीनांचसर्वस्याश्ममयस्यच ॥
भस्मनाद्भिर्मृदाचैवशुद्धिरुक्तामनीषिभिः॥११॥

પૂર્વે થયેલા મહા પુરૂષો એવિ આજ્ઞા કરી ગયેલા છે કે, ધાતુ–ઝવાહીરોથી જડીત્ર તેમજ આરસ વિગેરે વિવિધ પ્રકારનાં પથરનાં બનાવેલાં વાસણોને હમેશાં રાખ અથવા માટીથી ઘસવાં અને ત્હેમની ચિકાશ તથા મળને દુર કર્યા પછી સ્વચ્છ જળથી ધોઇ નાંખવાં. ૧૧૧

निर्लेपंकाञ्चनंभाण्डमद्भिरेवविशुद्ध्यति ॥
अब्जमश्ममयंचैवराजतंचानुपस्कृतम् ॥१२॥

સુવર્ણના વાસણને જેને ડાઘાડુઘી પડતા નથીજ અને તેથી હમેશાં એકજ સરખું શુદ્ધ જણાય છે તે અને તેજ પ્રમાણે સમુદ્રમાં ઉત્પન્ન થતાં પરવાળા અને છીપોનાં કુદરતના મુળ સ્વરૂપમાં પણ પ્યાલા અને બીજા આકારનાં વાસણો તેમજ ચાંદીના સાદા ઘડતરનાં વાસણો ફક્ત પાણીથી ધોઇને પણ શુદ્ધ થઇ શકે છે અર્થાત્ તેવાં સરળ સપાટીનાં વાસણોને રાખ–માટી ચોળવાની કાંઇ પણ જરૂર નથી. ૧૧૨

अपामग्नेश्चसंयोगाद्धैमंरौप्यंचनिर्बभौ ॥

**तस्मात्तयोःस्वयोन्यैवनिर्णेकोगुणवत्तरः॥१३॥**

જળ અને અગ્નિ આ બે તત્વોના સંગમથી સુવર્ણ ઉત્પન્ન થયું છે અને તેટલા માટે ત્હેની શુદ્ધીને માટે પણ તેજ બે તત્વોની જરૂર છે અર્થાત્ સુવર્ણનું વાસણ અશુદ્ધ થયું હોય તો ભસ્મ જે અગ્નિનુજ રૂપાંતર છે તે લેઇને તે વાસણને ઘસીને માંજવું અને ત્યાર પછી બીજા તત્વ પાણીથી ત્હેને ધોઇ નાંખવું એટલે તે પુર્વ પ્રમાણે શુદ્ધ થાય. ૧૧૩

**ताम्रायःकांस्यरैत्यानांत्रपुणःसीसकस्यच ॥**
**शौचंयथार्हंकर्त्तव्यंक्षाराम्लोदकवारिभिः॥१४॥**

ઉપર જણાવી તે રાજધાતુઓ શીવાયની અન્ય ધાતુઓ અર્થાત્ તાંબુ, પિતળ, લોઢું, કોપરબ્રાસ, જર્મનસીલવર, કલાઇ, અને સીસુ ઇત્યાદીનાં બનેલાં વાસણોને જે જે પદાર્થોથી તે બરાબર શુદ્ધ થઇ શકે તે તે લઇને શુદ્ધ કરવાં એટલે કે જરમન સીલ્વર તથા કોપરબ્રાસ જેવાંને માત્ર ચાક જે એક જાતનો ક્ષાર છે ત્હેનાથી અને બીજાંને માત્ર ખટાશવાળાં કરી ધોવાથી શુદ્ધ કરી શકાય છે. ૧૧૪

**द्रवाणांचैवसर्वेषांशुद्धिराप्लवनंस्मृतम् ॥**
**प्रोक्षणंसंतानांचदारवाणांचतक्षणम् ॥१५॥**

પ્રત્યેક જાતના પ્રવાહી પદાર્થોને શુદ્ધ કરવાને માટે તે તે પ્રવાહીમાં કુશઘાસની એક જોડ સર્વને ફેરવવી અને નક્કર વસ્તુ હોય ત્હેના ઉપર પવિત્ર કરવાને માટે ફક્ત શુદ્ધ પાણીનું પ્રોક્ષણ કરવું પરંતુ જે જે વસ્તુ કાષ્ટની બનેલી હોય ત્હેને શુદ્ધ કરવાને માટે તો ત્હેના ઉપર રંદો ફેરવવો જોઇએ અર્થાત્ જે જે ભાગ ખરાબ થઇ ગયો હોય ત્હેના ઉપરથી ઝીણી ઝીણી છોલ ઉતારી કાઢવી. ૧૧૫

**मार्जनंयज्ञपात्राणांपाणिनायज्ञकर्मणि ॥**
**चमसानांग्रहाणांचशुद्धिःप्रक्षालनेनतु ॥१६॥**

હોમકર્મ વિધિમાં સોમરસને માટેના ચમસ અને ગ્રાહાસ પાત્રોને હાથવતી ઘસી નાખવાથીજ અને પછી ત્હેમને શુદ્ધ પાણીથી ધોઇ નાંખવાથીજ પવિત્ર કરી શકાય છે. ૧૧૬

**चरुणांस्रुक्स्रुवाणांचशुद्धिरुष्णेनवारिणा ॥**
**स्फयशूर्पशकाटानांचमुसलोलूखलस्यच॥१७॥**

યજ્ઞકર્મને માટે રાંધવાના વાસણો તથા હલાવવાના શ્રુકશ્રુલ અર્થાત્ મોટા મોટા સરવા એટલે કડછા જેનાંથી હવીનો બલી આપવામાં આવે છે તે તેમજ સુર્પ નામની ટોપલીઓ તે સર્વ ગરમ પાણીથી ધોઇ નાંખી હોય તો પવિત્ર થાય છે અને તેજ પ્રમાણે અનાજનાં ગાડાં અને ખલ મુશળને માટે પણ સમજવું. ૧૧૭

**अद्भिस्तुप्रोक्षणंशौचंबहूनांधान्यवाससाम् ॥**
**प्रक्षालनेनत्वल्पानामद्भिःशौचंविधीयते॥१८॥**

અનાજના કોઠાર તેમજ કપડાંના તાકાઓની વખારો હોય છે તે જો સ્પર્શાસ્પર્શથી અપવિત્ર થઇ હોય તો માત્ર શુદ્ધ જળના પ્રોક્ષણથી પવિત્ર કરી શકાય છે પણ ફક્ત જો અન્નનો સંચય ઘણોજ થોડો હોય અને કાપડનો જમાવ પણ બહુ ન હોય તો તે સ્પર્શાસ્પર્શની અશુદ્ધીને દુર કરવાને માટે ત્હેમને ન્હોળા પાણીમાં ધોઇ નાંખવાં જોઇએ. ૧૧૮

**चैलवच्चर्मणांशुद्धिर्वैदलानांतथैवच ॥**
**शाकमूलफलानांचधान्यवच्छुद्धिरिष्यते॥१९॥**

નાના પ્રકારનાં ચર્મ જેવાં કે વ્યાઘ્રચર્મ, મૃગચર્મ તે જો અપવિત્ર થાય તો સાધારણ વસ્ત્રની માફકજ ત્હેમને પવિત્ર

કરવાં પણ જો કંદમુળ અપવિત્ર હોય તો તો અનાજની માફકજ ત્હેમને પાણીમાં બરોબર ધોઇને પવિત્ર કરવાં જોઇએ. ૧૧૯

**कौशेयाविकयोरूषैः कुतपानामरिष्टकैः ॥**
**श्रीफलैरंशुपट्टानां क्षौमाणां गौरसर्षपैः ॥१२०॥**

રેશમનાં અને ઉનનાં ઉમદા કપડાંઓ જે ફક્ત ઉના અને ટાઢા પાણીથી ધોતાં તેવાંજ રહે છે અને ડાઘાડુઘી જતા નથી ત્હેમને ઉસ નાંખીને ગરમ કરેલા પાણીમાં ધોઇ નાંખવા, અને ધાબળીયો–શાલો, કામળીયો વિગેરે ગરમ વાળનાં બનેલાં કપડાંઓને અરીઠાના ફીણથી ધોવાં, અંગુચા, સારા સારા રેશમી દુપટ્ટાઓના રંગ જતા ન રહે તેટલા માટે તેમની કોર બીલીના ભુકામાં ભીજવીને પછી સારા પાણી વડે ધોવા, ધોળા વસ્ત્રો તેમજ ઝીણાં મલમલ શણ વીગેરેને શરશવ નાંખીને ધોવાં. ૧૨૦

**क्षौमवच्छङ्खशृङ्गाणामस्थिदन्तमयस्य च ॥**
**शुद्धिर्विजानता कार्या गोमूत्रेणोदकेन वा ॥१२१॥**

વેદના નિયમોના જાણનારે હમેશાં શંખ, શ્રૃંગ, અસ્થિ અને હસ્તી દંતનો બનેલા પદાર્થોને સ્વચ્છ કરવામાં શરસવનો ઉપયોગ કરવો અથવા તો ગોમુત્ર અને શુદ્ધ જળનું મીશ્રણ કરીને ત્હેમને ધોઇ નાંખવા. ૧૨૧

**प्रोक्षणात्तृणकाष्ठं च पलालं चैव शुध्यति ॥**
**मार्जनोपाञ्जनैर्वेश्म पुनः पाकेन मृन्मयम् ॥१२२॥**

ઘાસની ગંજીયો, લાકડાના ઢગલાઓ તથા પરાળના ભોર અથવા તો ત્હેમની બનેલી ચીજો માત્ર પાણી છાંટવાથી પણ પવિત્ર થાય છે. ઘણા દિવસથી જે ઘર બંધ રાખવામાં આવ્યું હોય અર્થાત્ અવડ પડી રહેલું હોય તેવા ઘરની હવા સુધારવાને માટે અર્થાત્ પુનઃ ત્હેનો ઉપયોગ કરતાં પ્હેલાં ઉપયોગને લાયક કરવાને માટે ત્હેનો પુંજો કાઢીને બરાબર સાફ કરીને પછી ત્હેને ગોમળથી લીંપી નાંખવું અથવા તો ગોમુત્ર છાંટીને પછી ત્હેને ધોળાવી નાંખવું. અપવિત્ર થયેલું માટીનું વાસણ ત્હેને એક વાર ફરીને અગ્નિમાં તપાવવાથી અથવા નિંભામાં મુકવાથી પવિત્ર થાય છે. ૧૨૨

**मद्यैर्मूत्रैः पुरीषैर्वा ष्ठीवनैः पूयशोणितैः ॥**
**संस्पृष्टं नैव शुध्येत पुनः पाकेन मृन्मयम् ॥१२३॥**

પરંતુ જે માટીનાં વાસણમાં સોમરસ, દ્રાક્ષારસ, ભાંગ વિગેરે ભરવામાં આવ્યાં હોય તેમજ જેમાં મળમુત્રનો ત્યાગ કરવામાં આવ્યો હોય, જેનો પિચદાની ( માંદા માણસના કફ વા થુંકવાના વાસણ તરીકે ઉપયોગ કર્યો હોય ) જે તસ્તાના તરીકે વાપરવામાં આવ્યું હોય ( જેમાં માંદા માણસે મળમુત્રનો ત્યાગ કર્યો હોય અથવા તો જેમાં રક્ત વા પરૂનો સ્પર્શ થયો હોય ) તેવા માટીના વાસણને ફરીથી અગ્નિમાં મુકવાથી પણ તે પવિત્ર થઇ શકતું નથી. ૧૨૩

**संमार्जनोपाञ्जनेन सेकेनोल्लेखनेन च ॥**
**गवां च परिवासेन भूमिः शुध्यति पञ्चभिः ॥१२४॥**

અપવિત્ર સ્થળને પવિત્ર કરવાનાં પાંચ સાધનો વેદમાં વર્ણવ્યાં છે તે નીચે પ્રમાણેઃ–

અપવિત્ર સ્થળને વાળી ઝાડીને સાફ કરવું. ૨–ગોમુત્ર તથા ગોમળથી તેને લીંપવું. ૩–ગોમુત્ર વા ગોમળથી ત્હેનું પ્રોક્ષણ કરવું. ૪–અશુદ્ધ ભાગ ખોદી કાઢવો અને ૫–તે સ્થળ ઉપર એક અહોરાત્ર ગાયોને રાખવાથી તે, અપવિત્ર સ્થળ પવિત્ર થાય છે. ૧૨૪

**पक्षिजग्धं गवाघ्रातमवधूतमवक्षुतम् ॥**
**दूषितं केशकीटैश्च मृत्प्रक्षेपेण शुध्यति ॥१२५॥**

જે ભક્ષ્ય પદાર્થને પક્ષીઓએ ચાંચ મારેલી હોય, ગાયે સુંઘ્યો હોય. પગનો સ્પર્શ થયો હોય, છીંક આવવાથી અપવિત્ર થયો હોય, વાળ અથવા જંતુઓ પડીને અશુદ્ધ હોય તેવા ભક્ષ્ય પદાર્થ ઉપર માટી નાંખવાથી તે પુનઃ પવિત્ર થઇ શકે છે. ૧૨૫

यावन्नापैत्यमेध्यक्ताद्गन्धोलेपश्चतत्कृतः ॥
तावन्मृद्वारिचादेयंसर्वासुद्रव्यशुद्धिषु ॥२६॥

જ્યાં સુધી ધાતુના વાસણ ઉપર ડાઘાડુઘી દુર ન થાય અને ત્હેમાંથી દુર્ગંધ પૂરેપૂરી નીકળી નહી હોય ત્યાં સુધી તે અપત્રજ જાણવું માટે પુનઃ પુનઃ તેને માટી વિગેરે લઇને ઘસવું અને શુદ્ધ જળથી વખતો વખત ધોઇ નાંખવું. ૧૨૬

त्रीणिदेवाःपवित्राणिब्राह्मणानामकल्पयन् ॥
अदृष्टमद्भिर्निर्णिक्तंयच्चवाचाप्रशस्यते ॥२७॥

દેવતાઓએ ત્રણ વસ્તુઓને તો હમેશને માટે પવિત્રજ ગણેલી છે જેવી કે જેના ઉપર કશાનો પણ સ્પર્શ ડાઘ પડતોજ નથી. જે વસ્તુને શુદ્ધ જળથી સાફ કરીને ધોઇ નાંખેલી હોય તથા જેને બ્રાહ્મણના મુખથી પવિત્રજ છે એમ ગણવામાં આવી હોય. ૧૨૭

आपःशुद्धाभूमिगतावैतृष्ण्यंयासुगोर्भवेत् ॥
अव्याप्ताश्चेदमेध्येनगन्धवर्णरसान्विताः॥२८॥

ગાયની તૃષા તૃપ્ત થાય તેટલું, સુગંધમય, સ્વાદિષ્ટ અને ખરાબ મીશ્રણોથી વિરક્ત અર્થાત્ જેમાં ખરાબ રંગ હોય નહી તેવું નિરમળ પાણી સ્વચ્છ સ્થળે જમાવ થયું હોય તો ત્હેને પાવત્રજ જાણવું. ૧૨૮

नित्यंशुद्धःकारुहस्तःपण्यंयच्चप्रसारितम् ॥
ब्रह्मचारिगतंभैक्ष्यंनित्यंमेध्यमिति

स्थितिः ॥ २९ ॥

વેદના નિયમ પ્રમાણે કારીગરનો હાથ અર્થાત્ ત્હેના હાથે બનાવેલા નવા નવા નમુના જેનો ઉપયોગ કરવામાં આવ્યો હોય નહી તે, તેમજ બઝારમાં એક જગ્યાથી બીજી જગ્યાએ ફેરવીને લઇ જઇ શકાય તેવી વેચવાની વ્યાપારની વસ્તુઓ અને વિદ્યાર્થીએ બ્રહ્મચર્યાવસ્થામાં પોતાના નિર્વાહને માટે માગેલી ભીક્ષાનાં સઘળાં વાસણો આપથીજ પવિત્ર મનાયલાં છે. ૧૨૯

नित्यमास्यंशुचिस्त्रीणांशकुनिःफलपातने ॥
प्रस्रवेचशुचिर्वत्सःश्वामृगग्रहणेशुचिः ॥१३०॥

સ્ત્રીનું મુખ હમેશાં પવિત્રજ છે તેજ પ્રમાણે પક્ષીની ચાંચવતી છેદાયલું ફળ અથવા તો વૃક્ષ ઉપરથી પક્ષીએ તોડી નીચે નાંખ્યું હોય તે ફળ પણ પવિત્રજ જાણવુ. ગોવત્સસ્થાનમાંથી પય નિકળ્યા પછી પવિત્ર ગણાય છે અને શ્વાન જ્યારે હરણને પકડવાને શક્તી ધરાવતું થાય છે ત્યારે તે પણ પવિત્ર ગણાય છે. ૧૩૦

श्वभिर्हतस्ययन्मांसंशुचितन्मनुरब्रवीत् ॥
क्रव्याद्भिश्चहतस्यान्यैश्चण्डालाद्यैश्च

दस्युभिः ॥३१॥

મહર્ષિ મનુ એવો મત ધરાવે છે કે શ્વાનથી જે પ્રાણીનો નાશ કરવામાં આવ્યો હોય છે તે પ્રાણીનું માંસ હમેશાં ભક્ષ્ય અર્થાત્ વેદના નિયમો પ્રમાણે પવિત્ર ગણાયલું છે એને જે પ્રાણીને અન્ય માંસાહારી ક્રુર પ્રાણીએ અથવા તો ચાંડાલ કે નીચી પંક્તીના માણસે મારી નાંખ્યું હોય ત્હેના માંસને પણ પવિત્રજ જાણવું. ૧૩૧

ऊर्ध्वंनाभेर्यानिखानितानिमेध्यानिसर्वशः ॥
यान्यधस्तान्यमेध्यानिदेहाच्चैवमला

श्च्युताः ॥ ३२ ॥

શરીરનાં જે જે છીદ્રો નાભિના ઉપર આવેલાં તે સઘળાં અર્થાત્ કર્ણ, નાશિકા,

વિગેરે પવિત્રજ જાણવાં પરંતુ જે જે છીદ્રો નાભિના નીચેના ભાગમાં આવ્યાં છે તેવાં મળ સ્થાનો હમેશાં અપવિત્રજ સમજવાં તેજ પ્રમાણે તે તે છીદ્રોદ્વારા થતા મળમૂત્રાદિને પણ અપવિત્રજ જાણવાં. ૧૩૨

**मक्षिकाविप्रुषश्छायागौरश्वःसूर्यरश्मयः ॥**
**रजोभूर्वायुरग्निश्चस्पर्शेमेध्यानिनिर्दिशेत् ।३३।**

માંખો, પાણીનાં ટીંપાં, છાયા, ગાય, ઘોડો, સૂર્યનાં કિરણો, માટીનાં રજકણો પૃથ્વી, પવન અને અગ્નિ તે સઘળા તત્વોના સ્પર્શને પવિત્ર જાણવો. ૧૩૩

**विण्मूत्रोत्सर्गशुद्ध्यर्थंमृद्वार्यादेयमर्थवत् ॥**
**दैहिकानांमलानांचशुद्धिषुद्वादशस्वपि॥३४॥**

શરીરના મળનો નિકાલ કરનારાં છિદ્રોને પણ સ્વચ્છ કરવાને માટે, માટી તથા પાણીનો હમેશાં ઉપયોગ કરવો જે પ્રમાણે મળવાળા હાથને સાફ કરવાને માટે આપણે હમેશાં હાથને બે ત્રણ વખત માટી લઈને ધોયા પછી બે ત્રણ વખત સ્વચ્છ પાણીથી ધોઇ નાંખી પછી આજ નિયમ સર્વત્ર એકજ સરખી રીતે શરીરના જે જે ભાગો. છીદ્રોદ્વારા મળમુત્રનો ત્યાગ થતો હોય ત્હેમને સાફ કરવામાં લાગુ પડે છે. ૧૩૪

**वसाशुक्रमसृङ्मज्जामूत्रंविड्घ्राणकर्णविट् ॥**
**श्लेष्माश्रुदूषिकास्वेदोद्वादशैतेनृणांमलाः॥३५॥**

મનુષ્ય શરીરમાંથી બાર પ્રકારના મળ હમેશાં નિકળે છે જેવા કે તૈલીક પદાર્થ. ચરબી અથવા ચીકાશવાળો પદાર્થ, વિર્ય, રક્ત, મસ્તકમાંનો ચિકાશવાળો પદાર્થ (ખોટો), મળ, મૂત્ર, લાળ, લીંટ, કાનનો મેલ, આંખના પિયા, આંસુ અને સ્વેદ માટે આ નાના પ્રકારના મળ જે જે છીદ્રોમાંથી નિકળે છે તે તે છીદ્રોને પણ બરાબર સ્વચ્છ રાખવાને માટે બનતો પ્રયત્ન કરવો જોઇએ. ૧૩૫

**एकालिङ्गेगुदेतिस्रस्तथैकत्रकरेदश ॥**
**उभयोःसप्तदातव्यामृदःशुद्धिमभीप्सता॥३६॥**

જે પવિત્ર થવાને ઇચ્છતો હોય અર્થાત્ જે પૂરે પૂરો પવિત્ર થવાને માટે ઇચ્છતો હોય ત્હેણે ઇંદ્રિને એકજ વખત મૃતીકા લગાડીને ધોઇ નાંખવી, ગુદાને ત્રણ વખત મૃતીકાનો સ્પર્શ કરવો અને ત્યાર પછી સ્વચ્છ જળથી ધોઇને સ્વચ્છ કર્યા પછી, ડાબા હાથને દશ વખત માટી લઇને ધોઇ નાંખવો અને ત્યાર પછી પાણી લઇને ધોવાં અને બન્ને હાથને જોડે ધોવા હોય તો સાત વખત માટી લઇને ધોયા પછી પાણી લઇને ધોવા ઉપર પ્રમાણે જેટલી વખત મળ મુત્રનો ત્યાગ કરવો પડે છે તેટલી વખત ત્હેણે કરવું જોઇએ ત્યારેજ તે પૂરે પૂરો પવિત્ર થઇ શકે છે. ૧૩૬

**एतच्छौचंगृहस्थानांद्विगुणंब्रह्मचारिणाम् ॥**
**त्रिगुणंस्याद्वनस्थानांयतीनांतुचतुर्गुणम्॥३७॥**

ઉપરના પવિત્ર થવાના નિયમો ફક્ત ગૃહસ્થીને માટેજ સમજવા, વિદ્યાર્થીને માટે ત્હેનાં બે આવરણોની જરૂર છે અર્થાત્ ગૃહસ્થીના કરતાં બેવડી વખત ત્હેણે તેમ કરવું, યોગીઓએ પવિત્ર થવાને ત્રણ આવરણ અર્થાત્ તે પ્રમાણે ત્રણ વખત કરવું અને તપસ્વીયોને માટે ચાર વખત તેમ કરવાની જરૂર છે. ૧૩૭

**कृत्वामूत्रंपुरीषंवाखान्याचान्तउपस्पृशेत् ॥**
**वेदमध्येष्यमाणश्चअन्नमश्नंश्चसर्वदा ॥३८॥**

મળ મુત્રનો ત્યાગ કર્યા પછી પવિત્ર થવાને માટે ઉપર પ્રમાણે હાથ પગ વગેરે ધોઇને ત્હેણે આચમન કરવું જોઇએ અને

શુદ્ધ જળ વડે ઇંદ્રિયોને પ્રોક્ષણ કરવું જોઇએ તેજ પ્રમાણે વેદ ભણતાં પ્હેલાં અને ભોજનના સમય પહેલાં પણ જળનું પ્રોક્ષણ કરવાની જરૂર છે. ૧૩૮

त्रिराचामेदपःपूर्वाद्विःप्रमृज्यात्ततोमुखम् ॥
शारीरंशौचमिच्छन्हिस्त्रीशूद्रस्तुसकृ
त्सकृत् ॥ ३९ ॥

જેને ફક્ત શારીરિકજ પવિત્રતા મેળવવી હોય ત્હેણે તો ફક્ત ત્રણ આચમન કરવાં અને બે વખત મ્હોંને પાણીનો સ્પર્શ કરવો અને ત્હેમાં પણ શુદ્ર અને સ્ત્રીને તો ફક્ત એકજવાર આચમન કરવુ જોઇએ. ૧૩૯

शूद्राणांमासिकंकार्यंवपनंन्यायवर्तिनाम् ॥
वैश्यवच्छौचकल्पश्चद्विजोच्छिष्टंच
भोजनम् ॥ ४० ॥

જે શુદ્ર વેદના નિયમો પ્રમાણે પોતાનું વર્તન રાખતો હોય ત્હેણે પ્રતિ માસે વાળ ઉતરાવવા અર્થાત્ દાઢી વિગેરે મુડાવવાં અને બીજી રીતને માટે ત્હેમને પવિત્ર થવાના નિયમો વૈશ્યને અને ત્હેમને માટે એકજ સરખા છે. તેઓએ પોતાના નિર્વાહને માટે આર્યોના ભોજન લેતાં વધેલા આહારનો ભક્ષ કરવો જોઇએ. ૧૪૦

नोच्छिष्टंकुर्वतेमुख्याविप्रुषोऽङ्गंपतन्तियाः ॥
नश्मश्रूणिगतान्यास्यान्नदन्तान्तर
धिष्ठितम् ॥ ४१ ॥

મ્હોંમાંથી નિકળતાં પાણી લાળનાં ટીપાંઓ જો પોતાના અવયવ ઉપર ન પડેતો તેથી અપવિત્ર થવાતું નથી તેજ પ્રમાણે જો મુછનો વાળ મ્હોંમાં જાય તો તેથી અને દાંતના અકસ્માત પડવાથી અથવા તો દાંતમાં ભરાયલા પદાર્થોથી પણ અપવિત્ર થવાતું નથી. ૧૪૧

स्पृशन्तिबिन्दवःपादौयआचामयतःपरान्
भौमिकैस्तेसमाज्ञेयाःनतैराप्रयतोभवेत् ॥४२॥

કોઇને પિવાને અથવા આચમન કરવાને માટે આપવા જતાં જો તે પાણીનાં ટિપાં પાણી આપનારના પગ અથવા કોઇ પણ અવયવ ઉપર પડે છે તો તે પાણીના સ્પર્શને શુદ્ધ જમીન ઉપર સંચય પામેલા પાણીના જમાવના સ્પર્શ સમાન ગણવો અર્થાત્ તેવા પાણીના સ્પર્શથી અપવિત્ર થવાતું નથી. ૧૪૨

उच्छिष्टेनतुसंस्पृष्टोद्रव्यहस्तःकथञ्चन ॥
अनिधायैवतद्द्रव्यमाचान्तःशुचिता
मियात् । ४३ ॥

કોઇ માણુસ કાંઇ પણ ચીજ લઇને જતો હોય તે માર્ગમાં કોઇના સ્પર્શથી અથવા તો અન્ય કોઇ પણ રીતે અપવિત્ર થાય તો તે ચીજની સાથેજ તે જો સ્નાન કરે છે તો પૂનઃ પવિત્ર થઇ શકે છે. ૧૪૩

वान्तोविरिक्तःस्नात्वातुघृतप्राशनमाचरेत् ॥
आचामेदेवभुक्त्वान्नंस्नानंमैथुनिनः
स्मृतम् ॥ ४४ ॥

વમન કર્યા પછી અથવા તો મળનો ત્યાગ કર્યા પછી માણસે સ્નાન કરીને શુદ્ધ થઇને ઘી ખાવું જોઇએ જેથી તે પવિત્ર થાય છે પણ તેમ કર્યા પછી પણ પૂનઃ વમન થાય છે અથવા તો મળનો ત્યાગ કરવો પડે છે તો ત્હેને સ્નાન કરવાની કાંઇ આવશ્યક્તા નથી માત્ર જેટલી વખત વમન અથવા મળનો ત્યાગ થાય તેટલી વખત આચમન કરવું જોઇએ સ્નાનની આવશ્યક્તા તો સ્ત્રી સંગ કર્યાથી અપવિત્ર હોય ત્હેને માટેજ છે. ૧૪૪

सुप्त्वाक्षुत्वाचभुक्त्वाचनिष्ठीव्योक्त्वा नृतानिच ॥
पीत्वापोऽध्येष्यमाणश्चआचामेत्प्रयतोऽपि सन् ॥४५॥

પોતે પવિત્ર હોય તો પણ વેદના નિયમ પ્રમાણે પોતાની પવિત્રતાને જાળવી રાખવાને માટે હમેશાં શય્યાનો ત્યાગ કર્યા પછી,છીંક આવી હોય તો ત્યાર પછી જમીને, કફ વા થુકનો ત્યાગ કરીને, અસત્ય ભાષણ કર્યું હોય તો ત્હેના પાપથી મુક્ત થવાને, અને જળનું પાન કર્યું હોય અથવા તો કોઇ પણ પ્રવાહીનું પાન કર્યું હોય તો ત્હેના સ્વાદથી મ્હોંને સાફ કરવાને માટે આચમન કરવું જોઇએ. ૧૪૫

एषशौचविधिःकृत्स्नोद्रव्यशुद्धिस्तथैवच ॥
उक्तोवःसर्ववर्णानांस्त्रीणांधर्मान्निबोधत॥४६॥

મહામુની મનું કહે છે કે:—હે મહર્ષિઓ આ પ્રમાણે ચારે વર્ણોની પવિત્રતાને માટે તેમજ જીવ અને નિર્જીવ સૃષ્ટીની પવિત્રતાના નિયમો આ સર્વને વિસ્તારથી કહી સંભળાવ્યા છે હવે સ્ત્રીઓના ભિન્ન ભિન્ન પ્રકારના ધર્મ નિયમો આપને કહુછું તે સાંભળશો. ૧૪૬

बालयावायुवत्यावावृद्धयावापियोषिता ॥
नस्वातन्त्र्येणकर्त्तव्यंकिंचित्कार्यंगृहेष्वपि॥४७॥

પોતાના ઘરમાં રહેવા છતાં બાલ્યાવસ્થા, યુવાવસ્થા, વૃદ્ધાવસ્થામાં પણ સ્ત્રીયે કાંઇ પણ કાર્ય પોતે સ્વતંત્ર રીતે કરવું નહી અર્થાત્ વેદના નિયમો પ્રમાણે સ્ત્રીયે હમેશાં ત્રણે અવસ્થામાં પોતાના સલાહકારના કહેવા પ્રમાણે વર્તવું જોઇએ. ૧૪૭

बाल्येपितुर्वशेतिष्ठेत्पाणिग्राहस्ययौवने ॥
पुत्राणांभर्तरिप्रेतेनभजेत्स्त्रीस्वतन्त्रताम्॥४८॥

બાલ્યાવસ્થા કન્યા હોય ત્યારે સ્ત્રીયે પોતાના પિતાના કહેવા પ્રમાણે વર્તવું અર્થાત્ કાંઇ પણ કરવું હોય ત્હેમાં ત્હેના પિતાની રજા લેવી. યુવાવસ્થામાં પોતાના પતીની આજ્ઞા વિરૂદ્ધ કાંઇ પણ કરવું નહી અને જો યુવા અથવા વૃદ્ધાવસ્થામાં પતી મરણ પામ્યો હોય તો ત્યાર પછી પોતાના પુત્રોના કહ્યા પ્રમાણે ચાલવું અર્થાત્ ત્હેમને પુછીને અર્થાત્ પોતાના કરવાના કાર્યનું યોગ્યાયોગ્ય જાણીને પછી કરવું. અર્થાત્ કોઇ પણ અવસ્થામાં તેઓએ સ્વતંત્ર થઇને કોઇ પણ કરવું નહી. ૧૪૮

पित्राभर्त्रासुतोर्वापिनेच्छेद्विरहमात्मनः ॥
एषांहिविरहेणस्त्रीगर्ह्येकुर्यादुभेकुले ॥ ४९ ॥

ત્રણમાંથી કાંઇ પણ અવસ્થામાં ત્હેણે પોતાના આધાર વા સલાહકારનો ત્યાગ કરવાનો પ્રયત્ન કરવો નહી કારણ કે કન્યાવસ્થામાં પોતાના પિતાની આજ્ઞા વિરૂદ્ધ આચરણ કરવાથી તેમજ યુવા અને વૃદ્ધાવસ્થામાં પતિની આજ્ઞા વિરૂદ્ધ તેમજ વૈધવ્યાવસ્થામાં પોતાના પુત્રો વિરૂદ્ધ ચાલવાથી તેજ નહી પણ પિતા–પતી પુત્ર અને પોતે સઘળાં નિંદાય છે. ૧૪૯

सदाप्रहृष्टयाभाव्यंगृहकार्येषुदक्षया ॥
सुसंस्कृतोपस्करयाव्ययेचामुक्तहस्तया ॥५०॥

સ્ત્રીયે હમેશાં હસમુખાં–આનંદી રહેવું, પોતાના ઘરનો કારોબાર ચલાવવામાં કુશળ થવું વાસણ લોટા માંજવામાં ઘણું ધ્યાન આપવું અર્થાત્ ત્હેના ઉપર ડાઘાડુઘી ન રહે તેમજ તે કોઇ પણ જગ્યાથી એંજીઠું ન રહે તેમ ધોવાં, તેમજ ઘર ચલાવવામાં હમેશાં કરકસર કરવી જોઇએ. ૧૫૦

**यस्मैदद्यात्पितात्वेनांभ्राताचानुमतेपितुः ॥**
**तंशुश्रूषेतजीवन्तंसंस्थितंचनलङ्घयेत् ॥५१॥**

પોતાનો પિતા અથવા ભાઇ પિતાની આજ્ઞા લઇને જેને તેણીને કન્યાદાનમાં આપે તે જ્યાં સુધી જીવે ત્યાં સુધી ત્હેણે તેને પૂર્ણ રીતે માન્ય કરવો અર્થાત્ ત્હેની આજ્ઞા પાળવી અને ત્હેના મૃત્યુ પામ્યા પછી પણ ત્હેનીજ પ્રતિમા અર્થાત્ ત્હેની યાદ ધાસ્તને મનમાં રાખીને જેથી ત્હેના મરણ પામેલા ભરતારને અપમાન ના થાય અર્થાત્ ખોટુ દેખાય તેવું કોઇ પણ આચરણ કરવું નહી. ૧૫૧

**मङ्गलार्थंस्वस्त्ययनंयज्ञश्चासांप्रजापतेः ॥**
**प्रयुज्यतेविवाहेषुप्रदानंस्वाम्यकारणम् ॥५२॥**

લગ્ન પ્રસંગે વર કન્યાને સ્વસ્ત્યયન અર્થાત્ શાંતિ મંત્ર ભણીને મંગળ ફેરા ફેરવવામાં આવે છે તે સઘળુ કન્યાના હીતને માટેજ છે અને જે દિવસથી વિવાહ કરવામાં આવે છે અર્થાત્ વેવાઇઓ કન્યા અને વરના પક્ષવાળાં એક બીજાની સાથે શબ્દ માત્રથી પણ પોતાનાં બાળકોને એક બીજાની સાથે પરણાવવાનુ નક્કી કરે છે ત્યારથીજ કન્યા ઉપર વરનું સ્વામીત્વ ગણાય છે. એટલે કે વિવાહ થયો તે દિવસથી કન્યાએ પોતાના ભવિષ્યમાં થનાર પતીની આજ્ઞા પાળવી જોઇએ. ૧૫૨

**अनृतावृतुकालेचमन्त्रसंस्कारकृत्पतिः ॥**
**सुखस्यनित्यंदातेहपरलोकेचयोषितः ॥५३॥**

વેદના મંત્રો પ્રમાણે જેણે વિવાહ અને લગ્ન કરેલું છે તે પતિ હમેશાં પોતાની સ્રીને રૂતુકાળમાં તેમજ અરૂતુકાળમાં પણ સુખ આપનાર થાય છે અર્થાત્ તે સુખ દુઃખનો ભાગ લે છે અને પોતાની ભાર્યાને આ લોક તથા પરલોકમાં સુખ આપે છે. ૧૫૩

**विशीलःकामवृत्तोवागुणैर्वापरिवर्जितः ॥**
**उपचर्यःस्त्रियासाध्व्यासततंदेववत्पतिः ॥५४॥**

પોતાનો પતિ જો શીલ રહીત હોય અર્થાત્ પોતાની સ્રી હોય છતાં અન્ય સ્રી પર પ્રેમ રાખતો હોય તેમજ અભણ-વિદ્યા જાણતો ન હોય કેવળ મુર્ખ હોય અને અવગુણવાળો હોય તો પણ પતિવૃતા સ્રીએ ત્હેને દેવતા અર્થાત્ પરમેશ્વર સમાન ગણવો. ૧૫૪

**नास्तिस्त्रीणांपृथग्यज्ञोनव्रतंनाप्युपोषितम् ॥**
**पतिंशुश्रूषतेयेनतेनस्वर्गेमहीयते ॥ ५५ ॥**

પોતાના પતિથી જુદાંજ વ્રત-દાન-યજ્ઞ હોમાદિક વિગેરેનાં ધર્મ કર્મો કરવાનો સ્રીને કાંઇ પણ અધિકાર નથી અર્થાત્ સ્રીને જો કાંઇ પણ ધર્મ કર્મ વિગેરે કરવાં હોય તો પોતાના પતીની સાથે રહીનેજ કરવાં કારણ કે તેથી પતિ સંતોષ પામે છે અને પતિનો સત્કાર કરનારી અને ત્હેને સંતોષનારી સ્રી આ લોકમાં સુખી થાય અને સ્તુત્ય ગણાય છે તેજ પ્રમાણે પરલોકમાં પણ માન પામે છે. ૧૫૫

**पाणिग्राहस्यसाध्वीस्त्रीजीवतोवामृतस्यवा ॥**
**पतिलोकमभीप्सन्तीनाचरेत्किंचिद**
**प्रियम् ॥ ५६ ॥**

પતીની તરફ એક સાધવી સ્રીને છાજતા નિયમો પ્રમાણે વર્તીને જે સ્રી આ લોકમાં સુખી થયા પછી પરલોકમાં સ્વર્ગ મેળવવાની ઇચ્છા રાખતી હોય ત્હેણે પોતાના પતિના જીવતાં વા મરણ પછી પણ ત્હેનું ખોટુ દેખાય તેવાં આચરણ કરવાં નહી અર્થાત્ જીવતો હોય ત્યારે પર પુરૂષ સાથે ભાષણ અથવા તો પ્રેમ પ્રસંગ પાડવો નહી અને ત્હેના મૃત્યુ પછીના પોતાના વૈધવ્યમાં ફક્ત ત્હેનુજ ધ્યાન કરવું

અર્થાત્ ત્હેના જે નિયમો હોય અથવા તો તે જીવતો હતો ત્યારે કેવા પ્રકારનાં આચરણોથી તે હમેશાં સંતુષ્ટ રહેતો હતો તેજ ધ્યાનમાં રાખીને અત્યારે પણ જાણે તે જીવે છે અને તેટલા માટે ત્હેની મરજી વિરૂદ્ધ વર્તતાં તે નાખુશ થશે એમ જાણીને સદાચરથીજ ચાલવું. અને પોતાના પતિના મૃત્યુ પછી તો ત્હેના પ્રેતની મુક્તિને માટે જે જે ઉતર ક્રિયા વિગેરે કરવામાં આવે છે તે અને બીજાં શ્રાદ્ધ કર્મો વિગેરે પણ યથા વિધી કરવાં. ૧૫૬

कामंतुक्षपयेद्देहंपुष्पमूलफलैःशुभैः ॥
नतुनामापिगृह्णीयात्पत्यौप्रेतेपरस्यतु ॥५७॥

પતિ જીવતાં જે સ્ત્રીએ બરાબર પતિને સંતોષ્યો હોય છે અને ત્હેની આજ્ઞા વિરૂદ્ધ પગલુ પણ ભર્યું નથી તેવી સ્ત્રીને સાધવી સમજવી. ત્હેણે પોતાના પતીના મૃત્યુ પછી પોતાનું સતિત્વ જાળવી રાખવાને માટે વિધવા થયા પછી પરપુરૂષ સાથે ઝાઝો પ્રસંગ પાડવો નહી અને પ્રેત વૃત્તિથી તો પરપુરૂષનું નામ સરખું પણ ઉચ્ચારવું જોઇએ નહી કારણ કે તેમ કરવાથી તે પોતાના સૌભાગ્યના વખતે કરેલા પુણ્યનો પણ નાશ કરે છે અને મરણ પછી સ્વર્ગને મેળવી શકતી નથી. વિધવા થયા પછી સ્ત્રીયે કામને ઉત્તેજન મળે તેવા આહારનો પણ ત્યાગ કરવો તેમજ શરીરે ચંદન–અરગજા–તેલફુલેલ વિગેરે સુગંધમય મિશ્રણો પણ લગાડવાં નહી કારણ કે તેમના સર્વના સ્પર્શ માત્રથીજ કામ વૃત્તિને ઉતેજજન મળતાં માણસ કુમાર્ગે દોરાય છે માટે વિધવાએ હમેશાં બનેતો ફલાહાર તથા કંદ મુળ ખાઇનેજ જીવન ચલાવવું અને તેમાં પોતાનો દેહ ક્ષીણ થાય અને મૃત્યુ આવે તો કાંઇ પણ હરકત નહી કારણ કે તેવી સ્ત્રી સતી હોવાથી મૃત્યુ પછી સ્વર્ગને પામે છે અને પૂનઃ ત્હેને પોતાના પતીના આગળજ સ્થાન મળે છે. ૧૫૭

आसीतामरणात्क्षान्तानियताब्रह्मचारिणी ॥
योधर्मएकपत्नीनांकाङ्क्षन्तीतम
नुत्तमम् ॥५८॥

સ્ત્રીઓએ હમેશાં પોતે સતીત્વની સાથે ક્ષમાને ધારણ કરવી અર્થાત્ કોઈ તેમને અવગુણ કરે અથવા તો કટુ વચન કહી અપમાન કરે તો પણ પોતે તેહેનો તેમને તેજ પ્રમાણે અવગુણ વા અપમાન કરીને બદલો આપવો નહિ તેમ તેવી ઇચ્છા રાખવી નહી પરંતુ તેમને ક્ષમા કરવી અને હમેશાં એકજ પતિ જેને પોતાના માતપિતા વા ભાઈભાંડુઓએ વેદના નિયમ પ્રમાણે પોતાને સોંપી હોય ત્હેની સાથેજ જીવન પર્યંત ધર્મ પ્રમાણે વર્તવું. પોતાને કાંઈ સંતાન ના થયું હોય તો સંતાનની ઉત્પતિ અને કુળની વૃદ્ધિ કરવાને માટે પણ અન્ય પુરૂષ સાથે પ્રિત જોડવી નહી અર્થાત્ બરાબર સતી થવાને માટે તેણે પૂર્વે થઈ ગએલી સતીયો જેવી કે અહિલ્યા, દ્રૌપદી, દમયંતી વિગેરેનાં વ્યાખ્યાનો સાંભળવાં અને તેમના પ્રમાણે વર્તન રાખવું. ૧૫૮

अनेकानिसहस्राणिकुमारब्रह्मचारिणाम् ॥
दिवंगतानिविप्राणामकृत्वाकुलसं
ततिम् ॥ ५९ ॥

જે માણસ અપુત્ર મરે છે તે સ્વર્ગ મેળવી શકતો નથી એમ કહેવાય છે પરંતુ જેઓ મુળથીજ બાળ બ્રહ્મચારી રહેલા છે અર્થાત્ જેમણે ચાર આશ્રમોમાં શુદ્ધ બ્રહ્મચર્યજ પાળેલું છે તેવા સનકાદિક રૂષિયો કુળની વૃદ્ધિ અર્થાત્ સંતતિને ઉત્પન્ન ન કર્યા છતાં પણ સ્વર્ગને પામેલા છે માટે બાળ-

પણુથી મરણુ પર્યંત બ્રહ્મચર્ય પાળનારા પણુ સ્વર્ગને પ્રાપ્ત કરી શકે છે. ૧૫૯

मृतेभर्त्तरिसाध्वीस्त्रीब्रह्मचर्येव्यवस्थिता ॥
स्वर्गंगच्छत्यपुत्रापियथातेब्रह्मचारिणः ॥१६०॥

તેજ પ્રમાણે સતી સ્ત્રી પોતાના પતિના મરણુ સુધી અપુત્ર હોવા છતાં પતીથી પણુ એકજ નિષ્ઠાથી રહે છે અર્થાત્ બ્રહ્મચર્ય પાળે છે તો તે અપુત્ર હોવા છતાં પણુ ઉપર જણાવ્યા તેવા મહામુની વરોની માફકજ સ્વર્ગને મેળવી શકે છે. ૧૬૦

अपत्यलोभाद्यातुस्त्रीभर्तारमतिवर्त्तते ॥
सेहनिन्दामवाप्नोतिपतिलोकाच्चहीयते॥१६१॥

પતિના મૃત્યુ પછી વ્યભિચાર કરનારી સ્ત્રીયો પોતાને પુત્ર થયા પછી એમ માને છે કે હવે મ્હારે પુત્ર થયો છે માટે મરણુ પછી મ્હને સ્વર્ગ મળશે પણુ ત્હેનું ધારવુ કેવળ અવિચારીજ છે કારણુ કે તે પોતાનાં કરેલાં દુષ્ટ કર્મોને માટે આ લોકમાં નિંદાય છે અને પરલોકમાં પણુ ત્હેના અધર્મ આચરણોથી ઉત્પન્ન થએલા પુત્રના પરિણામની શીક્ષાને યોગ્ય થાયછે. ૧૬૧

नान्योत्पन्नाप्रजास्तीहनचाप्यन्यपरिग्रहे ॥
नद्वितीयश्चसाध्वीनांक्वचिद्भर्तोपदिश्यते॥१६२॥

ઉપપતિથી ઉત્પન્ન થયેલી પ્રજાને પ્રજા શાસ્ત્રના નિયમ પ્રમાણે કહેવાયજ નહી તેમજ ઉત્પન્ન કરનાર પણુ તે પ્રજા પોતાની છે એમ કહી શકતો નથી અને સદાચરણુથી ચાલવાને માટે તો શાસ્ત્રમાં સતી સ્ત્રીને માટે પતિના હયાત હોવા ઉપર અન્યપતી કરવાને કહેલો છેજ નહી પણુ મરણુ પછી પણુ અન્ય પતિ કરવાને માટે કહેલો નથી. ૧૬૨

पतिंहित्वापकृष्टंस्वमुत्कृष्टंयानिषेवते ॥
निन्द्यैवसाभवेल्लोकेपरपूर्वेतिचोच्यते ॥१६३॥

નીચી વર્ણુની સ્ત્રી પોતાનો પતી નિચાકુળમાં છે એમ જાણીને ઉચા કુળના કોઈ માણુસની સાથે પ્રેમમાં પડે છે અને તેની સાથે ભવિષ્યમાં ગૃહસ્થાશ્રમ ચલાવતી હોય છે તો પણુ લોકમાં ત્હેની અને તે માણુસ બઉની નિંદા થાય છે અને તે સ્ત્રીને શાસ્ત્રમાં "परपूर्वा" એ પ્રમાણે કહેવાય છે. ૧૬૩

व्यभिचारात्तुभर्तुःस्त्रीलोकेप्राप्नोतिनिन्द्यताम् ॥
शृगालयोनिंप्राप्नोतिपापरोगैश्चपीड्यते॥१६४॥

જે સ્ત્રી લગ્ન થયા પછીનો ગૃસ્થાશ્રમમાં પોતાના પતિ તરફના નિયમોનું પ્રતિપાલન ન કરતાં કુમાર્ગી વર્તન ચલાવે છે તે આ લોકમાં ઘણીજ નિંદાને પાત્ર થાય છે અને મરણુ પછી નિચી પંકિતના પ્રાણીયોની યોનિમાંજ જન્મ પામે છે અર્થાત્ શીયાળ વિગેરેના પેટે અવતરે છે અને કોડ જેવા મહારોગથી પીડાય છે. ૧૬૪

पतिंयानाभिचरतिमनोवाग्देहसंयता ॥
साभर्तृलोकमाप्नोतिसद्भिःसाध्वीति
चोच्यते ॥ १६५ ॥

જે સ્ત્રી મનવચન અને દેહથી પોતાના પતીનાજ હુકમને માન આપે છે અર્થાત્ ત્હેના કહેવા પ્રમાણે કહીનેજ ત્હેને હમેશાં સંતોષે છે તે સ્ત્રી આ લોકમાં પતિવૃતા કહેવાય છે અને મરણુ પછી પોતાના પતીને જ્યાં સ્થાન મળે છે ત્યાંજ પોતાને પણુ સ્થાન મળે છે અને તેજ પતિની સાથે મરણુ પછીના હમેશના સ્વર્ગના સુખને ભોગવવાને ભાગ્યવાન થાયછે. ૧૬૫

अनेननारीवृत्तेनमनोवाग्देहसंयता ॥
इहाग्र्यांकीर्तिमाप्नोतिपतिलोकंपरत्रच॥१६६॥

મન વચન અને દેહનાં સર્વ કર્મોથી જેણે પોતાના પતિને પ્રત્યેક વાતમાં સંતોષેલા હોય તેવીજ સ્ત્રીયો આ લોકમાં કીર્તીને સંપાદન કરી ગઇ છે અર્થાત્ સતીયો થઈ ગઇ અને તેવાં આચરણ કરનારીનેજ આ લોકમાં માન પણ મળે અને પરલોકમાં પોતાના આ લોકના પતીને મળીને સ્વર્ગનો પણ લાભ મળેછે. ૧૬૬

एवंवृत्तांसवर्णांस्त्रींद्विजातिःपूर्वमारिणीम् ॥
दाहयेदग्निहोत्रेणयज्ञपात्रैश्चधर्मवित् ॥ ६७ ॥

પોતાની સવર્ણા સ્ત્રીના મૃત્યુ ઉપર અગ્નિ હોમના નિયમો જાણનાર પતિએ પોતાની સ્ત્રીને યજ્ઞના વાસણથી અને શ્રોત્ર તથ. સ્માર્ત અર્થાત્ વેદના નિયમોથી અગ્નિ હોત્રને માટે પસાર કરેલા અગ્નિમાંના અગ્નિ વડેજ અગ્નિ સંસ્કાર કરવો જોઇએ કારણ કે તેથી અગ્નિ હોત્રનું પુણ્ય ત્હેને મળે. ૧૬૭

भार्यायै पूर्वमारिण्यै दत्त्वाग्नीनन्त्यकर्मणि ॥
पुनर्दारक्रियांकुर्यात्पुनराधानमेवच ॥ ६८ ॥

પોતાની સ્ત્રીના મરણ પછી પણ જો ગૃહસ્થાશ્રમ માંડવો હોય તો ત્હેના પતીયે સ્ત્રીને યથાવિધિ અગ્નિદાહ કર્યા પછી પુત્ર હોય વા ન હોય તો પણ ઈચ્છા હોય તો પુનઃ ગૃહસ્થાશ્રમને માટે વિવાહ કરવો. ૧૬૮

अनेनविधिना नित्यंपञ्चयज्ञान्नहापयेत् ॥
द्वितीयमायुषोभागंकृतदारोगृहेवसेत् । १६९ ।

ઉપરના જે જે નિયમો કહ્યા ત્હેમનું હમેશાં દ્વિજે પાલન કરવું જોઇએ ત્હેમાં પંચયજ્ઞો તો ત્હેણે હમેશાં દરેક આશ્રમમાં રહેવા છતાં પણ કરવા જોઇએ, બ્રહ્મચર્યાવસ્થા પુરણ થતાં ગૃહસ્થાશ્રમમાં પોતાના ઘરમાં રહીને લોક વ્યવહારને જાળવવો અનેતેની સાથે પંચયજ્ઞો પણ કરવાં જોઇએ. ૧૬૯

इतिमानवेधर्मशास्त्रेभृगुप्रोक्तायांसंहितायां
पञ्चमोऽध्यायः ॥ ५

ઇતિશ્રી મનુસ્મૃતિનો પાંચમો અધ્યાય સમાપ્ત.

## ॥ अथ षष्ठोऽध्यायः ॥

एवंगृहाश्रमेस्थित्वाविधिवत्स्नातकोद्विजः ॥
वनेवसेत्तुनियतोयथावद्विजितेन्द्रियः ॥ १ ॥

જે સ્નાતક બ્રાહ્મણ (દ્વિજ) જણે ગૃહસ્થાશ્રમના શાસ્ત્રોક્ત નિયમને અનુસરીને ગૃહસ્થાશ્રમ પાળ્યા હોય ત્હેણે ગૃહસ્થાશ્રમની મુદત પુરી થતાં એક નિશ્ચય કરીને અને જીતેન્દ્રિય થઇને નિચેના નિયમોને અનુસરતાં વાનપ્રસ્થ ધારણ કરવું. અર્થાત્ પોતાની ઇચ્છા હોય તો હવે પછી વાનપ્રસ્થના જે જે નિયમમાં આ પ્રકરણમાં કહેવામાં આવશે તેને પાળવા અને વનમાં વાસ કરવો. ૧

गृहस्थस्तुयदापश्येद्वलीपलितमात्मनः ॥
अपत्यस्यैवचापत्यंतदारण्यंसमाश्रयेत् ॥ २ ॥

જ્યારે ગૃહસ્થીને પોતાની ત્વચા કરમાતી અર્થાત્ શીરપર કરચલી પડતી જણાય, વાળ ધોળા થઇ જાય અર્થાત્ દાઢી અને મુછ તથા માથાના વાળમાં પળીયાં જણાય—વૃદ્ધાવસ્થાનાં ચિન્હો જણાય—તથા પોતાની ત્રીજી પેઢી અર્થાત્ છોકરાંનાં છોકરાં જુવે ત્યારે ત્હેણે વાનપ્રસ્થ ધારણ કરવું. ૨

संत्यज्यग्राम्यमाहारंसर्वंचैवपरिच्छदम् ॥
पुत्रेषुभार्यांनिक्षिप्यवनंगच्छेत्सहैववा ॥ ३ ॥

ગૃહસ્થી તરીકેના પોતાના આહારનાં ધાન્યો અર્થાત્ ઘઉં—બાજરી વિગેરે જે ધાન્ય ખેતીથી ઉત્પન્ન થતાં હોય ત્હેમનો ત્હેણે ત્યાગ કરવો તેમજ ઉપભોગનાં સાધનો જેવાં કે શય્યા—વાહનો વિગેરેનો પણ ત્યાગ કરવો અને પછી પોતાની સ્રીને ત્હેની ઇચ્છા પ્રમાણે પોતાના પુત્રોને સ્વાધીન કરીને અથવા ત્હેની ઇચ્છા સાથે આવવાની હોય તો સાથે લઇને વનમાં વાસ કરવો. ૩

अग्निहोत्रंसमादायगृह्यंचाग्निपरिच्छदम् ॥
ग्रामादरण्यंनिःसृत्यनिवसेन्नियतेन्द्रियः ॥४॥

પછી ત્હેણે અગ્નિહોત્રનો અગ્નિ અને યજ્ઞ કરવાનો સર્વ સાધનો અર્થાત્ શ્રુક શ્રુવા વિગેરેને લઇને જીતેન્દ્રિય થઇને પંચયજ્ઞ કરતાં ગામમાંથી જઈને વનમાં વાસ કરવો. ૪

मुन्यन्नैर्विविधैर्मेध्यैःशाकमूलफलेनवा ॥
एतानेवमहायज्ञान्निर्वपेद्विधिपूर्वकम् ॥५॥

વનમાં રહીને તેણે મહા પંચયજ્ઞો મુની લોકોને માટે યોગ્ય ગણાયલાં ધાન્ય અર્થાત્ નિવાર વિગેરે અણ ખેડેલાં ધાન્યોથી કરવા અથવા તો વનમાં ઉત્પન્ન થતાં ફલ શાકભાજી વિગેરેથી શાસ્રોકત વિધિ પ્રમાણે કરવા. ૫

वसीतचर्मचीरंवासायंस्नायात्प्रगेतथा ॥
जटाश्चबिभृयान्नित्यंश्मश्रुलोमनखानिच ॥६॥

પોતાના શરીરના ઢાંકણને માટે મોજ શોખનાં વસ્રોનો ત્યાગ કરીને તેણે હમેશાં પવિત્ર ચર્મ અર્થાત્ મૃગચર્મ, વ્યાઘ્ર ચર્મ અથવા તો ફાટાંટુટયાં વસ્રનુજ પરિધાન કરવું, પ્રાતઃકાળ તથા સાયંકાળે સ્નાન કરવું અને પંચકેશ ધારણ કરવા તેમજ હાથના તથા પગના નખને પણ કપાવવા નહી. ૬

यद्भक्ष्यंस्यात्ततोदद्याद्बलिंभिक्षांचशक्तितः ॥

अम्मूलफलभिक्षाभिरर्चयेदाश्रमागतान् ॥७॥

પોતે જેવો આહાર લઇને પોતાની આજીવીકા ચલાવતો હોય ત્હેવાથીજ ત્હેણે બલીહોમ કરવો અને પોતાની શકિત પ્રમાણે ભિક્ષા પણ આપવી. પોતાની પર્ણકુટી—આશ્રમ આગળ જો કોઇ પણ અભ્યાગત આવી ચઢે તો ત્હેનો આદરસત્કાર કરવો. અને ફળ મુળ વિગેરે આપીને ત્હેને સંતોષવો. ૭

स्वाध्यायेनित्ययुक्तःस्याद्दान्तोमैत्रःसमाहितः ॥
दातानित्यमनादातासर्वभूतानुकम्पकः ॥८॥

વેદના ધ્યાનમાં તેણે હમેશાં પોતાના મનથી પ્રયત્ન કર્યા કરવો, સુખ દુઃખને એકજ સરખાં ગણવાં અર્થાત્ દુઃખના સમયમાં ઘણુંજ ધૈર્ય રાખવું, કોઇની સાથે વૈર કરવું નહી. કોઇનો દ્વેષ કરવો નહી. દાન લેવાની હમેશાં ઇચ્છા રાખવી નહી અને સર્વ પ્રાણીયો ઉપર દયાભાવ રાખવો. ૮

वैतानिकंचजुहुयादग्निहोत्रंयथाविधि ॥
दर्शमस्कन्दयन्पर्वपौर्णमासंचयोगतः ॥ ९ ॥

શાસ્ત્રમાં કહેલા ત્રણ વૈતાનિક અગ્નિહોત્ર જુદા જુદા અગ્નિથી ત્હેણે કરવા તથા અમાવાસ્યા અને પૂર્ણિમાને દિવસે શ્રુતિ તથા સ્મૃતિમાં કરેલા દર્શ પૌર્ણ માસ હોમને કોઇ પણ સમયે ભુલવા નહી. ૯

ऋक्षेष्ट्याग्रायणंचैवचातुर्मास्यानिचाहरेत् ॥
उत्तरायणंचक्रमशोदाक्षस्यायनमेवच ॥१०॥

ત્રણે વર્ષની ૠતુઓ અને નક્ષત્રોના ક્રમ પ્રમાણેના બીજા પણ યજ્ઞ કર્મો તથા ઇષ્ટીયો પણ ક્રમ પ્રમાણે કરવાં જેવાં કે નક્ષત્ર ઇષ્ટી, આગ્રયણ નવસ્ય અને ચાતુર્માસ તથા ઉતરાયણ અને દક્ષિણાયન વિગેરે. ૧૦

वासंतशारदैर्मेध्यैर्मुन्यन्नैःस्वयमाहृतैः॥
पुरोडाशांश्चरूंश्चैवविधिवन्निर्वपेत्पृथक् ॥११॥

શરદઋતુ તથા વસંત ઋતુમાં પોતાની મેળે ઉત્પન્ન થયેલાં અર્થાત્ મુનિયોને માટેનાં યોગ્ય ગણાયલાં અણ ખેડેલાં ધાન્યને એકઠાં કરીને ત્હેણે પોતાને હાથે હોમ કરવાને માટેનાં પુરોડાસ તથા ચરૂ હવિને વેદના નિયમ પ્રમાણે તૈયાર કરવાં. ૧૧

देवताभ्यस्तुतद्धुत्वावन्यंमेध्यंतरंहविः ॥
शेषमात्मनियुञ्जीतलवणंचस्वयंकृतम् ॥१२॥

ઘણું પવિત્ર ધાન્યનો હોમ કર્યા પછી જે કાંઇ બાકી રહે તેમાં પોતાના હાથેજ બનાવેલા ક્ષારનુ મિશ્રણ કરીને ત્હેણે તેનો પોતાના ખાવામાં ઉપયોગ કરવો. ૧૨

स्थलजौदकशाकानिपुष्पमूलफलानिच ॥
मेध्यवृक्षोद्भवान्यद्यात्स्नेहांश्चफलसंभवान् ॥१३॥

સુકી જમીન ઉપર અથવા પાણીમાં ઉત્પન્ન થયેલાં શાકભાજી અથવા કંદમુળનો તેણે ખાવામાં ઉપયોગ કરવો તેમજ પવિત્ર વૃક્ષોનાં ફળફુલ મ્હોર વિગેરે ખાવાં અને તેલને માટે ત્હેણે હિંગોર જેવાં પવિત્ર ગણાયલા ફળને પીલવાથી નીકળતાં ચીકણાં પ્રવાહીનેજ લેવાં. ૧૩

वर्जयेन्मधुमांसंचभौमानिकवकानिच ॥
भूस्तृणंशिग्रुकंचैवश्लेष्मातकफलानिच ॥१४॥

તેણે મધ, માંસ તથા નિચિ પ્રતના ખાતરથી ઉત્પન્ન થનારાં શાકભાજીનો ત્યાગ કરવો તેમજ અન્ય દેશમાં જેને ભૂ સ્તૃણ તથા શીગૃક કહેવામાં આવે છે તે શાક પણ ખાવાં નહી અને શ્લેશ માન્તક નામના ફળનો પણ ત્યાગ કરવો. ૧૪

त्यजेदाश्वयुजेमासिमुन्यन्नंपूर्वसंचितम् ॥
जीर्णानिचैववासांसिशाकमूलफलानिच ॥१५॥

પ્રતિ વર્ષના આશ્વિન માસમાં આખા વર્ષમાં એકઠાં કરેલાં નિવાર ધાન્ય, ત્હેના જીર્ણ થઇ ગયેલાં વસ્ત્રો ચર્મો તથા શાક ભાજી–કંદમુળ. ફલફલાદિકનો ત્યાગ કરવો અર્થાત્ તે સઘળાં કાઢી નાખવાં અને નવાં એકઠાં કરવાં. ૧૫

**नफालकृष्टमश्नीयादुत्सृष्टमपिकेनचित् ॥**
**नग्रामजातान्यार्तोऽपिमूलानिचफला-**
**निच ॥ १६ ॥**

કોઇનાથી અજાણપણે નાંખેલુ ધાન્ય ખેડેલી જમીન ઉપર ઉગ્યું હોય તો તે પણ વાનપ્રસ્થીએ ખાવું નહી તેમજ ગમે તેટલો ક્ષુધાથી પીડીત હોય છતાં ગામમાં ઉગેલા ફળફળાદીનો પણ ત્હેણે આહાર કરવો નહી. ૧૬

**अग्निपक्काशनोवास्यात्कालपक्कभुगेववा ॥**
**अश्मकुट्टोभवेद्वापिदन्तोलूखलिको**
**ऽपिवा ॥ १७ ॥**

અગ્નિમાં પરીપકવ કરેલું અથવા તો કાળથી પરિપકવ થએલાં ફળનો ત્હેણે આહાર કરવો, ત્હેણે પોતાને માટેના ધાનને દળવાને માટે પથ્થરનો ઉપયોગ કરવો અથવા તો પણ ત્હેના દાંતનો ઉપયોગ કરવો.૧૭

**सद्यःप्रक्षालकोवास्यान्माससंचयिकोऽपिवा॥**
**षण्मासनिचयोवास्यात्समानिचयएववा॥१८॥**

ત્હેણે પોતાનો આહાર રોજનો રોજ મેળવવો અર્થાત્ એક દિવસનુંજ રાંધીને ખાવુ અને પોતાના વાસણ કુસણ સાફસુફ કરવાં અથવા તો એક માસનો, છ માસનો કે વર્ષનો એકઠો સંગ્રહ કરી રાખવો પરંતુ વર્ષથી વધારેને તો કરવોજ નહી કારણું કે અશ્વિન માસમાં ત્હેણે એકઠા કરેલા સર્વ ધાન્યનો ત્હેણે શાસ્ત્રના નિયમ પ્રમાણે ત્યાગ કરવો. ૧૮

**नक्तंचान्नंसमश्नीयाद्दिवावाहृत्यशक्तितः ॥**
**चतुर्थकालिकोवास्यात्स्याद्वाप्यष्टम**
**कालिकः ॥ १९ ॥**

પોતાની શકતી પ્રમાણે અન્નનો સંગ્રહ કર્યા પછી ઇચ્છા પ્રમાણે રાતના અથવા દિવસના અથવા ચોથા કાળે એટલે ત્રણ ટંકનો ત્યાગ કરીને બીજા દિવસે સાયંકાળે અથવા તો ત્રણ દિવસના ઉપવાસ કરીને ચોથા દિવસના સાયંકાળે અર્થાત્ અષ્ટમકાળે જ્યારે ત્હેને ઠીક લાગે ત્યારે ભોજન કરવું. ૧૯

**चान्द्रायणविधानैर्वाशुक्लकृष्णेचवर्तयेत् ॥**
**पक्षान्तयोर्वाप्यश्नीयाद्यवागूंक्कथितां**
**सकृत् ॥ २० ॥**

અથવા તો વાનપ્રસ્થીએ પોતાની આજીવીકા ચાંદ્રાયણ વૃત્ત કરીને ચલાવવી અર્થાત્ શુકલપક્ષમાં હમેશાં એકએક કોળીયો ઉતરતા જવું અર્થાત્ પડવેથી બીજે એક કોળીઓ ઓછો ખાવો એ પ્રમાણે ઉતરતા જવું અને કૃષ્ણા પક્ષમાં પડવે કરતાં બીજે દિવસે એક કોળીયો વધારે લેવો એ પ્રમાણે વધતાં જવું અને પૂર્ણીમા તથા અમાવાસ્યાને દિવસે એકએકજ વખત આહાર લેવો આ પ્રમાણેના વૃતને ચાંદ્રાયણ વૃત કહેલું છે. ૨૦

**पुष्पमूलफलैर्वापिकेवलैर्वर्तयेत्सदा ॥**
**कालपक्कैःस्वयंशीर्णैर्वैखानसमतेस्थितः ॥२१॥**

અથવા તો ઘણા કાળ સુધી વૃક્ષ ઉપર રહેવાથી પાકી ગયેલાં હોય અને આખરે પોતાની મેળેજ નિચે ખરી પડયાં હોય તેવાં ફળ ફળાદિકને ખાઇને અથવા તો સાધુને યોગ્ય વૈખાનસ નિયમોને અનુસરીને જીવનને ચલાવવું. ૨૧

भूमौविपरिवर्त्तेतातिष्ठेद्वाप्रपदैर्दिनम् ॥
स्थानासनाभ्यांविहरेत्सवनेषूपयन्नपः ॥२२॥

વાનપ્રસ્થ ધારણ કર્યા પછી શય્યા વિના જમીન ઉપર આમ તેમ લોટયા કરવું અથવા તે દિવસે પોતાના પગનાં આંગળાં ઉપર આખો દિવસ ઉભા રહેવું, પોતાના એકથી બીજા આસન ઉપર ઉઠબેસ કરતા રહેવું, અને દિવસના ત્રણ ભાગમાં ત્રણ વખતે સ્નાન કરવાને માટે શુદ્ધ જળ હોય ત્યાં જવું અર્થાત્ પ્રાતઃ મધ્યાન અને સાયં સમયે નહિ તળાવ અથવા નજીકના વાવ કુવા ઉપર જઇને સ્નાન કરી આવવું. ૨૨

ग्रीष्मेपञ्चतपास्तुस्याद्वर्षास्वभ्रावकाशिकः ॥
आर्द्रवासास्तुहेमन्तेक्रमशोवर्धयंस्तपः ॥२३॥

પોતાના તપોબળને વૃદ્ધિ પમાડવાને માટે ત્હેણે ગ્રીષ્મઋતુમાં પંચાગ્નિ વચ્ચે બેસવું અને તપ કરવું અર્થાત્ માથા ઉપર મધ્યાનના સૂર્યનો પ્રચંડ તાપ પડતા હેવો અને આસપાસ ચારે બાજુએ ચાર અગ્નિ પ્રગટવા તેમજ વર્ષાઋતુમાં જ્યારે વરસાદ પડતો હોય ત્યારે છતર ( છત્રી ) વીગેરે કાંઇ પણ રક્ષણ થવાના સાધન વિના ખુલ્લા વરસાદમાં ઉભા રહેવું અને હેમંત ઋતુમાં શરદી વધારે હોય ત્યારે ભિના વસ્ત્રને ધારણ કરીને ઉભા રહેવું એ પ્રમાણે ઉત્તરોત્તર પોતાના તપમાં વધારો થતો જાય તેમ કરવું. ૨૩

उपस्पृशंस्त्रिषवणंपितॄन्देवांश्चतर्पयेत् ॥
तपश्चरंश्चोग्रतरंशोषयेद्देहमात्मनः ॥ २४ ॥

દિવસના ત્રણ સવત સમયે અર્થાત્ પ્રાતઃ મધ્યાન્હ અને સાયં સમયે જ્યારે તે સ્નાન કરવાને માટે જાય ત્યારે ત્હેણે દેવતાઓ, ઋષિયો તથા પિતરોને તરપણ આપવું અને ઘણાંજ ઉગ્ર તપ કરીને પોતાના દેહને ઘણોજ શુષ્ક કરી નાંખવો અર્થાત્ વાનપ્રસ્થના આશ્રમમાં દેહને કષ્ટ આપવું અર્થાત્ દમીદમીને અંતે દેહનો અંત આણી સ્વર્ગમાં જવું. ૨૪

अग्नीनात्मनिवैतानान्समारोप्ययथाविधि ॥
अनग्निरनिकेतःस्यान्मुनिर्मूलफलाशनः॥२५॥

પછી વાનપ્રસ્થના નિયમ પ્રમાણે ભસમને પાણીમાં પીંગાળીને પીવી અને તેથી કરીને હોમ યજ્ઞકર્મ કરવાનાં શ્રોત્ર અગ્નિને બ્હાર પ્રગટ કરીને પોતાના ઘરના અર્થાત્ લૌકીક અગ્નિ તેમજ ઘરનો ત્યાગ કરીને મૌનવૃત ધારણ કરીને ફલાહાર કરીને અથવા તો નિવાર ધાન્ય ખાઇને જીવવું. ૨૫

अप्रयत्नःसुखार्थेषुब्रह्मचारीधराशयः ॥
शरणेष्वममश्चैववृक्षमूलनिकेतनः ॥ २६ ॥

ત્હેણે સુખ ભોગનાં સાધનો મેળવવાને માટે કાંઇ પણ પ્રયાસ કરવો નહી અર્થાત્ સારાં સારાં ભોજન બનાવીને જમવામાં કે સારાં સારાં સ્વાદિષ્ઠ ફળો શોધી લાવીને ખાવામાં બીલકુલ શ્રમ કરવો નહી અને તાપ તડકાથી તેમજ ટાઢથી પોતાના શરીરને રક્ષણ કરીને સુખી કરવાને માટે પણ પ્રયત્ન કરવા નહી, સ્ત્રીનો સંગ અથવા સ્ત્રીની સાથે ધર્મ અને કર્મ કાર્ય રહીતનું ભાષણ કરવું નહી, કોઇ પણ પાથર્યા વિના ભૂમી ઉપર શયન કરવું, પોતાના રહેઠાણની ઘણી મમતા રાખવી નહી અર્થાત્ ત્હેને રહેવાની પણ કુટીલમાં બધું ઠીકઠીક જોઇએજ તેવી ચોકસાઇ કરવી નહી પણ કોઇ પણ વૃક્ષ તળે વાસ કરવો. ૨૬

तापसेष्वेवविप्रेषुयात्रिकंभैक्षमाहरेत् ॥
गृहमेधिषुचान्येषु द्विजेषुवनवासिषु ॥ २७ ॥

પોતાના પોષણ જેટલું ત્હેણે વનમાં વસનારા બીજા વાનપ્રસ્થીઓ પાસેથી ભિક્ષા તરીકે માગી લાવવું અને જો ત્હેમની પા-

સેથી કાંઇ પણ ન મળે તોજ વનમાં રહેનાર દ્વિજ ગૃહસ્થીઓ પાસેથી માગી લાવવું. ૨૭

ग्रामादाहृत्यवाश्नीयादष्टौग्रासान्वनेवसन् ॥
प्रतिगृह्यपुटेनैवपाणिनाशकलेनवा ॥ २८ ॥

અથવા તો વાનપ્રસ્થીએ ગામમાંથી ભિક્ષા માગી લાવવી પણ તે ભિક્ષા ત્હેણે પાંદડાંના બનાવેલા પત્રાળામાં અથવા પડીયામાં લાવવી કે પોતાના હાથમાં અથવા ભાગેલા તુટેલા માટીના વાસણમાં લાવવી અને ત્હેમાંથી ફક્ત આઠજ ગ્રાસ ( કોળીયા ) ખાવા. ૨૮

एताश्चान्याश्च सेवेतदीक्षाविप्रोवनेवसन् ॥
विविधाश्चौपनिषदीरात्मसंसिद्धये
श्रुतीः ॥ २९ ॥

વાનપ્રસ્થ જેણે ગ્રહણ કર્યું હોય તેવા બ્રાહ્મણે આ કહ્યા તે તેમજ શાસ્ત્રમાં કહેલા અન્ય સર્વ નિયમોને ખંતથી પાળવા તેમજ પોતાના પંડને આત્માથી અર્થાત્ બ્રહ્મથી જાણીતો કરવાને માટે ત્હેણે હમેશાં ઉપનિષદોમાં જણાવેલી શ્રુતિ તથા પ્રમાણોનું અધ્યયન કરવું અને અર્થ સમજવા. ૨૯

ऋषिभिर्ब्राह्मणैश्चैवगृहस्थैरेवसेविताः ॥
विद्यातपोविवृद्ध्यर्थंशरीरस्यचशुद्धये ॥३०॥

તેમજ જે જે ગ્રંથો રૂષિયો અને ગૃહસ્થીઓ પોતાના જ્ઞાનને વધારવાને માટે અને તપની વૃદ્ધિને માટે વાંચતા હોય તે સઘળા ગ્રંથો ત્હેણે પણ બ્રહ્મનું જ્ઞાન મેળવવાને માટે ખુબ ધ્યાનથી વાંચવા અને સમજવા. ૩૦

अपराजितांवास्थायव्रजेद्दिशमजिह्मगः ॥
आनिपाताच्छरीरस्ययुक्तोवार्यनिलाशनः ॥ ३१ ॥

વાનપ્રસ્થીને જેનિ ચિકિત્સા ન થઇ શકે અર્થાત્ અસાધ્ય રોગ લાગુ પડયો હોય તો ત્હેણે અપરાજીતા ઇશાન દિશા તરફ શીધા ચાલ્યા જવું અને જ્યાં સુધી દેહ ક્ષીણ થઇને પડે નહી ત્યાં સુધી અર્થાત્ મરણ આવે ત્યાં સુધી ફક્ત પવન અને પાણીનોજ આશ્રય લેવો અર્થાત્ તે ખાઇનેજ દેહ ટકાવવો. આ પ્રમાણેના મરણ વિધિને શાસ્ત્રમાં મહાપ્રસ્થાન મરણ એવી સંજ્ઞા આપેલી છે અને જે સર્વ પ્રકારનાં મરણ કરતાં ઘણુંજ શ્રેષ્ઠ છે. ૩૧

आसांमहर्षिचर्याणांत्यक्त्वान्यतमयातनुम् ॥
वीतशोकभयोविप्रोब्रह्मलोकेमहीयते ॥३२॥

ઉપર પ્રમાણેનાં દેહ પાડવાનાં જે જે અનુષ્ઠાનો મહર્ષિયો કરી ગયેલા છે ત્હેમાંનાં કોઇથી પણ જે બ્રાહ્મણ ( દ્વીજ ) પોતાના દેહનો અન્ત આણે છે તે ભય અને ત્રાસથી વિરક્ત હોઇને મરણ પછી અભય મોક્ષને મેળવે છે. ૩૨

वनेषुचविहृत्यैवंतृतीयंभागमायुषः ॥
चतुर्थमायुषोभागंत्यक्त्वासंगान्परि
व्रजेत् ॥ ३३ ॥

ઉપર પ્રમાણેનો અવસ્થાનો ત્રીજો આશ્રમ પાળ્યા પછીનો ચોથો આશ્રમ જે સંન્યાસ તે દુનિયાના સર્વ પદાર્થોનો ત્યાગ કરવામાં ગણાય છે તે સ્વીકારીને ત્હેમાં બ્રાહ્મણે અર્થાત્ સન્યાસ લેનારે ઉગ્ર તપ કરીને દેહનો અન્ત આણવો જેથી મરણ પછી ત્હેને અભયસ્થાન મળે છે અર્થાત્ તે પોતે બ્રહ્મમાંજ મળી જાય છે. ૩૩

आश्रमादाश्रमंगत्वाहुतहोमोजितेन्द्रियः ॥
भिक्षाबलिपरिश्रान्तःप्रव्रजन्प्रेत्यवर्धते ॥३४॥

ઉતરોત્તર એક પછી બીજા એમ ત્રણ

આશ્રમને ભોગવ્યા પછી અર્થાત્ જેણે બાલ્યાવસ્થામાં બ્રહ્મચર્યાવસ્થા પાળી હોય અને ત્હેના સંબંધી વેદોક્ત નિયમો પાળ્યા હોય અને ધર્મ કર્મો કર્યા છે, પછી ગૃહસ્થીના ધર્મને પાળ્યા હોય અને ત્હેને માટે પણ શ્રુતિમાં કહેવામાં આવ્યા હોય તેવાં સર્વ યજ્ઞ કર્મો કર્યાં હોય અને ત્યાર પછી વૃદ્ધાવસ્થાનાં ચિન્હો જણાયા પછી જેણે વનવાસ ધારણ કર્યો હોય અને ત્યાં પોતાની યથા શક્તી અભ્યાગતોને ભિક્ષા દાન આપ્યાં હોય હોમકર્મ કર્યાં હોય અને જીતેંદ્રિય રહીને તે આશ્રમ પૂર્ણ કર્યા પછી વધારે વખત તે જારૂ રાખવાને કંટાળતો હોય ત્હેણે સન્યાસ ધારણ કરવો કારણ કે ત્હેના સન્યસ્થ લેવાથી તે મોક્ષને મેળવે છે. ૩૪

ऋणानित्रीण्यपाकृत्यमनोमोक्षेनिवेशयेत् ॥
अनपाकृत्यमोक्षंतुसेवमानोव्रजत्यधः ॥ ३५ ॥

ત્રણ પ્હેલાના આશ્રમોને બરાબર પાળ્યા પછી જે સન્યસ્થ–મોક્ષનો આશ્રમ લેવાને માટે માણસને અધિકાર છે અર્થાત્ સન્યસ્થ ધારણ કરતા પ્હેલા ત્હેણે પ્હેલા ત્રણ આશ્રમોનાં રૂણ અર્થાત્ દેવામાંથી મુક્ત થવું જોઈએજ અને જો તે ત્રણ આશ્રમો પાળ્યા વિનાજ ચોથા આશ્રમમાં પ્રવેશ કરે છે તો તે પોતાને અધિકાર ન હોવાથી દોષને પામે છે અને ત્હેના પરિણામે મૃત્યુ પછી નર્કમાં જાય છે. ૩૫

अधीत्यविधिवद्वेदान्पुत्रांश्चोत्पाद्यधर्मतः ॥
इष्ट्वाचशक्तितोयज्ञैर्मनोमोक्षेनिवेशयेत् ॥३६॥

ઉપર કહ્યાં તે ત્રણ દેવાં–રૂણ તે નિચે પ્રમાણેનાં સમજવાં પ્હેલું રૂણ તે દેવતાઓનું છે અને તે દેવામાંથી માણસ વેદાભ્યાસથી મુકત થાય છે અને તે તે ઘણી સારી રીતે પોતાની બાલ્યાવસ્થામાં બ્રહ્મચર્યે પાળીને કરી શકે છે બીજુ રૂણ પીતરોનું છે જેમાંથી તે સંતતી ઉત્પન્ન કરવાથી મુકત થાય છે અને આ દેવામાંથી વિદોકતનિય માનુસાર પોતાનીજ ભાર્યામાં રતી રાખવાથી તે દૂર થઇ શકે છે અર્થાત ગૃહસ્થાશ્રમમાં કરી શકે છે ત્રીજુ રૂણ તે રૂષિયોનું છે જેમાંથી તે શ્રુતિના નિયમો પ્રમાણે હોમ કર્મ કરવાથી મુકત થાય છે આ પ્રમાણેના ત્રણ આશ્રમના ત્રણ રૂણમાંથી મુકત થયા પછીજ ત્હેણે મોક્ષને પમાડનારા તેવા સન્યસ્થનો સ્વીકાર કરવો. ૩૬

अनधीत्यद्विजोवेदाननुत्पाद्यतथासुतान् ॥
अनिष्ट्वाचैवयज्ञैश्चमोक्षमिच्छन्व्रजत्यधः ॥ ३७ ॥

જે દ્વિજ ઉપર પ્રમાણેના ત્રણ જુદા જુદા આશ્રમોના રૂણને પતાવ્યા વિનાજ ચોથા આશ્રમનો સ્વીકાર કરે છે અર્થાત મોક્ષ મેળવવાને માટે પ્રયત્ન કરે તે પોતાના અનાધિકારને લીધે પાપમાં પડે છે અને મૃત્યુ પછી નરકમાં જાય છે. ૩૭

प्राजापत्यांनिरूप्येष्टिंसर्ववेदसदक्षिणाम् ॥
आत्मन्यग्नीन्समारोप्यब्राह्मणःप्रव्रजेद्गृहात् ॥ ३८ ॥

બ્રહ્મા અર્થાત્ પ્રજાપતિ જેના અધિષ્ઠાતા છે તેવા ઇષ્ટિ નામના હોમ કર્મ ને કરીને પોતાની પાસે જે કાંઇ સ્થાવર જંગમ મિલકત હોય ત્હેને યજુર્વેદમાં કહ્યા પ્રમાણે યજ્ઞની દક્ષીણા તરીકે આપ્યા પછી હોમનાજ અગ્નિઓ પોતાના અંતરમાં સ્થાપન કર્યા પછી દ્વિજે પોતાના ગૃહસ્થાશ્રમનો ત્યાગ કરવો અને વાનપ્રસ્થ લેવું અર્થાત્ તે આશ્રમ બરાબર પાળ્યા પછી સન્યસ્થ લેવો જેથી મોક્ષને પમાય. ૩૮

योदत्त्वासर्वभूतेभ्यःप्रव्रजत्यभयंगृहात् ॥
तस्यतेजोमयालोकाभवन्तिब्रह्मवादिनः ॥३९॥

ચરાચર સર્વેને અભયનું વચન આપ્યા પછી અર્થાત્ હવેથી પૃથ્વીના કોઇ પણ પ્રાણી માત્રને વિના કારણ ઉપાધી કરવી નહી તેમજ સુખ દુઃખને સમાન ગણીને પોતાના શેષ રહેલા આયુને પુર્ણ કરવું એવી પ્રતિજ્ઞા કરીને જે દ્વિજ પોતાના ગૃહસ્થી ધર્મનો ત્યાગ કરેછે અને હમેશાં વેદનામંત્રોચ્ચાર કરીનેજ કાળક્રમણ કરે છે તે ત્હેના પૂણ્યના પ્રભાવથી કરીને સૂર્ય વિગેરે તેજસ્વી તત્વોના પ્રકાશ વિના પોતાના પ્રાબલ્યથી પ્રકાશીત હીરણ્ય ગર્ભ બ્રહ્મ લોકમાં વાસ કરે છે. ૩૯

यस्मादण्वपिभुतानांद्विजान्नोत्पद्यतेभयम् ॥
तस्यदेहाद्विमुक्तस्यभयंनास्तिकुतश्चन ॥४०॥

જે માણસે મનુષ્યદેહ ધારણ કર્યા પછી કોઇ પણ પ્રાણીને સ્હેજ સાહજ પણ ઇજા કરી નથી તેને મરણ પછી કોઇ પણ દિશામાંથી કાંઇ પણ ભય થતો નથી અર્થાત્ પોતે વર્તમાનકાળમાં આપેલા અભયને લીધે ભવિષ્યમાં મૃત્યુ પછી ત્હેને પણ અભય મળે છે. ૪૦

आगारादभिनिष्क्रान्तःपवित्रोपचितोमुनिः॥
समुपोढेषुकामेषुनिरपेक्षःपरिव्रजेत् ॥४१॥

ગૃહસ્થીએ ગૃહસ્થાશ્રમનો ત્યાગ કરીને ઘરમાંથી નિકળતી વખતે પોતાની પાસે એક પવિત્ર દંડ અને કમંડલ રાખવા જોઇએ અને પોતે સાધારણ પણ સ્વચ્છ વસ્ત્ર ધારણ કરવું તથા મૌન રાખીને પોતાની ઇચ્છા પ્રમાણે વેદનું મનન કરતાં જ્યાં જવું હોય ત્યાં જવું અને ત્હેણે મોજશોખની આશા રાખવી નહી તેમજ તેવા મોજશોખના ભોગ વિલાસના પદાર્થો અર્પણ કરવામાં આવે તો તે સ્વિકારવા પણ નહી કારણ કે તેમ કરવાથી ત્હેના વ્રતનો ભંગ થાય છે. ૪૧

एकएवचरेन्नित्यंसिद्ध्यर्थमसहायवान् ॥
सिद्धिमेकस्यसंपश्यन्नजहातिनहीयते ॥४२॥

જે ગૃહસ્થીએ ગૃહસ્થાશ્રમનો ત્યાગ કર્યો છે ત્હેણે વનમાં પડે એકલાજ જવું કારણ કે સર્વ સંગથી વિરક્ત હોય છે ત્હેનેજ મોક્ષ મળે છે એ ધ્યાનમાં રાખવું, ત્હેણે પોતાના પુત્ર વિગેરે સંબંધીયોને સમજાવીને તથા ખુશ કરીને ત્યાગ કરવો તેમજ પોતે અસહાય વાન અર્થાત્ પોતાના મિત્રો વિગેરેને પણ તજી ને એટલે કોઇની પણ સહાય વિના એકલાજ વનમાં જવું પરંતુ પોતે કાંઇ સર્વથી દ્વેષભાવથી તજાયલો હોવો જોઇએ નહી તેમજ પોતે પોતાના સંબંધીયોને પણ દ્વેષભાવથી તજવાં જોઇએ નહી આવો માણસ જે બધી બાજુએથી માયા અને મમતા રહીત હોય છે ત્હેનેજ મોક્ષ મળે છે. ૪૨

अनग्निरनिकेतःस्याद्ग्राममन्नार्थमाश्रयेत् ॥
उपेक्षकोऽसंकुसुकोमुनिर्भावसमाहितः ॥४३॥

ત્હેણે પોતાના ગૃહ અગ્નિને પાળવો નહી અર્થાત્ ઘરમાં રહેવું નહી, ગામમાં ભિક્ષાને માટે જવું હોય તો જવું, કોઇ પણ રોગ થાય તો તેહેને નિવારવાને માટે ઉપાય કરવાના મનમાં સંકલ્પ વિકલ્પ કરવા નહી. બુદ્ધિ સ્થિર કરવી અને મનને મૌન ધારણ કરી કેવળ પરબ્રહ્મની ભકિત અને ધ્યાનમાંજ લીન કરવું. ત્હેણે પોતાનો બધો વખત વનમાંજ ગાળવો ફકત ભિક્ષાના કારણેજ ગામમાં આવવું અને તટલો વખત આવીને પાછા વનમાં જવું. ૪૩

कपालंवृक्षमुलानिकुचेलमसहायता ॥
समताचैवसर्वस्मिन्नेतन्मुक्तस्यलक्षणम् ॥४४॥

જેણે વાનપ્રસ્થ ધારણ કર્યું છે ત્હેણે નિચે પ્રમાણેના લક્ષણ–ચિન્હ રાખવાં જોઇએ, ભિક્ષાપાત્રને માટે માટીનું બનાવેલું કોડીયું અથવા તેવું કાંઇ બીજુ વાસણ રાખવું પોતાને રહેવાની જગ્યાને માટે વૃક્ષોનાં મૂળ તેમજ વસ્ત્રમાં કોપીનને રાખવાં જોઇએ અને સ્થાવર જંગમ સૃષ્ટીમાં સર્વની સાથે મિત્રતા રાખવી અર્થાત્ કોઇનો પણ દ્વેષ કરવો નહી; કારણ કે ઉપર પ્રમાણેના સાધનો ત્હેને મોક્ષ મેળવવામાં સહાય કરે છે. ૪૪

नाभिनन्देतमरणंनाभिनन्देतजीवितम् ॥
कालमेवप्रतीक्षेतनिर्देशंभृतकोयथा ॥४५॥

જેવી રીતે કોઇ પણ માણસ (શેવક) પોતાના પગારને માટે માસ ક્યારે પુરો થાય ત્હેની ઘણીજ આતુરતાથી રાહ જુવે છે તેજ પ્રમાણે જેણે વનવાસ લીધેલો છે તેહેણે મૃત્યુની ઇચ્છા કરવી નહી તેમજ ઝાઝો સમય જીવવાને માટે પણ ઇચ્છા કરવી નહીં ફક્ત મરણના સમયની રાહ જોવી. ૪૫

दृष्टिपूतंन्यसेत्पादंवस्त्रपूतंजलंपिबेत् ॥
सत्यपूतांवदेद्वाचंमनःपूतंसमाचरेत् ॥ ४६॥

ચાલતી વખતે પોતાના પગતળે કાંઇ ચગદાય નહી અર્થાત્ કોઇને પોતાનો પગ વાગીને ઇજા થાય નહી અથવા તો અપવિત્ર વસ્તુનો સ્પર્શ થાય નહી તેટલા માટે તેણે પોતાની આંખોનો બરાબર ઉપયોગ કરીને પગલું ભરવું. પાણી વિગેરે પીવા કરવામાં કાંઇ મળ વા જીવજંતુ આવે નહી તેટલા માટે અણગળ પાણી પીવું નહી પણ સારા સ્વચ્છ કપડાવતી પાણીને ગળી નાંખવું અને પછી પિવાને માટે ઉપયોગમાં લેવું, હમેશાં સત્ય ભાષણ કરવું અને મનમાં કોઇ પણ જાતના માઠા વિચાર આવવા દેવા નહી તે પ્રમાણે પોતાના દરેક કામમાં મનવાણી અને કર્મથી પવિત્ર રહેવું. ૪૬

अतिवादांस्तितिक्षेतनावमन्येतकंचन ॥
नचेमंदेहमाश्रित्यवैरंकुर्वीतकेनचित् ॥४७॥

પોતે સહનશીલ થવું અર્થાત્ કોઇ કાંઇ કઠોર વચન કહી જાય તો પણ તે સાંભળી રહેવું પણ ત્હેના સામો પાછો તેવોજ કઠોર ઉતર આપવો નહી, કોઇનું અપમાન કરવું નહી, અને દેહ જે ક્ષણભંગુર છે. તેને થતા રોગને નિવારવાના ઉપાયો કરવા નહી તેમજ તેને માટે અન્ય કોઇ પણ માણસની સાથે વૈર કરવું નહી. ૪૭

क्रुध्यन्तंनप्रतिक्रुध्येदाक्रुष्टःकुशलंवदेत् ॥
सप्तद्वारावकीर्णांचनवाचमनृतांवदेत् ॥४८॥

કોઇ ક્રોધ કરતાં આવે તો તેના સામે ક્રોધ યુક્ત વચનો કાઢવાં નહી પણ પોતે શાંત રહીને ત્હેને મધુર ભાષણ વડે શાન્ત પાડવાને માટે શ્રમ લેવો, કોઇ શ્રમ દે અર્થાત્ ત્હેને ગાળ દે તો વનવાસ ધારણ કર્યો હોય ત્હેણે પેલાને ગાળ ન દેવી પણ આશીર્વાદ આપવો, કોઇની નિંદા કરવી નહી તેમજ કોઇ નિંદા કરતો આવે તો સાંભળવી પણ નહી. વાણીના જે પાંચ દ્વારો પંચેન્દ્રિયો અને બીજા બે મન અને બુદ્ધિ મળીને સાત દ્વારો કહ્યાં તે માર્ગે વિષયને સંબંધ ધરાવતા કાંઇ વિચાર વા ભાષણ કરવાં નહી કેવળ બ્રહ્મમાંજ મનને લિન કરી નાંખવું. ૪૮

अध्यात्मरतिरासीनोनिरपेक्षोनिरामिषः ॥
आत्मनैवसहायेनसुखार्थीविचरेदिह ॥४९॥

ત્હેણે હમેશાં બ્રહ્મમાંજ ધ્યાન લગાડવું અને યોગ શાસ્ત્રમાં કહેલાં સ્વસ્તિક વિગેરે આસનોમાં સ્થાન કરીને બેસવું તેમજ પોતાનાજ સ્થાવર મિત્રો (કમંડલુ અને દં-

ઠ)ને પાસે રાખતાં અપેક્ષા રહિત રહેવું તેમજ નિરામિષ અર્થાત્ વિષયોથી તદન વિરકત રહેવું અને પોતાનાજ પંડની માત્ર સહાય લઇને અર્થાત સ્વતંત્રપણે જ્યાંસુધી દેહ ટકે ત્યાં સુધી વરતવું. ૪૯

नचोत्पातनिमित्ताभ्यांननक्षत्राङ्गविद्यया ॥
नानुशासनवादाभ्यांभिक्षांलिप्सेतकर्हिचित् ॥ ५० ॥

વાનપ્રસ્થ લીધા પછી ભિક્ષા મેળવવાને માટે કોઇ પણ કાળે તેણે ભૂકંપથી ને અકસ્માત વગેરેથી શા શા બનાવો બનશે તે કહેવું નહી અથવા તો નક્ષત્રો ઉપરથી થનાર પરિણામો તેમજ સામુદ્રિક શાસ્ત્રથી અર્થાત્ હાથ જોઇને કાંઇ પણ લેવું નહી તેમજ શાસ્ત્રના સિધાંતોના અર્થ વિગેરે કહેવા એટલે કથા પુરાણ વાંચીને પણ પોતાને માટે ભિક્ષા મેળવવી નહી. ૫૦

नतापसैर्ब्राह्मणैर्वावयोभिरपिवाश्वभिः ॥
आकीर्णंभिक्षुकैर्वान्यैरागारमुपसंव्रजेत् ।५१।

ભિક્ષા માટે ત્હેણે કોઇ પણ ઘર જ્યાં ઘણા વાનપ્રસ્થ લીધેલા એકત્ર મળ્યા હોય અથવા તો ભોજન લેવાને માટે ઘણા બ્રાહ્મણો મળ્યા હોય કે જ્યાં ઘણાં કુતરાં હોય તેના ઘર આગળ જવું નહી. ૫૧

क्लृप्तकेशनखश्मश्रुःपात्रीदण्डीकुसुम्भवान् ॥
विचरेन्नियतोनित्यंसर्वभूतान्यपीडयन् ।५२।

ત્હેણે માથાના વાળ, નખ, દાઢી, મુછો, વિગેરે કઢાવી નાંખવાં અને પોતાના હાથમાં ભિક્ષાનું પાત્ર, દંડ અને કમંડલુ એટલાં લઇને પ્રાણીને ઇજા કર્યા વિના સ્વેચ્છાએ બ્રહ્મનિષ્ઠ થઇને ગમે તેમ જવું. ૫૨

अतैजसानिपात्राणितस्यस्युर्निर्व्रणानिच ॥
तेषामद्भिःस्मृतंशौचंचमसानामिवाध्वरे ।५३।

સુવર્ણ વિગેરે તેજસ્વી ધાતુઓ શિવાયની ધાતુઓનું બનેલુ સન્યાસીને માટેનું ભિક્ષા પાત્ર હોવું જોઇએ કારણ તેવા પાત્રનું યજ્ઞ કર્મને માટેનાં વાસણો વિગેરે જેવી રીતે નિર્મળ પાણીથી ધોવાથી પવિત્ર થાયછે તેમ પવિત્ર થઇ શકે છે. ૫૩

अलाबुंदारुपात्रंचमृन्मयंवैदलंतथा ॥
एतानियतिपात्राणिमनुःस्वायंभुवोऽब्रवीत् ॥ ५४ ॥

સ્વાયંભુ મનુએ કહેલુ છે કે સન્યાસીઓને માટેનાં ભિક્ષાનાં પાત્રો તુમડાં, લાકડાનાં બનાવેલાં, માટીનાં બનાવેલાં અથવા તો પત્રોના બનાવેલાં હોવાં જોઇએ. ૫૪

एककालंचरेद्भैक्षंनप्रसज्जेतविस्तरे ॥
भैक्षेप्रसक्तोहियतिर्विषयेष्वपिसज्जति ।।५५।।

ત્હેણે પોતાના જીવનના આધારને માટેજ ભોજન કરવું માટે એકજ વખત ભિક્ષા માગી ત્હેનો પાક કરીને જમવું. કારણ કે બે વખત જે યતિ જમે છે ત્હેનામાં વધારે ખાવાથી પ્રધાન ધાતુની વૃદ્ધિ થાય છે અને ત્હેના પરિણામે રતિની વાસના વધવાથી કદાચ તે સન્યસ્થના પોતાના વૃતમાંથી ખશી જાય તેવો સંષય રહેછે માટે તે શંકાથી દુર રહેવાને માટે સંન્યાસીએ હમેશાં એક વખત ભોજન કરવું જોઇએ. ૫૫

विधूमेसन्नमुसलेव्यङ्गारेभुक्तवज्जने ॥
वृत्तेशरावसंपातेभिक्षांनित्यंयतिश्चरेत् ।।५६।।

સન્યાસિએ જ્યારે કોઇ પણ ઘર આગળ રસોઇનો ધુમાડો જણાતો ન હોય અથવા ઘરમાંથી રંધાતા હોય તેવા પદાર્થોની વાસ ન આવતી હોય, તેમજ પરા (મુસળી)ના ખાંડવાના ધબકારા પણ સંભળાતા ન હોય અને રસોઇ કરવાને માટેનો અગ્નિ પણ હોલવી નાખવામાં આવ્યો હોય

ચુલા અબોટ થઇ ગયા હોય. સર્વ ગૃહસ્થો અર્થાત્ ઘરના સર્વ માણસો જમી પરવાર્યા હોય અને અજીઠાં વાસણો પુનઃ શુદ્ધ કરવાને માટે કાઢવામાં આવતાં હોય ત્યારેજ માત્ર ભિક્ષા માગવી અને જો ભિક્ષા મળે તેમ હોય તો ત્યાં ભિક્ષા લેવી. ૫૬

अलाभेनविषादीस्याल्लाभेचैवनहर्षयेत् ॥
प्राणयात्रिकमात्रःस्यान्मात्रासंगाद्विनिर्गतः५७

ભિક્ષા માગવા ગયો હોય ત્યાં ત્હેને ભિક્ષા ન મળે તો તેથી દિલગીર ન થવું અને જો મળે તો તેથી ત્હેણે હર્ષ પામવો પણ ન જોઇએ. જો મળે તો પોતાના પ્રાણના રક્ષણને માટે જોઇએ તેટલી ભિક્ષા લેવી. દંડ કમંડલ અથવા ભિક્ષા પાત્રમાં આ ખોટું છે માટે નહી લઉં અને આ સારૂં છે માટે લેઉં તેવું કાંઇ કરવું નહી અર્થાત્ બધું એકજ સરખુ ગણવું. ૫૭

अभिपूजितलाभांस्तुजुगुप्सेतैवसर्वशः ॥
अभिपूजितलाभैश्चयतिर्मुक्तोऽपिबध्यते ।५८।

જ્યાં આગળ ભિક્ષા મળે ત્યાં પોતાનો આદરસત્કાર કરાવવો નહી, અર્થાત્ ભિક્ષા આપનારની પાસે પૂજનવિધિ વિગેરે કરાવવો નહી કારણ કે તેવાં પૂજન વિગેરે કરવા દેવાથી સંન્યાસીને પૂજન કરીને ભિક્ષા આપનારના ઉપર સ્નેહ ઉત્પન્ન થાય છે અને ત્હેના પરિણામે પોતે સંસારથી મુક્ત હોવા છતાં પૂનઃ બંધનમાં પડે છે અને સંસારના જન્મ મરણનાં દુઃખ ભોગવવાં પડે છે. ૫૮

अल्पान्नाभ्यवहारेणरहःस्थानासनेनच ॥
ह्रियमाणानिविषयैरिन्द्रियाणिनिवर्तयेत् ५९

સંન્યાસીએ થોડી ભિક્ષા કરીને એકાંતમાં વાસ કરવો અને ત્યાં આગળ ભિક્ષાના અથવા તો અન્ય કોઈ કારણથી જે વિષયની ઇંદ્રિયો પ્રદિપ્ત થઇ હોય તેને વશ કરવી અર્થાત્ વિષયમાંથી પાછી હઠાવવી. ૫૯

इन्द्रियाणांनिरोधेनरागद्वेषक्षयेणच ॥
अहिंसयाचभूतानाममृतत्वायकल्पते ॥६०॥

કારણ કે પોતાની ઇંદ્રિયો ઉપર બરાબર સંયમ રાખવાથી, તેમજ સ્નેહ અને દ્વેષની અવગણના કરવાથી અને કોઇ પણ પ્રાણીને ઇજા ન કરવાથી સંન્યાસીને મરણ પછી મોક્ષ મળે છે. ૬૦

अवेक्षेतगतीर्नृणांकर्मदोषसमुद्भवाः ॥
निरयेचैवपतनंयातनाश्चयमक्षये ॥६१॥

શાસ્ત્રમાં જે કર્મો કરવાની મના કરેલી છે તેવાં કર્મો કરવાથી મૃત્યુ પછી પ્રાણી તે પાપકર્મોના દોષને લીધે તે નિચ યોનિમાં જન્મ પામે છે તથા અઘોર નર્કમાં પડે છે અને યમલોકમાં ત્હેમની શીક્ષાને લીધે તરવારના તીવ્ર ઘા જેવાં જે જે દુઃખો પ્રાણીયોને સહન કરવા પડે છે ત્હેનુ સન્યાસીએ ચિંતવન કરવું. ૬૧

विप्रयोगंप्रियैश्चैवसंयोगंचतथाप्रियैः ॥
जरयाचाभिभवनंव्याधिभिश्चोपपीडनम् ६२

તેમજ પોતાનાં વ્હાલાંનો વિયોગ થતાં શું દુઃખ ઉત્પન્ન થાય તે તથા અનિષ્ટ અર્થાત્ જેની આપણને ઇચ્છા ન હોય અથવા જે આપણને અપ્રિય હોય તે મળતાં શું થાય છે અને વૃદ્ધાવસ્થામાં રોગથી પીડા પામતાં અશક્તી આવી જાય છે ત્યારે ઔષધ વિગેરે લેતાં કેટલો કંટાળો આવે છે તે સઘળાંનું પણ ત્હેણે ચિંતવન કરવું. ૬૨

देहादुत्क्रमणंचास्मात्पुनर्गर्भेचसंभवम् ॥
योनिकोटिसहस्रेषुसृतीश्चास्यान्तरात्मनः ६३

તેમજ દેહનો અંત આવે છે ત્યારે અર્થાત્ પ્રાણ ત્યાગ કરતાં માણસને કેટલું દુઃખ

થાય છે, તેમજ મૃત્યુ પછી પાછો જ્યારે ગર્ભમાં વાસ કરવો પડે છે અને ત્યાં પ્રસવ થતાં સુધી રહેતાં કેટલી પીડા ખમવી પડે છે અને ત્યાર પછી એક પછી બીજો અવતાર તેમ કરોડો યોનીમાં જન્મ મરણનો ફેરો ફરતાં પ્રાણીને કેટલું બધું સહેવું પડે છે તે સર્વનો ત્હેણે વિચાર કરવો. ૬૩

अधर्मप्रभवंचैवदुःखयोगंशरीरिणाम् ॥
धर्मार्थप्रभवंचैवसुखसंयोगमक्षयम् ॥६४॥

દુનિયામાં જન્મ પામ્યા પછી પ્રાણી પોતાની કરણી કેવી રીતે પાર ઉતરે છે અર્થાત્ જે કર્મ કરવાને માટે ત્હેને શાસ્ત્રમાં મના કરેલી છે તે કરવાથી ત્હેને શું શું દુઃખ ખમવું પડે છે અને જે યોગ્ય કર્મ અર્થાત્ ધર્મનાં કામ જે ત્હેને કરવાને લાયકનાં છે તે કરવાથી તેને શું લાભ મળે છે અર્થાત્ જે મોક્ષ મળે છે ત્હેનો પણ ત્હેણે વિચાર કરવો. ૬૪

सूक्ष्मतांचान्ववेक्षेतयोगेनपरमात्मनः ॥
देहेषुचसमुत्पत्तिमुत्तमेष्वधमेषुच ॥ ६५ ॥

બ્રહ્મમાંજ પોતાના મનને લીન કરીને અર્થાત્ સમાધીવડે બ્રહ્મને ઓળખવો ત્હેના સુક્ષ્મ સ્વરૂપને જાણવું અને આપણાં શા શા કર્મોના પરિણામે મૃત્યુ પછી ઉતમ વા અધમ યોનિમાં ફરીને જન્મ ધારણ કરવો પડે છે ત્હેનો વિચાર કરવો. ૬૫

दूषितोऽपिचरेद्धर्मंयत्रतत्राश्रमेरतः ॥
समःसर्वेषुभूतेषुनलिङ्गंधर्मकारणम् ॥ ६६॥

કોઈ પણ આશ્રમમાં હોવા છતાં માણુસે પોતાનો આશ્રમ બરાબર પાળવો જોઇએ અને પ્રાણી માત્ર તરફ દયાની લાગણીથી જોવું જોઇએ. આશ્રમનાં ચિન્હ ન ર્ક્યા તો કાંઈ નહી કારણ કે ચિન્હ તે ધર્મ નથી અર્થાત્ સન્યાસી દંડ, કમડલુ વિગેરે વિનાનો હોય તો પણ ત્હેણે પોતાનો જે સન્યસ્થનો ધર્મ છે તે બરાબર પાળવો જોઇએ. ૬૬

फलंकतकवृक्षस्ययद्यप्यम्बुप्रसादकम् ॥
ननामग्रहणादेवतस्यवारिप्रसीदति ॥६७॥

કતક નામના વૃક્ષના ફળથી મલીન પાણી શુદ્ધ થાય છે એમ જાણીને કોઇ માણુસ કતક નામનો ઉચ્ચાર માત્ર કરીને કાંઇ પાણીને શુદ્ધ બનાવી શકતો નથી પરંતુ જ્યારે તે ફલને પ્રાપ્ત કરે છે અને ત્હેને પાણીમાં નાંખે છે ત્યારેજ તે પાણી સ્વચ્છ થાય છે તેજ પ્રમાણે સન્યસ્થમાં દંડ, કમંડલું ઇત્યાદિની જરૂર છે માટે તે ધારણ કરવાં અને તેમ કર્યાથીજ માત્ર તે ધારણ કરનારે સન્યસ્થ લીધું છે અને ચોખ્ખો સંન્યાસી છે એમ કહેવાય નહી પણ તેમ કર્યા પછી શાસ્ત્રના ત્હેના આશ્રમના સંબંધના નિયમોને જે અનુસરતો હોય તેજ શુદ્ધ સન્યાસી કહેવાય પછી કદાચ ત્હેણે ચિન્હ ધારણ કર્યા હોય કે ન કર્યા હોય–વસ્તુતઃ ત્હેણે આશ્રમના નિયમોનું ઉલંઘન કરવું જોઇએ નહી. ૬૭

संरक्षणार्थंजन्तूनांरात्रावहनिवासदा ॥
शरीरस्यात्ययेचैवसमीक्ष्यवसुधांचरेत् ।६८।

જીવજંતુઓના રક્ષણને માટે સન્યાસીએ રાત્રે તેમજ દિવસે ચાલતી વખતે બરાબર જમીન તરફ દ્રષ્ટી રાખીનેજ ચાલવું કદાચ તેમ કરવામાં ત્હેના શરીરને અડચણ થાય તો પણ જીવજંતુઓની રક્ષા કરવાનો જે ત્હેનો ધર્મ છે તે ત્હેણે પાળવોજ જોઇએ. ૬૮

अह्नारात्र्याचयाञ्जन्तून्हिनस्त्यज्ञानतोयतिः ॥

तेषांस्नात्वाविशुद्ध्यर्थंप्राणायामान्षडाच
रेत् ॥ ६९ ॥

સન્યાસીથી રાતના કે દિવસના અજાણપણે જે પ્રાણીઓ મરી જાય છે ત્હેના પાપથી મુક્ત થવાને માટે ત્હેણે હમેશાં સ્હવારના પ્હોરમાં શુદ્ધ જળે સ્નાન કરીને છ પ્રાણાયામ કરવા જોઈએ. ૬૯

प्राणायामाब्राह्मणस्यत्रयोऽपिविधिवत्कृताः॥
व्याहृतिप्रणवैर्युक्ताविज्ञेयंपरमंतपः ॥७०॥

વેદના નિયમો પ્રમાણે ફક્ત ત્રણજ પ્રાણાયામ, વ્યાહૃતિ સમેત, ૐકાર શબ્દનો જો કોઈ પણ બ્રાહ્મણ કરે છે તો ત્હેને સર્વથી શ્રેષ્ઠ તપનું ફળ મળે છે અર્થાત્ સર્વ તપ જપ કરતાં પણ પ્રાણાયામ કરવામાં વધારે પુન્ય સમાયલું છે અને ત્હેમાં વ્યાહૃતી અને ૐકાર શબ્દ સાથે થતાં પ્રાણાયામમાં સર્વથી વધારે શ્રેષ્ઠ તપ ફળ સમાયલું છે. ૭૦

दह्यन्तेध्मायमानानांधातूनांहियथामलाः॥
तथेन्द्रियाणांदह्यन्तेदोषाःप्राणस्यनिग
हात् ॥ ७१ ॥

જેવી રીતે ભઠ્ઠી (અગ્નિ) માં તપાવતાં કોઈ પણ ધાતુ મેલની સાથે મીશ્રણ થયેલી હશે ત્હેનો મેલ બળી જાય છે અને ધાતુ ચોખી થાય છે તેજ પ્રમાણે માણસની ઇંદ્રિયોનાં થયેલાં પાપ કર્મો પણ પ્રાણના બંધન રૂપી પ્રાણાયામ કરવાથી દુર થાય છે. ૭૧

प्राणायामैर्दहेदोषान्धारणाभिश्चकिलबिषम्॥
प्रत्याहारेणसंसर्गान्ध्योननानीश्वरान्गुणान्७२

પ્રાણાયામ કરીને ત્હેણે દેહનાં પાપથી મુક્ત થવાને માટે યત્ન કરવો, પાપ કર્મ કરવાને માટે થતી પ્રેરણાને અટકાવવાને માટે ત્હેણે ધ્યાન કરવું અર્થાત્ સમાધિ કેમ કરવી ત્હેનું જ્ઞાન મેળવવું ઇંદ્રિયોને વશ કરવી અર્થાત્ જીતેંદ્રિય થઇને તે તે દ્વારા થતાં પાપ કર્મોને અટકાવવાં અને પરમાત્મામાં દુર્ગુણો નથી અર્થાત્ પરમાત્મા પોતે કામ, ક્રોધ, લોભ, મોહ, મદ આદિ વિકારોથી મુક્ત છે એ પ્રમાણેનું મનમાં ચિંતવન કરવું અને તે પ્રમાણે પોતે પણ તે તે દુર્ગુણોથી દુર રહેવાને માટે પ્રયત્ન કરવા. ૭૨

उच्चावचेषुभूतेषुदुर्ज्ञेयामकृतात्मभिः ॥
ध्यानयोगेनसंपश्येद्गतिमस्यान्तरात्मनः।७३।

શાસ્ત્રના સંસ્કારથી શુદ્ધ ન હોય મન જેનું તેવા માણસને સમજવાનું ઘણુંજ દુસ્તર છે તેવુ મરણ પછી જીવ શા શા કારણોને લીધે ઉંચ વા નિચ યોનીમાં જન્મ ધારણ કરે છે અને શાં શાં અને કેવા કેવા પ્રકારના નિયમ ધર્મ પાળવાથી તે દેવયોનિમાં જન્મે છે તે સર્વ તેણે યોગના ધ્યાનથી જાણવું, કારણ કે જેણે સન્યસ્થ લીધેલું છે અને જેનું મન શાસ્ત્રના સંસ્કારથી શુદ્ધ થયેલું છે તે આ રહસ્ય સ્હેજ પ્રયાસથી જાણી લે છે. ૭૩

सम्यग्दर्शनसंपन्नःकर्मभिर्ननिबध्यते ॥
दर्शनेनविहीनस्तुसंसारंप्रतिपद्यते ॥ ७४ ॥

જે પ્રાણીને બ્રહ્મનું જ્ઞાન થાય છે તે કર્મના બંધથી મુક્ત થાય છે અર્થાત્ કર્મ વડે ત્હેને જન્મ મરણના ફેરા ફરવા પડતા નથી કારણ કે ત્હેનાં પૂર્વે કરેલાં પાપનો બ્રહ્મજ્ઞાનના પુણ્યથી નાશ થાય છે પરંતુ જેને બ્રહ્મજ્ઞાન થયું નથી ત્હેને તો ઉત્તરોત્તર મરણ પછી જન્મ ધારણ કરવોજ પડે છે અર્થાત્ ત્હેને મોક્ષ મળતો નથી. ૭૪

अहिंसयेन्द्रियासंगैर्वैदि कैश्चैव कर्मभिः ॥
तपसश्चरणैश्चोग्रैः साधयन्तीह तत्पदम् ॥७५॥

નિષિદ્ધ જે હિંસા તેથી બચાવ કરીને તેમજ વિષયના સંગમાં જતાં ઇંદ્રિયોના ઉપર યોગ્ય સંયમ રાખવાથી અને વેદમાં કહેલાં ધર્મકર્મો નિયમાનુસાર કરવાથી તેમજ તપ કરીને અને ઉપવાસરૂપી ચાંદ્રાયણ વ્રત વિગેરે ધર્મકર્મોના શેવનથી આ લોકમાં સુખને મેળવે છે એટલુંજ નહિં પણ મૃત્યુ પછી હમેશના સુખને અનુભવે છે અર્થાત્ બ્રહ્મને પામે છે. ૭૫

अस्थिस्थूणं स्नायुयुतं मांसशोणितलेपनम् ॥
चर्मावनद्धं दुर्गन्धि पूर्णं मूत्रपुरीषयोः॥७६॥

જીવ–આત્મા જે બ્રહ્મ છે તેને રહેવાને માટેનું મનુષ્યનું શરીર જે એક ઘરના જેવું છે તે નસોરૂપી દોરડાંએ બંધાએલા માંસના લોચા (સ્નાયુ) નું બનેલું છે અને તેના ઉપરના છિદ્રોને માંસ તથા રૂધિરથી પૂરી લઇને બહારથી સુશોભિત જણાય તેટલા માટે શોભાયમાન વર્ણની ત્વચાથી મઢેલું છે પરંતુ ભિતરથી આટલું બધુ જે શુશોભિત અને મનહર જણાય છે તેવા તે ક્ષણભંગુર શરીરની અંદર તો દુર્ગંધ પદાર્થોજ રહેલા છે.૭૬

जराशोकसमाविष्टं रोगायतनमातुरम् ॥
रजस्वलमनित्यं च भूतावासमिमं त्यजेत्॥७७॥

મંદ પડતાં તે શરીર હજારો રોગનો ભોગ થઈ પડે છે, સંસારમાં રહેતાં હર્ષ શોકનાં સુખ દુઃખની અસર પણ તેને થાય છે અને અંતે નાશ પામતાં જે પંચભુતોનું તે બનેલું છે તેનાં તેજ તત્વોમાં પુનઃ સમાઈ જાય છે માટે જ્ઞાની પુરૂષે આ ખોળીયા (શરીર) નો ત્યાગ ઘણીજ ખુશીથી કરવો અર્થાત્ મૃત્યુ આવે તો તેથી શોક કરવો નહી કારણ કે મૃત્યુ આવે છે ત્યારે જે માણુસ સંસારમાં જીવ રાખે છે તેને મરણ પછી પુનઃ આ સંસારમાં સુખ દુઃખ ભોગવવાને અવતાર ધારણ કરવો પડે છે; પણ જે માણુસ મૃત્યુ સમયે પણ કેવળ બ્રહ્મનુંજ ધ્યાન કરે છે અને મનમાં કાંઈ પણ શોક કરતો નથી તે અભયપદ મોક્ષને પામેછે.૭૭

नदीकूलं यथा वृक्षो वृक्षं वा शकुनिर्यथा ॥
तथा त्यजेन्निमं देहं कृच्छ्राद्ग्राहाद्विमुच्यते
॥ ७८ ॥

જ્ઞાની માણુસો નદીના તટ ઉપર ઉગેલુ વૃક્ષ જેવી રીતે વાવાઝોટા અથવા તો અન્ય કોઈ અકસ્માતથી ઉખડી જાય છે અને નીચે પડતાં પાણીના પ્રવાહમાં ઘસડાઈ જતાં તટનો ત્યાગ કરે છે છતાં પોતે કેમ પડી ગયું અને ક્યાં તણાય છે તેની કાંઈ પણ પરવા કરતું નથી તે પ્રમાણે દેહનો ત્યાગ કરે છે અને કેટલાક સાધુ પુરૂષો તો સ્વાધિન મૃત્યુને વશ થાય છે અર્થાત્ ભિષ્મપિતા જેમણે દેહનો અંત બાણની શય્યા ઉપર સુઇ જઈને આણ્યો હતો, અર્થાત્ તેમને સુખ દુઃખ સરખાંજ જણાય છે અને મૃત્યુની તેમને કાંઇ પણ ભિતી હોતી નથી તેઓ તો જેવી રીતે કોઇ પણ પક્ષી એક વૃક્ષનો ત્યાગ કરી બીજા વૃક્ષ ઉપર માળો બાંધે છે તે પ્રમાણે પોતાના આત્માનો પોતે બ્રહ્મજ્ઞ હોવાથી પોતાનું શરીર જે આત્માનું ઘર છે અને જીર્ણ થઈ ગયું છે તેનો ત્યાગ કરે છે અને આત્મા જે અમરજ છે તેને બીજા ખોળીયામાં વસવા દે છે. ૭૮

प्रियेषु स्वेषु सुकृतमप्रियेषु च दुष्कृतम् ॥
विसृज्य ध्यानयोगेन ब्रह्माभ्येति सनातनम्
॥ ७९ ॥

જે માણસને બ્રહ્મનું જ્ઞાન થયું હોય છે તે પોતાના મનમાંથી હિત અહિતના વિચારોને દુર કરીને સર્વને એકજ માને છે અર્થાત્ જેણે પોતાનું સારૂ કર્યું છે તેનું પોતે પણ સારૂ કરવું અને જેણે પોતાનું અહિત કર્યું છે તેનું પોતે પણ અહિત ઇચ્છવું એવા વિચાર મનમાં આવવા દેતો નથી પરંતુ યોગના ધ્યાનને લીધે નરસાને વીસરીને સર્વનુ હીતજ ઇચ્છે છે જેથી મૃત્યુ પછી તેનો મોક્ષ થાય છે. ૭૯

यदा भावेन भवति सर्वभावेषु निःस्पृहः ॥
तदा सुखमवाप्नोति प्रेत्यचे ह च शाश्वतम्
॥ ८० ॥

જ્યારે પરમારથ કરવાની લાગણી મનમાં ઉત્પન્ન થાય છે ત્યારે વિષયોમાં દોષ જણાય છે ત્યારે સંસારી વૈભવ ઉપર અપ્રિતિ થાય છે, અને જ્યારે વૈભવ તથા સુખભોગમાં અપ્રિતી થાય છે ત્યારે તે માણસ સંસારમાં રહેવા છતાં અવીનાશી સુખને ભોગવે છે અને મૃત્યુ પછી અભય પદને પામે છે.૮૦

अनेन विधिनासर्वांस्त्यक्त्वासंगान्शनैःशनैः॥
सर्वद्वन्द्वविनिर्मुक्तो ब्रह्मण्येवावतिष्ठते ॥८१॥

તેમ ધીમે ધીમે જે માણસ સર્વ સબંધીઓ તેમજ સુખભોગનો પણ ત્યાગ કરે છે અને માન અપમાન ને પણ એકજ સરખાં ગણે છે ત્યારે તે માણસને બ્રહ્મનું જ્ઞાન થયું છે એમ કહેવાય છે અને તેના પ્રભાવે તે આત્યંતિકલયને પ્રાપ્ત કરે છે અર્થાત્ બ્રહ્મમાં તદ્રૂપ થઈ જાય છે. ૮૧

ध्यानिकं सर्वमे वैतद्यदेतदभिशब्दितम् ॥
न ह्यनध्यात्मवित्कश्चित्क्रियाफलमुपाश्नुते
॥ ८२ ॥

ઉપર કહ્યા પ્રમાણે સગાં સબંધીઓ તેમજ સુખભોગનો ત્યાગ કરવાની વૃત્તિ માણસનામાં બરાબર યોગનું ધ્યાન મેળવવાથીજ થાય છે કારણ કે આત્મા તે પરમાત્માનુંજ રૂપ છે; એવું જ્ઞાન તેને યોગને લીધેજ થાય છે જ્યારે તે આત્માને પરમાત્માનોજ અંશ છે એવું જાણે છે ત્યારે તેને માન અપમાનની કોઇ પણ લાગણી થતી નથી પરંતુ જેનામાં એ જ્ઞાન પ્રાપ્ત થયું નથી તેનામાં માન, મમતા, અપમાન વિગેરેની લાગણી હોય છેજ અને તેથી કરીને તેને મૃત્યુ પછી મોક્ષ મળતો નથી. ૮૨

अधियज्ञं ब्रह्म जपेदाधिदैविकमेव च ॥
आध्यात्मिकं च सततं वेदान्ताभिहितं च
यत् ॥ ८३ ॥

યજ્ઞ કર્મમાં જે મુખ્યછે તેમજ દેવતાઓ તથા જીવમાં પણ જે મુખ્ય ગણાય છે તેવા વેદને તેણે નિરંતર ધ્યાનમાં રાખવો અને તેના મંત્રોનો હમેશાં જપ કરવો. ૮૩

इदं शरणमज्ञानामिदमेव विजानताम् ॥
इदमन्विच्छतां स्वर्गमिदमानन्त्यमिच्छताम्
॥ ८४ ॥

જે માણસો વેદનો અર્થ નથી સમજી શકતા તેમને માટે પણ વેદ મોક્ષ મેળવવાને માટે મુખ્ય છે સાધનો અર્થાત્ અર્થ સમજ્યા વિના તેનો પાઠ માત્ર કરવાથી પણ તેમનાં પાપનો લય થાય છે અને જેઓ વેદના અર્થ સમજે છે તેમને તો વેદના અધ્યયનથી જરૂર મોક્ષ મળેછેજ અને જેઓનો

વિચાર મોક્ષ મેળવવાનો હોય અને જન્મ મરણના સંસારના ક્રમમાંથી મુક્ત થવાનો હોય તેમણે તો હમેશાં વેદના અર્થ અને વેદનાં વ્યાખ્યાન સાંભળવાં અર્થાત્ વેદનુંજ શરણ લેવું. ૮૪

**अनेन क्रमयोगेन परिव्रजति यो द्विजः ॥**
**स विधूयेह पाप्मानंपरं ब्रह्माधिगच्छति॥८५॥**

ઉપર કહી તે વિધિને અનુસરીને જે દ્વિજ સંન્યસ્થને ધારણ કરે છે તે આ લોકમાં દેહ ધારણ કરીને કરેલાં સર્વ પાપ કર્મથી મુક્ત થાય છે અને મૃત્યુ પછી પરલોકમાં જાય છે. ૮૫.

**एष धर्मोऽनुशिष्टो वो यतीनां नियतात्मनाम्॥**
**वेदसंन्यासिकानां तु कर्मयोगं निबोधत॥८६॥**

હે ! મહર્ષિયો !! અત્યાર સુધી જે નિયમો આપ સર્વને કહ્યા તે સઘળા યતિ અર્થાત્ પોતાનાં મન તેમજ કર્મ ઉપર સંયમ રાખીને સન્યસ્થ જેણે લીધેલું છે ત્હેમને માટેના કહ્યા. હવે જેઓ મુળથીજ બ્રહ્મચર્યને પાળતા આવેલા હોય અને જેમણે આયુષ્યના ચોથા ભાગને અર્થાત્ વૃદ્ધાવસ્થાનાં ચિન્હ જણાતાં योगेनान्ते तनुत्यजाम् એ વાકયને અનુસરીને યોગમાંજ માત્ર લીન થઈને દેહનો અંત આણવો એવો વિચાર કરીને સન્યસ્થ લીધેલું હોય તેમના સંબંધના નિયમો આપને કહું છું તે સાંભળશો. ૮૬.

**ब्रह्मचारी गृहस्थश्च वानप्रस्थो यतिस्तथा ॥**
**एते गृहस्थप्रभवाश्चत्वारः पृथगाश्रमाः ॥८७॥**

ચાર જૂદા જૂદા આશ્રમો અર્થાત્ બ્રહ્મચર્યાવસ્થા, ગૃહસ્થાશ્રમ, વાનપ્રસ્થ અને સન્યસ્થ. આ સઘળા મૂળ એકજ આશ્રમમાંથી ઉત્પન્ન થયેલા છે અર્થાત્ તે સઘળા ગૃહસ્થાશ્રમમાંથીજ ઉત્પન્ન થાય છે. ૮૭

**सर्वेऽपि क्रमशस्त्वेते यथाशास्त्रं निषेविताः॥**
**यथोक्तकारिणं विप्रंनयन्ति परमां गतिम्॥८८॥**

આ ચારે આશ્રમોને જે બ્રાહ્મણ શાસ્ત્રના નિયમોને અનુસરીને પાળે છે તે બ્રાહ્મણ મૃત્યુ પછી મોક્ષને પામે છે. ૮૮.

**सर्वेषामपि चैतेषां वेदस्मृतिविधानतः ॥**
**गृहस्थ उच्यते श्रेष्ठःसत्रीनेतान्बिभर्ति हि॥८९॥**

આ ચારે આશ્રમોમાં વેદ તથા સ્મૃતિમાં મહામુની મનુએ ગૃહસ્થાશ્રમને બાકીના ત્રણ આશ્રમો કરતાં શ્રેષ્ઠ કહેલો છે કારણ કે, ગૃહસ્થી ગૃહસ્થાશ્રમમાં રહીને પણ યજ્ઞ વીગેરે અગ્નિનાં હોમ કર્મને કરી શકે છે અને તે ઉપરાંત અન્ય ત્રણ આશ્રમોને ભિક્ષા આપીને ત્હેમનું રક્ષણ કરે છે તેટલા કારણથી પણ ત્હેને શ્રેષ્ઠ ગણાય છે. ૮૯.

**यथा नदीनदाः सर्वे सागरे यान्ति संस्थितिम्॥**
**तथैवाश्रमिणः सर्वे गृहस्थे यान्ति संस्थितिम् ॥ ९० ॥**

જેવી રીતે મ્હોટી મ્હોટી નદીઓ પોતાનાં નિર્મળ ને પવિત્ર જળ સાથે નદ અર્થાત્ સાગરને મળીનેજ પોતાના છેલ્લા નીર્માણ કરેલા સ્થાનકને મળે છે અર્થાત્ પોતાના છેલ્લા સ્થાનકને મળવાને માટે ત્હેમને સર્વને સાગરનો આશ્રય લેવો પડે છે તેમજ અન્ય સર્વ આશ્રમોવાળાઓને પોતાના છેલ્લા નિરમાણ કરેલા સ્થાનકને અર્થાત્ મોક્ષને મેળવવાને માટે ગૃહસ્થાશ્રમનો આશ્રય લેવો પડે છે. ૯૦

चतुर्भिरपिचैवैतै नित्यमाश्रमिभिर्द्विजैः ॥
दशलक्षणको धर्मः सेवितव्यः प्रयत्नतः॥९१॥

જે દ્વિજ–બ્રાહ્મણ ક્ષત્રી વા વૈશ્ય ઉપર ગણાવ્યા તે ચાર આશ્રમોને પાળે હેણે નિચે પ્રમાણે જણાવેલાં દશ ધર્મનાં રૂપને પ્રણ પાળવાંજ જોઇએ. ૯૧.

धृतिः क्षमा दमोऽस्तेयं शौचमिन्द्रिय निग्रहः॥
धीर्विद्या सत्यमक्रोधो दशकं धर्मलक्षणम्॥९२॥

ધૃતિ અથવા સંતોષ એટલે પોતાને જે કાંઈ મળે હેમાં હમેશાં વધારે મેળવવાને માટે શ્રમ કર્યા વિના તેમજ વધારે ન મળવાથી નિરાશ થયા વિના સંતોષ રાખવો, ક્ષમા કોઇ હેનું અપમાન કરી ગયો હોય તો હેનો બદલો પ્રસંગ આવે હેનું અપમાન કરીને અથવા કરાવીને ન વાળવો પરંતુ હેના પોતાના થયેલા અપમાન બદલ ક્ષમા કરીને વાળવો, તેવી ક્ષમાવૃત્તિ રાખવી. દમ પોતાનું મન જે ઘણુંજ ચંચળ છે અર્થાત્ જેના ચાંચલ્યને લીધે મનમાં હજારો સંકલ્પ વિકલ્પ ઉત્પન્ન થાય છે તે ન થવા દેવાને માટે મન ઉપર પુરતો અંકુશ રાખવો, અસ્તેય અર્થાત્ ચોરી કરવી નહી એટલે કોઇને ત્યાંથી કોઈ તે ન જાણે તેમ લાવવું નહી તેમજ કોઇને સમજાવી પટાવીને કે છેતરી ઠગીને કે કોઈ અધર્મ કર્મ કરીને કાંઈ પણ મેળવવું નહી, શૌચ જ્યારે જ્યારે દેહ અશુદ્ધ હોય અથવા અશુદ્ધ થાય ત્યારે શૌચા શૌચના નિયમોમાં કહ્યું છે તે પ્રમાણે શુદ્ધ જળ અથવા મૃતિકાથી દેહને શુદ્ધ કરવો, इन्द्रियनिग्रह ઇંદ્રિયો જેને પાંચ મુખ્ય દ્વારોમાંથી વિકારના સાધન મળે છે ને પાંચ દ્વારો અર્થાત રસ, રૂપ, સ્વર સ્પર્શ અને ગંધ હેમના ઉપર પુરેપુરો દાબ રાખીને હમેશાં જીતેંદ્રિય થવું, ધી એટલે પુરાણાદિક શાસ્ત્રોનું મનન કરીને હેમનાં તત્વને જાણવું વિદ્યા આત્માને પરમાત્માનુ જ એક રૂપ છે એમજ સમજવું તે અર્થાત બ્રહ્મનું જ્ઞાન મેળવેલું, સત્ય કોઇ પણ જાતની અડચણ આવે તોપણ પોતાના અથવા પારકાના હિત અહિતનો વિચાર કર્યા વિના નિષ્પક્ષપાતિ થઇને સત્યભાષણ કરવું, અક્રોધ, કાંઇ પણ ક્રોધ થાય તેવું કારણ બને તોપણ મનને શાન્ત રાખી અથવા મન ઉપર દાબ રાખીને ક્રોધ ન કરવો. આદશ તે ધર્મનાં જુદાં જુદાં સ્વરૂપ છે અને તે હમેશાં પાળવા જોઇએ. ૯૨.

दश लक्षणानि धर्मस्य ये विप्राः समधीयते॥
अधीत्य चानुवर्त्तन्ते ते यान्ति परमां गतिम्
॥ ९३ ॥

જે બ્રાહ્મણ વા દ્વિજ ઉપર ગણાવ્યાં તે ધર્મનાં દશ વર્ણોને બરાબર સમજે છે અને ધ્યાનમાં રાખ્યા પછી આત્મ જ્ઞાનની સહાય લઇને હેમને બરાબર પાળે છે તે અવસ્ય મૃત્યુ પછી મોક્ષને મેળવે છે. ૯૩.

दशलक्षणकं धर्ममनुतिष्ठन्समाहितः ॥
वेदान्तं विधिवच्छ्रुत्वा संन्यसेदनृणो द्विजः॥९४

જે ગૃહસ્થી ઉપર પ્રમાણેનાં દશ ધર્મનાં સ્વરૂપને સમજે છે અને પાળે છે તથા પોતાના ગૃહસ્થીના આશ્રમમાં જેણે વેદના ઉપનિષદોનું અધ્યયન કર્યું છે અને હેના અર્થ સમજ્યા હોય છે તથા ત્રણે આશ્રમોના રૂણને પતાવ્યું છે તે જ શાસ્ત્રના નિયમોને અનુસરીને સન્યસ્થ લઇ શકે છે. ૯૪.

संन्यस्य सर्वकर्माणि कर्मदोषानपानुदन् ॥
नियतो वेदमभ्यस्य पुत्रैश्वर्ये सुखं वसेत्॥९५॥

ગૃહસ્થીને કરવાનાં હોમ કર્મ વિગેરે કર્મોનો ત્યાગ કરીને તથા પોતાથી અજાણ-

તાથી થયેલાં પાપ કર્મથી મુક્ત થવાને માટે પ્રાણાયામ કરતાં જીતેંદ્રિય થઇને ઉપનિષદ તથા વેદના ગ્રંથોનું મનન કરતાં પોતાના પુત્રના ઘરમાં પણ પોતાની તેમજ પુત્રાદિકની આજીવિકા તથા વસ્ત્ર વિગેરેની ચિન્તા કર્યા વિના તે સન્યસ્થ ધારણ કરીને સુખે રહી શકે ૯૫.

**एवं संन्यस्य कर्माणि स्वकार्यपरमोऽस्पृहः ॥**
**संन्यासेनापहत्यैनः प्राप्नोति परमां गतिम् ॥ ९६ ॥**

ઉપર કહ્યા પ્રમાણે નાં ગ્રહસ્થીનાં હોમ કર્માદિકનો ત્યાગ કરીને પોતાનાં સર્વ હવેનાં કરવાનાં કાર્યોમાં આત્માનો સાક્ષાત્કાર જાણવો તેજ પ્રધાન કાર્ય છે એમ સમજવું અને સંસારની સર્વ ઇચ્છાથી મુક્ત થવું અને સન્યસ્થ લઇને પોતાના પુર્વના પાપથી બ્રહ્મમાં ધ્યાન કરીને મુક્ત થવું જેથી દેહનો અંત આવતાં તેને મોક્ષ મળે છે. ૯૬.

**एष वोऽभिहितो धर्मो ब्राह्मणस्य चतुर्विधः॥**
**पुण्योऽक्षयफलः प्रेत्य राज्ञां धर्मं निबोधत॥९७॥**

મહા મુનિ મનુ કહે છે ? મહર્ષિયો આ પ્રમાણે આ અધ્યાયમાં બ્રાહ્મણના આર વર્ગના ધર્મ નિયમો આપને કહી સંભળાવ્યા એ રીતે મનુસ્મૃતિનો છઠો અધ્યાય સંપુર્ણ થયો હવે સાતમા અધ્યાયમાં રાજાને માટેના નિયમ તમને કહીશ તે સાંભળશો.

**इति मानवे धर्मशास्त्रे भृगुप्रोक्तायां संहितायां षष्ठोऽध्यायः ॥ ६ ॥**



# અથ સપ્તમો અધ્યાય.

## રાજાના ધર્મ.

राजधर्मान्प्रवक्ष्यामि यथावृत्तो भवेन्नृपः ॥
संभवश्च यथा तस्य सिद्धिश्च परमा यथा॥१॥

રાજા શબ્દ હમેશાં કાંઈ ક્ષત્રીયને જ લાગુ પડે છે એમ માનવું જોઇએ નહી. કોઈપણ જાતનો માણસ હોય પરંતુ તેના ઉપર રાજ્યાભિષેક કરવામાં આવ્યો હોય તથા જે પૂરપાલક હોય અર્થાત્ જેને ત્યાં ઘણાં ગામ હોય અને જે તેમનું સઘળાનું પાલણ પોષણ કરતો હોય તે પણ રાજાજ કહેવાય છે. હવે આ પ્રકરણમાં હે મહર્ષિયો રાજા કેવી રીતે ઉત્પન્ન થયો અર્થાત્ શ્રી ઇશ્ટે તેને રાજા કેમ કર્યો. રાજા થયા પછીના શાશા નિયમ ધર્મ પાલવાના છે, તથા રાજાને દ્રષ્ટ અદ્રષ્ટ ફળની પ્રાતી કેવી રીતે થાય છે તે સર્વ આપ સર્વને કહીશ. ૧

ब्राह्मं प्राप्तेन संस्कारं क्षत्रियेण यथा विधि॥
सर्वस्यास्य यथान्यायं कर्तव्यं परिरक्षणम्॥२॥

બ્રહ્મ અર્થાત્ વેદના નિયમો પ્રમાણે શાસ્ત્રના સંસ્કારોથી જેને ઉપનયન એટલે યજ્ઞોપવિત આપવામાં આવ્યું હોય તેવા ક્ષત્રીયે પોતાના દેશની રક્ષા બરાબર કરનીજ જોઇએ. આ ઉપરથી એમ સ્પષ્ટ માલુમ પડે છે કે રાજ્ય ધારણ કરવાનો પ્રથમ અધિકાર ક્ષત્રીયને છે. ૨

अराजकेहि लोकेऽस्मिन्सर्वतो विद्रुते भयात्॥
रक्षार्थमस्य सर्वस्य राजानमसृजत्प्रभुः ॥३॥

રક્ષક વિનાની પૃથ્વી ભયથી ચારે બાજુથી કંપાયમાન થાય અર્થાત્ સર્વ દિશાઓમાંથી તેના ઉપર દુઃખ આવી પડે. માટે આવાં ચારે પાસના દુઃખનો નાશ કરી ચરાચર સૃષ્ટીનું રક્ષણ કરવાને માટેજ અર્થાત્ જીવ નિર્જીવ દુનિયાને અભય આપવાને માટેજ જગત્ કર્તાએ રાજાને ઉત્પન્ન કર્યો છે માટે રાજ્યાભિષેક થયા પછી રાજાનું પ્રથમ કર્તવ્ય પોતાના દેશનું હિત કરવું તેજ છે. ૩

इन्द्रानिलयमार्काणामग्नेश्च वरुणस्य च ॥
चन्द्रवित्तेशयोश्चैव मात्रा निर्हृत्य शाश्वती॥४॥

રાજાને પરમેશ્વરે કેવી રીતે ઉત્પન્ન કર્યોછે? સ્વર્ગના દેવતાઓ ઇંદ્ર, પવન, યમ, સૂર્ય, અગ્નિ, વરૂણ, ચંદ્ર અને કુબેર તેઓનો થોડો થોડો અંશ લઇને પરમેશ્વરે રાજાને ઉત્પન્ન કર્યો છે. અર્થાત્ રાજા તે કંઇક અંશે ઉપર ગણાવ્યા તે સ્વર્ગના દેવતાઓના અવતાર રૂપ છે. ૪

यस्मादेषां सुरेन्द्राणां मात्राभ्यो निर्मितो नृपः॥
तस्मादभिभवत्येष सर्वभूतानि तेजसा ॥५॥

જેવી રીતે સૃષ્ટીના અન્ય પ્રાણીઓની

ઉત્પત્તિ કરતાં રાજાની ઉત્પત્તિ શ્રેષ્ઠ છે બેવીજ રીતે અન્ય પ્રાણીઓના પરાક્રમ, અને બળ કરતાં પણ રાજા શ્રેષ્ઠ છે. ૫.

तपत्यादित्यवच्चैष चक्षूंषि च मनांसि च ॥
न चैनं भुवि शक्नोति कश्चिदप्यभिवीक्षितुम्
॥ ६ ॥

સૂર્યના અંશથી ઉત્પન્ન થયો છે તેટલા માટે પોતાના તેજથી રાજા જેવી રીતે સૂર્ય ત્હેની સમક્ષ જોનારની આંખો તથા મગને તપાવે છે તેજ પ્રમાણે રાજા પણ પોતાની સમક્ષ ઉભા રહેનારનાં મન તથા આંખમાં અગ્નિ સમાન ગરમીને ઉત્પન્ન કરે છે અર્થાત્ પૃથ્વીમાં રાજાની સામે કોઈ સાધારણ માણસ ઉભો રહી જોઇ શકવા માટે હિમત ધરી શકતો નથી.૬

सोऽग्निर्भवति वायुश्च सोऽर्कः सोमःस धर्मराट्॥
स कुबेरः सवरुण स महेन्द्रः प्रभावतः ॥७॥

ઉપર ગણાવ્યા તે સ્વર્ગના દેવતાઓના કાંઇક અંશથી રાજા ઉત્પન્ન થયેલાં છે માટે ત્હેને તે તે દેવતાઓના જેટલો અધિકાર છે અર્થાત્ ત્હેને તે તે દેવતાઓના જેવોજ જાણવો જોઇએ. ૭

बालोऽपि नावमन्तव्यो मनुष्य इति भूमिपः॥
महती देवता ह्येषा नररूपेण तिष्ठति ॥ ८ ॥

સામાન્ય માણસે મનમાં હમેશાં એમજ ધારવું કે રાજા તે સર્વ પ્રાણીથી શ્રેષ્ઠ છે છે અને ઇશ્વરના એક અવતાર તરીકે પ્રજાનું તથા દેશનું રક્ષણ કરવાને માટેજ ઉત્પન્ન થયેલો છે માટે ગમે તો તે બાળક હોય તો પણ ત્હેની આજ્ઞાનું ઉલ્લંઘન કરવું નહી અથાત્ ત્હેના તરફ માનની નજરેજ જોવું. ૮.

एकमेव दहत्यग्निर्नरं दुरुपसर्पिणम् ॥
कुलं दहति राजाग्निः सपशुद्रव्यसंचयम्॥९॥

અસાવધાનપણે જો કોઇ માણસ અગ્નિના નજીક જઇ ચઢે છે તો ત્હેના સ્પર્શથી તેજ એકલો દાઝે છે પરંતુ ત્હેનાં સંબંધીઓને અથવા સ્થાવર જંગમ માલ મીલકતને તેથી કાંઈ પણ થતું નથી પણ ક્રોધાયમાન થયેલા રાજાના ક્રોધાઅગ્નિથી તો તે પોતાનાં સગાં સંબંધી એટલુંજ નહી પણ સંચય કરેલા ધનમાલ અને વાહનાદિક સાથે નાશ પામે છે અર્થાત્ રાજા અગ્નિનો અંશ હોવાથી ત્હેનામાં તે શક્તિ છે માટે રાજાને ક્રોધાયમાન કરવો નહીં. ૯

कार्यं सोऽवेक्ष्य शक्तिं च देशकालौ च तत्वतः॥
कुरुते धर्मसिद्ध्यर्थं विश्वरूपं पुनःपुनः ॥१०॥

રાજા પ્રયોજનરૂપે અથવા પોતાની શક્તીના પ્રમાણમાં પોતાની પ્રજાનાં સુખદુઃખના નિવારણ અર્થે ભિન્ન ભિન્ન પ્રકારનાં રૂપ ધારણ કરે છે પોતાની બાલ્યાવસ્થામાં જો પોતે અશક્ત હોય છે તો કોઇ પણ પ્રકારના ગુન્હાને તે ક્ષમા બક્ષે છે પણ પુનઃ ભવિષ્યમાં જ્યારે પોતાનામાં શક્તી આવેલી હોય છે ત્યારે તેવા ગુન્હાને દુર કરવાને ઘટતી શિક્ષા કરે છે. ૧૦.

यस्य प्रसादे पद्मा श्रीर्विजयश्च पराक्रमे ॥
मृत्युश्च वसति क्रोधे सर्वतेजोमयो हि सः
॥ ११ ॥

રાજાની પ્રસન્નતામાં લક્ષ્મી રહેલી છે માટેજે માણસને લક્ષ્મીની ઇચ્છા હોય તેણે હમેશાં રાજાની શેવા કરવી, રાજાના પરાક્રમમાં વિજય રહેલો છે અને ત્હેના ક્રોધમાં મૃત્યુ છે

અર્થાત્ જે માણુસ પોતાના જીવની આશા રાખતો હોય તેણે રાજાને ક્રોધાયમાન કરવો નહી કારણ કે લક્ષ્મી, વિજય અને ક્રોધ પણ તેજસ્વી છે અને રાજા પણ ચંદ્રમા= ને સૂર્યાદિ દેવતાઓથી બનેલો હોવાથી ત્હેનામાં પણ તેજ રહેલું છે. ૧૧

**तं यस्तु द्वेष्टि संमोहात्स विनश्यत्यसंशयम् ॥**
**तस्य ह्याशु विनाशाय राजा प्रकुरुते मनः॥१२॥**

અજ્ઞાનતાથી જો કોઈ મુર્ખ રાજાનો દ્વેષ કરીને ત્હેને ક્રોધાયમાન કરે છે તો તેવા માણુસનો નિશ્ચય થોડાજ સમયમાં નાશ થાય છે કારણકે રાજા ત્હેનો નાશ કરવા તરત પોતાના મનમાં વિચાર કરે છે ૧૨

**तस्माद्धर्मं यमिष्टेषु स व्यवस्येन्नराधिपः ॥**
**अनिष्टं चाप्यनिष्टेषु धर्मं न विचालयेत्॥१३॥**

જ્યારે રાજા પોતે સર્વ તેજોમય છે અને ત્હેનામાં સ્વર્ગના દેવતાઓની પણ શકતી સમાયલી છે ત્યારે જે જે સારા માણસો યજ્ઞ હોમાદિક પૂણ્ય કર્મો કરતા હોય ત્હેમને તે કર્મનો બદલો ત્હેણે અવશ્ય આપવો જોઇએ અને પોતે સારાને બદલો આપવો અને નબળાને શિક્ષા કરવાનો જે પોતાનો વેદના નિયમો પ્રમાણેનો સ્થાપિત નિયમ છે હેને ઓળંગવો જોઇએ નહી અર્થાત્ તેથી વિરૂદ્ધ વર્તન કરવું નહી. ૧૩

**तस्यार्थे सर्वभूतानां गोप्तारं धर्ममात्मजम् ॥**
**ब्रह्मतेजोमयं दण्डमसृजत्पूर्वमीश्वरः ॥ १४ ॥**

રાજાનાં સર્વ કાર્યો સિદ્ધ કરવાને માટે અને ત્હેની પ્રજાનું સંરક્ષણ કરવાને માટે પ્રજાપતિ-બ્રહ્માએ પહેલવહેલા પંચમહાભૂતોથી બનેલા શરીરને ઉત્પન્ન કર્યું નહોતું પણ દંડ જે પોતાના પુત્ર સમાન અને બ્રહ્મતેજથીજ પુર્ણ ભરેલો હતો તે બનાવ્યો.૧૪

**तस्य सर्वाणि भूतानि स्थावराणि चराणि च॥**
**भयाद्भोगाय कल्पन्ते स्वधर्मान्न चलन्ति च**
**॥ १५ ॥**

આ દંડને લીધેજ સ્થાવર જંગમ સૃષ્ટી ભોગ વિગેરે નિયમ ધર્મ પ્રમાણે કરે છે જો દંડ અથાત્ કરેલા વાંકને માટે ભવિષ્યમાં થનાર શિક્ષાથી તેઓ અજ્ઞાન્ હોતતો કોઇ પણ સમર્થ માણુસ પોતાનાથી નિર્બલ માણુસની માલ મીલકત ધન દોલત વિગેરેનો જોરજુલમથી ઉપયોગ કરત તેમજ વૃક્ષોનાં પણ વિના કારણુ નાશ કરત પરંતુ આવો અન્યાય દંડના ઉત્પન્ન કરવાથી અટક્યો છે. ૧૫

**तं देशकालौ शक्तिं च विद्यां चावेक्ष्य तत्वतः॥**
**यथार्हतःसंप्रणयन्नरेष्वन्यायवर्तिषु ॥१६॥**

આ દંડની રૂહે દેશ, કાળ, શક્તિ, વિદ્યા તથા ગુન્હાના પ્રમાણુમાં ગુન્હેગારને શાસ્ત્રના નિયમો પ્રમાણે રાજા અર્થાત્ ગામ તથા મ્હોટા સમૂદાયને પાલનાર ધણીએ શિક્ષા કરવી. ૧૬

**स राजा पुरुषो दण्डः स नेता शासिता च सः॥**
**चतुर्णामाश्रमाणां च धर्मस्य प्रतिभूः स्मृतः**
**॥ १७ ॥**

દંડથીજ આ પ્રમાણેનાં કાર્યોની સિદ્ધિ થાય છે તે ઉપરથી પૂર્વે થવાયેલા મહર્ષિયોયે કહેલું છે કે દંડ તેજ રાજા છે, કારણુ કે રાજા પોતે દંડ ધારણ કરીનેજ કારોબાર ચલાવી શકે છે. મુખ્ય પુરૂષને પણ દંડજ છે દંડ તેજ સર્વ કાર્યનો નેતા અર્થાત્ સર્વ કાર્યોને ઉત્પન્ન કરનાર તેમજ તેમની સિદ્ધિ કરનાર છે તેમજ તેજ પોતે આજ્ઞાનો આપનાર છે તેમજ માણુસને

પાળવાના ચાર આશ્રમોમાં તે દરેક આશ્રમમાં માણસનો શાક્ષી છે અર્થાત્ તેજ તેણે તે પ્રત્યેક ધર્મ આશ્રમ પાળ્યા છે કે નહી તે જણાવી આપે છે. ૧૭

दण्डः शास्ति प्रजाः सर्वा दण्ड एवाभिरक्षति॥
दण्डः सुप्तेषु जागर्ति दण्डं धर्मंविदुर्बुधाः॥१८॥

દંડજ હુકમ કરનાર છે. તેમજ દંડ સર્વેનું રક્ષણ કરનાર છે જ્યારે દંડનો ધારણ કરનાર પોતે નિંદ્રાવશ હોય છે ત્યારે દંડ પોતે જાગ્રત હોય છે અને સર્વનું રક્ષણ કરે છે અર્થાત્ દંડના ભયથી કોઈ અન્યાય કરતું નથી ચોર જેવા પણ ઉંઘમાં હોય છે તેને કાંઇ પણ ઉપદ્રવ તેના ભયથી કરી શકતા નથી અને આ લોકમાં લોકો જે કાંઇ ધર્મ કર્મ કરે છે તે તેઓ પરલોકમાં પોતાનાં પાપ કર્મોની શિક્ષાના થનાર છે તે નિવારવાને માટેજ કરે છે; માટે જ્ઞાની માણસો એ તો દંડનેજ સર્વોપરી ગણેલો છે. ૧૮

समीक्ष्य स धृतःसम्यक्सर्वा रञ्जयति प्रजाः॥
असमीक्ष्य प्रणीतस्तु विनाशयति सर्वतः॥१९॥

શાસ્ત્રના નિયમોને બરાબર ધ્યાનમાં રાખીને ગુન્હેગારને તેના ગુન્હાના પ્રમાણમાં દેહનો ધનમાલનો અથવા કોઇ પણ પ્રકારનો દંડ કરવામાં આવે છે તો સર્વ તે દંડ ન્યાય પ્રમાણે થયો છે એમ જાણીને ખુશી થાય છે પરંતું જો અવિચારી પણે પૈસાના લોભને માટે અથવા એવાં અન્યાયી કારણોને માટે કોઇ નિરપરાધીને દંડ દેવામાં આવે છે તો આખા દેશનાં ધન તથા માણસોનો નાશ થાય છે. ૧૯

यदि न प्रणयेद्राजा दण्डं दण्डयेष्वतन्द्रितः॥
शूलेमत्स्यानिवाभक्ष्यन्दुर्बलान्बलवत्तराः
॥ २० ॥

રાજાએ હંમેશાં ગુનેગારોને શોધીને કોઇ જાતનું આળસ કર્યા વિના તરતજ શિક્ષા કરવી જો તેમ ન કરે તો રાજ્યમાં અંધેર ચાલે અને બલવાન માણસો નિરપરાધી અને નિર્બલ માણસોને જેવી રીતે માછીમારો શુળમાં પરોવીને માછલીયોને રીબાવીરીબાવીને મારી નાખે છે તે પ્રમાણે રીબાવે. ૨૦

अद्यात्काकः पुरोडाशं श्वा च लिह्याद्धविस्तथा॥
स्वाम्यं च न स्यात्कस्मिंश्चित्प्रवर्त्तेताधरोत्तरम्
॥ २१ ॥

કારણ કે જો રાજા પોતાના દંડનો યોગ્ય રીતે ઉપયોગ કરે નહી તો પછી જેવી રીતે યજ્ઞ કર્મોને માટે તૈયાર કરેલા પુરોડાસ હોય તે કાગડો સ્પર્શ કરીને લઇ જાય છે અર્થાત્ જો કાગડા સરખાને પણ દંડ અથવા હાથવતી શીક્ષા કરવાનો ભય ન આપીયે તો તે આવીને યજ્ઞ જેવા પવિત્ર કર્મનાં સાધનોને પણ અપવિત્ર કરે છે અને કુતરાં વિગેરે પણ તેજપ્રમાણે ખીર વિગેરે બીજા પદાર્થોને ખાઇ જાય છે તેજ પ્રમાણે રાજાનો પોતાની પ્રજામાં ભય ન હોય તો બળવાન માણસો ગમે તેવી નિચ પંક્તીના હોય. એટલે બળવાન ક્ષુદ્ર ઉંચ પંક્તીના નિર્બળ બ્રાહ્મણને પણ પરતંત્ર બનાવે અને આખા રાજ્યમાં સર્વત્ર અન્યાયજ પ્રસરે માટે રાજાએ તો હમેશાં પોતાના રાજ્યમાં શા શા બનાવ બને છે; અધિકારી વર્ગ તરફથી તસ્કર વિગેરે ગુન્હેગારોને યોગ્ય

શાસન મળે છે કે નહી ત્હેની સઘળી બારીકાઇથી તપાસ કરવી જોઇએ. ૨૧

**सर्वोदण्डजितोलोकोदुर्लभोहि शुचिर्नरः ॥**
**दण्डस्यहि भयात्सर्वं जगद्भोगाय कल्पते॥२२॥**

અમુક રાજ્ય અથવા અમુક પ્રજા કે સષ્ટિના અમુકવર્ગ નહી પણ સામાન્ય રીતે આખી સૃષ્ટિને વશ રાખવાને માટે દંડ ઘણોજ જરૂરનો છે કારણ કે સમગ્ર સૃષ્ટિમાં કેવળ નિરપરાધી માણસતો ભાગ્યેજ મળી આવે છે પ્રાણીઓ પોત પોતાને માટેનાં સર્વ કાર્યો તેમજ સુખ ભોગ સર્વ દંડના ભયથીજ કરે છે. ૨૨

**देवदानवगन्धर्वा रक्षांसि पतगोरगाः ॥**
**तेऽपि भोगाय कल्पन्ते दण्डे नैव निपीडिताः ॥ २३ ॥**

આ સૃષ્ટિમાં માણસોજ નહી પણ દેવતાઓ, દાનવો, ગાંધર્વો અને રાક્ષસો તેમજ સૃષ્ટિનાં ઝીણાં ઝીણાં જંતુઓ અને ઝેરી પ્રાણીઓ જેવાં કે સર્પ વિગેરે પણ પોતપોતાનાં કાર્યો દંડના ભયથીજ કરે છે અર્થાત્ આપણે આપણું કામ નહી કરીએ તો ત્હેને માટે આપણને સખત શીક્ષા થનાર છે એવા ત્હેમના ભયના વિચારથીજ તેઓ પોત પોતાનાં કામ બરાબર રીતે અને નિયમ પ્રમાણે કરે છે. ૨૩

**दुष्येयुः सर्ववर्णाश्च भिद्येरन्सर्वसेतवः ॥**
**सर्वलोकप्रकोपश्च भवेद्दण्डस्य विभ्रमात्॥२४॥**

દંડનો ભય ન હોય તો પછી જે ચાર મુખ્ય વર્ણો પડેલી છે તે સઘળી મીશ્ર થઈ જાય અર્થાત્ એકવર્ણનો બીજા વર્ણની કન્યા લઇ જાય અને તે પ્રમાણે વ્યભિચાર જેવા દુર્ગુણનો પ્રસાર વધે તેમજ લાજ મર્યાદારૂપી બંધન કેવળ તુટી જાય. લોકોને હાલ જે ભય છે અર્થાત્ તેઓ જે સદાચાર પાળે છે અને સભ્ય ભાષણ કરે છે ત્હેનું કારણ માત્ર એટલુંજ છે કે તેઓ જાણે છે કે બિભિત્સ ભાષણથી તેઓને શિક્ષા થનાર છે, પરંતુ જ્યારે આ શીક્ષારૂપી દંડ થનારજ નથી એમ જ્યારે ત્હેમને માલુમ પડે ત્યારે તેઓ ફાવે તેમ વર્તે અને બોલે તેમજ શાસ્ત્રમાં જે લોભ, મોહ, મદ અને ક્રોધથી થતા પાપ કર્મોને માટે શિક્ષા કહેલી છે તે પણ જો ન હોય અર્થાત્ આવાં કર્મોને માટે શાસ્ત્રોમાં પણ કાંઈ દંડ દર્શાવેલો હોય નહી તો પછી માણસો ગમે તેવાં કુવર્તનથી ચાલે માટે આવાં સર્વ કુકર્મોથી માણસને દુર રાખવાને અને નિયમસર વર્તવાને માટે દંડ ઘણોજ જરૂરનો છે. ૨૪

**यत्र श्यामो लोहिताक्षो दण्डश्चरति पापहा ॥**
**प्रजास्तत्र न मुह्यंति नेता चेत्साधु पश्यति॥२५॥**

પરંતુ જે સ્થળે ન્યાય પોતાના શ્યામ રક્તથી અને રક્ત નેત્રથી પોતેજ પ્રત્યક્ષ પાપકર્મની શિક્ષા આપવાને માટે નિષ્પક્ષપણે ન્યાય સાંભળવાને આવે છે અર્થાત્ જ્યાં અધીકારી પોતેજ ન્યાયી હોય છે અને નિષ્પક્ષપાતપણે ન્યાય આપે છે અને ગુન્હેગારને, ગુસ્સે થઇને યોગ્ય શિક્ષા કરે છે ત્યાં પ્રજાને કાંઈ પણ હરકત પડતી નથી.૨૫

**तस्याहुः संप्रणेतारं राजानं सत्य वादिनम् ॥**
**समीक्ष्यकारिणं प्राज्ञं धर्मकामार्थकोविदम्॥२६॥**

આ દંડને પ્રવર્તાવવાને માટે-ચલાવવાને માટે મહા મુનીમનું અને અન્ય વિદ્વાન

મહર્ષિઓએ રાજા જે હમેશાં સત્ય ભાષણ કરે છે, જેનામાં દેવતાઓનો અંશ રહેલો છે અને જે તત્વ અતત્વનો યોગ્ય વિચાર કરે છે જે ક્રોધ, લોભ, મોહ, કામ વિગેરેને જાણે છે અર્થાત્ ત્હેમનાથી થનાર લાભ તથા ગેરલાભોથી વાકેફ છે ખોટા ખરા, ન્યાય અન્યાયનો વિચાર કરીને ન્યાય આપવાની જેનામાં તર્કશક્તી છે અને જે રાજ્યાભિષેકના ગુણોથી અલંકૃત છે. ૨૬

तं राजा प्रणयन्सम्यक् त्रिवर्गेणाभिवर्धते ॥
कामात्मा विषमः क्षुद्रो दण्डेनैव निहन्यते ॥२७॥

જે રાજા રાજ્ય દંડને ધારણ કર્યા પછી ન્યાય પ્રમાણે દંડનો ઉપયોગ કરે છે તે ધર્મ, અર્થ અને કામ એ ત્રણે પ્રકારનાં પૂર્ણ સુખને ભોગવે છે પરંતુ જે રાજા અતી ક્રોધી હોય છે અને વિષયી હોય છે તથા જેના મનના વિચારો ક્ષુદ્ર હોવાથી અન્યાય કરીને પ્રજાને છેતરતો હોય છે ને અન્યાયથી નિરપરાધીને જે દંડ આપે છે ત્હેને લીધે અથવા તો ત્હેના મંત્રી ને પ્રજાના કોપને લીધે થોડા સમયમાં તે પાયમાલ થઇ જાય છે. ૨૭

दण्डो हि सुमहत्तेजो दुर्धरश्चाकृतात्मभिः ॥
धर्माद्विचलितं हन्ति नृपमेव सबान्धवम् ॥२८॥

દંડ તે એક અપાર તેજવાળી શક્તી છે અને તેથી કરીને જેનુ મન શાસ્ત્રના ઉપદેશથી સંસ્કારવાળુ થયું નથી હોતું તેનાથી તેનો ઉપયોગ કરી શકાતો નથી રાજા પણ જો શુદ્ધ મનનો ન હોય તેમજ દંડનાં શાસ્ત્રાઃઉપયોગ છે તથા તેનો કેમ ઉપયોગ કરવો તે ન જાણતો હોય અને તેથી અન્યાયથી જો દંડને પ્રવર્તાવે તો તેના આખા કુટુંબ સાથે તે થોડા વખતમાં નાશ પામે છે. ૨૮

ततो दुर्गं च राष्ट्रं च लोकं च सचराचरम् ॥
अंतरिक्षगतांश्चैव मुनीन्देवांश्च पीडयेत्
॥२९॥

એટલુજ નહી પણ રાજાનો કુટુંબ સમેત નાશ કર્યા બાદ ત્હેની માલ મીલકત ધન દોલત અને ઘરબારનો તેમજ કીલ્લાઓનો નાશ કરે છે, પછી તેના દેશનો અર્થાત્ આખા રાજ્યની સઘળી સ્થાવર જંગમ સૃષ્ટીને પાયમાલ કરે છે અને જે દેવતાઓ તથા રૂષિયોને હવિનું યોગ્ય દાન ન અપાવાથી અંત્રિક્ષ સ્થાનનો ત્યાગ કરીને નીચે ઉતરવું પડયું હોય છે તેમને પણ તે શિક્ષા કરે છે. ૨૯

सोऽसहायेन मूढेन लुब्धेनाकृत बुद्धिना ॥
न शक्यो न्यायतो नेतुं सक्तेन विषयेषु च ॥
॥ ३० ॥

જે રાજાને મંત્રી અથવા સેનાપતિ કે કોઈ પણ સલાહકાર ન હોય, જે લોભી હોય, મુર્ખ હોય અર્થાત્ જેના મનને શાસ્ત્રનો ઉપદેશ ન મળ્યો હોય અને તેથી જેનું મન અશુદ્ધ હોય તેમજ જેનું મન વિષયમાં લાગેલું હોય તેવા રાજાથી દંડ ધારણ કરી શકાય નહીં. તેવો રાજા દંડનો ઉપયોગ કરવાને માટે તદન નાલાયકજ છે. ૩૦

शुचिना सत्यसंधेन यथाशास्त्रानुसारिणा ॥
प्रणे तुं शक्यते दण्डः सुसहायेन धीमता
॥ ३१ ॥

જે એક વચની છે એટલે પોતે સત્ય ભાષણ કરે છે અને જે બોલે છે તે પાળે છે અને જે શાસ્ત્રના નિયમો પ્રમાણે પોતાનો આહાર વ્યવહાર ચલાવનાર છે અને જેના સલાહકાર સારા કાબેલ અને વિદ્વાન પુરૂષો છે તેવા સર્વ ગુણ સંપન્ન રાજાથીજ દંડનો ઉપયોગ કરી શકાય છે. ૩૧

स्वराष्ट्रे न्यायवृत्तः स्याद्भृशदण्डश्च शत्रुषु ॥
सुहृत्स्वजिह्मः स्निग्धेषु ब्राह्मणेषु क्षमान्वितः॥
॥ ३२ ॥

રાજાએ પોતાના રાજ્યમાં શાસ્ત્રના નિયમોનું બરાબર પાલન થાય તેવી રીતે રાજ્ય ચલાવવું, શત્રુઓને યોગ્ય શાશન (શિક્ષા) આપવી જોઇએ. પોતે મીલનસાર સ્વભાવ રાખવો કોઇના ઉપર દ્વેષ ભાવ ન રાખતાં સર્વના ઉપર પ્રેમ રાખવો, પોતાના અંગના મીત્રો અથવા નિકટ સ્નેહી તરફ એક નિષ્ઠા રાખવી અને બ્રાહ્મણનો ગુન્હો થયો હોય તો પણ એમના તરફ ક્ષમા રાખવી અર્થાત્ અન્ય વર્ણના કોઇએ તેના ગુન્હાના જેવો ગુન્હો કર્યો હોય અને શિક્ષા થાય તેના પ્રમાણમાં બ્રાહ્મણને કરવાની શિક્ષામાં તેણે ક્ષમા રાખવી. ૩૨

एवंवृत्तस्य नृपतेः शिलोञ्छेनापि जीवतः ॥
विस्तीर्यते यशो लोके तैलबिन्दुरिवाम्भसि
॥ ३३ ॥

આવો રાજા કદાપિ શિલોંચ વૃત્તિથી ચાલતો હોય અર્થાત્ તેની પાસેનો દ્રવ્ય ભંડાર ખપી ગયો હોય તોપણ તેની કિર્તી ઘણીજ સારી પ્રસરે છે. જેવી રીતે તેલનું એક ટીપુ સરખું પણ પાણીમાં નાંખતાં તે સર્વત્ર પ્રસરી જાય તે પ્રમાણે તે રાજાની કીર્તી ચારે દિશામાં પ્રસરે છે. ૩૩

अतस्तु विपरीतस्य नृपतेरजितात्मनः ॥
संक्षिप्यते यशो लोके घृतबिन्दुरिवाम्भसि
॥ ३४ ॥

પરંતુ જે રાજા રાજાને માટેના અને દંડ ધારણ કર્યા પછી તેનો કેવી રીતે ઉપયોગ કરવો તે વિશેના શાસ્ત્રીય નિયમો વિરૂદ્ધ પોતાનું વર્તન ચલાવે છે તેની કીર્તી હોય છે તેના કરતાં પણ દિવસે દિવસે ઘટતી જાય છે જેવી રીતે પાણીમાં ઘીના ટીંપાને નાંખતાં તે ડુબીને તળીયે બેસે છે.૩૪

स्वे स्वे धर्मे निविष्टानां सर्वेषामनुपूर्वशः ॥
वर्णानामाश्रमाणां च राजा सृष्टोऽभिरक्षिता
॥ ३५ ॥

સૃષ્ટા એ બ્રાહ્મણ, ક્ષત્રી, વૈશ્ય, શુદ્ર એવી જે ચાર વર્ણ છે તેમનુ તથા ચાર જુદા જુદા આશ્રમો બ્રહ્મચર્ય, ગૃહસ્થાશ્રમ, વાનપ્રસ્થ અને સંન્યસ્થ પાળનારાઓનું રક્ષણ કરવાને માટે રાજાને ઉત્પન્ન કરેલો છે માટે જો તે પોતાને માટેના આ શાસ્ત્રોક્ત નિયમો કહ્યા તે પાળતો નથી તો તેને પ્રાયશ્ચિત લાગે છે. ૩૫

तेन यद्यत्सभृत्येन कर्त्तव्यं रक्षता प्रजाः ॥
तत्तद्वोऽहं प्रवक्ष्यामि यथावदनुपूर्वशः॥३६॥

મહા મુની મનુ કહે છે કે હે મહર્ષિયો! હવે હું આપ સર્વને રાજા તથા તેના સલાહકાર મંત્રીયોયે પ્રજાના સુખને અને પાપને માટે શું શું કરવું જોઇએ તે સઘળું, ક્રમાનુસાર, વિસ્તારથી કહીશ તે લક્ષ દઇને શ્રવણ કરશો. ૩૬

ब्राह्मणान्पर्युपासीत प्रातरुत्थाय पार्थिवः ॥
त्रैविद्यवृद्धान्विदुषस्तिष्ठेत्तेषां च शासने॥३७॥

પ્રતિદિન પ્રાતઃકાળમાં શય્યાનો ત્યાગ કરીને પોતાના સલાહકાર બ્રાહ્મણો જે ઋગવેદ, યજુર્વેદ અને શામવેદમાં પ્રવીણ હોવા ઉપરાંત રાજ્યક્રિય વિષયમાં કુશળ હોય ત્હેમનું ત્હેણે પુજન કરવું અને ત્યાર પછી ત્હેમની આજ્ઞા પ્રમાણે વર્તવું. ૩૭

वृद्धांश्च नित्यं सेवेत विप्रान्वेदविदः शुचीन्॥
वृद्धसेवी हि सततं रक्षोभिरपि पूज्यते॥३८॥

રાજાએ હમેશાં તપ કરતાં અથવા તો વેદનું અધ્યયન કરતાં કરતાં વૃદ્ધ થઇ ગયા હોય એવા વિદ્વાન બ્રાહ્મણોનું સેવન કરવું કારણ કે શાસ્ત્રમાં પણ કહેલું છે કે જો કોઇ માણસ આવા વિદ્વાન્ અને વળી વૃદ્ધ પુરૂષો જેઓ સત્યવાન હોય છે અને જેમનું અંતઃકરણ બ્હારથી તેમજ અંદરથી સંસ્કાર પામેલુ હોય છે તેવા પુરૂષોનુ સેવન કરે છે તો રાક્ષસો જેવા પણ ત્હેમનો સત્કાર કરે છે ત્યારે જ્યારે રાક્ષસો જેવા અજ્ઞાન માણસો તેમને પુજનારનુ માન મેળવે તો જેઓનામાં વિચારશક્તી હોય તેવાં માણસોમાં તેમને પૂજનાર,પૂજાનું સ્થાનક થઈ પડેછે.૩૮

तेभ्योऽधिगच्छेद्विनयं विनीतात्मापि नित्यशः
विनीतात्मा हि नृपति र्न विनश्यति कर्हिचित्
॥ ३९ ॥

પોતાનામાં નમ્રતા હોય છતાં પણ આવા અનુભવી અને વૃદ્ધ તથા બહુશ્રુત મંત્રીઓ પાસેથી તેણે વિનય શીખવો જોઇએ કારણ કે વિનયવાન રાજાનો કોઈ પણ કાળે નાશ થતો નથી મૃત્યુ પછી પણ તે પોતાના વિનય અને સારાં કામને માટે જીવતોજ ગણાય છે. ૩૯

बहवोऽविनयान्नष्टा राजानः सपरिच्छदाः॥
वनस्था अपि राज्यानि विनयात्प्रतिपेदिरे
॥ ४० ॥

વિનયરહીત મ્હોટા મ્હોટા રાજાઓ થોડાજ વખતમાં ત્હેમના અવિચારી આચરણોને લીધે રાજ્યપાટ, વાહન, ધન દોલત અને કુટુંબ કબીલા સાથે થોડાજ સમયમાં નાશ પામેલા છે જ્યારે વિનયથી વનમાં રહેનાર સાધુઓ અને એકાંતીક પુરૂષો પણ રાજ્યને પામેલા છે. ૪૦

वेनोविनष्टोऽविनयान्नहुषश्चैव पार्थिवः ॥
सुदासो यवनश्चैव सुमुखो निमिरेव च ॥४१॥

વેન તથા નહુષ પૃથ્વીપતીઓ તેમજ યવનના પુત્રો સુદાસ નિમિ, સુમુખ અને તેથી પોત પોતાના અવિનયને લીધે નાશ પામ્યા. ૪૧

पृथुस्तु विनयाद्राज्यं प्राप्तवान्मनुरेव च ॥
कुबेरश्च धनैश्वर्यं ब्राह्मण्यं चैव गाधिजः॥४२॥

અને વિનયને લીધેજ પૃથુ અને મનુને રાજ્ય મળ્યાં અને કુબેર તે અક્ષય દ્રવ્યના કોશનો કોશાધિકારીથયો અને ગાધિપુત્ર વિશ્વામિત્ર ક્ષત્રી હોવા છતાં એજ દેહથી બ્રાહ્મણત્વને પામ્યા. ૪૨

त्रैविद्येभ्यस्त्रयीं विद्यां दण्डनीतिं च शाश्वतीम् ॥
आन्वीक्षिकीं चात्मविद्यां वार्तारम्भांश्च लोकतः
॥ ४३ ॥

રાજાએ ત્રણે વેદ ભણનારા પ્રવિણ બ્રાહ્મણ પાસેથી ત્રણે વેદ શીખવા અને પ્રથો-

ઓના પ્રમાણ તથા વાકયોના અર્થ સમજવા, સર્વ વાતે રાજ્ય કેમ ચલાવવું અર્થાત્ ગુન્હેગારોને કેમ પકડવા ત્હેમનો કેમ દંડ કરવો વિગેરેનું જ્ઞાન આપનારૂ નિતિ શાસ્ત્ર શીખવું, કુશળ અર્થ શાસ્ત્રી પાસેથી અર્થ શાસ્ત્રનો બરાબર અભ્યાસ કરવો, તેમજ કોઇ સ્વાલ કરે તો ત્હેનો યુક્તિ કરીને કેવો પ્રત્યુત્તર આપવો અર્થાત્ પ્રત્યુત્તર આપતાં બંધાઇ ન જવાય તેવા પ્રત્યુત્તર આપતાં આવડે તેટલા માટે તર્ક શાસ્ત્રીયો પાસેથી તર્કવિદ્યા શીખવી, તથા બ્રહ્મનું જ્ઞાન થાય એવી બ્રહ્મવિદ્યા જેથી કરીને સુખમાં હર્ષ ન થાય તેમજ દુખમાં શોક ન થાય તેવી બ્રહ્મવિદ્યા જેથી પરમાત્મા બ્રહ્મનું જ્ઞાન મળે તે શીખવી અને પોતાની પ્રજામાંના જુદા જુદા વર્ગના વેપારીઓ પાસેથી અર્થ દ્રવ્ય ઉત્પન્ન કરવાના જુદા જુદા હુન્નરો—વ્હેપારો શીખવા જેવા કે પોતાના રાજ્યમાં જે ધંધો હોય તે વ્યાપાર—ખેતીવાડી—હુન્નર વિગેરે વિગેરે. ૪૩

**इन्द्रियाणां जये योगं समातिष्ठेद्दिवानिशम् ॥**
**जितेन्द्रियो हि शक्नोति वशे स्थापयितुं प्रजाः ॥ ४४ ॥**

ચક્ષુ વિગેરે ઇન્દ્રિયોને વિષયમાં આશક્ત થતાં રોકવાને માટે તેણે હમેશાં એકજ સરખી રીતે રાત દિવસ પ્રયત્ન કરવો કારણ કે જે રાજા જીતેંદ્રિય હોય છે તેજ પોતાની પ્રજા ઉપર પૂરેપૂરો દાબ રાખી શકે છે. ૪૪

**दश कामसमुत्थानि तथाष्टौ क्रोधजानि च ॥**
**व्यसनानि दुरन्तानि प्रयत्नेन विवर्जयेत् ॥ ४५ ॥**

રાજાએ ઘણો શ્રમ કરીને પણ અઢાર પ્રકારનાંજ વ્યસનો છે ત્હેનો હમેસાં ત્યાગ કરવો આ વ્યસનોથી શરૂઆતમાં સુખ મળે છે પણ છેવટ જતાં અંતમાં ત્હેનનાથી વ્યસનીને અત્યન્ત દુઃખ થાય છે. અઢાર પ્રકારનાં વ્યસનોમાં પણ બે પ્રકાર છે. દશ વ્યસન વિષયની ઇચ્છાથી ઉત્પન્ન થાય છે અને બીજાં આઠ તે ક્રોધમાંથી ઉત્પન્ન થાય છે. ૪૫

**कामजेषु प्रसक्तो हि व्यसनेषु महीपतिः ॥**
**वियुज्यतेऽर्थधर्माभ्यां क्रोधजेष्वात्मनैव तु ॥ ४६ ॥**

પ્હેલા પ્રકારનાં દશ એટલે કામ વૃત્તિના વ્યસનોમાં આશક્ત રાજા પોતાના દ્રવ્ય અને ધર્મથી હિન થાય છે અર્થાત્ કામની સર્વે ઇચ્છાઓ સંતોષવામાંતે ત્હેના દ્રવ્યનો ભોગ આપે છે અને કામમાંથી થતાં અધર્મ રૂપી વ્યભિચાર કરવાથી તે ધર્મથી નષ્ટ થાય છે અને ક્રોધમાંથી ઉત્પન્ન થતાં બાકીનાં આઠ વ્યસનમાં જો તે આશક્ત હોય છે તો ક્રોધ જે એક પ્રકારનો અગ્નિ છે તેને લીધે પોતાના દેહમાં તે ક્ષીણ થતો જાય છે. ૪૬

**मृगयाक्षो दिवास्वप्नः परिवादः स्त्रियो मदः ॥**
**तौर्यत्रिकं वृथाट्या च कामजो दशको गणः ॥ ४७ ॥**

ઉપર કહ્યાં તે દશ પ્રકારનાં કામ વૃત્તિથી ઉત્પન્ન થતાં દશવ્યસનો તે નિચે પ્રમાણેનાં જાણવાં:—

મૃગયા એટલે પ્રાણીયોની હિંસા—શીકાર કરવો તે. अक्षः એટલે પાનાંથી અથવા તો

પૈસા રૂપીયા વિગેરેથી અથવા તો પાસામાં હોડથી રળવાની રમત જુગાર. दिवास्वप्नः સર્વ કામનો ત્યાગ કરીને આળસ કરીને દિવસે ઉંઘવું તે, परिवाद પારકી નીંદા કરવી તે, स्त्रियः અનેક સ્ત્રિયો સાથે પશુ વૃત્તિ પ્રમાણે સંભોગ કરવાની ઇચ્છા કરવી અર્થાત્ રતિમાં અનિતી ભરેલું વર્તન કરવું, मद દારૂ અથવા તો કોઇ પણ કેફી પ્રવાહીનું પાન કરવું, तौर्यत्रिकं ત્રણ જાતના ગાયનની મોજ શોખના પ્રકાર કરવા અથવા નાચ રંગ કરવા અથવા ગાયન કરવાં વાજિંત્ર વગાડવાં વિગેરે, अनर्थाटया એટલે કોઈ પણ પ્રયોજન વિના આમતેમ ભટકયા કરવું આ પ્રમાણેનાં દશ પ્રકારનાં જે વ્યસન ગણાવ્યા તે કામ અથવા વિષય સુખની ઇચ્છાથીજ ઉત્પન્ન થાય છે જે સર્વ શરૂઆતમાં સુખ આપે છે પણ અંતે ઘણાંજ દુઃખ દાયક છે ત્હેનો રાજા એ હમેશાં ત્યાગ કરવો. ૪૭

पैशुन्यं साहसं द्रोह ईर्ष्यासूयार्थदूषणम् ॥
वाग्दण्डजं च पारुष्यं क्रोधजोऽपि गणोऽष्टकः ॥ ४८ ॥

હવે અરાઢ દુર્ગુણમાંના બાકી રહેલા આઠ દુર્ગુણો જે ક્રોધથી ઉત્પન્ન થાય છે તે નિચે પ્રમાણે જાણવા.

पैशुन्य એટલે વગર જાણે વગર વિચારે કોઇના દોષ અન્યના આગળ વર્ણવા, साहस કોઇપણ કાર્યનુ પરિણામ શુ આવશે ત્હેનો વિચાર કર્યા વિના કામ શરૂ કરવું અર્થાત્ ભવિષ્યનો વિચાર કર્યા વિના ઉદ્ધતાઇનાં પગલાં ભરવાં, द्रोह કોઇના ઉપરની પ્હેલાંની અદેખાઇ અથવા વેરના કારણે ત્હેને છેતરીને શિક્ષા કરવી અથવા ફસાવવો. ईर्षा કોઇના સારાને અથવા સારા ગુણને સહન ન કરી શકાય એવી જે અદેખાઇ તે, असूया પોતાનામાં અવગુણ તેટલા માટે બીજાનામાં પણ અવગુણજ છે એમ જાણીને પારકાની નિંદા કરવી તે, अर्थदूषण જંગમ મીલકત અથવા દ્રવ્ય ઉપર પોતાનો અધિકાર ન હોય છતાં કોઇની પાસેથી તે પચાવી પડવી અને ત્હેના ખરા માલીક અથવા વારસને તે ન આપવી તે, वाग्दण्डज વાચા. શબ્દ વડેકોઇને વિના કારણ દંડ દેવો અર્થાત્ ગાળો દેવી તે. पारुष्यं તથા કોઇને કોઈ વાંક અથવા સહેજ સાજ બોલા બોલી થતાં તપી જઇને મારવા દોડવું તે સઘળા દુર્ગુણો ક્રોધથી ઉત્પન્ન થાય છે અને ત્હેનાથી અતે વ્યસની દુર્ગુણવાળાના દેહનો નાશ થાય છે. ૪૮

द्वयोरप्येतयोर्मूलं यं सर्वे कवयो विदुः ॥
तं यत्नेन जयेल्लोभं तज्जावेतावुभौ गणौ ॥ ४९ ॥

ઉપર ગણાવ્યા તે અરાઢ દુર્ગુણોમાં મુખ્ય બે મ્હોટા દુર્ગુણ કામ અને ક્રોધથી ઉત્પન્ન થાય છે અને કામ અને ક્રોધ રૂપી જે સર્વથી મ્હોટા દુર્ગુણો છે તે વિદ્વાનોના ધારવા પ્રમાણે લોભમાંથી ઉત્પન્ન થાય છે પછી તે લોભ દ્રવ્યનો હોય અથવા તો બીજા કશાનો હોય માટે જ્ઞાની પુરૂષે તો હમેશાં પોતાની વૃત્તિમાં લોભનો પ્રવેશ ન થવા દેવો જોઇએ. ૪૯

पानमक्षाः स्त्रियश्चैव मृगया च यथाक्रमम् ॥
एतत्कष्टतमं विद्याच्चतुष्कं कामजे गणे ॥ ५० ॥

કામથી ઉત્પન્ન થનારાં દશ વ્યસનોમાં બાકીનાં છ કરતાં વધારે દુઃખ અને હાની

કરનારાં તો મદ્યપાન દારૂ અથવા કેફી પ્રવાહીનું પાન કરવું તે અક્ષાની પાશા અથવા પાનાથી જુગાર રમવું તે સ્ત્રિય ઘણી સ્ત્રીયોની સાથે ક્રીડા તથા મૃગીયા પશુ પક્ષીઓનો પોતાના શોખને માટેજ વધ કરવો. શીકાર કરવો તે ચારજ છે. ૫૦

दण्डस्य पातनं चैव वाक्पारुष्यार्थदूषणे ॥
क्रोधजेऽपि गणे विद्यात्कष्टमेतत्रिकं सदा ॥ ५१ ॥

અને ક્રોધથી ઉત્પન્ન થનારાં આઠ વ્યસનોમાં પારુષ્ય કોઈના ઉપર ખીજાજ કરીને લાકડી લઇને મારવો અસુયા કોઈની નિંદા કરવી અથવા સત્યાસત્યનો વિચાર કર્યા વિના કોઇનું ખોટું બોલવું અને અર્થ દુષણ વિનાહકે કોઈની માલ મીલકત તથા દ્રવ્યને પચાવી પાડવાં અર્થાત્ યોગ્ય હકદાર માણસોને હક ખુચાવીને પોતે રાખવાં એવા જે ત્રણ દુર્ગુણો તે ઘણાજ હેરાન કરનારા છે. ૫૧

सप्तकस्यास्य वर्गस्य सर्वत्रैवानुषङ्गिणः ॥
पूर्वंपूर्वं गुरुतरं विद्याद्व्यसनमात्मवान् ॥५२॥

ઉપર ગણાવ્યાં તે બે મુખ્ય પ્રકાર કામ અને ક્રોધમાંથી ઉત્પન્ન થતાં જુદાં જુદાં અઢાર વ્યસનોમાંનાં સાત ઘણાં કષ્ટદા ગણાવ્યાં ત્હેમાં પણ એક એકથી બીજુ વધારેજ દુઃખી કરનાર છે અને આ સાત તો દરેક રાજ્ય મંડળમાં બહુધા જણાય છે પ્રસસ્ત ચિતવાળા રાજાએ તો જુગાર કરતાં મદ્યપાનને વધારે હાનીકરતા જાણવું કારણ કે જુગારમાં તો પૈસાની આવજા થાય છે પણ મદ્યપાન કરવાથી તો માનસી શક્તીઓમાં વિકાર થાય છે ને તે સારા નરસાનો વિચાર કરવાને અસમર્થ હોય છે અને તેથી જે પ્રમાણે મનમાં તે સમયે વિકાર ઉત્પન્ન થાયછે તે પ્રમાણેની ચેષ્ટાઓમાં મદ્યનો વિચાર કરે છે. વળી મદ્યની અસર ઉપર જણાવ્યા પ્રમાણે મગજની શક્તીઓ ઉપર થતો ત્હેની શારીરીક તંદુરસ્તીમાં પણ વિકાર થાયછે. જુગાર રમવામાં સ્ત્રીસંગ કરતાં પણ વધારે કષ્ટ સમાયેલું છે કારણ કે જુગાર રમતાં એક એકના ઉપર વૈરથાય છે જ્યારે સ્ત્રીસંગમાં તો સંતતિ ઉત્પન્ન કર્યાનું પણ ફળ સમાયલું છે, સ્ત્રિસંગમાં મૃગયા કરતાં વધારે દોષ અને દુખ સમાયલાં છે કારણ કે નિયમ તથા કામ વિરૂદ્ધ સ્ત્રિનો સંગ કરવાથી ધર્મનો લોપ થાય છે અને વ્યભિચાર કરવાથી રોગની ઉત્પત્તિ થાય છે જ્યારે મૃગયામાં હિંસા થાય છે પણ હિંસા કરતાં ઘણાં કષ્ટ વેઠવાં પડે છે અને તેવા મૃગયામાં અંગ કસરત હોવાથી શરીરને આરોગ્ય મળે છે આ પ્રમાણે કામ વૃત્તિનાં દશ વ્યસનો (પાપો)માં મુખ્ય જે ચાર તેમા છેલ્લાથી માંડીને તેના પહેલાંનું વધારે કષ્ટ દેનારૂછે. હવે ક્રોધથી ઉત્પન્ન થનારાં આઠ પાપોમાં ત્રણજ મુખ્ય કહ્યાં તેમાં વાકપારુષ્ય કરતાં અર્થાત્ કોઇને પણ મેંણાં મારીને દુખ દેવાય તેના કરતાં દંડપારુષ્ય એટલે કોઇને મારવું તે વધારે કષ્ટ આપનાર છે કારણ કે વાકપારૂષ્યનું તો કોઇ પણ રીતે સમાધાન થાય છે તેજ પ્રમાણે અર્થ દુષણ પણ કષ્ટ આપનાર છે આ પ્રમાણે આ મુખ્ય સાત પાપ એક એકથી વધારે સંતાપ કરનારાં છે. ૫૨.

व्यसनस्य च मृत्योश्च व्यसनं कष्टमुच्यते ॥
व्यसन्यधोऽधो व्रजति स्वर्यात्यव्यसनी मृतः
॥ ५३ ॥

ઉપર ગણાવ્યાં ને વ્યસનો અને મરણની સરખામણી કરીયે તો પણ વ્યસન વધારે દુઃખ કરનારાં છે અર્થાત્ આ લોકમાંજ વ્યસની માણુસ દુઃખ પામે છે એટલુંજ નહી પણ મરણ પછી પરલોકમાં પણ તે ઘણા દુઃખને પામે છે કારણ કે શાસ્ત્રના નિયમ પ્રમાણે ત્હેનાં કરેલાં વ્યસનરૂપી પાપ કર્યાની શિક્ષા ભોગવવાને માટે ત્હેને મૃત્યુ પછી અનુક્રમે નિચ યોનિમાં જન્મ લેવો પડે છે જ્યારે જે માણુસને કોઈપણ વ્યસન નથી અર્થાત્ જેણે કંઇ પાપ કર્યા નથી હોતાં તે પોતાના પુણ્યના ફળને લીધે ઉંચી ઉંચી યોનિમાં જન્મ પામી અંતે સ્વર્ગને પ્રાપ્ત કરે છે. ૫૩

मौलाञ्छास्त्रविदः शूराँल्लब्धलक्षान्कुलोद्गतान् ॥
सचिवान्सप्त चाष्टौ वा प्रकुर्वीत परीक्षितान्
॥ ५४ ॥

રાજ્ય કારભાર ચલાવવા માટે વંશપરંપરાથી રાજ્યનીજ નોકરી કરતા હોય તેવા કુટુંબના, સર્વ વેદને જાણનાર, શૂરવીર, જેનામાં શસ્ત્રવિદ્યા વ્યુહરચના વિગેરેનું સંપૂર્ણ જ્ઞાન હોય તેમજ સારાં લક્ષણવાળા, સારાં કુળવાળા હોય તેવા કુટુંબોમાંથી સાત આઠ કારભારીઓને પસંદ કરી કાઢવા અને ત્હેમાં પણ ખાસ કરીને જોવું જોઇએ કે તેવો નિવડેલા છે અર્થાત્ ત્હેમના પ્રત્યેકના શાસ્ત્રમાં તેઓએ પ્રસંગ આવે કુશળતા દર્શાવેલી છે કે કેમ? ૫૪

अपि यत्सुकरं कर्म तदप्येकेनदुष्करम् ॥
विशेषतोऽसहायेन किंतु राज्यं महोदयम्
॥ ५५ ॥

કારણ કે સાધારણ કામ જે એક માણુસ ઘણીજ સ્હેલાઇથી કરી શકે તેમ જણાતું હોય છે તે પણ કોઇ કોઇ વખત અન્યની સહાયતા વિના પુરેપુરૂં કરી શકાતું નથી તો રાજ્ય કારભાર જેવું મહાભારત કામ જેમાં મ્હોટી ઉપજ નિપજની આવક અને ત્હેના પ્રમાણુની ખર્ચની જાવકનો હિસાબ કરવાનો હોય ત્હેનાં અંગે ભિન્નભિન્ન ખાતાંઓની દેખરેખ રાખવાની હોય તો તે રાજા કોઇ પણ સલાહકાર વિના એકલો પંડે કેમજ ચલાવી શકે. ૫૫

तैः सार्धं चिन्तयेन्नित्यं सामान्यं संधिविग्रहम् ॥
स्थान समुदयं गुप्तिं लब्धप्रशमनानि च ॥५६॥

પોતાના સર્વ મંત્રીઓની સભા કરીને ત્હેણે ત્હેમની સાથે હમેશાં નીચેના ચાર સવાલો વિશે વિચાર કરવો અને તે પ્રમાણે પોતાના રાજ્યના નિયમો કરવા. ૧ કોની જોડે સલાહ સંપ રાખવો; કોણ આપણા શત્રુઓ છે, અને તેમથી સાથે સમયને અનુસરતાં વિગ્રહ કરવા જેવું છે કે સલાહ કરવી જોઇએ. ૨ લશ્કર–હય–ગજ–રથ પાયદલ વિગેરેનું રક્ષણ કરવાને માટે યોગ્ય બંદોબસ્ત છે કે નહી તથા તેમની સ્થિતિ કેવી છે તે જાણવું જોઇએ. ૩ દેશની આવક તથા ખર્ચનો વિચાર કરવો તથા ૪ તે આમદાનીથી પોતાની રૈયતના સુખને માટે શાશા ઉપાયો કરવા તથા પોતે પ્રાપ્ત કરેલાનુ સત્પાત્રને દાન આપી સદ્ ઉપયોગ કરવાનો પણ વિચાર કરવો. ૫૬

**तेषां स्वंस्वमभिप्रायमुपलभ्य पृथक्पृथक् ॥**
**समस्तानां चकार्येषु विदध्याद्धितमात्मनः ॥ ५७ ॥**

આ પ્રમાણેના રાજ્યકારભારના સવાલોમાં પોતાના પ્રત્યેક મંત્રીયોનો શો શો અભિપ્રાય છે તે યુક્તીથી જાણી લઇને પછી તેમનો સઘળાનો એક અભિપ્રાય લેવો અને ત્યાર પછી પોતાના રાજ્યના તેમજ પોતાના હિતને માટે જે યોગ્ય લાગે તેમ કરવું.૫૭

**सर्वेषां तु विशिष्टेन ब्राह्मणेन विपश्चिता ॥**
**मन्त्रयेत्परमं मन्त्रं राजा षाड्गुण्यसंयुतम् ॥ ५८ ॥**

પરંતુ રાજ્યકારભારને માટેની રાજકીય બાબતનાં જે ઘણીજ અગત્યનાં કારણો છે તે સંબંધી વિચાર તો તેણે પોતાના સઘળા મંત્રીયોમાં જે બ્રાહ્મણ હોય અને વેદનો જાણનાર વયો વૃદ્ધ અને કુશળ હોય ત્હેની સાથેજ કરવો. ૫૮

**नित्यं तस्मिन्समाश्वस्तःसर्वकार्याणि निःक्षिपेत्**
**तेन सार्धं विनिश्चित्य ततः कर्म समारभेत् ॥ ५९ ॥**

તેવા મંત્રીના ઉપર રાજાએ પૂર્ણ ભરોંસો રાખીને પૂરેપૂરો રાજનો કારભાર તેને શીર સોંપવો અને દરેક બાબતમાં તેની સલાહ લેવી અને તેનીજ સાથેના છેલ્લા નિરાકરણ ઉપર આવીનેજ કામનો આરંભ કરવો. ૫૯

**अन्यानपि प्रकुर्वीत शुचीन्प्राज्ञानवस्थितान् ॥**
**सम्यगर्थसमाहर्तॄनमात्यान्सुपरीक्षितान् ॥ ६० ॥**

મંત્રીમંડળને નિમ્યા પછી ત્હેમના હાથ નીચે કામ કરવાને માટેના અમલદારો પણ રાજાએજ નિમવા આ અમલદારો પ્રમાણીક, બુદ્ધિમાન, દ્રઢમનના, રાજ્યની આમદાનીનો યોગ્ય સંગ્રહ કરનાર મ્હેસુલ વીગેરે રાજ્યની નીયમસરની આવકને વખતે વખતે વસુલ કરવામાં ચતુર અને સર્વ વાતમાં કુશલ જણાયલા હોય તેવા રાખવા જોઇએ. ૬૦

**निवर्त्तेतास्य यावद्भिरितिकर्तव्यता नृभिः ॥**
**तावतोऽतन्द्रितान् दक्षान् प्रकुर्वीत विचक्षणान् ॥ ६१ ॥**

આ પ્રમાણે પોતાના રાજ્યનું કામકાજ બરાબર રીતે નિયમસર ચલાવવાને માટે જેટલા ખાસ જરૂરના હોય તેટલા પોતપોતાના કામમાં પ્રવીણ આળસ વિનાના અને ઉત્સાહી હોય તેમને રાજાએ પોતાની નોકરીમાં રાખવા પણ જોઇએ તેમના કરતાં વધારે અમલદારોને રોકવા નહી. ૬૧

**तेषामर्थे नियुञ्जीत शूरान् दक्षान् कुलोद्गतान् ॥**
**शुचीनाकरकर्मान्ते भीरूनन्तर्निवेशने ॥ ६२ ॥**

આ પ્રમાણે અમલદારોને કાઢયા પછી ત્હેમના ગુણ પ્રમાણે ત્હેમને લાયકની જગ્યાઓ ઉપર ત્હેમને નિમવા ત્હેમાં જેઓ શુરવિર હોય તથા બુદ્ધિવાન, ઉંચ કુલના અને પ્રમાણીક હોય તેમને ઉપજના હિસાબી ખાતામાં-વસુલાત ખાતમાં નિમવા; અર્થાત્ ત્હેમને જ્યાં સોના રૂપા તથા જર ઝવાહીરની ખાંણો હોય, ભંડાર હોય તેવી જોખમ ભરેલી જગ્યા ઉપર નીમવા અને જેઓમાં શુર ન હોય અથવા બિરૂ બ્હીકણ

હોય તેમને મ્હેલની અંદરનાં કામકાજ જેવાં કે ભોજન શયન અથવા તો રાણીવાસમાં નોકર રાખવા. ૬૨

दूतं चैव प्रकुर्वीत सर्वशास्त्रविशारदम् ॥
इङ्गिताकारचेष्टज्ञं शुचिंदक्षं कुलोद्गतम् ॥
॥ ६३ ॥

પોતાના એલચી તરીકે ત્હેણે જે માણસ સર્વ શાસ્ત્ર ભણેલો હોય તથા ઈંગિત, આકાર, અને ચેષ્ટા એટલે જે ઇસારત માત્રથી પણ વાત સમજી જાય તેવો ચતુર હોય તથા માણસની મુખાકૃતિ ઉપરથી ત્હેના મનના સંકલ્પોને વર્તી શકે તેવો હોય અથવા તો ત્હેના હાથના અથવા તો શીરના અવયવોના ચાળાથી પણ સામા માણસના શા વિચારો છે તે જાણી શકે તેવો પ્રમાણીક, ચતુર દેશકાળને જાણતો હોય ત્હેને નિમવો. ૬૨

अनुरक्तः शुचिर्दक्षःस्मृतिमान् देशकालवित् ॥
वपुष्मान् वीतभीर्वाग्मी दूतो राज्ञः प्रशस्यते
॥ ६४ ॥

વળી ત્હેને રાજ્યના સર્વ લોકો પોતાનો ગણતા હોય અર્થાત્ સર્વને તે સામાન્ય રીતે ચહાતો હોય અને પ્રજા પણ તેને સામાન્ય પ્રેમથી ચ્હાતી હોય,* હાથનો ચોખો, નિતીવાળો, રૂપવાન બોલવામાં બહાદુર કોઇપણ પ્રકારનુ અઘરૂ કામ સોંપવામાં આવ્યું હોય છતાં બિન ધાસ્તીથી કરી સકે એવો હોય તેવા ગુણવાળો હોય ત્હેને રાજાએ પોતાનો એલચી રાખવો. ૬૪

अमात्ये दण्ड आयत्तो दण्डे वैनयिकी क्रिया॥
नृपतौ कोषराष्ट्रे च दूते संधि विपर्ययौ॥६५॥

પોતાના સેનાપતીને રાજાએ હય–દળ અર્થાત્ ઘોડા તથા પાયદલના લસ્કરને સોંપવું અને ત્હેણે દંડ–શિક્ષાના ભયથી ત્હેમના ઉપર પૂરતો બંદોબસ્ત રાખવો અને સૈન્ય પોતેજ દંડરૂપ હોવાથી સમગ્ર પ્રજા પછી વિનયથી વર્તે છે, કારણ કે ન્યાયખાતાના અમલદારો તેમજ લસ્કરી અમલદારો પ્રજામાં અન્યાયથી વર્તનારા ગુન્હેગારોને લશ્કરની સહાયતાથીજ શિક્ષા કરે છે. દેશની આવક જાવકનો તથા સર્વ નાંણા સંબંધી હિસાબ રાજાએ પોતે રાખવો અને સલાહસંધી તથા વિગ્રહ વિગેરેનું કામ પોતાના કાબેલ એલચીને સોંપવું.

दूत एव हि संधत्ते भिनत्त्येव च संहतान् ॥.
दूतस्तत्कुरुते कर्म भिद्यन्ते येन वा न वा
॥ ६६ ॥

એલચીનું કામ રાજાને ખંડીયા રાજાઓ કરી આપવા અથવા એક રાજાને બીજા રાજાની સાથે સલાહ સંપમાં રહેવા દેવો અથવા લઢાવવો તે સઘળુ છે માટે રાજાએ સંધી વિગ્રહનું કામ તો એલચીનેજ સોંપવું કારણ કે રાજાને બીજાં રાજ્યોની સાથે સંપમાં રહેવાનું અથવા લડાઈ કરવાનું ત્હેનાથીજ બની શકે છે. ૬૬

स विद्यादस्य कृत्येषु निगूढेङ्गितचेष्टितैः ॥
आकारमिङ्गितं चेष्टांभृत्येषु च चिकीर्षितम्
॥ ६७ ॥

પર રાજ્યના રાજાના શા શા વિચારો છે તે સઘળા એલચીએ જ્યારે તે રાજાનો માણસ પોતાના રાજાની પાસે વિઠ્ઠિને માટે આવે ત્યારે ત્હેના ભાષણ ઉપરથી અથવા તે

ત્હેના હાથના ચાળા કે મ્હોંની આકૃતિ ઉપરથી બરાબર સમજી લેવા જોઇએ કે સર્વથી પોતાના રાજાને વાકેફ કરીને જે યોગ્ય લાગે તે રસ્તો પ્રસંગને અનુસરીને બતાવવો. ૬૭

**बुद्ध्वा च सर्वं तत्त्वेन परराजचिकीर्षितम् ॥**
**तथा प्रयत्नमातिष्ठेद्यथात्मानं न पीडयेत्॥६८॥**

આ પ્રમાણે સામાવાળીઆ રાજાના વિશ્વાસુ માણસની વાતચિત તેમજ ચાળા ચટકા ઉપરથી તે રાજા શું કરવાનો વિચાર રાખે છે તે જાણી લઇને પોતાના રાજાને કોઈ પણ જાતની હરકત ન આવી પડે તેવી રીતના ઉપાય લેવા. ૬૮

**जाङ्गलं सस्यसंपन्नमार्यप्रायमनाविलम् ॥**
**रम्यमानतसामन्तं स्वाजीव्यं देशमावसेत्**
**॥ ६९ ॥**

પોતાના રાજ્યમાં જે સ્થળની આસપાસ મ્હોટું ખુલ્લું મેદાન હોય, હવા સુકી (ભેજ વગરની) હોય, ધાન્ય પુષ્કળ પાકતું હોય, જમીન રસાળ હોય, જ્યાં સારા સુધરેલા અને સંસ્કાર પામેલા માણસો વસતા હોય, જ્યાં કોઈ પણ પ્રકારના ચેપી રોગનો ઉપદ્રવ ન હોય, રમણીય હોય, પ્રજા આજ્ઞાંકિત અને વફાદાર હોય અને જ્યાં હમેશાં પોતાનું અને પોતાની સમગ્ર પ્રજાનું સ્હેલાઇથી ગુજરાન ચાલી શકે તેવું હોય ત્યાં પોતાનું રહેવાનું સ્થાનક રાખવું. ૬૯

**धन्वदुर्गं महीदुर्गमब्दुर्गं वार्क्षमेव वा ॥**
**नृदुर्गं गिरिदुर्गं वा समाश्रित्य वसेत्पुरम्**
**॥ ७० ॥**

આવા રમણીય અને રસાળ ભુમીવાળા પ્રદેશમાં ધન્વદુર્ગ કરીને એટલે ચારે દિશામાં દશ દશ ગાઉ સુધી ફરતાં અરણ્યો આવી રહેલાં હોય અને તેથી કરીને નિર્જન હોવાથી ભયરહિત હોય ત્યાં, અથવા મહી કરીને દુર્ગ એટલે પોતાના ગામની આસપાસ પત્થર અને ચુનાગચીનો પાકો લગભગ બ્હાર હાથ પહોળો કીલો બાંધીને તેવા કોટ વડે સુરક્ષીત શહેર બનાવીને તેમાં રાજાએ પોતાનો વાસ કરવો, અને તેમ ન કરે તો પોતાના રહેવાના શહેરની આસપાસ ખાઈ ખોદીને તેમાં ઘણુંજ પાણી ભરાવવું અથવા તો તે શહેરને ફરતી મોટાં મોટાં વૃક્ષોની ઝાડી કરવી અને તેમાં પણ જે જે સ્થળો વચ્ચે વચ્ચે બાકી રહી જતાં હોય ત્યાં લતાઓ વિગેરે ચઢાવીને તે બંધ કરીને પૂર્ણ રીતે બહારથી રાજનગરનો આભાસ પણ ન જણાય તેમ કરાવવું અથવા તો દુર્ગ કરીને રહેવું એટલે કે ગમે તેવા ભારે સૈન્યની સામે ટક્કર ઝીલાય ને અંદર રહેનારાઓનું બરાબર રક્ષણ થઇ શકે તેટલી સંખ્યાનું હય ગજ તથા પાયદલનું લશ્કર શહેરની ચારે તરફ રાખવું અથવા તો જે પ્રદેશ પહાડી હોય અને જ્યાં પર્વત ઉપર ચઢીને તથા રસ્તાઓમાં ઝરણો તથા કુહરો ઓળંગીને જતાં ઘણોજ અવઘડ પડતી હોય પણ જ્યાં પાણી તથા હવા સારાં હોય અને ધાન્ય પણ પુષ્કળ પાકતું હોય તેવા પ્રદેશમાં નિર્ભયસ્થાન શોધીને રાજાએ વાસ કરવો. ૭૦

**सर्वेण तु प्रयत्नेन गिरिदुर्गं समाश्रयेत् ॥**
**एषां हि बहुगुण्येन गिरिदुर्गं विशिष्यते॥७१॥**

ઉપર જણાવ્યા તે ભિન્ન ભિન્ન પ્રકારના કિલ્લા કોટ કરીને તેની વચ્ચે નગર વસાવીને રહેવા કરતાં પણ પહાડી પ્રદેશમાં આસ-

પાસ ઉંચા ઉંચા પર્વત આવી રહ્યા હોય ત્યાંજ રાજાએ આશ્રય લેવો તે વધારે સારૂ છે કારણ કે ગીરી ઉપર ચઢવું શત્રુને માટે ઘણુંજ કઠીણછે અને તેથી પણ મોટો ફાયદો થાય છે તેના ઉપરની મોટી શીલાઓનોજ બરાબર મારો ચલાવવાથી હજ્જારો શત્રુઓનો જોત જોતામાં નાશ થાય છે. ૭૧

त्रीण्याद्यान्याश्रितास्त्वेषां मृगगर्ता श्रयाऽप्चराः ॥
त्रीण्युत्तराणि क्रमशः प्लवङ्गमनरामराः ॥७२॥

ઉપર ગણાવ્યા તેમાંના પહેલા ત્રણ દુર્ગોમાં મૃગ–હરણ વિગેરે રહે છે જેવા કે ધન્વદુર્ગમાં મૃગ–હરણ રહે છે, મહીદુર્ગમાં ઉંદર તથા પશુ પક્ષી જેવાં ભીંતની અંદર કાણાંમાં રહેનારાંપક્ષીઓ રહે છે તથા અપદુર્ગમાં જળચરો એટલે મગરો તથા મગરમત્સો વિગેરે રહે છે અને બાકીનાં ત્રણ વૃક્ષદુર્ગાદિ દુર્ગ અને ગીરીદુર્ગમાં વાંદરાંઓ માણસો અને દેવતાઓ રહે છે અર્થાત્ તે ઉપરના ગીરીદુર્ગમાં દેવતાનો વાસ છે એટલે તે સર્વ આશ્રયો કરતાં શ્રેષ્ટ છે. ૭૨

यथा दुर्गाश्रितानेतान्नो पहिंसन्ति शत्रवः ॥
तथारयो न हिंसन्ति नृपं दुर्गसमाश्रितम् ॥७३॥

જેવી રીતે પોત પોતાના સુરક્ષીત આશ્રમોમાં રહેનારાં પશુ પક્ષીઓની શિકારીઓ તથા બીજા પ્રાણીઓ હિંસા કરી શકતાં નથી તેજ પ્રમાણે સારા કિલ્લા કોટવાળા સ્થાનકમાં વાસ કરીને રહેલા રાજાને દુશ્મનો કાંઈ પણ ઉપદ્રવ કરી શકતા નથી. ૭૩

एकः शतं योधयति प्राकारस्थो धनुर्धरः ॥
शतं दशसहस्राणि तस्माद्दुर्गं विधीयते ॥७४॥

રાજાએ કિલ્લા કોટવાળા સ્થાનકમાં રહેવું જોઇએ એ પ્રમાણે જે શાસ્ત્રમાં કહેવામાં આવેલું છે ત્હેનું કારણ એજ છે કે ત્યાં આગળ રાજાને નિર્ભય હોય છે છતાં કોઈ શત્રુ ચઢી આવે છે તો પણ કિલ્લા ઉપર રહેલો એક વિર પોતાના તીરવડે નિચેના દશ માણસોને હઠાવવા સમર્થ થાય છે એ પ્રમાણે ફક્ત એકસો માણસનું લશ્કર રાખીને રાજા કિલ્લા કોટવાળા શહેરમાં હોય તો સામુ દશ હજાર માણસનું લશકર આવીને ઉભું રહે ત્યાં સુધી તેને ભય પામવા જેવું રહેતું નથી. ૭૪

तत्स्यादायुधसंपन्नं धनधान्येन वाहनैः ॥
ब्राह्मणैः शिल्पिभिर्यन्त्रैर्यवसेनोदकेन च ॥७५॥

કોટ બાંધ્યા પછી તે કોટમાં દ્રવ્ય, કોઠાર, શસ્ત્ર, વાહન, ધાન્ય, બ્રાહ્મણો તથા કારીગરોને રહેવાને માટેની સગવડ તથા ઘાસ પાણી વિગેરે જરૂરી સાધનોને માટેની જુદી જુદી જગ્યાઓ કરવી જોઇએ અને તે તે સ્થળે દરેકનો જોઇતો સામાન રાખવો જોઇએ કારણ કે કોઇ વખત નગરની બહારથી ઘેરો ઘાલવામાં આવ્યો હોય ત્યારે કિલ્લાની અંદર ભરેલો સરસામાન તેટલો વખત કામમાં લેવાય છે. ૭૫.

तस्य मध्ये सुपर्याप्तं कारयेद्गृहमात्मनः ॥
गुप्तं सर्वर्तुकं शुभ्रं जलवृक्षसमन्वितम् ॥७६॥

આ પ્રમાણેના કિલ્લાને બાંધ્યા પછી તેના મધ્ય ભાગે એક વિશાળ, શુશોભિત, સુરક્ષીત અને સર્વે ઋતુમાં સારી રીતે રહી શકાય તેવો અર્થાત્ ગ્રીષ્મમાં ઝાઝો તાપ ન લાગે પણ સારાં સારાં હવાને માટેનાં જા-

બીયાં મુકેલાં હોય તથા અગાશી ઝરૂખાં હોય તેવો શરદ ૠતુમાં વધારે પવનને લીધે શરદી ન થાય તેવો એ પ્રમાણે તંદુરસ્તી બરાબર રહે તેને માટે સર્વ સવડવાળો, સુંદર તથા નાના પ્રકારના રંગ બેરંગી, રંગોએ રંગીને શોભાયમાન કરેલો તથા તેની આસપાસ સારાં સારાં ફળ પુલનાં ઝાડના બગિચાવાળો તથા નાનાં જળાશયો, તળાવ તથા હોઝ અને ઝરણોવાળો મહેલ બંધાવીને તેમાં રાજાએ વાસ કરવો. ૭૬

तदध्यास्योद्वहेद्भार्यां सवर्णां लक्षणान्विताम्॥
कुले महति संभूतां हृद्यां रूपगुणान्विताम्
॥ ७७ ॥

ઉપર પ્રમાણેનો મહેલ બંધાવીને તેમાં રહેવા ગયા પછી રાજાએ પોતાનીજ જ્ઞાતીની (સવર્ણા), શુભ ચિન્હવાળી અર્થાત્ સર્વાંગે સંપુર્ણ ખોડ ખાંપણ અથવા અશુભ ચિન્હ વીનાની સારા ઊંચા કુળમાં ઉત્પન્ન થયેલી મનોહારીણી અને રૂપવતી, સર્વ ગુણોવાળી કન્યા સાથે તેણે લગ્ન કરવાં. ૭૭

पुरोहितं च कुर्वीत वृणुयादेव चर्त्विजम् ॥
ते ऽस्य गृह्याणि कर्माणि कुर्युर्वैतानिकानि च
॥ ७८ ॥

લગ્ન કર્યા પછી ત્રણ જાતના હોમ કરવાને માટે તેણે પોતાના ગૃહ અગ્નિને માટે પુરોહીત, રૂત્વીક વિગેરેને યથાવિધી યજ્ઞકર્મ કરવાને માટે રાખવા જોઇએ, ૭૮

यजेत राजा क्रतुभिर्विविधैराप्तदक्षिणैः ॥
धर्मार्थं चैव विप्रेभ्यो दद्याद्भोगान्धनानि च
॥ ७९ ॥

રાજાએ શ્રુતિમાં કહ્યા પ્રમાણેના મહા યજ્ઞો જેવા કે અશ્વમેધ વિગેરે યજ્ઞો જેમાં બ્રાહ્મણોને સારી દક્ષણા આપવામાં આવતી હોય તેવા યજ્ઞો કરવા તથા પોતાને સુખ મળે તેટલા માટે ધન દોલત તથા સુખનાં અનેક પ્રકારનાં સાજ બક્ષીને બ્રાહ્મણોને સંતોષવા અને તેમના આશીષ મેળવવી. ૭૯

सांवत्सरिकमाप्तैश्च राष्ट्रादाहारयेद्बलिम् ॥
स्याच्चाम्नायपरो लोके वर्तेत पितृवन्नृषु॥८०॥

પ્રત્યેક વર્ષની આમદાની તેણે લોકો પાસેથી પોતાના વિશ્વાસુ અને પ્રમાણીક અધિકારીઓ મારફતે ઉઘરાવવી અને તેમાં પણ ન્યાય આપવામાં પોતે નિષ્પક્ષપાત કરવો જોઇએ, પોતાની પ્રજા ઉપર તેણે જુલમ કરવો નહી પણ પિતા જેમ પોતાનાં છોકરાં તરફ વર્તન ચલાવે છે તેવી રીતે રાજા એ પ્રજાનો પિતા છે એમજ સમજીને વર્તવું જોઇએ. ૮૦

अध्यक्षान् विविधान्कुर्यात्तत्र तत्र विपश्चितः ॥
तेऽस्य सर्वाण्यवेक्षेरन्नृणां कार्याणि कुर्वताम् ॥ ८१ ॥

જુદા જુદા કામોને માટે માણસો નિમ્યા પછી તેમના દરેકના તે તે કામને માટે જે કુશળ હોય તેવો એક પરિક્ષક નિમવો કારણ કે રાજા પોતે કાંઇ રાજ્યનાં સર્વ ખાતાંઓ ઉપર પોતેજ દેખરેખ રાખી શકતો નથી પણ આવા પ્રવિણ પરિક્ષકો નિમે છે તોજ તેમની મારફતે તેને દરેક ખાતું કેમ ચાલે છે, અમલદારો આળસનો ત્યાગ કરીને પોતપોતાના કર્તવ્યો ન્યાય પ્રમાણે કરે છે કે નહી તેની માહીત થાય છે. ૮૧

आवृत्तानां गुरुकुलाद्विप्राणां पूजको भवेत्॥
नृपाणामक्षयो ह्येष निधिर्ब्राह्मोऽभिधीयते
॥ ८२ ॥

બ્રહ્મચર્ય વ્રતનું પોતાના ગુરૂને ત્યાં પાલન કરીને વેદનો અભ્યાસ પૂર્ણ કરીને ગૃહસ્થી થવાની ઇચ્છાથી ગુરૂને ઘેરથી પોતાને ઘેર પાછા આવનાર બ્રાહ્મણની તેણે (રાજાએ) પુજા કરવી અને તેને સારી દક્ષિણા આપવી તથા સુખવિનોદનાં સાધનો પૂરાં પાડવાં કારણ કે રાજાએ સમજવું જોઇએ કે આવા બ્રાહ્મણને આપેલું દાન તેને આ લોક અને પરલોકમાં સુખ આપનાર છે. ૮૨

न तं स्तेना न चामित्रा हरन्ति न च नश्यति॥
तस्माद्राज्ञा निधातव्यो ब्राह्मणेष्वक्षयो निधिः॥ ८३ ॥

કારણ કે આવા બ્રાહ્મણોને જે દાન આપવામાં આવે છે અને તેથી જે પુણ્ય થાય છે તેનો શત્રુ નાશ કરી શકતા નથી. ચોર લોકો ચોરી શકતા નથી. જેવી રીતે ભુમીમાં સંતાડેલું દ્રવ્ય પણ કાળના ચક્રને વશ થઇને વખત આવે નાશ પામે છે તેમ આ પ્રમાણેનું આપેલું નાશ પામતું નથી, અર્થાત્ બ્રાહ્મણોને આપેલું દાન તે અક્ષય થાપણ છે અને તેથી જયારે પણ જોઇએ ત્યારે તેનો લાભ તો મળવાનો એમ સમજીને રાજાઓએ તેવાં દાન કરીને પોતાના દ્રવ્યનો તે માર્ગે સદઉપયોગ કરવો જેથી આ લોકમાં પોતાના હોદ્દાથી સુખ ભોગવ્યા પછી પરલોકમાં પોતાના વર્તમાન કાળના દ્રવ્યના સદઉપયોગનાં ફળ ભવિષ્યમાં મેળવાય. ૮૩

न स्कन्दते न व्यथते न विनश्यति कर्हिचित्॥
वरिष्ठमग्निहोत्रेभ्यो ब्राह्मणस्य मुखे हुतम्
॥ ८४ ॥

અગ્નિ હોમ વિગેરે યજ્ઞ કર્મમાં નાંખવામાં આવતો હોમ કોઈ કોઈ વખત બરાબર નાંખવામાં ન આવે તો વેદીની બહાર આડો અવળો પડી જાય છે, અને કોઈ કોઈ વખતે વેદીમાં પડે છે પણ જ્યાં અગ્નિ ન હોય તેવી જગ્યાએ પડે તો પછી આખરે સુકાઇ જાય છે અને જો દેવતામાંજ પડે છે તો તે બળી જાય છે અને નાશ પામે છે પણ જો બ્રાહ્મણને ધન ધાન્ય વિગેરે કોઈ ગણુ પ્રકારનું દાન આપવામાં આવ્યું હોય તો તે નથી બળી જતું કે નથી નાશ પામતું પણ વધારે ફળ આપે છે કારણ કે વેદમાં પણ કહેલું છે કે બ્રાહ્મણના હાથમાં જે અગ્નિ રહેલો છે માટે અગ્નિહોમ કર્યા કરતાં બ્રાહ્મણનેજ દાન આપવું તે વધારે શ્રેષ્ટ ગણેલુ છે. ૮૪

सममब्राह्मणे दानं द्विगुणं ब्राह्मणब्रुवे ॥
प्राधीते शतसाहस्रमनन्तं वेदपारगे ॥ ८५ ॥

બ્રાહ્મણવિના ક્ષત્રીય વિગેરેને દાન આપવાથી તેનું પુણ્ય સાધારણ થાય છે અર્થાત દાનનાં વસ્તુના જેટલુંજ થાય છે, બ્રાહ્મણ ન હોય પરંતુ ક્રિયારહિત હોવા છતાં હું પોતે બ્રાહ્મણજ છું એ પ્રમાણે કહીને દાન લે છે તો પણ દાન આપનારને બમણું ફલ મળે છે, તો બ્રાહ્મણ ભણેલો ગણેલો હોય અને તેને દાન આપવામાં આવે તો તો તેથી એક લાખગણું ફળ મળે છે અને સર્વથી વધારે અનંતફળતો વેદગામી જે બ્રાહ્મણ વેદ ભણેલો હોય તેના નિયમો પ્રમાણે વ-

ર્તતો હોય તેને દાન આપવાથી થાય છે.૮૫

पात्रस्य हि विशेषेण श्रद्दधानतयैव च ॥
अल्पं वा बहु वा प्रेत्य दानस्यावाप्यते फलम् ॥ ८६ ॥

દાન આપવામાં ખાસ કરીને પાત્રને દાન આપવું કારણ કે જો દાન આપનાર સઘળાને થોડુ વા વધારે પોતાની શક્તીના પ્રમાણમાં દાન કરે છે તો તેના પુણ્યનો બદલો તો તેને પરલોકમાં અવશ્ય મળે છેજ માટે સુપાત્રને દાન આપવું જોઇએ. ૮૬

समोत्तमाधमै राजा त्वाहूतः पालयन् प्रजाः॥
न निवर्तेत संग्रामात्क्षात्रं धर्ममनुस्मरन्॥८७॥

રાજાએ હમેશાં રાજા તરીકેના પોતાના ક્ષાત્ર ધર્મ શા છે તે સ્મરણમાં રાખવા જોઇએ અને પોતાની પ્રજાના હિતને માટે જ્યારે પ્રજાના ઉપર આફત આવે અથવા દુશ્મન ચઢી આવે ત્યારે પ્રતિપક્ષિ રાજા સમાન બળવાળો, બલહિણુ અથવા તો વધારે બલવાળો હોય તો પણ ત્હેની સાથે સંગ્રામમાં ઉતર્યા પછી ત્હાંને પાછા હઠવું નહી કારણ કે શુરો ક્ષત્રી પોતાના ધર્મને પાળતાં પોતાની પ્રજાના સંરક્ષણને માટે રણભુમીમાં પડે છે તો પણ તેને પરલોક મળે છે. આને માટે અભિમન્યુ જ્યારે લઢવા ગયો હતો ત્યારે પોતે બાળક હતો અને એકલો લઢતો હતો અને શત્રુદળ ઘણું હોવાથી ઘણા તીક્ષ્ણ પ્રહાર ત્હેના ઉપર થતા હતા છતાં પોતાના ક્ષાત્ર ધર્મને તથા "શુરો થઇને જે સામો મરશે ત્હેને ઇંદ્રની અપ્સરા વરશે." એ સિદ્ધાંતને વળગી રહીને ઘણીજ બહાદુરીથી લઢયો હતો અને શત્રુઓનુ ભારે દળ હોવા છતાં ત્હેમના ઉપર જય મેળવ્યો હતો॥ ૮૭

संग्रामेष्वनिवर्तित्वं प्रजानां चैव पालनम् ॥
शुश्रूषा ब्राह्मणानां च राज्ञां श्रेयस्करं परम् ॥ ८८ ॥

આ લોકમાં પોતાનું કલ્યાણ થાય તથા મૃત્યુ પછી પરલોક મેળવાય તેટલા માટે રાજાએ ત્રણ વાંનાં કરવાં જોઇએ પહેલાં ગમે તેવો પ્રસંગ આવે પણ રણભુમીમાં ઉતર્યા પછી કોઇ પણ દીવસ પાછા ઉતરવુંજ નહી અને ઉતર્યા પછી તો પ્રતિપક્ષિયોને હરાવીનેજ અગરતો પોતે રણમાં પડવું, બીજુ પોતાની પ્રજાનું માથું પડે ત્યાં સુધી રક્ષણ કરવું પ્રજાનું સંરક્ષણ કરવામાં ગમે તે પ્રકારની મુશ્કેલીઓ આવી પડે તો પણ તે પણ પોતાનો એક ધર્મજ છે એમ જાણીને તેમાંથી પાછા ન પડવું અને બ્રાહ્મણો તે દેવતાઓજ છે એમ સમજીને તેમને હમેશાં સંતુષ્ટ રાખીને તેમની આશીષ મેળવવી. ૮૮

आहवेषु मिथोऽन्योन्यं जिघांसन्तो महीक्षितः॥
युध्यमानाः परं शक्त्या स्वर्गं यान्त्यपराङ्मुखाः ॥ ८९ ॥

રણ સંગ્રામમાં ઉતર્યા પછી રાજાઓ જ્યારે એક બીજાની સન્મુખ આવીને એક એકના બળનો તિરસ્કાર કરવા તથા એક એકને વચનોરૂપી બાણ મારીને ઉશ્કેરીને લઢવા માંડે છે અને એક એકને મારીજ નાંખવો એવો દ્રઢ નિશ્ચય કરે છે ત્યારે પાછા ન હઠતાં તેમાંના એકનું તો મૃત્યુ થાય છેજ પણ જે મરે છે તે આ લોકમાં હાર્યો કહેવાય છે અને બીજો (મારનાર) જીત્યો કહેવાય છે પરંતુ તેઓ બેઉ જીત્યા છે એક આ લોકમાં (જીતનાર) અને (મરનાર) પર-

**न कूटैरायुधैर्हन्याद्युध्यमानो रणे रिपून् ॥**
**न कर्णिभिर्नापि दिग्धै र्नाग्निज्वलिततेजनैः ॥ ९० ॥**

રાજાએ યુદ્ધમાં ગુપ્ત શસ્ત્રો જે બહારથી લાકડી જેવાં જણાતાં હોય જેવાં કે ગુપ્તી વિગેરેથી શત્રુને પ્રહાર કરવો નહી તેમજ જે હથીયાર શસ્ત્રોના અગ્ર ભાગને ઝેરી પદાર્થ લગાડેલો હોય જેથી શસ્ત્ર વાગતાંજ ઘાયલ માણુસનું મરણ નીપજે તેવાં તથા જે વાગવાથી અગ્નિદાહ જેટલી પીડા જણાય તેવાં શસ્ત્રો લઇને દુષ્મનની સાથે યુદ્ધ કરવું નહી. ૯૦

**न च हन्यात्स्थलारूढं न क्लीबं न कृताञ्जलिम् ॥**
**न मुक्तकेशं नासीनं न तवास्मीति वादिनम् ॥ ९१ ॥**

પોતાની સાથે લઢનાર દુષ્મન ભયભિત થઇને કોઇ ઉંચી ટેકરી ઉપર ચઢી ગયો હોયતો તેને તેમજ દાસ-ગુલામ જેવાને રાજાએ મારવો નહી. વળી જે માણસ રાજાની સાથે પોતાના કરનો સંપુટ કરીને માફી માગતો હોય, જે પોતાના આત્મસંરક્ષણને માટે નાશી જતો હોય તથા જે રાજાને ક્રોધાયમાન જોઇને તેના ચરણ આગળ નમી પડીને હે! રાજન!! હું તમારો આજ્ઞાંકિત દાસજનછું એમ કહેતો હોય તેમના ઉપર રાજાએ પ્રહાર કરવો નહી. ૯૧.

**न सुप्तं न विसन्नाहं न नग्नं न निरायुधम् ॥**
**नायुध्यमानं पश्यन्तं न परेण समागतम् ॥९२॥**

શત્રુ ઊંઘતો હોય તેને, જેના શરીર ઉપરનું કવચ તુટી જવાથી અથવા અન્યકોઇ કારણથી કવચ રહીત હોય તેને, નગ્નને, શસ્ત્ર જેની પાસેથી છીનવી લીધાં હોય ત્હેને તથા જે લઢાઈમાં ભાગ લીધા વિના તટસ્થ રહીને લઢાઇ જોતો હોય તેને અથવા તો જે માણુસ બીજા શત્રુની સાથે યુદ્ધમાં રોકાયલો હોય તેને મારવો નહી. ૯૨

**नायुधव्यसनप्राप्तं नार्तं नातिपरिक्षतम् ॥**
**न भीतं न परावृत्तं सतां धर्ममनुस्मरन् ॥९३॥**

ખરા ક્ષત્રીના શત્રુ પ્રત્યે પણ શા શા ધર્મ છે તે બરાબર જાણનારે શત્રુના ખડ્ગ, વિગેરે શસ્ત્રના ભાગી જવાથી તે શત્રુ શસ્ત્ર રહિત થયો હોય તો ત્હેને, પુત્ર તથા નિકટના સંબંધના મૃત્યુથી વ્યાકુળ હોય ત્હેને, જેના ઉપર ઘણા ઘા થવાથી જે અશક્ત થઇને પડયો હોય ત્હેને તથા જે યુદ્ધથી ભયભિત થઇને પોતાના આત્મ સંરક્ષણને માટે નાશી જતો હોય ત્હેને મારવો નહી ૯૩

**यस्तु भीतः परावृत्तः संग्रामे हन्यते परैः ॥**
**भर्तुर्यद्दुष्कृतं किंचित्तत्सर्वं प्रतिपद्यते ॥९४॥**

યુદ્ધમાં ઉતર્યા પછી જે ક્ષત્રી ભયભિત થઇને પોતાના આત્માના સંરક્ષણને માટે નાસતો હોય છે તે કદાચ માર્યો જાય છે તો ત્હેના પાલન કરનાર રાજાના સર્વ પાપને લઇ જાય છે અર્થાત્ તે નિમકહરામ થાય છે તેથી ત્હેને ત્હેના રાજાનાં જે કાંઇ પાપ હોય છે તે ભોગવવાં પડે છે. ૯૪

**यच्चास्य सुकृतं किंचिदमुत्रार्थमुपार्जितम् ॥**
**भर्ता तत्सर्वमादत्ते परावृत्तहतस्य तु ॥९५ ॥**

અને આ લોકમાં રહીને મૃત્યુપછી પરલોક મળે એ હેતુથી જે કોઈ પુણ્ય ત્હેણે કર્યાં હોય છે ત્હેનું સઘળુ ફળ ત્હેના પાલણ કરનાર રાજાને મળે છે. ૯૫

रथाश्वं हस्तिनं छत्रं धनं धान्यं पशून् स्त्रियः॥
सर्वद्रव्याणि कुप्यं च यो यज्जयति तस्य
तत् ॥ ९६ ॥

લઢતાં લઢતાં જીત મેળવ્યા પછી લુંટ કરતાં હાથી, ઘોડા, ગાડીયો, ધન, ધાન્ય, પશુ સ્ત્રિ વિગેરે જે હાથ આવે તે સઘળાના માલીક લૂટ મેળવનારજ છે પણ વધારે મૂલ્યવાન વસ્તુઓ એટલે કે સોનું રૂપુ કિમતી જર જવાહીર વિગેરે તો પોતાના સરદારો અથવા રાજાનેજ આપવાં. ૯૬

राज्ञश्च दद्युरुद्धारमित्येषा वैदिकी श्रुतिः ॥
राज्ञा च सर्वयोधेभ्यो दातव्यमपृथग्जितम्
॥ ९७ ॥

વેદના નિયમો પ્રમાણે યોદ્ધાઓએ લુંટ કરીને હેમાંથી ઉપર જણાવ્યા પ્રમાણેની કિમતી ચીજો તથા હાથી ઘોડા વિગેરે મૂલ્યવાન વાહનો રાજાની આગળ મુકવાં, પછી રાજાએ પણ પોતાને હાથ જે આવ્યું હોય તે તથા યોદ્ધાઓએ કરેલી લુંટમાંથી જે હેમણે રાજાને અર્પણ કર્યું હોય ત્યાર પછી શેષ રહેલું હોય તે એકઠું કરીને સર્વ યોદ્ધાઓને એકત્ર કરીને હેમના વચ્ચે વેંચી આપવું. ૯૭

एषोऽनुपस्कृतः प्रोक्तो योधधर्मः सनातनः॥
अस्माद्धर्मान्न च्यवेत क्षत्रियो घ्नन् रणे रिपून्
॥ ९८ ॥

આ પ્રમાણેના નિયમો રાજાને માટે કહ્યા છે તે પ્રમાણે હેણે ચાલવું પણ લઢાઇ કરતાં અથવા કર્યા પછી તે સઘળા નિયમ વિરૂદ્ધ વર્તન ખરા ક્ષત્રીએ કોઇપણ પ્રસંગે કરવું નહી. ૯૮

अलब्धं चैव लिप्सेत लब्धं रक्षेत्प्रयत्नतः ॥
रक्षितं वर्धयेच्चैव वृद्धं पात्रेषु निःक्षिपेत्॥९९॥

રાજાએ–ક્ષત્રીયે જે સુવર્ણ વા ભૂમી મેળવ્યાં નથી તે મેળવવાને માટે હમેશાં આતુર રહેવું અર્થાત્ નવાં નવાં રાજ્યો જીતીને તથા જીત મેળવ્યા પછીના દેશોને લુંટીને અથવા રાજાઓને ખંડીયા બનાવીને પોતાના કોશમાં વધારો કરવાની હેણે ઇચ્છા રાખવી, જે દ્રવ્ય પોતાની પાસે હોય હેની બરાબર સંભાળ રાખવી, અને જે દેશ પોતાના કબજામાં હોય હેનું યોગ્ય રક્ષણ કરવું, જે દ્રવ્ય હોય હેને તેમજ દેશને વધારતા જવું અને પોતાની પાસે પુષ્કળ થાય ત્યાર પછી સુપાત્ર જોઇને દેવું હેને દાન કરવું. ૯૯

एतच्चतुर्विधं विद्यात्पुरुषार्थप्रयोजनम् ॥
अस्य नित्यमनुष्ठानं सम्यक्कुर्यादतन्द्रितः
॥ १०० ॥

મનુષ્ય દેહનું સાર્થક કરવાને માટે અર્થાત્ મનુષ્યદેહ પુર્ણ થયા પછી પરલોકમાં સુખ મેળવવાને માટે આ ચાર મુખ્ય સાધનો છે એમ સમજીને તેણે વગર કંટાળે ઉપર જણાવ્યા તે ચારે નીયમો બરાબર પાળવા જોઇએ. ૧૦૦

अलब्धमिच्छेद्दण्डेन लब्धं रक्षेदवेक्षया ॥
रक्षितं वर्धयेद्वृद्ध्या वृद्धं दानेन निः क्षिपेत्
॥ १ ॥

જે રાજાએ તે હજી સુધી મેળવ્યું નથી તે મેળવવાને માટે ભય આપવાનાં હાથી ઘોડા તથા પાયદળનાં જે લશ્કરો હેની પાસે હોય તેમની મદદ લઇને તે આમ

કરવાને માટે તેણે પ્રયત્ન કરવો, જે પ્રાપ્ત થયું છે તેના ઉપર બરાબર નજર રાખી તેને વધારવાને માટે નવા નવા હુન્નરો તથા વ્યાપાર ઉદ્યોગ શોધી કઢાવવા અને જળ ઉપર નવા નવા દરીઆઇ માર્ગ અને તે વાટે ચલાવવાના વ્યાપાર યોજવાને જ્યારે પોતાની પાસે જે દ્રવ્ય હોય તે ઘણુંજ વૃદ્ધિ પામે ત્યારે તેના ભાગ કરીને સુપાત્રને દાન આપવું. ૧૦૧

नित्यमुद्यतदण्डः स्यान्नित्यं विवृतपौरुषः ॥
नित्यं संवृतसर्वार्थो नित्यं छिद्रानुसार्यरेः॥२॥

રાજાએ પોતાના ઘોડેશ્વાર તથા પાયદલના લશ્કરની વારંવાર કવાયત તથા શસ્ત્ર પરીક્ષા કરવી અને પોતે પણ પોતાની શક્તી તપાસવી અર્થાત્ વખતો વખત મૃગયા વિગેરે શ્રમનાં કામ કરીને, પટા ખેલીને નિશાન તાકીને, કસરત કરીને તૈયાર રહેવું કે સમય આવે ગભરાવું ના પડે, મંત્ર આચાર વિગેરે જે ગુપ્ત રાખવા જેવું હોય તે હમેશાં ગુપ્ત રાખવું અને પોતાના શત્રુઓનાં શાં શાં છીદ્રો છે તથા તેમને શાં શાં વ્યસન કરવાની ટેવ છે તેથી હમેંશા જાણીતા રહેવું. ૧૦૨

नित्यमुद्यतदण्डस्य कृत्स्नमुद्विजते जगत् ॥
तस्मात्सर्वाणि भूतानि दण्डेनैव प्रसाधयेत्॥३॥

જે રાજા હરેક ગુન્હેગાર ને તેના ગુન્હાના પ્રમાણમાં શિક્ષા કરવામાં તત્પર રહે છે અને નાના સરખા ગુન્હાને પણ જોયો ન જોયો કરતો નથી તેને સઘળા વશ રહે છે અર્થાત્ દુનિયામાં "ભયવિના પ્રિતી" હોતી નથી તેટલા માટે રાજાએ સર્વ પ્રાણીને વશ કરવાને માટે હમેશાં દંડનો ઘટતો ઉપયોગ કરવો. ૧૦૩

अमाययैव वर्त्तेत न कथंचन मायया ॥
बुध्येतारिप्रयुक्तां च मायां नित्यं स्वसंवृतः॥४॥

પોતાના મંત્રીઓ તથા અધિકારી વર્ગ સાથે રાજાએ હમેશાં કપટ રહીત વર્તણુંક ચલાવવી કારણકે કપટ કરવાથી ત્હેમનો ત્હેના ઉપરથી વિશ્વાસ જતો રહે છે અને યત્નથી પોતાના પંડ તથા પ્રજાની રક્ષા કરવી અને પોતાના જાસુસોની મારફતે દુશમન શીશી મસલતો કરે છે અને શાંશાં તરકટો રચે છે તે જાણવાં. ૧૦૪

नास्य च्छिद्रं परोविद्या द्विद्याच्छिद्रं परस्य तु॥
गूहेत्कूर्म इवाङ्गानि रक्षेद्विवरमात्मनः ॥५॥

પોતે સામાવાલામાં શીશી નબળાઇ અને ખામીઓ છે તે ગમે તેવી યુક્તિ પ્રયુક્તિ કરીને જાણી લેવી પણ પોતાનામાં જે ખામીઓ હોય તે ત્હેને જાણવાને અવકાશ આપવો નહિ જેવી રીતે કાચબો ભયના સમયે પોતાના સર્વ અવયવોને તેની પીઠ જે ઘણી સખત છે ત્હેની નીચે ખેંચી લેછે અને તેથી સામાવાલાથી નિર્ભય રહે છે તે પ્રમાણે રાજાએ પોતાના મંત્રી અને અધિકારી વર્ગને દાન અથવા યોગ્ય સન્માન આપીને લોભાવી પોતાના તરફ ખેંચવા જેથી કરીને તેઓ ત્હેના સામાવાળાની તરફ ભળી જાય નહિ. ૧૦૫.

बकवच्चिन्तयेदर्थान् सिंहवच्च पराक्रमेत् ॥
वृकवच्चावलुम्पेत शशवच्च वि निष्पतेत्॥६॥

જેવી રીતે મત્સ્યો પકડવાને માટે બગલું એક ચિત્ત થઇને માછલાંને જાણે એમ બતાવતું હોય કે ત્હેમને તે જોતુંજ નથી એમ શાંત બેશી રહે છે પણ વખત આવે

માછલાને ઝડપી લેઇને ત્હેનો આહાર કરે છે તેજ પ્રમાણે રાજાએ સામો દુશ્મન પોતે શું કરે છે તે તે ન જાણે તે પ્રમાણે યુક્તિ કરીને ત્હેની ખામીઓ તથા ઇરાદાથી વાકેફ થવું, ત્હેણે જેમ સિંહ ન્હાનો છે પણ લાગ જોઇને મ્હોટા પ્રબળ મદોન્મત્ત હાથીના ઉપર પણ તલપ મારે છે અને ત્હેના મર્મ સ્થાન ઉપર ઘા કરે છે ને ત્હેને જોત જોતામાં વશ કરે છે તે પ્રમાણે રાજાએ પણ દુશ્મન ઉપર ચઢાઈ કરતી વખતે કેવી રીતે વ્યુહ રચના કરવી, કેમ લઢવું અને કયાંથી લઢતાં તથા કિલ્લાને ઘેરો ઘાલતાં પોતે ફાવી શકશે ત્હેનો આગલથી બરાબર વિચાર કર્યા પછી અનુકુળ વખતે ત્હેના ઉપર હુમલ્લો કરવો, જેવી રીતે શીયાળ પાળેલાં પક્ષીઓ જેનો માલીક ત્હેમનું યોગ્ય રીતે રક્ષણ કરે છે અર્થાત ત્હેમને માટે નાના પ્રકારનાં રક્ષણનાં સાધન કરે છે ઢોરને માટે વાડા કરે છે તથા પક્ષીઓને માટે પાંજરાં બનાવે છે તેમ છતાં પણ શીયાળ ત્હેમને બરાબર તપાસીને બેશેછે અને જ્યારે તે અસાવધ હોય છે ત્યારે તેમને મારી નાંખે છે તે પ્રમાણે તેણે (રાજાએ) પણ શત્રુ જ્યારે અસાવધ હોય અર્થાત લશ્કર અસાવધ હોય ત્યારે તેના ઉપર ચઢાઇ કરવી. વળી જે પ્રમાણે સસલુ દુશ્મનો-શીકારીઓના મધ્ય ભાગમાં આવી પડે છે અને હમણાં મરાશે એમ શીકારીઓ ધારતા હોય છે ત્યારે પણ તે ચંચળ હોવાથી તેમની સઘળાની નજર ચુકાવીને સ્હેજમાં નાશી જાય છે તે પ્રમાણે રાજાએ પણ કદાચ પોતે દુશ્મનોમાં ફસાઇ પડે તો તેણે પોતાની અક્કલ હુશિયારીથી છટકી જવાનો ઉપાય યોજવો અને ત્યાંથી છુટા થઇ અન્ય પ્રબળ રાજાનો આશ્રય લેવો ૧૦૬.

**एवं विजयमानस्य येऽस्य स्युः परिपन्थिनः।**
**तानानयेद्वशं सर्वान्सामादिभिरुपक्रमैः ॥ ७ ॥**

ઉપર પ્રમાણેના ઉપાયોથી સજ્જ થયેલા રાજાએ પોતાના પ્રતિપક્ષીઓને વશ કરવાને માટે ચાર પ્રકાર કહેલા છે તેથી અર્થાત શામ-દામ-ભેદ અને દંડથી વશ કરવા ૧૦૭

**यदि ते तु न तिष्ठेयुरुपायैः प्रथमैस्त्रिभिः ॥**
**दण्डेनैव प्रसह्यैतांश्छनकैर्वशमानयेत् ॥ ८ ॥**

આ ચાર ઉપાયોને અનુક્રમે ઉપયોગમાં લેવા અર્થાત શામથી ન માનેતો દામ આપવા દામથી પણ ના લલચાયતો પછી તેને ધમકી આપવી અને તેમ છતાં પણ ન માને તો પછી દંડ-યુદ્ધ કરીને તેને શીક્ષા આપવી ૧૦૮

**सामादीनामुपायानां चतुर्णामपि पण्डिताः ॥**
**सामदण्डौ प्रशंसन्ति नित्यं राष्ट्राभिवृद्धये**
**॥ ९ ॥**

અને ચારે ઉપાયોમાં સામ તથા દંડએ બે વધારે પ્રશસ્ત છે એમ પંડિતો કહે છે કારણ કે તેથી કરીને રાજ્યની તેમજ દેશની દોલતની વૃદ્ધિ થાય છે. ૧૦૯

**यथोद्धरति निर्दाता कक्षं धान्यं च रक्षति ॥**
**तथा रक्षेन्नृपो राष्ट्रं हन्याच्च परिपन्थिनः**
**॥ ११० ॥**

જેવી રીતે ક્ષેત્રપાલ વાવેતરમાંથી ચોખ્ખા પાકને નિંદણાને નિંદી કાઢીને નિરાળો કરી નાંખીને તેનું રક્ષણ કરે છે તેજ પ્રમાણે રાજાએ પોતાની પ્રજામાંથી દુષ્ટ માણસોને કાઢી નાંખવા અને સારા સારા માણસોને રાખીને તેમની બરાબર રક્ષા કરવી ૧૧૦

मोहाद्राजा स्वराष्ट्रं यः कर्षयत्यनवेक्षया ॥
सोऽचिराद्भ्रश्यते राज्याज्जीविताच्च सबान्धवः ॥ ११ ॥

જે રાજા શાસ્ત્રના નિયમોથી અજ્ઞાન હોય છે તેમજ સારા ગુરૂના અભાવે મૂર્ખ હોય છે તેથી ધન ધાન્ય વિગેરે લેવામાં પોતાની પ્રજા ઉપર જુલમ ગુજારે છે તેથી તેના તરફ પ્રજા વૈરભાવથી જુવે છે તેથી અને તેનાં શાસ્ત્ર વિરૂદ્ધનાં અધર્મ આચરણથી તે થોડા વખતમાં રાજ્યથી ભ્રષ્ટ થાય છે અને તેનો તથા તેના સબંધીઓ સર્વેનો પણ થોડા વખતમાં નાશ થાય છે. ૧૧૧,

शरीरकर्षणात्प्राणाः क्षीयन्ते प्राणिनां यथा॥
तथा राज्ञामपि प्राणाः क्षीयन्ते राष्ट्रकर्षणात् ॥ १२ ॥

જેવી રીતે પ્રાણીયોના શરીરને પીડા કરવાથી અર્થાત તેમને જોઇએ તેટલું ખાવાનું વિગેરે ના આપવાથી તેમનાં શરીર કૃશ અને અશક્ત થાય છે અને અંતે તેઓ રીબાઇ રીબાઇને મરણ પામે છે તેજ પ્રમાણે પોતાની રૈયતનું બરાબર પાલન ન કરનાર રાજા તેમના શ્રાપથી ક્ષીણ થાય છે અને અંતે પોતે સંબંધીયો સાથે નાશ પામે છે માટે પ્રજાનું રક્ષણ પોતાના પંડના રક્ષણની માફક રાજાએ કરવું જોઇએ, ૧૧૨.

राष्ट्रस्य संग्रहे नित्यं विधानमिदमाचरेत् ॥
सुसंगृहीतराष्ट्रो हि पार्थिवः सुखमेधते ॥१३॥

પોતાના રાજ્યના યોગ્ય રક્ષણના બંદોબસ્તને માટે તેણે હવે પછી કહેવામાં આવશે તે નિયમો બાંધવા જોઇએ; કારણકે જે રાજા પોતાની રૈયતનું બરાબર રક્ષણ કરે છે તેના દ્રવ્ય તથા રાજ્યમાં આસ્તે અસ્તે વૃદ્ધિ થતી જાય છે અર્થાત રાજાની આબાદીનો ખરો આધાર રૈયતનું કલ્યાણ અને રાજ્યના રક્ષણમાંજ રહેલો છે. ૧૧૩

द्वयोस्त्रयाणां पञ्चानां मध्ये गुल्ममधिष्ठितम् ॥
तथा ग्रामशतानां च कुर्याद्राष्ट्रस्य संग्रहम् ॥ १४ ॥

રાજાએ બે ત્રણ પાંચ કે નાનાં નાનાં હોયતો સો ગામના સમુદાય વચ્ચે તેમનું સરવે ગામનું હિત જળવાય તેટલા માટે એક લશ્કરનું થાણું મુકવું જોઇએ. અને એક સારા પ્રમાણીક અને વિશ્વાસુ સરદારને તે છાવણી ઉપર દેખરેખ રાખવાને માટે નીમવો જોઇએ. ૧૧૪.

ग्रामस्याधिपतिं कुर्याद्दशग्रामपतिं तथा ॥
विंशतीशं शतेशं च सहस्रपतिमेव च ॥१५॥

પોતાના રાજ્યના બરાબર રક્ષણને માટે અમલદારોને તે કામ વહેંચી આપવાને માટે રાજાએ રાજ્યના ભાગ પાડવા અને પછી દરેક ગામનો એક ઉપરી નીમવો અને પછી પાંચ ગામનો પાછો બીજો એક ઉપરી નીમવો તેવા દશ ઉપરી ઉપર એક ઉપરી, વીશ ઉપર એક ઉપરી અને તેજ પ્રમાણે ક્રમે ક્રમે વીશ અને સો સો ગામ ઉપર દેખરેખ રાખનાર મ્હોટા અધિકારી નિમવા જેથી પોતાના હાથ નીચેના અમલદારો પોતાની ફરજ વિના પ્રમાદે અદા કરે છે કે નહિ તે બરાબર જાણી શકાય તથા એક ઠેકાણે થતી ભુલ થોડા વખતમાં બીજે ઠેકાણેથી પકડાય. ૧૧૫.

ग्रामदोषान्समुत्पन्नान् ग्रामिकः शनकैः स्वयम्॥
शंसेद्ग्रामदशेशाय दशेशो विंशती शिनम्
॥ ११६ ॥

એક ગામમાં ચોરી વિગેરે ગુન્હા થાય તો તેણે તરતજ તે ચોર અથવા ગુન્હા કરનારને પકડીને શીક્ષા કરવાને માટે પગલાં ભરવાં પણ જો તેનાથી તે ન બની શકે તો તેણે પોતાના ઉપરી અમલદાર દશ ગામના દેખરેખ રાખનાર અમલદારને તે વાત જાહેર કરવી અને તેનાથી પણ તે કામ ન બની શકે તો તેના ઉપરી વીશ ગામના ઉપરી અમલદારને તેણે તે વાત જાહેર કરવી. ૧૧૬

विंशतीशस्तु तत्सर्वं शतेशाय नि वेदयेत् ॥
शंसेद्ग्रामशतेशस्तु सहस्रपतये स्वयम् ॥११७॥

વિશ ગામના અધિપતીથી જો તે ચોર અથવા ગુન્હેગારની તપાશ ના થઈ શકે અને તેને યોગ્ય શાસન આપી ન શકાય તો તેણે પોતાથી અધિક અમલવાલા સો ગામના અધિકારીને તેને વિશે માહીતી આપવી અને જો તેનાથી તે બની શકે તેમ ન હોય તો સો ગામના અધિકારીએ તે સંબંધી વાત હજાર ગામના અધિકારીને જણાવવી આ પ્રમાણે દરેક ઉતરતા અમલદારે જે કોઇ કાર્ય પોતાનાથી બની શકે તેમ ન હોય તેને માટે અનુક્રમે પોતાના નજીકના ઉપરી અમલદારને જાણ કરવી. ૧૧૭.

यानि राजप्रदेयानि प्रत्यहं ग्रामवासिभिः ॥
अन्नपानेन्धनादीनि ग्रामिकस्तान्यवाप्नुयात्
॥ ११८ ॥

એક ગામના અધિકારીએ ત્યાંના લોકોને રાજાના અમલદાર તરીકે તેને આપવાને યોગ્યના હમેશના સિધાપાણીનો તથા બલતણ વાસણનો ગ્રામ્ય લોક પાસેથી સ્વીકાર કરવો. ૧૧૮.

दशी कुलं तु भुञ्जीत विंशी पञ्च कुलानि च॥
ग्राम ग्रामशताध्यक्षः सहस्राधिपतिः पुरम्
॥ ११९ ॥

હારીત સ્મૃતિમાં કહ્યા પ્રમાણે ધર્મનું હળ તે આઠ બળદનું થાય છે અને જીવીકા વાળાઓનું છ બળદનું હળ થાય છે આ પ્રમાણે છ બળદવાળા હળ કરતાં બમણી ભૂમી–ખેડાયલા ભાગને કુલ ( એક ગુંઠો ) કહે છે તેવા એક કુલનો પોતાના કુટુંબના પોષણને માટે દશ ગામના અધિકારીએ પોતાનો હક ગણીને સ્વીકાર કરવો, વિસ ગામના અધિકારીએ એવાં પાચ કુલ લેવાં, સો ગામના અધિકારીએ એક સારૂ મધ્યમ ગામ હોય ત્હેની ઉપજ લેવી અને એક શહસ્ર ગામનો જે અધિકારી હોય તેણે પોતાની આજીવિકાને માટે તેવાં દશ ગામની ઉપજ લેવી. ૧૧૯

तेषां ग्राम्याणि कार्याणि पृथक्कार्याणि चैव हि॥
राज्ञोऽन्यः सचिवः स्निग्धस्तानि पश्येदतन्द्रितः ॥ १२० ॥

આ પ્રત્યેક ગામના વતનીઓનાં તેમજ ગામના જુદા જુદા અમલદારોનાં કામ તેમના પ્રત્યેક અમલદારો તપાસે છે તે ઉપરાંત તે સઘળા અમલદારોનાં કામ રાજાનો ખાસ વિશ્વાસુ અને હંમેશાં જે પોતાનું કામ નિયમ પ્રમાણે પ્રમાણીકપણે કરતો હોય તેવો ખાસ મંત્રી તપાસે છે. ૧૨૦

नगरेनगरे चैकं कुर्यात्सर्वार्थचिन्तकम् ॥
उच्चैः स्थानं घोररूपं न क्षत्राणामिव ग्रहम् ॥ २१ ॥

દરેક ગામના કારભાર ઉપર બરાબર બંદોબસ્ત તથા દેખરેખ રાખવાને માટે રાજાએ ઉંચા કુળનો, હાથી ઘોડા વગેરે સાજવાળો, દેખાવે કદાવર તથા જેવી રીતે ગ્રહ મંડળમાં શુક્રનો તારો અન્ય સર્વ તારાઓને ભય આપનાર તથા ઘણો તેજસ્વી હોવાથી સ્વામીત્વ ધરાવનાર જણાય છે તેવો એક અમલદાર નિમવો જોઇએ. ૧૨૧

स ताननुपरिक्रामेत्सर्वानेव सदा स्वयम् ॥
तेषां वृत्तं परिणयेत्सम्यग्राष्ट्रेषु तच्चरैः ॥२२॥

આ અમલદારે પોતે વારંવાર ફરી જઇને નગરના અધિકારીયોની મુલાકાત લેવી તેઓનાં દફતરો તપાસવાં તથા તેઓ કામકાજ બરાબર કરે છે, લોકો તરફથી તેમના શા શા અભિપ્રાય સંભળાય છે તે સર્વ જાણવું અને તેમનામાં શી શી ખામીઓ છે તે સઘળુ તેના જાસુસો ( છુપા માણસો ) થી જાણવું. ૧૨૨

राज्ञो हि रक्षाधिकृताःपरस्वादायिनः शठाः ॥
भृत्या भवन्ति प्रायेण तेभ्यो रक्षेदिमाः प्रजाः ॥ २३ ॥

કારણ કે ઘણી વખત એવું બને છે કે રાજાના નિમેલા અમલદારો ઘણા પરધન હરણ કરનારા થઈ જાય છે અર્થાત્ ગરીબ લોકો પાસેથી જુલમ કરીને વધારે પૈસા કઢાવે છે તથા મ્હોટા માણસો ગુન્હા કરતા હોય છે તેમને તેમની પાસેથી લાંચ લઇને ફાંસીમાંથી બચી જવા દે છે આ પ્રમાણે રાજ્યમાં અને મુખ્યત્વે કરીને પોતાના ગામમાં અન્યાય વર્તાવી રૈયતને દુઃખી કરે છે આથી બચાવવાને અને પ્રજાને ન્યાય આપવાને માટે રાજાએ હમેશા તેવા દુર્ગુણી અમલદારોથી ચેતતા રહેવું અને તેમના ઉપર બરાબર ચારે બાજુએથી તપાસ રાખીને તેમને ભ્રષ્ટ થવાનો અવકાશજ મળવા દેવો નહી. ૧૨૩

ये कार्यिकेभ्यो ऽर्थमेव गृह्णीयुः पापचेतसः ॥
तेषां सर्वस्वमादाय राजा कुर्यात्प्रवासनम् ॥ २४ ॥

જે અમલદારો શાસ્ત્રના નિયમ વિરૂદ્ધ ગુન્હેગારો પાસેથી લાંચ ( રૂસ્વત ) લઇને તેમને શિક્ષા કર્યા વિના નિર્દોષ ઠરાવી છોડી મુક્તા હોય તેવા અમલદારોને શોધી કાઢીને રાજાએ તેમની માલ મીલકત જપ્ત કરવી તથા તેમના પૈસા ટકાને પોતાના હાથમાં લઈ લેવા જોઇએ. ૧૨૪.

राजा कर्मसु युक्तानां स्त्रीणां प्रेष्यजनस्य च ॥
प्रत्यहं कल्पयेद्वृत्तिं स्थानकर्मानुरूपतः ॥२५॥

રાજાના પોતાના ખાનગી કામને માટે દરબારમાં રાખેલી દાશીઓ તથા દાસને તેમના હોદ્દા તથા કામના પ્રમાણમાં રાજાએ પગાર વિગેરે નક્કી કરી આપવા. ૧૨૫

पणो देयोऽवकृष्टस्य षडुत्कृष्टस्य वेतनम् ॥
षाण्मासिकस्तथाच्छादो धान्यद्रोणस्तु मासिकः ॥ २६ ॥

ઘરમાં પાણી વિગેરે ભરનારને અથવા સાધારણ કામકાજ કરનારને રાજાએ હમેશ એક પણ આપવું જોઇએ, દર મહીને એક દ્રોણ ધાન્ય આપવું દર છ મહીને એક જોડ

વસ્ત્ર આપવાં, ઊંચા કામ કરનારને દરરોજનાં છ પણ ધાન્ય આપવું, દર મહીને છ દ્રોણ ધાન્ય આપવું, અને છ મહીને છ જોડ વસ્ત્ર આપવાં, અને તે પ્રમાણે મધ્યમ કામ કરનારને રોજનાં ત્રણ, પણ મહીને ત્રણ દ્રોણ અને અને છ મહીને બે જોડ વસ્ત્ર આપવાં, હવે દ્રોણ અને પણ તે કેમ સમજવાં:—આઠ મુઠી ધાન્ય તે એક કુંચી કહેવાય છે, આઠ કુચી તે એક પુષ્કળ કહેવાય, ચાર પુષ્કળનો એક આઢક થાય છે અને ચાર આઢકનો એક દ્રોણ કહેવાય છે. ૧૨૬.

क्रयविक्रयमध्वानं भक्तं च सपरिव्ययम् ॥
योगक्षेमं च संप्रेक्ष्य वणिजो दापयेत्करान्
॥ २७ ॥

પોતાની પ્રજાના વ્હેપારી વર્ગના ઉપર કર નાંખતા પહેલાં વ્હેપારની વસ્તુઓ શા શા ભાવથી ખરીદેલી છે, શા શા ભાવથી તેનું વેચાણ થાય છે કેટલે દુર દેશાવરથી લાવવામાં આવે છે, લાવનાર મારફતીયાયો વિગેરે માણસોના ભાડાનું તથા ખાધા ખરચનું શું થાય છે, માર્ગમાં તેને લાવતાં રક્ષણ કરવાને માટે શું શું ખર્ચ બેસે છે આ સઘળો ખર્ચબાદ કરતાં વેચ્યા પછી ચોખ્ખો નફો શું રહેશે તે સઘળાનો યોગ્ય વિચાર કર્યા પછી કર નાંખવો. ૧૨૭

यथा फलेन युज्येत राजा कर्ता च कर्मणाम्॥
तथावेक्ष्य नृपो राष्ट्रे कल्पयेत्सततं करान्॥२८॥

ઉપર પ્રમાણેની સઘળી બાબતનો યોગ્ય વિચાર કર્યા પછી રાજાએ પોતાની પ્રજા પર એવી રીતનો કર નાંખવો કે જેથી પોતાને તેમજ રૈયતને સૌ સૌના શ્રમના પ્રમાણમાં યોગ્ય ફાયદો મળે. ૧૨૮.

यथाल्पाल्पमदन्त्याद्यं वार्योकोवत्सषट्पदाः ॥
तथाल्पाल्पो ग्रहीतव्यो राष्ट्राद्राज्ञाब्दिकः
करः ॥ २९ ॥

રાજાએ પ્રજા પાસેથી કરની ઉપજ કેવી રીતે ઉઘરાવવી તેને માટે એક દૃષ્ટાંત આપેલું છે કે જેવી રીતે જળો, વાછડાઓ તથા મધમાખીઓ આસ્તે આસ્તે, રક્ત, દુધ તથા મધને ચુસે છે તે પ્રમાણે લેવી ૧૨૯.

पञ्चाशद्भाग आदेयो राज्ञा पशुहिरण्ययोः ॥
धान्यानामष्टमो भागः षष्ठो द्वादश एव वा
॥ १३० ॥

રાજાએ પોતાના રાજ્યનાં પશુ તથા ઉંચી ધાતુઓ સોના રૂપા જરજવાહીરની પેદાશનો અઠધો અડધ ભાગ પોતાને માટે રાખવો અને ધાન્યના પાકની સ્થિતિને અનુસરીને તેમાંથી છઠ્ઠો, આઠમો, અથવા બારમો ભાગ લેવો. ૧૩૦.

आददीताथ षड्भागं द्रुमांसमधुसर्पिषाम् ॥
गन्धौषधिरसानां चपुष्पमूलफलस्य च॥३१॥

વૃક્ષો, માંસાદિક, મધ, ઘી, સુગંધ દ્રવ્યો, (તેલો તથા અત્તરો) ઔષધીઓને માટેની વનસ્પતિ, મશાલાઓ, પુષ્પ, ફુલ ફલાદિક વિગેરે ખાવાની વસ્તુઓના ઉપર તેની ઉપજનો છઠ્ઠો ભાગ રાજાએ પોતાને માટે લેવો. ૧૩૧.

पत्रशाकतृणानां च चर्मणां वैदलस्य च ॥
मृन्मयानां च भाण्डानां सर्वस्याश्ममयस्य च
॥ ३२ ॥

અને તેજ પ્રમાણે પાંદડાંઓ; ભાજીપાલા, ઘાસ, માટીનાં તથા પથ્થરનાં વાસણો તથા સરસામાન અને ચાંમડાં વિગેરે ઉપર પણ તેમની દરેકની ઉપજનો છઠો ભાગજ લેવો. ૧૩૨.

**म्रियमाणोऽप्याददीत न राजा श्रोत्रियात्करम्॥ न च क्षुधाऽस्य संसीदे च्छ्रोत्रियो विषये वसन् ॥ ३३ ॥**

પોતે દ્રવ્ય રહિત થઇ ગયો હોય અને ઘણોજ પિડિત હોય છતાં રાજાએ પોતાના નિર્વાહને માટે ગમે તેવા કઠીન પ્રસંગ આવે તો પણ રાજાએ વેદ ભણેલા બ્રાહ્મણ પાસે કાંઈ પણ કર લેવો નહી તેમજ પોતાના રાજ્યમાં કોઈ પણ વેદજ્ઞ બ્રાહ્મણને ભુખનું અથવા અન્ય કોઇ પણ પ્રકારનું દુખ વેઠવા દેવું નહી. ૧૩૩

**यस्य राज्ञस्तु विषये श्रोत्रियः सीदति क्षुधा॥ तस्यापि तत्क्षुधा राष्ट्रमचि रेणैव सीदति ॥ ३४ ॥**

જે રાજાના રાજ્યમાં વેદજ્ઞ બ્રાહ્મણનું કોઇ દુ.ખ નિવારતું નથી પણ તેને ભુખના દુઃખથી રવડતોજ રહેવા દે છે તે બ્રાહ્મણના શ્રાપથી થોડાજ સમયમાં તે દેશમાં દુષ્કાળ પડે છે અને દેશ ભાગી પડે છે. ૧૩૪.

**श्रुतवृत्ते विदित्वास्य वृत्तिं धर्म्यां प्रकल्पयेत्॥ संरक्षेत्सर्वतश्चैनं पिता पुत्रमि वौरसम् ॥३५॥**

કોઇ બ્રાહ્મણ વેદ ભણેલો છે કે નહી તથા સારાં આચરણવાળો છે કે નહી તેની ખાત્રી કર્યા પછી રાજાએ તેને માટેના રોજના સિધા પાણી (ખાવાના) ની વ્યવસ્થા કરવી અને ત્યાર પછી પિતા જેમ પોતાના પુત્રની ચોર વિગેરેના ભયથી રક્ષા કરે છે તેમ રાજાએ પણ તે બ્રાહ્મની સર્વ પ્રકારે રક્ષા કરવી જોઇએ. ૧૩૫

**संरक्ष्यमाणो राज्ञायं कुरुते धर्ममन्वहम् ॥ तेनायु र्वर्धते राज्ञो द्रविणं राष्ट्रमेव च॥३६॥**

કારણ કે આ પ્રમાણે પૂર્ણ સંતોષમાં રાજાના આશ્રય તળે રહેનારા વેદજ્ઞ બ્રાહ્મણ જે જે પૂણ્યકર્મો વેદના નિયમ પ્રમાણે કરે છે તેના ધર્મથી રાજાના પોતાનાં આયુષ્ય, ધન દોલત તથા રાજ્યની વૃદ્ધિ થાય છે. ૧૩૬.

**यत्किंचिदपि वर्षस्य दापयेत्करसंज्ञितम् ॥ व्यवहारेण जीवन्तं राजा राष्ट्रे पृथग्जनम् ॥ ३७ ॥**

રાજાએ પ્રજા ઉપર કર નાંખ્યા પછી કોઇને તેમાંથી જતો કરવોજ નહી પણ પ્રત્યેકની આવદાની તથા વ્યાપાર રોજગાર જોઇને કર નાંખવો સાધારણ વ્યાપાર કરનાર અર્થાત્ શાક પાન વેચનાર વિગેરે જેમની વાર્ષિક ઉપજ અન્ય મોટા વેપારીયો કરતાં ઘણીજ થોડી હોય છે તેમની પાસેથી કર લેવામાં આવે છે એમ દર્શાવવાને માટે ફક્ત નહી જેવીજ રકમ કરને માટે લેવી. ૧૩૭

**कारुकांश्छिल्पिनश्चैव शूद्रांश्चात्मो पजीविनः॥ एकैकं कारयेत्कर्म मासिमासि महीपतिः॥३८॥**

કારૂક અર્થાત્ સુતાર નીચી જાતનાં નાનાં નાનાં સિલ્પ કામ અર્થાત્ સલાટનાં કામ કરનાર પાસેથી તથા લુહાર અને જે માણસો વજન ઉપાડીને અર્થાત્ મજુરી કરીને પોતાનું ગુજરાન ચલાવતા હોય તેમની

પાસેથી મહીનામાં એક દિવસ કામ કરાવીને તેમના કરની રકમ રાજાએ વસુલ કરવી.૧૩૮

**नोच्छिन्द्यादात्मनो मूलं परेषां चातितृष्णया॥ उच्छिन्दन् ह्यात्मनो मूलमात्मानं तांश्च पीडयेत् ॥ ३९ ॥**

તેમજ પોતાના રાજ્યમાંથી કોઇની પાસેથી કર ન લેવો તેમ પણ ન કરવું કારણ કે તેમ કરવાથી પોતાનો ખજાનો ખાલી થાય છે અને તેથી અંતે પોતાનેજ પીડા થાય છે અને પોતે યોગ્ય રીતે પ્રજાનું સંરક્ષણ કરી શકતો નથી કારણ કે દરેક કામમાં દ્રવ્યની જરૂર છે અને જ્યારે સંચય કરેલું દ્રવ્ય પુરૂ થઇ જાય છે ત્યારે કામ અટકી પડે છે માટે હમેશની આવક તો રાજાએ રાખવીજ જોઇએ તેજ પ્રમાણે તેણે પરરાજ્યના પોતાના ખંડીયા રાજાઓ પાસેથી વધારે મહેસુલ લેવું નહી તેમ ત્યાંની પ્રજા ઉપર અથવા આવતા જતા માલ ઉપર જકાત વીગેરેના કરો વધારવા નહી કારણ કે તેથી તે પ્રજા ઘણી દુઃખમાં આવે છે.૧૩૯

**तीक्ष्णश्चैव मृदुश्च स्यात्कार्यं वीक्ष्य महीपतिः॥ तीक्ष्णश्चैव मृदुश्चैव राजा भवति संमतः १४०॥**

ન્યાયાસન ઉપર બેસતાં રાજાએ પોતે હમેશાં એકજ સ્વરૂપ ધારણ કરવું નહી પણ જેવું જેવું કામ પોતાના આગળ હોય તે પ્રમાણે રહેવું અર્થાત્ તદ્દન સાધારણ કામ હોય તેમાં વધારે ઉગ્ર રૂપ ધારણ કરવું નહી તેમજ ઘણું ભારે કામ હોય તેમાં મૃદુતા ધારણ કરવી નહી પણ પ્રસંગને અનુસરીને રૂપ ધરવું કારણ કે તેમ કરવું તે ન્યાય છે અને તેમ કરવાથી પ્રજા તેને ચ્હાય છે.૧૪૦

**अमात्यमुख्यं धर्मज्ञं प्राज्ञं दान्तं कुलोद्गतम् ॥ स्थापयेदासनेतस्मिन् खिन्नः कार्येक्षणे नृणाम् ॥ ४१ ॥**

પોતાનાં કાર્યો કરવામાં વધારે શ્રમ પામેલા રાજાએ બાકીનાં રહેલાં પોતાનાં કામ કરવાને માટે રાજાના ધર્મ જાણનાર પંડીત જે જીતેંદ્રિય તથા સારા કુળનો હોય તેવા મંત્રીને તે આસન આપીને કામ કરવાને માટે આજ્ઞા કરવી, ૧૪૧

**एवं सर्वं विधायेदमितिकर्त्तव्यमात्मनः ॥ युक्तश्चै वाप्रमत्तश्च परिरक्षेदिमाः प्रजाः॥४२॥**

આ પ્રમાણે પ્રજાનાં પોતાનાથી બની શકે તેટલાં કામ રાજાએ પોતે કરવાં અને બાકીનાં પોતાનાજ રૂપ જેવા અર્થાત્ રાજાના પ્રજા પ્રત્યે શાશા ધર્મ છે તે જાણનાર અને પોતે સારા કુળનો હોય તેવા મંત્રીને સોંપવાં એવી ધર્મ શાસ્ત્રની આજ્ઞાને અનુસરીને ઘણો શ્રમ લઇને પ્રમાદ રહિત થઇ પ્રજાનું સંરક્ષણ કરવું. ૧૪૨

**विक्रोशन्त्यो यस्य राष्ट्राद्ध्रियन्ते दस्युभिः प्रजाः ॥ संपश्यतः सभृत्यस्य मृतः स न तु जीवति ॥ ४३ ॥**

જે રાજા તથા મંત્રીઓ પોતાની હયાતી છતાં ચોર વિગેરે લુંટારાઓથી પીડા પામેલી પોતાની પ્રજાને પોતાની આંખ આગળ પોકાર કરતી જુવે છે અને કાંઈ પણ કરી શકતા નથી તે રાજા તથા મંત્રીઓ જીવતા છતાં મરેલાજ જાણવા. ૧૪૩

**क्षत्रियस्य परो धर्मः प्रजा नामेव पालनम् ॥ निर्दिष्टफलभोक्ता हि राजा धर्मेण युज्यते॥४४॥**

ક્ષત્રીયોને માટે સર્વ ધર્મથી શ્રેષ્ઠ ધર્મ પ્રજાનું રક્ષણ કરવું તેજછે અને આ ધર્મનું ઘણો શ્રમ લઇને અથવા તો પ્રસંગ આવે પોતાના જીવના જોખમે પણ પાલન કરવું જોઇએજ કારણ કે તેમ કરવાથીજ રાજા કર વીગેરે પ્રજા પાસેથી લેવાને માટે અધિકારી થાય છે. ૧૪૪

उत्थाय पश्चिमे यामे कृतशौचः समाहितः ॥
हुताग्निर्ब्राह्मणांश्चार्च्य प्रविशेत्स शुभां सभाम् ॥ ४५ ॥

રાજાએ રાત્રીનો છેલ્લો પ્રહર થાય ત્યારે શય્યાનો ત્યાગ કરવો અને ત્યાર પછી મળ મૂત્રનો ત્યાગ કરીને દંતધાવન સ્નાન વિગેરે કરીને શુદ્ધ થવું અને ત્યાર પછી અગ્નિ હોમ કરીને દેવપૂજા તથા બ્રાહ્મણોની અર્ધ્ય, ચંદન પુષ્પાદિકથી પુજા કરીને તેમની આશીષ લઇને પોતાના શુભ સભા મંદિરમાં પ્રવેશ કરવો. ૧૪૫

तत्र स्थितः प्रजाः सर्वाः प्रतिनन्द्य विसर्जयेत् ॥
विसृज्य च प्रजाः सर्वा मन्त्रयेत्सह मन्त्रिभिः ॥ ४६ ॥

ત્યાં આવીને પોતાની જે આતુર પ્રજાને રાજાનાં દર્શન કરીને સુખી થવાને માટે આવી હોય તેની સાથે હસમુખા તથા હર્ષવાળા મુખારવિંદે રાજાએ સ્નેહભર્યાં વચનો બોલવાં અને આવેલા સઘળાઓને ખુશી કરી તેમને વિદાય આપવી અને તેમના સર્વના ગયા પછી પોતાને જે સંધિવિગ્રહ આદિ રાજકીય બાબતો ઉપર વિચાર કરવાનો હોય તે મંત્રીઓની સાથે બેશીને કરવો.૧૪૬

गिरिपृष्ठं समारुह्य प्रासादं वा रहोगतः ॥
अरण्ये निःशलाके वा मन्त्रयेदविभावितः ॥ ४७ ॥

રાજકીય બાબતના વિચાર કરવાને માટે હમેશાં રાજાએ પોતાના મંત્રીની સાથે એકાંત સ્થળ શોધવું અથવા તો પર્વતોના શીખર ઉપર, શુના મહેલની અગાશીમાં તથા જંગલના ઘાડ ભાગમાં જ્યાં કોઈ તેમને જોઇ અથવા સાંભળી શકે તેમ ન હોય ત્યાં આગળજ તે વાત કરવી. ૧૪૭

यस्य मन्त्रं न जानन्ति समागम्य पृथग्जनाः॥
स कृत्स्नां पृथिवीं भुङ्क्ते कोशहीनोऽपि पार्थिवः ॥ ४८ ॥

પોતાના રાજ્યની ખાનગી બાબતો રાજા તથા મંત્રી શીવાય કોઈ જ્યાં જાણતું નથી એવા દેશનો રાજા ગમે તેવો દ્રવ્યહીન થઈ ગયો હોય છતાં તેના કોષની નિર્ધનતા બહાર જણાતી નથી અને તેથી તે તથા પ્રધાન મંડળ સારી રીતે પોત પોતાના માનને જાળવવાના ઉપાયો કરે છે અને તેથી થોડાજ સમયમાં તે રાજા ઘણા દ્રવ્યવાળો તથા ભારે રાજ્યનો ધણી થાય છે. ૧૪૮

जडमूकान्धबधिरांस्तिर्यग्योनान्वयोतिगान् ॥
स्त्रीम्लेच्छव्याधितव्यङ्गान्मन्त्रकालेऽपसारयेत् ॥ ४९ ॥

રાજા જ્યારે મંત્રી મંડળની સાથે મસલત કરવાને માટે બેઠેલો હોય ત્યારે તેણે એટલું અવશ્ય કરીને ધ્યાનમાં રાખવું જોઇએ કે તેમની નજીકમાં કોઈ મોભાગ્ય અર્થાત્ જડબુદ્ધિનો માણસ, ખોડ ખાંપણવાળો, મુંગો; આંધળો, બહેરો, લુલો, લંગડો, હોવો જોઇએ નહી તેમજ સુડા, મેના, પોપટ, કાકાકૌઆ વિગેરે બોલતાં પક્ષી પણ ન હોવાં જોઇએ, વૃદ્ધ સ્ત્રીઓ, મ્લેચ્છ તથા નાસ્તિક

અને રોગી માણુસો પણ નજીક હોવાં જોઇએ નહી. ૧૪૯

भिन्दन्त्यवमता मन्त्रं तिर्यग्योनास्तथैव च ॥
स्त्रियश्चै व विशेषेण तस्मात्तत्राद्दतो भवेत् ॥ १९० ॥

ખોડવાળાં પ્રાણીઓને પોતાની પાસે મસલત સમયે ન રહેવા દેવા જોઇએ તેનું કારણ એજ છે કે તેઓ પૂર્વ જન્મમાં કરેલાં પાપની શિક્ષા ભોગવવાને માટેજ વર્તમાન જન્મમાં ખોડવાલાં જન્મે છે અને તેવાં માણુસો વાર્તાના ભેદને રાખી શક્તાં નથી પણ તે જાણ્યા પછી તરતજ સર્વને તેનાથી જાણીતાં કરે છે. તેજ પ્રમાણે બોલતાં પક્ષીઓમાં પણ ગ્રાહ્ય બુદ્ધિ છે અને તેથી તેમનો પણ ભરોંસો રાખી શકાતો નથી માટે તેમને પણ તે સમયે નજીક રેવા દેવાં જોઇએ નહી અને સ્રિયોથી તો વિશેષ કરીને આ સમયે ઘણાજ ચેતતા રહેવું કારણ તહેમની વૃત્તિ ઘણીજ ચંચલ હોય છે અને તેઓના પેટમાં તો કાંઇ પણ વાત છાની રહી શક્તીજ નથી. ૧૫૦

मध्यंदिनेऽर्धरात्रे वा विश्रान्तो विगतक्लमः ॥
चिन्तयेद्धर्मकामार्थान्सार्धं तै रेक एव वा॥९१॥

મધ્યાન્હના અથવા તો રાત્રીના મધ્યભાગે રાજા સ્વસ્થ ચિતે જ્યારે વિશ્રાંતિ લેતો હોય ત્યારે એકલા અથવા તો મંત્રીઓની સાથે તેણે ધર્મ અર્થ અને કામને માટે પોતાના મનમાં ચિંતવન કરવું.૧૫૧

परस्परविरुद्धानां तेषां च समुपार्जनम् ॥
कन्यानां संप्रदानं च कुमाराणां च रक्षणम् ॥ ६२ ॥

જ્યારે ધર્મ, અર્થ અને કામ ત્રણે એક એકના વિરૂદ્ધમાં આવેલા હોય અને ત્રણેને જાળવવાની જરૂર હોય ત્યારે કેમ કરવું પૂત્રીયો (રાજ્ય કન્યાઓ)ને ક્યારે અને કોની સાથે વરાવવાથી તેઓ સુખી થાય તથા કુમારોને શાંશાં અને કેવી રીતે શીક્ષણ આપવાં જેથી તેઓ શુરવીર નીવડે વિગેરેનો તેણે વિચાર કરવો. ૧૫૨

दूतसंप्रेषणं चैव कार्यशेषं तथैव च ॥
अन्तःपुरप्रचारं च प्रणिधीनां च चेष्टितम् ॥ ९३ ॥

પરરાજ્યના સમાચાર લાવનાર તથા લઇ જનાર દુતો તથા વિગ્રહ તથા સંધિ કરાવનાર વકીલોના કામનો તેમને ક્યાં ક્યાં અને ક્યારે ક્યારે વિદેશ મોકલવા તેનો રાજાએ વિચાર કરવો, તેજ પ્રમાણે રણવાસમાં રાણીઓ શાંશાં કાવત્રાં કરે છે તે સઘળું તેમની પાસે રહેનાર દાસીઓ પાસેથી ખાનગી રીતે જાણવું કારણ કે સ્રિઓની ચેષ્ટા જો શરૂઆતથી બરાબર સમજ્યામાં આવે નહી તો અંતે તેનાં પરિણામ ઘણાંજ ભયંકર આવે છે જેવી રીતે ઘણી રાણીઓએ પોતાના પતિની હત્યા કરેલી છે. ૧૫૩.

कृत्स्नं चाष्टविधं कर्म पञ्चवर्गं च तत्त्वतः ॥
अनुरागापरागौ च प्रचारं मण्डलस्य च॥९४॥

રાજાએ હમેશા નિચેના કાર્યો પોતેજ કરવાનાં છે એમ સમજવું અને નિરંતર પોતાના મનમાં તે કેમ કરવાં તથા પોતાના હાથ નિચેના અમલદારો જેમને તે કાર્યોમાંથી કેટલાંક સોંપવામાં આવ્યા હોય તે બરાબર થાય છે કે નહી તેની દેખરેખ રાખવી આ કાર્યો બે પ્રકારનાં છે તે નિચે પ્રમાણે તેમનાં વર્ગો પ્રમાણે સમજવાંઃ—

૧ પોતાની રૈયત પાસેથી કર વેરો લેવો તેમાં ધ્યાન રાખવું કે તે પ્રમાણુ સર અને વ્યાજબી રીતે લેવાય છે કે નહી ૨ ભૃત્યો નોકર ચાકારોને તેમના કામ તથા હોદાના પ્રમાણમાં રોજી આપવી ૩ આ લોકમાં અર્થાત્ દુનિયામાં જન્મ ધરીને પોતાની વર્ણના તથા આશ્રમના વેદોક્ત નિયમ પ્રમાણેના કાર્યો કરવાં તથા મૃત્યુ પછી પરલોકને મેળવવાને માટેનો પોતાનો સ્વાર્થ પણ સાધવો જોઇએ. ૪ જે જે કાર્યો પોતને માટે અયોગ્ય હોય અર્થાત્ જે જે કાર્યો કરવાને માટે વેદમાં મના કરવામાં આવી હોય તેવાં દૂષિત કર્મોને ન કરવાં જોઇએ. ૫ પોતાના મંત્રીઓને આજ્ઞા આપતા રહેવું તેમજ જે જે બિષયમાં સંદેહ પડે તેમાં તેમની સલાહ લઇ ત્યાર પછી પોતાનો દ્રઢ અભિપ્રાય જણાવીને આજ્ઞા આપવી. ૬ રૈયત લોક વ્યવહારમાં ન્યાયથી ચાલે છે કે નહી અર્થાત્ પ્રમાણીક પણે ચાલે છે કે નહી તે રાજાએ જોવું જોઇએ. ૭ અને જે અપ્રમાણીક પણે ચાલતું હોય તેને તેના દોષને માટે ગુન્હાના પ્રમાણમાં શિક્ષા કરવી ૮ તથા પાપી માણસો તેમનાં પાપથી શુદ્ધ થાય તેટલા માટે તેમને પ્રાયશ્ચિત કરાવવું.

તેજ પ્રમાણે પાંચ કપટી વર્ગના ઉપર પણ હમેશાં પોતાની આંખ રાખવી. ચંચળ સુવાન માણસોને પોતાની પાસે રાખવા કારણકે તેવા પ્રમાણીક ચાલાક માણસો અન્યની ખબરો લાવીને રાજાને કહે છે. ૧ ભ્રષ્ટ થયેલા સંન્યાસીઓ જે ઘણાજ વખોડાય છે તેમના ઉપર રાજાએ બરાબર ધ્યાન આપવું અથવા તો તેમને પોતાના રાજ્યમાં બગાડ ન ફેલાય તેટલા માટે એકાંત મઠ હોય ત્યાં તેમના નિર્વાહને માટે થોડી રસાલ જમીન આપીને રાખવા. ૨ જે ખેડુતો પોતાના ખેતર પાતર ખોઇ બેઠેલા હોય તેમને પણ સારી જમીન આપવી અને તેમનો ધંધો પુનઃ શરૂ કરાવવો. ૩ ભાગી ગયેલા વેપારીયોને પણ ધ્યાનમાં રાખવા તેમજ ૪ ખરાબ અથવા તો ૫ ઢોંગ ધુતારા કરીને લોકોને છેતરનારા શિષ્યોનાં ટોળાં લઇને ફરનારા સાધુઓના ઉપર પણ તેણે ચિંતવન કરવું જોઇએ. તેમજ પડોશના રાજા રજવાડાઓની પ્રીતી સંપાદન કરવાના અથવા તો તેમના તરફ દ્વેષભાવ હોય તો તે કેમ વાળવો તે સંબંધી તેણે વિચાર કરવો. ૧૫૪

**मध्यमस्य प्रचारं च विजिगीषोश्च चेष्टितम् ॥**
**उदासीनप्रचारं च शत्रो श्चैव प्रयत्नतः॥५५॥**

મધ્યમ રાજા હોય અર્થાત્ પોતાની અથવા સામાવાળાની સામે થવાને જેનામાં બળ ન હોય પરંતુ બેજણ જ્યારે એક બીજાની સાથે વિગ્રહ કરતા હોય ત્યારે તે બેમાંથી એકની પક્ષ લેવાથી એકનો બિજાને ભય રાખવા જેવું થાય તેવો સંભવ હોય તેવા રાજાની વર્તણુંક, જે રાજા હમેશાં દેશો જીતી લેવાને માટે આતુર હોય તેની તેમજ પોતે સમર્થ હોય છતાં તટસ્થ રહેતો હોય ત્હેની તથા પોતાના નજીકના દુશ્મનનાં આચરણો તથા તર્ક વિતર્ક પોતાના દુતો પાસેથી ખાનગી રીતે તેણે જાણીને તે પ્રમાણે પોતે સમયને માટે સાવધ રહેવું. ૧૫૫

**एताः प्रकृतयो मूलं मण्डलस्य समासतः ॥**
**अष्टौ चान्याः समाख्याता द्वादशैव तु ता स्मृताः॥ ५६ ॥**

ઉપરના શ્લોકમાં કહ્યું તે આસપાસના રાજાઓની ચારે તરફના બળનો તથા મનસુબાનો વિચાર કરીને પોતાને ભરવાનાં પગલાંનો વિચાર કરવો તે અને બીજી પહેલાંના શ્લોકમાં ગણાવીતે આઠ રાજકીમ બાબતો દર્શાવીતે સર્વ મલીને જે બાર વાતો રાજાને માટે જણાવી છે તેના ઉપર તેણે હમેશાં ચિંતવત કરવુ. ૧૫૬

**अमात्यराष्ट्रदुर्गार्थदण्डाख्याः पञ्च चापराः॥**
**प्रत्येकं कथिता ह्येताः संक्षेपेण द्विसप्ततिः॥१५७॥**

આ બાર બાબતોના દરેકના પાંચ પાંચ પ્રકાર છે જેમ કે આમાત્ય મંત્રી રાજાના સલાહકારો, રાષ્ટ્ર–રાજ્ય–રાજાને તાબેનો મુલક, દુર્ગ એટલે રાજા જે દેશ અથવા રાજ્યપર રાજ કરતો હોય તેની આશપાસનો રક્ષણને માટેનો બાંધેલો કિલ્લો-કોટ અર્થ એટલે ધન, દોલત, અને દંડ એટલે રૈયતના અથવા દુષ્મનના ગુન્હાના પ્રમાણમા ગુન્હેગારોને કરવાની શિક્ષા. એ પ્રમાણે મૂળ બાર સત્તાઓ અને તેમના દરેકના પાંચ પાંચ પ્રકાર એટલે સાઠ મળીને બહોતેર સત્તાઓ થઇ તેમનો સર્વેનો રાજાએ વિચાર કરવો જોઇએ. ૧૫૭

**अनन्तरमरिं विद्यादरिसेविनमेव च॥**
**अरेरनन्तरं मित्रमुदासीनं तयोःपरम्॥१५८॥**

રાજાએ પોતાના નજીકના પડોશી રાજાને પોતાનો દુષ્મનજ જાણવો જોઇએ કારણ કે અનુકુળ સમય આવતાં તેના રાજ્યને પોતાના મુલક સાથે મેળવવાને માટે તે ભુલે નહી માટે તેનાથી હમેશાં ચેતતા રહેવું તેજ પ્રમાણે આ શત્રુ રાજાના પડોશીને તેના શેવકને પણ શત્રુજ જાણવો. પણ તેના પછીના રાજાને પોતાનો મિત્ર સમજવો કારણ કે તે શત્રુ રાજાની સમીપ હોવાથી તેના રાજ્યને જીતી લેવાને ઉત્સુક હોય છે અને તેના પછીના મુલકના રાજાને તટસ્થ જાણવો અર્થાત્ તેનાથી કાંઈ પણ લાભ વા ભયની આશા રાખવી નહી. ૧૫૮

**तान्सर्वानभिसंदध्यात्सामादिभिरुपक्रमैः॥**
**व्यस्तैश्चैव समस्तैश्च पौरुषेण नयेन च॥१५९॥**

આ સઘળા રાજાઓને વશ કરવાને માટે રાજાએ શામ, દાન, ભેદ અને દંડ એ ચાર ઉપાયોની સહાયતા લેવી અર્થાત્ તેમને સમજાવીને તેમના મનનું સમાધાન કરીને પોતાના ખંડીઆ રાજા બનાવવા અથવા તો ધનરૂપી લાલચ આપીને તેમને ફોડવા અને પોતાના બનાવવા, અથવા તેમના ભેદ જાણીને બ્હાર પાડવાની ધમકીથી વશ કરવા અને આ ત્રણમાંના કોઈ પણ પ્રકારથી વશ ન થાય ત્યારે પૌરૂષ અર્થાત્ શિક્ષા કરીને પણ તેમને વશ કરવાને માટે રાજાએ પ્રયત્ન કરવો પણ આ ચાર ઉપાયોમાંથી વધારે પ્રશંસનિય ઉપાયો તો શામ અને દંડજ છે. ૧૫૯.

**संधिं च विग्रहं चैव यानमासनमेव च॥**
**द्वैधीभावं संश्रयं च षड्गुणांश्चिन्तयेत्सदा॥१६०॥**

આ સઘળા ઉપરાંત સલાહશાંતિ કેમ કરવી, લઢાઇ કેમ કરવી, કેવી રીતે શરૂ કરવી, શત્રુના ઉપર ચઢાઈ કરવાને જતાં લશ્કર સાથે કેવી રીતે અર્થાત્ કયે કયે રસ્તે થઇને પસાર થવું, લશ્કરને કેમ ગોઠવવું કે જેથી પોતાના માણસો થોડાં હોય છતાં રહામા વધારે સંખ્યાવાળા લશ્કર ઉ-

પર ફતેહ મળે, શત્રુઓની આગળ પાછળ ઘેરો કેવી રીતે અને કેવાં સ્થળો આગળ ઘાલવો તથા પોતાને ભય આવી પડે ત્યારે ત્યારે પોતાનાથી વધારે બળવાન રાજાને પોતાને માટે આશ્રય મેળવવાને માટે કેવી રીતે યાચવો. આ છ બાબતો પણ તેના ધ્યાનમાં હંમેશાં રહેવી જોઇએ. ૧૬૦

**आसनं चै व यानं च संधिं विग्रहमेव च ॥**
**कार्यं वीक्ष्य प्र युञ्जीत द्वैधं संश्रयमेव च॥६१॥**

સમયને અનુસરીને તેમજ વિરૂદ્ધ પક્ષના બળનો વિચાર કરીને પોતે ચઢાઇ કરવાને માટે જવું અથવા શાંત બેસી રહેવું વિગ્રહ કરવો કે સલાહ કરવી, શાશા વિભાગમાં પોતાના લશ્કરને ગોઠવવું અથવા તો વિરૂદ્ધ પક્ષના સૈન્યની સંખ્યા કરતાં પોતાનું સૈન્ય થોડુ હોવાથી કયા રાજાની સહાય માગવી તેનો રાજાએ વિચાર કરવો. ૧૬૧

**संधिं तु द्विविधं विद्याद्राजा विग्रहमेव च ॥**
**उभे यानासने चैव द्विविधः संश्रयः स्मृतः**
**॥ ६२ ॥**

તેમજ રાજાએ ધ્યાનમાં રાખવું જોઇયે કે ચઢાઈ કરવાને માટે લશ્કર એક દેશથી બીજા દેશમાં લઇ જવામાં, વિગ્રહ અથવા સલાહ કરવામાં અને પોતાના સૈન્યના વિભાગ કરવામાં અથવા અન્ય બળવાન રાજાની સહાયતા અથવા રક્ષણ મેળવવાના જે છ પ્રકાર કહ્યા તેમના દરેકના પાછા બબે પ્રકાર છે. ૧૬૨

**समानयानकर्मा च विपरीतस्तथैव च ॥**
**तदा त्वायतिसंयुक्तः संधिर्ज्ञेयो द्विलक्षणः**
**॥ ६३ ॥**

તરતના અથવા તો ભવિષ્યમાં થના ૨ લાભની આશાએ કોઈ પણ રાજાની સાથે મળીને સામેના રાજાના ઉપર ચઢાઈ કરવામાં આવે છે તેવી થયેલી સંધીને સમાન કર્મા સંધિ કહેવાય છે અને જે સંધીમાં પોતાના મિત્ર તાત્કાલીક અથવા ભવિષ્યના લાભને માટે પણ એક રાજા એક દિશામાં જાય છે અને બીજો તેનો મિત્ર બીજા કોઇ દિશામાં જઇ વિરૂદ્ધ પક્ષવાળા ઉપર ચઢાઇ કરે છે તેવા પ્રકારની સંધિને અસમાનકર્યાસંધિ કહેવાય છે આ પ્રમાણેના સંધિના બે પ્રકાર છે તે રાજાએ જાણવા જોઇએ. ૧૬૩

**स्वयंकृतं च कार्यार्थमकाले काल एव वा ॥**
**मित्रस्य चैवापकृते द्विविधो विग्रह स्मृतः**
**॥ ६४ ॥**

વિગ્રહના પણ બે પ્રકાર કહ્યા છે ૧ રાજા પોતાની ખ્યાતી અર્થાત્ અન્ય રાજા ઉપર વિજય મેળવવાની આશાએ તેનો મુલક જીતવા તે માટે અનુકુળ અથવા પ્રતિકુળ રૂતુમાં કરે છે તેવા વિગ્રહ અથવા તો પોતાના મિત્ર ઉપર અપકાર કરવામાં આવ્યો હોય તેના વૈરને માટે કોઇ બીએ રાજા પોતાના મિત્રનું ઉપરાણું લઇને કરે છે તે વિગ્રહ. ૧૬૪

**एकाकिनश्चात्ययिके कार्ये प्राप्ते यदृच्छया ॥**
**संहतस्य च मित्रेण द्विवि धं यानमुच्यते॥६५॥**

છાવણી—લશ્કરને એક દેશમાંથી બીજા દેશમાં કુચ કરાવી જવાના પણ બે પ્રકાર છે. ? એક રાજા જયારે અમુક ખાસ જરૂરી

કારણ મળવાથી એક દેશથી બીજે દેશ પોતેજ પોતાના લશ્કરને લઈને જાય છે તે અને બીજો પ્રકાર એવો છે કે જ્યારે રાજા પોતે પોતાના સ્વાર્થને માટે નહીં પણ પોતાના મીત્રને સહાય કરવાને માટે તે મિત્ર પોતાના લશ્કર સાથે જતો હોય તેની સાથે મળી જઈને લશ્કર લઈને જાય છે તે.૧૬૫

**क्षीणस्य चै व क्रमशो दैवात्पूर्वकृतेन वा ॥**
**मित्रस्य चानुरोधेन द्विवि धं स्मृतमासनम्**
**॥ ६६ ॥**

આસન—કાંઈ પ પગલાં ભર્યા વિના ચુપચુપ બેશી રહેવાના પણ બે પ્રકાર છે. પૂર્વ જન્મનાં પાપ કર્મોની શિક્ષાને લીધે જ્યારે પોતાના હાથી ઘોડા વિગેરે વાહનો તેમજ લશ્કર નિર્બળ હોવાથી રાજાને ચુપ બેસવું પડે છે તે એક પ્રકાર અને બીજો જ્યારે પોતાના વિગ્રહમાં ભાગ લેવાથી પોતાના મિત્ર અથવા હેતસ્વીનું અહિત થાય એમ હોય ત્યારે પણ રાજાને ચુપ બેસી રહેવું પડે છે બીજો પ્રકાર કહ્યો છે.૧૬૬

**बलस्य स्वामिनश्चैव स्थितिः कार्यार्थसिद्धये॥**
**द्विविधं कीर्त्यते द्वै धं षाड्गुण्यगुणवेदिभिः॥६७॥**

સૈન્ય વિભાગ—પણ બેજ પ્રકારના કહ્યા છે, જ્યારે સેનાપતિ લશ્કરનો કેટલોક ભાગ લઈને શત્રુના ઉપદ્રવને અટકાવવાને માટે એક સ્થળે રહ્યા હોય છે અને રાજા પોતે કિલ્લાના સુરક્ષીત ભાગમાં બાકીનું સૈન્ય લઈને રહેલો હોય છે. આ પ્રમાણે રાજ્ય નિતી નિપુણ શાસ્ત્રીઓએ ઉપર જણાવ્યા તે છ પ્રકારના દરેકના બબે વિભાગ કહેલાં છે. ૧૬૭

**अर्थसंपादनार्थं च पीड्यमानस्य शत्रुभिः ॥**
**साधुषु व्यपदेशार्थं द्विविधः संश्रयः स्मृतः**
**॥ ६८ ॥**

આશ્રય—બળવાન રાજાનો આશ્રમ લેવામાં પણ બે પ્રકાર કહેલા છે. પોતાના દુશ્મનોથી પિડા પામતો હોય ત્યારે તે પિડાથી નિવૃત્ત થવાને માટે રાજાએ મિત્રરાજાનો આશ્રય લેવો અથવા તો કોઈનાથી પીડા થાય એવો સંશય પણ પોતાને રહે નહી તેમ કરવાને માટે પણ પ્રબળ રાજાનું રક્ષણ લેવું જરૂરનું છે. કારણ કે જ્યારે આગળ પાછળના રાજાઓ તેને કોઈ બળવાન રાજાનો આશ્રિત છે એમ જાણે છે ત્યારે તેઓ તેના ઉપર ચઢાઈ કરવાને માટે હિંમત ધરી શકતા નથી. ૧૬૮.

**यदावगच्छेदायत्यामाधिक्यं ध्रुवमात्मनः ॥**
**तदात्वे चाल्पिकां पीडां तदा संधिं समाश्रयेत् ॥ ६९ ॥**

ભવિષ્યમાં કાંઈ પણ કારણ મળતાં ચઢાઈ કરવાથી પોતાની સમૃદ્ધિમાં વધારો થવાનો સંભવ હોય તો સમયને અનુસરીને ચાલુ વખત રાજાને દ્રવ્ય અથવા વાહનમાં કોઈપણ પ્રકારનું સહન કરવું પડે તો કરવું પણ સામાવાળાની સાથે સલાહ કરવી. ૧૬૯

**यदा प्रकृष्टा मन्येत सर्वास्तु प्रकृतीर्भृशम् ॥**
**अत्युच्छ्रितं तथात्मानं तदा कुर्वीत विग्रहम्**
**॥ १७० ॥**

પરંતુ જ્યારે પોતાનાં મંત્રીઓનો પોતાના ઉપર પુર્ણ ભાવ હોય પ્રજાને યોગ્ય સન્માન તથા રક્ષણ મળતું હોય અને તેથી

સંતોસમાં હોય તથા પોતાની પાસે પણ જોઇએ તેટલો ખજાનો હોય હાથી ઘોડા વિગેરે સરસામાન હોય ત્યારે વિગ્રહ કરવો. ૧૭૦

**यदा मन्येत भावेन हृष्टं पुष्टं बलं स्वकम् ॥**
**परस्य विपरीतं च तदा यायाद्रिपुं प्रति॥७१॥**

પોતાના લશ્કરનો પૂર્ણ સંતોષ રાજા તરફ હોય તેમજ તન તથા મનથી તેઓ પ્રફુલીત હોય અને જ્યારે પણ કારણ મળી આવે ત્યારે આલસ્ય રહીત હોય. યુદ્ધમાં ઉતરવાને તત્પર હોય ત્યારે તેમજ વિરૂદ્ધ પક્ષના રાજાના લશ્કરમાં તેનાથી પ્રતિકુળ ચિન્હો જણાતાં હોય, લશ્કરના આગેવાનનાં મન રાજા પ્રતિ ઉંચા હોય તેથી તેમની બેપરવાઇને લીધે લશ્કર પ્રમાદી અને આળસુ થઇ જઇને સમય મળે પોતાના રાજાનું અને રાજ્યનું રક્ષણ કરવાને અશક્ત હોય ત્યારે રાજાએ અવશ્ય વિરૂદ્ધ પક્ષવાળા ઉપર ચઢાઈ કરવી. ૧૭૧

**यदा तु स्यात्परिक्षीणो वाहनेन बलेन च ॥**
**तदासीत प्रयत्नेन शनकैः सान्त्वयन्नरीन्**
**॥ ७२ ॥**

પણ જ્યારે પોતાની પાસે વાહન તથા ભારવહન કરનારાં પ્રાણીઓ ઘણાંજ નબળા હોય અથવા તો પૂરતાં ન હોય ત્યારે તો દુશ્મનને શામથી અથવા તો થોડી થોડી ખંડણી આપીને અથવા તો નાના પ્રકારની ભેટ આપીને શાંત કરવો અને પોતે અનુકુળ સમયની રાહ જોતા ગુપચુપ બેશી રહેવું. ૧૭૨

**मन्येतारिं यदा राजा सर्वथा बलवत्तरम् ॥**
**तदा द्विधा बलं कृत्वा साधयेत्कार्यमात्मनः**
**॥ ७३ ॥**

જ્યારે સામેનો રાજા ઘણોજ બળવાન હોય અને સલાહ કરવાને માટે નાખુશી બતાવતો હોય ત્યારે રાજાએ પોતાના લશ્કરના બે વિભાગ કરવા અને એકને દુશ્મનના લશ્કરની સાથે યુદ્ધ કરવા દેવું અને બાકીના લશ્કર સાથે પોતે કિલ્લાની અંદર રહેવું અને પોતાનો સ્વાર્થ સાધવો. ૧૭૩

**यदा परबलानां तु गमनीयतमो भवेत् ॥**
**तदा तु संश्रयेत्क्षिप्रं धार्मिकं बलिनं नृपम्**
**॥ ७४ ॥**

ઉપર પ્રમાણે પોતાના લશ્કરના શેષ ભાગ તથા મિત્રોની સાથે કિલ્લાના બરાબર રક્ષણ થયેલા ભાગમાં રહેવા છતાં પણ જ્યારે દુશ્મનના લશ્કરથી ઘેરાઈ ગયો હોય અને શરણ થઇ જવાનો પૂરેપૂરો સંભવ આવી પડે ત્યારે તેણે તરતજ પ્રમાણીક અને બળવાન રાજાનો આશ્રય લેવો. ૧૭૪

**निग्रहं प्रकृतीनां च कुर्याद्यो ऽरिबलस्य च ॥**
**उपसेवेत तं नित्यं सर्वयत्नै र्गुरुं यथा ॥७५॥**

જે બળવાન રાજા પોતાની પ્રજાના દુષ્ટ માણસોને શિક્ષા કરવાને પોતાની પ્રજાને વશ રાખવામાં તેમજ દુશ્મનના ભયથી પોતાનો આશ્રય લેવાને આવેલા રાજાનું જે રક્ષણ કરવાને તથા તેને ભય ઉપજાવનાર રાજાને શિક્ષા કરવાને સમર્થ હોય છે તેવા રાજાને આશ્રય લેનારે પોતાના પિતા તરીકે માનવો અર્થાત્ એક ગુરૂ તરીકે તેની શેવા કરવી. ૧૭૫

**यदि तत्रापि सपश्येद्दोष संश्रय कारितम् ॥**
**सुयुद्धमेव तत्रापि निर्विशङ्कः समाचरेत् ॥७६॥**

આ પ્રમાણે આશ્રય લેવામાં પણ વિક્ષ

આવી પડે અર્થાત્ પોતાને દુઃખી થવાનું અથવા અન્યને દુઃખનું કારણ મળે તો પોતે નિર્વિર્ય હોય તેમ છતાં પણ રાજાએ હીંમત ધરવી અને આયુદ્ધ લઇને સંગ્રામમાં ઉતરવું કારણ કે જો વિજય મેળવે છે તો આ લોક વગેરેની કીર્તિ મળે છે અને રણમાં પડે છે તો સ્વર્ગ મળે છે. ૧૭૬

**सर्वोपायैस्तथा कुर्यान्नी तिज्ञः पृथिवीपतिः ॥**
**यथास्याभ्यधिका न स्युर्मित्रोदासीनशत्रवः**
**॥ ७७ ॥**

રાજાએ પોતાના આશ્રીતો, મિત્રો તથા દુષ્મનો વિગેરે વશ કરવાને માટે સામ, દામ, ભય અને દંડ એ ચાર ઉપાયોને એવી સારી રીતે કામમાં લેવા કે જેથી કરીને તેમની સર્વની સાથે સંપ રહે અર્થાત્ પોતાની તેમના ઉપરની અધિકતાથી શત્રુતા થાય નહી. કારણ કે લક્ષ્મીનો સ્વાભાવિક નિયમજ એવો છે કે પોતાનો મિત્ર પણ દ્રવ્યના લોભથી લલચાઇને શત્રુ થઇ જાય છે કહેવત છે કે "સોનું જોઇને મુનીવર ચળે." ૧૭૭

**आयतिं सर्वकार्याणां तदात्वं च विचारयेत् ॥**
**अतीतानां च सर्वेषां गुणदोषौ च तत्त्वतः**
**॥ ७८ ॥**

રાજાએ પોતાની પ્રજાની સ્થિતિ દુઃખી છે કે સુખી, પોતાના તરફ તેમનો પ્રેમ કેવો છે, પોતે જે જે કાર્યો કરે છે અને કરવાનો વિચાર કરે છે તેનાં પરિણામ સારાં અથવા નરસાં આવે છે કે આવશે. પોતે કયાં કયાં કામ કરવાં જોઇએ અને ભુતકાળમાં કરેલાં કામના ગુણદોષ વિગેરેનું ચિંતવન કરવું. ૧૭૮

**आयत्यां गुणदोषज्ञस्तदात्वे क्षिप्रनिश्चयः ॥**
**अतीते कार्यशेषज्ञः शत्रुभिर्नाभिभूयते ॥७९॥**

જે રાજા ભવિષ્યમાં કરવાનાં કાર્યોનાં શાં શાં પરિણામ આવશે તેનો અગાઉથી બરાબર વિચાર કરે છે અને ત્યાર પછી પોતાને યોગ્ય લાગે છે તે પ્રમાણે પગલાં ભરે છે અને વર્તમાન કાળમાં કરવાનાં કાર્યો પોતાના સલાહકારોની સલાહ અને અભિપ્રાય લીધા પછી દ્રઢ નિશ્ચય કરીને શરૂ કરે છે અને ભુતકાળમાં કરેલાં પોતાના કાર્યોના દોષ તથા ગુણને જાણવા માટે હમેશાં તત્પર હોય છે તેવા સાવધાન રાજાને ત્રણે કાળની પોતાની સમય સૂચકતાને લીધે કોઇ પણ શત્રુ કોઈ પણ સમયે પરાજય પમાડી શકતો નથી. ૧૭૯

**यथैनं नाभिसंदध्युर्मित्रोदासीनशत्रवः ॥**
**तथा सर्वं संविदध्यादेषं सामासिको नयः**
**॥ १८० ॥**

રાજા પોતાની રાજનીતિમાં નિપૂણ કયારે કહી શકાય કે જયારે પોતાના રાજ્યમાં એવો બંદોબસ્ત રાખતો હોય કે તેના શત્રુઓ, મીત્રો, આશ્રીતો, ખંડીયા રાજાઓ અને તટસ્થ સર્વે પોતાના કાબુમાં રહે અને તેના ઉપર કોઈ પણ પ્રસંગે તેને હેરાન કરવામાં ફાવી શકે નહી. ૧૮૦

**यदा तु यानमातिष्ठेदरिराष्ट्रंप्रति प्रभु ॥**
**तदानेन विधानेन यायादरिपुरं शनैः ॥८१॥**

રાજાને જ્યારે વિરૂદ્ધ પક્ષના રાજ્ય ઉપર ચઢાઇ કરવી પડે ત્યારે તેણે ધીમે ધીમે નિચે કહેવામાં આવશે તે પ્રમાણે પ્રયાણ કરવું અને પ્રથમ તેના રાજ્યના મુલકમાંતા

મુખ્ય શહેર, રાજધાની તરફ પ્રવેશ કરવા-
ની પેરવી કરવી. ૧૮૧

मार्गशीर्षे शुभे मासि यायाद्यात्रां महीपतिः॥
फाल्गुनं वाथ चैत्रं वा मासौ प्रति यथाबलम्
॥ ८२ ॥

રાજાએ પોતાની ચતુરંગ સૈન્યા સજ્જ કરીને પછી સુંદર માર્ગશીર માસમાં લડાઇને માટે પ્રયાણુ કરવું અથવા તો ફાગણુ કે ચૈત્ર મહીનામાં પ્રયાણુ કરવું અર્થાત્ પોતાના સૈન્યની સંખ્યાના પ્રમાણુમાં અનુકુળ રૂતુઓ પ્રયાણુને માટે પસંદ કરવી જેથી કરીને ત્યાં પહોંચતાં તે તે રૂતુઓનો પાક તેમના ઉપયોગમાં આવે. ૧૮૨

अन्येष्वपि तु कालेषु यदा पश्येद्ध्रुवं जयम्॥
तदा यायाद्विगृह्यैव व्यसने चोत्थिते रिपोः
॥ ८३ ॥

ઉપર જણાવ્યા તે કાળથી ભિન્ન ભિન્ન કાળમાં અર્થાત્ ઋતુમાં પણ વિજયની પૂર્ણ આશા હોય તો રાજાએ ગ્રીષ્મ રૂતુ હોય તો પણ પ્રયાણુ કરવું તેમજ જો પોતાના શત્રુના ઉપર કોઇ પણ આકસ્મિક દુઃખ આવી પડયું હોય તેના આમાત્યોમાં કુસંપ હોય, પ્રજા અસંતુષ્ટ હોય અને તે પ્રમાણેનાં પોતાના વિજયને માટેનાં અનુકુળ લક્ષણો હોય તો પણ અન્ય રૂતુઓમાં ચઢાઇ કરવી. ૧૮૩

कृत्वा विधानं मूलेतु यात्रिकं च यथाविधि ॥
उपगृह्यास्पदं चैव चारान्सम्यग्विधाय च ॥
॥ ८४ ॥

પોતાના મૂળ રાજ્યમાં પોતાની ગેરહાજરીને લીધે ગેર બંદોબસ્ત ચાલે નહી તેટલા માટે રાજકારભાર પોતાના એકાદ વિચિક્ષણુ મંત્રીને સોંપીને, પોતાના કાર્યને–ચઢાઇને માટેનાં સર્વ સાધનોથી સજ્જ થઇને અર્થાત્ જોઇએ તેટલા હાથી ઘોડા, શસ્ત્રો ટોપ કવચો વીગેરે લઇને તથા પરદેશમાં પ્રયાણુ કરતાં માર્ગમાં ક્યાં ક્યાં સૈન્ય સાથે પડાવ નાંખવો તે નક્કી કરીને તથા દુષ્મનના કારભારની બાતમી લાવવાને માટે છુપા જાસુસોને આગળથી મોકલ્યા પછી પોતે કુચ કરવાની તૈયારી કરવી. ૧૮૪

संशोध्य त्रिविधं मार्गं षड्विधं च बलं स्वकम् ॥
सांपरायिककल्पेन यायादरिपुरं शनैः ॥८५॥

પ્રયાણુમાં ત્રણુ પ્રકારના માર્ગ આવે છે ત્યાં સ્હેલાઇથી પસાર થવાય તેટલા માટેનાં સાધનો લઇને અર્થાત્ જમીન માર્ગે હાથી ઘોડા વિગેરે જોઇએ તેમની સંખ્યા પુરતી રાખીને, દરીઆઇ માર્ગે વ્હાણુ તારાઓ વિગેરે જોઇએ તેનો પાકો બંદોબસ્ત કરીને અને જંગલમાં થઇને જતાં ગીચ ઝાડીઓ આવે ત્યાંથી રસ્તો કાઢવાને માટે શસ્રો કુવાડા વિગેરે રાખીને તેમજ પરરાજ્યમાં ચઢાઈ કરવાને જતાં ત્યાંનાં લશ્કર ઉપર જય મેળવવાને માટેના જોઇતા લશ્કરનો બંદોબસ્ત કર્યા પછી દુષ્મનના રાજ્ય તરફ તેણે આસ્તે આસ્તે ધસવું. ૧૮૫

शत्रुसेविनि मित्रे च गूढे युक्ततरो भवेत् ॥
गतप्रत्यागते चैव स हि कष्टतरो रिपु ॥८६॥

રાજાએ પોતાનો ત્યાગ કરીને ગયેલો માત્ર જે પરરાજ્યમાં રહીને ત્યાંના રાજાને નોકર થયો હોય તેનાથી હમેશાં ચેતતા રહેવું અને તેજ પ્રમાણે પોતાનો નોકર જેનો કોઇપણુ કારણુ સર રજા આપવામાં આવી

હોય પણ જે પોતાના રાજ્યમાં નોકરી કરવાને આવ્યો હોય તે બંન્ને ઘણાજ કઠણ શત્રુ છે એમ જાણીને તે બંન્નેથી ઘણાજ ચેતતા રહેવું. ૧૮૬

दण्डेव्यूहेन तन्मार्गं यायात्तु शकटेन वा ॥
वराहतकराभ्यां वा सूच्या वा गरुडेन वा ॥
॥ ८७ ॥

પ્રયાણ કરતી વખતે રાજાએ પોતાના લશ્કરને દંડ રચનામાં ગોઠવવું અર્થાત્ એકજ સરખી લાઇનમાં રાખવું અથવા સકટ રચના ગાડાની આકૃતિમાં ગોઠવવું અર્થાત્ સેનાના અગ્રભાગમાં સેનાનો સ્વામી રહે છે મધ્યે રાજા રહે છે અને ત્યાર પછી પાછું લશ્કર અમલદારોની સાથે રહે છે અને બન્ને બાજુ ઉપર વાહન હાથી ઘોડા વિગેરે રાખવામાં આવે છે અથવાતો વારાહ ડુક્કરની આકૃતિમાં સેનાને ગોઠવવી એટલે મુખ આગળનો ભાગ તેમજ પાછળનો સાંકડો રાખીને મધ્યભાગને પ્હોળો કરવો જોઇએ તેજ પ્રમાણે ગરૂડના આકાર અથવા તો મગરના આકારમાં સૈન્યની રચના કરી શકાય છે અને સોય અથવા ટાંકણીના આકારમાં પણ રચના કરી શકાય છે. ૧૮૭

यतश्च भयमाशङ्केत्ततो विस्तारये द्दलम् ॥
पद्मेन चैव व्यूहेन नि विशेत सदा स्वयम् ॥
॥ ८८ ॥

જે દિશામાં શત્રુનો ઘણોજ ભય હોય અથવા તો શત્રુ તરફથી ઉપદ્રવ થવાની શંકા રહેતી હોય તેણી તરફ પ્રયાણ કરતી વખતે રાજાએ પોતાના સૈન્યને ચારે તરફ ફેલાવવું અને પોતે મધ્યભાગે રહેવું જેથી રક્ષણ બરાબર મળે આ પ્રમાણેની રચનાને કમળ વ્યૂહરચના કહેવાય છે. ૧૮૮

सेनापतिबलाध्यक्षौ सर्वदिक्षु निवेशयेत् ॥
यतश्च भयमाशंकेत्प्राचीं तां कल्पयेद्दिशम्॥८९॥

લશ્કરના વિભાગો જેવા કે હાથી વિગેરે દશ અંગનો એક ઉપરી નિમવો જોઇએ તેને પતિક કહે છે અને આવા દશ પતિકના ઉપરને સૈનાપતિ કહેવાય છે અને તેવા દસ સેનાપતિના ઉપરી અમલદારને નાયક અથવા બલાધ્યક્ષ કહેવાય છે આ પ્રમાણેના લશ્કરમાં અમલદારો નિમીને પછી જે દિશામાં ભય હોય અથવા ભયની શંકા રહેતી હોય તે તરફ રક્ષણને માટે અમલદારોને નાયક વિગેરેને રાખવા. ૧૮૯

गुल्मांश्च स्थापयेदाप्तान् कृतसंज्ञान्समंततः ॥
स्थाने युद्धे च कुशलानभीरूनविकारिणः ॥
॥ १९० ॥

પોતાની ચારે તરફ વિશ્વાસુ, લઢાઇને પ્રસંગે આગળથી સીખવેલી સંજ્ઞાને સમજનારા અથવા રણશીંગડાંના કે ઢોલના અવાજથી પોતાને પોતાના અધિષ્ઠાતા તરફથી શો હુકમ મળેલો છે તે સમજે તેવા સીપાઇઓને રાખવા જોઇએ તેઓ નિર્ભય, વ્યભિચાર રહીત સામાનો માર ઝીલી શકે તેમ દાવ પેચ લઇને શત્રુના ઉપર મારો ચલાવી શકે તેવા તેમજ પોતાના માલીકની સેવા કરવામાં દ્રઢ નિશ્ચયવાળા હોવા જોઇએ. ૧૯૦

संहतान्योधयेदल्पान्कामं विस्तारयेद्बहून् ॥
सूच्या वज्रेण चैवैतान् व्यूहेन् व्यूह्य योधयेत्
॥ ९१ ॥

રાજાને જેમ યોગ્ય લાગે તેમ પોતાના

લશ્કરની નાની નાની ટોળીઓ કરીને તેમને લઢવાને માટે હુકમ આપવો અથવા તો છુટા છુટા ઉભા રાખીને પોતાનાં માણસોને ફેલાવી નાંખીને લઢાવવાં અથવા તો પ્હેલાં કહી ગયા તે પ્રમાણે સોયના આકારમાં અથવા વજ્રાકારમાં એટલે તીરની માફક ત્રણ હાર કરીને તેમને સઘળાને લઢાઇમાં ઉતરવાને હુકમ આપવો. ૧૯૧

**स्यन्दनाश्वैः समे युद्ध्येदनूपे नौद्विपैस्तथा ॥**
**वृक्षगुल्मावृते चापैरसिचर्मायुधैः स्थले ॥९२॥**

સપાટ રણક્ષેત્ર હોય ત્યાં યુદ્ધ કરતી વખતે રાજાએ હાથી અથવા ઘોડા ઉપર કે રથમાં બેસીને હથીયારથી સજ્જ થઇને લઢાઇ કરવી જે દેશમાં ઘણોજ જળવાળો ભાગ હોય ત્યાં જળમાં યુદ્ધ કરવું પડે તો સારા તારાઓથી સજ્જ કરેલી હોય તેવી હોડીમાં અથવા તો હાથીના ઉપર સ્વારી કરીને રાજાએ લઢાઈ કરવી, જ્યાં આગળ વૃક્ષો અથવા નાના પ્રકારનાં ઝાડીવાળાં જંગલો આવી રહ્યાં હોય તેવા પ્રદેશોમાં યુદ્ધ કરવું પડે તો ત્યારે રાજાએ બાણ ધનુષ્યથી યુદ્ધ કરવુ અને સાફ જમીનવાળા પ્રદેશમાં લઢાઇ કરતી વખતે સાધારણ હથીયારો તથા પોતાના આત્મરક્ષણને માટે ટોપ કવચ તથા ઢાલ રાખીને યુદ્ધ કરવું. ૧૯૨

**कुरुक्षेत्रांश्च मत्स्यांश्च पञ्चालान् शूरसेनजान्॥**
**दीर्घांल्लँघूंश्चैव न रानग्रा नीकेषु योजयेत् ॥**
**॥ ९३ ॥**

રણ સંગ્રામમાં ઉતારવાને માટે જ્યારે પોતાના સૈન્યના વિભાગ કરવાના હોય ત્યારે રાજાએ ધ્યાનમાં રાખવું જોઇએ કે કુરૂક્ષેત્રમાં ઉત્પન્ન થયેલા, મત્સ્ય વિરાટ દેશમાં રહેનારા, પાંચાલ કાન્ય કુબ્જ દેશના અને શૂરસેન મથુરાંમાં જન્મેલા અને તેવાજ બીજા હૃષ્ટપુષ્ટ અને ઉંચા તથા વિકાળ યોદ્ધાઓને લશ્કરના મોખરે રાખવા. ૧૯૩

**प्रहर्षयेद्बलं व्यूह्य तांश्च सम्यक् परीक्षयेत् ॥**
**चेष्टाश्चैव विजानीयादरीन् योधयतामपि ॥**
**॥ ९४ ॥**

આ પ્રમાણે ગોઠવ્યા પછી લશ્કરને વિરરસનાં કાવ્યો તેમજ મહાભારતનાં વ્યાખ્યાનો વાંચી સંભળાવીને ઘણાજ ઉશ્કેરવા, જેથી તેમનામાં લઢવાનું શુર ચઢે અને ત્યાર પછી જ્યારે યોદ્ધાઓ લઢતા હોય ત્યારે તેમના ઉપર બરાબર તપાસ રાખવી અર્થાત્ પોતાના દુશ્મનને તેઓ કેવી રીતે ઘેરે છે તે સઘળુ બારીકાઈથી જોવું. ૧૯૪

**उपरुध्यारिमासीत राष्ट्रं चास्योपपीडयेत् ॥**
**दूषयेच्चास्य सततं यवसान्नोदकेन्धनम् ॥९५॥**

આ પ્રમાણે કિલ્લામાં અથવા બ્હાર રહીને શત્રુના શહેરને ઘેરો ઘાલ્યા પછી પોતે ચુપ બેશી રહેવું, તેના રાજ્યને ઉજડ કરવું રૈયતને પીડા કરવી, તેમનાં ખેતરોનો અનાજનો નાશ કરવો, પાણી ઢોળી નાંખવાં ઘાસ વિગેરેને નુકશાન પોંચાડવું બળતણ બાળી નાંખવું વિગેરે અનેક પ્રકારથી દુશ્મનના દેશને રંજાડવો. ૧૯૫

**भिन्द्याच्चैव तडागानि प्राकारपरि खास्तथा ॥**
**समवस्कन्दयेच्चैन रात्रौ वित्रासयेत्तथा ॥९६॥**

શત્રુને પિવાને માટેના પાણીના માટેનાં જળાશયો જેવાં કે તળાવ, વાવ, કુવા વિગેરેને તોડી પાડવાં કીલ્લાને પાડી નાંખવા અને કિલ્લાની આગળ પાછળ કરેલી ખાઇઓ

પુરી નાંખવી અર્થાત્ પાણીની બાબતમાં તેમ કરીને તેને હેરાન કરવો અને તેને દિવસે જ્યારે તે અસાવધ હોય ત્યારે છાપો મારીને હરાવવો અને રાત્રીના ભયંકર પ્રાણીઓના જેવા અવાજ કરીને તેને ડરાવવો. ૧૯૬

**उपजप्यानुपजपेद्बुद्ध्येतैव च तत्कृतम् ॥**
**युक्ते च दैवे युद्ध्येत जयप्रेप्सुरपेतभीः॥९७॥**

શત્રુના પક્ષકાર અમાત્યોને દામની લાલચ આપીને ફોડાય તો ફોડવા અને તેમનાથી તેમજ પોતાના છુપા બાતમીદારોથી શત્રુ શું કરે છે અને શું કરવાનો વિચાર કરતો હોય છે તે જાણવું, પોતાની દશા કેવી છે અને કેવા કેવા ગૃહનાં ફળ મળનાર છે તે જાણવું અને તેની રાહ જોતાં દૈવેચ્છાએ તે પ્રસંગ આવી પડે ત્યારે જયની પૂર્ણ આશા કરવી અને શુર રાખીને સંગ્રામ કરવો ૧૯૭

**साम्ना दानेन भे देन समस्तैरथवा पृथक् ॥**
**विजेतुं प्रयतेतारीन्न युद्धेन कदाचन ॥९८॥**

ઉપર પ્રમાણેનાં અનુકુળ કારણો હોય છતાં પણ એકદમ શત્રુની સામે સંગ્રામ કરીનેજ જય મેળવવાનો રાજાએ વિચાર રાખવો નહી પણ પહેલાં તો જે ચાર મુખ્ય ઉપાયો અર્થાત્ શામ, દામ, ભેદ આ ત્રણ અજમાવી જોવા અને જ્યારે આ ત્રણ એક પછી એક અથવા સામટા કર્યા છતાં પણ વિજય ન મળે, શત્રુ વશ ન થાય ત્યારે ચોથા–દંડની સહાય લેવી અર્થાત્ સંગ્રામ કરવો. ૧૯૮

**अनित्यो विजयो यस्माद्दृश्यते युध्यमानयोः॥**
**पराजयश्च संग्रामे तस्माद्युद्धं विवर्जयेत्॥९९॥**

એકદમ સંગ્રામ શા માટે ન કરવો તેનું કારણ એટલુંજ છે કે જ્યારે સમાન બળવાળા અથવા એક કરતાં બીજો અધિક બળવાળો હોય તેવા બે રાજાઓ એક બીજાની સાથે સંગ્રામ કરતા હોય છે ત્યારે બેમાંથી કોણ જીતશે તેનો સંશય રહે છે કારણ કે કોઇ વખત બળવાન રાજાના ઉપર પોતાના સૈન્યની રચનાના કુશળપણા માત્રથી પણ નિર્બળ રાજા વિજય મેળવે છે અને બળવાન રાજા હારી જાય છે માટે રાજાઓએ બને ત્યાં સુધી લડાઇ કરવી નહી. ૧૯૯

**त्रयाणामप्युपायानां पूर्वोक्तानाम सम्भवे ॥**
**तथा युद्ध्येत संपन्नो विजयते रिपून्यथा ॥**
**॥ २०० ॥**

જ્યારે ત્રણે પ્રકાર વ્યર્થ જાય અર્થાત્ શામ, દામ અને ભયથી કાંઇ પણ ન વળી શકે ત્યારે તો અવશ્ય વિગ્રહ કરવોજ પણ તે એવી રીતે કરવો કે શત્રુના ઉપર જયજ મળે અને લઢતી વખતે રાજાએ એવોજ નિશ્ચય કરવો કે કાં તો જય મેળવવો અથવા તો સ્વર્ગ મેળવવું પણ જ્યાં આગળથીજ એમ લાગે કે લઢાઇ કરવામાં તો નિશંક હારવાનાજ છીએ ત્યાં તો પોતાના આત્માના રક્ષણને માટે લઢાઇમાં ઉતરવુંજ નહી. ૨૦૦

**जित्वा संपूजयेद्देवान्ब्राह्मणांश्चैव धार्मिकान्॥**
**प्रदद्यात्परिहारांश्च ख्यापयेदभयानि च॥१॥**

શત્રુનો પરાજય કરીને તેનો મુલક જીત્યા પછી વિજયી રાજાએ તે દેશમાંના પૂજન થતા દેવની યોગ્ય પુજા કરીને વંદન કર્યા પછી ગામમાં પ્રવેશ કરવો તથા ધર્મ પ્રધાનરૂપી બ્રાહ્મણોની પુજા કરીને તેમને ભૂમી સુવર્ણ વિગેરેના દાનથી પુર્ણપણે સં-

તોષવા અને તેમનો યોગ્ય સત્કાર કરવો. જીતથી મળેલા દ્રવ્યનો એક ભાગ દાન કરવો જોઇએ કારણ કે તે ઘણુંજ મોટું પુણ્ય છે એમ યાજ્ઞવલ્કય એ કહેલું છે કે

नातः परतरो धर्मो नृपाणां यद्रणार्जितम् ।
विप्रेभ्यो दीयते द्रव्यं प्रजाभ्यश्चा भयंसदा ॥

અર્થાત્ રણમાંના મળેલા દ્રવ્યથી બ્રાહ્મણોને સંતોષવા અને જેઓએ પોતાના સ્વામીના રક્ષણને માટે તેનું અપમાન કર્યું હોય તેમને ક્ષમા કરવી તથા સમગ્ર પ્રજાને અભય આપવાના ધર્મ કરતાં બીજો કોઈ પણ ધર્મ વધારે શ્રેષ્ટ છે નહી. ૨૦૧

सर्वेषा तु विदित्वैषां समासेन चिकीर्षितम्॥
स्थापयेत्तत्र तद्वंश्यं कुर्याच्च समयक्रियाम् ॥२॥

જીત્યા પણ રાજાના અમાત્યો તથા પ્રજાના શાશા અભિપ્રાય છે અને તેમની શીશી ઇચ્છાઓ છે તે સર્વ વિજયી રાજાએ સંક્ષેપમાં જાણી લેવી અને ત્યાર પછી રણમાં પડેલા રાજાનો વંશજ હોય તેને જીતેલા મુલકનો રાજા નિમવો અને તેને શાંશાં કામ કરવાનાં છે અને શાંશાં નથી કરવાનાં તે સર્વ તેને સમજાવવાં અર્થાત્ તેની સત્તા તેને બાંધી આપવી. ૫૦૨

प्रमाणानि च कुर्वीत तेषां धर्म्यान् यथोदितान्
रत्नैश्च पूजयेदेनं प्रधानपुरुषैः सह ॥ ३ ॥

જીતાયલા મુલકની રૈયતને ધર્મશાસ્ત્રના નિયમો સમજાવવા તે પ્રમાણેના આચાર વિચાર પાળવાનો તેમને હુકમ કરવો તથા નવા તખ્તનશીન ગાદી ઉપર બેસારેલા રાજાની તહેના પ્રધાન મંડળની સાથે પૂજા કરવી અને તેને અમુલ્ય રત્ન વિગેરેની બક્ષીસ આપવી. ૨૦૩

आदानमप्रियकरं दानं च प्रियकारकम् ॥
अभीप्सितानामर्थानां काले युक्तं प्रशस्यते ॥
॥ ४ ॥

જો કે વાંછીત વસ્તુ કોઇ પણ માણસ પાસેથી જોર જુલમે લેવામાં આવે છે તો તેના પરિણામે નાખુશીજ ઉત્પન્ન થાય છે અને તેજ પ્રમાણે કોઈ પણ વસ્તુના દાન કરવામાં હર્ષજ સમાયલો છે તો પણ જો આ બન્ને કાર્યો સમયની અનુકુલતા જોઇનેજ કરવામાં આવે છે તો તેની પ્રશંસાજ થાય છે પણ જો પ્રતિકુળ સમય હોય અને તેમ કરવામાં આવે તો પછી સ્વાભાવીક રીતેજ તેનુ પરિણામ ખોટું આવે. ૨૦૪

सर्वं कर्मेदमायत्तं विधाने दैवमानुषे ॥
तयोर्दैवमचिन्त्यं तु मानुषे विद्यते क्रिया॥५॥

આ સંસારમાં મનુષ્યના ઉદય વા અસ્તનો આધાર બે કારણો ઉપર રહેલો છે દૈવેચ્છા અને મનુષ્ય કર્મ–યત્ન દૈવેચ્છાને માણસ કોઈપણ રીતે કળી શકતો નથી પણ મનુષ્ય યત્નમાંતો ઇશ્વર કૃપા સમાયલીજ છે અર્થાત્ પોતાનાં કર્મનો તો માણસ વિચાર કરી શકે છેજ અને તેથી જેવાં પોતાનાં કર્મ તેવાં તેનાં ફળ પણ મેળવવાને આશા રાખી શકે છે. ૨૦૫

सह वापि व्रजेद्युक्तः संधिं कृत्वा प्रयत्नतः॥
मित्रं हिरण्यं भूमिं वा संपश्यंस्त्रिविधं फलम् ॥ ६ ॥

ચઢાઇ કરવાને યોગ્ય શત્રુના ઉપર ચઢાઇ કર્યા પછી સંગ્રામ કરવો અથવા તો પોતાની ચઢાઇનાં ત્રણ ફળ મળે અર્થાત્ તે રાજા તેનો મીત્ર થવાને ઇચ્છે, તેને સુવર્ણનું

દાન ભેટ આપે અથવા તો રાજ્યનો કોઈ પણ દેશ આપે તો તેથી સંતુષ્ટ થઇ તેની સાથે સાંધી કરવી અને તેની સાથે મીત્ર થઈ સાવધાનીથી જવું. ૨૦૬

**पार्ष्णिग्राहं च संप्रेक्ष्य तथाक्रन्दं च मण्डले॥**
**मित्रादथाप्यमित्राद्वा यात्राफलमवाप्नुयात्॥ ७ ॥**

જે રાજા પોતાના દુષ્મન ઉપર ચઢાઇ કરીને જય મેળવવાને માટે ઉત્સુક હોય તેણે ચઢાઈ કરતા પ્હેલાં પોતાના પાછળના નજીક પાડોશીનો પાકો બંદોબસ્ત કરવો અર્થાત્ પાર્ષ્ણિગ્રાહને પોતાના હાથમાં પૂરે પૂરો લેવો કારણ કે જો તેમ ન કરે તો તેનાજ મૂલકમાં પોતાની ગેરહાજરીમાં તે પાર્ષ્ણિગ્રાહ ઉત્પાત કરશે એવો સંભવ રહે છે તેજ પ્રમાણે અથવા તો પાર્ષ્ણિગ્રાહના પડોશીની સાથે મીત્રાચારી કરવી આ રાજાને આક્રંદ કહે છે તેની સાથે મીત્રાચારી કરવાનું કારણ એટલુંજ છે કે તે પાર્ષ્ણિગ્રાહના મુલકની ઈચ્છા રાખીને તેના ઉપર હુમલો કરે. ૨૦૭

**हिरण्यभूमिसंप्राप्त्या पार्थिवो न तथैधते ॥**
**यथा मित्रं ध्रुवं लब्ध्वा कृशमप्यायतिक्षमम्॥८॥**

જેમ કોઈ નિર્બળ માણસ હોય અથવા તો કોઇ વૃદ્ધ માણસ પોતાની વયને લીધે જો અશક્ત થયો હોય છે અને તેને યુવાન અને તંદુરસ્ત મીત્ર મળે છે તો પણ તે તેનાં બળ અથવા તંદુરસ્તીને મેળવી શકતો નથી. તેજ પ્રમાણે રાજા પણ ધન તથા દેશ મળવાથી બળવાન ગણાઇ શકતો નથી. ૨૦૮

**धर्मज्ञं च कृतज्ञं च तुष्टप्रकृतिमेव च ॥**
**अनुरक्तं स्थिरारम्भं लघु मित्रं प्रशस्यते॥९॥**

મિત્ર લઘુ–નબળો હોય છતાં તેનામાં ધર્મ હોય, પારકાએ કરેલા ઉપકારને સમજનારો હોય, જે હમેશાં સંતોષી હોય, જેને પ્રજા સારા હેત ભાવથી ચ્હાતી હોય જે પોતાનાં કામ નિયમીત રીતે અને યોગ્ય રીતે કરવો હોય તેને બીજા બળવાન મિત્રો કરવાં પ્રસસ્ત–વધારે સારો કહેલો છે. ૨૦૯

**प्राज्ञं कुलीनं शूरं च दक्षं दातारमेव च ॥**
**कृतज्ञं धृतिमन्तं च कष्टमाहुररिं बुधाः॥१०॥**

પંડીતો એમ કહે છે કે જે શત્રુ વિદ્વાન છે તેમજ સારા કુળમાં ઉત્પન્ન થયેલો છે, શુરવીર છે, ચતુર છે, મોટા મનવાળો છે તેમજ ધૈર્યવાન છે તે અજીત છે એમ જાણવું માટે તેવાની સાથે મેળાપ રાખવો પણ વૈર બાંધવું નહી. ૨૧૦

**आर्यता पुरुषज्ञानं शौर्यं करुणवेदिता ॥**
**स्थौललक्ष्यं च सततमुदासीनगुणोदयः॥११॥**

તટસ્થ રાજાના અલંકારરૂપી ગુણો આર્ય ગૃહસ્થને છાજતી સભ્ય વર્તણુંક, સામો માણસ કેટલામાં છે તે સમજવાની પરખ, સૌર્ય, દયા અને ઔદાર્ય છે, આ ગુણવાળા તટસ્થનો આપત્તિ સમયે આશ્રય લેવો ઘટે છે માટે તેવાની સાથે રાજાએ હમેશાં મૈત્રી બાંધવી જોઇએ. ૨૧૧

**क्षेम्यां सस्यप्रदां नित्यं पशुवृद्धिकरीमपि ॥**
**परित्यजेन्नृपो भूमिमात्मार्थमविचारयन् ॥ ॥ १२ ॥**

પોતાના રક્ષણને માટે બીજો કાંઈ પણ ઉપાય ન જડે તો રાજાએ પોતાનો દેશનો

કે તે ઘણુજ રસાળ હોય પાસેજ નદી વિગેરે મોટાં જળાશયો હોવાથી ત્યાં અન્ન પાણી સારાં હોય, લોક સુખાકારી સંતોષકારક હોય, પ્રાણીયોના સુખને માટે વનસ્પતિ તથા ઘાસ પાણી પુરતાં હોય અને તેથી ઢોરની વૃદ્ધિ થતી હોય તેવા પ્રકારનો આબાદ દેશ હોય તોપણ તેનો ત્યાગ કરીને તરતજ ચાલ્યા જવું. ૨૧૨

आपदर्थं धनं रक्षेद्दारान् रक्षेद्धनैरपि ॥
आत्मानं सततं रक्षेद्दारै रपि धनैरपि ॥१३॥

રાજાએ આપત્તિ આવી હોય તો તે દુર કરવાને માટે ધનનો સંચય કરવો જોઇએ અને પોતાની સ્ત્રીનો તો ધનનો પણ કરવો પડેતો પરિ ત્યાગ કરીને પણ રક્ષા કરવી અને પોતાના પંડના રક્ષણને માટે તો સમયને અનુસરીને ધન તેમજ સ્ત્રિનો પણ ત્યાગ કરવો પણ પંડનું રક્ષણ કરવું. ૨૧૩

सह सर्वाः समुत्पन्नाः प्रसमीक्ष्यापदो भृशम्॥
संयुक्तांश्च वियुक्तांश्च सर्वोपायान् सृजेद्बुधः
॥ १४ ॥

દુઃખનો રીવાજજ એવો છે કે જ્યારે માણસના ઉપર દુઃખ આવી પડે છે ત્યારે ચારે બાજુથી એકજ વખતે સઘળું દુઃખ આવી પડે છે આવે સમયે શાસ્ત્રના નિયમોને જાણનારા રાજાએ ગભરાવું નહી પણ ચારે કહેલા ઉપાયોને દરેકને જુદા જુદા અથવા તો એકજ સામટા અજમાવવા અને ધૈર્ય રાખીને પોતાનું રક્ષણ કરવું. ૨૧૪

उपेतारमुपेयं च सर्वोपायांश्च कृत्स्नशः ॥
एतत्त्रयं समाश्रित्य प्रयतेतार्थसिद्धये ॥१५॥

પોતાનો સ્વાર્થ સાધવાને માટે રાજાએ ઉપાય કરનાર–અજમાવનારની સત્તાનો, શું કાર્ય કરવાનું છે અર્થાત્ શા વ્યાપાર માં તે ફતેહ મેળવવાને ઇચ્છા રાખે છે તે કામનો, અને પોતે જે ત્રણ ઉપાયોને ઉપયોગમાં લેવાનો છે તે ત્રણ ઉપર વિચાર કરવો અને પોતાની ધારણા પાર પાડવી. ૨૧૫.

एवं सर्वमिदं राजा सह संमन्त्र्य मन्त्रिभिः॥
व्यायम्याप्लुत्य मध्यान्हे भोक्तुमन्तःपुरं विशेत् ॥ १६ ॥

આ પ્રમાણે રાજકાર્યોમાં પોતાના મંત્રીઓ સાથે વાત ચિત કર્યા પછી, શસ્ત્રની અથવા બીજી કોઇ જાતની કસરત કર્યા પછી રાજાએ મધ્યાન્હ સમયે સ્નાન કરવું અને ત્યાર પછી પોતાના ધર્મ નિયમને અનુસરીને કરવાનાં ધર્મ કર્મ વિગેરે કરીને ભોજન લેવાને માટે રાણી વાસમાં જવું. ૨૧૬

तत्रात्मभूतैः कालज्ञैरहार्यैः परिचारकैः ॥
सुपरीक्षितमन्नाद्यमद्यान्मन्त्रैर्विषापहैः ॥१७॥

રાણીવાસમાં ગયા પછી પોતાને માટેનાં યોગ્ય અને કામને અનુસરતાં ભોજન કરનારા પોતાના વિશ્વાસુ નોકરો જેમને કોઇ પણ માણસ કાંઇ પણ છળભેદ કરીને ફોડી શકનાર નથી એવી પૂર્ણ ખાત્રીવાળા માણસોને હાથે થયેલા પાકનું વિષને જો કદાચ હોય તોપણ દૂર કરી શકાય છે એવા મંત્રથી અન્નનું પ્રોક્ષણ કરીને રાજાએ ભોજન કરવું. ૨૧૭

विषघ्नैरगदैश्चास्य सर्वद्रव्याणि योजयेत् ॥
विषघ्नानि च रत्नानि नियतो धारयेत्सदा
॥ १८ ॥

રાજાએ પોતાના ખાવાના પદાર્થોમાં હમેશાં વિષનો નાશ કરનાર ઔષધિઓ મેળવવી અને ત્યાર પછી ભોજન કરવું તેમજ પોતાના શરીરપર પણ એવાં જર જવાહીર તથા રત્નો ધારણ કરવાં કે જેથી વિષની અસર થઇ શકે નહી. ૨૧૮

परीक्षिताः स्त्रियश्चैनं व्यजनोदकधूपनैः ॥
वेषाभरणसंशुद्धाःस्पृशेयुः सुसमाहिताः॥१९॥

રાજાનીશેવા કરવામાં તેને સ્નાન કરાવવામાં તથા તેના શરીરે સુગંધીમય અત્તર તેલ વિગેરે લેપન કરવા માટે જે સ્ત્રીઓ પુરેપુરી રીતે તેની પરિક્ષામાં નિષ્કપટી અને જેમનાં વસ્ત્ર તથા અલંકારો પણ સ્વચ્છ હોય અર્થાત્ જેમાં પણ વિશવા ગુપ્ત શસ્ત્ર હોવાનો રાજાને કંઇપણ શંશય હોય નહી તેવીનેજ રાખવી અર્થાત્ તેવી સ્ત્રીઓએજ રાજાને સ્નાન કરાવવું તથા શીતોપચાર કરાવવા અને તેને નિદ્રા આવવાને માટે પવન નાંખવો. ૨૧૯

एवं प्रयत्नं कुर्वीत यानशय्यासनाशने ॥
स्नाने प्रसाधने चैव सर्वालंकारकेषु च ॥
॥ २२० ॥

આજ પ્રમાણે પોતાના વૈભવના સાજની અર્થાત્ વાહન–હાથી–ઘોડા–રથ, પોતાતાનો શય્યા કોચ ગાદી બેસવા ઉઠવાની જગ્યાઓ ગાદી અથવા નેત્રાસન–ખુરસી, ચંદન વિગેરે સુગંધમય લેપનોની તથા અત્તર તેલ જેવા પ્રવાહીઓ તેમજ પોતાને ધારણ કરવાના અલંકારોની પણ તેણે પરિક્ષા કરવી. ૨૨૦

भुक्तवान् विहरेच्चैव स्त्रीभिरन्तःपुरे सह ॥
विहृत्य तु यथाकालं पुनः कार्याणि चिन्तयेत् ॥ २१ ॥

ભોજન કર્યા પછી રણવાસમાં પોતાની રાણીઓની સાથે ક્રિડા કરવી પણ તેમાંજ લીન ન રહેતાં દીવસના સાતમા ભાગ સુધી ત્યાં રહીને આઠમા ભાગમાં પૂનઃ રાજ્ય કારભારમાં ધ્યાન આપવું. ૨૨૧

अलंकृतश्च संपश्येदायुधीयं पुनर्जनम् ॥
वाहनानि च सर्वाणि शस्त्राण्याभरणानि च
॥ २२ ॥

પોતાના રાજશી પોશાકને ધારણ કરીને તેણે પોતાના લશ્કરી સીપાઇઓને તેમના સરખા પોશાકમાં શસ્ત્ર ધારણ કરેલા જોવા અને ત્યાર પછી પોતાના રથ વિગેરે વાહનો બરાબર છે કે નહી તેમજ ભાર વહન કરનારાં પોતાના પ્રાણીઓની સ્થિતિ તપાસવી અને ત્યાર પછી વસ્ત્રાભુષણો અને શસ્ત્રોને તપાસવાં. ૨૨૨

संध्यां चोपास्य शृणुयादन्तर्वेश्मनि शस्त्रभृत् ॥
रहस्याख्यायिनां चैव प्रणिधीनां च चेष्टितम् ॥ २३ ॥

ત્યાર પછી સાયં સંધ્યાથી પરવારીને શસ્ત્રો ધારણ કરીને પોતાના મંદિરના અંદરના ભાગમાં બેસવું અને ત્યાં આગળ તેને જાહેર કરવાને આવેલા પોતાના અમલદારોના કાર્યોના હેવાલ તેમજ છુપા બાતમીદારોનાં વર્તમાન સાંભળવાં તથા રૈયતના માણસોને કાંઇ કહેવાનું હોય અને તેટલા માટે તેની મુલાકાતે આવ્યા હોય તો તેમનું પણ સાંભળવું. ૨૨૩

गत्वा कक्षान्तरं त्वन्यत्समनुज्ञाप्य तं जनम् ॥

प्रविशेद्भोजनार्थं च स्त्रीवृतोऽन्तःपुरं पुनः ॥
॥ २४ ॥

તે સઘળા માણસોનાં વૃત્તાંત સાંભળ્યા પછી તેમને વિદાય આપવી અને ત્યાર પછી પોતાના મંદિરના બીજા ભાગમાં જતાં તેણે ત્યાં આગળના સ્ત્રિ ગૃહમાં જવું અને પૂનઃ જમવું. ૨૨૪

तत्र भुक्त्वा पुनः किंचित्तूर्यघोषैः प्रहर्षितः ॥
संविशेत्तु यथाकालमुत्तिष्ठेच्च गतक्लमः ॥ २५ ॥

ત્યાં આગળ થોડો ઘણો પોતાને રૂચે તે આહાર લઇને ગાયનના સુસ્વરથી તેમજ વાદ્યથી આનંદ કરવો અને પછી પોતાના શ્રમને દૂર કરવાને માટે આરામ લેવો પણ એકાદ પ્હોર શયન કર્યા પછી શ્રમ દુર થતાં તેણે શય્યાનો ત્યાગ કરવો અને પોતાનાં કામમાં ધ્યાન આપવું. ૨૨૫

एतद्विधानमातिष्ठेदरोगः पृथिवीपतिः ॥
अस्वस्थः सर्वमेतत्तु भृत्येषु विनि योजयेत् ॥
॥ २२६ ॥

જે રાજા તંદુરસ્ત હોય તેણે તો ઉપરના સર્વ નિયમો પાળવાજ અર્થાત્ રાજાને માટેનાં કરવાને યોગ્ય જે જે કામ કહેવામાં આવ્યાં તે તેણે પોતેજ કરવાં; પણ જો રાજા રોગી હોય અર્થાત્ અસ્વસ્થ હોય તો તો તે સર્વ નિયમો પોતાના મંત્રીઓ પાસે પળાવવા અને તેને કરવાનાં કામ પણ તેમની પાસેજ કરાવવાં. ૨૨૬

इति मानवे धर्मशास्त्रे भृगुप्रोक्तायां संहितायां राजधर्मो नाम सप्तमोध्यायः

ઇતિ મનુસ્મૃતીનો સપ્તમોધ્યાય.



# અથ અષ્ટમોધ્યાય.

## ન્યાય.

**व्यवहारान् दिदृक्षुस्तु ब्राह्मणैः सह पार्थिवः॥**
**मन्त्रज्ञैर्मन्त्रिभिश्चैव विनीतः प्रविशेत्सभाम्॥१॥**

પોતાનેજ હાથે રાજ્યમાં ઇન્સાફ આપવાને માટે આતુર રાજાએ ન્યાયમંદિરમાં શાંત સ્વરૂપ રાખીને, બ્રાહ્મણ મંત્રીઓની સાથે તેમજ સાતમા અધ્યાયમાં કહેવામાં આવ્યા તેવા પોતાના પંચાંગ મીત્રોને લઈને, પોતાના હાથ પગની ચપલતા કર્યા વિના કુશળ મંત્રીઓને પોતાની સાથે લઇને પ્રવેશ કરવો. ૧.

**तत्रासीनः स्थितो वापि पाणिमुद्यम्य दक्षिणम्**
**विनीतवेषाभरणः पश्येत्कार्याणि कार्यिणाम् ॥ २ ॥**

ત્યાં વાદિ અને પ્રતિવાદીઓનાં કામ તેણે-જે કામ ભારે હોય અને તેથી ઘણો વખત ચાલે તેવું હોયતો આસન ઉપર બેસીને અને સ્હેજસાજ હોય અને તેથી થોડાજ વખતમાં તેનો નિર્ણય કરી શકાય તેવું હોયતો ઉભા રહીને જમણો હાથ ઉંચો કરીને તેમજ વસ્ત્રાભુષણ સાદાં પેહેરીને સાંભળવા અને તેમને ન્યાય આપવો. ૨.

**प्रत्यहं देशदृष्टैश्च शास्त्रदृष्टैश्च हेतुभिः ॥**
**अष्टादशसुमार्गेषु निबद्धानि पृथक् पृथक् ।३।**

જે જે કામો તેના મ્હોં આગળ મુકવામાં આવ્યાં હોય તેમને માટેનાં વાદિ પ્રતિવાદીનાં ભાષણો સાંભળ્યા પછી તેમના દરેકના ચુકાદા શાસ્ત્રોનાં અઢાર પ્રકરણોમાં જોઈને તેમજ વ્યવહારના નિયમોને. જે શાસ્ત્ર વિરૂદ્ધ ન હોય તેમને જાળવીને આપવા. નિષ્પક્ષપાત પણે ન્યાય આપવો.. ૩

**तेषामाद्यमृणादानं निक्षेपोऽस्वामिविक्रयः ॥**
**संभूय च समुत्थानं दत्तस्यानपकर्म च ॥४॥**

ન્યાય શાસ્ત્રનાં જે અઢાર પ્રકરણો છે તેમાં દરેકમાં નીચે મુજબના વિષયો છે પહેલા પ્રકરણમાં કરજ પૈસા. નાણું ઉપાડવાં અને તે તે નાણું પાછાં ન આપવા વિષે છે. બીજા પ્રકરણમાં, નાણું જમા મુકવાનાં તેમજ નાણાં સંબંધી વચન અથવા બાંધણીનો વિષય છે. ત્રીજા પ્રકરણમાં પારકાની વસ્તુ જેના ઉપર પોતાનો કાંઇપણ હક પોંચતો ન હોય તેને વેચવાના વિષયો ચોથા પ્રકરણમાં કોઇ પણ ધંધા અથવા રોજગારમાં પોતાના કામમાં મદદ મેળવવાને માટે ભાગીઆ કરવા તેના તરફના ધર્મ જણાવેલા છે અને પાંચમા પ્રકરણમાં વ્યવહાર પ્રમાણે ધીરધાર કરવાનું અથવા આપલે કરવાનું વર્ણન છે. ૪.

**वेतनस्यैव चादानं संविदश्च व्यतिक्रमः ॥**
**क्रयविक्रयानुशयो विवादः स्वामिपालयोः ॥ ५ ॥**

છઠ્ઠા પ્રકરણમાં નોકર રાખીને તેની પા-

સે કામ કરાવ્યા પછી તેનો રોજનો પગાર માસિક પગારના વિષયો અર્થાત્ તેને પગાર ન આપ્યો હોય ત્યારે શા પ્રમાણે વર્તવું સાતમા પ્રકરણમાં વચનથી બંધાયા પછી વચન ન પાળે ત્યારે અથવાતો તેની સાથે કોઇ પણ કામનો કરાર કર્યા પછી તે કરાર ન પાળેતો શું કરવું તેનો વિષય છે. સાતમા પ્રકરણમાં માલ લેવા વેચવામાં દગો કરવો તથા કરારથી આપેલો માલ બદલવો આઠમા પ્રકરણમાં પોતાના પ્રાણીઓને પાલનારની સાથે થતી તકરારોનું નિરાકરણ કરવાનો વિષય છે. ૫

सीमाविवादधर्मश्च पारुष्ये दण्डवाचिके ॥
स्तेयं च साहसं चैव स्त्रीसंग्रहणमेव च ॥६॥

નવમા પ્રકરણમાં એક ગામની બીજા ગામની સીમાની હદના જઘડા પતાવવાનું છે અને દશમા પ્રકરણમાં કોઇનું અપમાન અપશબ્દ વિગેરેથી કર્યું હોય તેને માટેની દંડ વિગેરેની ન્યાય પ્રમાણેની શિક્ષાઓ ફરમાવેલી છે, અગીયારમા પ્રકરણમાં કોઇને માર મારીને હેરાન કર્યો હોય તેને મારનારને શું શિક્ષા કરવી તે, ચોરીનો માલ સંગ્રહ કરવાને માટે, સાહસ કરીને અર્થાત્ એકદમ કોઇના દ્રવ્યને છીનવી લેવાના સ્ત્રીનો પરપુરૂષ સાથે સંગ કરવાના વિગેરે કાર્યોની શિક્ષાના વિષયો અનુક્રમે ઉત્તરોત્તર પ્રકરણોમાં ચરચેલા છે. ૬

स्त्रीपुंधर्मो विभागश्च द्यूतमाह्वय एव च ॥
पदान्यष्टादशैतानि व्यवहारस्थिताविह ॥ ७॥

સ્ત્રી પુરૂષના અરસ્પરના ધર્મ નિયમો, પિતાના તથા સંબંધીયોના વારસાના હક પ્રમાણેના વિભાગો, પાસા (દ્યુત) અર્થાત્ પાસા તથા પૈસા, પાનાં વિગેરેથી જુગાર રમવું અને પક્ષીઓ તથા ઘેટાં. વિગેરેને લઢાવવા તથા સાઠમારી કરાવવી આ પ્રમાણેના અરાઢ પ્રકારના દુનિયામાં વ્યવહાર સ્થાન જેમાંથી તકરાર ઉત્પન્ન થાય છે તેમનો નિકાલ લાવવાના નિયમો પ્રકરણવાર બતાવેલા છે. ૭

एषु स्थानेषु भूयिष्ठं विवादं चरतां नृणाम्॥
धर्मं शाश्वतमाश्रित्य कुर्यात्कार्यविनिर्णयम् ॥८॥

આ અધ્યાયમાં જે જે કજીયાના નિર્ણય આપેલા છે તેવી સર્વ તકરારનો રાજાયે શાસ્ત્રના આધાર પ્રમાણે ચુકાદો આપવો અને જે જે વાતો આ પ્રકરણ બ્હારની હોય અર્થાત્ આ પ્રકરણમાં સમાવેશ ન કરાયો હોય તેવી તકરારનો પણ આ પ્રમાણે પ્રસંગોપાત નિર્ણય આપવો. ૮

यदा स्वयं न कुर्यात्तु नृपतिः कार्यदर्शनम् ॥
तदा नियुञ्ज्याद्विद्वांसं ब्राह्मणं कार्यदर्शने ॥
॥ ९ ॥

બીજા કાર્ય કરવાનાં હોવાને લીધે અવકાશ ન હોય અને તેથી જો રાજા પોતે ન્યાય આપવાને માટે અસમર્થ હોયતો અથવા તો શારીરીક પ્રકૃતિ વિકારમય હોવાથી પોતે કાર્યમાં ધ્યાન આપવાને માટે અશક્ત હોયતો ગુન્હા તપાસીને ઉચીત ન્યાય આપવામાં પ્રવીણ બ્રાહ્મણને તે કાર્ય તેણે આપવું. ૯

सोऽस्य कार्याणि संपश्येत्सभ्यैरेवत्रिभिर्वृतः॥
सभामेव प्रविश्याग्र्यामासीनः स्थित एव वा ॥ १० ॥

તે બ્રાહ્મણે પોતાની સાથે બીજા ત્રણ

પ્રવીણ બ્રાહ્મણને લઈ તે કાર્યની તપાશ કરવાને માટે ન્યાય મંદિરમાં જવું અને ત્યાં તેની મરજીમાં આવે તે પ્રમાણે આસન ઉપર બેસીને અથવાતો ઉભા રહીને યોગ્ય ન્યાય આપવો. ૧૦

यस्मिन्देशे निषीदन्ति विप्रा वेदविदस्त्रयः ॥
राज्ञश्चाधिकृतो विद्वान्ब्राह्मणस्तां सभां विदुः
॥ ११ ॥

જે સભાની અંદર રૂગ્, યજુ, અને સામવેદને જાણનારા ત્રણ બ્રાહ્મણો બેઠેલા હોય છે અને તેમના અધિષ્ઠાતા તરીકે પ્રવીણ ન્યાયાધિશ રાજાએ નિમેલો હોય તે બેઠેલો હોય તેવી ચાર વિદ્વાનવાળી સભાને ચતુર્મુખ સભા એવી સંજ્ઞા આપવામાં આવી છે. ૧૧

धर्मो विद्धस्त्वधर्मेण सभां यत्रोपतिष्ठते ॥
शल्यं चास्य न कृतन्ति विद्धास्तत्र सभासदः
॥ १२ ॥

ન્યાય આપવાને માટે વિદ્વાનોની સભા મળી હોય ત્યાં સત્યવચનથી ઉત્પન્ન થનારો ધર્મ અસત્ય વચનથી અધર્મ રૂપી શલ્યથી દુઃખી થતાં ન્યાય મેળવવાને આવે છે અર્થાત્ આ સભામાં જ્યારે વાદિ પ્રતીવાદિ પોતે પોતાનાં કર્મોનો ન્યાય મેળવવાને આવેછે ત્યારે વિદ્વાનોએ સત્ય ભાષણ કરનાર અર્થાત્ નિરપરાધિના શરીરમાં પ્રવેશીને તેને દુઃખી કરનાર અધર્મ રૂપી શલ્યને દુર કરવું અધર્મ જેણે ગુન્હો કર્યો છે તેને ન્યાય પ્રમાણે શાસ્ત્રના આધારે યોગ્ય શાસન આપવું કારણ કે જો ન અપાયતો પછી આખા ન્યાય મંડળને અધર્મ, અન્યાયનું કલંક લાગે છે. ૧૨

सभां वा न प्रवेष्टव्यं वक्तव्यं वा समञ्जसम् ॥
अब्रुवन्विब्रुवन्वापि नरो भवति किल्बिषी
॥ १३ ॥

ન્યાય સભામાં શું થાય છે તેટલુંજ ફક્ત જાણવાને અથવા જોવાને માટે તેમાં જવું નહી. ન્યાયાધિશના મ્હોં આગળ કામ આવ્યા પછી જો તેનો યોગ્ય ઇન્સાફ તે કરતો નથી તો તે અને શાક્ષી પણ ત્યાં આવ્યા પછી પોતાનો સ્વતંત્ર સત્ય અભિપ્રાય આપ્યા વિના ચુપ બેશી રહે અથવાતો જુઠું બોલે છે તો તેઓ મહા પાપમાં પડે છે.૧૩

यत्र धर्मो ह्यधर्मेण सत्यं यत्रानृतेन च ॥
हन्यते प्रेक्षमाणानां हतास्तत्र सभासदः॥१४॥

જે ન્યાય મંદિરમાં ન્યાયાધિશો હાજર હોય છે છતાં ન્યાય સત્યનો અસત્યથી નાશ થાય છે અને સાક્ષીઓના અસત્ય ભાષણથી નિરપરાધિને ગુન્હેગાર ઠરાવીને શીક્ષા કરવામાં આવે છે તેવા ન્યાય મંદિરના ન્યાયાધિશોનો પણ થોડાજ સમયમાં નાશ થાય છે. ૧૪

धर्म एव हतो हन्ति धर्मो रक्षति रक्षितः ॥
तस्माद्धर्मो न हन्तव्यो मा नो धर्मो हतोऽब्रवीत् ॥ १५ ॥

ધર્મનું અતિક્રમણ કરવાથી ઇષ્ટ અનિષ્ટનો નાશ થાય છે અને ધર્મનો યોગ્ય સત્કાર કરવાથી તે ઇષ્ટ અનિષ્ટ સર્વેનું સંરક્ષણ કરે છે માટે વિદ્વાનોએ જાણવું જોઇએ કે ન્યાયનો અનાદર કરવાથી ન્યાયાધિશ વિગેરે સર્વનો નાશ થાય છે માટે હમેશાં ધર્મનુ રક્ષણ કરવું. ૧૫

वृषो हि भगवान्धर्मस्तस्य यः कुरुते ह्यलम् ॥
वृषलं तं विदुर्देवास्तस्माद्धर्मं न लोपयेत् ॥
॥ १६ ॥

વૃષ એટલે ધર્મ એવો પણ અર્થ થાય છે તેમજ વૃષ એટલે પોઠીયો પણ કહેવાય છે અને અલં મના કરવી એમ થાય છે માટે વૃષલં એટલે જે ધર્મને વારે છે અર્થાત્ ધર્મ વિરૂદ્ધ વર્તન કરે છે તે ઘણાજ દોષમાં પડે છે અર્થાત્ એક વૃષભને મારવાનો દોષ તેને લાગે છે માટે રાજાએ તથા તેની ન્યાય સભાના ન્યાયાધિશોએ ખાસ કરીને ધ્યાનમાં રાખવું કે ન્યાયનો લોપ થાય નહી કારણ કે નહીતો તેમનો સર્વનો નાશ થવાનોજ. ૧૬

**एक एव सुहृद्धर्मो निधनेऽप्यनुयाति यः ॥**
**शरीरेण समं नाशं सर्वमन्यद्धि गच्छति॥१७॥**

માણુસ નામરણુ પછી તેનાં માત પિતા, પુત્ર, સ્ત્રિ, ધન દોલત વિગેરે સર્વ તેનો ત્યાગ કરે છે પરંતુ ધર્મ તે એક તેનો હમેશનો મિત્રજ છે અને જેણે તેને આ લોકમાં તો સુખ આપેલું છે પણ પરલોકમાં પણ સુખ આપનારજ છે તેજ જેમ મહામુની મનુએ બીજે સ્થળે કહેલું છે કે

" मृतं शरीर मुत्सृज्य काष्ट लोष्ट समक्षीतो
विमुखा बांधवा यान्ति धर्मस्तंमनुगच्छाति ॥

પરલોકમાં પણ તેની સાથેજ રહે છે. માટે આ લોકમાં રહેતાં પોતાના સ્નેહીયોની મોહ માયાની જાળમાં લપટાતાં છતાં પણ માણુસે ધર્મને મેળવવાને–સાધવાને માટે બરાબર શ્રમ લેવો જોઇએ. ૧૭

**पादोऽधर्मस्य कर्तारं पादः साक्षिणमृच्छति ॥**
**पादः सभासदः सर्वान् पादो राजानमृच्छति ॥ १८ ॥**

ન્યાય મંદિરમાં આવેલા કાર્યનો ફેંસલો અન્યાયથી અપાય છે તો અન્યાય મેળવનારને તેના પ્રાયશ્ચિતનો ચોથો ભાગ મળે છે, પક્ષપાતપણે ન્યાય મેળવવામાં સહાય ભુત થનાર સાક્ષીને પણ ચોથો ભાગ મળે છે અને બાકીના રહેલા અર્ધ ભાગમાંનો ચોથો ભાગ ન્યાય મંદિરના સભાસદો જેઓ પોતાની હાજરીમાં અન્યાય પ્રવર્તાવવા દે છે તેમને ભોગવવો પડે છે અને છેલ્લો શેષ રહેલો ચોથો ભાગ રાજાને ભોગવવો પડે છે. ૧૮

**राजा भवत्यनेनास्तु मुच्यन्ते च सभासदः ॥**
**एनो गच्छति कर्तारं निन्दार्हो यत्र निन्द्यते ॥ १९ ॥**

પરંતુ જે રાજાના ન્યાય મંદિરમાં વાદી પ્રતિવાદીનો ન્યાય પ્રમાણે યોગ્ય ચુકાદો કરવામાં આવે છે અને ગુન્હેગારને યોગ્ય શાસન આપવામાં આવે છે ત્યાં રાજાને કાંઇ પણ અધર્મનો દોષ લાગતો નથી તેમજ તેના સભાસદો પણ અન્યાયના પાપમાંથી મુક્ત રહે છે. ૧૯

**जातिमात्रोपजीवी वा कामं स्याद्ब्राह्मणब्रुवः ॥**
**धर्मप्रवक्ता नृपते र्न तु शूद्रः कथंचन ॥२०॥**

જે માણુસ માત્ર જાતેજ બ્રાહ્મણ હોય અર્થાત્ બ્રાહ્મણ વર્ણમાં જન્મ્યો હોય પણ બ્રાહ્મણને કરવાનાં શાસ્ત્રમાં કહેલાં કામ કરતો ન હોય તેવો બ્રાહ્મણ અથવા તો જે માણુસ બ્રાહ્મણ નથી પણ પોતે બ્રાહ્મણછું એવો ખોટો આડંબર કરે છે અર્થાત્ જેનાં કુળ વા વર્ણ શંકાવાળાં છે તેઓ મનાતો બ્રાહ્મણ પણ રાજાને ન્યાયના કામમાં સલાહ આપવાનું કામ કરી શકે છે પણ શુદ્ર વેદજ્ઞ હોય છતાં પણ તેને તે અધિકાર નથી જો બ્રાહ્મણ શુદ્ધ વા નામનો પણ ન

મળી શકે તો પછી સમયને અનુસરીને ક્ષત્રી અથવા વૈશ્ય જે વેદ જાણતા હોય તેમનો સલાહકાર તરીકે રાજાએ સ્વીકાર કરવો. ૨૦

**यस्य शूद्रस्तु कुरुते राज्ञो धर्मविवेचनम् ।**
**तस्य सीदाति तद्राष्ट्रं पङ्के गौरिव पश्यतः॥२१॥**

જેવી રીતે કાદવમાં ફસાઈ પડવાથી ગાય ગભરાઇ જાય છે અને અંતે થાકી જઇને મરણ પામે છે તેવીજ રીતે જે રાજાના રાજ્યમાં રાજા બેશી રહે છે અને શુદ્ર ન્યાય ચુકવતો હોય છે તે રાજાનું રાજ્ય થોડા વખતમાં નાશ પામે છે. ૨૧

**यद्राष्ट्रं शूद्रभूयिष्ठं नास्तिकाक्रान्तमद्विजम् ॥**
**विनश्यत्याशु तत्कृत्स्नं दुर्भिक्षव्याधिपीडितम्**
**॥ २२ ॥**

જે રાજ્યની વસ્તીનો મોટો ભાગ શુદ્ર તથા પરલોકને નહિ માનનારા નાસ્તીકજનોનો હોય છે અને જેમાં બ્રાહ્મણોની વસ્તી ઘણીજ થોડી નહી જેવીજ હોય છે તેવા દેશમાં દુષ્કાળ પડે છેઅને નાશકારક વ્યાધિઓ ઉત્પન્ન થાય છે અને તે રાજ્ય થોડા વખતમાં પાયમાલ થઇને નાશ પામે છે.૨૨

**धर्मासनमधिष्ठाय संवीताङ्गः समाहितः ।**
**प्रणम्य लोकपालेभ्यः कार्यदर्शनमारभेत् ॥**
**॥ २३ ॥**

રાજાએ અથવા ન્યાયાધિશે ન્યાય આપતી વખતે ન્યાયાસન ઉપર બેશીને પોતાના શરીરને વસ્ત્રથી બરાબર ઢાંકીને પછી જગતના પાલનહારનું સ્મરણ કરીને તેને પ્રણામ કર્યા પછી ન્યાય આપવાના કામનો આરંભ કરવો. ૨૩

**अर्थानर्थावुभौ बुद्ध्वा धर्माधर्मौ च केवलौ ।**
**वर्णक्रमेण सर्वाणि पश्येत्कार्याणि कार्यिणा-**
**म् ॥ २४ ॥**

પોતાની પ્રજાના રક્ષણને માટે શું કરવા યોગ્ય છે અને શું અયોગ્ય છે તેનો તથા વેદના અર્થ અનર્થનો વિચાર કરીને નિષ્પક્ષપાતી ન્યાયથી પરલોક મેળવવાની આશા રાખીને રાજાએ પ્રતિપક્ષીઓના ખુલાસા સાંભળીને ન્યાય આપવો અને ન્યાય આપતાં ગુન્હેગારની વર્ણનો પણ વિચાર કરવો અર્થાત્ બ્રાહ્મણ, ક્ષત્રી, વૈશ્ય, અને શુદ્રને તેમના ગુન્હાના તેમજ વર્ણના પ્રમાણમાં શિક્ષા કરવી. ૨૪

**बाह्यैर्विभावयेल्लिङ्गैर्भावमन्तर्गतं नृणाम् ।**
**स्वरवर्णेङ्गिताकारैश्चक्षुषा चेष्टितेन च ॥२५ ॥**

ન્યાય આપનારે સામા માણસના હાથના ચાળા ચટકા તથા આંખના ફેરફાર, તેના બોલતી વખતે સ્વાભાવિક સ્વરમાં થતા ફેરફાર, તેના મુખપરની જતી આવતી ફીકાશ તથા લાલાશ, શરીરપર થતો પશીનો જે તેના મનની અંદરની અસ્થિરતા અને ભય દર્શાવે છે તથા તેના શરીરનાં રોમાંચનું ઉભા થવું અર્થાત્ જે તેનો ગુસ્સો દર્શાવે છે તે તથા તેની એવી એવી અનેક ચેષ્ટાઓ બરાબર ધ્યાન આપીને તપાશીને તેના ઉપરથી યોગ્ય અનુમાન કરીને ન્યાય ફરમાવવો. ૨૫

**आकारैरिङ्गितैर्गत्या चेष्टया भाषितेन च ।**
**नेत्रवक्त्रविकारैश्च गृह्यतेऽन्तर्गतं मनः ॥ २६॥**

મનમાંની છાની વાતનો ભેદ ઉપર ગણાવ્યા તે ચિન્હો તેમજ હાથ પગના તથા

નેત્રના ચાળાથી તેમજ મ્હોંના ઉપર થતા ફેરફાર ઉપરથી કળી શકાય છે. ૨૬

**बालदायादिकं रिक्थं तावद्राजानुपालयेत् ।**
**यावत्स स्यात्समावृत्तो यावच्चातीतशैशवः ॥ २७ ॥**

બાળક વા વિદ્યાર્થીને તેની બાલ્યાવસ્થામાં વારસા તરીકેની જે માલ મીલકત મળેલી હોય તેનું રાજાએ પોતે તે બાળક પોતાની બાલ્યાવસ્થા એટલે સોળ વર્ષ પૂરી કરીને પુખ્ત ઉમરનું થાય ત્યાં સુધી રક્ષણ કરે અને જો તે વિદ્યાર્થી હોય તો બ્રહ્મચર્યાવસ્થા એટલે શાસ્ત્રના નિયમ અનુસાર છત્રીશ વર્ષ સુધી ગુરૂને ઘેર રહીને વિદ્યા અભ્યાસ કરીને પાછો આવે ત્યાં સુધી તેના વારસાનું રક્ષણ રાજાએ કરવું અને ત્યાર પછી તેમને આપવું. ૨૭

**वशाऽपुत्रासु चैवं स्याद्रक्षणं निष्कुलासु च ।**
**पतिव्रतासु च स्त्रीषु विधवास्वातुरासु च ॥ २८ ॥**

તેજ પ્રમાણે કોઈ પણ કારણસર જે સ્ત્રીયોના તેમના પતિઓએ ત્યાગ કરી બીજી સ્ત્રીયો સાથે લગ્ન કર્યા હોય અને ત્યાગ કરેલી સ્ત્રીયોના નિર્વાહને માટે જે દ્રવ્ય આપેલું હોય તેનું, વંઝ્યા-જે સ્ત્રિયો સંતતિ રહીત હોય તેમનું, પતિવ્રતા વિધવાઓનું તેમજ રોગી સ્ત્રીયોના ધનમાલનું રાજાએ રક્ષણ કરવું. ૨૮

**जीवन्तीनां तु तासां ये तद्धरेयुः स्वबान्धवाः ॥**
**ताञ्छिष्याच्चौरदण्डेन धार्मिकः पृथिवीपतिः ॥ २९ ॥**

જે સગાં વ્હાલાં સ્ત્રીની હયાતીમાં "હમે તમારા ધનમાલનું રક્ષણ કરીશું" એ



પ્રમાણેનો ખોટો દિલાસો દઈને તેની માલ મીલકત પચાવવાને પ્રયત્ન કરે તેમને ધર્માત્મા રાજાએ ચોર જેવા ગુન્હેગાર ગણીને શિક્ષા કરવી. ૨૯

**प्रणष्टस्वामिकं रिक्थं राजा त्र्यब्दं निधापयेत् ॥**
**अर्वाक्त्र्यब्दाद्धरेत्स्वामी परेण नृपतिर्हरेत् ॥ ३० ॥**

કાંઈ પણ નધણીયાતો વારસો રાજાને મળી આવે તો તેના હકદાર વારસનો શોધપત્તો મેળવવાને માટે રાજાએ પોતાના આખા રાજ્યમાં ઢંઢેરો પીટાવવો જોઈએ અને ત્યાર પછી ત્રણ વર્ષ સુધી તે માલ પોતાની પાસે અનામત રાખવો જે દરમીયાન. જો કોઈ માણસ તેનો હક કરતો આવે તો યોગ્ય તપાસ અને ચોકસાઈ કરી તેને સ્વાધીન કરવો નહી તો પછી તે સર્વ રાજાએ પોતાના ઉપયોગમાં લેવો. ૩૦

**ममेदमिति यो ब्रूयात्सोऽनुयोज्यो यथाविधि ॥**
**संवाद्य रूपसंख्यादीन्स्वामी तद्द्रव्यमर्हति ॥ ३१ ॥**

ઉપર પ્રમાણેના ન ધણીયાતા માલને માટે ધણી થનાર માલૂમ પડે ત્યારે તેને પુછવું કે સામાન શા પ્રકારનો છે ? શી કીમતનો અવેજ છે ? અને શા કારણને લીધે તે નધણીયાતો થયો હતો ? અને જો આ પ્રમાણેના પ્રશ્નોનો સંતોશકારક ખુલાસો તે આપી શકે તોજ તે તેને સોંપવો. ૩૧

**अवेदयानो नष्टस्य देशं कालं च तत्त्वतः ॥**
**वर्णं रूपं प्रमाणं च तत्समं दण्डमर्हति ॥ ३२ ॥**

પરંતુ જે માણસ તેનો હક કરવાને

આવ્યા પછી તે માલ શાથી ગુમ થયો હતો. ક્યાં ગુમ થયો હતો તેનો વર્ણ કેવો હતો અને કીમત તથા વજન વિગેરે પ્રમાણ ન આપી શકે તે માણસ પાસેથી રાજાએ માલની કિંમત જેટલો દંડ લેવો જોઇએ. ૩૨

**आददीताथ षड्भागं प्रणष्टाधिगतान्नृपः ॥**
**दशमं द्वादशं वापि सतां धर्ममनुस्मरन् ॥३३॥**

ખોવાયલી ચીજનો રાજાએ છઠ્ઠો, દશમો અથવા બારમો ભાગ તેના રક્ષણના બદલામાં ખોનાર માણસની નિર્ગુણતા તથા સદ્‌ગુણતાના તેમજતે જણસની શોધકરવામાં વ્યતીત થયેલા કાલના પ્રમાણમાં શોધ લાગ્યા પછી જેટલો સમય તથા દ્રવ્યનો લય તેહેના રક્ષણ કરવામાં રાજાને થયો હોય તેના પ્રમાણમાં અને ખોનાર માણસ દ્રવ્યવાન હોય તો ત્હેના અને ગરીબ હોય તો તેના પ્રમાણે લેવો. ૩૩

**प्रणष्टाधिगतं द्रव्यं तिष्ठेद्युक्तैरधिष्ठितम् ॥**
**यांस्तत्र चौरान् गृण्हीयात्तान् राजेभेन घातयेत् ॥ ३४ ॥**

કોઇની ખોવાયલી વસ્તુ રાજાના નોકરને જડે તો તે રાજાએ લઇને પોતાના દેશમાં અર્થાત્ પોતાના દરબારમાં વિશ્વાસુ માણસને આપવી અને ત્યાર પછી જે કોઈ માણસે તેની ચોરી કરેલી હોય તેવો પકડાયતો તેને હાથી પાસે મરાવી નાંખવો. ૩૪

**ममायमिति यो ब्रूयान्निधिं सत्येन मानवः ॥**
**तस्याददीत षड्भागं राजा द्वादशमेववा॥३५॥**

કોઈ પણ દાટેલું દ્રવ્ય રાજાને મળી આવે અને તેને માટેનો હકદાર વારસ તે મેળવવાને માટે રાજાના આગળ સત્ય રીતે પોતે હકદાર વારસ છે, એમ સાબીત કરે તો રાજાએ પોતે તે માણસની વર્ણનો વિચાર કરીને તેમજ દ્રવ્યનુ કેટલા વખત સુધી તેને રક્ષણ કરવું પડયું તે સઘળાનો વિચાર કરીને રાજાએ છઠ્ઠો અથવા બારમો ભાગ તે મીલકતમાંથી પોતાને માટે લેવો અને બાકીનો તેને સોંપવો. ૩૫

**अनृतं तु वदन्दण्ड्यः स्ववित्तस्यांशमष्टमम् ॥**
**तस्यैव वा निधानस्य संख्यायाल्पीयसीं कलाम् ॥ ३६ ॥**

પરંતુ આ પ્રમાણેના છુપા ખજાનાનો કોઈ બીન હકદાર માણસ આવીને હક કરે અને તે પકડાય તો રાજાએ ત્હેનો તે મીલકતના જેટલો અથવા તો તે દ્રવ્યવાન હોય તો તેની માલ મીલકતના આઠમા ભાગ જેટલો દંડ કરવો. ૩૬

**विद्वांस्तु ब्राह्मणो दृष्ट्वा पूर्वोपनिहितं निधिम् ॥**
**अशेषतोऽप्याददीत सर्वस्याधिपतिर्हि सः ॥ ३७ ॥**

વિદ્વાન માણસને જ્યારે છુપો ખજાનો જડે ત્યારે તેણે તો રાજાને કોઇ પણ ભાગ આપ્યા વિના સર્વસ્વ પોતેજ રાખવું કારણ કે વિદ્વાન માણસ તે સર્વનો અધિપતી ગણાય છે. ૩૭

**यं तु पश्येन्निधिं राजा पुराणं निहितं क्षितौ॥**
**तस्माद्द्विजेभ्यो दत्वार्धमर्धं कोशेमवेशयेत् ॥ ३८ ॥**

રાજાને પોતાનેજ જો ઘણા દિવસનું જુનુ ઘર અથવા ખંડેર હોય અને તેમાંથી કાંઇ હાથ મળી આવે તો તેના અર્ધ ભાગનું

તેણે પુણ્ય કરવું અર્થાત્ તે ખજાનાનો અડધોઅડધ ભાગ બ્રાહ્મણો વિગેરે પાત્ર માણસોને દાનમાં આપીને બાકી રહેલો અર્ધ ભાગ રાજાએ પોતાના કોશમાં લેવો. ૩૮

निधीनां तु पुराणानां धातूनामेव च क्षितौ॥
अर्धभाग्रक्षणाद्राजा भूमेरधिपति र्हि सः॥३९॥

રાજા પોતે રાજ્યનો પતિ છે અને સર્વનું રક્ષણ કરે છે તેટલા માટે પોતાના મુલકમાં જે કાંઈ મુલ્યવાન ધાતુઓ સોના રૂપાની ચીજો રાજાને મળે તેમાંનો પણ અર્ધ ભાગ રાજાએ લેવો. ૩૯

दातव्यं सर्ववर्णेभ्यो राजा चौरैर्हृतं धनम् ॥
राजा तदुपयुञ्जानश्चौरस्याप्नोति किल्बिषम्
॥ ४० ॥

ચોર લોકો ચોરી કરીને જે ધનમાલ લઇ ગયા હોય તેનો રાજાએ શોધ કરાવીને મેળવ્યા પછી તેના હકદાર વારસને જેટલુ મળ્યું હોય તેટલુ બધું આપવું કારણ કે તેમ કરવું તે રાજાની પોતાની એક પવિત્ર ફરજ છે અને જો તેમ ન કરતાં તેમાંથી પણ રાજા કોઇક હીસ્સો પોતાના મ્હેનતાણા બદલ રાખે છે તો રાજાને પણ ચોરી કર્યાનુ પ્રાયશ્ચીત લાગે છે. ૪૦

जातिजानपदान्धर्मान् श्रेणीधर्मांश्च धर्मवित्॥
समीक्ष्य कुलधर्मांश्चस्वधर्मं प्रतिपादयेत्॥४१॥

વેદના નિયમોને જાણનાર ધર્માત્મા રાજાએ પોતાની પ્રજાના ઇનસાફને માટે પ્રત્યેક વર્ણ એટલે બ્રાહ્મણ જેઓ યજ્ઞાદિક કામો કરીને પોતાની ઉપજીવીકા ચલાવે છે તેમજ શ્રેણી ધર્મ એટલે ક્રયવિક્રય-વેચવા લેવાનો ધંધો કરનાર વ્યાપારીઓ અને ખેતી કરનાર કૃષિવલોને કાંઇ બાધ ન આવે અર્થાત્ તેમના ધર્મ વિરૂદ્ધ કાંઈ થાય નહી તેવા ધારા બાંધવા જોઇએ. તેમજ જુદા જુદા દેશ જેવા કે કાશમીર કુરૂ વિગેરેને યોગ્ય-એક સરખાજ નહી પણ જુદા જુદા ધારા બાંધવા તેમજ તે દેશના વતનીયો માટે પણ તેમના કુળ પ્રમાણે નિયમ રાખવા. ૪૧

स्वानि कर्माणि कुर्वाणादूरे सन्तोऽपि मानवाः॥
प्रियाभवन्ति लोकस्य स्वेस्वे कर्मण्यवस्थि-
ताः ॥ ४२ ॥

કારણ કે જે લોકો દુર રહેવા છતાં પોતાના જુદા જુદા વ્યાપારમાં રહે છે અને પોતાના કુળના આચાર પ્રમાણે વર્તે છે તેવા માણસો દુર રહેવા છતાં પણ જન સમુદાયને પ્રિય થઇ પડે છે. ૪૨

नोत्पादयेत्स्वयं कार्यं राजा नाप्यस्य पूरुषः॥
न च प्रापितमन्ये न ग्रसेदर्थं कथंचन॥४३॥

રાજાએ પોતે અથવા રાજાએ નિમેલા અમલદારોએ દ્રવ્યની લાલચથી પોતે પ્રજામાં ઝગડા ઉત્પન્ન કરવા નહી અને જે ઝગડા તેમના સમક્ષ ન્યાયને માટે લાવવામાં આવ્યા હોય ત્હેનો ઇનસાફ કરવામાં વાદિ પ્રતિવાદી તરફથી લાંચ મેળવવાને માટે યત્ન કરવો નહી તેમજ ચુકાદો આપતાં દરબારને માટેનુ વસુલ કર્યા પછી કોઇ પણ અમલદારે પોતાને માટે લેવું નહી. ૪૩

यथा नयत्यसृक्पातैर्मृगस्य मृगयुः पदम् ॥
नयेत्तथानुमानेन धर्मस्य नृपतिः पदम्॥४४॥

એક શીકારી પોતાના તીરનો ઘા પશુ (હરણ) ઉપર થયા પછી ભુમી ઉપર પડેલા રક્તના બિંદુઓ ઉપરથીજ માત્ર અ-

નુમાન કરીને શિકાર-હરણ કઇ દિશામાં જતુ રહ્યું છે અને કયાં છે તેનો પત્તો મેળવે છે તેજ પ્રમાણે વાદી પ્રતિવાદીની જુબાની સાંભળીને રાજા અથવા તેના ન્યાય કરવાને માટે નિમેલા અમલદારે ખરો ગુન્હેગાર કોણ છે તે શોધી કહાડવું. ૪૪

सत्यमर्थं च संपश्येदात्मानमथ साक्षिणः ॥
देशं रूपं च कालं च व्यवहारविधौ स्थितः
॥ ४५ ॥

ન્યાયાસનપર બેઠાં પછી રાજાએ કજીયામાં સત્ય કેટલુ છે અને વાદિ પ્રતિવાદીમાંથી કોણ સાચુ કહે છે તે તેમજ કજીયાનું મુળ શું છે તે સબળ છે કે નિર્બળ છે અને તે, ગ્રાહ્ય અથવા અગ્રાહ્ય તેનો વિચાર કરવો. ન્યાય આપતાં રાજાએ અવશ્ય ધ્યાનમાં રાખવું કે નિષ્પક્ષપાત ન્યાયથી ન્યાય કરનારને સ્વર્ગ મળે છે. બન્ને પક્ષકારોના સાક્ષીયોની જુબાની સાંભળતાં તેમાં કોણ કોણ સત્યાસત્ય ભાષણ કરે છે, ગુન્હો થવાની જગ્યાનો અથવા તો ઇન્સાફ આપવાની જગ્યાનો, તેની પવિત્રતાનો તેમજ અસરનો, આવેલ ગુન્હો થયેલા સમયે સુકાળ કે દુકાળ હતો તેનો અથવા તો ન્યાય આપવાનો હોય તે વખતનો દેશકાળ કેવો છે તે સઘળાનો વિચાર કરીને ન્યાય આપવો જોઇએ. ૪૫

सद्भिराचरितं यत्स्याद्धार्मिकैश्च द्विजातिभिः॥
तद्देशकुलजातीनामविरुद्धं प्रकल्पयेत् ॥ ४६॥

પોતાની પ્રજાના વ્યવહાર કુલાચાર અને દેશાચારની વિરૂદ્ધ ન હોય તો રાજાએ વિદ્વાન માણુસો અને દ્વિજોએ જે ધર્મ અને નિયમ બાંધ્યા હોય તે કાયમ રાખવા. ૪૬

अधमर्णार्थसिद्ध्यर्थमुत्तमर्णेन चोदितः ॥
दापयेद्धनिकस्यार्थमधमर्णाद्विभावितम्॥४७॥

પૈસા માગનાર માણુસ પોતાના લેણા માટે સામા માણુસ ઉપર અમુક રકમનો દાવો રાજાની સન્મુખ ન્યાયને માટે લાવે તો રાજાએ યોગ્ય તપાસ કર્યા પછી જેટલાં નાણાંનો વ્યાજબી રીતે તે લેણદાર માલીક થાય તેટલાં સામા માણુસ પાસેથી તેને અપાવવાં. ૪૭

यैर्यैरुपायैरर्थं स्वं प्राप्नुयादुत्तमर्णिकः ॥
तैस्तैरुपायैः संगृह्य दापयेदधमर्णिकम् ॥४८॥

લેણદાર જેજે પ્રકારે દેણદાર પાસેથી પોતાનું લ્હેણું વસુલ કરી શકે તેમ હોય તેના ઉપર વિચાર કરીને રાજાએ બનતા સુધી દેણદારને લેણદાર પાસેથી તે અપાવવાને મદદ કરવી. ૪૮

धर्मेण व्यवहारेण छलेनाचरितेन च ॥
प्रयुक्तं साधयेदर्थं पञ्चमेन बलेन च ॥४९॥

લ્હેણદાર દેણદાર પાસેથી પોતાનું લ્હેણું માંહોમાંહના તેના સંબંધીયોમાં તકરાર ઉભી કરીને અથવા તો કાયદાની ધાસ્તી આપીને છળભેદ કરીને અથવા તો તેને ત્યાં લાંઘવા બેશીને અને આ સર્વ નિષ્ફળ જાય તો તેના ઉપર બળાત્કાર કરીને પણ પોતાના ધીરેલા પૈસાને પાછો મેળવી શકે. ૪૯

यः स्वयं साधयेदर्थमुत्तमर्णोऽधमर्णिकात् ॥
न स राज्ञाभियोक्तव्यः स्वकं संसाधयन्धनम्
॥ ५० ॥

જે ઉત્તમ વર્ણનો લેણદાર પોતાના દેવાદાર પાસેથી બળાત્કાર કરીને પોતાના પૈસા (ઉછીના) આપેલા વસુલ કરે છે તેને રાજાએ તેણે કરેલા જોરજુલમને માટે ત્હેની પોતાની રજા શીવાયનાં કરેલાં તેવાં આચરણોને માટે ઠપકો આપવો નહી. ૫૦

अर्थेऽपव्ययमानं तु करणेन विभावितम् ॥
दापयेद्धनिकस्यार्थं दण्डलेशं च शक्तितः॥५१॥

રાજાની સમીપ ન્યાય મંદિરમાં લેણાદેણાનો ચુકાદો કરવાનો આવે, અને તેમાં દેણદાર તદન્જ ના કબુલ થાય તો પછી રાજાએ લેણદારના તથા દેણદારના પક્ષના શાક્ષીઓના જુબાની તેમજ પ્રતીજ્ઞાઓ સાંભળીને તે ઉપરથી પુરવાર થાય તેટલી રકમ દેવાદારે લેણદારને આપવી એવો ન્યાયનો હુકમ ફરમાવવો અને પોતે કરેલા કરજને માટે દેવાદાર ઇનકાર ગયો તેની શીક્ષાને માટે દેવાદારની શકતીના પ્રમાણમાં દેવાની રકમના દશ અથવા તેની સ્થીતી સારી ન હોય તો તેના પ્રમાણમાં દશમા ભાગ કરતાં ઓછી રકમ જેટલો દંડ લેવો૫૧

अपह्नवेऽधमर्णस्य देहीत्युक्तस्य संसदि ॥
अभियोक्ता दिशेद्देश्यं करणं वान्यदुद्दिशेत्
॥ ५२ ॥

જ્યારે લેણા દેણાના દાવામાં દેવાદાર પોતાનું દેવું કબુલ ન કરતો હોય પણ તદનજ નામકર જતો હોય ત્યારે લેણદારે જ્યારે પૈસા તેને ધીર્યા હોય તે સમયે જે માણસની સમક્ષ પૈસા આપ્યા હોય તે માણસ તે સમયે જો હયાત હોય તો તેને પુરાવો આપવાને માટે પ્રત્યક્ષ હાજર કરવો અથવા તો નાણાં આપીને તેમની પાસેથી જે કોઈ પાવતી અથવા તો ખત વિગેરે દસ્તાવેજ લખાવી લીધેલો હોય તે ન્યાયાધિસના સમક્ષ રજુ કરવો. કારણ કે સાબીતી વિના ગુન્હો પુરવાર થાય નહી. ૫૨

अदेश्यं यश्च दिशति निर्दिश्यापन्हुते च यः॥
य श्चाधरोत्तरानर्थो विग्दितान्नावबुद्ध्यते ॥
॥ ५३ ॥

જો વાદી એવા સાક્ષીને જુબાની આપવાને માટે રજુ કરે કે જે માણસ જ્યારે નાણાં સંબંધી ધીરધાર થઇ હોય ત્યારે હાજરજ ન હોય અને તેથી તેની જુબાનીમાં વખતોવખત મત ફેર જણાવે છે અથવા તો પોતે જુબાની આપે છે પણ પોતે શું કરે છે અથવા કહેવા માગે છે તે પુરેપુરૂં સમજતો હોતો નથી તો ૫૩

अपदिश्यापदेश्यं च पुनर्यस्त्व पधावति ॥
सम्यक् प्रणि हितं चार्थं पृष्टःसन्नाभिनन्दति
॥ ५४ ॥

તેમજ એવા સાક્ષીને લાવે છે કે જે એક વખત પોતે આપેલી જુબાની ઉપરજ જ્યારે ન્યાયાધિશ કાંઇ પણ પ્રશ્ન કરે છે ત્યારે ઉત્તર આપી શકતો નથી તેમજ પોતે કરેલા પૂરાવા વિરૂદ્ધ મત આપે છે અને પોતાના બોલેલા બોલ સુદ્ધાં પણ ના કબુલ કરે છે. તો ૫૪

असंभाष्ये साक्षिभिश्च देशे संभाषते मिथः॥
निरुच्यमानं प्रश्नं च नै च्छेद्यश्चापि निष्पतेत्
॥ ५५ ॥

અથવા તે જે સાક્ષી જુબાની આપવાને માટે તેને લાવવામાં આવ્યો હોય તે પોતાનું કામ પડતું મુકીને ન્યાય મંદિર–જે ચાલતાં કામ શિવાયનુ ટેલટપા કરવાનું સ્થાન નથી ત્યાં બીજા સાક્ષીયોની સાથે વાતો કરવા મંડી પડે છે. પોતાને પુછવામાં આવતા પ્રશ્નોના ખુલાસા આપતો નથી અને તેની પોતાની ચાલતી જુબાની વખતે ન્યાય મંદિરમાંથી ચાલી જાય છે તો ૫૫

ब्रूहीत्युक्तश्च न ब्रूयादुक्तं च न विभावयेत् ॥
नच पूर्वापरं विद्यात्तस्मादर्थात्स हीयते॥५६॥

તેમજ એવા સાક્ષીને લાવે કે જેને ન્યાયાધિશ તરફથી તેના પક્ષકાર વાદિ તરફના કોઇ પ્રશ્નનો ખુલાસો પુછવામાં આવે અને તેનો જવાબ ના દે અથવા તો તેણે પ્રતિવાદી વિરૂદ્ધ જે કાંઇ પોતાની જુબાનીમાં જણાવ્યું હોય તે પૂરવાર કરવાને માટે પુછવામાં આવતાં કહી શકે નહી અને જે ચાલતા કામનું મ્હોં માથુ પણ જાણતો ન હોય–કામથી કેવળ બીન વાકેફ હોય તો વાદી તેના કામમાં હારે છે. ૫૬

साक्षिणःसन्ति मेत्युक्त्वा दिशेत्युक्तो दिशेन्नयः
धर्मस्थःकारणैरेतैर्हीनं तमपि निर्दिशेत्॥५७॥

તેજ પ્રમાણે જે વાદી ન્યાયાધિશ આગળ ન્યાયને માટે પોતાની ફરીયાદ લાવે છે અને કહે છે કે આ સઘળુ સાબીત કરવાને માટે સાક્ષીઓ વિગેરેના મ્હારી પાસે જોઇતા પુરાવા છે અને જયારે ન્યાય મંદિર તરફથી તેના સાક્ષીયોને રજુ કરવાને માટે ફરમાવવામાં આવે છે ત્યારે જો તેમ કરી શકતો નથી તો ન્યાયાધિશે તેના કામને કાઢી નાંખવું જોઇયે. ૫૭

अभियोक्ता न चेद्ब्रूयाद्बध्योदण्डयश्च धर्मतः॥
नचेत्त्रिपक्षात्प्रब्रूयाद्धर्मंप्रति पराजितः॥५८॥

વાદી પોતાની ફરીયાદ રજુ કર્યા પછી તેના કામમાં મંદ જણાય તો ન્યાયાધિશે તેના કામના પ્રમાણમાં તેને શારીરિક શિક્ષા કરવી અથવા તો તેનો દંડ કરવો અને જો પ્રતિવાદી કામ દાખલ થયા પછી દોઢ માસ સુધીમાં પોતાના બચાવને માટે કોઇ પણ કાયદેસર પગલાં ભરે નહી તો ગુન્હો તેના ઉપર પૂરવાર ગણી ન્યાયાધિશે હુકમનામુ હુકમ ફરમાવવું. ૫૮

यो यावन्निन्हुवीतार्थं मिथ्या यावति वा वदेत्॥
तौनृपेण ह्यधर्मज्ञौ दाप्यौ तद्द्विगुणं दमम् ॥
॥ ५९ ॥

જે કામમાં વાદિએ ખોટો દાવો ઉભો કર્યો છે એવું સાબીત થાય તેમાં તેમજ જે દાવામાં પ્રતિવાદી પોતે લીધેલી અમુક રકમ નાકબુલ કરતો હોય તેવું જણાય તો પ્રત્યેક કામનો ન્યાય આપતાં તે દરેક જણ ન્યાય વિરૂદ્ધ આ ચર્ચા છે એમ જાણીને ન્યાયાધિસે તેમનો દરેકનો બેવડો દંડ લેવો એટલે વાદિએ જેટલી રકમનો ખોટો દાવો ઉભો કર્યો હોય તે રકમથી બેવડો દંડ તેની પાસેથી લેવો અને પ્રતિવાદી ખરી લીધેલી રકમમાંથી જેટલી રકમ નાકબુલ કરતો હોય તેનાથી બેવડો તેનો પણ દંડ કરવો. ૫૯

पृष्टोऽपव्ययमानस्तु कृतावस्थो धनैषिणा ॥
त्र्यवरैः साक्षिभिर्भाव्यो नृपब्राह्मणसन्निधौ ॥ ६० ॥

વાદી લ્હેણા દેવાના દાવામાં દેણદારને ન્યાય મંદીરમાં લાવે છે અને ત્યાર પછી જો દેણદાર દેવાને તદનજ નાકબુલ કરે છે તો તેનો ગુન્હો ત્રણ સાક્ષીઓ જ્યારે રાજા અને તેના ધર્મનિષ્ઠ સલાહકાર બ્રાહ્મણની સમક્ષ સોગનપર પોતાની જુબાની આપીને જણાવે કે પ્રતિવાદી અસત્ય બોલે છે તો પૂરવાર ગણાય છે. ૬૦

यादृशा धनिभिः कार्या व्यवहारेषु साक्षिणः॥
तादृशान्संप्रवक्ष्यामि यथा वाच्यमृतं च तैः ॥ ६१ ॥

આટલું કહ્યા પછી હવે લેણદાર તથા દેણદારે લ્હેણા દેવાના દાવાઓમાં કેવા કેવા સાક્ષીઓ લાવવા તેમજ હેમણે ખરેખરી સાક્ષીઓ કેવી રીતે આપવી તે સઘળાનો પૂરેપુરો હેવાલ કહેવામાં આવશે. ૬૧

गृहिणः पुत्रिणो मौला क्षत्रविट्शूद्रयोनयः ॥
अर्थ्युक्ताः साक्ष्यमर्हन्ति न ये केचिदनापदि ॥ ६२ ॥

ઘરબારી—પરણેલા—પુત્રવાળા માણસો દાવો કરનાર વાદિના પોતાનાજ ગામના, તેમજ ક્ષત્રી, વૈશ્ય અને શુદ્ધ વર્ણના માણસો સાક્ષી આપવામાં ઘણા હોશીયાર હોય છે માટે વાદિએ દાવો દાખલ કર્યા પછી ઉપર ગણાવ્યા તે માણસોને પોતાના શાક્ષી તરીકે અદાલતમાં લાવવા કારણ કે તેમના શીવાયના માણસોને જુબાની આપવા જવાનો હક હોતો નથી. પણ જ્યારે આવા માણસો મળી શકતા ન હોય તેમજ તેમના શિવાયના બીજા માણસોની સાક્ષી ન આપી શકાય તેમ થાય તો દાવો રદ જવાની ધાસ્તી રહેતી હોય તો તેવા સંકટના સમયે કોની પાસેથી પૂરાવા મેળવવા, તે, હવે પછીના શ્લોકમાં હે ! મુનીવરો હું આપને પૂરેપુરૂ જણાવીશ. ૬૨

आप्ताःसर्वेषु वर्णेषु कार्याः कार्येषु साक्षिणः॥
सर्वधर्मविदोऽलुब्धा विपरीतांस्तु वर्जयेत्॥६३॥

ચારે વર્ણોમાં સાત વર્ણના માણસો અર્થાત્ જેઓ સત્ય ભાષણ કરનાર છે. એકજ વચન વાળા અને સમજુ છે તેઓજ શાક્ષી આપવાને માટે યોગ્ય ગણાય છે; તેમજ જેઓ પોતપોતાના અને પારકાના સર્વ ધર્મથી જ્ઞાન છે તેમજ પૈસાની દરકાર કરતા ન હોય લોભ રહીત હોય તે પણ સાક્ષી થવાને લાયક છે પણ તેમના શીવાયના બીજા બધા જેઓ દ્રવ્યને માટે વાદિ વા પ્રતિવાદિ જેમની તરફથી તેમને નાણાં મળવાની આશા હોય તેમની તરફ પોતાનો અભિપ્રાય આપે તેવા હોય તેમને શાક્ષી આપવાને માટે આવવા દેવા જોઇએ નહી. ૬૩

नार्थ संबन्धिनोनाप्ता न सहाया न वैरिणः॥
न दृष्टदोषाः कर्त्तव्या न व्याध्यार्त्ता न दूषिताः ॥ ६४ ॥

ચાલતા કામમાં જેઓનો વાદિ વા

પ્રતિવાદી સાથે નાણાં સંબંધીનો સંબંધ હોય અથવા તકરાર ચાલતી હોય, જેઓ તેમાંથી એકના પણ મીત્ર હોય અથવા સંબંધીયો હોય, ચાકર હોય, અથવા શેઠ હોય, મીત્ર હોય અથવા દુષ્મન હોય, જે આગળ ઉપર પોતાના ઉપર ચાલેલા કામમાં ગુન્હેગાર ઠરેલો હોય અથવા તો જે પ્હેલાં આપેલી સાક્ષીમાં અસત્ય બોલ્યો હોય તેમાંના કોઇને પણ સાક્ષી તરીકે લાવવા નહી. ૬૪

न साक्षी नृपतिः कार्यो न कारुककुशीलवौ॥
नश्रोत्रियो न लिङ्गस्थो न संगेभ्यो विनिर्गतः
॥ ६५ ॥

રાજા જે પૃથ્વીનો પાળનાર છે અને જેને ઘણાં કામોમાં લક્ષ આપવાનું હોવાથી અવકાશ હોતો નથી ત્હેને, કારીગરો–જેવા કે સુતારનું કામ કરનાર, લવાર, સોની વિગેરે માણસો જેમને શાક્ષીમાં રોકવાથી તેમની રોજીને ખલેલ પ્હોંચે છે અને તેથી જેઓ તેમની રોજીના પ્રમાણમાં વધારે દ્રવ્ય મળે તો તેના લોભથી પક્ષપાતી થઇને સાક્ષી આપે છે તેમને, તેમજ નૃત્યકાર, ગાયન અને બીજા તેવાજ ધંધાઓ કરનારાઓને, વેદપાઠીયોને અને અગ્નિહોમ કરનાર તથા શ્રોત્રીય તેમજ બ્રહ્મચારી અને સંન્યાસિઓ જેઓ પૂર્ણપણે બ્રહ્મમાંજ લીન રહીને પોતાનો કાળ નિર્ગમન કરતાં હોય છે તેવા સર્વને તેમના નિત્ય કાર્યમાં ખલેલ પ્હોંચાડીને સાક્ષીને માટે લાવવા નહી. ૬૫

नाध्यधीनो न वक्तव्यो न दस्युर्न विकर्मकृत्॥
न वृद्धो न शिशुर्नैको नान्त्यो न विकले-
न्द्रियः ॥ ६६ ॥

તેજ પ્રમાણે જે માણસ પરતંત્ર હોય અર્થાત્ કોઇનો નોકર હોય, જેની દુનીયાના લોક નિંદા કરતા હોય ત્હેની, જે માણસ ખરાબ ધંધો કરીને પોતાનો નિર્વાહ કરતો હોય તેમજ જે માણસ ક્રૂરકર્મનો કરનાર હોય તેની, જે માણસનાં આચરણ કાયદા વિરૂદ્ધ હોય તેની પણ સાક્ષી લેવી નહી કારણ કે તેવો માણસ જો રાજાની સમક્ષ સાક્ષી પુરવાને માટે આવે છે તો તેના દર્શનથી પણ રાજાનો તેના ઉપર દ્વેષ ઉત્પન્ન થાય છે, વૃદ્ધ માણસની પણ "સાઠી બુદ્ધિ નાઠી" પ્રમાણે બુદ્ધિમાં ફેરફાર થાય છે માટે તેની તેમજ બાળક જેને વ્યવહારનું જ્ઞાન ભાન પણ હોતુ નથી તેની એકલા માણસની અને ચાંડાલ વૃત્તિવાળાની એવા ઉપર ગણાવ્યા તેમાંના કોઇ પણ માણસની સાક્ષી લેવી જોઇએ નહી. ૬૬

नार्त्तो न मत्तो नोन्मत्तो न क्षुत्तृष्णोपपीडितः॥
न श्रमार्त्तो न कामार्तो न क्रुद्धो नापितस्करः
॥ ६७ ॥

જે માણસ પોતાનાં સ્નેહીઓના અથવા સંબંધીઓના મરણ વીગેરેથી દુઃખી હોય તેની, મદ્યાદિક કેફીપાન કરવાથી જે હમેશાં કેફમાં ચકચુર રહેતો હોય તેની, જેની શકતીઓમાં શારીરીક અથવા દૈવીક

પામતો હોય તેની ઘણા વેગળેથી ચાલીને આવ્યો હોય અને તેના કામથી થાકી ગયો હોય તેની, કામથી પીડા પામીને જેનું મન વિહ્વલ રહેતુ હોય તેની, જેનો સ્વભાવ ઝાંખીલો હોય અને તેથી ક્રોધાય માન દેખાતો હોય તેની તેમજ જે માણુસ ચોરીનો ધંધો કરતો હોય તેની સાક્ષી લેવી જોઈએ નહી. ૬૭

**स्त्रीणां साक्ष्यं स्त्रियः कुर्युर्द्विजानां सदृशाद्विजाः॥ शूद्राश्च संतः शूद्राणामन्त्यानामन्त्ययोनयः ॥ ६८ ॥**

લ્હેણુ દેવાનો દાવો જ્યારે સ્ત્રિયોમાં હોય ત્યારે લ્હેણદાર અને દેણદાર તરફથી શાક્ષી પુરનાર સ્ત્રિયો હોવી જોઇએ, તેમજ જ્યારે બ્રાહ્મણ, ક્ષત્રીય, અને વૈશ્યના દાવા ચાલતા હોય ત્યારે તેમના શાક્ષીઓ પણ સવર્ણિય હોવા જોઇએ, શુદ્રને માટે સજ્જન શુદ્ર હોય તેણે શાક્ષી પુરવી અને ચાંડાલને માટે ચાંડાલે શાક્ષી આપવી પણ જ્યારે સજાની શાક્ષી ન મળે તો પછી અસવર્ણાં શાક્ષીની પણ શાક્ષી લેવી. ૬૮

**अनुभावी तु यः कश्चित्कुर्यात्साक्ष्यंविवादिनाम् अन्तर्वेश्मन्यरण्ये वा शरीरस्यापि चात्यये ॥ ६९ ॥**

પરંતુ જે માણુસ કોઇના ઘરનો પૂરેપૂરો માહીતગાર હોય તે તેને ત્યાં શો બનાવ બન્યો છે તેને માટે, તેમજ જેણે વનમાં અથવા અન્ય કોઇ સ્થળે કોઇને થતો ઉપદ્રવ નજરો નજર જોયો હોય તેવો માણુસ ગમે તે વર્ણનો હોય છતાં તે વાદિપ્રતિવાદિ તરફથી પોતાની સ્વતંત્ર સાક્ષી આપવાને માટે યોગ્ય ગણાય છે. ૬૯

**स्त्रियाप्यसंभवे कार्यं बाले न स्थविरेण वा॥ शिष्येण बन्धुना वापि दासेन भृतकेन वा ॥ ॥ ७० ॥**

પરંતુ જ્યારે ઉપર પ્રમાણેના પ્રમાણીક અને યોગ્ય શાક્ષીના અભાવને પ્રસંગે સ્ત્રી, બાળક જે વ્યવહાર બ્હાર ગણાય છે તે, વૃદ્ધ માણુસ, પોતાના હાથ તળે રહીને અભ્યાસ કરનાર વિદ્યાર્થી, પોતાનો મિત્ર, નોકર અથવા નોકરથી પણ નિચી પ્રતિનો ઘરકામ કરનાર ગુલામ સરખો પણ શાક્ષી આપી શકે છે. ૭૦

**बालवृद्धातुराणां च साक्ष्येषु वदतां मृषा ॥ जानीयादस्थिरां वाचमुत्सिक्तमनसां तथा ॥ ॥ ७१ ॥**

નાના બાળકની, વૃદ્ધ માણુસની, તેમજ દુઃખી માણુસની શાક્ષી ઉપર અને જે માણુસનું મન અસ્થિર હોય તેવા માણુસોની સાક્ષિ ઉપર ન્યાયાધિશે વધારે આધાર રાખવો નહી કારણ કે તેવા માણુસો કદાચ અસત્ય પણ બોલે છે માટે અલબત સારા સાક્ષીઓના અભાવે ન્યાયાધિશે વાદી પ્રતિવાદિ તરફથી આવા માણુસોની સાક્ષીઓ લેવી તો ખરીજ પણ પોતે છેલ્લો હુકમ ફરમાવે તે પ્હેલાં તેમની સઘળાની જુબાનીયો અને પૂરાવા ઉપર તેણે ઘણુંજ ધ્યાન રાખી તને મનન કરવું જોઇએ. ૭૧

**साहसेषु च सर्वेषु स्तेयसंग्रहणेषु च ॥ वाग्दण्डयोश्च पारुष्ये न परीक्षेत साक्षिणः ॥ ॥ ७२ ॥**

ન્યાયાધિશે બળાત્કારના, ચોરીના, લોકાચાર વિરૂદ્ધ વર્તનના, બદનક્ષીના તેમજ

મારા મારીના ચાલતા દાવાઓના સંબંધમાં સાક્ષી આપવાને આવેલા માણુસોના સંબંધમાં વધારે ઝીણા થવાનું જરૂરનુ નથી. ૭૨

बहुत्वं परिगृह्णीयात्साक्षिद्वैधे नराधिपः ॥
समेषु तु गुणोत्कृष्टान् गुणिद्वैधे द्विजोत्तमान्
॥ ७३ ॥

જ્યારે સાક્ષીઓમાં મતભેદ પડે ત્યારે રાજાએ વધુ મતવાળા પક્ષના અભિપ્રાયને સ્વિકારવો અને જ્યારે બંન્ને પક્ષના મત એકજ સંખ્યાના હોય ત્યારે જે પક્ષના સાક્ષીઓ પાત્ર હોય અથવા સારા કુળને માન આબરૂવાળા હોય તે પક્ષના મતને અનુસરવું અને જ્યારે બંન્ને પક્ષના શાક્ષીઓ એકજ સરખા ગુણવાળા તથામાન આબરૂવાળા હોય ત્યારે ઉત્તમકુળમાં જન્મેલા બ્રાહ્મણના શબ્દો ઉપર પૂરેપૂરો આધાર રાખીને દાવાનો નિર્ણય આણવો. ૭૩

समक्षदर्शनात्साक्ष्यं श्रवणाच्चैव सिद्ध्यति ॥
तत्र सत्यं ब्रुवन्साक्षी धर्मार्थाभ्यां न हीयते ॥७४॥

જે માણુસે કાંઈ પણ કર્મને થતાં પોતાની નજરો નજર જોયેલુ હોય છે તેમજ જેણે તેના સંબંધમાં કાંઇ પણ સાંભળેલુ હોય છે તેવા માણુસો તે કાર્યમાં પોત પોતાનો અભિપ્રાય આપી શકે છે અને તેમનો અભિપ્રાય રાજા—ન્યાયાધિશે સ્વીકારવો. આવા માણુસો પોતાનો અભિપ્રાય નિષ્પક્ષપાત રહીને આપે છે તો તેઓ ધર્મ તથા સંપતીથી મુક્ત થતા નથી. ૭૪

साक्षी दृष्टश्रुतादन्यद्विब्रुवन्नार्यसंसदि ॥
अवाङ्नरकमभ्येति प्रेत्यस्वर्गाच्च हीयते ॥७५॥

સારા માણુસોના મંડલમાં જે શાક્ષી પોતે સાંભળ્યું હોય અથવા જોયું હોય તેથી ઉલટીજ અર્થાત્ અસત્ય સાક્ષી આપે છે તે માણુસ મરણ પછી તેના પાપની શિક્ષા ભોગવતો ઉંધે મસ્તકે નર્કમાં લટકે છે અને તેણે સ્વર્ગ મેળવવાને માટે જે જે પુણ્ય કર્મો કર્યા હોય છે તેના ફલનો પણ નાશ પામે છે. ૭૫

यत्रानिबद्धोऽपीक्षेत शृणुयाद्वापि किंचन ॥
पृष्टस्तत्रापि तद्ब्रूयाद्यथादृष्टं यथाश्रुतम् ॥७६॥

જે માણુસ સાક્ષી આપવી પડશે તેવું જાણતો નહોય પણ દેવા લેણાના અગર બીજા કોઈ પણ વિષયનું કાંઇ પણ કામ થતું હોય તે પોતે નજરો નજર જુવે છે અથવા જો સાંભળે છે તો તેવા માણુસને જો તે કામ પુરૂ થઇ ગયા પછી જ્યારે તેનું કામ ચાલતું હોય ત્યારે તે કામના સંબંધમાં સાક્ષી તરીકે બોલાવવામાં આવે તો તેણે જે સાંભળ્યું અથવા જોયું હોય તે સાચે સાચું કહેવું. ૭૬

एकोऽलुब्धस्तुसाक्षीस्याद्बह्वयःशुच्योऽपिनस्त्रियः
स्त्रीबुद्धे रस्थिरत्वाच्च दोषैश्चान्येऽपि ये वृताः
॥ ७७ ॥

જો એક પણ પુરૂષ જે પોતે લોભ રહિત હોય તે ઘણી પવિત્ર સ્રીયોના કરતાં પણ સારો સાક્ષી ગણાય છે કારણ કે સ્રિયો ગમે તેટલી શુદ્ધ અંતઃકરણવાળી હોય છે છતાં "સ્રિઓની મતી પાણીએ" એ કહેવત પ્રમાણે તેમનામાં બુદ્ધિ ઘણીજ થોડી હોય છે માટે તેઓ સાક્ષી આપવાને માટે પુરેપુરી લાયક કહેવાય નહી તેજ પ્રમાણે જે માણસના

ઉપર પહેલાં કાંઇપણ ત્હોમત મુકાયલું હોય તે માણસ પણ શાક્ષી થવાને માટે અયોગ્ય છે. ૭૭

**स्वभावेनैव यद्ब्रूयुस्तद्ग्राह्यंव्यावहारिकम् ॥**
**अतोयदन्यद्विब्रूयुर्धर्मार्थं तदपार्थकम् ॥ ७८ ॥**

સાક્ષી આપનાર માણસે જે કાંઇ પોતાની જુબાનીમાં ભયરહીત તેમજ સ્વભાવિક રીતે કહેલું હોય તેને સત્ય સમજીને ન્યાયાધિસે માન્ય રાખવું પણ જો કાંઈ પણ તે ભયના અથવા લોભના દાબથી કહેતો હોયતો તેઅ સત્ય છે એમ જાણીને દાવાનો ન્યાય આપવામાં કેવલ નિરૂપયોગી ગણવું. ૭૮

**सभान्तः साक्षिणःप्राप्तानर्थिप्रत्यर्थिसन्निधौ ॥**
**प्राड्विवाकोऽनुयुञ्जीत विधिना तेन सान्त्वयन् ।**
**॥ ७९ ॥**

વાદિ પ્રતિવાદિના સાક્ષીઓ જ્યારે ન્યાય મંદિરમાં એકઠા થયા હોય ત્યારે ન્યાયાધિશે તેમની પ્રત્યે નીચે પ્રમાણેના માયાલુ શબ્દોમાં ભાષણ કર્યા પછી તેમની તપાશ શરૂ કરવી. ૭૯

**यद्द्वयोरनयोर्वेत्थ कार्येऽस्मिन् चेष्टितं मिथः ॥**
**तद्ब्रूत सर्वं सत्येन युष्माकं ह्यत्र साक्षिता॥८०॥**

હે ! સદ્‌ગૃહસ્થો, આ ન્યાય મંદિરમાં આજે જે કાંઇ કામ તમારા સમક્ષ મુકવામાં આવ્યું છે અને તેને માટે વાદિ પ્રતિવાદિ તરફથી તમો આવ્યા છો તે વિશે જેટલું તમે જોયું અથવા સાંભળ્યું હોય તે સઘળું સાચેસાચુ કહી સંભળાવો કારણકે અત્રે તમે સર્વ સાક્ષી થઇને આવ્યા છો ૮૦

**सत्यं साक्ष्ये ब्रुवन्साक्षी लोकानाप्नो ति पुष्कलान् ।**
**इह चानुत्तमां कीर्तिं वागेषा ब्रह्मपूजिता॥८१॥**

આ પ્રમાણે ન્યાયાધિશનું ભાષણ પુરૂ થયા પછી સાક્ષી આપતી વખતે જે સાક્ષીએ પોતે જોયું હોય છે અથવા સાંભળ્યું હોય છે તેનો સાચે સાચો હેવાલ ન્યાયાધિશના સમક્ષમાં અદાલતમાં કહી સંભળાવે છે તે મરણ પછી બ્રહ્મલોકને પ્રાપ્ત કરે છે અર્થાત્ તેનો મોક્ષ થાય છે. આ લોકમાં કિર્તીને સંપાદાન કરે છે એટલુંજ નહીં પણ મરણ પછી બ્રહ્મલોકને મેળવતાં બ્રહ્મા જગત્ પિતા પણ તેનું સન્માન કરે છે. ૮૧

**साक्ष्येऽनृतं वदन् पाशैर्बध्यते वारुणैर्भृशम् ॥**
**विवशः शतमाजातीस्तस्मात्साक्ष्यं वदेदृतम्**
**॥ ८२ ॥**

પણ જે સાક્ષી ઉપર કહ્યું તેના કરતાં ઉલટીજ સાક્ષી આપે છે અર્થાત્ પોતે દાવાના સંબંધમાં કાંઇ નજરો નજર જોયું હોય છે છતાં સાક્ષી આપતી વખતે તદનજ વિરૂદ્ધ ભાષણ કરે છે તે માણસને વરૂણ દેવતા નાગપાસથી બાંધી લેછે અને તેની અસહ્ય પિડાને સો વર્ષ સુધી ભોગવે છે અને જલંધર જેવા મહા રોગથી પીડાય છે આ પ્રમાણેનાં દુઃખ ખોટી સાક્ષી પુરનારને ભોગવવાં પડે છે માટે હમેશાં સાક્ષી પુરવામાં આપણે જોયું અથવા સાંભળ્યું હોય તે સર્વ સાચે સાચું કહેવું. ૮૨

**सत्येन पूयते साक्षीधर्मः सत्येन वर्धते ॥**
**तस्मात्सत्यं हि वक्तव्यं सर्ववर्णेषु साक्षि भिः**
**॥ ८३ ॥**

સાક્ષી થયા પછી જે માણુસ નિષ્પક્ષપાતી રહીને સાચેસાચી સાક્ષી આપે છે તે માણુસ પૂર્વ જન્મમાં તેણે કરેલાં પાપમાંથી પણ છુટો થાય છે અને જન્મમાં તેનાં માન આબરૂ અને ન્યાયનો વધારો થાય છે માટે હમેશાં ગમે તેવા કામમાં શાક્ષી થવું પડે તો આપણી જાણમાં જેટલું હોય તે સર્વ સાચેસાચું કહી દેવું. ૮૩

आत्मैव ह्यात्मनः साक्षी गतिरात्मा तथात्मनः॥
मावमंस्थाः स्वमात्मानं नृणां साक्षिणमुत्तमम्
॥ ८४ ॥

આત્મા તેજ પોતાના આત્માનો પુરેપુરો શાક્ષી છે અર્થાત્ માણુસ જે કાંઇ કર્મ કરે છે તે કરવા જેવું છે કે નહી તેનો નિર્ણય તેના પોતાના આત્મા તરફથીજ તેને મળે છે તેમજ શરૂઆતથીજજો અંતઃકરણને શુદ્ધ રાખવામાં મ્હેનત લેવામાં આવે છે તો આત્માજ આત્માનું રક્ષણ પણ કરે છે અર્થાત્ મન કદાચ અયોગ્ય કર્મ કરવાને લલચાય છે તો તરતજ આત્મા તેના ઉપર અંકુશને મુકીને તે પાપમાંથી તેને બચાવી લેછે તેજ પ્રમાણે અન્ય સર્વ સાક્ષીઓમાં આત્મારૂપી શાક્ષી તેજ શ્રેષ્ટ છે માટે કોઇએ પણ પોતાના આત્માનો તિરસ્કાર કરવો નહીં. ૮૪

मन्यन्ते वै पापकृतो न कश्चित्पश्यतीति नः॥
तांस्तु देवाः प्रपश्यन्ति स्वस्यैवान्तरपूरुषः॥
॥ ८५ ॥

દુષ્ટ માણુસો પાપ કરે છે ત્યારે તેમના મનમાં એમ રહે છે કે આપણુને આ કામ કરતાં કોઇ જોઇ શકતુ નથી પણ તેમના તેમ ધારવામાં ઘણી મોટી ભુલ છે કારણકે તેમને તે કામ કરતાં ઇશ્વર પોતેતો જુવે છે જ અને તે ઉપરાંત તેમના પોતાનાજ અંતઃકરણમાં સ્થાન કરીને બેઠેલો આત્મા તે પણ તેમને જુવે છે. ૮૫

द्यौर्भूमिरापो हृदयं चन्द्रार्काग्नियमानिलाः॥
रात्रिः संध्ये च धर्मश्च वृत्तज्ञाः सर्वदेहिनाम्
॥ ८६ ॥

સર્વ દેહ ધારી માણુસોનાં ધર્મ કર્મને આકાશ, પૃથ્વી, જળ, હૃદયમાં રહેલો આત્મા, ચંદ્રમા, સૂર્ય, અગ્નિ, યમ, પવન, અને રાત્રિ તથા સ્હવાર સાંજ મળીને બે સંધ્યા અને ન્યાય જાણે છે. ૮૬

देवब्राह्मणसान्निध्ये साक्ष्यं पृच्छेदृतं द्विजान्॥
उदङ्मुखान्प्राङ्मुखान्वा पूर्वाह्णे वै शुची
शुचीन् ॥ ८७ ॥

ન્યાયાધિશે પોતે સ્નાનાદિકથી શુદ્ધ થઇને દિવસના મધ્ય ભાગે શુદ્ધ થયેલા બ્રાહ્મણ વૈશ્ય અથવા ક્ષત્રી સાક્ષીઓને પોતાની પાસે દેવસ્થાનમાં અથવા બ્રાહ્મણના નજીક બોલાવવા અને જે કામમાં તેઓ શાક્ષી આવ્યા હોય તેમાં જે કાંઇ સત્યજ હોય તે કહેવડાવવું. આ પ્રસંગ શાક્ષી આપનાર માણસોએ પૂર્વાભિમુખ તથા ઉતરાભિમુખ ઉભા રહીને સાક્ષી આપવી ૮૭

ब्रूहीति ब्राह्मणं पृच्छेत्सत्यं ब्रूहीति पार्थिवम्॥
गोबीजकाञ्चनैर्वैश्यं शूद्रं सर्वैस्तु पातकैः ॥८८॥

કામ શરૂ થયા પછી ન્યાયાધિશે જુબાની લેતી વખતે બ્રાહ્મણ સાક્ષીની જુબાની લેતાં બ્રૂહી બોલો એ પ્રમાણે કહેવું અને

ક્ષત્રીયની સાક્ષી લેતાં તેને "सत्य ब्रूहि" "સાચું કહેજો" એ પ્રમાણે કહીને શાક્ષી શરૂ કરવાને કહે અને વૈશ્યને એવું કહીને શાક્ષી શરૂ કરવાને કહે જોકે તમે જુઠું બોલશો તો તમને જુઠા સોગન ખાધા જેટલું, તથા અનાજ, સુવર્ણ, ગાય વિગેરે ચોર્યા જેટલું પાપ છે તથા શુદ્રને એ પ્રમાણે કહેવું કે જો તું જુઠી સાક્ષી આપીશ તો તને માણુસો જેટલાં પણુ પાપ કરી શકે છે તેટલાં પાપ લાગશે તે પાપ નીચે પ્રમાણે છે. ૮૮

**ब्रह्मघ्नो ये स्मृता लोका ये च स्त्रीबालघातिनः॥**
**मित्रद्रुहः कृतघ्नस्य ते ते स्युर्ब्रुवतो मृषा॥८९॥**

જે માણુસ જુઠી સાક્ષી આપે છે તેને જે જે શિક્ષા બ્રાહ્મણુની હત્યા કરવાના પાપને માટે થાય છે તે તેમજ બાવા સ્ત્રિહત્યાને માટે અને મિત્રનો દ્રોહ કરનારને અને કૃતઘ્નિ માણુસોને થાય છે તે તે શિક્ષાઓ ત્હેને ખમવી પડે છે. ૮૯

**जन्मप्रभृति यत्किञ्चित्पुण्यं भद्र त्वया कृतम्॥**
**त त्ते सर्वं शुनो गच्छेद्यदि ब्रूयास्त्वमन्यथा॥**
**॥ ९० ॥**

હે! શુભ વર્તન કરનાર માણુસ જો તું ત્હારા બોલવામાં જરાપણુ અસત્ય ભાવ કરીશ તો જન્મ ધારણુ કર્યા પછી તે જુઠું બોલતા સુધી જે જે પુણ્ય કર્મો કર્યા હશે તે સઘળાંનું પુણ્ય કુતરાંઓને જશે અર્થાત્ તેના બદલામાં તને કાંઇ પણુ મળશે નહી.૯૦

**एकोऽहमस्मीत्यात्मानं यत्त्वं कल्याण मन्यसे॥**
**नित्यं स्थितस्ते हृद्येष पुण्यपापेक्षिता मुनिः**
**। ९१ ॥**

હે! સદાચારી! કદાચતું એમજ સમજતો હોઇશ કે તું એકજ છે અને તેથી જે જે કામ તું કરે છે તે સર્વ તુંજ જાણે છે અને બીજું કોઇ જાણુતું નથી તો તેમાં ત્હારી મ્હોટી ભુલ છે કારણુ કે આત્મા દૈવીક પુરૂષ જે ત્હારા હૃદયમાં ગુપ્તપણે સ્થાન કરીને રહેલો છે તે તુંજ નથી પણુ ત્હારાથી અન્યસ્વરૂપજ છે અને તે ત્હારાં કરેલાં અને હજી પણુ થતાં શુભાશુભ કર્મનો સાક્ષી છે. ૯૧

**यमो वैवस्वतो देवो यस्तवैष हृदि स्थितः॥**
**तेन चेदविवादस्ते मा गङ्गां मा कुरून् गमः**
**॥ ९२ ॥**

માટે જો અસત્ય ભાષણુ નહી કરીને તેને યમ તેમજ સત્ય અને ધર્મવિરૂદ્ધ વર્તન નહી કરવાથી ત્હારા પોતાના આત્માને તું હમેશાં સંતોષમાંજ રાખતો હોઇશ અને તેમની મરજી વિરૂદ્ધ કાંઇ નહી કરતો હોઊં તો હે રૂડા માણુસ તું પવિત્રજ છું માટે ગંગાયમુનાં જેવી નદીઓનાં પવિત્ર પાણીમાં તારા દેહની શુદ્ધિને માટે સ્નાન કરવાને જવાની જરૂર નથી તેમજ ત્હારાં પ્રાયશ્ચિત નિવારવાને માટે કુરૂક્ષેત્રની યાત્રા કરવાની પણુ કાંઇ જરૂર નથી. ૯૨

**नग्नो मुण्डः कपालेन भिक्षार्थी क्षुत्पिपासितः॥**
**अन्धः शत्रुकुलं गच्छेद्यः साक्ष्यमनृतं वदेत्॥**
**॥ ९३ ॥**

જે માણુસ જુઠી સાક્ષી આપે તેને નગ્ન થઇને વસ્ત્ર રહીત યાને અર્થાત્ તેને એવા પ્રસંગો આવી પડે છે કે પાસે શરીર ઢાંકવાને વસ્ત્ર પણુ હોતું નથી, મુંડાયલો,

ભુખ અને તરસના દુઃખથી અતિશય દુઃખી થયેલો અને આંધળો થઇને પોતાનાજ દુશ્મનોને ત્યાં એક ખપ્પર લઇને ભીક્ષા માગવાને જવું પડે છે ૯૩

अवाक्छिरास्तमस्यन्धे किल्बिषी नरकं व्रजेत्
यः प्रश्नं वितथं ब्रूयात्पृष्टः सन् धर्मनिश्चये ॥९४॥

દિવાની કોર્ટના ચાલતા દાવાની સાક્ષીમાં જે માણસને એક પ્રશ્ન ન્યાયાધિશ તરફથી પુછવામાં આવે અને તેનો પણ પ્રત્યુત્તર જો તે જુઠો આપે છે તો તેના પ્રાયશ્ચિતની શીક્ષા ભોગવવાને માટે તેને અંધકારમાં રહેલા અઘોર નર્કમાં ઉંધે મસ્તકે અમુક કાલ સુધી લટકીને ખમવી પડે છે. ૯૪

अन्धो मत्स्यानिवाश्नाति स नरः कण्टकैः सह॥
यो भाषतेऽर्थवैकल्यमप्रत्यक्षं सभां गतः॥९५॥

ન્યાય સભામાં આવેલો માણસ જોજે બનાવ પોતે નજરો નજર બનતાં જોયો નથી તેને માટે પોતે નજરો નજર જોયો એવી ખોટી સાક્ષી પુરે છે તો તેને જેમ કોઇ આંધળો માણસ મત્સ્યને કાંટા-હાડકાં સાથે ખાતો હોય તેવો જાણવો અર્થાત્ ઉપર પ્રમાણેનું અસત્ય ભાષણ તે સુખ મેળવવા માટે કરે છે પણ અંતમાં તેના પરિણામે તે અત્યંત દુઃખને પામે છે. ૯૫

यस्य विद्वान् हि वदतः क्षेत्रज्ञो नाभिशङ्कते ॥
तस्मान्न देवाः श्रेयांसं लोकेऽन्यं पुरुषं विदुः
॥ ९६ ॥

જે સાક્ષી પુરે ખરી સાચી જુબાની આપે છે અને તેને માટે તેના અંતરમાં રહેલો શુભ પુરુષ-આત્મા પણ નિશંક હોય છે તેવા માણસને દેવતાઓથી પણ શ્રેષ્ઠ સમજવો. ૯૬

यावतो बान्धवान् यस्मिन् हन्ति साक्ष्येऽनृतं वदन्
तावतः संख्यया तस्मिन् शृणु सौम्यानुपूर्वशः
॥ ९७ ॥

પ્રત્યેક જુદા જુદા દાવાઓમાં જે માણસ દરેક વખતે જુઠી જુબાની આપે છે તે માણસ હે! મહાપુરૂષો! આપને હવે પછી અનુક્રમે કહેવામાં આવશે તે પ્રમાણે પોતાના સગાંઓ સ્વર્ગમાંથી નર્કમાં નાંખે છે અને પોતાનાં હવે ગણાવાશે તેટલાં સંબંધીઓના નાશ કર્યાનું પાપ કરે છે. ૯૭

पञ्च पश्वनृते हन्ति दश हन्ति गवानृते ॥
शतमश्वानृते हन्ति सहस्रं पुरुषानृते ॥९८॥

પશુઓની સાક્ષીમાં જુઠું બોલવાથી પાંચ બાંધવોને નર્કમાં નાખવાના અથવા તેટલા બાંધવોના નાશનુ પ્રાયશ્ચિત તેને લાગે છે, ગાયોના સંબંધમાં જુઠી સાક્ષી આપનારને દશ બાંધવોને નર્કમાં નાખ્યાનું અથવા તો દશ બાંધવોના નાશનું પ્રાયશ્ચિત થાય છે અને ઘોડાના સંબધમાં અસત્ય સાક્ષી પુરનારને સો સગાં માર્યાનું પાપ લાગે છે પણ માણસના સંબંધમાં અસત્ય સાક્ષી પુરનારને એક હજાર સગાંનો નાશ કર્યા જેટલું પાપ લાગે છે. ૯૮

हन्ति जातानजातांश्च हिरण्यार्थेऽनृतं वदन् ॥
सर्वं भूम्यनृते हन्ति मास्म भूम्यनृतं वदीः
॥ ९९ ॥

સુવર્ણની ચોરી વિગેરેની બાબતમાં જુઠી સાક્ષી પુરનાર માણસને જન્મેલાં તેમજ ભવિષ્યમાં જન્મનાર સર્વે સગાંને મા-

થોનું પાપ બેસે છે. જમીનના દાવામાં જે અસત્ય ભાષણ કરે છે તેને સૃષ્ટીની સર્વે જીવમય વસ્તુઓના નાશનું પાપ લાગે છે માટે ભૂમી સબધી દાવાઓમાં અસત્ય ભાષણ કરતાં ઘણોજ વિચાર કરવો. ૯૯

**अप्सु भूमिवदित्याहुः स्त्रीणां भोगे च मैथुने॥**
**अब्जेषु चैव रत्नेषु सर्वेष्वश्ममयेषु च॥१००॥**

જમીન સંબંધના કજીયામા જુઠી શાક્ષી આપવાથી જેટલું પ્રાયશ્ચિત લાગે છે તેટલુંજ મ્હોટા વેદજ્ઞ પુરૂસોએ જળાશયોના કબજાના અથવા ભોગવટાના વાંધામાં તેમજ સ્ત્રિઓના રતીસુખ સંબધમાં જુઠી જુબાની આપનારનું તેમજ મણી માણેક જેવાં જવાહીર અને પથ્થરની બનેલી મુલ્યવાન વસ્તુઓના કજીયામાં જુઠી શાક્ષી-આપનારને માટેનું પ્રાયાશ્ચિત કહેલું છે. ૧૦૦

**एतान् दोषानवेक्ष्य त्वं सर्वाननृतभाषणे॥**
**यथाश्रुतं यथादृष्टं सर्वमेवाञ्जसा वद ॥ १ ॥**

જુઠું બોલવામાં કેટલાં કેટલા પાપ કર્મ સમાયલાં ગણાયલાં છે તથા કેટલાં કેટલાં માણસો—સંબંધિયોનો નાશ કર્યાનાં અથવા તેમને નર્કમાં નાખ્યાનો દોષ લાગે છે તે ઉપર પુરેપુરો વિચાર કરીને અને તેથીજ તેને ભય રાખીને હમેશાં શાક્ષી આપનારે પોનાની જુબાનીમાં જે પોતે નજરો નજર જોયું હોય તથા પોતે સાંભળ્યું હોય તે સઘળું યથાસ્થિત કહેવું. ૧૦૧

**गोरक्षकान्वाणिजिकांस्तथा कारुकुशी लवान**
**प्रैष्यान्वार्धुषिकांश्चैव विप्रान् शूद्रवदाचरेत्॥२॥**

ન્યાયાધિશે જે બ્રાહ્મણ ગાયોનું રક્ષણ કરીને અર્થાત્ ગોવાળનો ધંધો કરીને પોતાનું ગુજરાન ચલાવતો હોય તેની, જે બ્રાહ્મણ વૈશ્યનો ધંધો કરતો હોય અર્થાત્ વ્યાજ વટંદરનો વ્યાપાર કરીને પોતાનું ગુજરાન ચલાવતો હોય તેની જે બ્રાહ્મણ; સુતાર લુવાર વિગેરેના નાના પ્રકારના હુન્નરો કરીને પોતાના કુંટુંબનું પોષણ કરતો હોય તેની, જે બ્રાહ્મણનટનું. નાચવા. ગાવાનું તથા વાજાં વગાડવાનું, કામ કરીને તેમજ કોઈને ત્યાં વગાડવાનું દાસપણું કરતો હોય તેની જુબાની લેતી વખતે શુદ્રની માફક તેને પ્રશ્નો પુછવા, ૧૦૨

**तद्वदन् धर्मतोऽर्थेषु जानन्नप्यन्यथा नरः ॥**
**न स्वर्गाच्च्यवते लोका दैवीं वाचं वदन्ति**
**ताम् ॥ ३ ॥**

કેટલી વખત બ્રાહ્મણ પોતે જુબાની આપતાં પોતે જોયલા અથવા સાંભળેલા બનાવ કરતાં વિરૂદ્ધજ પોતાની શાક્ષી આપે છે પણ આમ કરવામાં તે ધર્મનાજ પુણ્ય કારણને લીધે કરે છે કોઇના અનિત્યને માટે તેમજ પોતાના સ્વાર્થને માટે નથી કરતો તેથી તેને મળવાના મૃત્યુ પછીના મોક્ષથી તે દૂર થતો નથી. કારણકે તેવા પ્રકારના ધર્મના રક્ષણને માટેના અસત્ય આપેલા પુરાવાને “ દેવવાની ” એમ વિદ્વાન પુરૂષો ગણે છે. ૧૦૩

**शूद्रविट्क्षत्रविप्राणां यत्रर्तोक्तौ भवेद्वधः ॥**
**तत्र वक्तव्यमनृतं तद्धि सत्याद्विशिष्यते ॥४॥**

ખરેખરી શાક્ષી આપવાથી બ્રાહ્મણ, ક્ષત્રી, વૈશ્ય અથવા શુદ્રનું પરિણામે મૃત્યુ થાય એમ લાગતું હોયતો તેમનો ગુન્હો જાણે અજાણે થયો હોય તો પણ ભુલથી થયો

છે એમ ગણીને તેમની જીંદગીનો બચાવ કરવાને માટે અસત્ય શાક્ષી આપવી; કારણકે તેવે પ્રસંગે સાચુ કહીને સામાના જીવનો નાશ કરાવવો તેના કરતાં જુઠું બોલીને તેમના જીવને બચાવવો તે વધારે સ્તુત્ય છે એમ મહામુની ઓએ કહેલું છે. ૧૦૪

वाग्दैवत्यैश्च चरुभिर्यजेरंस्ते सरस्वतीम् ॥
अनृतस्यैनसस्तस्य कुर्वाणा निष्कृतिं पराम्॥
कूष्माण्डैर्वापि जुहुयाद्घृतमग्नौ यथाविधि ॥
उदित्यृचा वा वारुण्या त्र्यृचेनाब्दैवतेन वा॥६॥

ઉપર પ્રમાણે કોઇના પણ આત્માના રક્ષણને માટે જેણે અસત્ય જુબાની આપી હોય ત્હેણે ત્હેના પાપમાંથી મુક્ત થવાને માટે સરસ્વતિ દેવીને ખીરનો હોમ કરીને તૃપ્ત કરવાં જેથી તે ઘણા દોષમાંથી મુક્ત થાય. ૧૦૫

त्रिपक्षादब्रुवन्साक्ष्यमृणादिषु नरोऽगदः ॥
तहणं प्राप्नुयात्सर्वं दशबन्धं च सर्वतः ॥७॥

અથવા તો ત્હેણે પોતાના પ્રાયશ્ચિતમાંથી મુક્ત થવાને માટે યજુર્વેદમાંના यद्देवा देवहेडनम् એ પ્રમાણે कुष्मांड મંત્ર વડે શાસ્ત્રમાં જણાવેલી વિધિ પ્રમાણે અગ્નિમાં ઘીનો હોમ કરવો અથવા તો ગૃહ ધર્મમાં परिस्तरण વિગેરે હોમ કર્યાથી જેનો અધિષ્ઠાતા દેવતા વરૂણ છે ત્હેને " उदुत्तमं पाशम् " એ પ્રમાણેના વરૂણ મંત્રથી હોમ કરવો, અથવા ઉદક—પાણી જેનો અધિષ્ઠાતા દેવ છે તેવી " आपो हिष्टा " એ ચાવડે ઘીનો હોમ કરવો. ૧૦૩.

यस्य दृश्येत सप्ताहादुक्तवाक्यस्य साक्षिणः॥
रोगोऽग्निर्ज्ञातिमरणमृणं दाप्यो दमं च सः॥८॥

લ્હેણા દેવા સંબંધીના દાવામાં જે માણસ સાક્ષી હોય છે તેને તો સાક્ષી આપવાને અદાલતમાં અમુક દિવસે હાજર થવાનો હુકમ મળ્યા પછીનાં ત્રણ પખવાડીયામાં તે હાજર નથી થતો—શરીરે કોઇ પણ રીતે રોગ રહીત હોવા છતાં હાજર નથી થતો તો ન્યાયાધિસે આખા દાવાને માટેનું હુકમનામું ત્હેના ઉપર કરવું અને વધારામાં ત્હેની પાસેથી દાવાના દશમા ભાગ જેટલો દંડ રાજ્યને માટે લેવો. ૧૦૮.

असाक्षिकेषु त्वर्थेष मिथो विवदमानयोः ॥
अविन्दंस्तत्त्वतः सत्यं शपथेनापि लम्भयेत्
॥ ९ ॥

જો કોઈ શાક્ષી પોતાની શાક્ષી આપી જાય છે અને ત્યાર પછીના અઠવાડીયામાં ત્હેને કાંઈ પણ રોગ લાગુ પડીને ત્હેનું મરણ નીપજે છે અથવા તો ત્હેના સંબંધીનું મરણ નીપજે છે તો ત્હેની જુઠી સાક્ષી સાબીત થાય છે માટે ત્હેણેજ દાવાનું બધુ ખર્ચ આપવું તેમજ દાવાનો દશમો ભાગ દંડનો પણ આપવો. ૧૦૯.

महर्षिभिश्च देवैश्च कार्यार्थं शपथाः कृता ॥
वसिष्ठश्चापि शपथं शेपे वै यवने नृपे॥१०॥

જ્યારે વાદિ પ્રતિવાદિ એમાંથી કોઇના તરફના પણ સાક્ષીઓ ન મળી આવે ત્યારે ત્હેમનાં છળ કપટમાંથી સત્ય જાણીને ન્યાય કરવાને માટે ન્યાયાધિશે બંને પક્ષને સોગન ખવરાવવા અને ત્હેના ઉપરથી ન્યાય આપવો ૧૧૦

न वृथा शपथं कुर्यात्स्वल्पेऽप्यर्थे नरो बुधः ॥
वृथा हि शपथं कुर्वन् प्रेत्य चेह च नश्यति
॥ ११ ॥

વિદ્વાન માણસે નાની શુની બાબતમાં સોગન ખાવા નહી, કારણ કે તેવા નજીવા કામમાં વૃથા સોગન ખાનારની આ લોકમાં અપકિર્તિ થાય છે અને પરલોકમાં મૃત્યુ પછી ત્હેનો મોક્ષ થતો નથી. ૧૧૧

कामिनीषु विवाहेषु गवां भक्ष्ये तथेन्धने ॥
ब्राह्मणाभ्युपपत्तौ च शपथे नास्ति पातकम्
॥ १२ ॥

જે માણસને ઘણી સ્ત્રીઓ હોય છે તેવા માણશે જો પોતાની એકાદ સ્ત્રીની સાથે વિલાસ સમયે, વિવાહ સબંધી અન્યની સાથે વિવાહ કરવાના સબંધમાં, ગાયે કોઈની ઘાસ વા ફળ ખાધાં હોય તેની બાબતમાં, હોમ કર્મને માટે ધન હોમ દ્રવ્ય વિગેરે લીધાં હોય તે બાબતમાં તેમજ બ્રાહ્મણના રક્ષણને માટે લીધેલા સોગનને માટે કાંઈ પણ પાપ નથી. ૧૧૨

सत्येन शापयेद्विप्रं क्षत्रियं वाहनायुधैः ॥
गोबीजकाञ्चनैर्वैश्यं शूद्रं सर्वैस्तु पातकैः ॥१३॥

દાવામાં જુબાની હું સાચીજ આપું છે તેવું કહેવડાવવાને માટે ન્યાયાધિશે જુદી જુદી વર્ણને જુદા જુદા સોગન ખવરાવવા, બ્રાહ્મણને "જો હું જુઠું બોલું તો મ્હારા સત્યનો નાશ થાય" એવા સોગન આપવા, ક્ષત્રીયને "જો હું જુઠું બોલું તો મ્હારાં વાહન વા આયુદ્ધ વૃથા થાઓ" એવા સોગન ખવરાવવા, વૈશ્યને ગાય, અનાજ તથા સુવર્ણના સોગન આપવા અને શુદ્રને "જો હું જુઠું બોલું તો મને સર્વનું પાપ લાગે" એવા સોગન આપવા. ૧૧૩

अग्निं वाहारयेदेनमप्सु चैनं निमज्जयेत् ॥
पुत्रदारस्य वाप्येनं शिरांसि स्पर्शयेत्पृथक्
॥ १४ ॥

અથવા તો કોઈ પણ વાદિ વા પ્રતિવાદિ જેને સોગન આપવાના હોય તેની પાસે અગ્નિના જેવો તપાવીને લાલચોળ કરેલો લોઢાનો ગોળો હોય તેના ઉપર તેના હાથને અડાડવો અને શુદ્રાદિકના હાથમાં તો સાત પિપળાનાં પાનાં મૂકીને તેમાં તે ગોળાને મુકે, અને સાત પગલાં તેની સાથે ભરાવે, અથવા ઊંડા પાણીમાં લઈ જઈને તેમાં તેની પાસે ડુબકી મરાવે અગર તેને તેની બાયડી અને દરેક છોકરાંના ઉપર તેનો હાથ મુકાવવો. ૧૧૪

यमिद्धो न दहत्यग्निरापो नोन्मज्जयन्ति च ॥
न चार्तिं मृच्छति क्षिप्रं स ज्ञेयः शपथे शुचिः
॥ १५ ॥

આ પ્રમાણે કરાવ્યા છતાં પણ ધકધકતા અગ્નિથી અથવા અગ્નિ સમાન તપાવેલા ગોળાથી જે માણસ દાઝતો નથી તેમ જ ઉંડા પાણીમાં ડુબકી મરાવ્યાં છતાં જે ડુબતો નથી અને જેને સોગન ઉપર સાક્ષી આપ્યા છતાં થોડા સમયમાં કાંઈપણ ઈજા થતી નથી તેવા માણસે પોતાની જુબાની સાચે સાચીજ આપેલી છે એમ ન્યાયાધિશે જાણવું. ૧૧૫

वत्सस्य ह्यभिशस्तस्य पुरा भ्रात्रा यवीयसा॥
नाग्निर्ददाह रोमापि सत्येन जगतः स्पशः
॥ १६ ॥

પ્હેલાંના કાળમાં વત્સ નામના રૂષિને વૈમાત્ર નામનો નાનો ઓરમાન ભાઇ હતો તેણે વત્સ ઉપર એવું તહોમત મુકયું હતું કે તમે શુદ્ધ બ્રાહ્મણ નથી પણ શુદ્ર સ્ત્રીથી ઉત્પન્ન થયેલા શુદ્ર છો પરંતુ વત્સ રૂષિ સાચા હતા તેથી પોતાનું સત્ય પ્રકાશ કરવાને માટે તેમણે અગ્નિમાં ઝંપાપાત કર્યો હતો ત્યારે અગ્નિથી તેમના એક રૂવા સરખાને પણ ઈજા થઈ નહોતી. ૧૧૬

**यस्मिन्यस्मिन्विवादे तु कौटसाक्ष्यं कृतं भवेत्॥**
**तत्तत्कार्यं निवर्त्तेत कृतं चाप्यकृतं भवेत्॥१७॥**

જે જે કામ પુરાં થઇ ગયાં હોય અને હુકમનામાં પણ થયાં હોય તથા દંડ વિગેરે પણ લેવાઇ ગયા હોય તેવા કામમાં જો ન્યાયાધિશને પાછળથી એવું ખરી ખાત્રીથી જણાય કે વાદિ પ્રતિવાદિમાંથી કોઇના શાક્ષીઓએ જુઠી જુબાની આપી હતી તો તેણે તે દાવાની ફરીથી તપાસ કરીને ન્યાય આપવો અને પ્હેલાંના કરેલા ન્યાયને ફેરવી નાંખવો. ૧૧૭

**लोभान्मोहाद्भयान्मैत्रात्कामात्क्रोधात्तथैव च॥**
**अज्ञानाद्बालभावाच्च साक्ष्यं वितथमुच्यते॥१८॥**

લોભથી તેમજ મોહ જેવા વિપરીત કારણથી, ભયથી, સ્નેહથી, કામ, ક્રોધ અથવા તો બાળકથી અપાયેલી સાક્ષીઓ મંજુર રાખવી નહી કારણ કે તેમાં અસત્યનો ઘણો સંભવ હોય છે. ૧૧૮

**एषामन्यतमे स्थाने यः साक्ष्यमनृतं वदेत् ॥**
**तस्य दण्डविशेषांस्तु प्रवक्ष्याम्यनुपूर्वशः॥१९॥**

ઉપરના કારણોએ કરીને જાણી બુજીને જે માણસ જુઠી સાક્ષી આપે છે તેમની શીક્ષા અનુક્રમે હવે હું આપ સર્વને કહીશ, ૧૧૯

**लोभात्सहस्रं दण्ड्यस्तु मोहात्पूर्वं तु साहसम्॥**
**भयाद्वौ मध्यमौ दण्डौ मैत्रात्पूर्वं चतुर्गुणम्**
**॥ १२० ॥**

જે માણસ ધનના લોભથીજ કરીને જુઠુ બોલતો હોય તેવા સાક્ષીનો એક હજાર પણ દંડ લેવો, મોહના સાહસને લીધે જો જુઠી સાક્ષી પુરે તો તેના પ્રમાણમાં તેનો ઓછો દંડ કરવો કારણ કે તેનાથી નિપજનાર પરિણામની બેભાનાવસ્થામાં સાક્ષી તેમ કરેછે, ભયને લીધે જો તે પ્રમાણે તે કરે છે તો તે સાક્ષી તેના ઉપરના થનાર દબાણથી તેણે તેમ કહેલું છે તેમ ગણીને તેનો ઘણોજ થોડો દંડ કરવો અને મીત્રાઇનો સબંધ ગણીને તેને લીધેજ જે જાણીને અને પોતાના મીત્રના બચાવને માટે જુઠી સાક્ષી આપે તેનો તો હલકા દંડ કરતાં ચારગણો વધારે દંડ કરવો. ૧૨૦

**कामाद्दशगुणं पूर्वं क्रोधात्तु त्रिगुणं परम् ॥**
**अज्ञानाद्द्वे शते पूर्णे बालिश्याच्छतमेव तु**
**॥ २१ ॥**

સ્ત્રી સુખની ઇચ્છાને માટે જે માણસ જુઠી સાક્ષી આપે તેનો હલકા દંડના કરતાં દશ ઘણો વધારે દંડ કરવો, ક્રોધના આવેશમાં જે સાક્ષી આપતાં અસત્ય ભાષણ કરે છે તેનો મધ્યમ સાહસ કરનારના દંડ કરતાં ત્રણ ઘણો દંડ કરવો, ચાલતા કાળથી પોતે અજ્ઞાન હોય તેવા સાક્ષીથી જો જુઠી જુબાની અપાઇ હોય તો તેટલા માટે તેનો ૨૦૦ પણ નો અને સાક્ષી આપવાના સમયે પો-

તાના મનની અસાવધાનતાથી અપાયલી જુઠી સાક્ષીને માટે ૧૦૦ પણ નો દંડ કરવો જોઇએ. ૧૨૧

एतानाहुः कौटसाक्ष्ये प्रोक्तान्दण्डा न्मनीषिभि धर्मस्याव्यभिचारार्थमधर्मनियमाय च ॥२२॥

સત્યરૂપી ધર્મનો લોપ ન થાય તેટલા માટે અને અસત્યરૂપી અધર્મને નિવારવાને માટે–દૂર કરવાને માટે જે માણુસો સાક્ષી આપતાં અસત્ય ભાષણ કરે છે તેમને માટે પુર્વે મહા પુરૂષોએ જે જે શીક્ષા અને દંડ નક્કી કરેલા છે તે સર્વ મહા મુની મનુરૂષિ કહે છે કે હે! મુનીશ્વરો હું આપ સર્વને કહું છું તે સાંભળો, ૧૨૨

कौटसाक्ष्यं तु कुर्वाणांस्त्रीन्वर्णान्धार्मिको नृपः॥ प्रवासयेद्दण्डयित्वा ब्राह्मणं तु विवासयेत् ॥ ॥ २३ ॥

જુઠી સાક્ષી આપતા ક્ષત્રીય, વૈશ્ય અને શુદ્ર સાક્ષીઓનો તો ઉપર પ્રમાણે દંડ લીધા પછી ધર્માત્મા રાજાએ દેશનિકાલ કરવો જોઇએ પણુ જો બ્રાહ્મણ સાક્ષી અસત્ય બોલે તો તેને તો માત્ર દેશ નિકાલનીજ શિક્ષા કરવી પણુ દંડ લેવો નહી. ૧૨૩

दशस्थानानि दंडस्य मनुः स्वा यंभुवोऽब्रवीत्॥ त्रिषु वर्णेषु यानि स्युरक्षतो ब्राह्मणो व्रजेत् ॥ २४ ॥

હિરણ્ય ગર્ભ મનુએ દંડને માટેનાં દસ સ્થાન કહેલાં છે પણુ તે સઘળાં ક્ષત્રીય, વૈશ્ય અને શુદ્ર એ ત્રણુ વર્ણનેજ લાગુ પડે છે બ્રાહ્મણે તો ગમે તેવો મોટો અપરાધ કરેલો હોય છતાં તેને રાજાએ એવી શિક્ષા કરવી કે જેથી તેના શરીરને કાંઈપણુ ઇજા થાય નહી અર્થાત્ ગમે તેવો ગંભિર અન્યાય બ્રાહ્મણે કર્યો હોય છતાં તેને દેહાંત દંડની શિક્ષા ધર્માત્મા રાજાએ કરવી નહી. ૧૨૪

उपस्थमुदरं जिह्वा हस्तौ पादौ च पञ्चमम् ॥ चक्षुर्नासा च कर्णौ च धनं देहस्तथैव च॥२५॥

મહા મુની મનુએ નક્કી કરેલાં દંડનાં દશ સ્થાનને નિચે પ્રમાણે સમજવાં ૧ ઉપસ્થ, ૨ ઉદર, ૩ જીભ, ૪ બે હાથ, ૫ બે પગ, ૬ બે આંખો, ૭ નાક, ૮ બે કાન, ૯ ધન અને ૧૦ ધન અથવા જાન માલના નુકશાનના દાવામાં તો આખા શરીરની અર્થાત્ દેહાંત દંડની શિક્ષા કરવી જોઇએ. ૧૨૫

अनुबन्धं परिज्ञाय देशकालौ च तत्त्वतः ॥ सारापराधौ चालोक्य दण्डं दण्डयेषु पातयेत् ॥ २६ ॥

વારંવાર એનો એ અપરાધ કરનાર અપરાધિનો અપરાધ કરવાનું સ્થાન અર્થાત્ ગામમાં કે જંગલમાં અપરાધ કર્યો હતો તેમજ તેનો સમય દિવસે વા રાત્રે અપરાધ કર્યો હતો કે અપરાધ નજીવો કે ગંભીર છે તે સઘળાનો વિચાર કરીને તેમાંથી સાર કાઢીને તેમજ અપરાધનો દંડ ખમવાની શક્તીનો બરાબર વિચાર કરીને ન્યાયાધિશે દંડ ફરમાવવો. ૧૨૬

अधर्मदंडनं लोके यशोघ्नं कीर्तिनाशनम् ॥ अस्वर्ग्यं च परत्रापि तस्मात्तत्परिवर्जयेत् ॥ ॥ २७ ॥

કારણુ કે ઉપર પ્રમાણેની તપાસ કર્યા વિના દંડ કરનાર રાજાની આ લોકમાં ખ્યાતિ અર્થાત્ કિર્તીનો નાશ થાય છે અને

મૃત્યુ પછી આં લોકમાં પરલોક મેળવવાને માટે તેનાં કિધેલાં પુણ્ય કર્મને નાશ થાય છે તેથી તેને સ્વર્ગ મળતું નથી અર્થાત્ તેનો મોક્ષ થતો નથી તેટલા માટે ન્યાયાધિશે ન્યાય આપતાં પૂર્ણ બિચાર કરવો જોઇએ. ૧૨૭

अदण्डयान्दण्डयन्राजा दण्ड्यां श्चैवाप्यदण्डयन्
अयशो गहदाप्नो ति नरकं चैव गच्छति॥२८॥

જે માણુસને દંડ કરવા જેવો હોતો નથી તેવા માણુસને ધનાદિકના લોભથી અન્યાયપણે જે રાજા દંડ કરે છે ને તેમજ જે અપરાધ હોય છે તેનો દંડ નથી કરતો તેવો રાજા ઘણી અપકિર્તીને પામે છે અને મૃત્યુ પછી નર્કમાં પડે છે. ૧૨૮

वाग्दण्डं प्रथमं कुर्याद्धिग्दण्डं तदनन्तरम् ॥
तृतीयं धनदण्डं तु वधदण्डमतः परम् ॥२९॥

પ્હેલવેલોજ જેણે અપરાધ કર્યો હોય તેવા અપરાધિને રાજાએ ન્યાયાધિશે वाग्दंड કરવો અર્થાત્ તેને તમે ઠીક કર્યું નહી હવે આ પ્રમાણે કરતા નહી તે પ્રમાણે શિખામણ આપીને વિદાય કરવો પણ તેવી શિખામણ આપ્યા છતાં પણ તેનો અપરાધ કરતો અટકે નહી તો પછી તેનો તિરસ્કાર કરવો અર્થાત્ તેને કઠોર વચન કહીને કાઢી મુકવો તેમ છતાં પણ તે ગુન્હા કરતોજ રહે તો પછી તેનો દ્રવ્યથી દંડ કરવો અને તેમ કર્યા છતાં પણ તેને શિક્ષા ન વળે તો પછી તેના શરીરને પીડા કરવી તેના અવયવોમાં છેદ કરવા વિગેરેની શિક્ષાએ કરવી પણ તેનો જીવ લેવો નહી. ૧૨૯

वधेनापि यदा त्वेतान्निग्रहीतुं न शक्नुयात् ॥
तदैषु सर्वमप्येतत्प्रयुञ्जीत चतुष्टयम् ॥१३०॥

આ પ્રમાણેના અંગચ્છેદન દંડથી પણ અપરાધિ ન માને અને પાછો અપરાધ કરે તો પછી રાજાએ–ન્યાયાધિશે ઉપર જણાવીને ચારે દંડ કરવાની શિક્ષા કરવાની રીતેનો સખતાઇથી ઉપયોગ કરવો. ૧૩૦

लोकसंव्यवहारार्थं याः संज्ञाः प्रथिता भुवि॥
ताम्ररूप्यसुवर्णानां ताः प्रवक्ष्याम्यशेषतः ॥
॥ ३१ ॥

હવે હે શ્રોતાઓ આપને સર્વને ધાતુઓને માટેનાં જે વેચવાના સંબંધનાં વજન છે તેમનાં પ્રમાણને કહીશ એટલે ત્રાંબા, સોના રૂપાને માટે શાં શાં વજન છે અને તેમનાં પ્રમાણ શાં છે તે કહું છું. ૧૩૧

जालान्तरगते भानौ यत्सूक्ष्मं दृश्यते रजः ॥
प्रथमं तत्प्रमाणानां त्रसरेणु प्रचक्षते ॥ ३२ ॥

ઘરનાં ઝરૂખાં અર્થાત્ જાળીયાના બાકામાંથી આવતા સૂર્યના કિરણના અજવાળામાં ઉડતાં રજકણો જે આપણી નજરે પડે છે તેવા રજકણને ઝીણામાં ઝીણું વજન પ્રમાણ સમજવું અર્થાત્ તેના વિશેષ ભાગ કરી શકાય તેમ હોતું નથી આવા રેણુના રજકણને त्रसरेणु અથવા म्यसरेणु એવી સંજ્ઞા આપવામાં આવી છે. ૧૩૨

त्रसरेणवोऽष्टौ विज्ञेया लिक्षैका परिमाणतः॥
ता राजसर्षपस्तिस्रस्ते त्रयो गौरसर्षपः॥३३॥

આવા જ્યારે આઠ त्रसरेणु જેટલો ભાર થાય ત્યારે તેવા બનેલા વજનનો એક લિક્ષ થાય છે અર્થાત્ એક ખસખસના દાણા જેટલું વજન પ્રમાણ થાય છે અને જ્યારે એવડા એવડા ત્રણ ખસખસના દાણા જેટલું થાય ત્યારે તે વજન એક राजसरसव જેટલું

થાય છે એટલે એક કાળા સરસવ જેટલું વજનમાં થાય છે અને જ્યારે તેવા ત્રણ રાજસરસવ જેટલું થાય છે ત્યારે એક ધોળા સરસવ गौरसरसव જેટલું થાય છે. ૧૩૩

सर्षपाः षयवो मध्यस्त्रियवं त्वेककृष्णलम्॥
पञ्चकृष्णलको माषस्ते सुवर्णस्तु षोडश ॥
॥ ३४ ॥

એવા જ્યારે છ ગૌરસરસવ જેટલો ભાર થાય છે ત્યારે બહુ ન્હાનો એ નહી તેમ મહોટો એ નહી તેવો જવ થાય છે અર્થાત્ તેટલા પ્રમાણને जव કહેવાય છે અને તેવા ત્રણ જવના બનેલા વજનને रत्ति કહેવાય છે અને એવી સુવર્ણની પાંચ રતી થાય ત્યારે તેનું વજન એક मासा બરાબર થાય છે અને તેવા સોળ માસા એકઠા થાય ત્યારે તેમના વજનનું પ્રમાણ સુવર્ણ થાય છે. ૧૩૪

पलं सुवर्णाश्चत्वारः पलानि धरणं दश ॥
द्वे कृष्णले समघृते विज्ञेयो रौप्यमाषकः॥३५॥

એવા ચાર સુવર્ણનો એક पल થાય છે અને દશ પળનો એક धरण થાય છે અને તેજ પ્રમાણે બે રતીને એક કાંટામાં જો બરાબર તોલવામાં આવે તો તેમનું વજનને ચાંદિના એક पासकमापक બરાબર થાય છે. ૧૩૫

ते षोडश स्याद्धरणंपुराणश्चैव राजतम् ॥
कार्षापणस्तु विज्ञयस्ताम्रिकः कार्षिकः पणः
॥ ३६ ॥

આવા ચાંદિ સોલ માષક થાય છે ત્યારે તેનો ચાંદિનો એક धरण અથવા पुराण થાય છે પણ તાંબાના કર્ષ અથા એંસી રતીઓના સંગ્રહનો તો એક पण कार्षापण થાયછે. ૧૩૬

धरणानि दश ज्ञेयः शतमानस्तु राजतः ॥
चतुःसौवर्णिको निष्को विज्ञेयस्तु प्रमाणतः ॥
॥ ३७ ॥

ચાંદિના દશ ધરણ મલીને એક शतमान થાય છે અને તેજ પ્રમાણેના સુ[illegible]ના ચાર सुवर्ण મલવાથી એક निष्क થાય છે અર્થાત્ સોનામોર થાય છે. ૧૩૭

पणानां द्वे शते सार्धे प्रथमःसाहसः स्मृतः ॥
मध्यमः पञ्च विज्ञेयः सहस्रं त्वेव चोत्तमः ॥
॥ ३८ ॥

મન્વાદિક મહર્ષિયોએ ન્હાનામાં ન્હાનો ગુન્હાને માટે ઓછામા ઓછો દંડ ૨૫૦ અઢીસો પણ નો કહેલો છે, સાધારણ ગુન્હાને માટેનો જે સાધારણ દંડ તે ૫૦૦ પાંચસો પણ નો અને જ્યારે ગુન્હો ગંભીર હોય તો તેના પ્રમાણમાં લેવાનો દંડ ૧૦૦૦ એક હજાર પણ ઘટે છે. ૧૩૮

ऋणेदे ये प्रतिज्ञाते पञ्चकं शतमर्हति ॥
अपह्नवे तद्विगुणं तन्मनोरनुशासनम् ॥३९॥

મહા ! મુનીમનુએ કહેલું છે કે જ્યારે દેવાદાર દાવો થયા પછી દેવું કબુલ કરે છે ત્યારે તેને લ્હેણદારનું દેવું પણ આપવું પડે છે અને તે ઉપરાંત ન્યાયાધિશને રાજાને દેવાની રકમના દર સેંકડે પાંચ ટકા આપવા પડે છે અને જ્યારે દેવાદાર પ્રથમથીજ પોતાનું દેવું ના કબુલ કરે છે અને તેથી તેના ઉપર કામ ચાલે છે અને પુરાવા લેવામાં આવે છે ત્યારે જો તે પોતાનું દેવું કબુલ કરે છે તો દેવાદારને લેણદારને પોતાનું દેવું ચુકવતાં રાજાને દશ ટકા દંડ આપવો પડે છે. ૧૩૯

वसिष्ठविहितां वृद्धिं सृजेद्वित्तविवर्धिनीम् ॥
अशीतिभागं गृह्णीयान्मासाद्वार्धुषिकः शते ॥
॥ १४० ॥

વસિષ્ઠરૂષિના નિયમ પ્રમાણે નાણાંની ધીરધાર કરનાર વ્યાપારીયે પોતાની થાપણની વૃદ્ધિ કરવાને માટે ધીરેલાં નાણાં ઉપર વ્યાજ લેવું પણ તે દર સો રૂપીયે તેનો ૮૦ માં ભાગ લેવો અર્થાત્ સવા ટકો વ્યાજ દર માસે લેવું. ૧૪૦

द्विकं शतं वा गृह्णीयात्सतां धर्ममनुस्मरन् ॥
द्विकं शतं हि गृह्णानो न भवत्यर्थकिल्बिषी ॥
॥ ४१ ॥

ઉપર પ્રમાણેનો સવા ટકાને પ્રતિ માસનો વ્યાજનો દર જ્યારે નાણાં ઉછીતાં લેનાર ધીરનારને ત્યાં કાંઇ મુકી નાણાં ઉપાડતો હોય ત્યારને માટે છે પણ જ્યારે કાંઇ પણ મુકયા વિના નાણાં ધીર્યા હોય ત્યારે તો સારો માણસ જે પોતાના ધર્મને બરાબર સમજતો હોય તેણે દર સેંકડે બે ટકા જેટલું દર મહીને વ્યાજ લેવું કારણ કે તે પ્રમાણેના દરથી પોતાની થાપણની વૃદ્ધિ કરનારને કાંઇ પણ દોષ લાગતો નથી.૧૪૧

द्विकं त्रिकं चतुष्कं च पञ्चकं च शतं समम्॥
मासस्य वृद्धिं गृह्णीयाद्वर्णानामनुपूर्वशः॥४२॥

યાજ્ઞવલ્કયનું કહેવું એ પ્રમાણે છે કે નાણાં ધીરનારે પોતાનાં નાણાંના જોખમ ઉપર તેમજ નાણાં ઉપાડનારની વર્ણનો વિચાર કર્યા પછી તેની પાસેથી શા પ્રમાણે વ્યાજ લેવું તેનો નિશ્ચય કરવો. " अशीति भागो वृद्धिः स्यान्मासि मासि सबंधके ! જ્યારે ઉપાડનારે નાણાં ધીરનારને ત્યાં ઉપાડવાનાં નાણાંના જેટલા અથવા તેથી વધારે થાય તેટલા અવેજની કાંઇ વસ્તુ મુકી હોય ત્યારે તો નાણાં ધીરનારે તેની પાસેથી એંશીમા ભાગ પ્રમાણે દરમાસે વ્યાજ લેવું અર્થાત્ સવા ટકો લેવું પણ જ્યારે તેનાથી અન્યથા અર્થાત્ કાંઈ પણ મુકયા વિના નાણાં ઉપાડયાં હોય ત્યારે તો वर्ण क्रमाच्छतं द्वित्रिचतुः पंचक मन्यथा ॥ બ્રાહ્મણ હોય તેની પાસેથી દરમાસે બે ટકા પ્રમાણે વ્યાજ લેવું, ક્ષત્રી હોય તો ત્રણ ટકા લેવું, વૈશ્ય હોય તો ચાર ટકા જેટલું વ્યાજ લેવું અને શુદ્ર હોય તો તેની પાસેથી પાંચ ટકા લેવું પણ વર્ણ પ્રમાણે વ્યાજ લેવાના આ જે નિયમો કહ્યા તેથી વધારે તો નજ લેવું. ૧૪૨

न त्वेवाधौ सोपकारे कौसीदीं वृद्धिमाप्नुयात्॥
नचा धेः कालसंरोधान्निसर्गोऽस्ति न वि-
क्रयः ॥ ४३ ॥

પણ જો નાણાં ઉપાડનાર માણસે ધીરનારની પાસે એવું કાંઇ મુકી ગયો હોય કે જેમાંથી તેને સારો ફાયદો થતો હોય તો તેનાથી ઉપાડનારની પાસેથી વ્યાજ ન લઈ શકાય તેમજ તેવી ચીજ તેને ત્યાં ઘણા લાંબા વખત સુધી રહ્યા પછી તે કોઇને આપી અથવા વેચી પણ ન શકાય. ૧૪૩

न भोक्तव्यो बलादाधिर्भुञ्जानो वृद्धिमुत्सृजेत्।
मूल्येन तोषयेच्चै नमाधिस्ते नोऽन्यथा भवेत्
॥ ४४ ॥

જે વસ્તુ સાનમાં નાણાં ઉપાડનાર મુકી ગયો હોય તે ફક્ત નાણાં ધીરનારને પોતાની થાપણનો ભરોંસો રહે તેટલાજ માટે નાણાં ઉપાડનાર મુકી ગયો હોય અને જેનાં

ઉપયોગ કરતાં બગાડ થાય એમ હોય અર્થાત્ જો નાણું ઉપાડનાર સાનમાં મુલ્યવાન વસ્ત્રો વા ઘરેણાં વિગેરે મુકી ગયો હોય અને જે નાણું ધીરનાર પોતાના ઉપયોગમાં લે છે તો બગડશે એવો સંભવ રહે છે તેવાંનો નાણાં ધિરનારે–ઉપાડનારની મરજી વિરૂદ્ધ ઉપયોગ કરવો નહી અને કદાચ કર્યો હોય તો તેને બરાબર હોય તેવું કરીને આપવું અને તેમાંથી જો ફાટી તુટી અથવા ભાગ્યાથી નુકશાન થયું હોય તો તેની અસલ કિંમત આપીને તેના માલીકને સંતોષવો અને જો વસ્તુનો ઉપયોગ કરવાથી બગાડ થાય એમ હોતું નથી અર્થાત્ જો નાણાં ઉપાડનાર ધીરનારને ત્યાં પોતાનું કોઇ જનાવર ગાય, ઘોડો વિગેરે મુકી જાય છે તો ધીરનારે તેનો ઉપયોગ લેવો પણ તેમ કરતાં પોતાને થતા ફાયદાઓનો વિચાર કરીને તેની ધીરેલી રકમ ઉપર વ્યાજ લેવું નહી. પણ જે ઉપરના બે પ્રકાર બતાવ્યા તેનાથી વિરૂદ્ધ વર્તન કરીને નાણાં ધીરનાર નહી કરવા જેવી વસ્તુનો ઉપયોગ કર્યા પછી તે દુરસ્ત કરાવીને અથવા તો તેનું મુલ્ય આપીને તેમજ ઉપયોગ કરવા લાયક વસ્તુઓનો ઉપયોગ કરીને વ્યાજ નહી લેવાને બદલે વ્યાજ લે છે તેવાં નાણાં ધીરનાર માણુસ સાનમાં મુકેલી ચીજની ચોરી કરે છે અર્થાત્ તેને તે ચીજ ચોર્યા બરાબર ગુન્હેગાર સમજવો. ૧૪૪

आधिश्चोपनिधिश्चोभौ न कालात्ययमर्हतः ॥
अवहार्यौ भवेतां तौ दीर्घकालमवस्थितौ॥४५॥

પોતાના દેવાની સાનમાં મુકેલી દેવાદારની ચીજ અથવા મૈત્રીના હકમાં મુકવામાં આવેલી માલ મીલકત અમુક વખત માટે મુકવામાં આવી હોય પરંતું જો તે કાલ વ્યતિત થઇ જાયતો કોઇ તેના અસલ માલીકમે નથી મલી શક્તી એમ નથી કારણ કે ગમે તે સમયે માલીકનો તેના ઉપર હક હોવાથી તે તેને પાછી મળી શકેછે.૧૪૫

संप्रीत्याभुज्यमानानि न नश्यन्ति कदाचन॥
धेनुरुष्ट्रो वहन्नश्वो यश्च दम्यःप्रयुज्यते॥४६॥

દુધ આપે તેવી ગાય, ઘોડો, ઉંટ, તથા બળદ વિગેરે પ્રાણીઓનો મૈત્રીના હકમાં કોઇને થોડા સમયને માટે ઉપયોગને માટે અથવા તો તેને ત્યાં મોટાં થાય ત્યાં સુધી રાખવાને માટે આપવામાં આવ્યાં હોય છે તો ઘણો કાળ થઇ જાય છે તો પણ તેમનો અસલ માલીક તેની મરજી પ્રમાણે પાછાં મેળવી શકે છે. ૧૪૬

यत्किञ्चिद्दश वर्षाणि सन्निधौ प्रेक्षते धनी ॥
भुज्यमानं परैस्तूष्णीं न स तल्लब्धुमर्हति॥४७॥

પરંતુ પોતાની કોઇ પણ પ્રકારની માલ મીલકત વા પશુ જો,કોઈ બીજો માણુસ દશ વર્ષ સુધી ઉપયોગમાં લેછે અને તેનો અસલ માલીક જીવતો હોય છે છતાં પાછી માગતો નથી તેમ કાંઇ સરતો પણ કરતો નથી તેવા માણુસને તેટલાં વર્ષ થયા પછી તેમાંથી કાંઈ પાછું લેવાનો હક રહેતો નથી . ૧૪૭

अजडश्चेदपौगण्डो विषये चास्य भुज्यते ॥
भग्नं तद्व्यवहारेण भोक्ता तद्द्रव्यमर्हति ॥४८॥

જો કોઈ પણ માણુસના સરસામાન વા પશુ પક્ષીનો અન્ય કોઇ માણુસ ઉપયોગ કરતો હોય અને જો તેનો માલીક અસ્વસ્થચિતનો અર્થાત્ વિકલ વા ગાંડો તેમજ

કાચી ઉમરનો એટલે સોલ વર્ષથી નાની ઉમરનો હોય તો તેની માલ મીલકતનો જે માણસ ઉપયોગ કરતો હોય છે તેનો તે અર્વના ઉપર માલકીનો હક ગણાય છે.૧૪૮

**आधिःसीमा बालधनं निक्षेपोपनिधिःस्त्रियः॥ राजस्वं श्रोत्रियस्वं च न भोगेन प्रणश्यति ॥ ४९ ॥**

ગીરો મુકેલી વસ્તુ, સીમા અથવા બે ગામની વચ્ચેની સરહદનો સામાડો, બાળકનું-નાની-કાચી ઉમરવાળાનું ધન, ખુલ્લે ખુલી રીતે બનાવીને અર્થાત્ ગણાવ્યા અગર વજન કર્યાવિના અથવા કોઇ પણ જાતના બદોબસ્ત કરીને અનામત રાખવાને આપેલું ધન સ્ત્રી-ધન દાશીઓ તેમજ રાજાનું અને વેદજ્ઞ બ્રાહ્મણનું દ્રવ્ય એટલાનો હક બીજાના ભોગવટાથી પછી તે દશ વર્ષનો હોય કે વધારે હોય તો પણ નષ્ટ થતો નથી અર્થાત્ અસલ ધણી માલીકનો હક તેમના ઉપર કાયમજ ગણાય છે. ૧૪૯

**यः स्वामिनाऽननुज्ञातमाधिं भुङ्क्तेविचक्षणः। तेनार्धवृद्धिर्मोक्तव्या तस्य भोगस्य निष्कृतिः ॥ १५० ॥**

જે માણસ સાનમાં મેળવેલી વસ્તુનો નાણું ઉપાડીને વસ્તુ ગીરો મુકનાર ધણીની રજા સિવાય ગીરો મુકેલી વસ્તુનો ઉપયોગ કરે છે તેણે પોતાના કરેલા પાપથી મુક્ત થવાને માટે વ્યાજનો અડધભાગ છોડી દેવો જોઇએ અને જે સાનમાં વસ્તુ રાખનાર માણસ બલાત્કારે ઉપયોગ કરે છે તેણે તદન વ્યાજજ લેવું જોઇએ નહી. ૧૫૦

**कुसीदवृद्धिर्द्वैगुण्यं नात्ये ति सकृदाहृता ॥ धान्ये सदे लवे वाह्ये नातिक्रामति पञ्चताम् ॥ ५१ ॥**

નાણા ઉપાડનાર જો પોતાના દેવા ઉપર સામટું વ્યાજ આપવા માગતો હોય તો ધીરનારે પોતાના મુદ્દલ કરતાં બમણું વ્યાજ લેવું નહી અને જો અન્નાજ, ફળ ફળાદિક અથવા તો ઉન, વાળ તેમજ પશુને માટે વ્યાજે રકમ લીધેલી હોય અને તેને માટે સામટુ વ્યાજ આપવાને આવે તો મુળ રકમ કરતાં પાંચગણું લેવું પણ તેથી વધારે ન લેવું. ૧૫૧

**कृतानुसारादधिका व्यतिरिक्ता न सिद्ध्यति॥ कुसीदपथमाहुस्तं पञ्चकं शतमर्हति ॥५२॥**

શાસ્ત્રના નિયમ વિરૂદ્ધ અર્થાત્ વર્ણના ક્રમ પ્રમાણેનું બ્રાહ્મણને માટે લે, ક્ષત્રીને માટે ત્રણ વૈશ્યને માટે ચાર અને શુદ્રને માટે પાંચ ટકા પ્રમાણેનું દર મહીને વધારેમાં વધારે વ્યાજ લેવાના જે નિયમો મનુએ કરેલા છે તેથી પણ જે માણસ પોતાના દ્રવ્ય ઉપર વધારે દર લેછે તેને શાસ્ત્રના ધર્મ વિરૂદ્ધ વ્યાજ લેનાર જાણવો કારણ કે શાસ્ત્રની વધારેમાં વધારેની પાંચ ટકાની મર્યાદાને તે ઉલંઘે છે.

**नातिसांवत्सरीं वृद्धिं न चादृष्टां पुनर्हरेत् ॥ चक्रवृद्धिः कालवृद्धिः कारिता कायिका च या ॥ ५३ ॥**

જે માણસે અમુક મુદતને માટે નાણાં ધીર્યા હોય તેણે એક, બે અથવા ત્રણ માસની મુદત કરી હોય તો તે પ્રમાણે હફતે હફતે દેવાદાર પાસેથી તેનો હિસાબ કરીને

પૈસા લેવા ( વ્યાજના પૈસા લેવા ) પણ તે પ્રમાણે એક વર્ષ સુધી લેવું વર્ષ વિત્યા બાદ તેમ કરવું નહી તેમજ શાસ્ત્રની મર્યાદા પ્રમાણેનોજ વ્યાજનો દર લેવો, વળી જો વ્યાજનો હફતો દેવાદાર ન આપી શકે તો પાછો બીજો હફતો આવે ત્યારે પહેલા હફતાને મુદલમાં ઉમેરીને વ્યાજ ગણીને હિસાબ કરવો નહી અર્થાત ચક્રવૃદ્ધિ વ્યાજ લેવું નહી, પ્રતિમાસે વ્યાજ લેવું પણ તેમાં બે બે મહીનાનું અથવા તો તેવી પ્રપંચી રીતે વ્યાજ ગણીને લેવું નહી કે જેથી સમય જતાં વ્યાજ મુદ્દલ કરતાં પણ વધી પડે, હીસાબ કર્યા પછી દેવાદારની સ્થિતિ જો વ્યાજ આપી શકે તેવી ન હોય તો તેના પાસેથી જોર જુલમ કરીને વ્યાજના પૈસા કઢાવવા નહી, પોતાની પાસે ચીજ ગીરો મુકી હોય અને પૈસા ઉપાડયા હોય તેવા દેવાદારના હફતાનો હિસાબ કરતી વખતે ન્યાયી વ્યાજ લેનારે જો ગીરો મુકેલી ચીજથી તેને વધારે ફાયદો થયો હોય તો પોતાના વ્યાજના જેટલું બાદ કરવું અને જે શેષ રહે તે આવતા હફતાને પેટે જમા કરવું અને જો વ્યાજના હફતા કરતાં થોડું ઉપજ્યું હોય તો વ્યાજને માટેનો બાકી રહેલો શેષ દેવાદાર પાસેથી લેવો પણ અન્યાય વર્તન કરીને વ્યાજ તેમજ સાનમાં મુકેલી ચીજથી મળેલો લાભ બન્ને પોતે રાખવાં નહી. ૧૫૩

**ऋणं दातुमशक्तो यः कर्तुमिच्छेत्पुनः क्रियाम्॥**
**स दत्वा निर्जितां वृद्धिं करणं परिवर्तयेत्॥९४॥**

દેવાદાર નાણાં પાછાં આપવાની મુદત થયા પછી જો પોતાનું દેવું આપવાને માટે અસમર્થ હોય અને તેથી તે પોતાનો દેવાનો લેખ તાજો કરવાને ફરીથી ખાતું પાડી આપવાને માટે રાજી હોય અને તે જો લહેણદારને રૂચતું હોય તો તેણે પોતાનું વ્યાજ વિગેરે મુદત પુરી થાય ત્યાં સુધી ગણીને આપી દેવું અને ત્યાર પછી નવે ખાતેથી તેનો હીસાબ ઉઘાડવો. ૧૫૪

**अदर्शयित्वा तत्रैव हिरण्यं परिवर्तयेत् ॥**
**यावती संभवेद्वृद्धिस्तावतीं दातुमर्हति ॥९९॥**

પણ જો કાંઇ દૈવગતીથી તેની સ્થિતી એવી ખરાબ થઈ ગઇ હોય કે વ્યાજ સરખું પણ આપવાની તેનામાં શક્તી ન હોય ત્યારે તો તેનો હિસાબ કરીને વ્યાજ પણ થાપણમાં ઉમેરીને નવો હિસાબ ઉઘાડવો અને તે પ્રમાણેની થયેલી રકમનું ખાતું પડાવી લેવું. ૧૫૫

**चक्रवृद्धिं समारूढो देशकालव्यवस्थितः ॥**
**अतिक्रामन्देशकालौ न तत्फलमवाप्नुयात्॥**
**॥ ९६ ॥**

જે નાણાં ધીરનાર ગાડાં વિગેરેથી અમુક સ્થળે ઠરાવેલા વખતે વ્યાપારનો માલ સહી સલામતીથી પોંચાડવાનું વચન આપીને નાણાં ધીરે છે તેવા માણસને દૈવયોગે કાંઇ પણ પ્રકારની રસ્તામાં અડચણો આવી પડવાથી અથવા તો એવાંજ બીજા કારણોથી તે પોતાનુ વચન પાળી શકતો નથી–ઠરાવેલા વખતે નક્કી કરેલા સ્થળે માલ પહોંચાડી શકતો નથી તો તેનાં ધીરેલાં નાણાંનું ફલ–વ્યાજ તેને મળતું નથી. ૧૫૬

समुद्रयानकुशला देशकालार्थदर्शिनः ॥
स्थापयन्ति तु यां वृद्धिं सा तत्राधिगमं प्रति ॥ ९७ ॥

જળ અથવા જમીન માર્ગે વ્યાપાર ચલાવવામાં કુશળ માણુસો તેવા વ્યાપારમાં અમુક માલ અમુક સ્થળે અમુક મુદતમાં પ્હોંચાડવાને માટે જે દર પોતાના સ્વાનુભવ ઉપરથી ઠરાવે તે કાયદા પ્રમાણે વ્યાજબી ગણાય છે. ૧૫૭.

यो यस्य प्रतिभूस्तिष्ठेद्दर्शनायेह मानवः ॥
अदर्शयन्स तं तस्य प्रयच्छेत्स्वधनादृणम् ॥९८॥

જે માણુસ દેવાદારનો સંબંધી અથવા જો ઓળખાણુ પીછાણુનો હોઇને તેના દેવાના ચુકવવા વખતે તે અસમર્થ હોવાથી તેનો જામીન થાય છે અને લ્હેણુદારને દેવાદાર મેળવી આપવાને માટે વચન આપે છે તેવો માણુસ જો દેવાદારને લ્હેણુદારની રૂબરૂ કરીને દેવું અપાવી શકે નહીં તો તેને પોતાના દ્રવ્યમાંથી લ્હેણુદારને દેવાદારનું કરજ આપવું પડે છે. ૧૫૮

प्रातिभाव्यं वृथादानमाक्षिकं सौरिकं च यत् ॥
दण्डशुल्कावशेषं च न पुत्रो दातुमर्हति ॥९९॥

જામીન થઇને લેણુદાર આગળ દેવાદારને ન હાજર કરી શકવાથી જામીનને આપવા પડતા દેવાદારના દેવાને, ગવૈયા, ભાટ ચારણો તથા મશ્કરા માણુસોની સાથે વાતચીતમાં અસ્વસ્થ રિતે કોઇપણુ રકમ આપવા કહેવામાં આવી જાય તે, પાનાં પૈસા વિગેરેના તેમજ પાસાથી જુગાર રમતાં જે રકમ આપવાની દેવે થઇ હોય તે, તેમજ દારૂના વ્યસનીએ હમેશના પોતાના વ્યવહારમાં કરેલા દેવાને અને દંડ થયો હોય અને તેનો કેટલોક ભાગ ભરવાનો બાકી રહ્યો હોય તે પિતાના (તે પ્રમાણેના દેવાના કરનાર) ના મરણુ પછી પુત્રને આપવો પડતો નથી. ૧૫૯

दर्शनप्रातिभाव्ये तु विधिः स्यात्पूर्वचोदितः ॥
दानप्रतिभुवि प्रेते दायादानपि दापयेत् ॥ ॥ १६० ॥

ઉપર પ્રમાણે જ્યારે અમુક માણુસ દેવાદારને રૂબરૂ કરવાને માટેજ જામીન થયો હોય ત્યારેજ લાગુ પડે છે પણુ જો તેના દેવાને આપવાને માટે જામીન થાય તો તો દેવાદાર ન આપે તો તેને આપવું પડે છે અને જો તેટલામાં જામીન થનાર મરણુ પામે છે તો ન્યાયાધિશ–કોર્ટ તેના વારસો પાસેથી પણુ તે નાણું કાયદેસર વસુલ કરીને લ્હેણુદારને આપી શકે છે. ૧૬૦

अदातरि पुनर्दाता विज्ञातप्रकृतावृणम् ॥
पश्चात्प्रतिभुवि प्रेते परीप्सेत्केन हेतुना ॥६१॥

દેવાદાર પાસેથી લ્હેણુદારને દેવું અપાવવાને માટે થયેલા જામીનના મરણુ પછી તેમજ તેવા દેવાદારને લ્હેણુદાર પાસે લાવવાને માટે વચન આપનાર જામીનના મરણુ પછી લ્હેણુદાર ધીરેલા પૈસા કેવી રીતે અને કોની પાસેથી મેળવી શકે? ૧૬૧

निरादिष्टधनश्चेत्तु प्रतिभूः स्यादलं धनः ॥
स्वधनादेव तद्दद्यान्निरादिष्ट इति स्थितिः ॥ ॥ ६२ ॥

જામીનને જો તે જેને માટે જામીન થયો હોય તેની પાસેથી તેના દેવાદારના

મરણ પછી કાંઇ પણ એટલો અવેજ મળ્યો હોય કે જેમાંથી તે તેનું દેવું પતાવી શકે તો તેણે તેમ કરવું પણ જો જામીન પણ મરણ પામે છે અને તેને કરજના પેટે કરજદાર પાસેથી મળેલો માલ તેના કરજદારના પુત્રને વારસામાં મળે છે તો તે કરજદારના પુત્રે પોતાના પિતાનું દેવું પતાવવું જોઇએ. ૧૯૨

मत्तोन्मत्तार्ताध्यधीनैर्बालेन स्थविरेण वा ॥
असंबद्धकृतश्चैव व्यवहारो न सिद्ध्यति ।९३।

મદ્યની કેફમાં ચકચુર થઇ ગયેલા વિહ્વલ માણસે, શરીરનું જેને ભાન નથી અર્થાત્ અસ્થિર મનવાળાએ, રોગથી પિડા પામીને અતિશય કંટાળી ગયેલા માણસે, બાળકે, વૃદ્ધ માણસે, અથવા તો જેને માથે વડીલ હોય અને પોતે કાચી ઉમરનો હોવાથી જેને હજી કાંઇ પણ કાયદેસર કામ કરવાની સત્તા ન હોય તેવા માણસો દેવા લ્હેણા સંબંધે જે વ્યવહાર કરે છે તે સઘળા ગેર કાયદેસર ગણાય છે. ૧૯૩

सत्या न भाषा भवति यद्यपि स्यात्प्रतिष्ठिता॥
बहिश्चे द्भाष्यते धर्मान्नियताद्व्यावहारिकात्॥
॥ ९४ ॥

કોઇ પણ બાબત કરવાને યોગ્ય છે એમ સમજવાને માટે ઘણા પુરાવા હોય પરંતુ જો તે ધર્મશાસ્ત્ર વિરૂદ્ધ હોય અને દેશના તેમજ વંશપરંપરાથી ચાલતા આવતા સદ્વર્તનથી વિરૂદ્ધ હોય તો તે ગમે તેવી બ્હારથી સારી જણાય તોપણ તેનો ત્યાગ કરવો જોઇએ. ૧૯૪

योगाधमनविक्रीतं योगदानप्रतिग्रहम् ॥
यत्र वाप्युपधिं पश्येत्त त्सर्वं विनिवर्तयेत् ॥
॥ ९५ ॥

લ્હેણા દેવા તેમજ સાન ગીરોના દાવામાં જો ન્યાયાધિશને એમ જણાય કે દેવાદારે પ્રપંચથી નાણાં ઉછીનાં લીધાં છે અને તેજ પ્રમાણે ધીરનારે પણ પોતાના છળમાંજ ધીર્યાં છે અથવા સાનમાં અથવા ગીરો મુકનાર માણસે અમુક વસ્તુ ખોટા વિચારથીજ ગીરો મુકી છે અને રાખનારે પણ તેના ગેર ઉપયોગથીજ તે રાખી છે તો તેવા દાવાને તરતજ કાઢી નાંખવો. ૧૯૫

ग्रहीता यदि नष्टः स्यात्कुटुम्बार्थे कृतोव्ययः॥
दातव्यं बान्धवैस्तत्स्यात्प्रविभक्तैरपि स्वतः॥
॥ ९६ ॥

કુટુંબનાજ નિર્વાહને માટે જે માણસ પોતે દેવુ કરે છે તે માણસ મરણ પામે છે તો તેણે કરેલું દેવું તેના મરણ પછી જો કુટુંબમાં વિભાગ ન પડયા હોય તો મજીયારામાંથી પતાવવું અને જો કુટુંબના વિભાગ પડી ગયા હોય તો દરેક જણે પોતે પોતાનો હિસ્સો આપીને દેવું પુરૂં કરવું. ૧૯૬

कुटुम्बार्थेऽध्यधीनोपि व्यवहारं यमाचरेत् ॥
स्वदेशे वा विदेशे वा तं ज्यायान्न विचालयेत् ॥ ९७ ॥

પોતાનો શેઠ સ્વદેશમાં હોય અથવા પરદેશ ગયો હોય છતાં તેના (શેઠના) કુટુંબના નિર્વાહને માટે જે નોકર દેવું કરે છે તે શેઠને સ્વિકારવુંજ પડે છે અર્થાતતે સર્વ શેઠને આપવુંજ પડે છે. ૧૯૭

बलाद्दत्तं बलाद्भुक्तं बलाद्यच्चापि लेखितम् ॥
सर्वान्बलकृतानर्थानकृतान्मनुरब्रवीत् ॥१६८॥

જે કાંઇ બળથી કોઇને આપવામાં આવ્યું હોય અર્થાત્ જે કોઇ ન લેતો હોય તેને તેની મરજી વિરૂદ્ધ આપવામાં આવ્યું તેમજ બળાત્કારે કોઈ પણ ચીજ અથવા ભુમી વિગેરેનો ઉપભોગ કર્યો હોય, લહેણદારે દેવાદાર પાસેથી નાણું ધીર્યા પછી તેને આડું અવળું સમજાવીને મરજી વિરૂદ્ધ ચક્રવૃદ્ધિ વ્યાજ વિગેરે લખાવી લીધું હોય અથવા તેજ પ્રમાણેનો કરાવેલો બળાત્કારનો દસ્તાવેજ તે સર્વ ધર્મ શાસ્ત્રના નિયમો વિરૂદ્ધ હોવાથી મનુએ ગેરકાયદેસર ગણીને રદ કરેલું છે. ૧૬૮

त्रयः परार्थे क्लिश्यन्ति साक्षिणः प्रतिभूः कुलम् ।
चत्वारस्तूपचीयन्ते विप्र आढ्यो वणिङ् नृपः
॥ ६९ ॥

સાક્ષી, જામીન અને કુલ (કુટુંબ), આ ત્રણ જણાને ધર્મ અર્થના કામને માટે દુઃખ ખમવું પડે છે અર્થાત્ જો કરજદારને માટે જુઠી સાક્ષી આપે છે તો તેને કલેશ થાય છે તેમજ તેના જામીન થનારને જો કરજદારને વચન પ્રમાણે હાજર કરી શકવાથી પણ દુઃખ થાય છે અને કુટુંબને પણ કરજદારના મૃત્યુ પછી તેના કરજને પતાવવાનું દુઃખ પડે છે તેજ પ્રમાણે ચાર માણસો પર માણસને ફાયદો કરે છે:—આ ચારતે બ્રાહ્મણ નાણાંની ધીરધાર કરનાર, વ્યાપારી અને રાજા છે. આ ઉપરથી કોઈએ કોઇને બળાત્કારે સાક્ષી, જામીન વિગેરે થવાને માટે ફરજ પાડવી નહી. ૧૬૯

अनादेयं नाददीत परिक्षीणोऽपि पार्थिवः ॥
नचादेयं समृद्धोऽपि सूक्ष्ममप्यर्थमुत्सृजेत् ॥
॥ ७० ॥

રાજા ગમે તેવી દરિદ્રાવસ્થામાં આવી પડે તેમ છતાં પણ પોતાને નહી લેવા જેવું જે હોય તે લેવું નહી તેજપ્રમાણે પોતાની પાસે ભરપુર ભંડાર હોય છતાં જે પોતાને ન્યાય પ્રમાણે લેવાનું હોય તેવી રકમ ગમે તેટલી નાની હોય છતાં લેવીજ. ૧૭૦

अनादेयस्य चादानादादेयस्य च वर्जनात् ॥
दौर्बल्यं ख्याप्यते राज्ञः स प्रेत्येह च नश्यति ॥ ७१ ॥

પોતાની પ્રજા પાસેથી જે કર અથવા દ્રવ્ય ધર્મ પ્રમાણે લેવાને યોગ્ય નથી તે લેવાથી રાજા પ્રજામાં પોતે નિર્દય છે તેમ જણાવે છે એટલે તેવા ગુજરતા જુલમને લીધે પ્રજા એને વિશે એમ કહે છે કે "રાજા પોતે દુષ્મનો, નજીકના રાજાઓ તથા જંગલ વિગેરેની ઉપજ પોતાને માટે વશ કરવાને માટે અશક્ત છે અને તેથી આપણા ઉપર જુલમ કરે છે" તેજ પ્રમાણે જે રાજા પોતાના હકનું પ્રજા પાસેથી લેતો નથી તે રાજા પોતાના ધર્મ શાસ્ત્રના નિયમ વિરૂદ્ધ વર્તનથી આ લોકમાં નાશ પામે છે. અથાત્ તેની કિર્તીનો નાશ થાય છે અને મૃત્યુ પછી તેનાં કરેલાં પાપની શીક્ષાને માટે તેને નર્ક ભોગવવું પડે છે. ૧૭૧

स्वादानाद्वर्णसंसर्गात्त्वबलानां च रक्षणात् ॥
बलं संजायते राज्ञः सप्रेत्येह च वर्धते ॥७२॥

ધર્મ શાસ્ત્રના નિયમો પ્રમાણેનું પોતાના હકનું—કર વિગેરે લેવાથી, વર્ણોને બરાબર

રાખવાથી અર્થાત્ વિવાહ લગ્ન દરેક વર્ણ પોત પોતાની વર્ણમાંજ કરે છે તે બરાબર સંભાળવાથી, પોતાની નિર્બળ પ્રજાનું સબળ દુષ્મનોથી રક્ષણ કરવાથી રાજા પોતાની શક્તીમાં વધારો કરે છે. તેની કિર્તી દેશોદેશ પ્રસરે છે અને જીવતાં તે સુખી થાય છે એટલુંજ નહી પણ મરણ પછી પોતાનાં કરેલાં સુકૃતને માટે તે પરલોકમાં મોક્ષ મેળવે છે. ૧૭૨

तस्माद्यमइव स्वामी स्वयं हित्वा प्रियाप्रिये॥
वर्त्तेत याम्यया वृत्त्या जितक्रोधो जितेन्द्रियः
॥ ७३ ॥

તેટલા માટે રાજાએ પોતાને ગમતા અણગમતાને એક બાજુ ઉપર મુકીને જેવી રીતે યમરાજા પોતાને રૂચે છે અથવા નથી રૂચતું પણ પોતાની ફરજ કરેજ જાય છે તેમ રાજાએ પણ પોતાના મન ઉપર અને ઇંદ્રિયો ઉપર પૂરેપૂરો સંયમ રાખીને વર્તવું જોઈએ. ૧૭૩

यस्त्वधर्मेण कार्याणि मोहात्कुर्यान्नराधिपः॥
अचिरात्तं दुरात्मानं वशे कुर्वन्ति शत्रवः॥
॥ ७४ ॥

પણ જે મુર્ખ રાજા પોતાના ધર્મ નિયમોને એક બાજુ ઉપર રહેવા દઇને પોતાના લાભને માટે પક્ષપાત ન્યાય આપે છે તેવા દુરાચારી રાજાની પ્રજા તેનાથી અસંતુષ્ટ રહે છે અને જ્યારે તેની પ્રજા અસંતુષ્ટ છે એવું તે રાજાના દુષ્મનને જણાય છે ત્યારે તે દુષ્મન તેવા રાજાને સ્હેજ સમયમાં વશ કરી લે છે. જીતી લે છે કારણ કે તેની પ્રજાજ તેના વિરૂદ્ધ લઢે છે. ૧૭૪

कामक्रोधौ तु संयम्य योऽर्थान् धर्मेण पश्यति॥
प्रजास्तमनुवर्तन्ते समुद्रमिव सिन्धवः ॥७५॥

પણ જો રાજા પોતે પ્રજા ઉપર ભાવ રાખે છે અને તેમને ન્યાય આપે છે તો પછી "यथाराजा तथा प्रजा" એ વાકય પ્રમાણે પ્રજા પણ રાજાના ઉપર ભાવ રાખે છે અર્થાત્ જેવી રીતે સમુદ્ર એક છે પણ તેમાં હજારો નદીયો મળે છે કારણ કે સમુદ્ર તેમનું સઘળીઓનું રક્ષણ કરે છે ત્યારે નદીયો પણ તેના પાણીના જમાવને વધારે છે તે પ્રમાણે રાજા જો પોતાની રૈયતનું બરાબર રક્ષણ કરે અને તેમના ઉપર કોઈ પણ પ્રકારનો જુલમ નહી ગુજારતાં ન્યાયી રાજ્ય ચલાવે છે તો ગમે તેવો દુષ્મન હોય તેની સામે જેમ નદીયો સમુદ્રના જોરનો વધારો કરે છે તેમ તે રાજાની રૈયત રાજાના બળમાં વધારો કરે છે અને રાજાનું તે દુષ્મનથી રક્ષણ કરે છે. ૧૭૫

यः साधयन्तं छन्देन वेदयेद्धनिकं नृपे ॥
स राज्ञा तच्चतुर्भागं दाप्यस्तस्य च तद्धनम्॥
॥ ७६ ॥

જે દેવાદાર પોતાના લ્હેણદારે કોર્ટમાં દાવો માંડયા વિના તેની પાસેથી તેનું લેણું લીધું હોય તેની રાજા—ન્યાયાધીશ પાસે આવીને ફરીયાદ કરે તો ન્યાયાધિશે—રાજાએ તેનો જેટલું કરજ હોય તેના ચોથા ભાગનો દંડ કરવો અને કરજ લ્હેણદારને પુરેપુરૂં અપાવવું. ૧૭૬

कर्मणापि समं कुर्याद्धनिकायाधमर्णिकः ॥
समोऽवकृष्टजातिस्तु दद्याच्छ्रेयांस्तु तच्छनैः॥
॥ ७७ ॥

કરજદાર જો લ્હેણદારની વર્ણનો હોય અથવા તો તેનાથી ઉતરતી વર્ણનો હોય તો તેણે દાવો પુરો થયા પછી તેટલી રકમને માટે હુકમનામું થયું હોય જેટલી રકમ આપી દેવી અથવા તો તેટલી રકમને પુરી કરી રહે ત્યાં સુધી કરજદારે લ્હેણદારને ત્યાં નોકરી કરવી પરંતુ જો કરજદાર લ્હેણદાર કરતાં ચઢતી વર્ણનો હોય તો લ્હેણદારે ઉપર પ્રમાણેનું કામ કરજદાર પાસેથી લેવું તે ધર્મ વિરૂદ્ધ છે માટે કરજદારને હફ્તે હફ્તે તેની સ્થીતી પ્રમાણ પોતાનું દેવું પતાવવાનો અવકાશ આપવો. ૧૭૭

**अनेन विधिना राजा मिथो विवदतांनृणाम् ॥**
**साक्षिप्रत्ययसिद्धानि कार्याणि समतां नयेत्**
**॥ ७८ ॥**

ઉપરના નિયમો પ્રમાણે રાજા—ન્યાયાધિશે વાદીપ્રતિવાદિના દાવાઓમાં બન્ને પક્ષકારોના ખુલાસા સાંભળ્યા પછી તથા તેમના પુરાવા તપાશીને શાક્ષીઓની જુબાની લીધા પછી તેમની તકરારમાંથી સત્ય અને અસત્ય જોઇ કાઢવું અને તેમને ન્યાય આપવો. ૧૭૮

**कुलजे वृत्तसंपन्ने धर्मज्ञे सत्यवादिनि ॥**
**महापक्षे धनिन्यार्ये निक्षेपं निक्षिपेन्बुधः॥७९॥**

નાણું અથવા માલ મીલક્ત અનામત મુકવાં હોય તો કેવા માણુસને ત્યાં મુકવાં? જે માણુસ ઉત્તમ કુળમાં જન્મ્યો હોય, સદાચરણી હોય, પોતાના ધર્મ નિયમને જાણુનાર હોય, સત્ય–સાચુ બોલતો હોય, વ્યભિચારાદિક દુર્ગણુ અને દુરાચાર રહીત હોય તેવા સદ્‌ગુણવાળા માન આબરૂવાળા શરાફને ત્યાં મુકવા જોઇએ. ૧૭૯

**यो यथा निक्षिपेद्धस्ते यमर्थं यस्य मानवः ॥**
**स तथैव ग्रहीतव्यो यथादायस्तथाग्रहः॥८०॥**

મુકનાર માણુસે નાણું, ઘરેણું ગાંઠું અથવા પોતાની કોઇ પણ પ્રકારની માલ મતા જેવી રીતે અનામત મૂકી હોય અર્થાત્ સાક્ષીની સમક્ષ અથવા સાક્ષી વિના આપી હોય તો જ્યારે અસલ માલીક તે પાછી લેવાને આવે ત્યારે તેજ પ્રમાણે તે તેને પાછી આપવી જોઇએ. જો મુકનાર માણુસ તોલ કરીને મુકી ગયો હોય તો પાછી આપતી વખતે તોલ કરીને તેને તેની વસ્તુઓ પાછી આપવી અર્થાત્ જે પ્રમાણેની લેવડ તેજ પ્રમાણેની દેવડ પણ રાખવી. ૧૮૦

**यो निक्षेपं याच्यमानो निक्षेप्तुर्न प्रयच्छति ॥**
**स याच्यःप्राड्विवा केन तन्निक्षेप्तुरसन्निधौ ॥**
**॥ ८१ ॥**

જે માણુસ પોતાનું નાણું વા સુવર્ણ કોઇને ત્યાં અનામત મુકી ગયો હોય અને ત્યાર પછી તે જ્યારે પાછું લેવા આવે છે ત્યારે જો અનામત રાખનાર સાહુકાર પાછું આપવા ના પાડતો હોય તો ન્યાયાધિશે તેના ઉપર નાણું વા સુવર્ણ જેણે અનામત મુકેલું હોય તેની ગેરહાજરીમાં હવેના શ્લોકમાં કહેવામાં આવશે તે પ્રમાણે કામ ચલાવવું. ૧૮૧

**साक्ष्यभावे प्रणिधिभिर्वयोरूपसमन्वितैः ॥**
**अपदेशैश्च संन्यस्य हिरण्यं तस्य तत्त्वतः॥८२॥**

આવા કામમાં જો પુરતો પુરાવો અથવા સાક્ષીઓ ન મળે તો ન્યાયાધિશે પોતાના માણુસો પાસે તે સખસને માલૂમ ન પડે તે પ્રમાણે સુવર્ણ-નાણું વિગેરે અનામત મુકાવવાં અને

ત્યાર પછી થોડો સમય વિત્યા બાદ તેમને તેને ત્યાંથી તે અનામત પાછી લેવાને માટે મોકલવા. ૧૮૨

स यदि प्रतिपद्येत यथा न्यस्तं यथा कृतम्॥
न तत्र विद्यते किंचिद्यत्परैरभियुज्यते ॥८३॥

અને તે સમયે જો અનામત રાખનાર ધણી કાંઈ પણ આનાકાની કર્યા શીવાય પોતે લીધેલી અનામત રકમ જેવીને તેવી તથા જે પ્રમાણે અનામત રાખવાને માટે લીધેલી હોય તેજ પ્રમાણે લેવા આવનારને પાછી સોંપે તો ન્યાયાધિશે નિશંક માનવું કે તેના ઉપરનું તહોમત ગેરકાયદેસર છે.૧૮૩

तेषां नदद्याद्यदि तु तद्धिरण्यं यथा निधिः॥
उभौ निगृह्य दाप्यः स्यादिति धर्मस्य धार-
णा ॥ ८४ ॥

પરંતુ જે અનામત ન્યાયાધિશે પોતાનાં માણસો દ્વારા તેની પરીક્ષા કરવાને માટે મૂકાવેલી છે તે પાછી માગે છે ત્યારે અનામત રાખનાર ધણી આપવાને ના પાડે છે તો તેના ઉપર તે તેમજ તેની પ્હેલાંનો ગુન્હો બન્ને સાબીત થાય છે અને તેટલા માટે ન્યાયાધિશે–રાજાએ તેવા માણસ પાસેથી બન્ને જણનું અનામત મુકેલું દ્રવ્ય અપાવવું એવો શાસ્ત્રનો નિયમ છે. ૧૮૪

निक्षेपोपनिधी नित्यं न दयौ प्रत्यनन्तरे ॥
नश्यतो विनिपाते ता वनिपाते त्वनाशिनौ॥
॥ ८९ ॥

અનામત રકમ વા વસ્તુ મુકવાના બે પ્રકાર છે, પેટીમાં અથવા તો એવો કાંઈ બંદોબસ્ત કરીને તેના ઉપર પોતાના સીક્કાની સીલ મારીને અથવા તો ખુલ્લે ખુલ્લી રીતે કાંઈ પણ બંદોબસ્ત કર્યા વિના પણ મુકાય છે પણ તેમાંથી કોઈ પણ પ્રકારની અનામત રાખનારે અનામત મુકનારના નજીકના સગા વ્હાલાને અથવા તો તેના મૃત્યુ પછીના અધિકારી વારસને આપવી નહી કારણ કે જ્યાં સુધી તે અનામત મુકનાર જીવતો હોય છે ત્યાં સુધી તેનાથી તેની રજા શીવાય કોઈને અપાતું નથી પણ મુવા પછીજ અનામત મુકનારનો હક દુર થાય ત્યારે અનામત રાખનારે મુકનારના કાયદેસરના વાલી વારસને તે સોંપવું પણ જો અનામત મુકનારની હૈયાતીમાં અનામત રાખનાર ધણી મુકનારના વાલી વારસને તે સોંપે છે અને તેઓ જો મુકનાર ધણીને માગે ત્યારે પાછી આપવાને ના પાડે છે તો અનામત મુકનાર ધણી કાયદા પ્રમાણે અનામત રાખનાર ધણી ઉપર દાવો માંડીને તે પાછી મેળવી શકે છે. ૧૮૫

स्वयमेव तु यो दद्यान्मृतस्य प्रत्यनन्तरे ॥
न स राज्ञा नियोक्तव्यो ननिक्षेप्तुश्च बन्धुभिः
॥ ८६ ॥

પરંતુ જો અનામત મુકનાર ધણીના મરી જવા પછી અનામત રાખનાર ધણી મુકનારના યોગ્ય વારસને શોધી કાઢીને પોતાની રાજી ખુશીથી તે સોંપી દે છે તો તેને રાજાએ–ન્યાયાધિશે અથવા તો નાણાં અનામત મુકનારનાં સગાં વ્હાલાંએ ઉપદ્રવ કરવો નહી. ૧૮૬

अच्छलेनैव चान्विच्छेत्तमर्थं प्रीतिपूर्वकम् ॥
विचार्य तस्य वा वृत्तं साम्नैव परिसाधयेत्
॥ ८७ ॥

અને આવી બાબતમાં શંકાશીલ સમયે ન્યાયાધિશે અનામત રાખનાર માણસે અનામત રકમને બલમનસાઇથી અનામત મુકનારના મરણ પછી તેના વાલી વારસને આપેલી છે તેમ છતાં પણ જો તેનાં બીજાં સબંધીયોને સંશય રહેતો હોય તો તે દુર કરવાને માટે તેની ( અનામત રાખનારની ) સાથે કાંઈ પણ ખટપટ અથવા કાવતરાં કે પ્રપંચ કર્યા વિના ફક્ત જરૂર પડે તો શરમાવીને અથવા તો બે બોલ કહીને વાંધો પતાવવો. ૧૮૭

निक्षेपेष्वेषु सर्वेषु विधिः स्यात्परि साधने ॥
समुद्रे नाप्नुयात्किञ्चिद्यदि तस्मान्न संहरेत्
॥ ८८ ॥

નહી બંદોબસ્ત કરેલી સર્વ અનામત પાછી મેળવવાને માટે ઉપર પ્રમાણે કરવું જોઇએ પણ જ્યારે અનામત મુકનાર ધણી પોતાનું નાણું અથવા સુવર્ણ કે દાગીના બંદોબસ્ત કરીને પોતાના સીલ સીક્કાથી અનામત રાખનારને સોંપે છે ત્યારે તો અનામત રાખનારે પાછી સોંપતી વખતે સર્વ અનામત જેવી રીતે સીલબંધ તેને મળી હોય તેવીજ પાછી આપવી, તેના ઉપર નો અસલ સીક્કો કાઢીને બીજો મારવો પણ નહી તેમજ તેમાંની જણસ આઘીપાછી પણ કરવી નહી. ૧૮૮

चौरैर्हृतं जलेनोढमग्निना दग्धमेव वा ॥
न दद्याद्यदि तस्मात्स न संहरति किंचन॥८९॥

અનામત રાખનારને ત્યાંથી જો અનામત અકસ્માતથી, રેલથી તણાઇ જાય અથવા તો આગમાં બળીજાય તેમજ ચોર લોકો ચોરી જાય અથવા તો કોઇ પણ બીજા પ્રકારથી તેને નુકશાન થાય અને તેમાં અનામત રાખનારે જ્યારે જાણી જોઇને અનામતને કાંઇ પણ નુકશાન પહોંચાડયું ન હોય તો અનામત મુકનારને પાછી આપવાને માટે તે બંધાતો નથી. ૧૮૯

निक्षेपस्यापहर्त्तारमनिक्षेप्तारमेव च ॥
सर्वैरुपायैरन्विच्छेच्छपथैश्चैव वैदिकैः
॥ १९०॥

અનામત રાખ્યા પછી જ્યારે મુકનાર ધણી પોતાની અનામત પાછી લેવાને માટે આવે ત્યારે જો અનામત રાખનાર ધણી અનામત રાખ્યાનું નાકબુલ કરે તો રાજાએ ન્યાયાધિશે તેના ઉપર કામ ચલાવીને ધર્મ શાસ્ત્રના નિયમો પ્રમાણે તેની તપાસ કરવી અને જો જરૂર પડે તો તેને વેદમાં કહ્યા પ્રમાણે સખત સોગન આપીને સત્ય શું છે તેનો નિશ્ચય કરવો અને પછી ન્યાય આપવો. અર્થાત્ જ્યારે તે નામુકર જતો હોય ત્યારે પહેલાં તેને સમજાવી પટાવીને વાત કઢાવવી છતાં ન માને તો ધમકી આપવી તથા તેના મીત્રો વિગેરેની મારફતે તેની તપાસ કરાવવી છતાં કાંઇ પણ ન જણાય તો ગુન્હેગારને ધમકી આપવી અને આખરે તેને શિક્ષા પણ કરવી છતાં જો તે ન માને તો તેને વેદના નિયમો પ્રમાણે સોગન આપવા અથવા તો દેવાલયમાં લઇ જઇ ત્યાં દીવો મૂર્તિ વિગેરે ઉપડાવવાં.

यो निक्षेपं नार्पयति यश्चानिक्षिप्य याचते ॥
तावुभौ चौरवच्छास्यौ दाप्यौ वा तत्समं दमम् ॥ ९१ ॥

જે માણસે અનામત મુકવાને આપેલી નથી તે માણસ કોઇ શાહુકારને જઇને ગળે પડે કે શેઠજી મ્હારાં અનામત મુકવાને આપેલાં જર જવાહીર આપશો કે અને તે-વા માણસને સામો માણસ જ્યારે તમે ક્યારે મ્હારે ત્યાં અનામત મુકેલી છે એ-વો જવાબ આપે અને તેમનો મામલો અ-દાલતમાં ચઢે તો જુઠું બોલનારને, અને તેજ પ્રમાણે મૂલ્યવાન અનામત રાખેલી હોય છતાં મુકનાર માગવા આવે ત્યારે તે અનામત રાખનાર જો ના મુકરર જાય અને ત્હેમનો મામલો પણ અદાલતમાં જાય તો, આ પ્રમાણેનાં બન્ને પક્ષોમાં જે જુઠું બો-લ્યો છે એમ સાબીત થાય તેને, ચોરના જેટલો ગુન્હેગાર ગણીને તે પ્રમાણેની શિ-ક્ષા કરવી એટલે કે શારીરિક શીક્ષા કરવી પણ જો તેમાં બ્રાહ્મણ વર્ણનો ગુન્હેગાર હોય તો ત્હેને તેવી શિક્ષા કરતાં ન્યાયાધિશે તેની વર્ણનો વિચાર કરવો. ૧૯૧

निक्षेपस्यापहर्त्तारं तत्समं दापयेद्दमम् ॥
तथोपनिधिहर्त्तारमविशेषेण पार्थिवः ॥ ९२॥

પ્હેલવ્હેલાંજ જેણે ઉપર પ્રમાણેનો ગુન્હો કર્યો હોય તેને તો ન્યાયાધિશે વર્ણ-નો કોઇ પણ બાધ ગણ્યા શીવાય નહી મુકેલી છતાં જેટલી રકમ અનામત મુકી છે એમ કરીને ગળે પડનારને તેટલી રકમ ને માટેનો દંડ લેવો તેજ પ્રમાણે પોતે રાખેલી હોય છતાં અનામત મુકનાર માણ-સ પોતાની જેટલી અનામત પાછી માગતો હોય તે રાખનાર નામુકરર જાય અને પા-છળથી તેની પાસે અનામત હતી એમ જ ણાય તો તે અનામત જેટલો દંડ કરવો પ-રંતુ જો આવા ગુન્હા તે ફરી ફરી કરેતો ઉપરના શ્લોકમાં જણાવ્યા પ્રમાણેની શીક્ષા ગુન્હેગારને કરવી. ૧૯૨

उपधाभिश्च यः कश्चित्परद्रव्यं हरेन्नरः ॥
ससहायः सहन्तव्यः प्रकाशं विविधै र्वधैः
॥ ९३ ॥

જે માણસ રાજા તારા ઉપર ક્રોધાયમાન છે અને તેથી તને હેરાન કરશે માટે તું અમને કોઇક દ્રવ્ય આપેતો અમે તને તેના રોષમાંથી બચાવીશું એ પ્રમાણેની અસત્ય ધમકી આપીને કોઇની પાસેથી પૈસા કઢા-વતો હોય તેવા માણસને ન્યાયાધિશે તે પ-કડાય ત્યારે તેવાં નિચ કર્મ કરવામાં તેને સહાય કરનાર મીત્રો સમેત ન્યાય સભાની વચ્ચે સખત માર મારવો અથવા તો તેના કોઈ પણ અવયને ખંડીત કરવાની શીક્ષા કરવી. ૧૯૩

निक्षेपो यः कृतो येन यावांश्च कुल सन्निधौ॥
तावानेव स विज्ञेयो विब्रुवन्दण्डमर्हति॥९४॥

અનામત રાખનાર ધણીએ મુકનાર પાસેથી જેવી રીતે અનામત રાખે-લી હોય તેજ પ્રમાણે તેને તે જ્યારે પાછી માગે ત્યારે પાછી સોંપવી. લેતી વખતે જો કોઈ સાક્ષી હોય તો આપતી વખતે પણ સાક્ષીને વચમાં રાખવો; ગણીને લીધેલી હો-ય તો ગણીને; તોળીને લીધી હોય તો તોળીને અને સીલ મ્હોર સાથે લીધેલો હોય તો તે પ્રમાણે મુકનાર ધણીને પાછી સોંપવી એવો શાસ્ત્રનો નિયમ છે અને જે અનામત રાખનાર આ નિયમ વિરૂદ્ધ વર્તી-ને અનામત પાછી સોંપે તે શિક્ષાને યોગ્ય થાય છે. ૧૯૪

**मिथो दायः कृतो येन गृहीतो मिथ एव वा॥**
**मिथ एवं प्रदातव्यो यथा दायस्तथा ग्रहः ॥**
॥ ९५ ॥

જો કોઇ માણસ અનામત પોતે એકલોજ આવીને ખાનગી રીતે અનામત રાખનારને આપી જાય છે અને કોઇ પણ તેનો સાક્ષી હોય નહી તો જે પ્રમાણે તે મુકી ગયો હોય તેજ પ્રમાણે અનામત રાખનારે જ્યારે તે પાછી માગે ત્યારે સાક્ષી માગ્યા વિના ખાંનગી રીતે તેને પાછી આપવી અર્થાત જેવી લેવી તેવી સોંપવી. ૧૯૫

**निक्षिप्तस्य धनस्यैवं प्रीत्योपनिहितस्य च ॥**
**राजा वि निर्णयं कुर्यादक्षिण्वन्न्यासधारिणम्॥**
॥ ९६ ॥

ઉપનિધિ રૂપ અનામત રાખનાર અર્થાત ખુલ્લે ખુલ્લી અથવા તો શીલબંધ કરીને અનામત મુકવાને આપેલી અનામત રાખનાર ધણીને તેમજ જેણે થોડા સમયને માટે ઉપયોગ કરવાને કોઇ પણ વસ્તુ અથવા પ્રાણી વિગેરે પોતાને ત્યાં અનામત રાખ્યાં હોય તેવા માણસોના કજીયાનો નિર્ણય કરતાં ન્યાયાધિશ–રાજાએ અનામત રાખનાર ધણી ઉપર રહેમ નજર રાખીને ન્યાય આપવો. ૧૯૬

**विक्रीणीते परस्य स्वं योऽस्वामी स्वाम्यसंमत॥**
**न तं नयेत साक्ष्यं तु स्तेनमस्तेनमानिनम् ॥**
॥ ९७ ॥

જે માણસ પારકાની માલમીલકત તેની રજા શીવાય લોકમાં પોતે જાણે માલીક હોય અથવા તો પોતાને ભેટમાં મળી હોય તથા માલમીલકતના સંબંધીયો પાસેથી વેચાણ લીધી હોય તેવાં મોટાં બ્હાના કાઢીને વેચે છે તેવા માણસને ચોરના જેવો ગુન્હેગાર ગણીને ન્યાયાધિશે કોઇ પણ અદાલતના કામમાં સાક્ષી તરીકે સ્વીકારવો નહી. ૧૯૭

**अवहायो भवेच्चैव सान्वयः षट्शतं दमम् ॥**
**निरन्वयोऽनपसरः प्राप्तः स्याच्चौरकिल्बिषम्**
॥ ९८ ॥

આ પ્રમાણેના ગુન્હેગારનો જે માલમીલકત તે વેચતો હોય તેના માલીકનો સંબંધી હોય તો ન્યાયાધિસે તેના વાંકને માટે તેના ૬૦૦ પણ દંડ કરવો પણ જો તનો તે માણસ સગો ન હોય તેમજ તે પ્રમાણે કરવાને માટેનું કોઇ પણ વ્યાજબી કારણ તે બતાવી શકતો ન હોય તો તેને ચોરના જેવો ગણવો અને તેને માટેની યોગ્ય શીક્ષા કરવી. ૧૯૮

**अस्वामिना कृतो यस्तु दायो विक्रय एव वा॥**
**अकृतः स तु विज्ञेयो व्यवहारे यथा स्थितिः**
॥ ९९ ॥

ખરા માલીકની ગેર હાજરીમાં અથવા ત્હેની રજા શીવાય બીજા માણસે તેને નામે જે વેચાણ કર્યું હોય અથવા ભેટ સોગાત આપેલી હોય તે ગેરકાયદેસર ગણાય છે અને રદ થાય છે અર્થાત્ જેણે તેવી રીતના વેચાણમાંથી માલ ખરીદેલો હોય છે તેને તે માલ પાછો આપવો પડે છે તેજ પ્રમાણે બક્ષીસ લેનારને પણ બક્ષીસમાં મળેલી ચીજ તેના હકદાર માલીકને પાછી સોંપવી પડે છે. ૧૯૯

संभोगो दृश्यते यत्र न दृश्ये तागमः कचित् ॥
आगमः कारणं तत्र न संभोग इति स्थितिः
॥ २०० ॥

જો કોઇ વસ્તુ થોડા વખત સુધી વાપરવાને આપવામાં આવી હોય પણ તેને માટે તેના માલીકને કાંઇ પણ મુલ્ય આપ્યું નહોય તો તે વસ્તુ ઉપર રાખનાર માણસ ભોગવટો ધરાવી શકે છે અર્થાત્ પોતાના કબજામાં રાખી તેનો ઉપયોગ કરે પણ તે વસ્તુનો હકદાર માલીક ગણાય નહી અને તેટલા માટે અસલ માલીકે તે વસ્તુ તે માણુસને ન્યાય પ્રમાણે તેને સ્વાધીન કરેલી ગણાય નહી માટે માલકીનો હક તો મુલ્ય આપીને વસ્તુ ખરીદ્યા પછીનોજ ગણાય. ૨૦૦

विक्रयाद्यो धनं किञ्चिद्गृह्णीयात्कुलसन्निधौ॥
क्रयेण स विशुद्धं हि न्यायतो लभते धनम्॥१॥

જે માણુસ કોઇપણ વસ્તુને વેપારીને ત્યાંથી ભરબજારે ચાર પાંચ માણુસો સમક્ષ મુલ્ય આપીને ખરીદે છે તે તે વસ્તુનો હકદાર માલીક થાય છે એવો શાસ્ત્રનો નિયમ છે. ૨૦૧

अथ मूलमनाहार्यं प्रकाशक्रयशोधितः ॥
अदण्ड्यो मुच्यते राज्ञा नाष्टिको लभते धनम् ॥ २ ॥

કોઇપણ માણુસનો માલ ગુમ થયો હોય અને તે બીજા માણુસના હાથમાં આવ્યો હોય અને તે માણુસ પાસેથી ભર બજારનાં પૈસા આપીને જો કોઇ ત્રીજો માણુસ લઇ ગયો હોય અને તેના સંબંધમાં અદાલતમાં કામ ચાલતું હોય તો ન્યાયાધિશે રાજાએ જે માણુસે પૈસા આપીને પાંચ સાત સાક્ષીઓના સમક્ષ તે ચીજને લીધી છે તેનો કાંઈ પણ દંડ લીધા વિના છોડી દેવો પછી ગમેતો જેની પાસેથી તેણે તે વસ્તુ વેચાતી લીધી છે તે માણુસને તે ન શોધી કાઢી આપી શકે—અને જો અસલ માલીક જો તે વસ્તુ ખરીદનાર પાસેથી—ત્રીજા માણુસ પાસેથી પાછી લેવાને ચ્હાયતો જેટલા માટે તેણે ખરીદી હોય તેનું અર્ધું મુલ્ય આપીને ખરીદનાર પાસેથી તે લેઇ શકે છે. ૨૦૨

नान्यदन्येन संसृष्टरूपं विक्रयमर्हति ॥
न चासारं न च न्यूनं न दूरेण तिरोहितम्॥३॥

કેસર, કપુર વિગેરે સુગંધ દ્રવ્યોમાં તેમજ બીજી મુલ્યવાન વ્યાપારની ચીજોમાં તેને મળતા રંગના બીજા કશાનો ભેગ કરીને તે શુદ્ધ છે એમ અસત્ય ગ્રાહકોને સમજાવીને વેચવું નહી, જે વસ્તુ સારી ન હોય અર્થાત્ વેચનાર ધણી જાણુતો હોય કે તે બગડેલી છે છતાં તેનો નિકાલ કરવા તેમને—ભ્હોળા માણુસને ઉત્તમ છે એ પ્રમાણે કહીને વેચવી નહી, ભાવ નક્કી કર્યા પછી તાજવામાં ધડા વિગેરેમાં ફેરફાર કરીને અથવા તો કાટલાં ( તોલવાનાં વજન ) માં ફેરફાર—વધઘટ રાખીને ઓછું તોળવું નહી, ગ્રાહકની નજર આડી અવળી હોય ત્યારે તોલ કરીને ચીજ આપવી નહી, તેમજ જે વસ્તુ પોતાની પાસે ન હોય અથવા તો ઘરાક જાણુતો ન હોય કે તે સારી છે કે ખોટી તેવી ચીજને વેચવી નહી. ૨૦૩

अन्यां चेद्दर्शयित्वान्या वोढुः कन्या प्रदीयते॥
उभे ते एकशुल्केन वहेदित्यब्रवीन्मनुः ॥ ४॥

વરને જો કન્યાને માટે અમુક રકમ આપવાની નક્કી કરાવીને સારી રૂપવાન અને ગુણવાન કન્યા બતાવે પણ મુલ્ય લીધા પછી તે કન્યાને બદલે કદરૂપી અને ગુણુહીણુ કન્યા પરણાવે તો આ પ્રમાણેની રૂઢીને કન્યા વિક્રય જાણુવો; અર્થાત આ પ્રમાણે કરવાથી એકજ વર બે કન્યા ઉપર સ્વામીત્વ ધરાવે છેઃ–પ્રથમ કન્યા ઉપર આપવાની રકમના વચનના સ્વીકારવાથી–વચનથી કન્યા વાળાઓ કન્યા વરને આપી ચુકયા ગણાય છે અને બીજીરીતે તે કન્યાને બદલે પરણાવતી વખતે બીજી કન્યા ઉપર લગ્નના વિધિથી વરનું સ્વામીત્વ વ્યાજબી ગણાય છે, ૨૦૪

**नोन्मत्ताया न कुष्ठिन्या न च या स्पृष्टमैथुना॥**
**पूर्वं दोषानभिख्याप्य प्रदाता दण्डमर्हति॥५॥**

વરને કન્યાનું દાન આપતા પ્હેલાં જે માણુસ વરને કન્યાના શાશા દોષ અર્થાત તે જો લૂલી, કાણી, કુબડી અથવા કાંઇ પણુ ખોડવાળી હોય તો તે તેમજ તેના ગુણુદોષ વિગેરે સાચે સાચા કહે છે તે શિક્ષાને પાત્ર ગણાય નહી પણુ જે માણુસ કન્યાના દોષને છુપાવે છે તે શિક્ષાને પાત્ર ગણાય છે. ૨૦૫

**ऋत्विग्यदि वृतो यज्ञे स्वकर्म परिहापयेत् ॥**
**तस्य कर्मानुरूपेण देयोंऽशः सह कर्तृभिः ॥**
**॥ ६ ॥**

કોઇ રૂત્વીજ જો યજ્ઞ કર્મમાં વરણુ તરીકે આવ્યા પછી થોડો વખત કામ કરીને પછી જતો રહે તો પણુ તેને તે કામમાં રોકાયલા બીજા માણુસોએ તેના કરેલા કામના પ્રમાણુમાં દક્ષિણા આપવી જોઇયે ૨૦૬

**दक्षिणासु च दत्तासु स्वकर्म परिहापयन् ॥**
**कृत्स्नमेव लभेतांशमन्येनैव च कारयेत् ॥७॥**

પરંતુ જે રૂત્વિજ હોમ કર્મમાં બળી વિગેરે આપ્યા પછી કામ કરવાનું રહેવા દે છે તેને તો સંપૂર્ણુ દક્ષિણા મળવી જોઇયે અને બાકીનું રહેલું કામ બીજાની પાસે કરાવી શકાય. ૨૦૭

**यस्मिन्कर्मणि यास्तु स्युरुक्ताः प्रत्यङ्गदक्षिणाः ॥**
**स एव ता आददीत भजेरन्सर्व एव वा॥८॥**

પણુ કેટલાંક ધર્મ કામોમાં તેમના પ્રત્યેક વિભાગમાં દક્ષિણા મુકવી પડે છે ત્યારે આ પ્રમાણેની દક્ષણા તે કર્મ કરાવનાર બ્રાહ્મણેજ લેવી કે પછી સર્વ બ્રાહ્મણો વચ્ચે તેમના દરેકના ભાગ પાડીને આપવી ? ૨૦૮

**रथं हरेत चाध्वर्युर्ब्रह्माधाने च वाजिनम् ॥**
**होता वापि हरेदश्वमुद्गाता चाप्यनःक्रये ॥९॥**

દક્ષિણાના સંબંધમાં એવા શાસ્ત્રના કેટલાક નિયમો કરેલા છે કે અમુક દક્ષિણા અમુક શાખાવાળા અમુક ધર્મ કર્મ કરાવનારેજ લેવી જેમકે અધ્વર્યુએ હમેશાં રથની દક્ષિણા લેવી તેમજ બ્રહ્માએ અને હોમ કરાવનાર હોતા એ વેગ વાળો ઘોડો હોય તેની દક્ષિણા લેવી અને સામવેદના ભણુનારે સામગ્રી વડે ભરેલા રથનો સ્વીકાર કરવો૨૦૯

**सर्वेषामर्धिनो मुख्यास्तदर्धेनार्धिनोऽपरे ॥**
**तृतीयिन स्तृतीयांशाश्चतुर्थांशाश्च पादिनः ॥**
**॥ २१० ॥**

સો દિક્ષા–દક્ષીણા આપવાની હોય તો ત્હેમાંનો અર્ધ ભાગ સઘળા મળીને સોળ

રૂત્વીક તેમાંના પ્હેલા ચારનેઃ-૧ હોતા, ૨ અધ્વર્યું ૩ બ્રહ્મા અને ૪ ઉદ્દગાતા વચ્ચે વેંચી આપવો અર્થાત્ સો નંગમાંથી તેમની વચ્ચે અડતાલીસ આપવા એટલે હરેકને બાર બાર આપવાં જેમ કે યજમાન સો ગૌદાન આપવાનો વિચાર રાખતો હોયતો ૪૮ પહેલા ચારને આપવી અને ત્યાર પછીના અનુક્રમના ચારને પહેલા ચારના દાનથી પણ અર્ધું ધન આપવું એટલે ચોવીસ આપવી અને ત્યાર પછીના ત્રીજા ચારને પહેલા ચારના દાનનો ત્રીજો ભાગ આપવો એટલે સોળ આપવી અને છેલ્લા ચારને પહેલાનો ચોથો ભાગ એટલે બાર આપવી. ૨૧૦

**संभूय स्वानि कर्माणि कुर्वद्भिरिह मानवैः ॥**
**अनेन विधियोगेन कर्तव्यांशप्रकल्पना ॥११॥**

ઉપર પ્રમાણેનું પોતપોતાના ભાગનું જે પ્રમાણ શાસ્ત્ર પ્રમાણે કહેવામાં આવ્યું છે તે પ્રમાણે બ્રાહ્મણોયે પ્રત્યેક ધર્મ કર્મ જે તેઓ કરાવે જેવાં કે યજ્ઞ કર્મ અને અન્ય ગૃહ વિધિ વિગેરે હોય તેમાં મળતા દાનને વેંચી લેવું. ૨૧૧

**धर्मार्थं येन दत्तं स्यात्कस्मैचिद्याचते धनम्॥**
**पश्चाच्च न तथा तत्स्यान्न दे यं तस्य तद्भवेत् ॥ १२ ॥**

આપેલુ દાન પાછું ક્યારે લઈ શકાય અથવા તો આપવાને માટે પ્રતિજ્ઞા કરેલી હોય તે દાન ક્યારે ના આપી શકાય ?

જ્યારે કોઇ માણસ બીજાની પાસેથી અમુક ધર્મ કર્મ-હોમ કર્મ વિગેરે કરવાને બ્હાને કાંઇ પણ દાન લઇ જાય છે અને પછી જે કાર્યને માટે લીધું હોય છે તે કરતો નથી તો દાન આપનાર આપેલું દ્રવ્ય તેની પાસેથી પાછું મેળવી શકે છે તેજ પ્રમાણે જો કોઈ માણસ કાંઇ પણ ધર્મના કર્મને માટે કાંઇ પણ દાન આપવાની પ્રતિજ્ઞા કરે છે અને પછી તે માણસ પોતાનો વિચાર દાન મેળવ્યા પછી કાંઇ બીજા કામમાં દ્રવ્યનો વ્યય કરવાનો વિચાર કરતો હોય તેમ જણાય છે તો દાન આપવાને પ્રતીજ્ઞા કરનાર માણસ પોતાની મરજી પ્રમાણે દાન ન આપવું હોય તો ન પણ આપે. ૨૧૨

**यदि संसाधयेत्तत्तु दर्पाल्लोभेन वा पुनः ॥**
**राज्ञा दाप्यःसुवर्णं स्यात्तस्य स्तेयस्य निष्कृतिः ॥ १३ ॥**

અમુક ધર્મ કર્મના પુણ્યને માટે માગનાર ધણી દાન મેળવે છે અને પછી ધર્મ કર્મમાં ન વાપરતો હોય અને આપનાર ધણી રકમ પાછી માગે અને લેનાર ગર્વથી અથવા તો ઉદ્ધતાઇથી આપવાને માટે ઈનકાર જાય છે અથવા તો દાન આપનારે દાન આપ્યું ન હોય પણ આપવાને માટે વચન આપેલું હોય પણ પાછળથી દાન લેનાર જે ધર્મ કર્મને માટે દાન આપવાને માટે આપનારે વચન આપેલું હોય તે ધર્મ કર્મમાં લેનાર વાપરવાનો નથી એમ જણાતાં આપનાર ધણી દાન આપવાનો ન હોય પણ લેનાર વચન ઉપરથી આપનારના ઉપર જોરજુલમ કરીને કબુલેલી રકમ લેછે તો રાજા-ન્યાયાધિશે તેના ઉપર ચોરીનો ગુન્હો મુકવો અને તેનો એક સુવર્ણ જેટલો દંડ કરવો જોઇએ. ૨૧૩

**दत्तस्यैषोदिता धर्म्या यथा वदनपक्रिया ॥**
**अत ऊर्ध्वं प्रवक्ष्यामि वेतनस्यानपक्रियाम्॥ १४ ॥**

ઉપર પ્રમાણેના નિયમો ધર્મને માટેના આપેલા અથવા આપવાને કબુલેલા ધનનો લેનાર ધર્મમાં ઉપયોગ ન કરતાં અન્ય ઉપયોગ કરે ત્યારે પાછા લેવાનો અથવા નહીજ આપવાને માટે મહામુની મનુએ કહેલા છે. હવે હું નોકર ચાકરોને પગાર કેવી રીતે આપવા અને ક્યારે ક્યારે ન આપવા તે કહીશ. ૨૧૪

भृतोऽनार्तो न कुर्याद्यो दर्पात्कर्म यथोदितम् ॥
स दण्ड्यः कृष्णलान्यष्टौ न देयं चास्य वेतनम् ॥ १५ ॥

નોકર જો પોતે તંદુરસ્ત હોય છતાં ફક્ત અહંકાર અથવા તો શેઠના હુકમને ન સ્વીકારતાં તેને કહેલું કામ ન કરે તો તેનો આઠ રતી સોના જેટલો દંડ કરવો અને તે ઉપરાંત તેણે જેટલા દીવસ નોકરી કરી હોય તેટલા દીવસની નોકરીનો પગાર પણ આપવો નહી. ૨૧૫

आर्तस्तु कुर्यात्स्वस्थः सन्यथाभाषितमादितः ॥
स दीर्घस्यापि कालस्य तल्लभेतैव वेतनम् ॥ १६ ॥

પરંતુ જો નોકર માંદો હોય અને તેથી કામ કરવાને અશક્ત હોય અને જેટલો વખત માંદો હોય તેટલો વખત નોકરી ન કરે અને સાજો થયા પછી પાછો પહેલાંની માફકજ પોતાનું કામ સંતોષકારક રીતે કરે તો જેટલા દિવસ તે માંદો રહ્યો હોય તેટલા દિવસનો પણ તેને પગાર આપવો.૧૬

यथोक्तमार्तः सुस्थो वा यस्तत्कर्म न कारयेत् ।
न तस्य वेतनं देयमल्पोनस्यापि कर्मणः ॥ १७ ॥

જો કોઇ માણુસ અમુક કામ કરવાનું માથે રાખે છે અને ત્યાર પછી પોતે આજારી હોય તો તેને બદલે બીજા માણુસને કામે લગાડીને કામ પુરૂ કરાવતો નથી અથવા તો પોતે તંદુરસ્ત હોવા છતાં કામ કરતો નથી તેવા માણુસને તે કામને માટે ઠરાવેલી રકમ મળતી નથી એટલુંજ નહી પણ તેણે જેટલું કામ કર્યું હોય છે તેટલા કામના પણ પૈસા મળતા નથી. ૨૧૭

एष धर्मोऽखिलेनोक्तो वेतनादानकर्मणः ॥
अत ऊर्ध्वं प्रवक्ष्यामि धर्मं समयभेदिनाम् ॥ १८ ॥

પગારદાર માણુસોના પગારના નિયમ આ પ્રમાણે છે. હવે હું તમને જે માણુસો કબુલાતથી કામ માથે લે છે અર્થાત્ "કોન્ટ્રાકટ" અમુક રકમને માટે અમુક રકમમાં કામ પુરૂ કરી આપવાનું માથે લે છે. તેવા માણુસો જ્યારે પોતાની કબુલાત તોડે ત્યારે તેમને માટે શાસ્ત્રમાં શા શા નિયમો છે તે કહું છું. ૨૧૮

यो ग्रामदेशसंघानां कृत्वा सत्येन संविदम् ॥
विसंवदेन्नरो लोभात्तं राष्ट्राद्विप्रवासयेत् ॥१९॥

કોઇ ગામ વા દેશનો માણુસ અથવા તો વ્યાપારી–મહાજનમાંનો કોઈ માણુસ કેટલાક સજ્જનોની સમક્ષ પ્રતિજ્ઞા કરે કે હું આ પ્રમાણેનું કામ કરીશ અને આ પ્રમાણે નહી કરૂં અને તેવી પ્રતિજ્ઞા લીધા પછી જો તે માણુસ પોતાનું વચન તોડતો તેવા માણુસને રાજાએ પોતાના દેશથી–તેના ગામ બહાર કાઢવો અને મહાજનવાળાઓએ પણ તેનો ત્યાગ કરવો. ૨૧૯

निगृह्य दापयेच्चैनं समयव्यभिचारिणम् ॥
चतुःसुवर्णान्षण्निष्कांश्छतमानं च राजतम्
॥ २२० ॥

અથવા તો રાજાએ-ન્યાયાધિશે ઉપર પ્રમાણેના પોતાના વચનને તોડનાર ગુન્હેગારને પકડી મંગાવવો અને તેના ગુન્હાને માટે તેનો ચાર સુવર્ણ છ નિષ્ક અથવા એક શત્‌માન ચાંદિ જેટલો દંડ લેવો. જો ગુન્હો ગંભીર હોય તો ત્રણેનો સામટો દંડ લેવો અને થોડો હોય તો તેના પ્રમાણે દંડ કરવો. ૨૨૦

एतद्दण्डविधिं कुर्याद्धार्मिकः पृथिवीपतिः ॥
ग्रामजातिसमूहेषु समयव्यभिचारिणाम् ॥२१॥

ગામમાંના કોઇપણ માણસે પછી તે ચાર વર્ણમાંથી ગમે તે વર્ણનો હોય પણ વચન તોડયાનો ગુન્હો કર્યો હોય તો તેને માટેની શીક્ષા કરવાને માટેનો ઉપરનો નિયમ તે પ્રધાન નિયમ ન્યાયાધિશે જાણવો.૨૨૧

क्रीत्वा विक्रीय वा किञ्चिद्यस्येहानुशयो भवेत्॥
सोऽन्तर्दशाहात्तद्द्रव्यं दद्याच्चै वाददीत च ॥
॥ २२ ॥

જમીન અથવા ઘરબાર અથવા તો વાસણકુસણ જે વસ્તુઓના ભાવમાં થોડા ઘણા વખતમાં ઝાઝો ફરક પડી જતો ન હોય તેવી વસ્તુનો વેચનાર અથવા લેનાર વેચ્યા અથવા ખરીદ્યા પછી મનમાં પસ્તાય કે આ પ્રમાણે કરવામાં મ્હેં બરોબર મુલ્ય લીધું નહી અથવા તો મ્હેં વધારે આપ્યું છે અને તેથી કરીને તેનો વિચાર વેચાણ-ખરીદનો કરાર રદ કરવાનો થાય તો વેચાણ અથવા ખરીદી થયા પછીના દશ દીવસમાં તે તમ કરી શકે છે. ૨૨૨

परेण तु दशाहस्य न दद्यान्नापि दापयेत् ॥
आददानो ददच्चैव राज्ञा दण्ड्यः शतानि
षट् ॥ २३ ॥

વેચાણ અથવા ખરીદીને દશ દીવસ થયા પછી ઉપર પ્રમાણેના વેચાણ ખરીદના કરારને રદ કરી શકાતો નથી તેમ છતાં પણ જે માણસો વેચાણ રદ કરીને પૈસા પાછા આપી વસ્તુનો કબજો પુનઃ પોતાનો કરે છે તો તેવા માણસોને શાસ્ત્ર પ્રમાણે ગુન્હેગાર ગણીને ન્યાયાધિશે-રાજાએ દરેકને છસો છસો પણના દંડની શીક્ષા કરવી. ૨૨૩

यस्तु दोषवतीं कन्यामनाख्याय प्रयच्छति ॥
तस्य कुर्यान्नृपो दण्डं स्वयं षण्णवतिं पणान्
॥ २४ ॥.

જો કોઈ માણસ પૈસાની લાલચને લીધે કન્યાવિક્રય કરીને વરને ઊંધુચતું સમજાવીને ખોડ ખાંપણ વાળી કન્યા પરણાવે છે તો તેવા માણસનો રાજાએ ૯૬ પણ જેટલો દંડ કરવો. ૨૨૪

अकन्येति तु यः कन्यां ब्रूयाद्द्वेषेण मानवः॥
स शतं प्राप्नुयाद्दण्डं तस्या दोषमदर्शयन्॥२५॥

અમુક માણસ જો કોઇ કન્યા ઉપર ખોટો આરોપ મુકે કે તે કન્યા નથી તો તેને રાજાએ પોતે જે આરોપ મુકયો છે તે પુરવાર કરવાને માટે ફરજ પાડવી અને તેની સાબીતીઓ મેળવવામાં જો તે નિષ્ફળ જાય તો તેને ગુન્હેગાર ગણીને બેનો સો પણ દંડ કરવો. ૨૨૫

पाणिग्रहणिका मन्त्राः कन्यास्वेव प्रतिष्ठिताः॥
नाकन्यासु क्वचिन्नॄणां लुप्तधर्मक्रिया हि ताः
॥ २६ ॥

" अर्यमणंनु देवंकन्या अग्निमयक्षत " આ પ્રમાણેનો વિવાહ વિધીને માટેનો વેદમાં કહેલો મંત્ર શુદ્ધ કન્યાના વિવાહને માટેજ લાગુ પડે છે અર્થાત્ જે કન્યાએ પોતાનું શીયલ ભંગ કરેલું છે તેને તે મંત્ર યોગ્ય નથી કારણ કે તેવી કન્યાઓ ક્ષતયોનિકા કહેવાય છે અને તેટલા માટે તેમના વિવાહને માટે જૂદાજ મંત્રો વેદમાં બાંધેલા છે. ૨૨૬

**पाणिग्राहणिका मन्त्रा नियतं दारलक्षणम् ॥**
**तेषांनिष्ठा तु विज्ञेया विद्वद्भिः सप्तमे पदे ॥२७॥**

ઉપર પ્રમાણેનો વેદનો જે મંત્ર શુદ્ધ કન્યાના વિવાહને માટે કહેલો છે તે કન્યા ઉપર ભાર્યાત્વની સિદ્ધી મેળવવાને માટે અગત્યનો છે અર્થાત્ " सखा सप्तपदी भव " આ મંત્રને અનુસરતાં વરકન્યાને વિવાહ વિધિમાં સાત ફેરા ફેરવવામાં આવે છે જેને મંગળફેરા કહેવાય છે. આ ફેરામાં છેલ્લો સાતમો ફેરો પૂર્ણ થાય છે ત્યારે વરનું કન્યા ઉપર સ્વામીત્વ સંપૂર્ણ સિદ્ધ થાય છે અર્થાત્ તેઓ બન્ને અરસપરસ શાસ્ત્રના નિયમ પ્રમાણે જોડાય છે પણ સાતમો ફેરો પૂર્ણ થતાં પહેલાં બેમાંથી એકને બીજા ઉપર અભાવ થાય અને તેથી વિવાહ બંધ રાખવાને ચહાયતો તેમ કરી શકાય છે. ૨૨૭

**यस्मिन्यस्मिन्कृते कार्ये यस्येहानुशयोभवेत् ॥**
**तमनेन विधनेन धर्म्ये पथि निवेशयेत् ॥२८॥**

ફક્ત માલ વેચવા લેવામાં નહી પણ સંસારના વ્યવહારમાં પણ બાપ લે કરવાના રિવાજને જે માણસ ના પસંદ કરતો હોય તેવા માણસને શાસ્ત્રના નિયમોને જાણનાર રાજાએ–ન્યાયાધિશે નિચે પ્રમાણેના નિયમો સમજાવીને સારા માર્ગે દોરવા જોઇએ. ૨૨૮

**पशुषु स्वामिनां चैव पालानां च व्यतिक्रमे ॥**
**विवादं संप्रवक्ष्यामि यथावद्धर्मतत्त्वतः ॥२९॥**

હવે ગાયો બળદ–ઘોડા વિગેરે પ્રાણીઓને રાખનારના તેમજ હેમને સાચવવાને માટે રાખવામાં આવેલા ગોવાળ અને તેવા નોકરોની વચ્ચે થતા કજીયા શા શા નિયમ પ્રમાણે ન્યાયાધિશે ચુકવવા તે કહેવાશે. ૨૨૯

**दिवा वक्तव्यता पाले रात्रौ स्वामिनि तद्गृहे ॥**
**योगक्षेमेऽन्यथा चेत्तु पालो वक्तव्यतामियात् ॥ २३० ॥**

દિવસે પશુ રાખનાર માણસ જ્યારે ચરાવનારને પોતાનું જાનવર સોંપે છે અને ત્યાર પછી તે પ્રાણી કોઇને વગાડે છે અથવા તો કોઇના ઘરમાં જઇને કે ખેતરમા જઇને ધાન્ય વીગેરે ખાઇ જઇને નુકશાન કરે તો તેનો જવાબ ગોવાળને અથવાતો જેના કબજામાં તે સમયે પ્રાણીને સોંપવામાં આવેલુ હોય છે તેને શીર છે પરંતુ ચરીને આવ્યા પછી માલ ધણીને સોપ્યું હોય અને ત્યાર પછી તે પ્રાણી પોતાના થાનમાંથી છુંટું થઈ જાય અને કોઇને ઉપદ્રવ કરેતો તેનો જવાબદાર માલીક પોતેજ ગણાય છે અને જો રાત અને દિવસ બન્ને સમયને માટેજ કોઇને ત્યાં તે પ્રાણીને અમુક સમય સુધી સોંપવામાં આવ્યું હોયતો તે સમયમાં જે કાંઇ નુકશાન તે પ્રાણીથી કોઇને ખમવુ પડે છે તેનો જવાબદાર ચારનાર ધણી છે ૨૩૦

**गोपः क्षीरभृतो यस्तु स दुह्याद्दशतो वराम् ॥**
**गोस्वाम्यनुमते भृत्यः सा स्यात्पालेऽभृते भृतिः ॥ ३१ ॥**

જે ગોવાળ ફક્ત ગાયના દુધ પેટેજ ગાયોનુ રક્ષણુ કરવાને રહ્યો હોય તેણે પોતાના શેઠની પરવાનગી મેળવીને તેને પાળવાને માટે આપેલી હોય ત્હેમાંથી દશ ગાયોમાં એક સારી ઉત્તમ ગાય જે હોય તેનું દુધ લેવુ અથવા એક ગાયનુ દુધ પોતાના પગાર પેટે હમેશાં લેવુ અને દશ ગાયો ત્હેના બદલામાં પાળવી આ પ્રમાણેનો બંદોબસ્ત જ્યારે તેના શેઠ તરફથી તેને ભોજન વિગેરે કાંઇ બીજુ મળતું ન હોય ત્યારેજ કરવો. ૨૩૧

नष्टं विनष्टं कृमिभिः श्वहतं विषमे मृतम् ॥
चीनं पुरुषकारेण प्रदद्यात्पाल एव तु ॥३२॥

આ પ્રમાણે ગાયોને પાળવાને માટે રાખેલો ગોવાળ જો બરોબર ધ્યાન રાખીને ત્હેમને સાચવે નહી અને તેથી કરીને તેની બે દરકારીથી કોઇ ગાય નાશી જાય અને પાછી આવે નહી, કોઇ ઝેરી જંતુના કરડવાથી ગાયનું મરણુ નીપજે, હડકાયાં ઝેરી કુતરાં વિગેરેથી તેમનું રક્ષણુ બરાબર ન થવાથી કદાચ તેવા કોઇ કુતરાના કરડવાથી જો કોઈ ગાય મરી જાય, અથવા તો ગાયોને હાંકીને લઈ જતાં બરાબર ધ્યાન આપીને સારે રસ્તે ન હાંકતાં એવા ખાડા ખૈયા વાળા રસ્તેથી લઇ જવામાં ગાયનો પગ ભાગી જાય અને તેને કાંઇ ભારે નુકશાન થાય અથવા તો ઉંડા ખાડામાં સરી પડવાથી મરી જાય તો તે જાનવરની કીમત ગોવાળે પોતાના શેઠને ભરી આપવી ૨૩૨

विघुष्य तु हृतं चौरैर्न पालो दातुमर्हति ॥
यदि देशे च काले च स्वामिनः स्वस्य शंसति ॥ ३३ ॥

ચોર લોકો ઢોરને ચોરી ગયા હોય ને તેની પાછલ ગોવાળ પોકાર કરતો ગયો હોય પણુ ચોર લોકો ઘણુા બળવાન હોય અને તે પાછું આપવાને ના પાડતા હોય અને જો ત્હેની ખબર તરતજ ગોવાળે તે ઢોરના માલીકને આપી હોય કે આટલે દુર આવાને ફલાણુા ચોર તમારા ઢોરને ચોરી ગયા છે અને તેઓ મહા બલવાન છે અને ઢોર પાછું આપતા નથી તો તે ઢોરની કીમત ભરી આપવાને ગોવાળ બંધાયલો નથી. ૨૩૩

कर्णौ चर्म च वालांश्च बस्तिं स्नायुं च रोचनाम्
पशुषु स्वामिनां दद्यान्मृतेष्वङ्गानि दर्शयेत् ॥
॥ ३४ ॥

પાળનારને આપ્યા પછી તેને ત્યાં કુદરતી રીતેજ જો ઢોરનું મરણુ નીપજે તો પળાવનારે તે ઢોરના ખરા માલીકને તેનાં, અંગ–કાન, ચામડું, પુંછડું, નાભીથી ઉતરતો ભાગ, અંગ તથા રોચના–મસ્તીકમાંથી નિકળેલો ચીકણો પદાર્થ તેના માલીકને આપવાં અને તેનાં હાડકાં–ખરી સિંગડા વિગેરે જે સ્થળે પડેલાં હોય તે સ્થળપણુ તેને બતાવવું. ૨૩૪

अजाविके तु संरुद्धे वृकैः पाले त्वनायति ॥
यां प्रसह्य वृको हन्यात्पाले तत्किल्बिषं भवेत् ॥ ३५ ॥

ગોવાળ બકરાં અથવા ઘેટાંના ટોળાને જંગલમાં ચરાવવા લઇ ગયો હોય અને ત્યાં જો કોઇ ક્રુર પ્રાણી–વરૂ આવીને તેમના ઉપર હુંમલો કરે અને તેમ છતાં ગોવાળ બે દરકાર રહી તેમનું રક્ષણુ કરવાને

આવી ન પહોંચે તો જેટલાં ઘેટાં અથવા બકરાંને તે વરૂ મારી નાંખે તેટલાં ઘેટાં અથવા બકરાનું મુલ્ય તેણે તેમના માલીકને આપવું જોઇએ. ૨૩૫

**तासां चेदवरुद्धानां चरंतीनां मिथो वने ॥**
**यामुत्प्लुत्य वृको हन्यान्न पालस्तत्र किं ल्बिषी ॥ ३६ ॥**

પરંતુ જો આખું ટોળુ જંગલમાં ચરતું હોય અને ત્યાં પાછળથી એકા એક વરૂ અથવા તો કોઇ બીજું માંસારી પ્રાણી આવીને એકાદ ઘેટાને અથવા બકરાને મારી નાંખે કે લેઈ જાય તો તેને માટે રખવાળ જવાબદાર કાયદા પ્રમાણે કહેવાય નહી. ૨૩૬

**धनुःशतं परीहारो ग्रामस्य स्यात्समन्ततः ॥**
**शम्यापातास्त्रयो वापि त्रिगुणो नगरस्य तु ॥ ॥ ३७ ॥**

નાના ગામની ચારે દીશાએ સોસો હાથ જમીન પશુઓને ચારો ચરવાને માટે જગા રાખવી અને જો સારૂ મહોટું નગર હોય તો તેવા શહેરમાં તો તેના કરતાં ત્રણ ઘણી જમીન પ્રાણીના ચારાને માટે રાખવી. ૨૩૭.

**तत्रापरिवृतं धान्यं विहिंस्युः पशवो यदि ॥**
**न तत्र प्रणयेद्दण्डं नृपतिः पशुरक्षिणाम् ॥ ३८ ॥**

આ પ્રમાણેની વાવેતરને માટેની જગ્યામાં આવેલાં વગરવાડ વાળાં ખેતરમાં જો કોઇ ઢોર પેશી જાય અને તેમાંના વાવેતરને નુકશાન કરે તો તે ઢોરના રખવાળનો ખેતરનો ધણી ન્યાયાધિશ–રાજા પાસે લઇ જઇને દંડ કરાવી શકતો નથી કારણ કે આવા ખેતરમાં વાવેતર કરનારે પોતાના ખેતરમાં કરેલા વાવેતરનું રક્ષણ કરવાને માટે ખેતરની આસપાસ ઉંડી ખઈ અથવા તો વાડ કરાવવીજ જોઇએ. ૨૩૮

**वृतिं तत्र प्रकुर्वीत यामुष्ट्रो न विलोकयेत् ॥**
**छिद्रं च वारयेत्सर्वं श्वसूकरमुखानुगम् ॥ ३९ ॥**

આવાં વાવેતર વાળાં ખેતરની આસપાસ એવી તો ઉંચી કાંટાની અથવા તો કાંટા વાળાં ઝાડ–શુવર વીગેરેની વાડ બનાવવી કે જેના ઉપર થઇને ઉંટ પણ અંદરના વાવેતરને જોઇ શકે નહી તેમજ વાડમાં વજગાળે કુતરા અથવા ડુકકરનું માથું પેશી શકે તેવાં નાના પણ જો છીંડાં હોય તો તે પણ બરાબર બંધ કરવાં. ૨૩૯

**पथि क्षेत्रे परिवृते ग्रामान्तीयेऽथवा पुनः ॥**
**स पालः शतदण्डार्हो विपालांश्वारयेत्पशून् ॥ ॥ २४० ॥**

રાજમાર્ગમાં, ગામની ભાગોળે અથવા તો કાંટાની વાડથી રક્ષણ થયેલા વાવેતરવાળા ખેતરમાં પણ રખવાળ પાસે હોય છતાં જો કોઈ ઢોર અંદર ધશી જઇને નુકશાન કરે તો રખવાળે તેમ કરતાં અટકાવ્યું નહી તેટલા માટે રખવાનો સો પણ દંડ કરવો જોઇએ પણ જો રખવાળ સાથે ન હોય અને કોઇ ઢોર તે પ્રમાણે કરે છે તો તેને માટે રખવાળને જવાબ આપવો પડતો નથી. ૨૪૦

**क्षेत्रेष्वन्येषु तु पशुः सपादं पणमर्हति ॥**
**सर्वत्र तु सदो देयः क्षैत्रि कस्येति धारणा ॥ ॥ ४१ ॥**

શાસ્ત્રના નિયમો પ્રમાણે ખેડુતોને માટે એવો નિર્ણય કરેલો છે કે એક ખેડુતનાં

ઢોર જો બીજા ખેતરમાં જઇને નુકશાન કરે તો તેને માટે તેના માલીકનો સવા પણ દંડ કરવો અને જો આ પ્રમાણે ઘણાં ખેતરોમાં ઢોરથી નુકશાન થયેલું હોય તો જેટલું નુકશાન થયું હોય તે સઘળું ઢોરના માલીકે જેનું નુકશાન થયું હોય તેને ભરી આપવું. ૨૪૧

अनिर्दशाहांगां सूतां वृषान्देवपशूंस्तथा ॥
सपालान्वा विपालान्वा न दण्ड्यान्मनुरब्रवीत् ॥ ४२ ॥

જે ગાયને વિહાયાને ફક્ત દશજ દિવસ થયા હોય તે દરમીયાનમાં ખેતરના વાવેતર વા અન્ય સ્થળે તેનાથી થયેલા નુકશાનને માટે તેમજ ચક્રશુળ મારેલા ગોધા— અર્થાત્ મહાજનના ઢોરથી થયેલા નુકશાનને માટે, તેમજ દેવને અર્પણ કરેલાં પ્રાણીઓ અથવાનો ગાયોની સાથે સંબંધ કરવવાને માટે છુટા રાખેલા ગોધાએ જો કાંઇ નુકશાન કર્યું હોય તો આ સર્વ પ્રાણીઓ રખવાળ સાથે હોય અથવા તો રખવાળ ન હોય તો પણ કાંઈ પણ શિક્ષાને પાત્ર ગણાય નહી. ૨૪૨

क्षेत्रियस्यात्यये दण्डो भागाद्दशगुणो भवेत् ॥
ततोऽर्धदण्डो भृत्यानामज्ञानात्क्षेत्रियस्य तु ॥
॥ ४३ ॥

જ્યારે વાવેતરને ખેડુતના પોતાનાજ વાંકથી કાંઇ પણ નુકશાન થાય અર્થાત્ વાવેતર કર્યા પછી નિંદવા કાઢવા અથવા તો પાણી પાવામાં અથવા તો વરસાદ થાય તેવા સમયે વાવેતર કરવામાં ખેડુત બેદરકાર રહે અને તેથી કરીને પાક સારો ન થાય અથવા તો પાક થયો હોય અને તેના ઉપર જનાવરો તેમાં બિગાડ ન કરે તેની દેખરેખ ન રાખવાથી નુકશાન થાય તો રાજાનો જેટલો વાવેતર ઉપર કર વિઘોતી વિગેરે લેવાનો હકનો હિસ્સો હોય તેનાની દશઘણો ખેડુતનો દંડ કરવો જોઇએ પણ જો ખેડુતનો પોતાનો વાંક ન હોય પણ તેના નોકરોની ભુલથી પાકને નુકશાન પહોંચ્યું હોય તો તેને માટે સરકારને લેવાના હિસ્સા કરતાં પાંચઘણો દંડ કરવો. ૨૪૩

एतद्विधानमातिष्ठेद्धार्मिकः पृथिवीपतिः ॥
स्वामिनां च पशूनां च पालानां च व्यतिक्रमे ॥ ४४ ॥

ઢોરના રાખનાર અથવા તેમને પાળવાને માટે રાખેલા નોકરો વચ્ચે તકરાર થાય ત્યારે તેમજ ખેતરના વાવેતર વિગેરેને ઢોરથી થયેલા નુકશાનને માટે ઉપર કહ્યા તે પ્રમાણેના નિયમો પ્રમાણે ધર્મ પ્રધાન રાજાએ ન્યાય કરવો. ૨૪૪

सीमां प्रति समुत्पन्ने विवादे ग्रामयोर्द्वयोः ॥
ज्येष्ठमासि नयेत्सीमां सुप्रकाशेषु सेतुषु॥४५॥

જ્યારે બે ગામના માલીકો વચ્ચે અથવા તો રાજાઓ તથા જાગીરદારોને સીમા સંબંધી તકરાર હોય તો ન્યાયાધિશે જ્યેષ્ટ મહીનામાં જ્યારે ગ્રીષ્મ ૠતુના સખત તાપને લીધે ઘાસ વિગેરે પુરેપુરાં સુકાઇ ગયાં હોય અને સીમા શુદ્ધ જણાતી હોય ત્યારે તેનો નિર્ણય કરવો. ૨૪૫

सीमावृक्षांश्च कुर्वीत न्यग्रोधाश्वत्थ किंशुकान्॥
शाल्मलीन्सालतालांश्च क्षीरिणश्चै व पादपान्
॥ ४६ ॥

સીમાડો નક્કી કર્યા પછી તેની હદ હ-

મેશાં કાયમ રહે તેટલા માટે તે હદ ઉપર વડ, પીપળો, ખાખરો, તાડ વિગેરે જે ઝાડમાં ઝરણુ રહેતાં હોય અર્થાત્ દુધ હોય તેવાં ઝાડ રોપવાં કારણુ કે તેવાં ઝાડ ઘણા લાંબા કાળ સુધી રહે છે. ૨૪૬

**गुल्मान्वेणूंश्च विविधाञ्छमीवल्लीस्थलानि च॥ शरान्कुब्जकगुल्मांश्च तथा सीमा न नश्यति ॥ ४७ ॥**

સીમા નક્કીકર્યા પછી તે કાયમને માટે રહે તેમ કરવાને માટે તેની હદ ઉપર ગુચ્છાવાળા છોડ કે જેમાંથી શાખાઓ નીકળતી નથી પણ જે ફેલાયા કરે છે તેવા છોડ, વાંસના તથા શરૂ અથવા કૌવચના ઝાડ જે હમેશાં મોટાં વધે છે અને ઘણા કાળ સુધી તેવાંને તેવાં રહે છે તે બાવળ અથવા તો થોર વિગેરે કાંટાવાળા નાના મોટા છોડ કે લતાઓવાળી વાડ બનાવવી અથવા તો જે જગ્યાએ સીમાડો પુરો થતો હોય ત્યાં ઉંચી ચારે તરફ માટીની ધાર બાંધવી. ૨૪૭

**तडागान्युदपानानि वाप्यः प्रस्रवणानि च ॥ सीमासंधिषु कार्याणि देवतायतनानि च ॥ ॥ ४८ ॥**

બે ગામની સીમા હોય ત્યાં જે સ્થળથી પ્રત્યેક ગામની જુદી જુદી હદ થતી હોય ત્યાં તળાવ, વાવ, કુવા વિગેરે જળાશયો અથવા તો શિવાલય અથવા દેવમંદિર વિગેરે સાર્વજનીક સ્થાનો બંધાવવાં જેની પ્રસિદ્ધીને લીધે તે તે સ્થળનો લાભ લેનાર માણસો પણ સીમાડા સંબંધી સાક્ષી આપી શકે છે. ૨૪૮

**उपच्छन्नानि चान्यानि सीमालिङ्गानि कारयेत्॥ सीमाज्ञाने नृणां वीक्ष्य नित्यं लोके विपर्ययम् ॥ ४९ ॥**

ઘણી વખતે માણસને બરાબર પોતાની હદનું જ્ઞાન હોતું નથી તેથી પરાયા માણસની હદ પોતે દબાવી પડે છે એમ બને છે તેટલા માટે પોતાની જમીનની હદનાં નિશાન વાડ, ઝાડ વિગેરે કરીને જે પ્રમાણે ઉપરથી હદ સ્પષ્ટ માલુમ પડે તેમ કરે તેજ પ્રમાણે હદની તળે પણ કાંઇ નીશાન–ચિન્હ પોતાની સીમાને માટે રાખવાં જોઇએ જેવાંકે જ્યાં હદ પૂર્ણ થતી હોય ત્યાં તળે કુંડ અથવા તો પથ્થરની છાટો સામા સામી ખુણા ઉપર રાખવી. ૨૪૯

**अश्मनोऽस्थीनि गोवालांस्तुषान्भस्मकपालिकाः। करीषमिष्टकाङ्गाराञ्छर्करा वालुकास्तथा ॥ ॥ २६० ॥**

તેજ પ્રમાણે સીમા ઉપર મ્હોટી પથ્થરની છાટો, શીંગડાંઓ, હાડકાં, ગાયના વાળ, ચળામણુ રાખોડી કબાલા, માટીના ભાગેલાં વાસણો, છાણુ માટી, ઇંટ રોડાં, કોયલા, મ્રરડીયા, અને રેતી વિગેરે ચીજો ઘણા વખત સુધી જમીન ઉપર રહેવા છતાં પણ માટીની સાથે ભળી જતી નથી તેવી ચીજોને હદ ઉપર નાંખવી અથવા તો તેવા પદાર્થો ઘડા અથવા કોઠીમાં ભરીને તેમને સીમાના અંતમાં–ખુણામાં નીચે ઉતારે. ૨૫૦

**यानि चैवंप्रकाराणि कालाद्भूमिर्न भक्षयेत् ॥ तानि संधिषु सीमायामप्रकाशानि कारयेत् ॥ ॥ ९१ ॥**

આ ઉપરાંત જેજે વસ્તુઓ ઘણા કાળ સુધી જમીનમાં રહેવાથી નાશ પામતી

નથી અથવા તો કટાતી નથી તેવી વસ્તુઓ ને પણ ઘડામાં અથવા તો નાની કોઠીમાં ભરીને તે પાત્રને વચ્ચે અથવા તો હદના માલીકના ધ્યાનમાં આવે તે સ્થળે દાટવું અને તે સ્થળ ધ્યાનમાં રાખવું ૨૫૧

एतैर्लिङ्गैर्नयेत्सीमां राजा विवदमानयोः ॥
पूर्वभुक्त्या च सततमुदकस्यागमेन च ॥९२॥

બેગામની સીમા વચ્ચેનો ચુકાદો આપતી વખતે રાજાએ–ન્યાયાધિશે ઉપર કહ્યાં તે સઘળાં ચિન્હો ધ્યાનમાં લેઇને તેમની તપાશ કરીને ન્યાય આપવો અથવા તો બેગામની વચ્ચેની સીમા જો ગામ નદી નાતાની પર હોય છે તો તેનાથી પણ સિદ્ધ થાય છે અથવા તો ત્યાંના લોકોનો કયાં કયાં સુધીનો કબજો છે અર્થાત્ ત્યાનાં નો ખેતરો કયા કયા ગામ વાળાના તાબામાં છે તે પરથી પણ સીમાડો અંકાય છે ૨૫૨

यदि संशय एव स्याल्लिङ्गानामपि दर्शने ॥
साक्षिप्रत्यय एव स्यात्सी मावादविनिर्णयः॥
॥ ९३ ॥

ઉપર પ્રમાણેનાં ચિન્હો જમીન–હદ ઉપરનાં અથવા તો અંદરનાં એકાદ પક્ષકાર જાણી ગયો હોય અને તેથી તેણે તે કાઢી નાંખ્યાં અથવા તો બીજે સ્થળે દાટયાં હોય અને તેથી સીમા નક્કી કરી ન શકાયતો પછી ન્યાયાધિશે શાક્ષીઓના ઉપરજ પુરે પુરો ભરોસો રાખવો અને તેમની જુબાની પ્રમાણે સીમા નક્કી કરવી. ૨૫૩.

ग्रामीयककुलानां च समक्षं सीम्नि साक्षिणः॥
प्रष्टव्याः सीमलिङ्गानि तयोश्चैव विवादिनोः॥
॥ ९४ ॥

જ્યારે સિમાનો નિર્ણય સાક્ષીઓની જુબાની ઉપરજ આધાર રાખે ત્યારે ન્યાયાધિશે તે માટેના સાક્ષીઓને વાદી પ્રતિવાદિ તેમજ વાદિ પ્રતિવાદિ તરફથી આતેલા હોય તેવા માણસોની સમક્ષ બોલાવવા અને તેઓ સાંભળે તે પ્રમાણે તેમને તે સીમા સંબંધી સવાલ કરવા અને જુબાની લેવી ૨૫૪.

तेपृष्टास्तु यथा ब्रूयुःसमस्ताः सीम्नि निश्चयम्॥
निबध्नीयात्तथा सीमां सर्वांस्तांश्चैव नामतः ॥
॥ ९५ ॥

સાક્ષીઓ જેમજેમ પોતાની જુબાની આપતા જાય તેમતેમ સિમાને માટે તેઓએ શાંશા ચિન્હ કહ્યાં અને શાશા ખુલાશા. આપ્યા છે તે પાછા કાલ વ્યતિત થતાં વિસરાય નહી તેટલા માટે ન્યાયાધિશે જેજે સાક્ષીઓએ પોતાની જુબાની આપી હોય તેનું નામ તથા તેના ખુલાસા તરતજ નોધી લેવા ૨૫૫.

शिरोभिस्ते गृहीत्वोर्वीं स्रग्विणो रक्तवाससः॥
सुकृतैः शापिताःस्वैःस्वैर्नयेयुस्ते समञ्जसम् ॥
॥ ९६ ॥

સીમાની તકરારના સંબંધમાં પોતાની સાક્ષી જુબાની આપવા આવેલા સાક્ષીઓને ન્યાયાધિશે લાલ ફુલની માળા–હાર પ્હેરાવવા તેમનાં વસ્ત્ર પણ લાલજ હોવાં જોઇએ. તેમના પ્રત્યેકના માથા ઉપર માટી મુકવી અને પોતાની સમક્ષ તેમને સોગન આપવા કે જો અમે અમારી સાક્ષીમાં કાંઇ પણ અસત્ય કહીએ તો હમારાં અત્યાર સુધીનાં કરેલાં સુકૃતનો નાશ થજો· ૨૫૬

यथोक्तेन नयन्तस्ते पूयन्ते सत्यसाक्षिणः ॥
विपरीतं नयन्तस्तु दाप्याः स्युर्द्विशतं दमम् ॥
॥ ५७ ॥

ઉપર પ્રમાણે રક્ત પુષ્પના હાર તથા રક્ત વસ્ત્રો ધારણ કરીને માથા ઉપર માટી મુકી સોગન લીધા પછી જે શાસ્ત્રના નિયમો પ્રમાણે પોતાની સાક્ષી સાચેસાચી આપે છે તે પોતાના પાપમાંથી મુક્ત થાય છે પણ જો સાક્ષી આપનાર આ પ્રમાણે કર્યા છતાં પણ અસત્ય ભાષણ કરે છે તો તે ૨૦૦ પણના દંડને પાત્ર થાય છે અર્થાત્ ઉપર પ્રમાણે કર્યા પછી સાક્ષી આપનાર અસત્ય ભાષણ કરે છે તે પ્રમાણે જો રાજા—ન્યાયાધિશને જણાય છે તો તેણે તેનો ૨૦૦ પણ દંડ કરવો. ૨૫૭

साक्ष्यभावे तु चत्वारो ग्रामाः सामन्तवासिनः ॥
सीमाविनिर्णयं कुर्युःप्रयता राजसन्निधौ ॥५८॥

સિમાના સવાલનો નિર્ણય કરવામાં જો સાક્ષી ન મળી આવે તો રાજા—ન્યાયાધિશે પ્રત્યેક ગામની ચાર ચાર દિશામાં દુરના રહેનાર ચાર ચાર માણસોને પોતાની સમક્ષ બોલાવવા અને તે સવાલ તેમને પુછી તેમના ઠરાવને સાંભળીને તકરારનો ચુકાદો આપવો. ૨૫૮

सामन्तानामभावे तु मौलानां सीम्नि साक्षिणाम् ॥
इमानप्यनुयुञ्जीत पुरुषान्वनगोचरान् ॥५९॥

ઉપર પ્રમાણેના માણસો પણ જો સાક્ષી આપવામાં કુશળ ન હોય તેમજ પરાપૂર્વથી તે ગામના રહીશ ન હોવાથી ગામની સિમા વિગેરેથી કેવળ અજ્ઞાન હોય ત્યારે હવે પછી કહેવામાં આવશે તેવા જંગલમાં વસનારાઓને બોલાવવા અને તેમની સાક્ષી લેવી અને પછી જેમ પોતાને યોગ્ય લાગે તે પ્રમાણે તેનો નિર્ણય આણવો. ૨૫૯

व्याधाञ्छाकुनिकान्गोपान्कैवर्तान्मूलखानकान् ॥
व्यालग्राहानुञ्छवृत्तीनन्यांश्च वनचारिणः ॥२६०॥

પારધી, શિકારીઓ, ગોવાળીઆ—ભરવાડો માછીઓ,સાપ પકડનાર વાદીઓ, શીલ વૃતિવાળાઓ જેઓ ખેતરોમાં પડેલા કણસલાં વિગેરે વિણીને તેમાંથી દાણા કાઢી પોતાનું ગુજરાન ચલાવતા હોય, માળી લોકો જેઓ ફળ ફુલ વીણવાને હમેશાં જંગલમાં જનાર હોય તથા લાકડાંના ભારા બાંધીને લાવનાર માણસોને બોલાવી તેમની સાક્ષી લેવી કારણ કે એવા માણસોને હમેશાં પોતાના વ્યાપારને અર્થે જંગલમાં જવું પડે છે અને તેથી તેઓ ગામની સીમા બરાબર જાણતા હોય છે. ૨૬૦

ते पृष्टास्तु तथा ब्रूयुः सीमासंधिषु लक्षणम् ॥
तत्तथा स्थापयेद्राजा धर्मेण ग्रामयोर्द्वयोः ॥
॥ ६१ ॥

ઉપર પ્રમાણેના જંગલના જાણીતા માણસોની સાક્ષી લેતાં તેઓ જે પ્રમાણે કહે તે પ્રમાણે રાજાએ—ન્યાયાધિશે સિમા નક્કી કરીને પ્રત્યેક ગામની હદ બાંધી આપવી જોઇએ. ૨૬૧

क्षेत्रकूपतडागानामारामस्य गृहस्य च ॥
सामन्तप्रत्ययो ज्ञेयः सीमासेतुविनिर्णयः ॥६२॥

એકજ ગામમાં આવેલા ઘર, ખેતર, કુવા, વાવ તલાવ તથા બાગ બગિચાની હદ નક્કી કરવામાં જો તકરાર થાય તો ન્યાયાધિશે તે સ્થળોના પાડોસીઓની સાક્ષી

પ્રમાણે હદ નક્કી કરવી પણ પારધી વિગેરેની સાક્ષી તેવા કામમાં લેવી નહી. ૨૬૨

सामन्ताश्चेन्मृषा ब्रूयुः सेतौ विवदतां नृणाम् ॥
सर्वे पृथक्पृथग्दण्ड्या राज्ञा मध्यमसाहसम् ॥
॥ ६३ ॥

ઉપર પ્રમાણે એકજ ગામમાં આવેલાં ખેતર ઘર વિગેરેની હદમાં સાક્ષી આપવાને માટે બોલાવેલા પાડોસીઓમાંથી જો કોઇ જુઠું બોલે તો તેણે મધ્યમ સાહસ કર્યું છે એમ ગણીને ન્યાયાધિશે તેનો ૨૦૦ પણ જેટલો દંડ કરવો અને જો સઘળા સાક્ષીઓ જુઠું બોલ્યા હોય તો પ્રત્યેકનો તેટલો તેટલો દંડ કરવો. ૨૬૩

गृहं तडागमारामं क्षेत्रं वाभी षया हरन् ॥
शतानि पञ्च दण्ड्यःस्यादज्ञानाद्द्विशतो दमः ॥
॥ ६४ ॥

ઘર તળાવ, બાગ, ખેતર વિગેરેમાં જો કોઇ માણસ પારકાની હદ તેને મારવાનો અથવા અન્ય કોઈ ભય આપીને દબાવી પડે છે અને તેણે તેમ કરેલું છે એવું જો તેના ઉપર પુરવાર થાય છે તો તેનો ૫૦૦ પણ જેટલો દંડ ન્યાયાધિશે કરવો પણ જો અમુક માણસે પોતાના ભ્રમમાં અજાણ પણે પારકાની હદ પોતાના તાબામાં લીધી હોય તો તો ફકત તેને ૨૦૦ પણ જેટલોજ દંડ ભરવો પડે છે. ૨૬૪

सीमायामविषह्यायां स्वयं राजैव धर्मवित् ॥
प्रदिशेद्भूमिमेतेषामुप कारादिति स्थितिः ॥६५॥

પણ જ્યારે ઉપર પ્રમાણેના નિયમો જે સિમાડો નક્કી કરવાને માટે કહ્યા તેમાંના કોઇથી પણ બે ગામ વચ્ચેની સીમા નક્કી ન કરી શકતી હોય તો રાજાએ શું કરવું તે ઉત્તમ કહેવાય ? આવે પ્રસંગે બંન્ને પક્ષકારો તરફથી નિષ્પક્ષપાત થઇને રાજાએ જે સીમાને માટે તકરાર ચાલતી હોય ત્યાં જવું અને જે ગામના માણસોને તહેમના તરફ હદ બાંધી આપવાથી ભવિષ્યમાં વધારે લાભ થતો હોય અને તેથી જો સામા પક્ષ વાળાને દેખીતો ભારે ગેર લાભ ન હોય તો રાજાએ–ન્યાયાધિશે પોતાની મરજીમાં જેમ યોગ્ય લાગે તે પ્રમાણે હદ બાંધી આપવી આવો ધર્મ શાસ્ત્રે નિયમ કરેલો છે. ૨૬૫

एषोऽखिलेनाभिहितो धर्मः सीमाविनिर्णये॥
अत ऊर्ध्वं प्रवक्ष्यामि वाक्पारुष्यविनिर्णयम् ॥
॥ ६६ ॥

મહામુની મનું કહે છે કે હે મહર્ષિયો આપને સિમા નક્કી કરવાને માટેના ધર્મ સાસ્ત્રના સર્વ ધર્મ નિયમ મેં કહ્યા હવે દંડ પારુષ્ય પહેલાં વાક્ પારુષ્ય છે માટે વાક્પારુષ્ય અર્થાત્ બોલેલા શબ્દો કેમ બોલવા વિચાર કરીને બોલવાને માટેના શાસ્ત્રના નિયમો કહું છું તે સાંભળશો. ૨૬૬

शतं ब्राह्मणमाक्रुश्य क्षत्रियो दण्डमर्हति ॥
वैश्योऽप्यर्धशतंद्वेवाशूद्रस्तु वधमर्हति ॥६७॥

જો ક્ષત્રી કોઈ બ્રહ્માણના ઉપર કાંઇ આળ ચઢાવે અથવા તો તેની નિંદા કરે જેમ કે કોઇ બ્રાહ્મણને કહે કે આતો ચોર છે તો તેવા અઘટીત ભાષણને માટે તેનો સો પણ દંડ કરવો જોઇએ પણ જો કોઇ વૈશ્ય તે પ્રમાણે બ્રાહ્મણને કહે તો ક્ષત્રીય કરતાં તેનો દોઢ ઘણો અર્થાત દોઢસે. પણનો દંડ કરવો અને જો શુદ્ર તેમ કહે તો તેને તે દેહીક શીક્ષા કરવી જોઇએ. ૨૬૭

पञ्चाशद्ब्राह्मणो दण्ड्यः क्षत्रियस्याभिशंसने॥
वैश्ये स्यादर्धपञ्चाशच्छूद्रे द्वादशको दमः ॥
॥ ६८ ॥

પણ જો તેથી ઉલટું બ્રાહ્મણ કોઈ ક્ષત્રીના ઉપર તે પ્રમાણેનું અઘટીત આળ મુકે તો બ્રાહ્મણને ૫૦ પણ દંડ કરવો જો વૈશ્યને કહે તો ૨૫ અને શુદ્રને કહે તો તેનો બ્રાહ્મણને ૧૨ પણ દંડ કરવો જોઈએ ૨૬૮

समवर्णे द्विजातीनां द्वादशैव व्यतिक्रमे ॥
वादेष्ववचनीयेषु तदेव द्विगुणं भवेत्॥ ६९ ॥

પોતાની સવર્ણમાંના એક એકના ઉપર તોમત અથવા આક્ષેપ મુકે તો બ્રાહ્મણ ક્ષત્રી અને વૈશ્ય દરેકને બાર બાર પણનો દંડ ભરવો પડે પણ પોતપોતામાં પણ જો ન દેવાય તેવી ગાળો દે અથવા તો અપ શબ્દ બોલે તો પહેલાં જે દંડ કહ્યો તેનાથી બમણો દંડ તહેમને પ્રત્યેકને આપવો પડે છે. ૨૬૯

एकजातिर्द्विजातींस्तु वाचा दारुणया क्षिपन्॥
जिह्वायाः प्राप्नुयाच्छेदं जघन्यप्रभवो हिसः॥
॥ २७० ॥

શુદ્રનો દ્વિજાતીમાંના કોઇને એવો શબ્દ કહે કે જેથી સામાનું અપમાન થાય તો તેને છેદની શીક્ષા કરવી અર્થાત તેણે બોલેલા અપશબ્દને માટે તેની ઝાંઘમાં છેદ પાડવો કારણ કે તેવા માણસો બ્રહ્માની ઝાંઘમાંથી ઉત્પન્ન થયેલા ગણાય છે. ૨૭૦

नामजातिग्रहं त्वेषामभिद्रोहेण कुर्वतः ॥
निक्षेप्योऽयोमयः शङ्कुर्ज्वलन्नास्ये दशाङ्गुलः
॥ ७१ ॥

જે કોઇ માણુસ કોઇના નામને અથવા તો જાતીને અપશબ્દ લગાડી જેમકે બ્રાહ્મણ હોય અને તેને કોઇ શુદ્ર એમ કહે કે હે ? યજ્ઞદત્ત તું બ્રાહ્મણોમાં નીચો છે તો આ પ્રમાણેના ભાષણ કરનારના મ્હોંમાં દશ આંગળ જેટલો લાંબો અગ્નીમાં તપાવીને લાલચોળ કરેલો સળીયો ખોસી ઘાલવો જોઇએ. ૨૭૧

धर्मोपदेशं दर्पेण विप्राणामस्य कुर्वतः ॥
तप्तमासेचयेत्तैलं वक्रे श्रोत्रे च पार्थिवः ॥७२॥

જે શુદ્ર સ્હેજસાજ ધર્મને જાણતો હોય તેવો માણસ જો પોતાના અલ્પજ્ઞાનથી ફુલાઇ જાઇને બ્રાહ્મણોને ધર્મનો ઉપદેશ કરવાને જાય તો રાજાએ તેના મ્હોં તથા કાનમાં કડકડતા ગરમ તેલને રેડાવવું કારણ કે શુદ્રને ધર્મનો ઉપદેશ સાંભળવા સરખાનો પણ અધિકાર નથી તો તેને શિખવવાનો તો હોયજ નહી માટે જ્યારે તે પોતાનો જ્યાં અધિકાર નથી તેવું કાર્ય કરે છે ત્યારે મહા પાતકી થાય છે અને તેટલા માટે ઉપર પ્રમાણેની શીક્ષા રાજાએ તેને કરવી. ૨૭૨

श्रुतं देशं च जातिं च कर्म शारीरमेव च ॥
वितथेन ब्रुवन्दर्पाद्दाप्यः स्याद्द्विशतं दमम् ॥
॥ ७३ ॥

જે માણસ અહંકારથી બીજા માણસને એમ કહે છે કે ત્હેને શ્રુતીનું જ્ઞાન નથી, તું કહે છે તે દેશમાં તહારો જનમ થયેલો નથી, તું કહે છે તે જાતનો તું નથી, ત્હારા શરીરના સંસ્કારો યથાવિધિ થયેલા નથી જેવા કે યજ્ઞોપવિત દેહ શુદ્ધિ વિગેરે થયેલાં નથી આ પ્રમાણેના મિથ્યા ભાષણ કરનારનો ૨૦૦ પણ દંડ કરવો જોઇએ. ૨૭૩

काणं वाप्यथवा खञ्जमन्यं वापि तथाविधम् ॥
तथ्येनापि ब्रुवन् दाप्यो दण्डं कार्षापणावरम्
॥ ७४ ॥

જો કોઈ માણસ કાણો, લંગડો અથવા તો એવી ખોડ ખાંપણવાળો હોય અને તેવાને ખોટું લગાડવાને માટે બીજો માણસ તેને લંગડો, લુલો, કાંણો વિગેરે કહે તો તે પ્રમાણે તેનું કહેવું સત્ય છે પણ તેમ કરવાથી સામાની લાગણી દુઃખાય છે તેટલા માટે કહેનારનો કમતીમાં કમતી એક પણ દંડ કરવો જોઇએ. ૨૭૪.

मातरं पितरं जायां भ्रातरं तनयं गुरुम् ॥
आक्षारयञ्छतं दाप्यः पन्थानं चाददद्गुरोः
॥ ७५ ॥

પોતાના માબાપ, સ્ત્રિ, ભાઇ, પુત્ર, અને ગુરૂને ગાળો દેનાર અથવા રસ્તામાં ગુરૂની સામા મળે ત્યારે તેમને પોતે ખશીને જવાને માટે માર્ગ નહી આપનારનો તેમજ પારકા માણસ આગળ તેમની સર્વેની નિંદા કરનાર માણસનો સો પણ દંડ કરવો જોઇએ. ૨૭૫.

ब्राह्मणक्षत्रियाभ्यां तु दण्डः कार्यो विजानता॥
ब्राह्मणे साहसः पूर्वः क्षत्रिये त्वेव मध्यमः
॥ ७६ ॥

બ્રાહ્મણ ક્ષત્રી જો પોતા પોતામાં એક એકને ગાળો દેતા હોય તો ન્યાય શાસ્ત્રને જાણનાર રાજાએ બંન્નેનો દંડ કરવો તેમાં બ્રાહ્મણનો કમતીમાં કમતી દંડ કરવો અને ક્ષત્રીનો મધ્યમ દંડ કરવો. ૨૭૬.

विट्शूद्रयोरेवमेव स्वजातिं प्रति तत्त्वतः ॥
छेदवर्जं प्रणयनं दण्डस्येति विनिश्चयः॥७७॥

તેજ પ્રમાણે વૈશ્ય અને શુદ્ર જો પોત પોતામાં ગાળો દે તો, તે બંન્ને પણ શિક્ષાને પાત્ર છે અર્થાત્ વૈશ્યનો પ્રથમ સાહસનો દંડ કરવો અને શુદ્રનો જાતી છેદન વિગેરેનો દંડ કરવો જોઇએ. ૨૭૭.

एष दण्डविधिः प्रोक्तो वाक्पारुष्यस्य तत्त्वतः॥
अतऊर्ध्वंप्रवक्ष्यामिदण्डपारुष्यनिर्णयम् ॥७८॥

ઉપર પ્રમાણેની શિક્ષા કરવાની વિધિ वाक्पारुष्यને માટે આપ સર્વને કહી હવે दंड पारुष्य અર્થાત્ મારા મારી કરી હોય ત્યારે શા પ્રમાણે શિક્ષા કરવી જોઇએ તેના નિયમ, ધર્મ આપને કહીશ તે સાંભળો. ૨૭૮.

येन केनचिदङ्गेन हिंस्याच्चेच्छ्रेष्ठमन्त्यजः ॥
छेत्तव्यं तत्तदेवास्य तन्मनोरनुशासनम् ॥७९॥

મનુ મુનીના ધર્મ અને ન્યાય શાસ્ત્રનાં નિયમો પ્રમાણેનો એવો ઉપદેશ છે કે જો કોઇ શુદ્ર–અંત્યજ, પોતાના કોઇ પણ અવયવ વડે નજરો નજર અથવા તો છુપાઇને પણ દ્વિજાતીના ઉપર ઘા કરે તો ન્યાયાધિશે તેના તે અવયવને કાપી નાંખવાની શિક્ષા તેને કરવી પછી જો અવયવ એવો હોય કે તેનુ તાડન છેદન કરવાથી ગુન્હેગારના જીવને જોખમ થાય તો તેનો વિચાર કરીને જે પ્રમાણે તેવો ભય દુર થાય પણ યોગ્ય શિક્ષા ગુન્હેગારને પહોંચે તેટલોજ ભાગ તે અવયવને કપાવવો. ૨૭૯.

पाणिमुद्यम्य दण्डं वा पाणिच्छेदनमर्हति ॥
पादेन प्रहरन्कोपात्पादच्छेदनमर्हति ॥२८०॥

જે માણસ સ્હામા માણસના ઉપર ગુસ્સે થઇને તેને મારવાને માટે પોતાનો હાથ ઉગામે છે અથવા તો પોતાના હાથમાં કાંઇ શસ્ત્ર અથવા લાકડી લઇને પ્રહાર કરે છે તેનો તે હાથ કાપી નાંખવાની

ન્યાયાધીશે-રાજાએ શીક્ષા કરવી જે માણસ સ્હામા માણસને લાત મારે છે ત્હેનો પગ કાપી નાંખવાની સજા કરવી જોઇએ. અર્થાત્ જે જે અવયવનો સ્હામા માણસને પ્રાહાર કરવામાં તે ઉપયોગ લેછે તેતે અવયવો તેના કાપી નાંખવા જોઇએ.૨૮૦

सहासनमभिप्रेप्सुरुत्कृष्टस्यापकृष्टजः ॥
कट्यां कृताङ्को निर्वास्यः स्फिचं वास्यावकर्तयेत् ॥ ८१ ॥

જો શુદ્ર પોતાને અધિકાર નથી તેવા બ્રાહ્મણના સ્થાન ઉપર બેસવાને માટે ગર્વ કરીને આવે તો તેણે બ્રાહ્મણનું તેમ કરીને અપમાન કર્યું છે એમ ગણીને ન્યાયાધીશે ત્હેની કેડમાં ગરમ કરેલા લોઢાથી ડામ દેવડાવવો અને ત્યાર પછી તેનો દેશ નિકાલ કરવો અથવા તો જેવી રીતે તેના જીવનુ જોખમ ન થાય તેવી રીતે કટી તથા તેની નીચેના ભાગને કપાવવો. ૨૮૧.

अवनिष्ठीवतो दर्पाद्वावोष्ठौ छेदयेन्नृपः ॥
अवमूत्रयतो मेढ्रमवशर्धयतो गुदम् ॥ ८२ ॥

જો તે બ્રાહ્મણના ઉપર કફ-ગળફો-થુંક વિગેરે નાંખીને બ્રાહ્મણને અપવિત્ર કરી તેનું અપમાન કરે તો રાજા-ન્યાયાધિશે તેના બંન્ને ઓઠ કાપી નંખાવવા, બ્રાહ્મણના ઉપર મુત્રનો ત્યાગ કરી અપમાન કરનારના લીંગને કપાવવું અને જે બ્રાહ્મણ બેઠો હોય ત્યાં આવીને દુર્ગંધી (વા છુટ) નો ત્યાગ કરીને તેનું અપમાન કરે તેનો ગુદાનો ભાગ કપાવવો. ૨૮૨.

केशेषु गृह्णतो हस्तौ छेदयेदविचारयन् ॥
पादयोर्दाढिकायां च ग्रीवायां वृषणेषु च ॥ ८३ ॥

અને જો તેવો માણસ કદાચ હંકારથી કરીને બ્રાહ્મણના વાળ પકડીને તેને ખેંચે તો તેના ગુન્હાને માટે કોઇ પણ વિચાર કર્યાવિના રાજાએ-ન્યાયાધિશે તરતજ તેના બંન્ને હાથ કાપી નાંખવાનો હુકમ ફરમાવવો અને તેજ પ્રમાણે જે માણસ બ્રાહ્મણને મારવાના ઈરાદાથી તેની દાઢી, ગરદન, અંડ વિગેરે પકડીને તેને ખેંચે તેના પણ બંન્ને હાથ કપાવવા. ૨૮૩.

त्वग्भेदकः शतं दण्ड्यो लोहितस्य च दर्शकः॥
मांसभेत्ता तु षण्निष्कान्प्रवास्यस्त्वस्थिभेदकः ॥ ८४ ॥

જો લઢનાર માણસ બંન્ને એકજ જાતના હોય તો જે માણસ સ્હામા માણસની સાથે લઢતાં તેની ચામડીમાં છેદ પાડે છે તો તે પ્રમાણેના છેદ પાડનારનો ન્યાયાધિશે સો પણ દંડ કરવો, જો ઘા ઊંડો ગયો હોયે અને તેથી ત્વચા છેદાઇ હોય અને સ્નાયુ પણ છેદાયો હોય તો તે પ્રમાણેના ઘા કરનારના છ નિષ્ક દંડ કરવા પણ જો ઘાવી,સ્નાયુ છેદીને હાડકા ઉપર વણ થયો હોય ત્યારે તો તેના ગંભીર ગુન્હાના પ્રમાણમાં ઘા કરનાને દેશનિકાલની સજા કરવી જોઇએ. ૨૮૪

वनस्पतीनां सर्वेषामुपभोगं यथायथा ॥
तथातथा दमः कार्यो हिंसायामिति धारणा ॥ ८५ ॥

મ્હોટાં વૃક્ષો, લતાઓ તથા છોડવાઓ જેમનાં પત્રપુષ્પ તથા ફલ જેવા જેવા કામમાં આવતાં હોય તે પ્રમાણેની તેમની અગત્યતાનો વિચાર કરીને ત્હેમની હિંસા કરનારને પણ ઉત્તમ, મધ્યમ વિગેરે દંડ કરવો જોઇએ. ૨૮૫.

मनुष्याणां पशूनां च दुःखाय प्रहृते सति ॥
यथायथा महदुःखं दण्डं कुर्यात्तथातथा ॥८६॥

મનુષ્ય તથા પશુ પક્ષીને માર મારીને પીડા કરનાર માણસને હેને કરેલી પીડાના પ્રમાણમાં ન્યાયાધિશે દંડ કરવો. અર્થાત્ જો ત્વચા છેદીને તેને પીડા થાય તેમ કર્યું હોય તો તેમ કરનારને ૧૦૦ પણ દંડ કરવો પરંતુ જો વધારે હરકત થાય અથવા મર્મસ્થાનમાં દુઃખ ઉત્પન્ન કરે તેવો પ્રહાર કરેલો હોય તો વધારે પણ નો દંડ કરવો જોઇએ. ૨૮૬

अङ्गावपीडनायां च व्रणशोणितयोस्तथा ॥
समुत्थानव्ययं दाप्यः सर्वदण्डमथापि वा ॥
॥ ८७ ॥

મારનારના મારથી જો સ્હામા માણસના હાથ વા પગને નુકશાન થયું હોય અથવા એવો ઘા થયો હોય કે જેમાંથી લોહી નીકળ્યા કરતું હોય તો તેવા મારનાર માણસ પાસેથી ન્યાયાધિશે જ્યાં સુધી પેલા માણસને પુરે પુરો આરામ થાય ત્યાં સુધીનું તેનું ખર્ચ તથા દવાદારૂનું ખર્ચ વિગેરે સર્વ ખર્ચ તે જ્યાં સુધી પ્હેલાંના જેવો થાય અને પોતાનું કામ કરી શકે ત્યાં સુધીનું અપાવવું અને જો તે પ્રમાણેનું ખર્ચ વ્યાધિ કરનાર માણસ આપવાને ના પાડે તો ન્યાયાધિશે તેનો કરેલો દંડ હોય તેમાં ઉપર જણાવ્યું તે ખર્ચ વધારવું અને તે સઘળું તેની પાસેથી સંપૂર્ણ વસુલ કરવું. ૨૮૭.

द्रव्याणि हिंस्याद्यो यस्यज्ञानतोऽज्ञानतोऽपिवा ॥
सतस्योत्पादयेत्तुष्टिंराज्ञेदद्याच्चतत्समम् ॥
॥ ८८ ॥

જેને માટે વિશેષ દંડ કહેલો નથી તેવી તાંબાની કડાઈ વિગેરે સરસામાનને કોઇથી નુકશાન થાય તો તો જે માણસનું નુકશાન થયું હોય તેનું મન અન્ય કોઇ તેવા અવેજની ચીજ જેનું નુકશાન થયું હોય તેને આપીને સંતોષવો. તેમજ જેટલા અવેજનું નુકશાન થયું હોય તેટલો દંડ રાજાને આપવો. ૨૮૮

चर्मचार्मिकभाण्डेषु काष्ठलोष्ठमयेषु च ॥
मूल्यात्पञ्चगुणो दण्डः पुष्पमूलफलेषु च ॥
॥ ८९ ॥

જે માણસ સ્હામા માણસના ચામડાના લાકડાના, માટીના અથવા ધાતુના સરસામાન અથવા વાણુસ કુસણને નુકશાન કરે તે માણસ પાસેથી ન્યાયાધિશે થયેલા નુકશાનથી પાંચ ઘણો દંડ કરવો તેમજ સ્હામા માણસને પણ પૂરે પૂરો સંતોષવો. ૨૮૯.

यानस्य चैव यातुश्च यानस्वामिन एव च ॥
दशातिवर्तनान्याहुः शेषे दण्डो विधीयते ॥
॥ २९० ॥

રથ, સ્વારી કરવાનાં પ્રાણી, ગાડીવાન અને તેમના માલીકનો અમુક કારણોથી કાંઈ ઇજા કરી હોય તો પણ દંડ થતો નથી અર્થાત્ અમુક દશ કારણો હોય છે ત્યારે ત્યારે ન્યાયાધિશે અથવા રાજાએ ઉપર પ્રમાણેના માણસોનો દંડ કરવો નહી. ૨૯૦

छिन्ननास्ये भग्नयुगे तिर्यक्प्रतिमुखागते ॥
अक्षभङ्गे च यानस्य चक्रभङ्गे तथैव च ॥९१॥

આ દશ કારણો તે નિચે પ્રમાણેનાં છેઃ—જ્યારે બળદની નાથ તુટી ગઇ હોય અને તેથી કરીને જ્યારે સારથીનો બેલપર બરાબર કાબુ ન રહેવાથી

જ્યારે તે કોઇને નુકશાન કરે, ઘોડાની લગામ અથવા રેન ટુટી ગઇ હોય, અથવા તો ગાડાનું ધુંસરૂ અથવા પોલ ભાગી જાય અને બળદ અથવા ઘોડા ઉપર બીજુ કોઇ અંકુશ ન હોય, ઘોડા વા બળદ ભડકે અને તેથી કરીને એકાએક બીજા કોઈની ચીજ ઉપર ચઢી જાય અને તેને નુકશાન કરે ત્યારે, ધરી ભાગી જાય અને પૈડાં અકસ્માત ભાગી જાય અને તેથી કોઇને ઇજા થાય ત્યારે, આ પ્રમાણેના ઉપર ગણાવ્યા તે પ્રસંગોમાં ન્યાયાધિશે તેમને–સારથી તથા શેઠને નિર્દોષ ગણીને પ્રસંગને અકસ્માત ગણી છોડીમુકવા. ૨૯૦

**छेदने चैव यन्त्राणां योक्त्ररश्म्यो स्तथैव च ॥**
**आंक्रन्दे चाप्यपैहीति नदण्डं मनुरब्रवीत् ॥**
**॥ ९२ ॥**

તેમજ જ્યારે હાંકનાર માણુસ બાજુ બાજુ એ પ્રમાણે જનાર માણુસોને ખશી જવાને માટે બુમ મારે ગયો હોય છતાં કોઈ પણ માણુસ વચ્ચે આવી જાય અને તેથી તેને ઇજા થાયતો, અથવા તો તેજ પ્રમાણે બેલ વા ઘોડાના કે અનેક કોઇના દ્રવ્ય વા સરસામાનને નુકશાન થાય તો તેનો પણ દંડ ન લેવો. ૨૯૨

**यत्रापवर्तते युग्मं वैगुण्यात्प्राजकस्य तु ॥**
**तत्र स्वामी भवेद्दण्ड्यो हिंसायां द्विशतं दमम् ॥ ९३ ॥**

પણ જો હાંકનાર માણુસ હાંકવાથી કેવલ અજ્ઞાન હોય અને તેથી બળદ વા ઘોડા રસ્તો છોડીને આડા અવળા જતા રહે અને ગાડી ઉંધી પડી જાય અથવા તો કોઇને ઇજા થાય તો આ પ્રમાણે નો અણુ શિખાઉ સારથી રાખ્યો તે બદલ તેના શેઠનો ન્યાયાધિશે ૨૦૦ **પણ** દંડ કરવો. ૨૯૩

**प्राजकश्चेद्भवेदाप्तः प्राजको दण्डमर्हति ॥**
**युग्यस्थाः प्राजकेऽनाप्ते सर्वे दण्ड्याः शतंशतम् ॥ ९४ ॥**

પરંતુ જો ઉપર પ્રમાણેનું નુકશાન ગાડાન હાંકવાના કામમાં પ્રવીણ હોય **પરંતુ** તેની હાંકવામાં થયેલી બે દરકારીથી થયું હોયતો સારથીના ૨૦૦ **પણ** દંડ કરવો **અને** જો સારથી અપ્રવીણ હોય અને તેથી કરીને નુકશાન થયું હોયતો શેઠનો એકલાનોજ દંડ કરવો એમ નહી પણ ગાડીમાં જેટલા બેઠા હોય તેટલા બધાનો પ્રત્યેકનો સો સો પણ દંડ કરવો. ૨૯૪

**स चेत्तु पथि संरुद्धः पशुभिर्वा रथेन वा ॥**
**प्रमापयेत्प्राणभृतस्तत्र दण्डोऽविचारितः ॥**
**॥ ९५ ॥**

જ્યારે સારથી ગાડી હાંકીને જતો હોય ત્યારે સામેથી ગાયોનું ટોળું આવતું હોય અથવા તો બીજી ગાડી, કે કોઇ પ્રાણી આવતું હોય ત્યારે પોતાની ગાડીને ન રોકી શકે અથવા પાછી ન હઠાવી શકે અને તેથી કોઈ પશુ અથવા માણુસને કાંઇ ઇજા થાય તો તે હાંકનારનો નીચે પ્રમાણે દંડ કરવો જોઇએ. ૨૯૫

**मनुष्यमारणे क्षिप्तं चौरवत्कि[illegible]षं भवेत् ॥**
**प्राणभृत्सु मह[illegible] गोग[illegible]ष्ट्र[illegible]दिषु ॥९६॥**

હાંકનારની અસાવધાનતાથી જો માણુસનુ ખુન થઇ જાય તો હાંકનારનો ચોરી કર્યા જેટલો ગુન્હો ગણાય છે અને તેટલા માટે

ચોરનો દંડ થાય તેટલો તેનો પણ થાય છે પણ જો હાથી, ઘોડા વિગેરે કોઇ પ્રાણીનું મરણ નિપજે તો ચોરનો જે દંડ શાસ્ત્રના નિયમ પ્રમાણે કરાય તેનાથી અડધો દંડ તેનો (સારથીનો) કરવો. ૨૯૬

क्षुद्रकाणां पशूनां तु हिंसायां द्विशतो दमः
पञ्चाशत्तु भवेद्दण्डः शुभेषु मृगपक्षिषु ॥९७॥

જેની જાત ઘણી છે તેવાં નાનાં પશુઓનું મરણ ગાડી અથવા પ્રાણીતળે ચગદાઇને થાય તો જેની કસુર હોય તેનો ૨૦૦ પણ દંડ કરવો અને વનમાંના સુંદર પક્ષીઓમાંથી એકાદનું મરણ થાય તો મારનારના ૫૦ પણ દંડ કરવો જોઇએ. ૨૯૭

गर्दभाजाविकानां तु दण्डःस्यात्पञ्चमाषिकः॥
माषकस्तु भवेदण्डः श्वसूकरनिपातने ॥९८॥

ગધેડાં, બકરાં અથવા મેંઢાં–ઘેટાનું મરણ નીપજે તો મારનાર અથવાજેની બેદરકારીથી મરણ નીપજ્યું હોય તેનો પાંચ માસા જેટલો દંડ કરવો આ પાંચ માસા રૂપાના જાણવા સુંવર્ણના નહી, કારણ કે પ્રાણીના મુલ્ય તથા ઉપયોગના ક્રમ પ્રમાણે દંડનો પણ ક્રમ કહેલો છે. કુતરા અથવા સુવરનું મરણ નીપજે તો તેના મરણ નિપજાવનારનો ફક્ત એક માસો દંડ કરવો.૨૯૮

भार्या पुत्रश्च दासश्च प्रेष्यो भ्राता च सोदरः॥
प्राप्तापराधास्ताड्याः स्यू रज्जवा वेणुदलेन वा ॥ ९९ ॥

જો પોતાની સ્ત્રી, પુત્ર, નોકર, શિષ્ય અથવા સગો ભાઇ હોય અને તેમનો કાંઇ વાંક પડે તો તેમને દોરડાથી અથવા તો વાંસની પાતળી સોટી લઇને શિક્ષા કરવી જોઈએ. ૨૯૯

पृष्ठतस्तु शरीरस्य नोत्तमाङ्गे कथंचनं ॥
अतोऽन्यथा तु प्रहरन्प्राप्तः स्याच्चौरकिल्बिषम् ॥ ३०० ॥

દોરડાથી અથવા તો નાની પાતળી નેતર અથવા વાંસની લાકડીથી શિક્ષા કરવામાં પણ તેમની પીઠપરજ શિક્ષા કરવી પણ અન્ય કોઇ પણ કોમળ ભાગ ઉપર અથવા શીર ઉપર કાંઇ વાગવું જોઇએ નહી. જે જે માણસ માથામાં અથવા કુમળા ભાગ ઉપર માર મારે તેને ચોરના ન્યાય પ્રમાણે શિક્ષા કરવી. ૩૦૦

एषोखिलेनाभिहितो दण्डपारुष्यनिर्णयः ॥
स्तेनस्यातः प्रवक्ष्यामि विधिं दण्डविनिर्णये ॥ १ ॥

આ પ્રમાણેના બોલાચાલીની તકરાર તથા ગાળો વિગેરે દેઇ અપમાન કરનારને શું શું શિક્ષા શાસ્ત્રના નિયમો પ્રમાણે કરવી, તેમજ જે માણસો મારામારી કરે છે તેમને શી શીક્ષા કરવી તે કહ્યા પછી હવે ચોરને માટે શું શિક્ષા શાસ્ત્રમાં કહેલીછે તે કહીશ.૩૦૧

परमं यत्नमातिष्ठेत्स्तेनानां निग्रहे नृपः ॥
स्तेनानां निग्रहादस्य यशो राष्ट्रं च वर्धते॥२॥

રાજાએ જેમ બને તેમ ચોરી થતી અટકાવવાને માટે ઘણોજ યત્ન કરવો, તેમજ ચોરી કરે તેને સખત શિક્ષા પણ કરવી કારણ કે તેમ કરનાર રાજાના રાજ્યમાં ચોર લોકો ચોરી કરવાને માટે હિંમત ધરી શકતા નથી અને જ્યારે ચોરથી પોતાના દેશ અભય હોય છે ત્યારે હમેશાં રાજાની

યોગ્ય બંદોબસ્ત રાખવાને માટે ખ્યાતી થાય છે અને દેશની વૃદ્ધિ થાય છે. ૩૦૨

**अभयस्य हि यो दाता सपूज्यःसततंनृपः**
**सत्रं हि वर्धते तस्य सदैवाभयदक्षिणम् ॥३॥**

જે રાજા ચોરોને દંડ દઇને સાધુ પુરૂષોને હુમેશાં અભય આપે છે તે રાજા સર્વત્ર સર્વનો પૂજ્ય ગણાય છે અર્થાત્ સવ માણુસો તેને દેવ જેવો ગણે છે અને તેની પુજા કરે છે. ચોરોને શિક્ષા કરે છે તેથી તેને એક યજ્ઞ કર્યા જેટલું પુન્ય થાય છે અને તે સર્વને અભય દક્ષિણારૂપ આપે છે.૩૦૩

**सर्वतो धर्मषड्भागो राज्ञो भवति रक्षतः ॥**
**अधर्मादपि षड्भागो भवत्यस्य ह्यरक्षतः॥४॥**

રાજા જો પોતાના ધર્મને સમજીને પોતાની સમગ્ર પ્રજાનું રક્ષણ કરે છે તો તેની પ્રજાના વૈશ્ય તથા ક્ષાત્રીય વર્ણના માણુસો જે જે પુણ્યકર્મો કરે છે તેનો છઠો ભાગ રાજા તેમનું રક્ષણ કરે છે તેના બદલામાં રાજાને મળે છે પણ જો રાજા પોતાના નિયમ વિરૂદ્ધ વર્તીને પોતાના રાજ્યમાં ઉપદ્રવ કરનાર ચોર તથા લુચ્ચા લફંગા માણુસોને પકડીને તેમને શિક્ષા કરતો નથી તો તેની પ્રજા જે પાપ કરે છે તેનો છઠ્ઠો ભાગ રાજાને મળે છે. ૩૦૪

**यदधी ते यद्यजते यद्ददाति यदर्चति ॥**
**तस्य षड्भागभाग्राजा सम्यग्भवति रक्षणात् ॥५॥**

પોતાની પ્રજા જે જપ, યજ્ઞ, દાન તથા દેવતાનું પુજન વિગેરે કરે છે તે સઘળાનું રક્ષણ કરવા બદલ રાજાને તેમનાં પુણ્યકર્મનો છઠો ભાગ મળે છે. ૩૦૫

**रक्षन्धर्मेण भूतानि राजा वध्यांश्च घातयन् ॥**
**यजतेऽहरहर्यज्ञैः सहस्रशतदक्षिणैः ॥ ६ ॥**

જે રાજા ધર્મ શાસ્ત્રના આધારે ચોરી કરનારને તેમજ ગુન્હેગારને ન્યાય પ્રમાણે શિક્ષા કરે છે તે રાજાને મહા યજ્ઞ કર્યા જેટલું પુણ્ય થાય છે અર્થાત્ દરરોજ એક લક્ષ ગાયો આપતો હોય તેટલું પુણ્ય તેને થાય છે. ૩૦૬

**योऽरक्षन्बलिमादत्ते करं शुल्कं च पार्थिवः ॥**
**प्रतिभागं च दण्डं च स सद्यो नरकं व्रजेत् ॥ ७ ॥**

પરંતુ જે રાજા પોતાની પ્રજાનું યોગ્ય રક્ષણ કરતો નથી છતાં બલી–ધન ધાન્યનો છઠો ભાગ પ્રજા પાસેથી લે છે તેમજ રૈયત પાસેથી પ્રતિ માસ કર લે છે અને વ્યાપારી વર્ગ ઉપર જળ તથા ખુશકીના ચાલતા વ્યાપારનું દાણુ લે છે તથા પરદેશના આવતા તથા સ્વદેશના જતા માલ ઉપર જકાત લે છે. વનસ્પતી–શાક ભાજી, ફળ ફુલ વિગેરેના પાકનો પણ છઠો ભાગ લે છે તેમજ વ્યવહાર આદિમાં યોગ્ય વર્તન ન થતાં સામા માણુસનો દંડ પોતે વસુલ લે છે તેવો રાજા તે પ્રમાણેના અન્યાયના મહેસુલ લેવાના કારણે મૃત્યુ પછી પણ નર્કમાં જાય છે.૩૦૭

**अरक्षितारं राजानं बलिषड्भागहारिणम् ॥**
**तमाहुः सर्वलोकस्य समग्रमलहारकम् ॥ ८ ॥**

જે રાજા પોતાની પ્રજાને અભય તેમજ ન્યાય આપ્યા વિના તેમની ઉપજનો છઠો ભાગ તેમજ બીજા પણ કર વેરા લે છે તે રાજા તેની સમસ્ત પ્રજાનું પાપ લે છે એ પ્રમાણે મનુ વિગેરે વેદજ્ઞ માણુસોનું માનવું છે. ૩૦૮

**अनपेक्षितमर्यादं नास्तिकं विप्रलुम्पकम् ॥**
**अरक्षितारमत्तारं नृपं विद्यादधोगतिम् ॥ ९ ॥**

જે રાજા શાસ્ત્રના નિયમો વિરૂદ્ધ વર્તન કરે છે. કરણી પ્રમાણેનાં ફળ પ્રાણીને ભોગવવાં પડે છે અર્થાત્ સારી કરણીવાળા સ્વર્ગને પામે છે અને પાપી મનુષ્યો નર્કમાં જાય છે તેને પોતાના કૃત્યનુ ફળ ભોગવવું પડે છે કારણ કે જે રાજા પોતાની રૈયત પાસેથી અયોગ્ય રીતે અન્યાય આવીને નિરપરાધીઓ પાસેથી દંડ વિગેરે લેછે રૈયતનું રક્ષણ કરતો નથી તેવો રાજા મરણ પછી નર્કમાં જાયછે. ૩૦૯

**अधार्मिकं त्रिभिर्न्यायैर्निगृह्णीयात्मयत्नतः ॥**
**निरोधनेन बन्धेन विविधेन वधेन च ॥ १० ॥**

રાજાએ પોતાની પ્રજાને દુઃખ દેનાર અધર્મી ચોર ચમારોને ત્રણ ઉપાયો વડે વશ કરવા. તેમનો ગુન્હો જો સાધારણ હોય તો સાધારણ કેદખાનામાં નાંખવા, વધારે હોય તો તેમના હાથમાં તથા પગમાં બેડી નાંખવી અથવા તો ગુન્હેગારને ફટકા મારવા અને તેથી પણ વધારે સખત ગુન્હો હોયતો અવયવમાં છેદ પાડવા. ૩૧૦

**निग्रहेण हि पापानां साधूनां संग्रहेण च ॥**
**द्विजातय इवेज्याभिः पूयन्ते सततं नृपाः ॥**
**॥ ११ ॥**

અધર્મી પાપી માણસોને શિક્ષા કરવાથી અને સાધુ સજ્જન પુરૂષોને સુખી કરવાથી રાજા હમેશાં જેવીરીતે બ્રાહ્મણો પોતાનાં પુણ્ય અને અને ધર્મ કર્મ યજ્ઞ હોમ વિગેરે કરીને પવિત્ર થાયછે તેમ રાજા પણ પવિત્ર થાયછે માટે રાજાએ હમેશાં તે પ્રમાણે વર્તવું જોઈએ. ૩૧૧

**क्षन्तव्यं प्रभुणा नित्यं क्षिपतां कार्यिणां नृणाम् ॥**
**बालवृद्धातुराणां च कुर्वता हितमात्मनः ॥ १२ ॥**

પોતાનું કલ્યાણ ઈચ્છનાર રાજાએ વાદિ પ્રતિવાદીને ન્યાય આપતાં અસંતોષી માણસ પોતા પ્રતિ જો કોઈ કટુ વચન કહેતો તે સાંખી રહેવું તેમજ બાલક, વૃદ્ધ અથવા માંદો માણસ અસ્વસ્થ ચિત્તે જો કાંઈ બોલે તો તેપણ રાજાએ સહન કરીલેવું. ૩૧૨

**यः क्षिप्तो मर्षयत्यार्तैस्तेन स्वर्गे महीयते ॥**
**यस्त्वैश्वर्यान्न क्षमते नरकं तेन गच्छति ॥ १३ ॥**

ઉપર પ્રમાણે વર્તીને જે રાજા દુઃખી માણસથી થયેલા પોતાના અપમાનને ખમી જાયછે તે રાજા મૃત્યુ પછી સ્વર્ગમાં જાયછે અને જે રાજા પોતાના રાજ્યના તથા દ્રવ્ય સંપત્તિના મદથી ગર્વીષ્ટ થઇને માંદા માણસ અથવા તો વૃદ્ધ બાલકથી થયેલા અપમાનને ન ખમી શકતાં તેમને શિક્ષા કરેછે તો તે રાજા મૃત્યુ પછી નર્કમાં જાયછે. ૩૧૩

**राजा स्तेनेन गन्तव्यो मुक्तकेशेन धावता ॥**
**आचक्षाणेन तत्स्तैयमेवंकर्मास्मि शाधि माम्**
**॥ १४ ॥**

ચોરી કરનારને માટેની પ્રાયશ્ચિત વિધિઃ—જે માણસે કોઇ પણ બ્રાહ્મણનું સોનું ચોર્યું હોય તેણે પોતાની શુદ્ધીને માટે પોતાના વાળ છુટા કરીને ઉતાવળા ઉતાવળા રાજા ન્યાયાધિશની પાસે જઇ અને પોતે જે પ્રમાણેની જે જે વસ્તુની ચોરી કરી હોય તે ન્યાયાધિશને સ્પષ્ટ રીતે મ્હોટેથી કહી સંભાળવી અને પછી કહેવું કે હે મહારાજ ?

મ્હને આપને જે યોગ્ય લાગે તે તે શિક્ષા સત્વકરો. ૩૧૪

स्कन्धेनादाय मुसलं लगुडं वापि खादिरम् ॥
शक्तिं चोभयतस्तीक्ष्णामायसं दण्डमेव वा ॥
॥ १९ ॥

અથવા તો તેના સ્કંધ-ખભા ઉપર જાડા ખાખરાના લાકડાનો દંડ મુકવો અને તેના ઉપર ભાલાનું ફલ ખોસવું અથવા તો એવા દંડને બન્ને પાસે ફલ રાખવાં અને તેમણે ન્યાયાધીશ પાસે જઇને પોતાનો ગુન્હો કબુલ કરાવો અને કહેવું કે હવે હે રાજા? આપને યોગ લાગતી શિક્ષા મ્હને આપવી. ૩૧૫

शासनाद्वा विमोक्षाद्वा स्तेनः स्तेयाद्विमुच्यते ।
अशासित्वा तु तं राजा स्तेनस्याप्नोति कि
ल्बिषम् ॥ १६

ઉપર પ્રમાણે કરીને જ્યારે ચોર-ગુન્હેગાર, રાજા--ન્યાયધિશ પાસે આવેછે અને તેને જો ન્યાયાધિશ શિક્ષા કરેછે અર્થાત્ એકજ ફટકો મારેછે અને તેટલામાંજ જો તે મરણ પામેછે અથવાતો મરણ તુલ્ય થાયછે અને તેથી વધારે શિક્ષા કરવાનું રાજા છોડીદેછે તોપણ તે પાપી પોતાનાં પાપમાંથી મુક્ત થાયછે પણ જો રાજા--ન્યાયાધિશ કરૂણા અથવા અન્ય કારણોથી તેને શીક્ષાજ ન કરે અને છોડીદેછે તો તે ગુન્હેગારનાં પાપ રાજાએ ન્યાયાધિશે કરેલા અન્યાયને લીધે તેને પોતાને લાગેછે. ૩૧૬

अन्नादे भ्रूणहा मार्ष्टि पत्यौ भार्यापचारिणी ॥
गुरौ शिष्यश्च याज्यश्च स्तेनो राजनिकि
ल्बिषम् ॥ १७ ॥

જે માણસે બ્રહ્મહત્યા કરેલી હોયછે અથવા તો ભ્રણુ ગર્ભનો અથવા ઉગતા છોડવાનો વિગેરે નાશ કર્યો હોયછે તેવો માણસ પોતાનાં પાપથી દુર થવાને માટે જે બ્રહ્મભોજન કરેછે તેમાં જમવા આવનાર બ્રાહ્મણો ઉપર પોતાનું પાપ નાંખેછે અર્થાત્ તેવાં કર્મનાં બ્રહ્મભોજનમાં જમવા જનારને બ્રહ્મહત્યા તથા અન્ય પાપ જેના છુટકાને માટે બ્રહ્મભોજન કરાવવામાં આવ્યું હોયછે તે લાગેછે. સ્ત્રિ જો વ્યભિચાર કરે છે તો તેનાં પાપ તેનો પતિ જે ત્હેનાં કુકર્મને જાણવા છતાં યોગ્ય શિક્ષા ન કરતાં તેવી સ્ત્રિને મદદ કરેછે તેને લાગેછે. જે શીસ્યા સંધ્યાદિક કર્મ તથા હોમ કર્માદિક શાસ્રના વિધિ કરતાં ઉલટી રીતે કરેછે તેનું પાપ તેના ગુરૂને લાગેછે અને યજમાનને તે કર્મો કરેછે તેમાં કોઇ દોષ રહેછે તો તેનું પાપ ગોરને લાગેછે તેજ પ્રમાણે ચોર ચોરી કરે અને પછી જો રાજા તે ચોરને પકડીને તેના ગુન્હા પ્રમાણે તેને શાસન આપે નહીં તો તેનું પાપ રાજાને લાગેછે. ૩૧૭

राजभिर्धृतदण्डास्तु कृत्वा पापानि मानवाः॥
निर्मलाः स्वर्गमायान्ति सन्तः सुकृतिनो यथा
॥ १८ ॥

પરંતુ જે માણસોએ અપરાધ કરેલાછે અને તેમના અપરાધના પ્રમાણમાં રાજા તરફથી તેમને શિક્ષા થઇછે તેવા માણસો પાપથી મુક્ત થાયછે અને મરણ પછી જેવીરીતે સારી કરણીવાલા માણસોને મોક્ષ મળેછે તેજ પ્રમાણે તેઓ પણ પોતાના દોષથી મુક્ત થયા પછી પુનઃતેવા દોષો કરતા નથી અને સુકૃત કરેછે તો સ્વર્ગને પામેછે. ૩૧૮

यस्तु रज्जुं घटं कूपाद्धरेद्भिद्याच्च यः प्रपाम् ॥
स दण्डं प्राप्नुयान्माषं तच्च तस्मिन्समाहरेत् ॥
॥ १९ ॥

કુવા ઉપર પાણી લઇ જનારને માટે મુકેલું દોરડુ અથવા ઘડો ચોરી જનારનો તેમજ પાણી પીવાને માટે મુકેલો ઘડો અથવા વાસણને જે માણસ ચોરી જાય છે અથવા તોડી ફોડી નાંખે છે તેનો રાજાએ સુવર્ણના એક માસા જેટલો દંડ કરવો અને દોરડું તોડી નાંખ્યું હોય તો નવું લાવીને ત્યાં મુકાવવું તેમજ જે વાસણ ચોરી ગયો હોય અથવા ફોડી નાંખ્યું હોય તે પણ નવું મુકાવવું. ૩૧૯

धान्यं दशभ्यः कुम्भेभ्यो हरतोऽभ्यधिकं वधः॥
शेषेऽप्येकादशगुणं दाप्यस्तस्य च तद्धनम्॥
३२०

૨૦૦ પણનો એક દ્રોણ થાય છે અને વિસ દ્રોણનો એક કુંભ થાય છે એવા દશ કુંભ જેટલું ધાન્ય ચોરનારને ન્યાયાધિશે ફટકા મારીને અથવા તો અંગ વિચ્છેદ વિગેરેથી શિક્ષા કરવી; અને દશ કુંભથી ઓછાની ચોરી કરી હોય તો જેટલા કુંભ ધાન્ય ચોર્યું હોય તેનાથી અગીયારઘણા કુંભ જેટલા ધાન્યનો તેનો દંડ કરવો અને જેતું જેટલું ધાન્ય ચોરાયું હોય તેટલું તેને અપાવવું. ૩૨૦

तथा धारिममेयानां शतादभ्यधिके वधः ॥
सुवर्णरजतादीनामुत्तमानां च वाससाम्॥२१॥

જેવી રીતે ધાન્ય ચોરનારને માટેની શિક્ષાના નિયમો કહ્યા છે તેજ પ્રમાણે જે જે ચિજોનો તોલીને વકરો થતો હોય અર્થાત્ સુવર્ણ ચાંદિ વિગેરેની ચોરી કરનારને તેમજ સો જનાવરની ચોરી કરનારને અને જરી તથા રેશમી ભારે પહેરવાનાં કપડાં વિગેરેની ચોરી કરનારને પણ રાજા—ન્યાયાધિશે ફટકા મારવાની શિક્ષા કરવી. ૩૨૧

पञ्चाशतस्त्वभ्यधिके हस्तच्छेदनमिष्यते ॥
शेषे त्वेकादशगुणं मूल्याद्दण्डं प्रकल्पयेत्
॥ २२ ॥

મુલ્યવાન વસ્તુઓની ચોરી કરનારને માટે મનુ રૂષિએ કહેલું છે કે જ્યારે તેને પચાસથી વધારે પણ જેટલી ચોરી કરી હોય તો ચોરનારના હાથ કપાવવા પણ તેનાથી ઓછું ચોરે તો ચોરીના માલના અવેજથી ૧૧ ઘણા અવેજનો દંડ કરવો. ૩૨૨

पुरुषाणां कुलीनानां नारीणां च विशेषतः ॥
मुख्यानां चैव रत्नानां हरणे वधमर्हति ॥२३॥

જે માણસ સારા કુળમાં ઉત્પન્ન થયેલા માણસ વા સ્ત્રીની ચોરી કરે છે અથવા તો ઘણાંજ મૂલ્યવાન જવાહીરની ચોરી કરે છે તેને રાજાએ દેહાંત દંડની શિક્ષા કરવી જોઇએ. ૩૨૩

महापशूनां हरणे शस्त्राणामौषधस्यच ॥
कालमासाद्य कार्यं च दण्डं राजा प्रकल्पयेत्
॥ २४ ॥

હાથી, ઘોડા, ગાયો, ભેંસો વિગેરે મોટાં પ્રાણીની અથવા તરવાર વિગેરે શસ્ત્રોની તેમજ કલ્યાણ ઘ્રૃત જેવી અમુલ્ય ઓષધિની ચોરી કરનારને તેણે કઇ વખતે અને શા શા કારણથી ચોરી કરી હતી તે સર્વનો ખરાબર વિચાર કરીને યોગ્ય લાગે તે પ્રમાણે

ફટકા મારવાની અથવા તો તેના અવય માંચ્છેદ પાડવાની શિક્ષા રાજાએ કરવી.૩૨૪

गोषु ब्राह्मणसंस्थासु छुरिकायाश्च भेदने ॥
पशूनां हरणे चैव सद्यः कार्योऽर्धपादिकः ॥ २५ ॥

બ્રાહ્મણની ગાયો ચોરીને તેમના ઉપર ભાર ભરવાને માટે નાકમાં છેદ પાડીને નાથ પરોવનારને તેમજ બ્રાહ્મણનાં નાનાં પશુઓ, બકરી મેંઢાં વિગેરે ચોરનારનો ન્યાયાધિશે અડધો પગ કાપી નંખાવવો. ૩૨૫

सूत्रकार्पासकिण्वानां गोमयस्य गुडस्य च ॥
दध्नः क्षीरस्य तक्रस्य पानीयस्य तृणस्य च ॥ २६ ॥

वेणुवैदलभाण्डानां लवणानां तथैव च ॥
मृन्मयानां च हरणे मृदो भस्मन एव च ॥ २७ ॥

त्स्यानां पक्षिणां चैव तैलस्य च घृतस्य च॥
मांसस्य मधुनश्चैव यच्चान्यत्पशुसंभवम् ॥२८॥

अन्येषां चैवमादीनां मद्यानामोदनस्य च ॥
पक्वान्नानां च सर्वेषां तन्मूल्याद्द्विगुणो दमः ॥ २९ ॥

તેજ પ્રમાણે સુતરનાં કપડાં, દોરા, કપાસ, રૂ વિગેરે સુતરાઉ કાપડ, કણ્વ, દારૂ અથવા નિશાનાં બીજ મહુડાં, દ્રાક્ષ ફલ, ગોબર-છાણ, ગોળ, દહીં-દહીંનાં બનેલાં ખાવાના પદાર્થો, શ્રીખંડ, મઠ્ઠો, છાશ, દુધ તથા દુધના બનેલા પદાર્થો-દુધપાક, ખીર, પાણી, ઘાસ, વાંસ, નેતર અથવા વાંસની ચીપો તથા નેતરથી ભરેલા ટોપલા તેમજ અન્ન પાત્રો, સર્વ પ્રકારનાં માટીનાં વાસણો, માટી, રાખ, મીઠું, તેલ, માછલાં, પક્ષી, તેલ, ઘી, માંસ, મધ વિગેરે જે જે વસ્તુઓ પક્ષી અથવા પશુઓને મારવાથી મેળવી શકાય છે તે જેવી કે પશુનાં ચામડાં જેવાં કે મૃગચર્મ, ગેંડલી, શીંગડાં, હાથીનાં દાંત વિગેરે તેમજ ઊંચા પ્રકારના ખાવાના મીષ્ટ પદાર્થો બિરંજ, લાડુ વિગેરેની ચોરી કરનારનો જેટલો ભાર ચોર્યો હોય તેનાથી બમણો ભાર જેટલો દંડ લેવો.૩૨૬, ૩૨૭, ૩૨૮, ૩૨૯.

पुष्पेषु हरिते धान्ये गुल्मवल्लीनगेषु च ॥
अन्येष्वपरिपूतेषु दण्डःस्यात्पञ्चकृष्णलः॥३१०॥

ખેતરમાં અર્થાત્ જેની આસપાસ કાંટાવાળી વાડ લગાવેલી છે તેવી જગ્યાએથી તે માણસ પોતાનાથી ઉંચકી શકાય તેટલાં ફલ, ફુલ તથા છોડવા વિગેરે ચોરી જાય છે તેનો દેશ કાલ જોઇને ન્યાયાધિશે સુવર્ણ અથવા ચાંદિની પાંચ રતી જેટલો દંડ કરવો. ૩૩૦

परिपूतेषु धान्येषु शाकमूलफलेषु च ॥
निरन्वये शतं दण्डः सान्वयेऽर्धशतं दमः॥३१॥

ખેતરમાં પાકેલાં ધાન્ય, ફલ, શાક, કંદમુળ વિગેરે ચોરનાર માણસ જે માણસના ખેતરમાં ચોરી થઈ છે તેનાજ ગામનો હોય અને કાંઇ સબંધ તે માણસની સાથે ધરાવતો હોય તો તેનો ફક્ત ૫૦ પચાસ પણ દંડ કરવો પણ ચોરનાર માણસની સાથે તેને કાંઈ પણ સબંધ ન હોય તો તેના ૧૦૦ સો પણ દંડ કરવો પણ આ પ્રમાણેનો નિયમ જો ખેતરમાંજ ચોરી થઇ હોય તોજ લાગુ પડે છે જો ઘર આગળ ભરી લાવ્યા પછી તેમાંથી ચોરી થાય તો તો આગળ

કહી ગયા તે પ્રમાણે ચોરી થઇ હોય તેનાથી અગીઆર ઘણો ચોરનારનો દંડ કરવો. ૩૩૧

**स्यात्साहस त्वन्वयवत्प्रसभं कर्म यत्कृतम् ॥ निरवन्यं भवेत्स्ते यं हृत्वापन्हूयते च यत् ॥ ३२ ॥**

ચોરી કોને કહેવીઃ—જો કોઇ માણસ માલધણીની ઇચ્છા વિરૂદ્ધ તેની કાંઇ પણ ચીજ બળાત્કારે લઇ જાય તો તે પણ ચોરી જાણવી પણ તેમ કરવામાં ચોરનારનો ગુન્હો ગંભીર ગણાય છે, જો માલ ધણી જાણે નહી તેમ તેની પીઠ પાછળથી ચોરનાર માણસ માલ લઇ જાય છે તો તે પણ ચોરી કહેવાય છે અને તેજ પ્રમાણે કોઇ માણસ પાસેથી તેની ચીજ લેવી અને પછી તે માગે ત્યારે નાકબુલ જવું અથવા પાછી ના આપવી તે પણ ચોરીજ કહેવાય છે. ૩૩૨

**यस्त्वेतान्युपक्लृप्तानि द्रव्याणि स्तेनयेन्नरः ॥ तमाद्यं दण्डयेद्राजा यश्चाग्निं चोर यद्गृहात् ॥ ३३ ॥**

ઉપર ગણાવી તે તે વસ્તુઓ શાસ્ત્રની વિધિ પ્રમાણે ઉપયોગમાં લેવાને માટે સંસ્કારયુક્ત થયા પછી જો કોઈ માણસ પોતાના ઉપયોગને માટે છાનીમાની લઇ જાય છે તો તેનો રાજાએ ચોરીના ગુન્હા પ્રમાણેનો ગુન્હો ગણીને દંડ કરવો તેમજ અગ્નિહોત્રીને ત્યાંથી અથવા જ્યાં જ્યાં યજ્ઞકર્મ કરવામાં આવતાં હોય તેવાં સ્થળેથી જો કોઈ માણસ અગ્નિ ચોરી જાય છે તો તેનો પણ ચોર પ્રમાણે દંડ કરવો અને તે પવિત્ર અગ્નિનું ખંડન કરે છે માટે અગ્નિહોત્રી તેમજ યજ્ઞકર્મ કરનારને પુનઃ વેદોક્ત નિયમો પ્રમાણે સ્થાપન કરવું પડે છે માટે તેમ કરવામાં તે માણસોને જે કાંઇ ખર્ચ થાય તે પણ રાજાએ—ન્યાયાધિશે ચોરી કરનાર પાસેથી અપાવવો. ૩૩૩

**येनयेन यथाङ्गेन स्तेनोनृषु विचेष्टते॥ तत्तदेव हरेत्तस्य प्रत्यादेशाय पार्थिवः॥३४॥**

પોતાના જે જે અવયવોવડે ચોરી કરવાનાં સાધનો મેળવે છે અર્થાત્ હાથ, પગ અથવા અન્ય કોઇ પણ અવયવની સ્હાય લઇને તે ચોરી કરે તો ફરીથી તેવાં કામ કરવાને તે અશક્ત થાય તેટલા માટે રાજાએ તેના તે તે અવયવો કાપી નંખાવવા. ૩૨૪

**पिताचार्यः सुहृन्माता भार्या पुत्रः पुरोहितः॥ नादण्ड्यो नाम राज्ञोऽस्ति यः स्वधर्मे न तिष्ठति ॥३५॥**

પોતાના માત પિતા, ભાઇ, ભાંડુ, સ્ત્રી પુત્ર અને ઘરનો કુલગોર અથવા ઉપાધ્યાય ગુરૂપણ, એ સર્વ જો પોત પોતાના નિયમ પ્રમાણે ન વર્તે તો રાજાએ તે દંડ દેવોજ જોઇએ. ૩૨૫

**कार्षापणं भवेद्दण्ड्यो यत्रान्यः प्राकृतो जनः॥ तत्र राजा भवेदण्ड्यःसहस्रमिति धारणा॥३६॥**

જે ગુન્હાને માટે સામાન્ય વર્ણના ગુન્હેગારનો રાજા એક પણ દંડ લે છે તેજ ગુન્હો જો રાજા પોતે કરે છે તો તેના હજાર પણ દંડ થાય છે એવી શાસ્ત્રની આજ્ઞા થાય છે. રાજાએ પોતાનો દંડ ભંડારમાં પાછો લેવો નહી પણ વરૂણ દેવતા જે દંડનો સ્વામી છે અને જેનું સ્થાન જળમાં છે તેને આપવો અર્થાત્ રાજાએ પોતાનો થયેલો દંડ સમુદ્ર અથવા તો તેવાજ બીજાં જળાશયોમાં નાંખવો અથવા તો બ્રાહ્મણોમાં વહેંચી આપવો. ૩૩૬

अष्टापाद्यं तु शूद्रस्य स्तेये भवति किल्बिषम्॥
षोडशैव तु वैश्यस्य द्वात्रिंशत्क्षत्रियस्य च॥३७॥

જે માણસ પોતે ગુન્હો કરે છે તેમ જાણે છે છતાં ગુન્હો કરે છે તે માણસ જો શુદ્ર હોય તો તેનો આઠ ઘણો, વૈશ્ય હોય તો સોળ ઘણો, અને ક્ષત્રી હોય તો બત્રીસ ઘણો દંડ રાજાએ કરવો. ૩૩૭

ब्राह्मणस्य चतुःषष्टिःपूर्णं वापि शतं भवत्॥
द्विगुणा वा चतुःषष्टिस्तद्दोषगुणविद्धि सः॥३८॥

પણ જો ગુન્હો કરનાર બ્રાહ્મણ હોય અને તે પણ જાણતો હોય કે પોતે કુકર્મ કરે છે તો તેનો ચોસટ ઘણો, સોગણો અથવા તો ગુન્હા કરતાં ગુન્હો વધારે ગંભીર હોય તો ૧૨૮ ઘણો દંડ કરવો જોઇએ. ૩૩૮

वानस्पत्यं मूलफलं दार्वग्न्यर्थं तथैव च ॥
तृणं च गोभ्यो ग्रासार्थ मस्तेयं मनुरब्रवीत्
॥ ३९ ॥

જે ખેતરની આસપાસ વાડ ન હોય તેવા ખેતરમાં ઉગેલાં મોટાં ફળનાં વૃક્ષો ઉપર ચઢીને જે માણસ પોતાના નિર્વાહને માટે ફળ ફુલ ઉતારીને ખાય છે અથવા તો તેવાં ઉગેલા વેલાઓને ખાય કે તેમાંના લાકડાંને હોમકર્મને માટે લઇ જાય અને ઘાસને ગાયોને માટે લઇ જાય તો તેને ચોરી ગણાય નહી અને તેટલા માટે તેમ કરનારને કાંઇ દંડ અથવા શિક્ષા કરવી જોઇએ નહી એવો મહામુની મનુજીનો અભિપ્રાય છે. ૩૩૯

योऽदत्तादायिनो हस्ताल्लिप्सेत ब्राह्मणो धनम ॥
याजनाध्यापनेनापियथा स्तेनस्तथैव सः ३४०

જે કોઈ માણસે બીજાને પોતાનો પૈસો આપેલો ન હોય પણ તેની પાસેથી તે ન જાણતો હોય તેમ સામા માણસે છુપી રીતે કાઢી લીધેલો હોય અને તેવું દ્રવ્ય ચોરી કરનાર માણસ જો કોઇ બ્રાહ્મણને યજ્ઞકર્મ અથવા બીજા કોઈ ધર્મ કર્મ કરવાને માટે આપે છે તો તે પ્રમાણેનું દ્રવ્ય લેનાર બ્રાહ્મણને પણ ચોર ગણીને તેનો ન્યાયાધિશે દંડ કરવો જોઇએ. ૩૪૦

द्विजोऽध्वगः क्षीणवृत्तिर्द्वाविक्षू द्वेच मूलके ॥
आददानः परक्षेत्रान्न दण्डं दातुमर्हति ॥४१॥

બ્રાહ્મણ અથવા વૈશ્ય, ક્ષત્રી, મુસાફરી કરતો હોય અને માર્ગમાં જો તેનું ભાથું ખુટી પડે અથવા તો તે ભુખ્યો થયો હોય અને તેવા કારણને લીધે બીજા કોઇના ખેતરમાંથી ખાવાને યોગ્ય વસ્તુઓ લે છે તો તેણે ચોરી કરી કહેવાય નહી અને તેવા માણને શિક્ષા પણ થાય નહી. ૩૪૧

असंधितानां संधाता संधितानां च मोक्षकः॥
दासाश्वरथहर्ता च प्राप्तः स्याच्चोरकिल्बिषम्
॥४२॥

જો કોઈ માણસ બીજા માણસના છુટા ફરતા જનાવર ઘોડા, ગાય વિગેરેને બાંધે છે અથવા તો બાંધેલાં હોય છે તેમને છોડી મુકે છે અથવા તો તેના નોકર ચાકર ગાય ઘોડા રથ વગેરેને છાનો માનો લઇ જાય છે તો તેને તેના ગુન્હાના પ્રમાણમાં માર મારવાની દંડની અથવા તો અવયવ છેદન કરવાની શિક્ષા કરવી જોઇએ. ૩૪૨

अनेन विधिना राजा कुर्वाणः स्तेननिग्रहम्॥
यशोऽस्मिन्प्राप्नुयाल्लोके प्रेत्य चानुत्तमं सुखम् ॥४३॥

આ પ્રમાણેના દંડ વિગેરે કરીને જે રાજા પોતાના દેશમાં થનાર ચોરી વિગેરેને

અટકાવે છે તે રાજા આ લોકમાં ઘણોજ યશ પામે છે અને પરલોકમાં અત્યુત્તમ સુખને મેળવે છે. ૩૪૩

ऐन्द्रं स्थानमभिप्रेप्सुर्यशश्चाक्षयमव्ययम् ॥
नोपेक्षेत क्षणमपि राजा साहसिकं नरम् ॥ ४४ ॥

સર્વના અધીપતી થવાના પદને મેળવવાની, અવીનાશી થવાની અને મૃત્યુ પછી સ્વર્ગના અક્ષય સુખને મેળવવાની ઇચ્છા રાખનાર રાજાએ જોર જુલમથી કોઈના ઘર બારને આગ લગાડનાર તેમજ ધન માલને લૂંટનાર માણસને એક ક્ષણ પણ પોતાની નજીક રહેવા દેવો જોઇએ નહી. અર્થાત્ તેવા માણસની જાણ થાય કે તરતજ તેને યોગ્ય દંડ કરવો. ૩૪૪

वाग्दुष्टात्तस्कराच्चैव दण्डेनैव च हिंसतः ॥
साहसस्य नरः कर्ता विज्ञेयः पापकृत्तमः ॥४५॥

સાહસ કરનાર માણુસ અથવા તો જે માણુસ બીજાઓને રાજ્યનિતિ વિરૂદ્ધ વર્તન કરવાને માટે ઉશ્કેરે છે તેનો ગુન્હો વાકપારૂષ્ય અર્થાત્ પરનિંદા તેમજ દંડ પારૂષ્ય મારામારી કરતાં પણ વધારે સખત ગણવો જોઇએ અને તેટલા માટે વાકપારૂષ્ય અથવા દંડપારૂષ્યના ગુન્હેગારના કરતાં તેનો દંડ અથવા શીક્ષા પણ વધારે થવાં જોઇએ.૩૪૫

साहसे वर्तमानं तु यो मर्षयति पार्थिवः ॥
स विनाशं व्रजत्याशु वि द्वेषं चाधिगच्छति ॥ ४६ ॥

રાજા પોતાના રાજ્યમાં સાહસી માણુસોને વસવા દે છે અર્થાત્ ચોરી, ખુન વિગેરે સાહસના કામ કરનાર માણુસોને દેશનિકાલ અથવા તો તેમના ગુન્હાના પ્રમાણુમાં યોગ્ય શિક્ષા ન કરતાં માફી આપે છે તેના રાજ્યમાં અધર્મની વૃદ્ધિ થાય છે અને તેના પાપથી તેવો રાજા થોડાજ સમયમાં નાશ પામે છે અને તેની રૈયત પણ તેના ઉપર દ્વેષ કરે છે. ૩૪૬

न मित्रकारणाद्राजा विपुलाद्वा धनागमात् ॥
समुत्सृजेत्साहसिकान्सर्वभूतभयावहान्॥४७॥

મીત્રોના વચનોને માન્ય કરીને જે પાપી પુરૂષો બીજાને ઉપદ્રવ કરતા હોય અથવા તો ધનના લાભને માટે નિચાં કામ કરતા હોય અર્થાત્ કોઇને જીવતું એક દેશથી બીજે દેશ લઇ જવાને માટે અમુક રકમ લે તેવા અથવા કોઇનું ખુન વિગેરે કરવામાં પણ ન ડરે એવા સાહસીક અધર્મી માણુસોને રાજાએ પોતાના મુલકમાં વસવા દેવા નહી. ૩૪૭

शस्त्रं द्विजातिभिर्ग्राह्यं धर्मो यत्रोपरुध्यते ॥
द्विजातीनां च वर्णानां विप्लवे कालकारिते ॥ ४८ ॥

જ્યારે અધર્મી માણુસો આવીને બ્રાહ્મણ, ક્ષત્રી અને વૈશ્યના ઉપર એવો ઉપદ્રવ કરે કે જેથી તેઓ પોતાના આશ્રમના નિયમો યોગ્ય રીતે પાળી ન શકે તેમજ જ્યારે દેશ રાજા રહીત હોય અને દુશ્મન આવી રૈયતને હેરાન કરે ત્યારે તેઓએ શસ્ત્ર ધારણ કરવાં. ૩૪૮

आत्मनश्च परित्राणे दक्षिणानां च संगरे ॥
स्त्रीविप्राभ्युपपत्तौ च निघ्नन्धर्मेण न दुष्यति ॥ ४९ ॥

પોતાના આત્માનું રક્ષણ કરવામાં, સ્ત્રી તથા બ્રાહ્મણની રક્ષા કરતાં, રસ્તો ન મળતાં, શત્રુના દેહનો સંહાર કરતાં અન્ય કોઇને વાગી જાય તો તે માણસનો દોષ કહેવાય નહી અને તેટલા માટે તેનો સાહસી માણુસ પ્રમાણેનો ગુન્હો ગણી દંડ લેવાય નહી. ૩૪૯

गुरुं वा बालवृद्धौ वा ब्राह्मणं वा बहुश्रुतम्॥
आततायिनमायान्तं हन्यादेवाविचारयन्
॥ ३५० ॥

જે માણુસ સાહસ કર્મથી બાલક, યુવાન અને વૃદ્ધ માણુસ અથવા તો વેદજ્ઞ બ્રાહ્મણ અથવા પોતાના ગુરૂ ઉપર ખુન કરવાના વિચારથી આવી ચઢેછે ત્યારે નાશીને પણ બચી જવાનો લાગ ન હોય અને જીવનું જોખમ જણાય તો આત્મ સંરક્ષણને માટે તેવા માણુસનો જરૂર નાશ કરવો.૩૫૦

नाततायिवधे दोषो हन्तुर्भवति कश्चन ॥
प्रकाशं वाऽप्रकाशं वा मन्युस्तं मन्युमृच्छति
॥ ५१ ॥

કોઈ પણ માણુસ જો બીજાનું જાહેર રીતે અથવા તો તે માણુસ એકલો હોય ત્યારે ખુન કરવાને આવે તો સામા માણુસે અવશ્ય તેને મારી નાંખવો. કારણ કે તેમ કરવાથી તે કોઇ પણ રીતે દોષીત ગણાયજ નહી કારણ કે ક્રોધી માણુસને જોનારના મનમાં પણ ક્રોધ ઉત્પન્ન થાય છેઅને તેના પરિણામે તે તેને મારે છે. ૩૫૧

परदाराभिमर्शेषु प्रवृत्तान्नृन्महीपतिः ॥
उद्वेजनकरैर्दण्डैश्छिन्नयित्वा प्रवासयेत् ॥५२॥

હવે પરસ્ત્રી સાથે સંગ કરનારને શું શિક્ષા કરવી તે કહેવામાં આવશેઃ—જે માણુસ પરસ્ત્રીની સાથે વ્યભિચાર કરતો હોય તેનાં રાજાએ માણુસોની સમક્ષ નાક, હોઠ વિગેરે અવયવો કપાવીને દેશનિકાલ કરવો કારણ કે તેવા માણુસોને માફ કરવાથી તેમની સંખ્યા વધે છે અને દેશ વર્ણોનો નાશ થાય છે.૩૫૨

तत्समुत्थो हि लोकस्य जायते वर्णसंकरः ॥
येन मूलहरोऽधर्मः सर्वनाशाय कल्पते ॥५३॥

વ્યભિચારથી ઉત્પન્ન થનાર પ્રજા વર્ણશંકર કહેવાય છે અને વર્ણસંકરથી અપાતી હોમકર્મની આહુતિનો સૂર્ય કદિ પણ સ્વીકાર કરતો નથી તેજ પ્રમાણે તેવા માણુસો જે જે પુણ્યકર્મો કરે છે તે સઘળા નિરર્થક જ ગણાય છે અને તેથી સુખ વૈભવનો કેવળ નાશજ થાય છે. ૩૫૩

परस्य पत्न्या पुरुषः संभाषां योजयन् रहः॥
पूर्वमाक्षारितो दोषैः प्राप्नुयात्पूर्वसाहसम्॥५४॥

તેટલા માટે જે માણુસે એક વખત પણ પરસ્ત્રી સાથે સંભોગ કરેલો હોય તેવો માણુસ જો બીજી વખત પરસ્ત્રી સાથે વાત સરખી પણ કરે તો તેણે તેના પ્રાયશ્ચિત બદલ ભારે ગુન્હો કર્યો હોય અને તેની શિક્ષા બદલ જે દંડ તેને આપવો પડે તેટલો દંડ તેણે આપવો. ૩૫૪

यस्त्वनाक्षारितः पूर्वमभिभाषेत कारणात् ॥
न दोषं प्राप्नुयात्किञ्चिन्न हि तस्य व्यतिक्रमः
॥ ५५ ॥

પરંતુ જે માણુસ શરૂઆતથી પવિત્ર તથા શુદ્ધ મનનો પ્રસિદ્ધ થયેલો છે તેવો માણુસ જો કાર્ય પ્રસંગે પરસ્ત્રીની સાથે વા-

તચિત એકલો વા જાહેરમાં કરે છે તોપણ તેનો કાંઇ દોષ ગણાતો નથી અને તેનો કોઇ દંડ પણ થાય નહી કારણ કે તેમ કરવામાં તેનો કાંઇ અપરાધ નથી. ૩૫૫

परस्त्रियं योऽभिवदेत्तीर्थेऽरण्ये वनेऽपि वा ॥
नदीनां वापि संभे दे स संग्रहणमाप्नुयात्
॥ ९६ ॥

તીર્થ, અરણ્ય અને વન તેટલાંને સૂન્ય સ્થાન એકાંત જાણવાં. જે પુરૂષ કુવા ઉપર જ્યાં પનીહારીઓ આવેલી હોય તેવે સ્થળે કોઇ સ્ત્રિ સાથે વાતચિત્ત કરે, ગામ બ્હાર જ્યાં આગળ બાગ બગિચા હોય તેમાંના લત્તા મંડપોમાં બેશીને અથવા ધીચ ઝાડીમાં જઇને પરસ્ત્રિ સાથે વાતચિત્ત કરે, અથવા તો જ્યાં નદિયોનો સંગમ થતો હોય તેવા તિર્થના સ્થળે જ્યાં ઘણી સ્ત્રિયો સ્નાન કરવાને આવી હોય ત્યાં વાત કરે છે તો તેવો માણુસ કદાચ, નિરપરાધી હોય છે છતાં તેને દોશ લાગે છે અને તેટલા માટે તેનો એક હજાર પણ દંડ કરવો જોઇએ. ૩૫૬.

उपचारक्रिया केलिः स्पर्शो भूषणवाससाम् ॥
सहखट्वासनं चैव सर्व संग्रहणं स्मृतम् ॥९७॥

વ્યભિચારના લક્ષણઃ—પરસ્ત્રિને પુલની માલા, સુગંધ અત્તર તથા તેલ ધુપેલ સારાં સારાં સુવાસીત ચંદન વિગેરે શરીરને લેપન કરવાની વસ્તુઓ મોકલવી, પરસ્ત્રિ સાથે હસવું બોલવું તથા પ્રેમ પ્રસંગ પાડવો, તેનાં વસ્ત્રોને સ્પર્શ કરવો અથવા તો તેના અલંકારેને પકડવા તેમજ તેની સાથે એકજ ખાટ અથવા પલંગ ઉપર બેસવું તે સઘળાને મનુ એ વ્યભિચાર કહેલો છે. ૩૫૭

स्त्रिय स्पृशेददे शे यः स्पृष्टो वामर्षयेत्तया ॥
परस्परस्यानुमत सर्वं संग्रहणं स्मृतम् ॥९८॥

પરસ્ત્રિનાં સ્તન; જઘન આદિ નહી સ્પર્શ કરવા જેવા અવયવોને સ્પર્શ કરવો તેમજ પોતાના પરસ્ત્રિને નહી સ્પર્શ કરવા દેવાજેવા અવયવોને સ્પર્શ કરવા દેવો અને તેમાં સુખ માનવૂંતે પણ વ્યભિચારનાંજ લક્ષણ જાણવાં. ૩૫૮

अब्राह्मणः संग्रहणे प्राणाण्तं दण्डमर्हति ॥
चतुर्णामपि वर्णानां दारा रक्ष्यतमाःसदा ॥
॥ ९९ ॥

શુદ્ર જો ઉત્તમવર્ણની સ્ત્રી અર્થાત્ બ્રાહ્મણ સ્ત્રી સાથે, ક્રીડા કરે છે તો તેના પાપને માટેતો તેનો વધ કરવો જોઇએ કારણ કે ચારે વર્ણોમાં ધન દોલત તથા પુત્ર કરતાં પણ વધારે રક્ષણ કરવાને યોગ્ય સ્ત્રિ છે માટે એવા એવા પ્રસંગે દરેક વર્ણના પુરૂષે પોતે પાપમાંથી ઉગરે છે તેટલા માટે સ્ત્રિને અધર્મ કર્મ કરતાં અટકાવવી અને તેનું રક્ષણ કરવું. ૩૫૯

भिक्षुका बन्दिनश्चैव दीक्षिताःकारवस्तथा ॥
संभाषणं सह स्त्रीभिःकुर्युरप्रतिवारिताः
॥३६०॥

જે માણુસો ભિક્ષા માગીનેજ પોતાનો ભવારો ચલાવે છે, સ્તુતીપાઠ જેનો ભણુવાને ધંધો છે, જેણે યજ્ઞની દિક્ષા લીધેલી છે તેમજ રસોઇ કરનારા અને અન્ય કારીગરો પણ પોતાના કામ પ્રસંગે છુટથી પરસ્ત્રિ સાથે ભાષણ કરી શકે

છે કારણ કે તેમ કરવામાં કોઈ પણ દોષ નથી. ૩૬૦

**न संभाषां परस्त्रीभिः प्रतिषिद्धः समाचरेत्॥**
**निषिद्धो भाषमाणस्तु सुवर्णं दण्डमर्हति॥६१॥**

પરસ્ત્રિ સાથે ભાષણ સરખું પણ કરવાની જેમને મના કરવામાં આવી છે તેમણે ગમે તેવા સ્થળે અથવા સમયે પરસ્ત્રિ સાથે વાત કરવી નહી અને જો મના કર્યા છતાં પણ વાત કરે તો તેનો રાજાએ સોનાનો એક સુવર્ણ દંડ લેવો. ૩૬૧

**नैष चारणदारेषु विधिर्नात्मोपजीविषु ॥**
**सज्जयन्ति हि ते नारीर्निगूढाश्चारयन्ति च ॥ ६२ ॥**

પરંતુ ઉપરનો નીયમ નટ લોકો જેઓ પોતાનું ગુજરાન નાચ કરીનેજ મેળવે છે તેમની ભાર્યા વિગેરેને લાગુ પડતો નથી તેમજ બીજા નીચા માણસો જેઓ પોતાની સ્ત્રી પાસે જાણી બુજીને ધન મેળવવાના વિચારથી જારકર્મ કરાવે છે તેમને પણ લાગુ પડતો નથી. ૩૬૨

**किञ्चिदेव तु दाप्यः स्यात्संभाषां ताभिराचरन्॥**
**प्रैष्यासु चैकभक्तासु रहःप्रव्रजितासु च॥६३॥**

આવી સ્ત્રીઓ સાથે જે માણસ ગુપ્ત વ્યવહાર અથવા વાત ચિતનો પ્રસંગ કરે છે તેનો થોડોજ દંડ રાજાએ લેવો જોઇએ કારણ કે તેવી સ્ત્રિયોને પતિ હોવા છતાં તેમના પતિ તરફથીજ તેમને તેવા વર્તનની રજા મળેલી હોય છે તેજ પ્રમાણે જો કોઇ માણસ બીજાની રખ્યા દાસી સાથે ઉપર પ્રમાણેનો સંબંધ રાખે છે તો તેનો પણ થોડોજ દંડ લેવો જોઇએ. ૩૬૩

**योऽकामां दूषयेत्कन्यां ससद्यो वधमर्हति ॥**
**सकामां दूषयंस्तुल्यो न वधं प्राप्नुयान्नरः॥६४॥**

જો કોઇ માણસ કોઇ કન્યાના ઉપર તેની ઇચ્છા વિરૂદ્ધ બળાત્કાર કરે તો રાજાએ તે બળાત્કાર કરનાર જો બ્રાહ્મણ શિવાયની અન્ય વર્ણનો હોયતો તેના લિંગનો છેદ કરાવવો અથવા તો તેનો વધ કરાવવો પણ જો તેણે તે પ્રમાણે કન્યાની ઇચ્છાને અનુસરીનેજ કર્યું હોયતો તેમાં તેને તેવી સખત શિક્ષા થાય નહિ. ૩૬૪

**कन्यां भजंतीमुत्कृष्टं न किञ्चिदपि दापयेत्॥**
**जघन्यं सेवमानां तु संयतां वासयेद्गृहे॥६५॥**

જો કોઇ કન્યા પોતાના કામને શાંત કરવાને માટે ઉંચા કુળમાં ઉત્પન્ન થયેલા સારી વર્ણના પુરૂષની શેવા કરે તો ત્હેને માટે રાજાએ તેનો કોઇ પણ દંડ લેવો નહી પણ જો પોતાના કરતાં ઉતરતી વર્ણને નિચા કુળમાં જન્મ પામેલા પુરૂષની સંગત કરે છે તો પછી ત્હેનો હમેશને માટે ત્હેને સંબંધ બંધાવવો જોઇએ. ૩૬૫

**उत्तमां सेवमानस्तु जघन्यो वधमर्हति ॥**
**शुल्कं दद्यात्सेवमानः समामिच्छेत्पिता यदि ॥ ६६ ॥**

નીચા કુળમાં ઉત્પન્ન થયેલો માણસ જો કોઈ ઉંચા કુળની કન્યાની મરજી પ્રમાણે અથવા મરજી વિરૂદ્ધ પણ તેની સાથે સંભોગ કરે છે તો તેને વર્ણનો અને સમયનો વિચાર કરી તે રાજાએ અંગભંગ અથવા તો સખત માર મારવાની શિક્ષા કરાવવી. પણ જો કન્યાની મરજી પ્રમાણેજ તે તેમ કરતો હોય અને કન્યા પણ પોતાનીજ વર્ણની હોય અને તેનો પીતા તેમનાં

આચરણથી રાજી હોય તો કન્યાના પિતાની રજા લઇને તેમણે તે પ્રમાણે કન્યાને માટેનું પલ્લુ વિગેરે આપીને વિવાહ વિધિ પ્રમાણે તે કન્યાનું તહેણે પાણી ગ્રહણ કરવું. ૩૬૬

**अभिषह्य तु यःकन्यां कुर्याद्दर्पेण मानवः ॥**
**तस्याशु कर्त्ये अङ्गुल्यौ दण्डं चार्हति षट् शतम् ॥ ६७ ॥**

જો કોઇ માણસ પોતાનીજ વર્ણની બાળા ઉપર બળાત્કાર કરીને તેના શિયળનો ભંગ કરે તો રાજાએ તરતજ તેની બે આંગલીયો કાપી નંખાવવી અને તેનો છસો પણ દંડ કરવો. ૩૬૭

**सकामां दूषयंस्तुल्यो नाङ्गुलिच्छेदमाप्नुयात् ॥**
**द्विशतं तु दमं दाप्यःप्रसंगविनिवृत्तये ॥६८॥**

જો કોઇ પુરૂષ પોતાની સવર્ણ બાળકી ઉપર તેની મરજી પ્રમાણે ભોગ કરે છે તો તેની આંગળીઓ કપાવવી નહી પણ પુનઃ તે તે પ્રમાણે ન વર્તે તેટલા માટે તેનો બસો પણ દંડ કરવો જોઇએ. ૩૬૮

**कन्यैव कन्यां या कुर्यात्तस्याः स्याद्द्विशतो दमः॥**
**शुल्कं च द्विगुणं दद्याच्छिफाश्चै वाप्नुयादश ॥ ६९ ॥**

જો કોઇ કન્યા અન્ય કોઇ બાળકીને ખોટે માર્ગે લઈ જાય તો તેમ કરનાર કન્યાનો બસો પણ દંડ કરવો અને જે કન્યાને ખોટે માર્ગે તે લઈ ગઇ હોય તેના પિતાને તેણે કન્યાદાનના અવેજથી બમણો અવેજ આપવો અથવા જો તેમ ન કરી શકે તો તેની ખોટી વર્તણુકને માટે ન્યાયાધિશે તેને દશ સખત ફટકા મારવા ૩૬૯

**या तु कन्यां प्रकुर्यात्स्त्री सासद्यो मौण्ड्यमर्हति॥**
**अङ्गुल्योरेव वा छेदं खरे णोद्वहनं तथा॥३७०॥**

જે સ્રી બીજી સ્રીને બગાડે છે તેને રાજાએ–ન્યાયાધિશે માથુ મુડાવડાવી તથા બન્ને આંગલીયો કપાવી નાંખીને ગધેડા ઉપર બેસાડીને સરીયામ રસ્તા ઉપર ફેરવી અને ફજેત કરવી. ૩૭૦

**भर्त्तारं लङ्घयेद्या तु स्त्री ज्ञातिगुणदर्पिता ॥**
**तां श्वभिः खादयेद्राजा संस्थाने बहुसंस्थिते ॥ ७१ ॥**

જો કોઈ સ્રીના પિયરમાં ઘણો પૈસો હોય તને તેથી તેનામાં ધનનો મદ હોય અથવા તો પોતે સુંદર હોય અને તેથી કરીને પોતાના સુંદર પણાનો મનમાં અતિશય ગર્વ રાખતી હોય અને તેથી પોતાના પતિના તરફના નિયમોને ઉલંઘીને વર્તન કરતી હોય તો રાજાએ તેવી સ્રીને સરીયામ રસ્તા ઉપર જ્યાં ઘણા લોકોની અવરજવર હોય ત્યાં આગળ કુતરાંઓ કરડાવવાં. ૩૭૧

**पुमांसं दाहयेत्पापं शयने तप्त आयसे ॥**
**अभ्यादध्युश्च काष्ठानि तत्र दह्येत पापकृत् ॥ ७२ ॥**

હમેશાં વ્યભિચાર કરનાર પુરૂષને રાજાએ લોઢાના લાલચોળ તપાવેલા પાટલા ઉપર બેસાડવો અને તેને નિરંતર તેવોજ તપેલો રાખવાને માટે તે પાટલાની તળે વખતોવખત લાકડાનાં ગચીયાં તપાવવાં આ પ્રમાણે જ્યાં સુધી કોચ ઉપર બેસાડેલો વ્યભિચારી પુરેપુરો બળી રહે ત્યાં સુધી કરવું. ૩૭૨

संवत्सराभिशस्तस्य दुष्टस्य द्विगुणो दमः ॥
व्रात्यया सह संवासे चांडाल्या तावदेव तु ॥ ७३ ॥

એક વખત વ્યભિચારનો ગુન્હો કર્યાને માટે જેનો દંડ કરવામાં આવ્યો હોય તેજ માણસ જો તેના પ્હેલાં ગુન્હાને એક વર્ષ થયું ન હોય તેટલામાં તેજ પ્રકારનો બીજો ગુન્હો કરે છે તો પ્હેલાંના કરતાં તેનો બમણો દંડ કરવો અને જો વ્રાત્ય સ્ત્રી અર્થાત્ જે સ્ત્રી હમેશાં જાર કર્મ કરતી હોય તેવી સ્ત્રીની સાથે કે ચાંડાલણી સાથે તે સંભોગ કરે તો પણ તેને તેજ શિક્ષા કરવી અર્થાત્ તેનો ૧૦૦૦ એક હજાર પણ દંડ કરવો. ૩૭૩

शूद्रो गुप्तमगुप्तं वा द्वैजातं वर्णमावसन् ॥
अगुप्तमङ्गसर्वस्वैर्गुप्तं सर्वेण हीयते ॥ ७४ ॥

જે શુદ્રદ્વિજ વર્ણની સુરક્ષીત અથવા અરક્ષીત સ્ત્રી સાથે ક્રીડા કરેછે તેને નિચે પ્રમાણે શીક્ષા કરવી જોઇએ. જો સ્ત્રી ભર્તા અથવા કોઇ પણ સંબંધીઓના રક્ષણ તળે ન હોય અને તેવા સમયે શુદ્ર વ્યભિચારી તેની સાથે ક્રિડા કરેછે તો તો તેના અંગમાં છેદ પાડવા અને જો તે સ્ત્રિ પોતાના ભર્તા અથવા અન્ય સંબંધીયોના રક્ષણ તળે હોય તેમ છતાં શુદ્ર તેના શિયળનો ભંગ કરે છે તો તેનું સર્વસ્વ લુંટી લેવું અને તેનો જીવ લેવો. ૩૭૪

वैश्यः सर्वस्वदण्डःस्यात्संवत्सरनिरोधतः ॥
सहस्रं क्षत्रियो दण्ड्यो मौण्ड्यं मूत्रेण चार्हति ॥ ७५ ॥

જો કોઇ વૈશ્ય સુરક્ષીતા બ્રાહ્મણ કન્યા સાથે ક્રીડા કરે તો તેને એક વર્ષ સુધી કેદ રાખવો અને તેનું સર્વસ્વ લુંટી લેવું પણ જો કોઇ ક્ષત્રી તે પ્રમાણે કરે તો તેનો એક હજાર પણ દંડ કરવો અને ગધેડાના મુતરથી તેના માથાને પલાળીને તેની હજામત કરાવડાવવી. ૩૭૫

ब्राह्मणीं यद्यगुप्तां तु गच्छेतां वैश्यपार्थिवौ ॥
वैश्यं पञ्चशतं कुर्यात्क्षत्रियं तु सहस्रिणम् ॥ ७६ ॥

પણ જો તે બ્રાહ્મણ સ્ત્રી અરક્ષીત હોય ત્યારે વૈશ્ય અથવા ક્ષત્રી તેની સાથે ભોગ કરે તો ન્યાયાધિશે વૈશ્યનો પાંચસો પણ દંડ લેવો અને ક્ષત્રીયના એક હજાર પણ દંડ લેવા જોઇએ. ૩૭૬

उभावपि तु तावेव ब्राह्मण्या गुप्तया सह ॥
विप्लुतौ शूद्रवद्दण्ड्यौ दग्धव्यौ वा कटाग्निना ॥ ७७ ॥

પરંતુ જો વૈશ્ય અથવા ક્ષત્રીય જે બ્રાહ્મણ સ્ત્રી પોતાના પતિના રક્ષણ તળે હોય તેમજ ઘણી ગુણવાન અને સારાં આચરણ વાળી હોય તહેના શીયળનો ભંગ કરે છે તો તેમને શુદ્રના જેવીજ શિક્ષા કરવી—તેમના અંગમાં છેદ પાડીને તેમનો જીવ લેવો અર્થાત્ તેમને રીબાવી રીબાવીને મારવા અથવા તો સુકા ઘાસની બનાવેલી ચટાઇમાં કેશર પતાકાની ટટીમાં વીંટીને બાળી મુકવા એવો મહામુની વસિષ્ઠનો અભિપ્રાય છે. ૩૭૭

सहस्रं ब्राह्मणो दण्ड्यो गुप्तां विप्रां बलाद्व्रजन् ॥
शतानि पञ्च दण्ड्यः स्यादिच्छन्त्या सह संगतः ॥ ७८ ॥

પતિના રક્ષણ તળે હોવા છતાં જે બ્રાહ્મણી ઉપર કોઇ બ્રાહ્મણ તેની મરજી વિરૂદ્ધ બળાત્કાર કરે છે, તેનો ૧૦૦૦ એક હજાર પણ દંડ કરવો પરંતુ તેમ જો બ્રાહ્મણીની ઇચ્છાથીજ કરે છે તો તેના પાંચશોજ પણ દંડ કરવા. ૩૭૮

मौण्ड्यं प्राणान्तिको दण्डो ब्राह्मणस्य विधीयते॥
इतरेषां तु वर्णानां दण्डः प्राणान्तिको भवेत्
॥ ७९ ॥

જો બ્રાહ્મણનો ગુન્હો વ્યભિચારના સંબંધમાં ઘણોજ ગંભીર હોય અને તેવા ગુન્હાને માટે અન્ય વર્ણનાને દેહાંત દંડની શિક્ષા કરવામાં આવે તો બ્રાહ્મણને ફક્ત તેના શિરને મુંડાવી નાંખવાની શિક્ષા કરવી પણ બ્રાહ્મણ શીવાયની અન્ય સર્વ વર્ણનાને તો મારી નાંખવાનીજ શિક્ષા કરવી. ૩૭૯

न जातु ब्राह्मणं हन्यात्सर्वपापेष्वपि स्थितम्॥
राष्ट्रादेनं बहिःकुर्यात्समग्रधनमक्षतम् ॥३८०॥

બ્રાહ્મણે ગમે તેવા ગંભીર ગુન્હા કર્યા હોય છતાં પણ રાજાએ તેનો કોઇપણ કાળે પ્રાણ લેવો નહી અર્થાત્ તેને દેહાંત દંડની શિક્ષા કરવી નહી ચહાયતો તેનો દેશનિકાલ કરવો પણ તેમ કરતાં પણ તેના સરસામાન અને ધન દોલત તે પાછો આવે ત્યારે તેનેજ પાછાં સોંપવાં અને દેશનિકાલ કર્યો હોય છતાં તેના દેહને કાંઇ પણ ઇજા ન થવા દેવી જોઇએ. ૩૮૦

न ब्राह्मणवधाद्भूयानधर्मो विद्यते भुवि ॥
तस्मादस्य वधं राजा मनसापि न चिन्तयेत्
॥ ८१ ॥

બ્રહ્મ હત્યાથી મોટામાં મોટુ પાપ આ દુનિયામાં છેજ નહી તેટલા માટે બ્રાહ્મણનો ગમે તેવો વાંક પડે તો પણ રાજાએ તેનો જીવ જાય તેવી શિક્ષા કરવી નહીજ એટલુંજ નહી પણ તેમની હત્યા કરવી એવો મનમાં વિચાર સરખો પણ કરવો નહી. ૩૮૧

वैश्यश्चेत्क्षत्रियां गुप्तां वैश्यां वा क्षत्रियो व्रजेत्॥
यो ब्राह्मण्यामगुप्तायां तावुभौ दण्डमर्हतः॥८२॥

ક્ષત્રીય સ્ત્રી જો પોતાના પતિના રક્ષણ તળે હોય છતાં પણ તેની સાથે જો કોઈ વૈશ્ય ક્રીડા કરે તો તેનો તેમજ વૈશ્ય સ્ત્રી પતીના રક્ષણ તળે હોય છતાં જો ક્ષત્રીય તેની સાથે ક્રીડા કરે તો તેનો પણ અરક્ષીત બ્રાહ્મણીના સાથે તેઓ બન્ને ક્રીડા કરે છે ત્યારે જે જે શિક્ષા તેમને થાય છે તેજ પ્રમાણેની શિક્ષા અત્યારે પણ કરવી અર્થાત વૈશ્યનો પાંચશો અને ક્ષત્રીનો હજાર પણ દંડ કરવો. ૩૮૨

सहस्रं ब्राह्मणो दण्डं दाप्यो गुप्ते तु ते व्रजन्॥
शूद्रायां क्षत्रियं विशोः सहस्त्रो वै भवे दमः
॥ ८३ ॥

જો બ્રાહ્મણ રક્ષણ થયેલી વૈશ્ય વા ક્ષત્રી સ્ત્રી સાથે ક્રીડા કરે છે તો તેનો ૧૦૦૦ એક હજાર પણ દંડ લેવો તેજ પ્રમાણે જે ક્ષત્રી અથવા વૈશ્ય શુદ્ર સ્ત્રી સાથે ગમન કરે છે તેનો પણ તેટલોજ દંડ લેવો. ૩૮૩

क्षत्रियायामगुप्तायां वैश्ये पञ्चशतं दमः ॥
मूत्रेण मौण्ड्यमिच्छेत्तु क्षत्रियो दण्डमेव वा
॥ ८४ ॥

અરક્ષીત ક્ષત્રી સ્ત્રિ સાથે જે વૈશ્ય ગમન કરે તેના પાંચસો પણ દંડ કરવા

પણુ જો તેનીજ વર્ણનો ક્ષત્રી તેની સાથે ક્રીડા કરે તો તેનો પાંચસો પણુ દંડ લેવો અને તે ના મ્હોં ઉપર ગધેડાનું મુતર લગાવીને તે મુંડાવવું. ૩૮૪

अगुप्ते क्षत्रियावैश्ये शूद्रां वा ब्राह्मणो व्रजन्॥
शतानि पञ्च दण्ड्यः स्यात्सहस्रं त्वन्त्यजस्त्रियम् ॥ ८५ ॥

પોતાના પતીના રક્ષણુ નીચે ન હોય તેવી વૈશ્ય ક્ષત્રી અથવા શુદ્ર સ્ત્રી સાથે જો તે બ્રાહ્મણુ ગમન કરે તો રાજાએ તેનો પાંચસો પણુ દંડ લેવો પણુ જો તે પ્રમાણેનો પ્રસંગ તે માણુસ નીચ સ્ત્રિ અંત્યજાની સાથે પાડે તો પ્હેલા કરતાં બમણો અર્થાત્ હજાર પણુનો દંડ લેવો. ૩૮૫

यस्य स्तेनः पुरे नास्ति नान्य स्त्रीगो न दुष्टवाक्॥
न सांहसिकदण्डघ्नौ स राजा शक्रलोकभाक् ॥ ८६ ॥

જે રાજાના રાજ્યમાં તસ્કર–ચોર, પર સ્ત્રિ પુરૂષની સાથે ગમન કરનાર–વ્યભિચારી પુરૂષ વા સ્ત્રીયો, પારકાની છુપી બાતમી લાવનારા–ચાડીયા, ઘર બાળી નાંખવા વિગેરેનાં સાહસકર્મ કરનાર–સાહસિકો, અથવા દંડ પારૂષ્ય કરનાર અર્થાત્ મારામારી કરનારા માણુસો રહેતા નથી તે રાજા મરણુ પછી સ્વર્ગના સુખને પામે છે. ૩૮૬

एतेषां निग्रहो राज्ञः पञ्चानां विषये स्वके ॥
साम्राज्यकृत्सजात्येषु लोके चैव यशस्करः ॥ ८७ ॥

ઉપર પ્રમાણેના પાંચ પ્રકારના ઠગો–લુચ્ચા માણુસોને દાબમાં રાખીને વશ કરનાર રાજા પોતાના દેશમાંજ નહી પણુ પોતાના વર્ગમાં–રાજમંડલમાં શ્રેષ્ઠ પદને પામે છે અને તેની જગતમાં પ્રસિદ્ધિ થાય છે અર્થાત્ સર્વ તેના યશ અને ગુણુનું ગાન કરે છે. ૩૮૭

ऋत्विजं यस्त्यजेद्याज्यो याज्यंच र्त्विक्त्यजेद्यदि
शक्तं कर्मण्यदुष्टं च तयोर्दण्डः शतंशतम्॥८८॥

જો યજમાન યજ્ઞ કર્મ કરાવવામાં કુશળ તેમજ મહાપાતકના દોષથી મુક્ત ઋત્વિગનો કોઇ પણુ કારણુ વિના ત્યાગ કરે છે તેમજ ઋત્વિગ પણુ જો પોતાના યજમાનમાં કાંઈપણુ અપલક્ષણુ ન હોય છતાં તેનો ત્યાગ કરે તો રાજાએ તેમનો દરેકનો સો સો પણુ દંડ કરવો જોઇએ. ૩૮૮

न माता न पिता न स्त्री न पुत्रस्त्यागमर्हति॥
त्यजन्नपतितानेतान्राज्ञा दण्ड्यः शतानि षट् ॥ ८९ ॥

માત પિતા સ્ત્રિ અને પુત્ર તેટલાંનો ત્યાગ કરાયજ નહીં અર્થાત્ તેમનું હમેશાં પોષણુ કરવું અને ઘરમાં માન આબરૂ પણુ તેમને આપવાં જોઇએ જે માણુસ તેમના કાંઈ વાંક વિના તેમનો એકનો પણુ ત્યાગ કરે છે તેણે રાજાને છસો પણુ દંડ આપવા અર્થાત્ એકનો ત્યાગ કરે તો છસો, બેનો ત્યાગ કરે તો બારસો પણુ દંડ આપવા એ પ્રમાણે, ક્રમાનુસાર પ્રત્યેકના છસોં છસોં પણુ દંડ આપવા. ૩૮૯

आश्रमेषु द्विजातीनां कार्ये विवदतां मिथः ॥
न विब्रूयान्नृपो धर्मं चिकीर्षन्हितमात्मनः ९०॥

જે રાજા પોતાનુ હિત ઇચ્છતો હોય તેણે દ્વિજો જ્યાં માંહોમાંહે ધર્મ સંબંધી વાદવિવાદ કરતાં હોય ત્યાં ઉતાવળા થઇને

પોતાનો મત આપવો નહી અર્થાત્ પોતે શાસ્ત્રનો અર્થ જાણતો હોય છતાં એકદમ ઉતાવળ કરીને તેમને આ પ્રમાણેજ થવું જોઇએ અને આ પ્રમાણે ન થવું જોઇએ એવો પોતાનો છેલ્લો અભિપ્રાય આપવો નહી. ૩૯૦

**यथार्हमेतानभ्यर्च्य ब्राह्मणैः सह पार्थिवः ॥**
**सांत्वेन प्रशमय्यादौ स्वधर्मं प्रतिपादयेत्॥९१॥**

પરંતુ ત્યાં આગળ વિવાદ કરનારને દરેકને જે પ્રમાણે ઘટતું હોય તે પ્રમાણે માન આપીને પછી તેમને મધુર વચનો બોલી શાન્ત પાડવા અને ત્યાર પછી પોતે શાસ્ત્ર પ્રમાણે જે નિર્ણય તેમની તકરારનો જાણતો હોય તે તેમને કહી સંભળાવવો.૩૯૧

**प्रातिवेश्यानुवेश्यौ च कल्याणे विंशतिद्विजं॥**
**अर्हावभोजयन्विप्रो दण्डमर्हति माषकम्॥९२॥**

જો કોઈપણ બ્રાહ્મણ પોતાની વર્ણના, ક્ષત્રી અથવા વૈશ્ય વર્ણના વીસ માણસને પોતાને ત્યાં જમવા તેડે પણ પ્રાતિવેશ્ય અથવાં આનુવેશ્ય બ્રાહ્મણને જમવાને માટે ન આમંત્રે તો તેનો રાજાએ એક રૂપાનો માસો દંડ લેવો. પ્રાતિવેશ્ય જે બ્રાહ્મણ હમેશાં પોતાનાજ ઘરમાં રહેતો હોય અથવા સાખ પાડોશી હોય તે અને આનુવેશ્ય એટલે થોડે દુર અથવા એક ઘર મુકીને બીજા અથવા ત્રીજા ઘરમાં રહેતો હોય તે. ૩૯૨

**श्रोत्रियः श्रोत्रियं साधुं भूतिकृत्येष्वभोजयन्॥**
**तदन्नं द्विगुणं दाप्यो हिरण्यं चैव माषकम्९३॥**

વિદ્યા આચાર તથા વિવાહ વિગેરેનાં શુભ કર્મનાં ભોજન વિધિમાં જે બ્રાહ્મણ પોતાના ઘરમાં રહેનાર અથવા પાડોશીને ભોજન ન કરાવે તેનો ન્યાયાધિશે જમણવારના ખર્ચ કરતાં બમણો દંડ લેવો. ૩૯૩

**अन्धो जडः पीठसर्पी सप्तत्या स्थविरश्चयः॥**
**श्रोत्रियेषूपकुर्वंश्च न दाप्याः केनचित्करम्९४॥**

આંધળા, બહેરા, લંગડા, સિત્તેર વર્ષથી વૃદ્ધ થયેલા; શ્રોત્રીય જે વેદજ્ઞ છે તથા જે ધનધાન્યથી બીજાના ઉપર ઉપકાર કરતો હોય તેવા માણસો પાસેથી રાજાએ પોતાને લેવા જેવો કર લેવો નહી. ૩૯૪

**श्रोत्रियं व्याधितार्तौ च बालवृद्धावकिञ्चनम्॥**
**महाकुलीनमार्यं च राजा संपूजयेत्सदा॥९५॥**

રાજાએ હમેશાં વિદ્વાન, સદાચરણી પુરૂષો, બ્રાહ્મણો, રોગી માણસો, પુત્રના વિયોગથી ઝુરનાર, બાળક અને વૃદ્ધ માણસ તેમજ દરિદ્રી તથા ઉંચ કુળમાં જન્મ પામેલા માણસોનું રાજાએ દાન માન અથવા તો જે પ્રમાણે તેવા લોકોનું હિત થાય તે પ્રમાણે પુજન કરવું-તેઓનો સત્કારકરવો.૩૯૫

**शाल्मलीफलके श्लक्ष्णे नेनिज्यान्नेजकः शनैः॥**
**न च वासांसि वासोभिर्निर्हरेन्नच वासयेत्**
**॥ ९६ ॥**

સેમલ તથા તેવાંજ ચીકણાં ઝાડના લાકડા ઉપર ધોબીએ લુગડાં ધીમે ધીમે ધોવાં અને જૂદા જૂદા માણસોનાં લુગડાં જૂદાં જૂદાં સુકવવાં કે જેથી તે સઘળાં ભેગાં થાય નહીં તેમજ તેણે એક ગ્રાહકનાં બીજાને પ્હેરવા પણ આપવાં નહીં. જો ધોબી તેના ગ્રાહકોના લુગડાં ભેળશેળ કરે અથવા તો એકનાં બીજાને પ્હેરવા આપે તો તેનો દંડ કરવો જોઇએ. ૩૯૬

तंतुवायो दशपलं दद्यादेकपलाधिकम् ॥
अतोऽन्यथा वर्तमानो दाप्यो द्वादशकं दमम् ॥ ९७ ॥

વણકરે સુતરના વ્યાપારી પાસેથી દશ પળ સુતર લેવું અને ત્યાર પછી તેમાં અન્ય મીશ્રણો મેળવીને તેનું અગીયાર પળ વજન કરવું પણ જો તેથી ઓછું કરીને વેપારીને આપે છે તો તે દંડને પાત્ર થાય છે. એવા માણસોનો રાજા-ન્યાયાધિશે બાર પણ દંડ કરવો અને જેની પાસેથી સુતર તેણે લીધેલું હોય તે વેપારીને સંતોષ અપાવવો.૩૯૭

शुल्कस्थानेषु कुशलाःसर्वपण्यविचक्षणाः ॥
कुर्युरर्घं यथापण्यं ततो विंशं नृपो हरेत् ॥९८॥

પોતાના રાજ્યના સ્થળ તેમજ જળમાર્ગે ચાલતા વ્યાપારના ચોખ્ખા નફાનો વ્યાપારમાં કુશળ માણસો જેઓ દેશાવરમાં માલ શા પ્રમાણે મળે છે અને શા પ્રમાણે વેચાય છે, તેને લાવતાં લઈ જતાં શું શું ખર્ચ થાય છે અને શાં શાં જોખમો ખેડવાં પડે છે તે સર્વ બરાબર જાણતા હોય તેમની પાસે નક્કી કરાવીને તે ચોખ્ખા નફાનો વીશમો ભાગ રાજાએ પોતાને માટે લેવો.૩૯૮

राज्ञःप्रख्यातभाण्डानि प्रतिषिद्धानि यानि च॥
तानिनिर्हरतो लोभात्सर्वहारं हरेन्नृपः॥९९॥

રાજાના પોતાના ઉપયોગની વસ્તુઓ જેવી કે રથ, હાથી, ઘોડા વિગેરે તેમજ દુષ્કાળના વખતમાં પોતાના રાજ્યમાં થયેલો સારો પાક પોતાના દેશમાંથી બીજે દેશ લઇ જવાને માટે રાજાએ મના કરેલી હોય છતાં જો કોઈ વેપારી તેવે સ્થળે માલ લઇ જવાથી ભાવ સારો મળશે એવા લોભથી છુપી રીતે માલ લઇ જાય છે તો રાજાએ તેનો સર્વ માલ લઈ લેવો. ૩૯૯

शुल्कस्थानं परिहरन्नकाले क्रयविक्रयी ॥
मिथ्यावादी च संख्याने दाप्योऽष्टगुणमत्ययम् ॥ ४०० ॥

મ્હેસુલ બચાવવાના ઇરાદાથી જો કોઇ માણસ-વેપારી જગાતની દાણ બ્હારીમાંથી રાતના વખતે અથવા તો જ્યારે ઘણી ભીડ હોય તેવે સમયે પોતાનો માલ દાણ આપ્યા વિના પસાર કરી જાય અથવા તો દાણ આપતી વખતે માલની ખોટી યાદી કરી આપે તો તેવા વ્યાપારીને ગુન્હો સાબીત થાય તો રાજાએ-ન્યાયાધિશે તેના માલનો આઠ ગણો દંડ તેની પાસેથી લેવો. ૪૦૦

आगमं निर्गमं स्थानं तथा वृद्धिक्षयावुभौ ॥
विचार्य सर्वपण्यानां कारयेत्क्रयविक्रयो॥१॥

પરદેશમાંથી પોતાના દેશમાં લાવવાની તેમજ પોતાના દેશમાંથી પરદેશ મોકલવાની વસ્તુઓના નિયમો વિશે રાજાએ કયાંથી કેટલા સમયમાં લાવી શકાય છે અને તેને લાવતાં માણસોનો ખર્ચ તથા રસ્તાનો ખર્ચ શું થશે તેનો વિચાર કરવો તેમજ ત્યાં શા ભાવે મળે છે અને પોતાના દેશમાં લાવ્યા પછી શા ભાવે વેચાશે અને તેથી શો નફો થશે તેનો પણ વિચાર કરીને નિયમ બાંધવા તેજ પ્રમાણે પોતાના દેશનો માલ પરદેશ મોકલતી વખતે કેટલે દુર મોકલવો અને શા ભાવે તે સ્થળે તે માલ ખપશે તેનો વિચાર કરીને જેમ વેપારીઓ અને પોતાને બંન્નેને લાભ થાય તે પ્રમાણે તેને માટેના પણ નિયમો રાજાએ બાંધવા જોઇએ. ૪૦૧

पञ्चरात्रे पञ्चरात्रे पक्षे पक्षेऽ थवा गते ॥
कुर्वीत चैषां प्रत्यक्षमर्घं संस्थापनं नृपः ॥२॥

બજારમાં વેચાતી વસ્તુઓ જેનો હમેશાં આવર જવર હોય છે તેનો ભાવ દરરોજ ફરતોજ રહે છે તેટલા માટે રાજાએ તે તે વસ્તુઓના વ્યાપારીઓને દર પાંચ પાંચ દહાડે એકઠા કરવા અને ત્યાં તે તે વસ્તુઓના વ્યાપારમાં સારા કુશળ માણસો પાસે તેમના ભાવ નક્કી કરાવવા તેજ પ્રમાણે જે જે વસ્તુઓના ભાવ તરત ફરતા ન હોય તેવી વસ્તુઓને માટે પણ તેમના વ્યાપારીઓને દર પખવાડીએ એકઠા કરવા અને રાજાએ અને તેના પોતાના આપ્ત વર્ગે સભામાં રહીને તેમના ભાવ નક્કી કરાવવા. ૪૦૨

तुलामानं प्रतीमानं सर्वं च स्यात्सुलक्षितम् ॥
षट्सु षट्सु च मा सेषु पुनरेव परीक्षयेत् ॥३॥

સુવર્ણ તથા અન્ય મૂલ્યવાન વસ્તુઓના વજન તેમજ બિજા પદાર્થોને વેચવાને માટે જોખવાનાં વજનો તથા ભરતનાં માપ વિગેરે રાજાએ પોતે નક્કી કરવાં અને દર છ છ મહીને તેમને ફરી તપાશી જોવાં. ૪૦૩

पणं यानं तरे दाप्यं पौरुषोऽर्धपणं तरे ॥
पादं पशुश्च यो षिच्च पादार्धं रिक्तकः पुमान् ॥ ४ ॥

નદી પાર ઉતરવાનાં સ્થાનકે ખાલી ગાડાનો એક પણ, માણસના ભારનો અરધો પણ, પ્રાણી અથવા સ્ત્રીને માટે પાપણ અને ઠાલા માણસને માટે પણનો આઠમો ભાગ આપવો પડે. ૪૦૪

भाण्डपूर्णानि यानानि तार्यं दाप्यानि सारतः॥
रिक्तभाण्डानि यत्किञ्चित्पुमांस श्चापरिच्छदाः ॥ ५ ॥

માલથી ભરેલાં ગાડાં અથવા છકડાંઓને માટે ઉતરામણીનું નુર તેમાં ભરેલા માલના મૂલ પ્રમાણે લેવું જોઇએ અર્થાત્ માલ ભારે મૂલવાળો અને જોખમવાળો, હોય તો ઉતરામણી વધારે લેવી, પણ જો તેમાં ફક્ત ફાટેલાં ટુટેલાં વાસણો અને એવોજ બીજો ઘર વાખરો ભરેલાં હોય તો તેની ઉતરામણી તેના પ્રમાણમાં ઘણીજ કમતી લેવી જોઇએ અને દરિદ્રી માણસો પાસેથી તો ફક્ત નહી જેવીજ લેવી જોઇએ. ૪૦૫

दीर्घाध्वनि यथादेशं यथा कालं तरो भवेत् ॥
नदीतीरेषु तद्विद्यात्समुद्रे नास्ति लक्षणम् ॥६॥

પ્રથમ શ્લોકમાં નદી પાર ઉતવાને માટેના નુરને માટેનું વર્ણન કર્યું પણ હવે જ્યારે જળમાર્ગે લાંબી મુસાફરી કરવાની હોય ત્યારે શા શા પ્રમાણે માલ લઈ જવાને માટેનું અથવા ઉતારવાનું નુર આપવું જોઇએ તેના નિયમો નિચે પ્રમાણે જાણવા. આ નુર હમેશાં કાંઇ એકજ સરખુ રહેતું નથી પણ માલ જે સ્થળે લઇ જવાનો હોય તે સ્થળનું અંતર, જે જળમાર્ગે લઈ જવાનો હોય તે જળના પ્રવાહની ગતી, લઈ જવાની રીત ઉતાવળો અથવા તો ધીમે ધીમે, તેમજ જે વખતે માલ પરદેશને માટે ચઢાવવામાં આવે તે વખતે જે રૂતુ હોય તે સઘળાનાં વિચાર કરીને તેને માટેનું નુર નક્કી કરવું જોઇએ. આ પ્રમાણે પણ જ્યારે નદી વિગેરે નાના જળાશયોમાંથી માલ લઇ

જવા લાવવાનો હોય ત્યારેજ બની શકે છે અને સમુદ્ર માર્ગે લઇ જવાના તથા લાવવામાં આવતા માલના નુરનો તો કાંઇપણ નિયમજ નથી. ૪૦૬

गर्भिणी तु द्विमासादिस्तथा प्रव्रजितो मुनिः॥
ब्राह्मणा लिङ्गिन श्चैव न दाप्यास्तारिकं तरे ॥ ७ ॥

વ્હાણવટીએ પોતાના વ્હાણમાં જો કોઇ બે મહીનાથી વધારે સમય થયાં ગર્ભ ધારણ કર્યો હોય તેવી સ્ત્રી, જેણે સન્યસ્થનો સ્વીકાર કર્યો હોય, મુની, વાનપ્રસ્થી, બ્રાહ્મણ તથા બ્રહ્મચારી વેદનો અભ્યાસક, એટલાં બેશીને સામે પાર ઉતરે તો તેમની પાસેથી કાંઇપણ લેવું નહી. ૪૦૭

यन्नावि किञ्चिद्दाशानां विशी र्येतापराधतः॥
तद्दाशै रेव दातव्यं समागम्य स्वतोऽशतः॥८॥

વ્હાણમાં જે કાંઇ નુકસાન વ્હાણવટીઓથી થાય–અર્થાત્ વહાણમાં ભરેલી વ્યાપારની વસ્તુંઓ સલામતી ભરેલા સ્થળે ન મુકાયાથી અથવા તો અન્ય કોઇપણ રીતે તે વસ્તુઓને જો વહાણના માણુસોની બેદરકારીને લીધેજ નુકશાન પહોંચ્યું હોય તો વ્હાણના સઘળાં માણુસોએ પોત પોતાને ભાગે પડતું ખર્ચ આપીને તે રકમો ભરી આપવી. ૪૦૮

एष नौयायिनामुक्तो व्यवहारस्य निर्णयः॥
दाशापराधतस्तोये दैविके नास्ति निग्रहः॥९॥

ઉપલો નિયમ જળ માર્ગે મુસાફરી કરનારાઓના હિતને માટે છે, પરંતુ તે માણુનું નુકશાન જ્યારે વહાણમાંની વસ્તુઓને વ્હાણવટીઓની આપખુદી અથવા તો બેદરકારીથી થયું હોય ત્યારેજ લાગું પડે છે પણ જ્યારે દૈવેચ્છાથી બનતા અકસ્માતને લીધે તે વસ્તુઓનો નાશ થાય અથવા તો નુકશાન થાય તો તેને માટે વ્હાણવટીઓ કોઇપણ રીતે જોખમદાર નથી. ૪૦૯

वाणिज्यं कारयेद्वैश्यं कुसीदं कृषिमेव च ॥
पशूनां रक्षणं चैव दास्यं शूद्रं द्विजन्मनाम् ॥
॥ ४१० ॥

રાજાએ વૈશ્યને વ્યાપાર, પૈશાની ધીરધાર, વ્યાજ વટંદર–ખેતી અથવા તો પશુનુ પાલન કરવાની રજા આપવી અને શુદ્રની પાસે દ્વિજાતી–બ્રાહ્મણ, ક્ષત્રી અથે વૈશ્યની સેવા કરાવવી. ૪૧૦

क्षत्रियं चै व वैश्यं च ब्राह्मणो वृत्तिकर्शितौ॥
बिभृयादानृशंस्येन स्वानि कर्माणि कारयन्
॥ ११ ॥

બ્રાહ્મણની પાસે જો પીડીત ક્ષત્રી અથવા વૈશ્ય આવે તો તેમના ઉપર દયા લાવવી અને તેમનું પોષણ કરવું ખાવા પિવા તથા પહેરવા ઓઢવાને વસ્ત્ર આપવાં, જો બ્રાહ્મણ ધનાઢય હોય અને ઉપર પ્રમાણે આપી તે મનુષ્યોને દુઃખમાંથી મુક્ત કરતો ન હોય તો રાજાએ તેનો દંડ કરવો પણ જો બ્રાહ્મણ કાંઇપણ કામ કરાવ્યા વિના તેમને તેમ તેવા માણુસોને માટે ખાવા પીવાનું તથા વસ્ત્રો પુરાં પાડી શકે તેમ ના હોય તો તેમને લાયકનું કામ તેઓને બતાવી તેવાં કામ તેમની પાસે કરાવવાં અર્થાત્ ક્ષત્રી હોય તો તેની પાસે પોતાનું

અથવા કોઇનું પણ રક્ષણ કરાવીને અને જો દુઃખી માણસ વૈશ્ય હોય તો તેની પાસે ખેતી કરાવીને અથવા પોતાનાં પશુને પળાવીને નોકરી લઇને પણ તેમનું પાલન કરવું. ૪૧૧

दास्यं तु कारयँल्लोभाद्ब्राह्मणः संस्कृतान्द्विजान्॥
अनिच्छतः प्राभवत्याद्राज्ञा दण्ड्यः शतानि षट् ॥ १२ ॥

જો કોઇ ધનાઢય બ્રાહ્મણ યજ્ઞો પવિત ધારણ કરેલા બ્રાહ્મણ, ક્ષત્રી વૈશ્યની પાસે લોભથી લલચાઇને તેમની મરજી તેમજ શાસ્ત્રના નિયમ વિરૂદ્ધ દાસત્વ કરાવે છે તો તેવા બ્રાહ્મણનો ન્યાધિશે-રાજાએ છસેં પણ દંડ કરવો. ૪૧૨

शूद्रं तु कारयेद्दास्यं क्रीतमक्रीतमेववा ॥
दास्यायैवहि सृष्टोऽसौ ब्राह्मणस्य स्वयंभुवा ॥ १३ ॥

પરંતુ શુદ્રની પાસે તો બ્રાહ્મણ તે માણસની મરજી હોય અથવા ન હોય તો પણ દાસત્વ કરાવી શકે છે પછી તે પ્રમાણેનો કરાર તેને નોકરીમાં રાખ્યો હોય અથવા તો વેચાણ લીધો હોય ત્યારે કરવામાં આવ્યો હોય કે ન આવ્યો હોય-કારણ, કે સ્વમંભૂએ શુદ્રને દાસત્વને માટેજ ઉત્પન્ન કરેલા છે. ૪૧૩

न स्वामिना निसृष्टोऽपि शूद्रो दास्याद्विमुच्यते॥
निसर्गजंहि तत्तस्य कस्तस्मात्तदपोहति ॥१४॥

કોઇ પણ શુદ્ર ઉપર તેનો માલીક-શેઠ કૃપા કરીને તેને સ્વતંત્ર કરે છે તો પણ તે સ્વતંત્ર કહેવાય નહી, તેણે તો હમેશાં મુક્તી મેળવવાને માટે તેના ધર્મને અનુસરીને બ્રાહ્મણની સેવા કરવીજ કારણ કે તે પોતાના શેઠ પાસેથી સ્વતંત્ર થયો પણ તેનેજ જન્યથી મળેલી શુદ્ર સ્થીતિમાંથી કાંઇ તે મુક્ત કહેવાય નહી-તેમાંથી મુક્ત થવાને માટે તો તેણે પોતાના ધર્મ નિયમો બરાબર પાળીને મરણ પછી મોક્ષ મેળવો ૪૧૪

ध्वजाहृतो भक्तदासो गृहजः क्रीतदत्रिमौ ॥
पैत्रिको दण्डदासश्च सप्तैते दासयोनयः॥१५॥

દાસ સાત પ્રકારના કહેલા છેઃ—૧ જે માણસ સંગ્રામમાં ઝુંડાતળે પકડાયો હોય તે અર્થાત્ હરાયલા પક્ષ વાળાઓમાંથી સામા જીતનાર પક્ષના લઈ લેછે તેવા ગુલામો, ૨ ભોજનની લાલચને માટે હમેશનાં કામ કરવાને માટે રહેલો હોય તે ૩ ગૃહ કાર્યને માટે રાખેલી દાસીના પેટનો જન્મ પામેલો, ૪ મુલ્ય આપીને જેને વેચાતો લીધો હોય તે, ૫ કોઇ આપી ગયું હોય તે ૬ જે પેઢી દર પેઢી દાસત્વ કરતો આવ્યો હોય તે ૭ અને જે માણસ દંડ આપવાને માટે શકતીવાન ન હોય અને તેથી કરીને દાસત્વ સ્વિકારે છે તે પ્રમાણેના સાત જૂદા જૂદા પ્રકારના દાસ જાણવા. ૪૧૫

भार्या पुत्रश्च दासश्च त्रय एवाधनाः स्मृताः॥
यत्ते समधिगच्छन्ति यस्य ते तस्य तद्धनम् ॥ ॥ १६ ॥

મહામુની મનુ એવા મતના છે કે સ્ત્રિ પુત્ર અને દાસ એ ત્રણને અધન જણવાં અર્થાત્ તેઓ પોતે ધન પોતાની પાસે રાખી શકતાં નથી-તેઓ પોતાની માલમીલકતનો સ્વચ્છાએ ઉપયોગ કરી શકતાં નથી અને તેટલા માટે તેમની સઘળી મીલકત

તેમના માલીક અર્થાત્ પતિ. પિતા અને બાલકનીજ જાણવી; આ શ્લોકનો એવો પણ અર્થ થાય છે કે તેઓ પોતે કાંઇ પણ મેળવવાને માટે શક્તીવાન હોતાં નથી અને તેથી અધન કહેવાય છે. ૪૧૬

**विस्रब्धं ब्राह्मणः शूद्राद् द्रव्योपादानमाचरेत् ॥ नहि तस्यास्ति किञ्चित्स्वं भर्तृहार्यधनो हि सः ॥ १७ ॥**

બ્રાહ્મણે શુદ્ર પાસેથી કોઇ પણ જાતનો ભયરાખ્યાવિના પૈસો હોય તો લઇ લેવો કારણ કે શુદ્ર જન્મથી પરતંત્ર અને અધન છે અને તેથી તેનો પાલક તેનું ધન લઇ શકે છે બ્રાહ્મણ તો પીડીત હોય તો બળાત્કારે પણ તે શુદ્રની પાસેથી દ્રવ્ય કઢાવે છે તો પણ રાજા શુદ્રનું ધન બ્રાહ્મણને લેવા યોગ્યજ છે એમ ગણીને બ્રાહ્મણને શાસ્રના નિયમો પ્રમાણે કાંઈ પણ શીક્ષા કરી શકતો નથી. ૪૧૭

**वैश्यशूद्रौ प्रयत्नेन स्वानि कर्माणि कारयेत् ॥ तौ हिच्युतौ स्वकर्मभ्यः क्षोभयेतामिदं जगत् ॥ १८ ॥**

રાજાએ વૈશ્યને શુદ્રને તેમના પ્રત્યેક શાસ્રમાં કહેલા આચારવિચારને પાળવાની સખ્ત ફરજ પાડવી જોઇએ અર્થાત્ વૈશ્યને વ્યાપાર રોજગાર અને શુદ્રને નોકરી ચાકરી કરવાની ફરજ પાડવી કારણ કે જો તેમ કરવામાં ન આવેતો વૈશ્ય અને શુદ્રના પોતપોતાના ધર્મ અને આચારવિચારને નહી પાળવાથી આખી સૃષ્ટીમાં સઘળે ગેર વ્યવસ્થા પ્રસરી રહે. ૪૧૮

**अहन्यहन्यवेक्षेत कर्मान्तान्वाहनानि च ॥ आयव्ययौ च नियता वाकरान्कोशमेव च ॥ ॥ १९ ॥**

રાજાએ હમેશાં પોતાના જે જે કામો શરૂ કરેલાં હોય તે બરાબર ચાલે છે કે નહી–રાજ્યકારભાર યોગ્ય રિતે ચાલે છે કે નહી તે તપાસવું તેમજ પોતાનાં વાહનો–ગાડી–ઘોડા–હાથી વિગેરે કેટલા છે કેટલા નવા આવ્યા અને કેટલા ગયા તેની તેમજ તેમની સર્વની બરાબર દેખરેખ રાખવામાં આવે છે કે નહી તે તપાસવું સોના રૂપા જેવી મુલ્યવાન ધાતુઓથી હમેશની થનાર નિપજ તથા ખર્ચનો તપાસ કરવો તેમજ પોતાના કોઠારની જાવકઆવક જોવી આ સર્વ તો રાજાના હમેશના ધર્મ છે માટે રાજા પોતે સબળ હોય કે નિર્બળ હોય પણ તેણે પોતાના ધર્મ તો પાળવાજ જોઇએ. ૪૧૯

**एवं सर्वानिमान् राजा व्यवहारान्समापयन् ॥ व्यपोह्य किल्बिषं सर्वं प्राप्नोति परमां गतिम् ॥ ४२० ॥**

જે રાજા ઉપર પ્રમાણેના પોતાના ધર્મ નિયમોને પાળીને પ્રજાના કષ્ટને નિવારે છે તથા પોતાના પંડને તેમજ પ્રજાને પાપ રહિત રાખે છે તેવો રાજા પોતાના મૃત્યુ પછી મોક્ષ (સ્વર્ગ) ને પ્રાપ્ત કરે છે. ૪૨૦

**इति मानवे धर्मशास्त्रे भृगुप्रोक्तायां संहितायां अष्टमोऽध्यायः ॥ ८ ॥**

**ઇતિ મનુસ્મૃતિનો અષ્ટમોધ્યાય.**

# અથ નવમો અધ્યાય.

पुरुषस्य स्त्रियाश्चैव धर्म्ये वर्त्मनि तिष्ठतोः ॥
संयोगे विप्रयोगे च धर्मान्वक्ष्यामि शाश्वतान् ॥ १ ॥

પોતપોતાના ધર્મ પ્રમાણે સ્ત્રિ પુરૂષે કેમ વર્તન કરવું પછી તેઓ સાથે રહેતાં હોય કે જુદાં રહેતાં હોય તે સઘળા સાઅના નિયમો આપને પુર્ણપણે હું કહીશ. સ્ત્રિ અથવા પુરૂષ પોતપોતાના ધર્મ શાસ્ત્ર પ્રમાણેના ધર્મ નિયમોનું ઉલ્લંઘન કરે છે તો વ્યવહારના નિયમોમાં પણ તેમને માટે શિક્ષા કહેલી છે અને તેતો શિક્ષા કરીને તેમને રાજાએ ધર્મ પ્રમાણે વર્તવાને ફરજ પાડવી અર્થાત્ પતિ—વર દેશ ગયો હોય અથવા તો મરણ પામ્યો હોય ત્યારે પણ જો સ્ત્રિ સ્વેચ્છાએ સ્વતંત્ર રીતે વર્તેતો રાજાએ તેને શિક્ષા કરીને સમાર્ગે ચાલવાની ફરજ પાડવી અને તેજ પ્રમાણે પોતાની સ્ત્રિની ગેર હાજરી અથવા મરણ પછી પુરૂષ તે પ્રમાણે વર્તેતો તેને પણ સમાર્ગે દોરવો જોઈએ. ૧

अस्वतन्त्राः स्त्रियः कार्याःपुरुषैः स्वैर्दिवानिशम् ॥
विषयेषु च सज्जन्त्यः संस्थाप्या आत्मनो वशे ॥ २ ॥

સ્ત્રિઓને હમેશાં તેમના ભર્તાર અથવા તો કુટુંબના વડીલે પોતાના દાબમાં રાખવી જોઇએ અર્થાત્ તેમને પરતંત્ર રાખવી—સ્વતંત્રતા આપવી નહી કારણ કે સ્વતંત્રાથી તેઓને કાંઇ પણ દાબની ભિતી ન હોવાથી સ્વેચ્છાએ મનમાં આવે છે તેમ વર્તન કરે છે અને તેના પરિણામે કવચિત વિકારની ધાસ્તી રહે છે; પરંતુ જ્યારે તેઓ સ્હેજસાજ નિષેદ્ધ નથી એવા પ્રેમપ્રસંગમાં અથવા તો અન્ય સુખ ભોગમાં હોય ત્યારે તેમને પોતાની ઇચ્છા પ્રમાણે વર્તવા દેવી. ૨

पिता रक्षति कौमारे भर्ता रक्षति यौवने ॥
रक्षन्ति स्थविरे पुत्रा न स्त्री स्वातन्त्र्यमर्हति ॥ ३ ॥

કન્યાવસ્થાથી વૃદ્ધાવસ્થા પુર્ણ થાય ત્યાં સુધી સ્ત્રિને સ્વતંત્રતા આપવી જોઇએ નહી. બાલ્યાવસ્થામાં કન્યાનું રક્ષણ પિતાએ કરવું જોઇએ ત્યાર પછી જ્યારે તરૂણાવસ્થામાં આવે ત્યારે વિવાહ થયા પછી તેમની રક્ષા તેમના ભર્ત્તા—પતિએ કરવી અને ત્યાર પછીની આધેડઅવસ્થામાં પતિની ગેર હાજરી વા મરણ થયું હોય તો ત્યાર પછી તેના પુત્રે તેનું રક્ષણ કરવું પણ જો તે અવસ્થામાં પતિ વા પુત્ર કોઈ ન હોય અને પિતા જીવતો હોય તો તેણે તેનું રક્ષણ કરવું પણ સ્વતંત્ર—અરક્ષિત રાખવી નહી. ૩

कालेऽदाता पिता वाच्यो वाच्यश्चानुपयन्पतिः ॥
मृते भर्तरि पुत्रस्तु वाच्यो मातुररक्षिता ॥ ४ ॥

કુમારીકાની બાલ્યાવસ્થા પુર્ણ થાય છે અને કન્યાવસ્થામાં તે પ્રવેશ કરે છે અર્થાત્

જ્યારે તેનો કન્યાકાલ થયો હોય અને તેવા પ્રદાન સમયે જે પીતા પોતાની પુત્રીનો યોગ્ય વર સોધીને વિવાહ કરતો નથી તે પોતે ધર્મના નિયમો વિરૂદ્ધ વર્તે છે માટે લોકોમાં તેની અપકીર્તી થાયછે તેજ પ્રમાણે આ કન્યાકાલ કયા ૠતુમતિ થાય ત્યાં સુધીનો સમજવો અર્થાત્ ૠતુ પ્રાપ્ત થતા પ્હેલાં પિતાએ પુત્રીનો વિવાહ કરવોજ જોઇએ. સ્ત્રિને ૠતુ પ્રાપ્ત થયા પછી જે પતિ તેની સાથે સંભોગ કરતો નથી તે તેમજ જે પુત્ર પોતાના પિતાના મરણ પછી પોતાની માતાનું પાલન કરતો નથી તે સઘળાની પણ જગતમાં—અપકિર્તી થાય છે. ૪

सूक्ष्मेभ्योऽपि प्रसङ्गेभ्यः स्त्रियो रक्ष्या विशेषतः॥
द्वयोर्हि कुल योः शोकमावहेयुररक्षिताः ॥५॥

સ્ત્રિમાં જો કાંઇ પણ પ્રકારનાં વિકારમય ચિન્હો જણાયતો તેની બારીકાઇથી તપાશ કરીને તેને શરૂઆતમાંના નજીવા રંગરાગમાંથી પણ ભવિષ્યમાં ભયંકર પરિણામો ઉપજેછે એમ જાણી અટકાવવી જોઇએ કારણકે તે પ્રમાણેનાં તેમના વર્તનને જો અટકાવવામાં ન આવે તો તેથી બંન્ને કુલની અર્થાત્ પિયર અને સ્વસુર પક્ષની અપકિર્તિ થાય છે. ૫

इमं हि सर्ववर्णानां पश्यन्तो धर्ममुत्तमम् ॥
यतन्ते रक्षितु भार्यां भर्तारो दुर्बला अपि॥६॥

દરેક વર્ણના પતિએ પોતાની સ્ત્રીનું રક્ષણ કરવુ તે તેની મોટામાં મોટી અને પવિત્રમાં પવિત્ર ફરજ છે એમ માનવું અને પછી તો પતિ અશક્ત અર્થાત્ આંધળો લુલો, લંગડો હોયતો પણ તેણે પોતાની સ્ત્રિનું રક્ષણ કરવાનો હમેશાં પ્રયત્ન કરવોજ જોઇએ. ૬

स्वांप्रसूति चरित्रं च कुलमात्मानमेव च ॥
स्वं च धर्मं प्रयत्नेन जायां रक्षन् हि रक्षति॥७॥

આ માટે પોતાની સ્ત્રીનું પતિએ સર્વ પ્રકારે રક્ષણ કરવાને માટે મોતાથી બને તેટલો યત્ન કરવો:—કારણકે જે પતિ પોતાની સ્ત્રિનું સર્વ પ્રકારે રક્ષણ કરે છે તે તેને કુમાર્ગે જતાં અટકાવે છે તે પોતાની અપકીર્તિ તેમજ પોતાની પ્રજા ઉપર આવનાર કલંકને દુર રાખે છે, પોતાના પૂર્વજોથી પોતે શુદ્ધ છે. અથવા અમુક માણસના વંશના વંશજો છે એવું જે કુલ મેળવ્યું હોય છે તે જાળવે છે; પોતે તેમજ પોતાનાં બાલક અને સ્ત્રિ કલંક રહીત છે એમ તેના મનને—આત્માને સંતોષ રહે છે અને આ પ્રમાણે પોતાના આત્માને આનંદમાં રાખી શકે છે એટલુંજ નહી પણ પોતાનો જે શ્રેષ્ટ ધર્મ અર્થાત્ સ્ત્રિનું સર્વ પ્રકારે પતિએ રક્ષણ કરવું તેને યોગ્ય રિતે પાળ્યો તેને માટે તેને સારૂ ફળ પણ મળે છે. ૭

पतिर्भार्यां संप्रविश्य गर्भो भूत्वेह जायते ॥
जायायास्तद्धि जायात्वं यदस्यां जायते पुनः ॥ ८ ॥

સ્ત્રિમાં પતિ શુક્ર પ્રવેશ કરે છે અને તેનાથી સ્ત્રિ રૂપે ધારણ કરે છે અર્થાત્ પતિનાજ સ્વરૂપનો પૂનઃ જન્મ થાય છે અર્થાત્ પતિ પોતાની સ્ત્રિને પેટે જન્મ ધારણ કરે છે આટલા કારણને માટે સ્ત્રિને "જાયા" એમ કહેવામાં આવે છે. ૮

यादृशं भजते हि स्त्री सुतं सूते तथाविधम् ॥
तस्मात्प्रजाविशुद्ध्यर्थं स्त्रियं रक्षेत्प्रयत्नतः॥९॥

સ્ત્રિના શિયલનુ રક્ષણુ શુદ્ધપુત્ર મેળવવા માટે પણ કરવાની જરૂર છે કારણકે જો સ્ત્રિ કુમાણુ વર્તન કરીને અજ્ઞાન અને નિચ કુળના પુરૂષની સાથે સંભોગ કરે છે તો તેના વિર્યથી જે ગર્ભ તે સ્ત્રિ ધારણ કરે તેનાં ફળ પણ તેવાંજ થાય અને તેજ પ્રમાણે જો સ્ત્રિ પોતાના પતિના ઉપર પૂર્ણ પ્રેમ રાખતી હોય અને સદાચરણથી વર્તે છે તો તેનો પતિજો ભણેલો ગણેલો ખાનદાન કુંટુંબનો હોય છે તો તે સઘળા ગુણો તેનાથી ઉત્પન્ન થનાર પુત્રમાં આવે છે આ નીયમ કેટલીક ચાલતી આવેલી કહેવતો ઉપરથી પણ સિદ્ધ થાય છે કે " જેવી ગોળી તેવી ઠીકરી અને મા તેવી દીકરી " " જેવા બાપ તેવા બેટા વિગેરે વિગેરે. ૯

न कश्चिद्योषितः शक्तःप्रसह्य परिरक्षितुम् ॥
एतैरुपाययोगैस्तु शक्यास्ताः परिरक्षितुम् ॥
॥ १० ॥

સ્ત્રિને માટે એવી કહેવત કહેવામાં આવે છે કે " સ્ત્રિ જાત રહેતો આપથી રહે નહિતો સગા બાપથી પણ ન રહે " અર્થાત્ તેના રક્ષણને માટે કોઈ પણ પ્રકારનો જોરજુલમ કરવો નહિ કારણકે તેમ કરવા છતાં પણ જો તે વ્યભીચારી હોય છે તો વ્યભીચાર કરે છેજ માટે તેવી વ્યભીચારી સ્ત્રીઓને તો કુમાર્ગમાંથી રક્ષણ કરવાને માટે બળાત્કાર નહિ કરતાં નિચે પ્રમાણેના નિયમોનો ઉપયોગ કરવો જેથી તેની સ્ત્રિઓનું શિયળનું પણ રક્ષણ કરી શકાય છે અર્થાત્ તે નિયમો પ્રમાણે વર્તન કરતાં તેમને કુમાર્ગે જવાને અવકાશ પણ મળી શકતો નથી. ૧૦

अर्थस्य संग्रहे चै नां व्यये चैव नियोजयेत् ॥
शौचे धर्मेऽन्नपक्त्यां च पारिणाह्यस्य वेक्षणे
॥ ११ ॥

પતિએ પોતાની સ્ત્રિના શિયળના રક્ષણને માટે તેને હમેશાં ધનનો સંગ્રહ કરવાના તેમજ જોઇતા પૈસા ખર્ચ કરવામાં અને તેનો હિસાબ લખવામાં, નાવા ધોવાના તથા નવડાવવા ધોવડાવવાના, પોતાની સેવામાં અર્થાત્ પોતાને માટે જોઇતાં કરતાં સાધનો તૈયાર કરવામાં, ઘરમાં જોઇતાં કરતાં અનાજ વિગેરે સાફસુફ વીણી કરીને ચાળવા કરવામાં, રસોઈ કરવામાં અથવા તો ઘર ખટલાનાં બીજાં કામકાજ અને તેમાંથી પરવારે ત્યારે સૈયા વિગેરે રાત્રીનાં તૈયાર કરવાનાં કામે લગાડવી. ૧૧

अरक्षिता गृहे रुद्धाःपुरुषैराप्तका रिभिः ॥
आत्मानमात्मना यास्तु रक्षेयुस्ताः सुरक्षिताः
॥ १२ ॥

જો સ્ત્રિઓના ઉપર ઘરમાં વિશ્વાસુ માણસો અથવા વડીલોની પૂર્ણ દેખરેખ હોય છે તો પણ તેઓ તેમનાથી ડરીને પવિત્ર થઈ શકતી નથી જો સ્ત્રિ વ્યભીચારી હોય તો ગમે તેવા વિશ્વાસુ વડીલની સંભાળ તળે તેને મુકવામાં આવી હોય તો પણ તે સમય આવે પોતાનો રસ્તો લેવાને ભુલતી નથી પણ જો પોતાની વૃત્તિથીજ પવિત્ર રહેવાને ઇચ્છે છે તો તેવી રહી શકે છે એટલુંજ નહિ પણ તેને ગમે તેવાં કારણો પ્र-

ળવા છતાં તે અપવિત્ર થતીજ નથી. અર્થાત્ ઉપર પ્રમાણેની વ્યભીચારી સ્ત્રિયોના ઉપર બળાત્કાર અથવા જાપ્તો મુકવાથી કાંઇ તેઓ પુનઃ પવિત્ર થઈ શકે નહિ પણ તેઓ પવિત્ર થાય તેટલા માટે તેમની વૃત્તિમાં ફેરફાર કરવો જોઇએ અર્થાત્ તેમને સારાં કાર્ય કરનારી સ્ત્રિયો સ્વર્ગે જાય છે અને કુકર્મી સ્ત્રિયો મરણ પછી ઘણીજ સખત શિક્ષાને ભોગવે છે અને રૌરૌ નર્કમાં જાય છે એ પ્રમાણેનાં ધર્મ શાસ્રનાં આખ્યાને તેમને સમજાવવાં જોઇએ જેથી તેઓની વૃત્તિમાં ફેરફાર થાય અને તેઓ પોતાના મનોવિકાર ઉપર સંયમ રાખવાને શક્તીવાન થાય. ૧૨

**पानं दुर्जनसंसर्गः पत्या च विरहोऽटनम् ॥**
**स्वप्नोऽन्यगेहवासश्च नारीसंदूषणानि षट् ॥**
**॥ १३ ॥**

સ્ત્રિના શિયળ ભંગનાં છ કારણો છે અર્થાત્ નિચેનાં છવાનાં કરનાર સ્ત્રિયોને અપવિત્ર સમજવીઃ—જે સ્ત્રિઓ મદ્ય પીએ છે લુચ્ચા લફંગા માણુસોની સાથે વાતચિત કરે અથવા હરેફરે પોતાના પતિથી વિયોગ રાખે, પોતાના કામકાજમાં ધ્યાન ન આપતાં બ્હાર આમતેમ રખડે છે, અયોગ્ય સમયે સુઇ રહે અથવાતો પર ઘરમાં વાસ કરે છે તેવાં લક્ષણુ વાળી સ્ત્રિ અપવિત્ર જાણુવી અર્થાત્ ઉપરનાં છ કારણો તે સ્ત્રિનામાં વ્યભીચારનાં બીજ રાખનાર છે માટે તેમનાથી સ્ત્રિનું પતિએ પૂર્ણ પણે રક્ષણ કરવું. ૧૩

**नैता रूपं परीक्षन्ते नासां वयसि संस्थितः ॥**
**सुरूपं वा विरूपं वा पुमानित्येव भुञ्जते ॥१४॥**

વ્યભિચારીણીઓ પોતાનો પતિ રૂપવાન છે અને જે પર પુરૂષનો તે સંગ કરે છે તે કદરૂપો છે પોતાનો પતિ જુવાન છે અને અન્ય પુરૂષનાનો છે એવા પર પુરૂષના દોષ વિગેરેનો કાંઈ પણ વિચાર કર્યા વિના ફક્ત તે પુરૂષ છે એટલાજ ઉપરથી તેના પ્રેમમાં પડે છે અર્થાત્ ગમેતો પર પુરૂષ જેનો પ્રેમ તેઓ ઇચ્છેછે ને રૂપવાન હોય અથવા કદરૂપો હોય, ગુણી હોય અથવા અવગુણી હોય તેમાંના કાંઇનો પણ વિચાર કર્યા વિનાજ તેઓ જેમ દિવાને જોઇને પતંગીયાં તેમાં ઝંપ લાવે છે તેમજ તે માત્ર પુરૂષ છે એટલાજ ઉપરથી તેના પ્રેમરૂપી દિવાની જ્યોતમાં પોતાના પતંગીયા રૂપી દેહને અર્પે છે અને શિયળને બાળીને ભસ્મ કરે છે. ૧૪

**पौंश्चल्याच्चलचित्ताच्च नैःस्नेह्याच्च स्वभावतः ॥**
**रक्षिता यत्नतोऽपीह भर्तृष्वेता विकुर्वते॥१५॥**

સ્વભાવથીજ જો શરૂઆતથી સ્ત્રિ પરપુરૂષને જોવામા અથવા તો તેનામાં પરપુરૂષથી સંબંધ કરવાની ઈચ્છા સરખી પણ થતી હોય તો, જે સ્ત્રિનું ચિત હમેશાં વિચારમાં સ્થિર ન હોય તે તથા જે સ્ત્રિ પોતાના પતિ તરફ શરૂઆતથી છુટથી બોલી શકતી ન હોય અર્થાત્ પતિ પત્નીનો પ્રેમ જેમનામાં સ્વભાવિક હોવો જોઇએ તેટલા પ્રમાણુમાં ન હોય તેવી સ્ત્રિયોનું પાછળથી ગમે તેવી રીતે રક્ષણુ કરવામાં આવે છે છતાં તેઓ વ્યભિચાર કર્યા વિના રહેતીજ નથી. ૧૫

**एवं स्वभावं ज्ञात्वाऽऽसां प्रजापतिनिसर्गजम्॥**
**परमं यत्नमातिष्ठेत्पुरुषो रक्षणं प्रति ॥ १६॥**

સૃષ્ટાએજ જ્યારે સૃષ્ટીની ઉત્પતિ સમયે સ્ત્રિયોમાં આવા પ્રકારના ગુણ અવગુણ મુકેલા છે ત્યારે જ્ઞાની પતિએ પોતાની પત્નિના શિયળના રક્ષણને માટે હમેશાં એવા એવા ઉપાયો લેવા કે જેથી તે પવિત્ર રહી શકે અર્થાત્ તેને પરપુરૂષની સાથે સંબંધ જોડવાને માટે ઇચ્છાજનથાય તે પ્રમાણેનું વર્તન તેના તરફ રાખવું જોઇએ ૧૬

शय्यासनमलङ्कारं कामं क्रोधमनार्जवम् ॥
द्रोहभावं कुचर्यांच स्त्रीभ्यो मनुरकल्पयत् ॥
॥ १७ ॥

મનુએ જ્યારે સ્ત્રિયોને ઉત્પન કરી ત્યારે તેમનામાં શૈયા—અલંકાર અને આભૂષણોને માટે અત્યંત પ્રીતી મુકેલી છે અર્થાત્ સ્વભાવિક રીતે સ્ત્રિયો શૈયાના સુખને માટે તેમજ ભાતભાતનાં ઘરેણાં ગાંઠા પહેરવાને માટે અને નવનવાં વસ્ત્રો ધારણ કરવાને ઘણું ચહાય છે તેજ પ્રમાણે તેઓમાં વિષય વાંચ્છનાઓ, ક્રોધ, અપ્રમાણીક પણું, ઇર્ષ્યા ભાવ, સામાનું ખરાબ કરવાની વૃતિ અને વ્યભિચાર એ સર્વ અવગુણો પણ મુકેલા છે. ૧૭

नास्ति स्त्रीणां क्रिया मन्त्रैरिति धर्मो व्यवस्थितः॥
निरिन्द्रियाह्यमन्त्राश्चस्त्रियोऽनृतमिति स्थितः ॥
॥ १८ ॥

સ્ત્રિયોની જાતકર્મ વિગેરે વિધિ શાસ્ત્રના સંસ્કારોવડે કરવામાં આવતી નથી તેથી તેઓ સંસ્કાર રહીત અંતઃકરણ વાળી રહે છે અર્થાત્ સ્ત્રિયોનાં મન અશુદ્ધ હોય છે, અને તેઓને શ્રૃતિ અથવા સ્મૃતિનું પણ જ્ઞાન હોતું નથી તેથી તેઓ અધર્મી હોયછે, અને ઉપર જણાવ્યા પ્રમાણે અમંત્ર હોવાથી પોતે કરેલાં પાપને શાસ્ત્રના મંત્રોવડે દુર કરી શક્તી નથી તેથી પાપી રહે છે અર્થાત્ શાસ્ત્રમાં જણાવ્યા પ્રમાણે જેમ અસત્ય તે જેટલું અશુભ છે તેટલી સ્ત્રિને પણ અશુભ જાણવી અને તેથી તેટલાજ પ્રમાણમાં તેને શુભ કરવાને માટે યત્ન કરવો.૧૮

तथा च श्रुतयो बह्वयो निगीता निगमेष्वपि॥
स्वालक्षण्यपरीक्षार्थं तासां शृणुत निष्कृतीः
॥ १९ ॥

સ્ત્રિમાંના અપલક્ષણ વેદમાં તેમજ ધર્મ શાસ્ત્રનાં અન્ય પુસ્તકોમાં પણ ઘણે ઠેકાણે કહેવામાં આવ્યાં છે હવે આ સર્વ અપલક્ષણોનો નાશ કરીને સ્ત્રિઓને શીરીતે પવિત્ર બનાવવી તેનો મંત્ર આપને કહું છું તે સાંભળો. ૧૯

यन्मे माता प्रलुलुभे विचरन्त्यप तिव्रता ॥
तन्मे रेतः पिता वृङ्क्तामि त्यस्यैतन्निदर्शनम् ॥
॥ २० ॥

જે પુત્ર જાણે છે કે મન, વાણી, કાય અથવાતો કર્મથી સ્ત્રિ વ્યભીચારી થાય છે અર્થાત્ પરપુરૂષ વિષે મનમાં સંકલ્પ થવાથી તેની સાથે અયોગ્ય ભાષણ કરવાથી, તેને અયોગ્ય સ્પર્શ કરવાથી અથવાતો તેનો અયોગ્ય સ્પર્શ થવા દેવાથી અથવા તો સંભોગ કર્મથી સ્ત્રિ વ્યભીચાર કરે છે અને તેમાંની કોઇ પણ રીતે પોતાની માતાએ વ્યભીચાર કરેલો છે અર્થાત્ પોતાના કુળના શુદ્ધ નામને કલંક લગાડયું છે તેવા પુત્રે પોતાની માતાની શુદ્ધિના અર્થે નિચે પ્રમાણેનો મંત્ર જપવો "ઉપર જણાવ્યા તેમાના

જો કોઇ પણ પ્રકારે મ્હારી માતાએ વ્યભીચાર કરીને મ્હારા શુદ્ધ કુળને અશુદ્ધ કર્યું છે તેને હે ! પિતા ! તમે શુદ્ધ કરજો" ૨૦

**ध्यायत्यनिष्टं यत्किञ्चित्पाणिग्राहस्य चेतसा ॥**
**तस्यैष व्यभिचारस्य निह्नवः सम्यगुच्यते ॥**
**॥ २१ ॥**

મનમાં વ્યભીચાર કરવાને માટેના થનાર વિચારથી જે પાપ થાય છે તેના નિવારણને માટે ઉપરનો મંત્ર છે માટે જ્યારે જ્યારે પતિ પોતાની સ્ત્રિને ચ્હાતો ન હોય અથવા તો તેવાં કાંઇ પણ બીજા કારણને લીધે જેજે સમયે સ્ત્રિનામાં વ્યભીચાર કરવાની ઇચ્છા ઉત્પન્ન થાય તેતે સમયે ઉપરનો મંત્ર ઉચ્ચારવો. ૨૧

**यादृग्गुणेन भर्त्रा स्त्री संयुज्येत यथाविधि ॥**
**तादृग्गुणा सा भवति समुद्रेणेव निम्नगा॥२२॥**

સ્ત્રિ વિવાહ આદિક વિધિથી જે પુરૂષ જોડ જોડાય છે અર્થાત્ સ્ત્રિને જે પુરૂષ સાથે પરણાવવામાં આવે છે તે પ્રમાણેના તેનામાં ફેરફાર થાય છે અર્થાત્ પતિના ગુણ અવગુણ પત્નિમાં આવે છે જેવી રીતે નદીમાં પાણી મીઠુ હોય છે છતાં જ્યારે તેનો સંગમ સમુદ્ર સાથે થાય છે ત્યારે તેનાં પાણી પણ ખારાં થાય છે તેજ પ્રમાણે સ્ત્રિ સારી હોય પણ પતિ દુર્ગુણી હોય તો તેનામા તેના પતિના દુર્ગુણ આવે છે વિગેરે ૨૨

**अक्षमाला वसिष्ठेन संयुक्ताऽधमयोनिजा ॥**
**शारङ्गी मन्दपालेन जगामाभ्यर्हणीयताम् ॥२३॥**

પતિ સારો કુળવાન, વિદ્વાન અને સારા આચાર વિચાર વાળો હોય તો તેની સાથે વિવાહ અથવા લગ્નના સંબંધથી જોડાનાર સ્ત્રિ પણ સારા પદને પામે છે દૃષ્ટાંત અક્ષમાલા–અરૂંધતિ ઘણાજ નિચા કુળમાં ઉત્પન્ન થયેલાં હતાં પણ તેની સાથે રૂષિ મંડલની રજા લઇને વસિષ્ઠ રૂષિએ વિવાહ કર્યો અને તેને પોતાની અર્ધાંગના તરીકે સ્વીકારી તેજ પ્રમાણે ચટકા નામની બીજી સ્ત્રિ મહાભારતમાં જેનો વૃતાંત આવે છે તેવા મંદપાલ નામના રૂષિને પરણી હતી. આ બંન્ને સ્ત્રિયો નિચ યોનીમાં જન્મ પામેલી હોવા છતાં સારા કુલવાન અને વિદ્વાન પતીને પરણી તેથી સારા પદને પામી અને પુજ્ય ગણાય છે. ૨૩

**एताश्चान्याश्च लोकेऽस्मिन्नपकृष्टप्रसूतयः ॥**
**उत्कर्षं योषितः प्राप्ताः स्वैःस्वैर्भर्तृगुणैःशुभैः॥**
**॥ २४ ॥**

તેજ પ્રમાણે બીજી પણ ઘણી નિચ કુલમાં જન્મ પામેલી સ્ત્રિયો તેમના પતીના ગુણને પામીને સારા પદને પામેલી છે. ૨૪

**एषोदिता लोकयात्रा नित्यं स्त्रीपुंसयोः शुभा॥**
**प्रेत्येह च सुखोदर्कान्प्रजाधर्मान्निबोधत ॥२५॥**

લોક વ્યવહારમાં સ્ત્રિ પુરૂષના તેમજ તેમના પ્રત્યેકના પરસ્પરના ધર્મ ઉપર પ્રમાણે તમને કહ્યા હવે આ લોકમાં તેમજ પરલોકમાં સુખ મેળવવાને માટેના શાશ્ત્ર નિયમો છે તે આપને કહું છું. ૨૫

**प्रजनार्थं महाभागा पूजार्हा गृहदीप्तयः ॥**
**स्त्रियः श्रियश्च गेहेषु न विशेषोऽस्ति कश्चन**
**॥ २६ ॥**

અત્યાર સુધી સ્ત્રિયોના દોષ અને તેમાંથી શી રીતે તેમનું રક્ષણ કરવું તેના નિયમો કહ્યા હવે તેમના ગુણ વિષે કહેવામાં

આવશે જ્યારે સ્ત્રિ સારા ગુણવાળી, અને ભાગ્યશાળી હોય અને તેનું વંશ વૃદ્ધિને માટે તેવાજ લાયક પતિની સાથે લગ્ન ક કવામાં આવ્યું હોય ત્યારે આ પ્રમાણે બનેલા જોડાથી આખુ કુલ. ઘર દીપી રહે છે. આવી સ્ત્રિને લક્ષ્મી સમાન જાણવી જોઇએ. જેવી રીતે નિરધન માણુસના ઘરમાં કોઈ પણ ઉજાશ હોતો નથી તેવી રીતેજ ઘરમાં સારી સ્ત્રિ હોતી નથી ત્યાં પણ સર્વત્ર સૂન્યતા જણાય છે. ૨૬

उत्पादनमपत्यस्य जातस्य परिपालनम् ॥
प्रत्यहं लोकयात्रा याः प्रत्यक्षं स्त्रीनिबन्धनम् ॥ २७ ॥

સંતતિ ઉત્પન્ન કરવી. જન્મેલાં બાળકોને ઉછેરી મ્હોટાં કરવાં, અતિથી તથા અન્ય પરોણા વિગેરે આવ્યા હોય તેમનો સત્કાર કરવો, ભોજન વિગેરે તૈયાર કરવું. તેમજ ગૃહકર્મની તજવીજ કરવાનું કામ ગૃહિણીનુંજ છે. કારણકે જે માણુસ સ્ત્રિ રહિત કુંવારો હોય છે તે પોતાને ત્યાં અન્ય માણુસોને મિત્રો વિગેરેને પોતાને ત્યાં જમવા તેડી શકતો નથી તેમજ તેને ત્યાં કોઇ પરોણા વિગેરે ઉતરતું પણ નથી અર્થાત્ સ્ત્રિ હોયતોજ તે પ્રમાણેનો વ્યવહાર ચાલી શકે છે. ૨૭

अपत्यं धर्मकार्याणि शुश्रूषारतिरुत्तमा ॥
दाराधीनस्तथा स्वर्गः पितृणामात्मनश्च ह ॥ ॥ २८ ॥

આગળ ઉપર કહી ગયા છીએ તેજ પ્રમાણે ધર્મ કર્મમાં પુજાની યોગ્યતા સુચવવાને માટે પુનઃ કહેવું પડે છે કે સંતતિની ઉત્પતિ કરવાને માટે, અગ્નિ હોત્ર આદિ ધર્મ કર્મ કરવામાં, સ્ત્રિથી પ્રાપ્ત થતા સમયમાં ઉત્કૃષ્ટ પ્રીતીમાં તથા પીત્રીઓને સ્વર્ગસુખ આપવામાં અને પતિને મૃત્યુ પછી સુખ મળે તેમ કરી આપવામાં સ્ત્રિની જરૂર પડે છે. ૨૮

पतिं या नाभिचरति मनोवाग्देहसंयता ॥
सा भर्तृलोकानाप्नोति सद्भिः साध्वीति चोच्यते ॥ २९ ॥

જે સ્ત્રિ શુદ્ધ મનથી પોતાના પતિને ચ્હાતી હોય છે અને સખત વચન અને વાણી તથા કાયાથી વ્યભિચારને કરતી નથી તેવી સ્ત્રિ મરણ પછી પાછુ પોતાના પતિના સુખને સ્વર્ગમાં મેળવે છે એટલુંજ નહી પણ આ લોકમાં પણ "સાધવી" એવા અવિચળ પદને પામે છે. ૨૯

व्यभिचारात्तु भर्तुः स्त्री लोकेप्राप्नोतिनिन्द्यताम्॥
सृगालयोनिं चाप्नोति पापरोगैश्च पीड्यते॥३०॥

જે સ્ત્રિ પોતાના સ્ત્રિ ધર્મ વિરૂદ્ધ વર્તન કરે છે અને પોતાના પતિને સંતોષ આપતી નથી તેવી સ્ત્રિની આ લોકમાં નિંદા થાય છે એટલુંજ નહી પણ મરણ પછી તે શીયાળ યોનીમાં જન્મ પામે છે અર્થાત્ ગર્ભાવસ્થામાં તેને ઘણાં દુઃખ ખમવાં પડે છે અથવા તો ઘણાં પાપ કરનાર માણુસની માફક તે મહા રોગનો ભોગ થાય છે. ૩૦

पुत्रं प्रत्युदितं सद्भिः पूर्वजैश्च महर्षिभिः ॥
विश्वजन्यमिमं पुण्यमुपन्यासं निबोधत॥३१॥

મહા મુનીમનુ તેમજ પૂર્વે થઈગયેલા મહર્ષિયોયે પુત્ર સંબંધી સર્વને જે સુખ થાય છે તેવા નિયમો કહેલા છે તે હવે આપ સાંભળો. ૩૧

भर्तुः पुत्रं विजानंति श्रुतिद्वैधं तु भर्तरि ॥
आहुरुत्पादकं केचिदपरे क्षेत्रिणं विदुः॥३२॥

મુનીઓ તથા સાધુ પુરૂષોનું એવું માનવું છે કે જે સ્રિને પુત્ર થાય તે પુત્ર તેના ભર્તાનો જાણવો ભર્તા બે પ્રકારના કહેલા છે કેટલાકનું માનવું એવું છે કે જેના વિર્યથી સ્રિને ગર્ભ રહ્યો હોય તેનો તે પુત્ર કહેવાય અને કેટલાક એવો પણ મત ધરાવે છે કે જેની સાથે સ્રિનું લગ્ન થયેલું છે તેનેતો ભર્તાર કહેવાય. ૩૨

क्षेत्रभूता स्मृता नारी बीजभूतः स्मृतः पुमान्॥
क्षेत्रबीजसमायोगात्संभवः सर्वदेहिनाम्॥३३॥

જેવી રીતે ધાન્યની ઉત્પતી ઉત્પતિને માટે ખેતરની જરૂર છે તેમજ બીજની પણ જરૂર છે તેજ પ્રમાણે સંતત્તિ ઉત્પન્ન કરવાને માટે પણ તેને માટેના ખેતર અને બીજા કોની જરૂર છે. સ્રિને કરવાને માટેનાં બીજ પુરાં પાડનાર ગણાય છે. ૩૩

विशिष्टं कुत्रचिद्बीजं स्त्रीयो निस्त्वे व कुत्रचित्॥
उभयं तु समं यत्र सा प्रसूतिः प्रशस्यते॥३४॥

કેટલીક વખતે પુરૂષના વિર્યને વધારે બળવાન ગણાય છે અને કોઇ વખત સંતતિના ક્ષેત્ર અથવા સ્રિયોને તે વધારે બળવાનહોય છે ત્યાં ત્યાં બળવાન પ્રમાણેનાં ફળ ઉત્પન્ન થાયછે પરંતું જ્યાં બન્ને સરખાં હોય છે ત્યાં સંતતી ઘણીજ સારી ઉત્પન્ન થાય છે અર્થાત તેવાં માબાપનાં બાળકો ઘણાંજ સ્વરૂપવાન અને તંદુરસ્ત થાય છે. ૩૪

बीजस्य चै व योन्याश्च बीजमुत्कृष्टमुच्यते ॥
सर्वभूतप्रसूतिर्हि बीजलक्षणलक्षिता ॥ ३५ ॥

જૂદાં જૂદાં પ્રાણીઓની પ્રજાને સરખાવતાં બીજ ક્ષેત્ર કરતાં વધારે પ્રબળ છે એમ જણાવેલું છે કારણકે ઉત્પન્ન થતી સંતતિમાં ઘણાખરા ગુણો તેમજ આકૃતિ બીજ અર્થાત્ પિતાના જેવાંજ હોય છે અને તેથી કરીને સ્રિ. માતાના કરતાં પુરૂષ પિતાના વિર્યને વધારે પ્રબળ ગણવામાં આવે છે. ૩૫

यादृशं तूप्यते बीजं क्षेत्रे कालापपोदि ते ॥
तादृग्रोहति तत्तस्मिन्बीजं स्वैर्व्यञ्जितं गुणैः
॥ ३६ ॥

રૂતુને અનુસરીને જેજે બીજ પૃથ્વીમાં રોપવામાં આવે છે તેનાજ છોડ સમય જતાં વર્ષા તેમજ ગ્રીષ્મ રૂતુના પ્રભાવે કરીને ઉગી નીકળે છે અને તે છોડમાં બીજનાજ ગુણ હોય છોડને થનારાં ફળ પણ બીજનાંજ જાણવાં તેજ પ્રમાણે સંતતિને વિષે પણ જણાવું. ૩૬

इयं भूमिर्हि भूतानां शाश्वती योनिरुच्यते ॥
न च योनि गुणान्कांश्चिद्बीजं पुष्यति पुष्टिषु
॥ ३७ ॥

એતો સત્યજ છે કે પૃથ્વી તે દરેકપ્રકારનાં વૃક્ષો તથા વનસ્પતીની જન્મભૂમિ છે અર્થાત્ તેની અંદર હર પ્રકારનો બીજકો રોપવામાં આવે છે તો સમય જતાં તેમાંથી પેલા, છોડ તથા વૃક્ષો થાય છે પરંતુ જ્યારે બીજ પૃથ્વીમાં રોપવામાં આવે છે ત્યારે તેમાં કાંઇ શાખાઓ તથા અંકુર ફુટવા વિગેરેનાં ચિન્હો હોતાં નથી. ૩૭

भूमावप्येककेदारे कालोप्तानि कृषीवलैः ॥
नानारूपाणि जायते बीजानीह स्वभावतः॥३८॥

ખેડુત એકજ કયારામાં અનેક પ્રકારનાં બીજ વાવે છે પરંતુ જમીન એકજ હોવાથી તે સઘળાં એકજ સરખાં ઉગી નીકળતાં નથી પણ તેમના જુદા જુદા છોડ થાય છે અર્થાત્ ઉત્પતિમાં પ્રધાનપણું ક્ષેત્રનું નથી પણ બીજનુંજ રહેલું છે. ૩૮

व्रीहयः शालयो मुद्गास्तिला माषास्तथा यवाः॥
यथाबीजं प्ररोहन्ति लशुनानीक्षवस्तथा॥३९॥

બીજમાંથી છોડ તથા વૃક્ષ થતાં પણ તેમને બીજના પ્રમાણમાં સમય લાગે છે તો સાઠીચોખા વાવેલા હોયતો તેના ધરૂને બરાબર રોપ્યા પછી તે સાઠ દિવસે થાય છે તેજ પ્રમાણે શાલી અથવા કોમલતાઓમાં હમેશાં શિયાળામાંજ પાકે છે તેજ પ્રમાણે જવ, અડદ, તલ અને શેરડીનાં પણ જેવાં જેવાં બીજ રોપવામાં આવ્યાં હોય તેવા તેવા અને તેટલા તેટલા સમયે તેમના છોડ થાય છે. ૩૯

अन्यदुप्तं जातमन्यदित्येतन्नोपपद्यते ॥
उप्यते यद्धि यद्बीजं तत्तदेव प्ररोहति ॥४०॥

એકજ જાતનાં બીજને રોપીને તેમાંથી જુદી જાતનો છોડ ઉત્પન્ન કરવો તે કેવળ અશકય છે કારણકે જે પ્રમાણેનાં બીજ તેજ પ્રમાણેનાં ફળ અર્થાત્ માતપિતા જેવાં હોય છે તેવાજ ગુણ અવગુણ તેમનાથી ઉત્પન્ન થનાર પ્રજામાં આવે છે. ૪૦

तत्प्राज्ञेन विनीतेन ज्ञानविज्ञानवेदिना ॥
आयुष्कामेन वप्तव्यं न जातु परयोषिति॥४१॥

જે માણસને સારી શિખામણ મળેલી હોય અર્થાત્ જે જ્ઞાની છે, વેદ તથા તેનાં અંગોને સમજે છે તેવા માણસો જો પોતે સુખી જીંદગી અને લાંબા આયુષ્યની આશા રાખતો હોયતો તેણે પરક્ષેત્રમાં કોઇ પણ કાળે બીજને નાંખવું નહી અર્થાત્ સ્વ પતિનિશિવાય અન્ય કોઇ પણ સ્ત્રિની સાથે પ્રેમ કરવો નહી. ૪૧

अत्र गाथा वायुगीताः कीर्तयन्ति पुराविदः॥
यथा बीजं न वप्तव्यं पुंसा परपरिग्रहे ॥४२॥

ગત કાળનો જેને અનુભવ છે તેવા પુરૂષો આ બનાવને વાયુ નાળની ગાથા છંદ એમ કહે છે અર્થાત્ પર સ્ત્રિમાં પુરૂષે પોતાના બીજને નાંખવું નહી. ૪૨

नश्यतीषुर्यथा विद्धः खेविद्धमनुविद्ध्यतः ॥
तथा नश्यति वैक्षिप्रं बीजं परपरिग्रहे ॥४३॥

નવો શોક કારણ કે જે પ્રમાણે એક શિકારી પોતાના શર–તીર વડે હરણને ઘાયલ કરે છે અને ત્યાર પછી બીજો શીકારી ઘાયલ થયેલા તરણ ઉપર પોતાના શરવડ પુનઃ ઘા કરે છે તો તેનું તીર નકામુંજ જાય છે અર્થાત્ તેમ કરતાંથી કાંઈ વિશેષ ફાયદો તો થતોજ નથી પણ ઉલટુ પેલા બીજા શીકારીનું એક તીર ઓછું થાય છે આવીજ રીતે પરસ્ત્રિનો સંગ કરનાર પોતે નિંદાયુક્ત થાય છે સુખહીણ થાય છે અને તેનું આયુષ્ય પણ ક્ષીણ થાય છે અને જે બીજને પરસ્ત્રિમાં તે પણ થોડાજ સમયમાં નાશ પામે છે માટે જ્ઞાની પુરૂષે તે પ્રમાણે કોઇ પણ સમયે કરવું નહી. ૪૩

पृथोरपीमां पृथिवीं भार्यां पूर्वविदोविदुः ॥
स्थाणुच्छेदस्य केदारमाहुः शल्यवतो मृगम्
॥ ४४ ॥

આ પૃથ્વીને પહેલ વ્હેલાં પૃથુરાજે જીતી લીધી હતી અને ત્યાર પછી ઘણા રાજાઓએ તેને ભોગવી છે અર્થાત્ ગૃહણ કરેલી છે છતાં અદ્યાપી પર્યંતતે પૃથીરાજની ભાર્યા એમ કહેવાય છે અર્થાત્ હજી સુધી પણ તેના ઉપર પૃથુરાજનો હક કાયમ છે એમ ગણાય છે કારણ કે પ્રથમ તે પૃથીરાજના તાબામાં હતી તેજ પ્રમાણે મૃગને જે શીકારીએ પોતાના શરથી પ્હેલ વ્હેલુજ ઘાયલ કર્યું છે અને ત્યાર પછી ઘાયલ થયેલા મૃગને બીજો શીકારી ઘાયલ કરે છે તો તે મૃગ ઉપર પ્હેલા ઘાયલ કરનાર શિકારીનોજ હક છે તેજ પ્રમાણે જેની સાથે સ્રિનો વિવાહ કરેલો હોય તેનોજ તેના ઉપર પૂર્ણ હક ગણાય છે અર્થાત્ પરણેલી સ્રિમાં તેના પતિ શિવાય જો કોઈ અન્ય પુરૂષ બીજ નાંખીને સંતાન ઉત્પન્ન કરે છે તો તે સંતતિ ઉત્પન્ન કરનારની ગણાય નહી પણ તે સ્રિના પતિનીજ ગણાય છે. ૪૪.

**एतावानेव पुरुषो यज्जायात्मा प्रजेति ह ॥**
**विप्राः प्राहुस्तथाचै तद्यो भर्ता सा स्मृताङ्गना ॥ ४५ ॥**

પુરૂષ પોતે પોતાના પંડ માત્રથી પુરૂષ છે એમ કહેવાય નહી પણ પોતે તથા પોતાની ભાર્યા જેને વેદમાં પુરૂષનું અર્ધાગ ગણેલું છે તેમજ તેમની પ્રજા જે પણ તેમનાં અંગજ કહેવાય છે તે સઘળાં હોય ત્યારે પુરૂષ એમ કહેવાય. ૪૫

**न निष्क्रयविसर्गाभ्यां भर्त्तुर्भार्या विमुच्यते॥**
**एवं धर्मं विजानीमः प्राक् प्रजापतिनिर्मितम् ४६ ॥**

પ્રજાપતીએ એવો નિયમ કરેલો છે કે સ્રિને વેચાણ લેવાથી લેનાર તેના ઉપર સ્વામીત્વ મેળવી શકતો નથી. પતીએ સ્રીનો ત્યાગ કર્યો હોય અને તેને જો કોઈ અન્ય માણસ લઈ જાય છે તો તેના પ્રથમ પતીના ધણીપણામાંથી મુકત થઇ છે એમ ગણાતી નથી માટે ઉપર પ્રમાણેની સ્રિમાં પણ જો કોઈ પણ માણસ સંતતિ ઉત્પન્ન કરે છે તો તે પ્રજાનો તે માલીક ગણાતો નથી પણ ક્ષેત્રનો માલીક હોય છે તેજ તે ક્ષેત્રમાં ઉત્પન્ન થયેલી પ્રજાનો ધર્મ પ્રમાણે પ્રભુ ગણાય છે. ૪૬

**सकृदंशो निपतति सकृत्कन्या प्रदीयते ॥**
**सकृदाह ददानीति त्रीण्यतानि सतां सकृत् ॥ ४७ ॥**

પિતાની માલ મીલકતના ભાગો પુત્રો ધર્મશાસ્રના નિયમ પ્રમાણે ફક્ત એકજવાર કહી શકે છે ફરીથી તેના ભાગ થઇ શકેજ નહી તેજ પ્રમાણે માનવિના અથવા ભાઇઓ પોતાના કુટુંબની કન્યાનુ કન્યાદાન એકજ વખત આપી શકે છે અર્થાત્ એક કન્યાને એક વખત કન્યાદાનમાં આવ્યા પછી પુન તેનું કન્યાદાન આપી શકાય નથી તેમજ એક વસ્તુ એકવાર અમુક માણસને પુણ્યદાનમાં આવ્યા પછી પાછી લઇને બીજા કોઇને આપી શકાય નહી આ પ્રમાણેના શાસ્રના નિયમોને જાણનાર સજ્જન પુરૂષ ઉપર પ્રમાણેનાં ત્રણ કામ એકજ વખત કરે છે. ૪૭

**यथा गोऽश्वोष्ट्रदासीषु महिष्यजा विकासु चा॥**
**नोत्पादकः प्रजाभागी तथैवान्याङ्गनास्वपि ॥ ४८ ॥**

જેવી રીતે પારકી ગાય, ઘોડી, ઉંટડી, દાસી, ભેંસ, ઘેટી વિગેરે પ્રાણીઓની સાથે અન્ય માણસ જેની પાસે તેમના નર હોય છે તે નરવાળાઓ યોગ કરીને સંતાન ઉત્પન્ન કરાવે છે પણ જેવી રીતે તેથી થનાર દુઃખનો તે માલીક ગણાતો નથી તેજ પ્રમાણે પરસ્ત્રિમાં વિર્ય નાંખનાર પુરૂષ પોતાના વિર્યથી ઉત્પન થતી સંતતિનો માલીક ગણાતો નથી. ૪૮

येऽक्षेत्रिणो बीजवन्तः परक्षेत्रप्रवापिणः ॥
ते वैसस्यस्य जातस्य न लभन्ते फलं क्वचित्
॥ ४९ ॥

જે માણસને પોતાનું ખેતર હોતુ નથી પણ તેની પાસે બીજ હોય છે અને જોતે બીજ તે બીજા માણસના ખેતરમાં જઇને વાવે છે તો પણ તેને તેના અનાજનાં જે બીયાં તેણે વાવ્યાં હોય અને જેથી કરીને ખેતરમાં સારો પાક થયો હોય છે તો પણ તેમાંથી તેને કોઇ પણ અનાજ મળતું નથી. ૪૯

यदन्यगोषु वृषभो वत्सानां जनयेच्छतम् ॥
गोमिनामेव ते वत्सा मोघं स्कन्दितमार्षभम्
॥ ५० ॥

જેવી રીતે કોઇ માણસ પાસે વૃષભ હોય અને તે બીજા માણસની સેંકડો ગાયો હોય તે પતી સાથે રહીને દરેકમાં પ્રજા ઉત્પન્ન કરે તો તે પ્રજાનો માલીકને વૃષભનો માલીક ગણાય નહી પણ ક્ષેત્રનો માલીક ગણાય છે અર્થાત્ તે સર્વ પ્રજાનો માલીક ગાયોનો માલીક હોય તેજ ગણાય અને ગોધાએ જે વિર્ય—બીજ નાંખ્યું તે કેવળ નકામુંજ જાણવું. માટે મનુષ્ય પ્રાણીમાં પણ પ્રજા સંબંધીનેજ પ્રમાણે સમજવું. ૫૦

तथैवाक्षेत्रिणो बीजं परक्षेत्रप्रवापिणः ॥
कुर्वन्ति क्षेत्रिणामर्थं न बीजी लभते फलम्
॥ ५१ ॥

માટે જે પુરૂષો જે સ્ત્રિયો સાથે ધર્મના નિયમો પ્રમાણેની વિવાહ વિધિથી મુક્ત થયેલા નથી છતાં તેમની સાથે ક્રિડા કરે છે તેવા માણસો તે સ્ત્રિના હકદાર માલીક તેના ધર્મ પ્રમાણે પતિને માટે તેના પોતાનાજ ક્ષેત્રમાં ફળ તૈયાર થવાને માટે બીજ રોપે છે અર્થાત્ તેવા ચાર પુરૂષના યોગથી થનાર સંતતિ રૂપી ફળને ક્ષેત્રના મુળ હકદાર સ્વામીનાંજ ગણાય છે. ૫૧

फलं त्वनभिसंधाय क्षेत्रिणां बीजिनां तथा ॥
प्रत्यक्षं क्षेत्रिणामर्थो बीजाद्यो निर्गरीयसी॥५२॥

જ્યાં આગળ ક્ષેત્રના માલીક અને બીજ વાવનારના વચ્ચે એવો ઠરાવ થયો નથી હોતો કે ક્ષેત્રમાં થનાર ફળના આપણે બન્ને સરખા માલીક છીએ ત્યાં આગળ ક્ષેત્રમાં જે કાંઇ ઉત્પન્ન થાય છે તેનો પૂરેપૂરો માલીક ક્ષેત્રનો માલીકજ ગણાયો કારણકે બીજ કરતાં ક્ષેત્ર વાળો વધારે બળવાન છે. ૫૨

क्रियाभ्युपगमात्वेतद्वीजार्थं यत्प्रदीयते ॥
तस्येह भागिनौ दृष्टौ बीजी क्षेत्रिक एव च
॥ ५३ ॥

પરંતુ જ્યાં આગળ ખેતરના માલીક અને બીજ વાવનાર વચ્ચે એવો કરાર થયો હોય કે તેઓ બન્ને ભાગીદાર છે તો પછી બીજ વાવ્યા પછી જે કોઇ ખેતરમાં પાકે છે તેના તેઓ બનેન્ને સરખા માલીક ગણાય. ૫૩

ओघवाताहृतं बीजं यस्य क्षेत्रे प्ररोहति ॥
क्षेत्रिकस्यैव तद्बीजं न वप्ता लभते फलम्॥५४॥

પરક્ષેત્રમાં બીજ વાવવામાં આવે છે તો પણ સૂર્યના તાપથી અને પવન તથા હવાના ફેરફારથી તે બીજ ઉગી નીકળે છે અને તેને ફળ થાય છે પણ તે ફળને વાવનાર માણુસ ચાખી શકતો નથી તેનો ક્ષેત્રનો માલીકજ લેછે તેજ પ્રમાણે જો કોઇ માણુસ તાપથી અન્ય સ્ત્રિને પોતાની સ્ત્રિ જાણીને તેની સાથે સંભોગ કરે છે અને તેથી તેને પુત્ર થાય છે તો તે પુત્રનો તે ઉત્પન્ન કરનાર માલીક ગણાતો નથી પણ તે સ્ત્રિનો ખરો પતિ હોય છે તેજ માલીક ગણાય છે. ૫૪

एष धर्मो गवाश्वस्य दास्युष्ट्राजाविकस्य च ॥
विहंगमहिषीणां च विज्ञेयः प्रसवं प्रति॥५५॥

આજ પ્રમાણે ગાય, ઘોડી, દાસી, ઉંટડી, બકરી અને ઘેટીનાં સંતાન વિષે પણ જાણવું અર્થાત્ તેમના સંતાનનો માલીક પણ જે માણુસના નર પ્રાણીથી તેમને સંતાન થયાં હોય તે નથી પણ જે માદા પ્રાણીઓના માલીક હોય છે તેજ સંતતિનો પણ માલીક ગણાય છે પરંતુ જો તેમનામાં પણ માદાના માલીક અને નરના માલીક વચ્ચે કરાર કરવામાં આવ્યો હોય તો તો તેઓ બન્ને સરખા ભાગીદાર ગણાય છે.૫૫

एतद्वः सारफल्गुत्वं बीजयोन्योः प्रकीर्तितम्॥
अतः परं प्रवक्ष्यामि योषितां धर्ममापदि॥५६॥

ઉપર પ્રમાણેના નિયમો બીજ અને ક્ષેત્રમાં કોઇનો હક વધારે બળવાન છે અર્થાત્ ક્ષેત્રનો માલીક બીજ વાવનાર કરતાં વધારે હકદાર ગણાય છે અને તે શા પ્રમાણે તે આપને સમજાવ્યું હવે જે સ્ત્રિઓના પોતાના ધર્મ પ્રમાણેના પતિથી કાંઈ પણ પ્રજા ઉત્પન્ન ન થઇ હોય તેવી સ્ત્રિઓએ શું કરવું અર્થાત્ કેવી રીતે પ્રજા ઉત્પન્ન કરવી તે આપને કહું છું. ૫૬

भ्रातुर्ज्येष्ठस्य भार्या या गुरुपत्न्यनुजस्य सा॥
यवीयसस्तु या भार्या स्नुषा ज्येष्ठस्य सा
स्मृता ॥ ५७ ॥

નાનાભાઇએ પોતાના મ્હોટાભાઈની પત્નિને પોતાની ગુરૂપત્નિ પ્રમાણે જાણવી અર્થાત્ પોતાની માતા સમાન ગણવી અને મ્હોટાભઇએ પોતાના નાનાભાઇની સ્ત્રીને પુત્ર વધુ પ્રમાણે ગણવી જોઇયે એવો શાસ્ત્રનો નિયમ કહેછે. ૫૭

ज्येष्ठो यवीयसोभार्यां यवीयान्वाग्रजस्त्रियम्॥
पतितौ भवतो गत्वा नियुक्तावप्यनापदि॥५८॥

જો ન્હાનોભાઈ મ્હોટાભાઇની સ્ત્રી સાથે અથવા તો મ્હોટોભાઈ ન્હાનાભાઇની સ્ત્રી સાથે વ્યભિચાર કરે અને તેમાં તેમને ગુરૂ અથવા તો અન્ય વડીલ વર્ગની પરવાનગી મળી હોય છતાં તેઓ બંન્ને પતિત થાય છે કારણ કે તેઓ શાસ્ત્રના નિયમો વિરૂદ્ધ વર્તન કરે છે. ૫૮

देवराद्वा सपिण्डाद्वा स्त्रिया सम्यङ्नियुक्तया॥
प्रजेप्सिताधिगन्तव्या संतानस्य परिक्षये॥५९॥

જો કોઈ સ્ત્રિને તેના પતિથી પુત્ર ન થાય તો તે સ્ત્રિએ પોતાના પતી તથા ગુરૂ અને વડીલોની આજ્ઞા લઇને પોતાના દિયર અથવા તો પોતાના પતીના સંપીડી સગાની સાથે આગળ ઉપર કહેવામાં આવશે તે નિયમ પ્રમાણે સંભોગ કરી પોતાની ઇચ્છા

પ્રમાણેનો પુત્ર ઉત્પન્ન કરવો અને જો તેહેમાં પ્રથમ પ્રસંગે તે નિષ્ફળ થાય તો પુનઃ તે પ્રમાણે કરીને યોગ્ય પુત્ર ઉત્પન્ન કરાવવો અર્થાત્ જો પ્રથમ પ્રસંગથી પુત્રી થાય અથવા તો એવો પુત્ર ઉત્પન્ન થાય કે શ્રાદ્ધ વિગેરે કર્મ કરી ન શકે તો સ્ત્રિએ પુનઃ સંભોગ કરીને યોગ્ય પુત્ર ઉત્પન્ન કરાવવો. ૫૯

**विधवायां नियुक्तस्तु घृताक्तो वाग्यतो निशि॥**
**एकमुत्पादयेत्पुत्रं न द्वितीयं कथंचन ॥६०॥**

વિધવા સ્ત્રિને પુત્ર ઉત્પન્ન કરવાની ઇચ્છા થાય તો તેણે વડીલો તથા ગુરૂની આજ્ઞા લઇને પરપુરૂષની સાથે સંભોગ કરીને પુત્ર ઉત્પન્ન કરવો પણ તેણે તે પ્રમાણે એકજ વખતે કરવું બીજા વખતે કરવું નહી. આ પ્રમાણે જે પુરૂષ વિધવા સ્ત્રિની સાથે સંભોગ કરનાર હોય તેણે રાત્રીએ પોતાના શરીર ઉપર શુદ્ધ ઘીનું લેપન કરીને મુગા મુગા તે વિધવા પાસે જવું અને તેની સાથે રહેવું પણ પુનઃ તે સ્ત્રિની સાથે કોઇ પણ સમયે તે પ્રમાણે કરવું નહી. ૬૦

**द्वितीयमेके प्रजनं मन्यन्ते स्त्रीषु तद्विदः ॥**
**अनिर्वृतं नियोगार्थं पश्यन्तो धर्मतस्तयोः॥६१॥**

સ્ત્રિયોના સંતતિ સંબંધના વિષયોમાં જેઓ વધારે પ્રવીણ છે તેઓ એવો પણ મત ધરાવે છે કે જો વિધવા સ્ત્રી પોતાની સાથે સંભોગ કરવાને માટે નકકી કરેલા માણસની સાથે પ્રથમ પ્રસંગ પાડયા છતાં કાંઈ પણ સંતાન ઉત્પન્ન કરી શકે નહી તો તેણે પુનઃ સંભોગ કરવો અને પુત્ર ઉત્પન્ન કરવો. ૬૧

**विधवायां नियोगार्थे निर्वृत्ते तु यथाविधि ॥**
**गुरुवच्च स्नुषावच्च वर्तेयातां परस्परम्॥६२॥**

પરંતુ જયારે તેઓની ઇચ્છા ફલીભુત થાય અર્થાત્ યોગ્ય પુત્ર ઉત્પન્ન થાય ત્યાર પછીજો તે વિધવા સ્ત્રિએ અને તેની સાથે સંભોગ કરનાર તેના સગાએ બાપ દિકરી સમાન વર્તવું જોઇએ, અને એકઠાં વસે તો પણ પ્રથમ પ્રસંગનો ગેર લાભ લઇને તેવી વર્તણુક સામાન્ય રીતે ચલાવવી નહી જોઇએ. ૬૨

**नियुक्तौ यौ विधिं हित्वा वर्तेयातां तु कामतः॥**
**तावुभौ पतितौ स्यातां स्नुषागगुरुतल्पगौ॥६३**

જે માણસોને ઉપર પ્રમાણે સંભોગ કરવાને શાસ્ત્ર તરફથી પરવાનગી હોય અર્થાત્ પુત્રની ઉત્પતિને માટેજ તેમ કરવાની જેમને રજા મળી હોય તે માણસો તે પ્રમાણે તેટલાજ કારણને માટે કહે છે એમ ન ગણાતાં રતિ સુખને માટે કરે છે એમ ગણે છે તો તેઓ બન્ને પતિત ગણાય છે નાના ભાઇની વહુ તેમ કરેતો તેણે પોતાના પિતા અથવા ગુરૂ સાથે સંભોગ કર્યાનું પાપ તેને લાગે છે અને જો નાનો ભાઇ તે પ્રમાણેની કૃતિથી મોટા ભાઇની સ્ત્રી સાથે તેમ કરે તો પોતાની માતાની સાથે સંભોગ કર્યાનું તેને પ્રાયશ્ચિત લાગે છે. અને તેથી તેઓ બન્ને પતિત થાય છે. ૬૩

**नान्यस्मिन्विधवा नारी नियोक्तव्या द्विजातिभिः**
**अन्यस्मिन्हि नियुञ्जाना धर्मं हन्युः सनातनम्**
**॥ ६४ ॥**

દ્વિજવર્ણને માટેના નિયમો ઉપર જણાવ્યા તે નિયમોથી તદનજ વિરૂદ્ધ સમજવા કારણકે દ્વિજવર્ણમાંતો સ્ત્રિને પોતાના પતિ સિવાય અન્ય પુરૂષ સાથે સંબંધ કરવાને શાસ્ત્રનો કોઇ પણ આધાર છેજ

નહી અને છતાં કોઇજ તે પ્રમાણે અન્ય પુરૂષ પાસે સ્ત્રિને સંભોગ કરાવે છે તો તેહેના અનાદિ એક પતિવૃતના નિયમનો ભંગ કરે છે અને તેથી તેના પાપને પ્રાપ્ત થાય છે. ૬૪

नोद्वाहिकेषु मन्त्रेषु नियोगः कीर्त्यते कचित्॥
न विवाहविधावुक्तं विधवावेदनं पुनः॥६५॥

વિવાહ વિધિનાં ધર્મ પુસ્તકોમાં કોઇ પણ ઠેકાણે પુત્ર ન થયો હોયતો તે ઉત્પન્ન કરવાને માટે સ્ત્રિયે પોતાના દિયરના પોતાના પતિના સપીંડી સગા સાથે સંભોગ કરવો તેવું કાંઇ પણ કહેલું નથી તેમજ વિધવાઓના પુનર્લગ્ન સંબંધી કાંઇ પણ કહેલું નથી અર્થાત્ આ બે કર્મ શાસ્ત્રના આધાર વગરનાંજ છે. ૬૫

अयं द्विजैर्हि विद्वद्भिः पशुधर्मो विगर्हितः॥
मनुष्याणामपि प्रोक्तो वेने राज्यं प्रशासति
॥ ६६ ॥

ઉપર પ્રમાણેના સંતતિ ઉત્પન્ન કરવાના વ્યવહારને જ્ઞાની પુરૂષોએ ઘણોજ અયોગ્ય અને નિંદા યુક્ત ગણેલો છે અને ફક્ત એવો વ્યવહાર ફક્ત પશુંને માટેજ છે એમ તેઓનું માનવું છે છતાં તેણે રાજાને જેને વિષે પુરાણો અને આખ્યાનકારો એમ જણાવે છે કે પૃથ્વીરાજનો પિતા હતો તેના રાજ્યમં ઉપર પ્રમાણેનો વ્યવહાર માણસોમાં પણ ચાલતો હતો. આમ ધારવાનું કારણ એમ પણ છેકે તે રાજા ઘણાંજ અધર્મી હતો અને દેવતાઓને આપવાના હોય બળીદાનને પોતાનેજ આપવાં એવી પ્રજાને ફરજ પાડતો અને પોતે ઘણોજ વિષયી હતો અને તેથી यथाराजा तथा, प्रजा અર્થાત્ "રાજા તેવી પ્રજા" તે પ્રમાણે જ્યારે રાજા પોતે વિષયી હોય ત્યારે પોતાની પ્રજાને પણ વિષયી થવા દે એ વાત સંભવિત પણ છેજ. ૬૬

स महीमखिलां भुञ्जन्राजर्षिप्रवरः पुरा॥
वर्णानां संकरं चक्रे कामोपहतचेतनः॥६७॥

આમતે રાજા પૂર્વે આખી પૃથ્વીનો માલક હતો અને તેથી તે સર્વ રાજાઓમાં શ્રેષ્ઠ–રાજર્ષિ ગણાતો હતો અને તેણે તેના સમયમાં ઉપરના નિયમો અમલમાં મૂકયા જે, સર્વત્ર પ્રસર્યા અને બતાવા લાગ્યા અર્થાત્ તેની બુદ્ધિ મોહને લીધે નાશ થયેલી હતી તેથી તેણે વર્ણોને ભેળશેળ કરી નાંખે તેવા નિયમો કર્યા અને તે સઘળા તેની મતીથી પળાવા લાગ્યા. ૬૭

ततः प्रभृति यो मोहात्प्रमीतपतिकां स्त्रियम्॥
नियोजयत्यपत्यार्थं तं विगर्हन्ति साधवः॥
॥ ६८ ॥

એમ તે રાજાના સમયથી જે માણસ પોતે ધર્મશાસ્ત્રના શાશા નિયમો છે તે સમજ્યા વિના કોઇ સધવાને પુત્ર ન હોવાથી પોતાના વર્ગનો ત્યાગ કરીને પુત્ર પ્રાપ્તી માટે તેના દિયર અથવાતો પતિના સપીંડી સગાની સાથે સંબંધ કરવાને સમજાવે છે અથવા તો તેજ પ્રમાણે કરવાને કોઈ વિધવાને પણ કહે છે તેવા માણસનું કૃત્ય શાસ્ત્ર પ્રમાણે ન કરવા જેવું હોય છે માટે સારા સજ્જન પુરૂષો તેવા માણસને હમેશાં નિંદે છે. ૬૮

यस्या म्रियेत कन्याया वाचा सत्ये कृते पतिः॥
तामनेन विधानेन निजो विन्देत देवरः॥६९॥

જો કોઈ કન્યાનો વિવાહ થયો હોય ત્યાર પછી તેના ભવિષ્યના થતા પતિનું મૃત્યુ થાયતો તે કન્યાને શાસ્ત્રના નિયમ પ્રમાણે તેના થનાર પતિના સગા ભાઈની સાથે નિચે પ્રમાણે વિધિ કરીને પરણાવી શકાય. ૬૯

यथाविध्यधिगम्यैनां शुक्लवस्त्रां शुचिव्रताम् ॥
मिथो भजेताप्रसवात्सकृत्सकृदृतावृतौ ॥७०॥

આવી જે કન્યાનો વિવાહ તેના દિયર સાથે કરવાનો હોય તે કન્યાને શ્વેત વસ્ત્ર પહેરાવવાં અને મન અને તનથી શુદ્ધ કરીને તેને અર્પવી, આ પ્રમાણેના થનાર તેના પતિએ તે સ્ત્રિની સાથે જ્યાં સુધિ તેને પુત્ર થાય ત્યાં સુધી પ્રત્યેક ૠતુમાં એક એક વાર સંભોગ કરવો. આ પ્રમાણેનો થયેલ પુત્ર તે તેના પ્રથમે વિવાહ થયેલો જે પતી મૃત્યુ પામ્યો હોયો તેનો શાસ્ત્ર પ્રમાણે ગણાય છે. ૭૦

न दत्त्वा कस्यचित्कन्यां पुनर्दद्याद्विचक्षणः॥
दत्त्वा पुनः प्रयच्छन्हि प्राप्नोति पुरुषानृतम्
॥ ७१ ॥

ડાહ્યા–વિદ્વાન માણસે તો એકવાર એક જણને કન્યાનું દાન કર્યું હોય અર્થાત્ વચનથી પણ કન્યા આપવાને માટે કબુલ કર્યું હોયતો પછી તે માણસનું ગમે તો મરણ થાય તો પણ તે કન્યાનું દાન બીજા કોઇને કરવું નહી કારણ કે એક માણસને દાન આપ્યા અથવા આપવાને નક્કી કર્યા પછી જો તે દાન તેના પાસેથી પાછુ લઇને તે બીજાને આપે છે તો આપનાર માણસ અમૃત દોષને પ્રાપ્ત કરેછે અર્થાત્ સંસારના રિવાજ વિરૂદ્ધ તે માણસે વર્તન કર્યું છે એમ કહેવાય. ૭૧

विधिवत्प्रतिगृह्यापि त्यजेत्कन्यां विगर्हिताम् ॥
व्याधितां विप्रदुष्टां वा छद्मना चोपपादिताम्
॥ ७२ ॥

લગ્ન થયા પછી જો પરણનારને એમ માલમ પડે કે કન્યા કલંકવાળી છે, તેને ખોડ ખાંપણ છે. રોગી છે અથવા ક્ષત્ યોનિ છે અથવા તો તેને પરણાવતી વખતે છળ કપટ કરવામાં આવ્યું છે તો તેણે તરતજ તેવી સ્ત્રિનો ત્યાગ કરવો. આ પ્રમાણે બન્યુ હોય ત્યારે જે પુરૂષ પોતાની પરણેલી સ્ત્રિનો ત્યાગ કરે છે તે માણસ કોઇ પણ રીતે દોષીત ગણાય નહી. ૭૨

यस्तु दोषवतीं कन्यामनाख्यायोपपादयेत् ॥
तस्य तद्वितथं कुर्यात्कन्यादातुर्दुरात्मनः॥७३॥

કન્યાના ગુણ અને અવગુણ અને ખોડ ખાંપણને કહ્યાવિના જે માણસ કોઈ પણ માણસને કન્યાનુ દાન કરે છે તે માણસનું દાન શાસ્ત્ર વિરૂદ્ધ કહેલું છે અને તેટલા માટે જ્યારે તેના પતિને તે સ્ત્રિમાં ખોડખાંપણ વા અવગુણ માલુમ પડે ત્યારે તે માણસ કન્યાદાન આપનાર સાથેનો પોતાનો કરાર રદ કરી શકે છે. ૭૩

विधाय वृत्तिं भार्यायां प्रवसेत्कार्यवान्नरः ॥
अवृत्तिकर्षिता हि स्त्री प्रदुष्येत्स्थितिमत्यपि॥
॥ ७४ ॥

પતિને કદાપી જો પોતાના કામ કાજ સારૂ પરદેશ જવાનું થાય તો ત્યાં આગળ જેટલો સમય રહેવાનો સંભવ હોય તેટલા

સમય સુધી પોતાની પત્નિને સારૂ અન્નવસ્ત્રનો પૂરતો બંદોબસ્ત કર્યા પછીજ તેણે જવું કારણકે સ્ત્રિ ગમે તેવી શુદ્ધ મનવાળી અને સદાચરણી હોય છે પરંતુ અન્નવસ્ત્રના તેને વખા પડે તો તે કદાચ કુમાર્ગે જવાને માટે લલચાય છે. ૭૪

**विधाय प्रोषिते वृत्तिं जीवेन्नियममास्थिता ॥**
**प्रोषिते त्वविधायैव जीवेच्छिल्पैरगर्हितैः ॥**
**॥ ७५ ॥**

જે સ્ત્રિનો પતિ તેને માટે પતિ બ્હારગામ રહેવાનો હોય તેટલા સમય સુધીના અન્નવસ્ત્રનો બંદોબસ્ત કરીને ગયો હોય તેવી સ્ત્રિયે પતિ પાછો આવે ત્યાં સુધી વૃત પાળીને રહેવું અર્થાત્ અલંકાર વિગેરે મોજ શોખનાં આભુષણ ધારણ કરવાં નહીં તેમજ પરઘરમાં જવું અથવા પરપુરૂષની સાથે ભાષણ વિગેરે કરવું નહી જો પતિ કાંઇ પણ બંદોબસ્ત કર્યાવિના ગયો હોય તો સ્ત્રિયે જ્યાં સુધી તે પાછો આવે ત્યાં સુધી જેવિ રીતે લોકમાં તેની તથા પતિની નિંદા થાય નહી તેવાં કામ કાજ કરીને અન્નવસ્ત્ર મેળવવાં અર્થાત્ રેંટીઓ કાંતીને પોતાનો નિર્વાહ કરવો. ૭૫

**प्रोषितो धर्मकार्यार्थं प्रतीक्ष्योऽष्टौनरःसमाः ॥**
**विद्यार्थं षड्यशोऽर्थं वा कामार्थं त्रींस्तु वत्सरान् ॥ ७६ ॥**

પોતાના ગુરૂની આજ્ઞાથી અથવા તો કાંઇ ધર્મના કામ કાજને માટે જો કોઈ માણસને પરદેશ જવાનું થાય તો તેની સ્ત્રિયે તેની આઠ વર્ષ સુધી રાહ જોવી.–જે પરદેશ ગયો હોય તે માણસની સ્ત્રિયે તેના પતિની આઠ વર્ષ રાહ જોવી, પોતાની વિદ્યાની કીર્તી મેળવવાને માટે અથવા તો વિદ્યાઅભ્યાસનો કરતા જનાર પતીની રાહ પત્નિએ છ વર્ષ જોવી અને જે માણસમોજ સો ખને માટે અથવા તો અન્યસ્ત્રિનો પ્રેમ મેળવવા ને માટે પરદેશ ગયો હોય તેની સ્ત્રિયે ત્રણ વર્ષ પતિની રાહ જોવી જોઈએ અર્થાત્ ઉપર જણાવ્યો તે સમય પૂર્ણ થતાં કેટલાક એવો મત ધરાવે છે કે સ્ત્રિએ પોતાના પતિની શોધમાં નિકળવું. કેટલાક વળી એમ પણ કહે છે કે ત્યાર પછી સ્ત્રિએ બીજા પતિનો અંગીકાર કરવો જ્યારે કેટલાકનું એમ પણ કહેવું છે કે ત્યાર પછીના સમયમાં પણ સ્ત્રિયે અનિંદીત અર્થાત્ જે કામ કરવાથી પોતાનુ તેમજ પતિનું ખોટુ ન દેખાય તેવાં કામ કરીને નિર્વાહ કરવો. ૭૬

**संवत्सरं प्रतीक्षेत द्विषन्तीं योषितं पतिः ॥**
**ऊर्ध्वं संवत्सरात्त्वेनां दायं हृत्वा न संवसेत् ॥ ७७ ॥**

સ્ત્રિ જો તેના પાતને કનડતી હોય ત્હેનો દ્વેષ કરીને ત્હેને દુઃખી કરતી હોય તો પતિએ એક વર્ષ સુધી તેની તેવી વર્તણુકને સહન કરવી પણ ત્યાર પછી પણ જો તે સ્ત્રિ તેજ પ્રમાણે કર્યા કરે તો ત્હેને કરાવેલાં કિમતી વસ્ત્ર તેમજ અલંકારો પતીએ તેની પાસેથી લઇ લેવાં અને તેની સાથે સંસારનો વ્યવહાર બંધ કરવો અર્થાત્ સાથે રહેવું નહી પણ તેને અન્નવસ્ત્ર તો આપવાંજ જોઇએ. ૭૭

**अतिक्रामेत्प्रमत्तं या मत्तं रोगार्त्तमेव वा ॥**
**सा त्रीन् मासान् परित्याज्या विभूषणपरिच्छदा ॥ ७८ ॥**

જે સ્ત્રિ પોતાના જુગારીઓની સોબતમાં રહીને જુગાર રમનારા પતીની અથવા ખરાબ સોબત–દારૂ પીનારા માણસોની સો

બતથી દારૂ પીતા થઇ ગયો હોય તેવા પતિની અવગણના કરે છે અને તેને સુધારવાને માટે પ્રયત્ન કરતી નથી તેવી સ્ત્રિનાં કિમતી આભુષણો તથા અલંકારો લઈ લેવાં અને તેનો પતિએ ત્રણ મહીના સુધી ત્યાગ કરવો જોઇએ. ૭૮

उन्मत्तं पतितं क्लीबमबीजं पापरोगिणम् ॥
न त्यागोऽस्ति द्विषन्त्याश्च न च दायापवर्तनम् ॥ ७९ ॥

પણ જો કોઈ પુરૂષ વાયુ વિગેરે રોગથી કરીને ગાંડો થઇ ગયો હોય, જેને જ્ઞાતિ બ્હાર કોઇ પણ કારણસર મુકવામાં આવ્યો હોય, નામર્દ હોય, જેનામાં બીજક ધાતુ હોય નહી, જે પૂર્વ જન્મે કરેલાં ઘોર કૃત્યોના પરિણામે આ જન્મમાં રાજ રોગ અથવા કોડ કે પતના રોગથી પીડીત હોય તેવા પુરૂષની જો ત્હેની સ્રી શેવા ન કરે તો કાંઇ ત્હેનું ઘરેણું લઇ લેવું અથવા ત્હેનો ત્યાગ કરવો એવો શાસ્રનો નિયમ નથી. ૭૯.

मद्यपाऽसाधुवृत्ता च प्रतिकूला च या भवेत्॥
व्याधिता वाधिवेत्तव्या हिंस्राऽर्थघ्नी च सर्वदा ॥ ८० ॥

જો કોઇક સ્રી નિષેધ જે દારૂ—મદિરા ત્હેનું પાન કરતી હોય, તેમજ કુમાર્ગે વર્તન કરતી હોય, પતિની ઇચ્છા વિરૂદ્ધ ચાલતી હોય, કોડ તથા પત વિગેરે રોગથી પીડીત હોય, નોકર ચાકર તથા ઘરનાં છોકરાં વિગેરેના ઉપર હમેશાં ક્રોધાયમાન રહેતી હોય ત્હેમને મારતી હોય, તેમ જ વધારે ખરચ કરતી હોય તેવી સ્રીના પતિએ તે સ્રી હોવા છતાં બીજી સ્રી પરણવી. ૮૦.

वन्ध्याष्टमेऽधिवेद्याब्दे दशमे तु मृतप्रजा ॥
एकादशे स्त्रीजननी सद्यस्त्वप्रियवादिनी॥८१॥

ઋતુકાળથી આઠ વર્ષ સુધીમાં જો કાંઇ સંતતિ ઉત્પન્ન થાય નહી તો તે સ્રીના પતિએ આઠમા વર્ષ પછી તે સ્રી હયાત હોવા છતાં બીજી સ્રી પરણવી. જે સ્રીના સંતાન થઇને મરી જતાં હોય, તે સ્રીના પતીએ દશ વરસ પછી બીજી પરણવી અને જો સંતતિમાં પુત્રીઓજ થતી હોય તો રૂતુ પછી અગીઆર વરષ સુધી રાહ જોવી અને ત્યાર પછી બીજી સ્રી કરવી પણ જો સ્રી દ્વેષ કરતી હોય અને પોતાના પતિ તરફ સંતોષથી સુખમાં રહીને સુખના કરતાં દુઃખ દેતી હોય તો તેવી સ્રીનો તો તરતજ ત્યાગ કરવો જોઇએ. ૮૧.

या रोगिणी स्यात्तु हिता संपन्ना चैव शीलतः॥
सानुज्ञाप्याधिवेत्तव्या नावमान्या च कर्हिचित् ॥ ८२ ॥

જો સ્રી રોગી હોય પણ તેવી છતાં એ પોતાના પતિને સંતોષ આપતી હોય અને સદાચરણવાળી હોય તો તેવી સ્રીના ઉપર બીજી સ્રી લાવવાને માટે તે સ્રી જો ખુશીથી હા પાડતી હોય તોજ પતિએ તેમ કરવું અને તેમ કર્યા પછી પણ જુની સ્રીનું ઘરમાં યોગ્ય માન રખાવવું અને તેના તરફ પોતે સંભાળથી વર્તવું. ૮૨.

अधिविन्ना तु या नारी निर्गच्छेद्रुषिता गृहात्॥
सा सद्यः सन्निरोद्धव्या त्याज्या वा कुलसंनिधौ ॥ ८३ ॥

પણ જો સ્ત્રિ પોતાનો પતિ ફરીથી લગ્ન કરતો હોય અને તેથી ક્રોધાયમાન થઈને ત્હેના પતિના ઘરને છોડી જતી હોય તો પતિએ તે સ્ત્રીને પોતાના ઘરમાંજ દોરડાવતી બાંધી કેદ કરવી અથવા તો બંને કુટુંબની સમક્ષ ત્હેનો તત્કાળ ત્યાગ કરવો. ૮૩.

प्रतिषिद्धापि चेद्या तु मद्य मभ्युदयेष्वपि ॥
प्रेक्षासमाजं गच्छेद्वासादण्ड्याकृष्णलानिषट्॥
॥ ८४ ॥

ક્ષત્રી અથવા હરકોઈ સ્ત્રી પોતાના પતીના ના કહ્યા છતાં લગ્ન અથવા તેવા જ બીજા ઉત્સવના પ્રસંગે સુરાપાન કરે છે અથવા તો નાચ ગાયન વિગેરેના મેળાવડામાં જ્યાં ઘણા માણસો એકઠા થયેલા હોય ત્યાં જાય છે ત્હેનો રાજાએ ધર્મશાસ્ત્રના નિયમને અનુસરીને છ રતી સુવર્ણ જેટલો દંડ કરવો. ૮૪.

यदि स्वाश्चापराश्चैव विन्देरन्योषितो द्विजाः॥
तासां वर्णक्रमेण स्याज्ज्यैष्ठ्यं पूजा च वेश्म
च ॥ ८५ ॥

જો બ્રાહ્મણ પોતાના વર્ણની અથવા તો ક્ષત્રી, વૈશ્ય અથવા શુદ્ર સ્ત્રીની સાથે લગ્ન કરે તો તે સ્ત્રીઓને ત્હેમના વરણ પ્રમાણેનો અધીકાર આપવો. જો સ્ત્રી સવર્ણા હોય અર્થાત્ બ્રાહ્મણ વર્ણની હોય તો ત્હેને પ્રધાનપણું આપવું. અન્ય વર્ણની હોય તો ક્ષત્રીય વર્ણની સ્ત્રીને ઘટે તે પ્રમાણેનું ત્હેનુ સન્માન કરવુ, તેથી ઉતરતી વૈશ્ય વર્ણની સ્ત્રિ હોયતો તેને માટે ઘરનો યોગ્ય લાગતો ઓરડો સ્તકસ્તો. ૮૫.

भर्तुः शरीरशुश्रूषां धर्मकार्यं च नैत्यकम् ॥
स्वा चैव कुर्यात्सर्वेषांनास्वजातिः कथंचन ॥
॥ ८६ ॥

દ્વિજાતીઓ ઉપર પ્રમાણે પોતાની વર્ણ શીવાયની વર્ણની કન્યાઓ સાથે પરણે તોપણ પોતાની શેવા ચાકરી તેમજ ધર્મ કાર્ય કરવામાં તો સવર્ણ સ્ત્રિનેજ સાથે રાખી શકાય અસવર્ણા સ્ત્રિ પાસે તેવાં કાર્ય કરાવવાં જોઇયે નહી. ૮૬.

यस्तु तत्कारयेन्मोहात्स जात्या स्थितयान्यया॥
यथा ब्राह्मणचाण्डालः पूर्वदृष्टस्तथैव सः॥८७॥

જે દ્વિજાતીય પોતાની સવર્ણા સ્ત્રિ હયાત હોય છે છતાં પોતાની ચાકરી અર્થાત્ પોતાને માટે ખાવાનું તૈયાર કરવાનું તથા લાવવાનું તેમજ બીજાં ધર્મ કર્મ વિગેરે કરવાનું અસવર્ણા સ્ત્રિ પાસે કરાવે છે તે માણસ બ્રાહ્મણીના પેટે શુદ્ર બીજથી ઉત્પન્ન થયેલા ચંડાલ જેવો ગણાય છે આ પ્રમાણે પ્રાચિન રૂષિઓનું માનવું છે. ૮૭

उत्कृष्टायाभिरूपाय वराय सदृशाय च ॥
अप्राप्तामपि तां तस्मै कन्यां दद्याद्यथाविधि
॥ ८८ ॥

સારો કુળવાન તેમજ સદાચરણવાળો, અંગે રૂપાળો, વિદ્વાન વર જડી આવે તો કન્યાના પિતાએ પુત્રીને યોગ્ય ઉમરની ન થઇ હોયતોપણ તેનું કન્યાદાન આપવું તેથી તે કાંઈ શાસ્ત્રના નિયમનો ભંગ કરતો નથી કારણ કે આઠ વર્ષ થયાં ન હોય તોપણ બ્રાહ્મ વિવાહ વીધિ પ્રમાણે કન્યાનું દાન કરી શકાય છે પરંતુ આ શ્લોકનો અર્થ એમ ન થવો જોઇએ કે કન્યાના પિતાએ

ધનના લોભ માત્રથીજ કન્યા કાળ થતા પહેલાં તેનું દાન કરવું ૮૮

कामममरणात्तिष्ठेद्गृहे कन्यर्तुमत्यपि ॥
नचै वै नां प्रयच्छेत्तु गुणहीनाय कर्हिचित् ॥
॥ ८९ ॥

પુત્રીને ૠતુ પ્રાપ્તી થઇ ગઇ હોય અર્થાત્ તેનો કન્યા કાલ થઇ ગયો હોય તોપણ સારો વિદ્વાન પતિ ન મળી આવે તો તેના મરણ સુધી પિતા પોતાને ઘેર તેને રાખી શકે છે પણ ત્હેને અયોગ્ય પતિને તો ત્હેણે દાનમાં આપવીજ નહી. ૮૯

त्रीणि वर्षाण्युदीक्षेत कुमार्यृतुमती सती ॥
ऊर्ध्वं तु कालादेतस्माद्विन्देत सदृशं पतिम् ॥
॥ ९० ॥

ૠતુ પતિ થયા પછી ત્રણ વર્ષ સુધી પણ જો સારો યોગ્ય પતિ મળે તો તેને માટે રાહ જોવી અને જો ત્યાર પછી વિદ્વાન વર ન મળી આવે તો કન્યાએ પોતે પોતાની વર્ણના અને પોતાના જેવાજ સારા કુળના પતિની શોધ કરવી અને તેમ કરતાં જો પોતાના પ્રયાસમાં તે ફતેહ મંદ થાય તો તેવા પતિનો સ્વિકાર કરવો. ૯૦

अदीयमाना भर्तारमधिगच्छेद्यदि स्वयम् ॥
नैनः किञ्चिदवाप्नो ति न च यं साऽधिगच्छति
॥ ९१ ॥

કન્યાકાલ પુર્ણ થવા આવતો હોય અને ત્યાં સુધીમાં જો કન્યાનો પિતા તેને યોગ્ય વર શોધીને પરણાવી ન દે અને તેથી કન્યા પોતેજ પોતાની પસંદગીથી વર શોધી અને તેની સાથે પરણે છે તો તેને પોતાને તેમજ જે પતિ તેનો સ્વિકાર કરે છે તેમાંથી બન્નેને કાંઇ પણ દોષ લાગતો નથી. ૯૧

अलंकार नाददित पित्र्यं कन्या स्वयंवरा ॥
मातृकं भ्रातृदत्तं वा स्तेना स्याद्यदि तं हरेत्
॥ ९२ ॥

ઉપર પ્રમાણે જે કન્યા પોતાની મેળેજ પતિ શોધીને તેનો સ્વિકાર કરે છે તે સ્ત્રિયે પરણતા પહેલાં માત પિતા તથા ભાઇ ભાંડુઓ તેને જે કાંઇ અલંકારો આપ્યા હોય તે તેમને પાછા આપવા જોઇએ જો તે પોતાની પાસે રાખેછે તો તેને ચોરી કર્યાનું પાપ લાગે છે અને પતિને પણ તે ઘરેણા ગાંઠા પોતાને ત્યાં રાખે છે તો તેણે પણ ચોરીનો માલ રાખ્યો તેને માટે દોષ લાગે છે. ૯૨

पित्रे न दद्याच्छुल्कं तु कन्यामृतुमतीं हरन् ॥
सं हि स्वाम्या दतिक्रामेदृतूनां प्रतिरोधनात्
॥ ९३ ॥

ઋતુમતી કન્યાની સાથે પરણનાર પુરૂષે કન્યાના પિતાને લગ્નના પ્રસંગને અનુસરીને અપાતી કાંઇ ભેટ વિગેરે આપવું નહી કારણ કે તેની કન્યા તો પિતા પુત્રી પરના પોતાના સર્વ હક્કને કન્યાના ૠતુ કાળને તેણે અટકાવ્યો તે કારણથી ગુમાવે છે અને તેનો પુત્રી ઉપર કાંઇ પણ હક લેખાતો નથી. ૯૩

त्रिंशद्वर्षोद्वहेत्कन्यां हृद्यां द्वादशवार्षिकीम् ॥
त्र्यष्टवर्षोऽष्टवर्षां वा धर्मे सीदति सत्वरः॥९४॥

ત્રીશ વરસની ઉમ્મરના પુરૂષે મનોહર કાન્તીવાળી અને પ્રિય વાદિની બાર વર્ષની કન્યાનો સ્વિકાર કરવો જો પુરૂષની ઉમર ચોવીશ વર્ષની હોય ને લગ્ન કરવા ઇચ્છે

હોય તો કન્યા રૂપ તેમ ગુણવાળી આઠ વર્ષની ઉમરની હોવી જોઇએ પણ જો પુરૂષ પોતાનો વિદ્યાભ્યાસ પુર્ણ કરી રહ્યો હોય અર્થાત્ તેની વયનો પ્રથમ આશ્રમ-બ્રહ્મચર્ય પાળ્યો હોય તો પછીના બીજા આશ્રમમાં અર્થાત્ ગૃહસ્થાશ્રામમાં તેને સ્ત્રિ વિના તે આશ્રમના નિયમો પાળવા કઠીણ જણાય તો તેની ઇચ્છામાં આવે ત્યારે લગ્ન કરવું. કાંઇ ખાસ કરીને પાળવોજ જોઇએ એવો નિયમ નથી પણ આ સુચનાજ છે. ૯૪

**देवदत्तां पतिर्भार्यां विन्दते नेच्छयात्मनः ॥**
**तां साध्वीं बिभृयान्नित्यं देवानां प्रियमाचरन् ॥ ९५ ॥**

પરણનાર માણસ પોતાની વધુને પોતાની મેળે મેળવી શકતો નથી પણ કન્યાનું દાન તેને દેવતાઓ પાસેથી મળે છે અર્થાત્ વિવાહ વિધિ જેજે દેવતાઓ-અગ્નિ, સોમ, સાવિત્રિ, ભગ, અર્યમણ વિગેરેનો મંત્રોચ્ચાર કરવામાં આવે છે તેમની પાસેથી તેને કન્યા મળે છે અને તેટલા માટે તે કન્યાની સાથે પોતે જો રાજી ખુશીથી પરણતો ન હોય અને જો કન્યા વિવાહ પછી તેના પ્રતિ યોગ્ય વર્તન ચલાવતી હોય તો પતિએ હમેશાં તેનું પાલણ પોષણ કરવુંજ જોઇએ કારણ કે જો તે પ્રમાણે તે ન કરેતો ઉપર ગણાવ્યા તેતે દેવતાઓ તેના તરફ કોપાયમાન થાય છે. ૯૫

**प्रजनार्थं स्त्रियः सृष्टाः संतानार्थं च मानवाः ॥**
**तस्मात्साधारणो धर्मः श्रुतौ पत्न्या सहोदितः ९६ ॥**

સ્ત્રિયો જનેતા થવાને માટે અર્થાત્ પ્રજાની ઉત્પતિને માટે સરજેલી છે અને પુરૂષોને સ્ત્રિ રૂપી ક્ષેત્રમાં બીજકો વાવીને સંતતિ ઉત્પન્ન કરવાને માટે સૃષ્ટાએ ઉત્પન્ન કરેલા છે માટે વેદમાં કહેલું છે કે જેજે ધર્મ કર્મ પુરૂષ કરતો હોય તે તે સ્ત્રિને સાથે રાખીને કરે. ૯૬

**कन्यायां दत्तशुल्कायां म्रियते यदि शुल्कदः ॥**
**देवराय प्रदातव्या यदि कन्याऽनुमन्यते ॥ ९७ ॥**

કન્યાનો વિવાહ થઈ ગયો હોય વિવાહ સંબંધી કર વ્યવહાર થઇ ગયા હોય અને ત્યાર પછી તેનો થનાર પતિ જો મરણ પામે તો કન્યાનાં માતપિતાએ તે કન્યાનું દાન મરનારના સગા ભાઇને જો તે કન્યા તેનો સ્વિકાર કરે તો આપવું. ૯૭

**आददीत न शूद्रोऽपि शुल्कं दुहितरं ददत् ॥**
**शुल्कं हि गृह्णन्कुरुते छन्नं दुहितृविक्रयम् ॥ ९८ ॥**

શુદ્રે પણ પોતાની પુત્રીના કન્યાદાનમાં કોઈ પણ પૈસા વરની પાસેથી લેવા નહી કારણકે તે પ્રમાણે છાના માના પૈસા લેનાર પોતાની પુત્રીનું વેચાણ કર્યાનો ગુન્હેગાર થાય છે. ૯૮

**एतत्तु न परे चक्रुर्नापरे जातु साधवः ॥**
**यदन्यस्य प्रतिज्ञाय पुनरन्यस्य दीयते ॥ ९९ ॥**

આગલા વખતના તેમજ હાલના જ્ઞાની માણસો એક માણસને કન્યાદાન આપવાનું કહ્યા પછી કદી બીજાને આપતા નથી અથવાતો કન્યાદાન આપવાને માટે એક જણને કહ્યા પછી બીજાને આપતા નથી. ૯૯

**नानुशुश्रुम जात्वेतत्पूर्वेष्वपि हि जन्मसु ॥**
**शुल्कसंज्ञेन मूल्येन छन्नं दुहितृविक्रयम् ॥ १०० ॥**

તેમ પહેલાંના વખતમાં કોઇએ પોતાની પુત્રીનું અમુક રકમ વર પાસેથી લઈ તેનો વિવાહ કર્યો હોય અથવા પૈસા સાટે દાન કર્યું હોય તેવું પણ આપણા સાંભળવામાં આવ્યું નથી ૧૦૦

अन्योन्यस्याव्यभीचारो भवेदामरणान्तिकः॥
एष धर्मः समासेन ज्ञेयः स्त्रीपुंसयोः परः॥१॥

પતિ પત્નિનો શ્રેષ્ટ ધર્મ એ છે કે જયાં સુધી બન્ને જણ જીવતાં હોય ત્યાં સુધી પ્રત્યેકના એક બીજા તરફના પ્રેમમાં તેમજ ધર્મ કર્મમાં વ્યભિચાર થવો જોઇએ નહી. અર્થાત્ પતિના સંસાર વ્યવહારનાં તેમજ ધર્મનિયમનાં કામ બન્ને જણે હળી મળીને સાથે કરવાં. ૧૦૧

तथा नित्यं यतेयातां स्त्रीपुंसौतु कृतक्रियो ॥
यथा नाभिचरेतां तौ वियुक्तावितरेतरम्॥२॥

સ્ત્રિ પુરૂષે લગ્નની પવિત્ર ગાંઠથી જોગ પાળવી પોતાનો પરસ્પરનો પ્રેમ અચળ રહે અને સાથે બન્ને સુખશાન્તીમાં હમેશાં રહે તેને માટે સંભાળ રાખવી અર્થાત્ એકના વર્તનથી બીજાને ખોટું લગાડે તેમ તેમ એમાંથી કોઇએ ચાલવું અથવા બોલવું નહી. ૧૦૨

एष स्त्रीपुंसयोरुक्तो धर्मो वा रतिसंहितः ॥
आपद्यपत्यप्राप्तिश्च दायभागं निबोधत ॥ ३ ॥

આ પ્રમાણેના પતિ પત્નિના સંપમાં રહેવાના ધર્મ નિયમ મ્હેં આપને કહી સંભળાવ્યા. તેમજ સંતતિ ન હોયતો તે કેવી રીતે ઉત્પન્ન કરવી તેના પણ શુદ્રને માટેના ધર્મ શાસ્ત્રના નિયમો કહ્યા હવે આપને વારસાના માલ મીલકતના વિભાગ કરવાના નિયમો કહીશ તે સાંભળશો. ૧૦૩

ऊर्ध्वं पितुश्च मातुश्च समेत्य भ्रातरः समम् ॥
भजेरन्पैतृकं रिक्थमनीशास्ते हि जीवतोः॥४॥

પિતાના મરણ પછી સર્વ ભાઇઓએ એકઠા થઇને ત્હેની માલ મીલકતના સરખા ભાગ કરવા જો મ્હોટો પુત્ર વધારેનો હિસ્સો લેવાને માટે ના પાડતો હોયતો અને તેજ પ્રમાણે માતાના મરણ પછી જો છોકરીઓ ન હોયતો છોકરાઓએ મળીને તેની મીલકતના સરખા ભાગ કરી વ્હેંચી લેવી પણ તેમની હૈયાતીમાં તેમ કરાય નહી કારણ કે તેમની હયાતીમાં પુત્રો વા પુત્રીઓનો માબાપની મીલકત ઉપર કાંઇ પણ હક હોતો નથી પણ જો માતપિતા રાજી ખુશીથી રજા આપેતો પુત્રોએ તેમનાં માતપિતાની હયાતીમાં પણ મીલકતના સરખા વિભાગ કરી લેવા. ૧૦૪

ज्येष्ठ एव तु गृह्णीयात्पित्र्यं धनमशेषतः ॥
शेषास्तमुपजीवेयुर्यथैव पितरं तथा ॥ ५ ॥

જો મોટો પુત્ર સારો સમજુ હોય છે તો પોતાના પિતાની સર્વ મીલકત પોતાના હાથમાં રાખે છે અને જેમ પિતાના મૃત્યુ પેલાં સર્વ ભાઇઓ સંપ સંપીને એકઠા રહેતા હોય છે તે પ્રમાણે પોતે કુટુંબના વડીલ તરીકે રહીને આખા કુટુંબને પાળે છે. પરંતુ જો ભાઇઓ સઘળા ઉમરે પહોંચેલા હોય છે અને તેમનો વિચાર પોત પોતાનો ભાગ વ્હેંચી લેવાનો હોય છે તો તેમ પણ રહી શકે છે. ૧૦૫

ज्येष्ठेन जातमात्रेण पुत्री भवति मानवः ॥
पितृणामनृणश्चैव स तस्मात्सर्वमर्हति॥६॥

ન્હાના ભાઇઓ કરતાં મોટા ભાઇને પિતાની મીલકતમાંથી વધારે લેવાનો અથવા સર્વ લેવાનો અધીકાર છે તેનું કારણ એટલુંજ છે કે વેદના નિયમો પ્રમાણે પ્રથમ પુત્રનો જન્મ થતાંજ પુરૂષ પિતા થયો એમ કહેવાય છે અર્થાત્ તે ત્હેના પિત્રીયોના રૂણમાંથી મુક્ત થાય છે અને તેટલા માટે તે પિતાની સર્વ મીલકતનો અધિકારી થાય છે, ૧૦૬

**यस्मिन्नृणं सन्नयति येन चानन्त्यमश्नुते ॥
स एव धर्मजः पुत्रः कामजानितरान्विदुः॥७॥**

જે પુત્ર પ્હેલ વેલોજ જન્મ પામેછે તેના અર્થાત્ જયેષ્ઠ પુત્રના જન્મથીજ પિતા રૂણમાંથી મુક્ત થાય છે તેમજ અમૃત ફળનો ભોક્તા થાય છે અર્થાત્ તેનાં શ્રાદ્ધ વિગેરે ક્રિયા કરવાનો પણ તેજ અધિકારી હોય છે અર્થાત્ મરણ પછી પિતાના મૃત્યુ લોકમાં થયેલાં પાપમાંથી મુક્ત કરવાને માટે જયેષ્ઠ પુત્રજ અધિકારી છે અને જયેષ્ઠ પુત્રના જન્મ પછીના થયેલા પુત્રોનો માત્ર કામેચ્છાથી ઉત્પન્ન થયેલાં ફળ છે એમ વેદજ્ઞ માણસોએ કહેલું છે. ૧૦૭

**पितेव पालयेत्पुत्राञ्ज्येष्ठो भ्रातृन्यवीयसः ॥
पुत्रवच्चापि वर्तेरञ्ज्येष्ठे भ्रातरि धर्मतः ॥८॥**

પિતાના મૃત્યુ પછી પુત્રોએ માલ મીલકતના વિભાગ ન કરવા હોયતો સર્વથી મ્હોટા પુત્રે પિતાની સર્વ મીલકત પોતાના હાથમાં રાખવી અને પિતા પોતાની હયાતીમાં જેમ સર્વ પુત્રનુ સરખી રીતે પાલન કરતો હોય તે પ્રમાણે જયેષ્ઠ પુત્રે સર્વ ભાંધવોનું પણ કરવું અને સર્વ ભાઇઓએ પિતાની હયાતીમાં જેમ તેઓ તેની આજ્ઞાનુસાર વર્તન કરતા હતા તેજ પ્રમાણે તેમના જયેષ્ઠ બન્ધુ તરફ પણ વર્તવું જોઇએ. ૧૦૮

**ज्येष्ठः कुलं वर्धयति विनाशयति वा पुनः ॥
ज्येष्ठः पूज्यतमो लोके ज्येष्ठः सद्भिरगर्हितः९**

ઉપર પ્રમાણેના કુટુંબમાં અર્થાત્ જ્યાં પિતાના મૃત્યુ પછી પણ માલ મીલકતના વિભાગ કરવામાં ન આવ્યા હોય પરંતુ સર્વ જયેષ્ઠ પુત્રની પાસેજ હોય અને જેષ્ઠ પુત્ર તેના નાના ભાઇઓ વિગેરેનું પાલણ પોષણ કરતો હોય છે તે જયેષ્ઠ બન્ધુ જો સદાચરણી અને વિદ્વાન હોય છે તો તેના આખા કુળને દિપાવે છે કારણ કે તેના નાના ભાઇઓ પણ તેના પ્રમાણેજ ચાલે છે અને જો તે દુરાચારી હોય છે તો નાના ભાઇઓ પણ તેવાજ દુરાચારી નીવડે છે અને તેથી કુળના માન આબરૂનો નાશ થાય છે અને મોટા ભાઇનો તિરસ્કાર કરે છે ઉપરનાં કારણોથી સજ્જન માણસો જયેષ્ઠ પુત્રને હમેશાં માન આબરૂથી શોભાવે છે.૧૦૯

**यो ज्येष्ठो ज्येष्ठवृत्तिः स्यान्मातेव स पितेव सः॥
अज्येष्ठवृत्तिर्यस्तु स्यात्स संपूज्यस्तु बंधुवत्
॥ ११० ॥**

જો મ્હોટો ભાઈ પોતાના ધર્મ પ્રમાણે નાના ભાઇઓની સાથે વર્તતો હોય અર્થાત્ જો તે પોતાના ન્હાના ભાઇઓને ખાવાપિવાનું તથા પ્હેરવા ઓઢવાનું પુરૂ પાડે છે અને તેમને કેળવણી આપેછે તો તેવા બન્ધુને ન્હાના ભાઈઓએ પોતાના માતપિતા

સમાન ગણવો અને માન આપવું અને જો તે પોતાના ધર્મ પ્રમાણે ન વર્તે તો પણ ન્હાના ભાઈઓએ તે ભાઇ તેમના કરતાં મ્હોટો છે એટલું જાણીને પણ તેને એક નજીકના સગા જેવો અર્થાત્ મામા અથવા કાકાની તુલ્ય ગણીને માન આપવું. ૧૧૦

एवं सहवसेयुर्वा पृथग्वा धर्मकाम्यया ॥
पृथग्विवर्धते धर्मस्तस्माद्धर्म्या पृथक्क्रिया॥११॥

ભાઇઓને એકઠા રહેવું હોય તો સર્વે હળીમળીને એકઠા રહેવું પણ જો ધર્મ કર્મ પોતે દરેક જુદા રહીને કરેતો વધારે સારી રીતે થાય એમ તેમનું માનવું હોય તો તેઓએ મીલક્તના સરખા વિભાગ કરીને પોત પોતાનો ભાગ લઇને જુદા રહેવું અને પોતાના ધર્મને અનુસરીને હોમ યજ્ઞાદિક ધર્મ કર્મ કરવાં એ પણ શાસ્ત્રના નિયમો પ્રમાણેજ છે. આ પ્રમાણે કરવાથી દરેકને પોતાનાં ધર્મ કર્મનું ફળ મળે છે. ૧૧૧

ज्येष्ठस्य विंश उद्धारः सर्वद्रव्याच्च यद्वरम् ॥
ततोऽर्धं मध्यमस्य स्यात्तुरीयं तु यवीयसः ॥
॥ १२ ॥

પિતાની મીલક્તના વિભાગ નિચે પ્રમાણે ગણવા જ્યેષ્ઠ પુત્રે વીશમો ભાગ લેવો અને તેમાં પણ સરસામાન રાચ રચીલા વિગેરેનો ઉત્તમ ભાગ તેનો, વચલા છોકરાએ મ્હોટા ભાઇના ભાગનો બીજો એટલે આખી મીલક્તનો ચાળીશમો ભાગ લેવો અને સર્વથી ન્હાનાભાઇએ મોટા ભાઈની મીલકતનો ચોથો ભાગ એટલે એશીમો ભાગ લેવો જોઇએ એટલે મોટા ભાઇએ સર્વ કરતાં વધારે લેવું પણ આ નિયમ, કેટલાક વિદ્વાનો એવા પણ અભિપ્રાયના છે કે કળીયુગગમાં લાગુ પડતો નથી ૧૧૨

ज्येष्ठश्चैव कनिष्ठश्च संहरेतां यथोदितम् ॥
ये ऽन्ये ज्येष्ठकनिष्ठाभ्यां तेषां स्यान्मध्यमं धनम् ॥ १३ ॥

ઉપરના નિયમ પ્રમાણે મ્હોટા અને નાના ભાઇએ પોત પોતાના ભાગ લેવા અને સઘળા વચટ ભાઈઓએ તો એક અથવા વધારે હોય તો પણ તેમણે ઉપર જણાવ્યા પ્રમાણે દરેકે ચાળીસમા ભાગ જેટલો પોતાનો ભાગ લેવો. ૧૧૩

सर्वेषां धनजातानामाददीताग्र्यमग्रजः ॥
यच्च सातिशयं किञ्चिद्दशतश्चाप्नुयाद्वरम्॥१४॥

પિતાની મીલકતના સર્વ સામાનમાંથી જે વધારે સારો અને કિંમતી હોય તે જ્યેષ્ઠ પુત્રે લેવો અને દાગીના તથા પોષાકની પણ એકજ ચીજ લેવી જે સર્વથી ઉત્તમ મુલ્યવાન હોય અને ગાયો, ઘોડા વિગેરે પ્રાણીઓ હોય અને તેમના વિભાગ કરવાના હોય તો પણ જ્યેષ્ઠ પુત્ર પોતાના સરખા ભાગ કરતાં દરેક દશ પ્રાણીએ એક સારા પ્રાણીને પોતાના ભાગમાં વધારે લે છે. ઉપર પ્રમાણે સર્વથી શ્રેષ્ઠ અને વધારે ભાગ લેવાનો અધિકાર જે જ્યેષ્ઠ પુત્ર ગુણવાન હોય તેનેજ મળે છે. ૧૧૪

उद्धारो न दशस्वस्ति संपन्नानां स्वकर्मसु ॥
यत्किञ्चिदेव देयं तु ज्यायसे मानवर्धनम् ॥
॥ १५ ॥

પણ જો સર્વે પુત્રો એકજ સરખા ગુણવાન હોય તો પછી ઉપર પ્રમાણે ભાગની વહેંચણીમાં જ્યેષ્ઠ પુત્રને વધારે લેવાનો

અધિકાર જણાવ્યો તે કાંઇ લાગુ પડે નહી. અર્થાત્ દર દશ પ્રાણીએ જ્યેષ્ઠ પુત્ર પોતાના ભાગ કરતાં એક પ્રાણી વધારે લઇ શકતો નથી પણ નાના ભાઇએ પોતાના મોટા ભાઇના માનની ખાતર પોતાના ભાગ કરતાં વસ્ત્રાભુષણ તથા ધનના વિભાગમાં સ્હેજ પણ મોટા ભાઇને વધારે આપવું જોઇએ. ૧૧૫

**एवं समुद्धृतोद्धारे समानंशान्प्रकल्पयेत् ॥**
**उद्धारेऽनुद्धृते त्वेषामियं स्यादंशकल्पना ॥**
**॥ ११६ ॥**

પિતાની માલ મિલકતમાંથી ઉપર પ્રમાણે જ્યેષ્ઠ પુત્રને માટે કિમતી વસ્ત્ર–દાગીના અથવા તો દ્રવ્યનો કોઇ ભાગ વધારે કાઢયો હોય તો ત્યાર પછીની રહેલી વસ્તુઓના સરખા વિભાગ કરી લેવા પણ જો કાંઇપણ વિશેષ ભાગ જ્યેષ્ઠને માટે ન કાઢવામાં આવ્યો હોય તો તો સર્વ મીલકતના વિભાગ ભાઇઓએ નીચેના શ્લોકમાં કહેવામાં આવશે તે પ્રમાણે કરવા જોઇએ. ૧૧૬

**एकाधिकं हरेज्ज्येष्ठः पुत्रोऽध्यर्धं ततोऽनुजः॥**
**अंशमंशं यवीयांस इति धर्मो व्यवस्थितः ॥**
**॥ १७ ॥**

મોટા ભાઇએ મીલકતના વિભાગમાંથી બે ભાગ લેવા જોઇએ તેનાથી નાના ભાઇએ દોઢ ભાગ લેવો અને ત્યાર પછીના નાના ભાઇઓએ સરખી રીતે વ્હેંચી લેવું જોઇએ પણ વધારે લેનાર જ્યેષ્ઠ બંધુ અને તેનાથી નાના ભાઈમાં તે પ્રમાણેના ગુણ હોવા જોઇએ તેમજ નાના ભાઇઓ જેઓ સરખી રીતે પોતાના ભાગ લે તેઓ પણ સરખા ગુણવાન હોવા જોઇએ એવી શાસ્ત્રની મર્યાદા છે. ૧૧૭

**स्वेभ्योंऽशेभ्यस्तु कन्याभ्यःप्रदद्युर्भ्रातरःपृथक्॥**
**स्वात्स्वादंशाच्चतुर्भागं पतिताःस्युरदित्सवः१८**

મરનારને પુત્રો તેમજ પુત્રી હોય તો તેની માલ મીલકતના વિભાગ કરતી વખતે પૂત્રોએ ચોથો ભાગ બેનને આપવો જોઇએ જો બેન અવિવાહીત હોય તો તે ભાગ તેના લગ્ન ખર્ચ તરીકે જુદો કાઢીને પછીના દ્રવ્યમાંથી પોતાના ભાગ પાડવા. પણ જો મરનાર એક કરતાં વધારે સ્ત્રી પરણ્યો હોય અને તેથી તેને સંતાન થયેલાં હોય તો માલ મિલકતના ભાગ પાડતી વખતે પુત્રીનો ભાગ તેમના સગા ભાઇના ચોથા હીસ્સે ગણાય અર્થાત્ જો મરનાર બ્રાહ્મણ, ક્ષત્રી અને વૈશ્ય સ્ત્રી સાથે પરણ્યો હોય તો બ્રાહ્મણ સ્ત્રીથી થયેલા પુત્ર તેની સગી બેનને પોતાના ભાગમાંથી ચોથો ભાગ આપવો જો ક્ષત્રી સ્ત્રીથી પુત્ર અને પુત્રી થયાં હોય તો ક્ષત્રી સ્ત્રીથી થયેલા પુત્ર પોતાની સગી બેનને પોતાના ભાગમાંથી આપવું અને તેજ પ્રમાણે વૈસ્ય સ્ત્રીથી ઉત્પન્ન થયેલા પુત્રે તેની સગી બેનને પણ આપવું જોઇએ પરંતુ જો તેમાંથી કોઇને તેમનો સગો ભાઈ ન હોય તો પછી બીજી સ્ત્રીથી ઉત્પન્ન થયેલા ભાઇએ પણ તે બેનના લગ્નનો ખર્ચ આપવો જોઇએ. પરંતુ જો ભાઇઓ ઘણા હોય અને ફક્ત એકજ બેન હોય તો પ્રત્યેકે પોતાના ભાગનો ચોથો ભાગ જુદો કાઢીને બેનને આપવો જોઇએ. જે ભાઇઓ આ પ્રમાણે શાસ્ત્રના નિયમોને અનુસરીને વર્તતા નથી તેઓ ઘણા ઘાતકી ગણાય છે. ૧૧૮

**अजाविकं सैकशफं न जातु विषमं भजेत् ॥**
**अजाविकं तु विषमं ज्येष्ठस्यैव विधीयते॥१९॥**

માલ મતાના ભાગ કર્યા પછી પ્રાણીઓના ભાગ કરવામાં જો એકાદ બકરૂં અથવા ઘેટું વધે તો તેના કાંઈ ભાગ થાય નહી તેમજ વેચીને તેની કિંમતના પણ ભાગ કરી લેવા નહી પણ એ પ્રમાણે વધેલું પ્રાણી લેવાનો અધિકાર જયેષ્ઠ બંધુનોજ છે. ૧૧૯

**यवीयाञ्ज्येष्ठभार्यायां पुत्रमुत्पादयेदिति ॥**
**समस्तत्र विभागः स्यादिति धर्मो व्यवस्थितः ॥ १२० ॥**

ઉપર પ્રમાણેનો ગુજરનાર વડીલ ભાઈ અપુત્ર હોય અને તેથી તેની સ્ત્રીએ દિયરની સાથે સંભોગ કરીને પુત્ર ઉત્પન્ન કર્યો હોય તો તેની મીલકતના વિભાગ કરતાં મોટા ભાઈના નાના ભાઇથી થયેલા પુત્ર અને નાના ભાઇ જેનાથી પુત્ર થયો હોય તેમની વચ્ચે તે મીલકતના સરખા વિભાગ થવા જોઇએ એવો શાસ્ત્રનો નિયમ છે. ૧૨૦

**उपसर्जनं प्रधानस्य धर्मतो नोपपद्यते ॥**
**पिता प्रधानं प्रजने तस्माद्धर्मेण तं भजेत् ॥२१॥**

મોટો ભાઇ અપુત્ર હોય અને તેની સ્ત્રીની સાથે સંભોગ કરીને નાનો ભાઈ પુત્ર ઉત્પન્ન કરે તો તેવા થયેલા જયેષ્ઠ ભાઈના પુત્ર (પ્રતિનિધિ પુત્રને) જયેષ્ઠના ખરા પુત્રને મળવો જોઇએ તેટલો ભાગ કાંઈ મળવોજ જોઇએ નહી પણ જયેષ્ઠ ભાઈના ક્ષેત્રમાં અર્થાત્ તેની સ્ત્રીમાંથી તે પુત્ર ઉત્પન્ન થયો છે તે કારણથી જયેષ્ઠ ભાઇ તેનો પિતા ગણાય, માટે તેવા પુત્રનો સર્વની માફક સરખોજ વિભાગ ગણાય જયેષ્ઠ હોવાથી તેનો ભાગ બમણો ગણાય નહી. ૧૨૧

**पुत्रः कनिष्ठो ज्येष्ठायां कनिष्ठायां च पूर्वजः ॥**
**कथं तत्र विभागः स्यादिति चेत्संशयो भवेत् ॥ २२ ॥**

એક માણસને પ્રથમની સ્ત્રી હોવા છતાં તે બીજી સ્ત્રી પરણે અને ત્યાર પછી બીજી વારની પરણેલી સ્ત્રીને પુત્ર થાય અને તે પછી પ્રથમની સ્ત્રીને પુત્ર થાય તો તે માણસે પોતાની મીલકતના વિભાગ કેવી રીતે કરવા અર્થાત્ આ પ્રમાણે થયું હોય ત્યારે પ્રથમ સ્ત્રીના પુત્રને જયેષ્ઠ ગણીને કે ખરા વચના પ્રમાણથીજ જયેષ્ઠ ગણીને કે તેમની માતાના કુલને શ્રેષ્ટ ગણીને દ્રવ્યના વિભાગ કરવા. ૧૨૨

**एकं वृषभमुद्धारं संहरेत स पूर्वजः ॥**
**ततोऽपरे ज्येष्ठवृषास्तदूनानां स्वमातृतः ॥२३॥**

પિતની મીલકતના વારસામાંથી પ્રથમ સ્ત્રીના પુત્ર એક ઉત્તમ બળદ હોય તે લઈ લેવો અને ત્યાર પછી બીજી વારની સ્ત્રીના પુત્રોએ બાકી રહેલા બળદોને વહેંચી લેવા અર્થાત્ આવા વિભાગ કરવાનું કારણ એટલું છે કે માના લગ્નથી પ્રજાની શ્રેષ્ટતા ગણવામાં આવે છે. પ્રથમ સ્ત્રીનો પુત્ર બીજી વારની સ્ત્રીના પુત્રો કરતાં નાનો હોય છતાં તેની માતાનાં લગ્ન પ્રથમ થયાં હતાં એટલાજ કારણ માત્રથી તેને ઉપર પ્રમાણે લાભ આપવામાં આવે છે. ૧૨૩

**ज्येष्ठस्तु जातो ज्येष्ठायांहरेद्वृषभषोडसाः ॥**
**ततः स्वमातृतः शेषा भजेरन्नि ति धारणा ॥ ॥ २४ ॥**

પ્રથમ લગ્ન જેની સાથે થયું હોય તેવી સ્ત્રીનો પુત્ર જો બીજી વારની સ્ત્રીના પુત્ર

કરતાં પહેલો જન્મ્યો હોય તો તે પોતાની માતાના પ્રથમ લગ્નના તેમજ પોતે ગુણવાન અને જ્ઞાની હોય તો તેવા સર્વ હકને લીધે એક સારો બળદ અને પંદર સારી માયો પીતાની માલ મીલકતના વારસામાંથી પોતાને માટે લઈ શકે અને ત્યાર પછીના બીજા પુત્રો પોત પોતાની માતાઓના લગ્નના ક્રમને અનુસરીને પોતાના ભાગ લઇ શકે છે. ૧૨૪

सदृशस्त्रीषु जातानां पुत्राणामविशेषतः ॥
न मातृतो ज्यैष्ठ्यमस्ति जन्मतो ज्यैष्ठ्यमुच्यते ॥ २९ ॥

સમાન જાતીની સ્ત્રીઓ હોય અને તેમને જો પુત્રો થાય તો આ પુત્રોમાં કાંઇ શ્રેષ્ઠતા વિગેરેનો ફેર ગણાય નહી અર્થાત્ તેમાં એકની માનું લગ્ન પહેલું થયું હોય અને બીજીનું પછી થયું હોય તો પહેલીના છોકરાને વધારે આપવું અને બીજીના છોકરાને તેના કરતાં ઓછું આપવું એમ ગણાય નહી પણ તેમના સંબંધમાં તો જે પુત્રનો પહેલાં જન્મ થયો હોય તે બીજા કરતાં વયે મોટો માટે શ્રેષ્ટ છે એમ ગણવો એવો શાસ્ત્રનો નિયમ છે. ૧૨૫

जन्मज्येष्ठेन चाह्वानं स्वब्राह्मण्या स्वपि स्मृतम्॥
यमयोश्चैव गर्भेषु जन्मतो ज्येष्ठता स्मृता॥२६॥

જે પુત્ર વયે મોટો છે તેનેજ ઇંદ્રના આમંત્રણને માટે પિતાના શ્રાદ્ધ તથા પિતૃ યજ્ઞ આદિ કર્મમાં **स्वब्रह्मण्य** નામનો મંત્ર જપવાનો અધિકાર છે અને નાના પુત્રથી તેમ થાય નહી. પરંતુ જો બન્ને પુત્રો જોડવાં જન્મ્યા હોય ત્યારે તો એમાંથી જેનો પ્રસવ કાળ બીજા કરતાં પહેલો થયો હોય તેને ઉપરના મંત્રનો જપ કરવાનો અધિકાર છે. ૧૨૬.

अपुत्रोऽनेन विधिना सुतां कुर्वीत पुत्रिकाम् ॥
यदपत्यं भवेदस्यां तन्मम स्यात्स्वधाकरम् ॥
॥ २७ ॥

જે માણસને પુત્ર ન હોય તેણે પોતાની પુત્રીનું જમાઇને કન્યાદાન આપવાના સમયે “આ કન્યા હું તમને પુત્ર ઉત્પન્ન કરવાને માટે આપું છું અને તેનાથી ઉત્પન્ન થનાર પુત્ર મારી શ્રાદ્ધ આદિક ઉત્તર ક્રિયા કરશે.” એ પ્રમાણે કહીને કન્યાદાન આપવું. ૧૨૭

अनेन न विधानेन पुराचक्रेऽथ पुत्रिकाः ॥
विवृद्धयर्थं स्ववंशस्यस्वयं दक्षः प्रजापतिः ॥
॥ २८ ॥

ઉપર પ્રમાણેના નિયમનેજ અનુસરીને પ્રજાપતિ દક્ષે પણ પોતાને પુત્ર ન હોવાથી વંશની વૃદ્ધિને અર્થે પોતાની સર્વ પુત્રીઓને પુત્રોત્પતિને માટે કન્યાદાનમાં આપી હતી.૧૨૮

ददौ स दश धर्माय कश्यपाय त्रयोदश ॥
सोमाय राज्ञे सत्कृत्य प्रीतात्मा सप्तविंशतिम्
॥ २९ ॥

હવે પછી પોતાની પુત્રીથી થનાર પુત્રોના લાભથી પ્રસન્ન થયેલા દક્ષ પ્રજાપતીએ અલંકાર વિગેરેથી યોગ્ય સત્કાર કરીને ધર્મ રાજાને પોતાની દશ પુત્રીઓનું દાન કર્યું, તેર કન્યાઓ કશ્યપ રૂષિને વરાવી અને સતાવીશ સોમને અર્થાત્ દ્વિજોને અને ઔષધિના રાજા ચંદ્રમાને આપી આ પ્રમાણે દક્ષ પ્રજાપતીએ પુત્રોત્પતિને માટે પોતાની

(૫૦) કન્યાઓનું દાન કર્યું. ૧૨૯

यथैवात्मा तथा पुत्रः पुत्रेण दुहिता समा ॥
तस्यामात्मनि तिष्ठन्त्यां कथमन्यो धनं हरेत् ॥
॥ १३० ॥

પુત્રને માણસે પોતાના આત્માના જેવો જ ધારવો જોઇએ પોતાનાંજ અંગથી ઉત્પન્ન થએલી પોતાની પુત્રીને જેને તે પુત્રોત્પતિને માટે ઠરાવે છે અર્થાત્ પુત્રના અભાવે જે પુત્રીનું કન્યાદાન તે પુત્રોત્પતિને માટે આપે છે તે પુત્રીને પોતાના પુત્રના જેવીજ ગણવી. જ્યારે આ પ્રમાણે છે ત્યારે પિતાએ પોતાનાજ આત્માની સાથે સંબંધ ધરાવનારી પોતાની પુત્રી હયાત હોય તો અન્યને શા સારૂ પોતાની મીલકત આપવી જોઇએ?૧૩૦

मातुस्तु यौतकं यत्स्यात्कुमारीभाग एव सः॥
दौ हित्र एव च हरे दपुत्रस्याखिलं धनम् ॥
॥ ३१ ॥

માતું જે દ્રવ્ય છે અર્થાત્ લગ્ન વખતે સ્રીને જે દાનરૂપી દ્રવ્ય તેનાં માત પિતા તરફથી આપવામાં આવ્યું હોય તે તે સ્રી ના મરણ પછી તેની કુંવારી પુત્રીના હકમાં રહે છે. આ દ્રવ્યમાંથી પુત્રો કાંઈ પણ લઇ શકતા નથી પણ જો પિતા અપુત્ર મરણ પામે છે તો પુત્ર ન હોય તો તેનો દૌહિત્ર-પુત્રીનો પુત્ર સર્વ ધન લઇ શકેછે.૧૩૧

दौहित्रो ह्यखिलं रिक्थमपुत्रस्य पितुर्हरेत् ॥
स एव दद्याद्द्वौपिण्डौ पित्रे मातामहाय च॥३२॥

આ પ્રમાણેની પોતાની માના બાપની મીલકતનો જે દૌહીત્ર વારસ થયો હોય તેણે બે પિંડનું દાન કરવું જેમાંનો એક પિંડ તેણે પોતાના પિતાને આપવો અને બીજો પોતાની માના બાપ જેનો તેણે વારસો લીધેલો છે તેને આપવો. ૧૩૨

पौत्रदौहित्रयोर्लोके न विशेषोऽस्ति धर्मतः ॥
तयोर्हि मातापितरौ संभूतौ तस्य देहतः॥३३॥

આ લોકમાં પૌત્ર અને દૌહિત્ર અર્થાત્ છોકરાના છોકરા તથા છોકરીના છોકરા તેમનામાં શાસ્ત્ર પ્રમાણે ભેદ નથી કારણ કે પહેલાં અને બીજાનાં એકજ મુળ પુરૂષ એ બન્ને છોકરાંઓ અને તેમનાં છોકરાંજ છે એટલે તે મુળ પુરૂષને તો બન્ને સરખાંજ ગણવાનાં એક છોકરો અને બીજી છોકરી અને તેમનાં છોકરાં પણ તેટલાજ કારણથી તેને માટે સરખાંજ જાણવાનાં છે. ૧૩૩

पुत्रिकायां कृतायां तु यदि पुत्रोऽनुजायते ॥
समस्तत्र विभागःस्याज्ज्येष्ठता नास्ति हि स्त्रियाः ॥ ३४ ॥

પુત્રોત્પતિને માટે પુત્રી નક્કી કર્યા પછી તેમ કરનારને જો પોતાની સ્રીથી પુત્ર થાય તો તેવા બન્ને પુત્રોના વારસામાં સરખા ભાગ કરવામાં આવે છે. ૧૩૪

अपुत्रायां मृतायां तु पुत्रिकायां कथंचन ॥
धनं तत्पुत्रिकाभर्त्ता हरेतैवाविचारयन्॥३५॥

પુત્રોત્પત્તિને માટેની ઠરાવેલી પુત્રીને પુત્ર થયા પહેલાં જો તે પુત્રી કાંઈપણ કારણથી મરણ પામે તો તેનો પતિ સર્વ માલ મીલકત પોતાને હસ્તક કરી શકે છે. ૧૩૫

अकृता वा कृता वापि यं विन्देत्सदृशात्सुतम्॥
पौत्री मातामहस्तेन दद्यात्पिण्डं हरेद्धनम् ॥
॥ ३६ ॥

પુત્રાત્પતિ માટેની પુત્રીમાં એકજ વર્ણના પતિથી જે પુત્ર ઉત્પન્ન થાય છે તેને પુત્રીના પિતાએ પોતાનાજ પુત્ર જેવો ગણવો કારણ કે જ્યારે તેણે પોતાની પુત્રીનું દાન કન્યા-દાન) આપ્યું હતું ત્યારે તેણે એ પ્રમાણે કહીને આપ્યું હતું કે આ પુત્રીથી થનાર પુત્ર મારી ઉત્તરક્રિયા કરશે માટે શાસ્ત્રના આ નિયમને અનુસરીને વડવાએ પોતાના દૌહીત્રને પુત્ર સમાનજ ગણવો અને તે દૌહીત્રે 'વડવાને પોતાના પિતા તુલ્ય ગણી તેની ઉત્તર ક્રિયા કરી પિંડદાન વિગેરે આપવું અને તેનો વારસો પોતે ભોગવવો.૧૩૬

पुत्रेण लोकाञ्जयति पौत्रेणानन्त्यमश्नुते ॥
अथ पुत्रस्य पौत्रेण ब्रध्नस्याप्नोति विष्टपम्॥ ॥ ३७ ॥

પિતાને પુત્ર પ્રાપ્તિ થવાથી મરણ પછી તેને મોટો લાભ એ છે કે તે સ્વર્ગ મેળવે છે અને પૌત્ર થવાથી તે ઘણા કાળ સુધી આયુષ્ય ભોગવે છે અને પુત્રના પણ પૌત્રથી તે આદિત્ય લોકને પામે છે. ૧૩૭

पुन्नाम्नो नरकाद्यस्मात्त्रायते पितरं सुतः ॥
नस्मात्पुत्र इति प्रोक्तःस्वयमेव स्वयम्भुवा ॥ ॥ ३८ ॥

"પુત્ર" એટલે કોણ? 'પુત્ર' એટલે-पुन्नाम्नो नरकाद्यस्मात् त्रायतेपितरं सुतः तस्मात्पुत्रः इतिप्रोक्तः स्वयमेवस्वयं भूवा આ પ્રમાણે સ્વયંભૂ જગત્ પિતાનું કહેવું છે અર્થાત્ જેના જન્મથી માણુસ પુત્ નામના નરકમાંથી દુર થાય છે તેને પુત્ર જાણવો. ૧૩૮

पौत्रदौहित्रयोर्लोके विशेषो नोपपद्यते ॥
दौहित्रोऽपि ह्यमुत्र नं संतारयति पौत्रवत् ॥

સંસારમાં પૌત્ર અને દૌહીત્ર એ બન્નેમાં કાંઇ પણ પ્રકારનો ફરક ગણવા જેવો નથી કારણ કે પૌત્રની માફકજ દૌહીત્ર પણ દાદાને તેના મરણ પછી પિંડદાન,ઉત્તરક્રિયા વિગેરે કરીને મોક્ષ પમાડે છે. ૧૩૯

मातुःप्रथमतःपिण्डं निर्वपेत्पुत्रिका सुतः ॥
द्वितीयं तु पितुस्तस्यास्तृतीयं तत्पितुः पितुः ॥ १४० ॥

પુત્રાત્પતિને માટે દાનમાં આપેલી કન્યાના પુત્રે ત્રણ પિંડનું દાન આપવું જેમાં પ્રથમ પિંડદાન તેણે પોતાની માને બીજું બાપને અને ત્રીજુ માતાના પિતાને આપવું જોઇએ. ૧૪૦

उपपन्नो गुणैः सर्वैःपुत्रो यस्य तु दत्रिमः ॥
स हरेतैव तद्रिक्थं संप्राप्तोऽप्यन्यगोत्रतः ॥ ॥ ४१ ॥

જેણે કોઈ સારો વિદ્વાન અને ગુણવાન છોકરાને તે પરગોત્રનો હોય પણ પોતાનો દત્તપુત્ર કરીને રાખ્યો હોય અને ત્યાર પછી તે દત્ત કરનાર માણુસને પોતાનો પુત્ર થાય તો પણ દત્ત કરેલા પુત્રને તેની માલ મીલકતનો ભાગ મળે. ૧૪૧

गोत्ररिक्थे जनयितुर्न हरेदत्रिमःक्वचित् ॥
गोत्ररिक्थानुगः पिण्डो व्यपाति ददतः स्वधा ॥ ४२ ॥

દત્તપુત્ર પોતાના મુળ પિતાના દ્રવ્યમાંથી કાંઇ પણ વારસાનો હક ધરાવી શકતો નથી કારણ કે તેનો ગોત્ર તથા સંબંધનો હક તદન ઉઠી જાય છે તેજ પ્રમાણે દત્ત આપેલો પુત્ર તેના મુળ પિતાના મરણ પછી તેને

પિંડદાન આપી શકતો નથી અને જો આપે છે તો તે મરનારને પહોંચતું નથી. ૧૪૨

अनियुक्तासुतश्चैव पुत्रिण्यातश्च देवरात् ॥
उभौ तौ नार्हतो भागं जारजातककामजौ ॥
॥ ४३ ॥

ગુરૂ અથવા વડીલોની આજ્ઞા વિના જે સ્ત્રી પુત્ર ઉત્પન્ન કરે છે તેવો પુત્ર તેમજ પોતાનો પુત્ર હોય છતાં ફક્ત કામને વશ થઇનેજ અન્ય પુરૂષથી પુત્ર ઉત્પન્ન કર્યો હોય તેવો પુત્ર, એટલે આ બન્ને પુત્રો, વારસ થવાને માટે તદન નાલાયક ગણાય છે કારણ કે પહેલો પુત્ર તે સ્ત્રીના ગુરૂ અથવા વડીલની પરવાનગી વિના ઉત્પન્ન થયો છે અર્થાત્ વ્યભિચારથી થયો છે તેથી અને બીજો જો ગુરૂ અથવા વડીલે આજ્ઞા આપી હોય છે છતાં સ્ત્રિનામાં કામની વાસના થવાથી તેણે પુત્ર ઉત્પન્ન કર્યો છે માટે આ પ્રમાણેના બન્ને પુત્રો વારસ થવાને શાસ્ત્ર પ્રમાણે નાલાયક ગણાય છે. ૧૪૩

नियुक्तायामपि पुमानार्यां जातोऽवि धानतः॥
नैवार्हः पैतृकं रिक्थं पतितोत्पादितो हि सः
॥ ४४ ॥

અપુત્ર પતિ શાસ્ત્રના આધારે પોતાની સ્ત્રીને પુત્ર ઉત્પન્ન કરવાને માટે રજા આપે છતાં જો જે પુરૂષના યોગથી તે સ્ત્રી પુત્ર ઉત્પન્ન કરે તે પુરૂષ શાસ્ત્રના નિયમ પ્રમાણે જો પોતાના શરીરે ઘીનું લેપન કર્યા વિના તે સ્ત્રી સાથે ભોગ કરે અને તેથી જો પુત્ર ઉત્પન્ન થાય તો તે પુત્ર તેના બાપની મીલકતનો હકદાર વારસ થઇ શકે નહી. ૧૪૪

हरेतत्र नियुक्तायां जातः पुत्रो यथौरसः ॥
क्षेत्रिकस्य तुतद्बीजं धर्मतः प्रसवश्च सः॥४५॥

પણ જો શાસ્ત્રના નિયમનેજ અનુસરીને પુત્ર ઉત્પન્ન કર્યો હોય અને તે સારા ગુણવાળો તથા વિદ્વાન નિવડે તો તેવો પુત્ર તેના પિતાની મીલકતનો હકદાર વારસ ગણાય છે કારણ કે તેના સંબંધમાં પતિની રજાથી ધર્મ શાસ્ત્રના નિયમ પ્રમાણે સ્ત્રીએ પુત્રને ઉત્પન્ન કરેલો છે. ૧૪૫

धनं यो बिभृयाद्भ्रातुर्मृतस्य स्त्रियमेव च ॥
सोऽपत्यं भ्रातुरुत्पाद्य दद्यात्तस्यैव तद्धनम् ॥
॥ ४६ ॥

જે ભાઇ પોતાના અપુત્ર મરણ પામેલા ભાઇની સ્થાવર જંગમ-માલ મીલકતનું રક્ષણ કરતો હોય અને તેની વિધવા સ્ત્રીનું પોષણ કરતો હોય તે ભાઇ શાસ્ત્રના નિયમને અનુસરીને પોતાના ભાઈની વિધવા સ્ત્રીમાં પુત્ર ઉત્પન્ન કરે તો તે પુત્રને સઘળી માલ મીલકત આપી શકે છે. ૧૪૬

या नियुक्तान्यतः पुत्रं देवराद्वाप्यवाप्नुयात् ॥
तं कामजमरिक्थीयं वृथोत्पन्नं प्रचक्षते ॥४७॥

ગુરૂ વિગેરેથી પુત્ર ઉત્પન્ન કરવાને માટેની જેને આજ્ઞા મળી હોય તેવી સ્ત્રી પોતાના પિયર અથવા અન્ય સગાથી પુત્ર ઉત્પન્ન કરી શકે છે પણ તેવો પુત્ર જો તે ફક્ત કામને વશ થઇનેજ ઉત્પન્ન કરે તો મનુ વિગેરેએ તેને વૃથાપુત્ર સમજવો એમ કહેલું છે અર્થાત્ તે પ્રમાણેના ઉત્પન્ન થયેલા પુત્રને વારસાનો કાંઇ પણ ભાગ મળી શકતો નથી. ૧૩૭

एतद्विधानं विज्ञेयं विभागस्यैक योनिषु ॥

वर्णेषु चैकजातानां नानास्त्रीषु निबोधत ॥
॥ ४८ ॥

ઉપર પ્રમાણેના નિયમો પોતાનીજ વર્ણની પત્નિમાં ઉત્પન્ન થયેલા અથવા કરાવેલા પુત્રના વારસા સંબંધી હકને માટે કહ્યા હવે અસવર્ણ અર્થાત્ પોતાનાથી જુદી વર્ણની સ્ત્રીમાં ઉત્પન્ન થયેલા પુત્રના હક કહું છું તે સાંભળશો. ૧૪૮

ब्राह्मणस्यानुपूर्व्येण चतस्रस्तु यदि स्त्रियः ॥
तासां पुत्रेषु जातेषु विभागेऽयं विधिः स्मृतः
॥ ४९ ॥

જો બ્રાહ્મણે ચાર જુદી જુદી વર્ણની સ્ત્રીઓ સાથે લગ્ન કરેલું હોય તો તેમનાથી થયેલા પુત્રોના વારસાના હક તેમના ક્રમ પ્રમાણેના શાસ્ત્ર પ્રમાણે છે જે મહર્ષિ મનુએ નીચે પમાણે કહ્યા છે. ૧૪૯

कीनाशो गोवृषो यानमलंकारश्च वेश्म च ।
विप्रस्यौद्धारिकं देयमेकांशश्च प्रधानतः ॥
॥ १५० ॥

ખેતીના કામને માટે તો માણસ, ઉત્તમ બળદ, ઘોડા, ગાડી, વીંટી તથા મીલકતનો પ્રધાન ભાગ એટલે ઘર વિગેરે મીલકતમાંથી જુદાં કાઢવાં અને બ્રાહ્મણ સ્ત્રીથી ઉત્પન્ન થયેલા પુત્રને આપવાં અને ત્યાર પછીની બાકી રહેલી મીલકત બીજા પુત્રોમાં વહેંચી આપવી. ૧૫૦

त्र्यंशं दायाद्धरेद्विप्रो द्वावंशौ क्षत्रियासुत ॥
वैश्याजः सार्धमेवांशमंश शूद्रासुतो हरेत॥५१॥

બ્રાહ્મણ સ્ત્રીના પુત્રે માલ મીલકતમાંથી ત્રણ ભાગ પોતે લેવા, ક્ષત્રી સ્ત્રીના પુત્રે માલ મત્તાના બે ભાગ લેવા, દોઢ ભાગ વૈશ્ય સ્ત્રીથી ઉત્પન્ન થનાર પુત્રે લેવો અને શુદ્ર સ્ત્રીના પુત્રે એક ભાગજ લેવો એટલે જ્યાં બ્રાહ્મણ અને ક્ષત્રીય વર્ણની સ્ત્રીના બે પુત્રો વચ્ચે વારસાના ભાગ કરવાના હોય ત્યાં જેટલી માલ મીલકત વહેંચવાની હોય ત્યાં પહેલા પાંચ સરખા ભાગ કરીને ત્રણ ભાગ બ્રાહ્મણ સ્ત્રીના પુત્રને આપવા અને બે ભાગ ક્ષત્રીય સ્ત્રીને આપવા અને તેજ પ્રમાણે અન્ય વર્ણની સ્ત્રીથી થનાર પુત્રોમાં પણ વહેંચવા. ૧૫૧

सर्वं वा रिक्थजातं तद्दशधा परिकल्प्य च ॥
धर्म्यं विभागं कुर्वीत विधिनाऽनेन धर्मवित्
॥ ५२ ॥

પણ જ્યારે મીલકતમાંથી કાંઈ પણ વસ્તુ કાઢી લીધેલી ન હોય ત્યારે તો સર્વ વસ્તુ અકબંધ રાખીને ન્યાયી અને પ્રમાણીક માણસ પાસેથી તે સઘળી મીલકતના દશ સરખા ભાગ કરવા અને ત્યાર પછી તેમને નીચે પ્રમાણે વહેંચવા. ૧૫૨

चतुरोंऽशान्हरेद्विप्रस्त्रीनंशान्क्षत्रियासुतः ॥
वैश्यापुत्रो हरेद्द्व्यंशमंशं शूद्रासुतो हरेत् ॥५३॥

ઉપર પ્રમાણે દશ ભાગમાંથી ચાર ભાગ બ્રાહ્મણ સ્ત્રીના પુત્રે લેવા, ક્ષત્રીય સ્ત્રીના પુત્રે ત્રણ ભાગ લેવા. વૈશ્ય સ્ત્રીના પુત્રે બે ભાગ લેવા, અને શુદ્ર સ્ત્રીથી થયેલા પુત્રને જો તે સારો ગુણવાન હોય તો બાકી રહેલો એક ભાગ આપવો. ૧૫૩

यद्यपि स्यात्तु सत्पुत्रोऽप्यसत्पुत्रोऽपि वा भवेत्॥
नाधिकं दशमाद्दद्याच्छूद्रापुत्राय धर्मतः॥५४॥

જે બ્રાહ્મણની દ્વિજાતીય સ્ત્રીઓને પુત્ર થયા હોય અથવા ન થયા હોય અને ફક્ત શુદ્ર સ્ત્રીનેજ પુત્ર થયેલો હોય તો પણ મી-

લકતના વિભાગ કરવામાં શુદ્રાથી થયેલા પુત્રને તો ફક્ત દશમોજ ભાગ આપવો જોઇએ. ૧૫૪.

ब्राह्मणक्षत्रियविशां शूद्रापुत्रो न रिक्थभाक्॥
यदेवास्य पिता दद्यात्तदेवास्य धनं भवेत्॥९९॥

બ્રાહ્મણ, ક્ષત્રી અથવા વેશ્યને જો શુદ્ર સ્ત્રિથી પુત્ર થયેલો હોય તો તેવો પુત્ર તેના પીતાની મીલકતનો કાંઇ પણ વારસાનો હક ધરાવી શકતો નથી પણ જે કોઇ બાપ રાજી ખુશીથી આપે છે તેટલુંજ તે મેળવી શકે છે. ૧૫૫

समवर्णासु ये जाताः सर्वे पुत्रा द्विजन्मनाम्॥
उद्धारं ज्यायसे दत्त्वा भजेरन्नितरे समम्॥९६॥

બ્રાહ્મણ, ક્ષત્રી અને વેશ્યના સામાન વર્ણની સ્ત્રીઓથી ઉત્પન્ન થયેલા પુત્રોએ પોતાના પીતાની મીલકતના વારસા વહેંચવામાં પોત પોતાના મોટા ભાઇને તેની શ્રેષ્ટતા—જયેષ્ટતાના હકનો વધારાનો ભાગ આપવો અને ત્યાર પછીનો શેષ પોત પોતામાં સરખા ભાગે વહેંચી લેવો. ૧૫૬

शूद्रस्य तु सवर्णैव नान्या भार्या विधीयते॥
तस्यां जाताःसमांशाः स्युर्यदि पुत्रशतं भवेत्
॥९७॥

શુદ્રને માટે તો ફક્ત તેનીજ વર્ણની સ્ત્રીને પરણવી એવો શાસ્ત્ર નિયમ છે અને તેથી તે સ્ત્રિથી તેને ગમે તેટલા પુત્રો થાય તોપણ તેઓ સગળાએ સરખે ભાગે વહેંચી લેવા. ૧૫૭

पुत्रान् द्वादश यानाह नृणां स्वायम्भुवो मनुः॥
तेषां षड् बन्धुदायादाः षडदायादबान्धवाः
॥९८॥

સ્વયંભૂવ મનુએ માણસના બાર પુત્રો કહેલા છે જેમાંના પહેલા છ તે બંધવો તેમજ વારસ એટલે બંધુ અને દાયાદ એમ કહેવાય છે એટલે તેઓ પીતાની મીલક્તનો વારસો લઇ શકે છે તેમજ તેની ઉત્તર ક્રિયા કરવાનો પણ તેમને હક છે અને બીજા છ તે ફક્ત બાંધવ કહેવાય છે અને તેમને ફક્ત ઉત્તર ક્રિયા કરવાનોજ હક છે. ૧૫૮

પહેલા છ જેઓ બાંધવ તેમજ દાયાદ એટલે ઉત્તર ક્રિયા તેમજ વારસાના હકદાર છે તે નીચે પ્રમાણેના છેઃ—

औरसः क्षेत्रजश्चैव दत्तः कृत्रिम एव च॥
गूढोत्पन्नोऽपविद्धश्चदायादा बान्धवाश्च षट्॥
॥९९॥

औरस પુત્ર પોતાનાજ અંગથી ઉત્પન્ન થયેલો પુત્ર ૨ जेक्षत्र પોતાનીજ સ્ત્રીમાં કોઈ પણ ઉપર જણાવ્યા તે પ્રકારે અપુત્ર સ્ત્રિએ ઉત્પન્ન કરેલો પુત્ર, ૩ दत्तक, અપુત્ર હોવાને લીધે બીજાનો પુત્ર, ૪ कृत्रिम, પોતે પુત્ર હોવાથી બીજાનો સ્વિકારેલો પુત્ર, ૫ गूढोत्पन्न જે બાળકના માત પિતા કોણ છે તેની બરાબર જાણ ન હોય તેવો થઇ આવેલો પુત્ર,૬ अपविद्ध જેને કોઇએ પુત્ર તરીકે સ્વિકાર્યો હોય પણ પોતાના માત પીતાએ કાંઇ પણ કારણસર તેનો ત્યાગ કર્યો હોય. ૧૫૯

कानीनश्च सहोढश्चक्रीतः पौनर्भवस्तथा॥
स्वयं दत्तश्च शौद्रश्च षडदायादबान्धवाः॥१६०॥

આ ઉપરાંતના બીજા જે છ પુત્રો તે વારસાનો હક ધરાવી શક્તા નથી પણ તે-

ઓ પોતાના પિતાની ઉત્તર ક્રિયા વિગેરે કરી શકે છેઃ-

कानीने એટલે જે સ્ત્રિએ પોતાનો પતી કરેલો નથી પણ અન્ય માર્ગે જેને પુત્ર થયો હોય તે, ૨ सहोढ જે સ્ત્રિએ તેનિ કૌમાર્યાવસ્થામાંજ ગર્ભ ધારણ કર્યો હોય અને પછી લગ્ન કરે છે અને તેનાથી ઉત્પન્ન થયેલો પુત્ર, ૩ क्रीत કિમત આપીને કોઇ ગરીબ માબાપ પાસેથી ખરીદી લીધેલો પુત્ર, पौनर्भव જે સ્ત્રિએ પોતાના પ્રથમ પતિના મરણ પછી અથવા હયાતિમાં પુર્નલગ્ન યા નાતરૂ કર્યું હોય તેવી સ્ત્રિનો થયેલો પુત્ર, અને स्वयंदत्त કાંઇ પણ શોધ ખોળ કર્યા વિના એકા એક અણધાર્યો પછી આવેલો પુત્ર, અને ૬ ઠ્ઠો शौद्र એટલે સર્વણા શુદ્ર સ્ત્રિથી ઉત્પન્ન થયેલો પુત્ર. આ પ્રમાણેના બીજા છ પુત્રો ગણાય છે. ૧૯૦

**यादृशं फलमाप्नोति कुप्लवैःसंतरञ्जलम् ॥**
**तादृशं फलमाप्नोति कुपुत्रैःसंतरंस्तमः ॥९१॥**

જેવી રીતે કોઇ માણસ સાંઠા અથવા તો સરકટનું નાવડુ બનાવી એથી સમુદ્રને પાર ઉતરવાનો વિચાર કરે છે પણ તેનું તેમ કરવાનું સાધન નિર્માલ હોવાથી તે તરી શકતો નથી પણ દુઃખી થાય છે તજ પ્રમાણે કુપુત્રથી મરણ પછીના અંધકારને તરવાની આશા રાખનારને પણ થાય છે. કુપુત્ર એટલે ખરા પુત્રના અભાવે અયોગ્ય રીતે વર્તનથી અથવા તો શાસના નિયમ વિરૂદ્ધ મેળવેલો પુત્ર એમ જાણવું. ૧૯૧

**यद्येकरिक्थिनौस्यातामौरसक्षेत्रजौ सुतौ ॥**
**यस्य यत्पैतृकं रिक्थं स तद्गृह्णीत नेतरः॥९२॥**

એક માણસને જુદા જુદા પ્રકારના પુત્રો હોય તો તેમના વારસાના હક કેવી રીતના જાણવા ? યાજ્ઞવલક્ય એવો મત ધરાવે છે કે માણસ અપુત્ર હોય અને તેથી કરીને પુત્રની ઇચ્છાને માટે તે પોતાની સ્ત્રિને દિયર અથવા તો અન્ય સંબંધી સાથે યોગ કરીને પુત્ર ઉત્પન્ન કરવાની રજા આપે અને આ પ્રમાણેનો તેને ક્ષેત્રીજ પુત્ર થયા પછી જો ઔરસ પોતાનાજ વિર્યથી બીજો પણ પુત્ર થાય તો તેની મીલક્તનો વારસ ઔરસ પુત્રજ ગણાય અને પહેલો પુત્ર તેતેને ઉત્પન્ન કરનાર પિતાની મીલક્ત ઉપર વારસાનો હક કરી શકે છે. ૧૯૨

**एक एवौरसः पुत्रः पित्र्यस्य वसुनः प्रभुः ॥**
**शेषाणामानृशंस्यार्थं प्रदद्यात्तु प्रजीवनम्॥९३॥**

જો કોઇ પણ માણસ રોગી હોય અને તેથી તેને કાંઇ પણ સંતાન ન થાય અને તેથી તે કોઇ પણ પ્રકારનો પુત્ર મેળવે છે અને ત્યાર પછી ઔષધ વિગેરે ઉપચારથી તેનો રોગ નિર્મળ થતાં જો તેને પોતાનાજ પેટથી પુત્ર ઉત્પન્ન થાય છે તો આ પ્રમાણેના ઔરસ પુત્ર બીજા સર્વને રહેવા દઇને પોતેજ પિતાના વારસો લેવો પણ અન્યને માટે તેણે ભરણપોષણ થાય તેટલું આપવું જોઇએ. ૧૯૩

**षष्ठं तु क्षेत्रजस्यांशं प्रदद्यात्पैतृकाद्धनात् ॥**
**औरसो विभजन्दायं पित्र्यं पञ्चममेव वा॥९४॥**

ઔરસ પુત્ર જો બીજા કોઇ પણ પ્રકારે તેના પિતાએ ઉત્પન્ન કરાવેલા પુત્રોની સાથે પિતાની મીલક્તના વિભાગ પાડવા ઇચ્છે તો તેણે કુલ મીલક્તનો ગુણી અવગુણી જોઇને પાંચમા અથવા છઠો ભાગ આપવો જોઇએ. ૧૯૪

औरसक्षेत्रजौ पुत्रौ पितृरिक्थस्य भागिनौ ॥
दशापरे तु क्रमशो गोत्ररिक्थांशभागिनः॥६५॥

ઉપર પ્રમાણેના પિતાની મીલકતના વારસાના વિભાગો ઔરસ અને ક્ષેત્રજ પુત્રો ને માટે કહ્યા પણ હવે જે બાકીના દશ પ્રકારના પુત્રો રહ્યા તેમના વિભાગોતો ક્રમ અને ગોત્રના આધારથી પડાય છે. ૧૬૫

स्वक्षेत्रे संस्कृतायां तु स्वयमुत्पादयेद्धि यम्॥
तमौरसं विजानीयात्पुत्रं प्रथमकल्पितम्॥६६॥

બાર પ્રકારના પુત્રોમાં માણસ અવિવાહિત કુમારીની સાથે લગ્નના સંબંધથી જે પુત્રને ઉત્પન્ન કરે છે તેવા ઔરસ પુત્રને ઉત્તમ ગણવો. ૧૬૬

यस्तल्पजः प्रमीतस्य क्लीबस्य व्याधितस्य वा॥
स्वधर्मेण नियुक्तायां स पुत्रः क्षेत्रजः स्मृतः ॥ ६७ ॥

પતિ મરી ગયો હોય તેની વિધવાએ અથવા પતિ નપુશક હોય કે રોગી હોય તેની સધવાએ ધર્મશાસ્ત્રના નિયમ પ્રમાણે પોતાના પિતાની રજા લઈ પોતાની સાથે યોગ કરનાર જો શરીરે ઘીનું લેપન કરીને પુત્ર ઉત્પન્ન કરે તેને ક્ષેત્રજ પુત્ર કહેવાય. ૧૬૭

माता पिता वा दद्यातां यमद्भिःपुत्रमापदि ॥
सदृशं प्रीतिसंयुक्तं स ज्ञेयो दत्रिमः सुतः॥६८॥

જે છોકરાનાં માત પિતા પોતાના પુત્રને બીજા કોઇ સવર્ણ અપુત્ર માણસને બન્ને નીરાજી ખુશીથી કાંઇ પણ બળાત્કાર અથવા દગા વિના પોતે દુઃખમાં આવી પડેલાં હોય તેથીજ ફક્ત પણ હૃદયના લોભ માત્રથી નહી તે અપુત્ર માણસને પુત્ર તરીકે આપે છે તેવા પુત્રને દત્રિમ પુત્ર જાણવો. ૧૬૮

सदृशं तु प्रकुर्याद्यं गुणदोषविचक्षणम् ॥
पुत्रं पुत्रगुणैर्युक्तं स विज्ञेयश्च कृत्रिमः॥६९॥

જે છોકરો પુત્ર તરીકે ચાલનાર માણસનીજ વર્ણનો હોય તેમજ પુત્ર માત પિતાને મૃત્યુ પછી ઉત્તર ક્રિયા તેમજ શ્રાદ્ધ આદિકથી કેવી રીતે મોક્ષ પહોંચાડવાં તે તેમજ પુત્રના પિતા તરફના શા શા ધર્મ નિયમ છે તે જાણતો હોય ત્હેને કૃત્રિમ પુત્ર જાણવો. ૧૬૯

उत्पद्यते गृहे यस्य न च ज्ञायेत कस्य सः॥
स गृहे गूढ उत्पन्नस्तस्य स्याद्यस्य तल्पजः ॥ १७० ॥

કોઇ પણ માણસના ઘરમાં આવીને રહેલી સ્ત્રિને પુત્ર પ્રસવે અને તેનો ખરો પિતા કોણ છે તે જાણવામાં આવે નહી પણ તે સજાતીય છે એમ જણાયતો તેવો પુત્ર તેના પિતાની બરાબર ભાળ ન મળવાથી ગુપ્ત રીતે ઉત્પન્ન થયેલો गूढोत्पन्न પુત્ર કહેવાય છે. આવો ગુઢોત્પન્ન પુત્ર તેની માતાનો જેની સાથે યોગ થયો હોય ત્હેનો પુત્ર ગણાય. ૧૭૦

मातापितृभ्यामुत्सृष्टं तयोरन्यतरेण वा ॥
यं पुत्रं परिगृह्णीयादपविद्धः स उच्यते॥७१॥

માત પિતામાંથી એકાદના મરણના કારણને લીધે બીજાએ તજી દીધો હોય અથવા તો માત પિતાને આપત્તિ આવિ પડે તેમ હોય અથવા આવી પડી હોય તે કારણથી કે પુત્રનાં કુલક્ષણથી તેમણે તેનો

ત્યાગ કરેલો હોય તેવો સજાતીય પુત્ર જો કોઇ માણુસ સ્વિકારે છે તો તે તેનો अपविद्ध પુત્ર છે એમ કહેવાય. ૧૭૧

पितृवेश्मनि कन्या तु यं पुत्रं जनयेद्रहः ॥
तं कानीनं वदेन्नाम्ना वोढुः कन्यासमुद्भवम् ॥
॥ ७२ ॥

પિતાને ઘેર રહીને કૌમાર્યાવસ્થામાં જે કન્યા ગર્ભ ધારણુ કરીને પુત્ર ઉત્પન્ન કરે છે તેવા પુત્રને ભવિષ્યમાં તેની અવિવાહીત માતાનો कानीन એવું નામ આપે છે અને પોતાની પત્નીની કન્યાવસ્થામાં થયેલો પુત્ર–પોતાનો કરીલે છે. ૧૭૨

या गर्भिणी संस्क्रियेत ज्ञाताज्ञातापि वा सती॥
वोढुः स गर्भो भवतिसहोढ इति चोच्यते॥७३॥

જો કોઇ માણુસ જાણી જોઇને અથવા તો અજાણુથી ગર્ભવંતી સ્ત્રિનો પોતાની પત્નિ તરીકે સ્વીકાર કરે છે તો ત્યાર પછી તેને જે પુત્ર થાય છે તે તેના પતિનો શાસ્ત્ર પ્રમાણે ગણાય છે અને તેવો પુત્ર તે सहोढ કહેવાય. ૧૭૩

क्रीणीयाद्यस्त्वपत्यार्थं मातापित्रोर्यमन्तिकात्॥
स क्रीतकःसुतस्तस्य सदृशोऽसदृशोऽपि वा॥
॥ ७४ ॥

જો કોઇ અપુત્ર માણુસ કોઇ બીજા માણુસના પુત્રને તે તેના પિતાના ગુણવાળો હોય વા ન હોય છતાં પોતાનો પુત્ર કરી લેવાને માટે કીમત આપીને લેછે તેથી પુત્રને क्रीत પુત્ર જાણુવો. ૧૭૪

या पत्या वा परित्यक्ता विधवा वा स्वयेच्छया॥
उत्पादयेत्पुन र्भूत्वा स पौनर्भव उच्यते॥७५॥

કોઈ સ્ત્રિનો તેના પતિએ ત્યાગ કર્યો હોય અને તેવી સ્ત્રી અન્ય કોઈ પુરૂષ સાથે રહીને પુત્ર ઉત્પન્ન કરે અથવા તો કોઈ વિધવા પોતાની સ્વેચ્છાથીજ પુનર્લગ્ન કરી પુત્ર ઉત્પન્ન કરેતો તેવો પુત્ર પુનર્લગ્ન કરેલી સ્ત્રિનો પુત્ર એમ पौनर्भव પુત્ર કહેવાય ૧૭૫

सा चेदक्षतयोनिः स्याद्गतप्रत्या गतापि वा॥
पौनर्भवेन भर्त्रा सा पुनः संस्कारमर्हति॥७६॥

વિવાહીત સ્ત્રી જો અક્ષત (કન્યાવસ્થામાં) જ હોય પણુ જો તેનો તેના પતીએ ત્યાગ કર્યો હોય અથવા તો તે પોતેજ પતિ નાની ઉમરનો હોવાને લીધે તેનો ત્યાગ કરીને આવી હોય તો તે શાસ્ત્રના નિયમાનુસાર જે પતિએ તેનો ત્યાગ કર્યો હોય અથવા તો જે પતિ નાનો હોવાથી પ્રથમ જેનો પોતે ત્યાગ કર્યો હોય પણુ હવે મ્હોટી ઉમરનો થયો હોય તેની સાથે લગ્ન સંસ્કારથી પુનર્લગ્ન કરી શકે છે. ૧૭૬

मातापितृविहिनो यस्त्यक्तो वा स्यादकारणात्॥
आत्मानं स्पर्शयेद्यस्मै स्वयं दत्तस्तु स स्मृतः
॥ ७७ ॥

જે છોકરાનાં માત પિતા મરણુ પામ્યાં હોય અથવા તો જેમણે કાંઈ પણુ યોગ્ય કારણુ શિવાય તેના ત્યાગ કર્યો હોય તેવો છોકરો પોતાની રાજી ખુશીથી કોઇનો પુત્ર થવાને માટે ઇચ્છતો હોયતો તેને स्वयंदत्तः પુત્ર જાણુવો. ૧૭૭

यं ब्राह्मणस्तु शूद्रायां कामादुत्पादयेत्सुतम् ॥
स पारयन्नेव शवस्तस्मात्पारशवः स्मृतः॥७८॥

યાજ્ઞવલ્કયના કહેવા પ્રમાણે પણુ જો કોઇ બ્રાહ્મણે અથવા ક્ષત્રીએ શુદ્રની સાથે

લગ્ન કર્યું હોય અને તેનાથી તેમની કામેચ્છાના પરીણામે જે પુત્ર ઉત્પન્ન થાય તેવા પુત્રને પારશવઃ એટલે તેનામાં જીવ હોવા છતાં મરેલો છે એવો પુત્ર જાણવો એટલે આ પ્રમાણેના બ્રાહ્મણ વા ક્ષત્રીના શુદ્રાના પેટથી ઉત્પન્ન થયેલા પુત્રને તેના પિતાની ઉત્તર ક્રિયા વા શ્રાદ્ધ ક્રિયા કરવાનો શાસ્ત્ર પ્રમાણે હક નથી અને છતાં તે જો કરે છે તો તે તેમને પહોંચતાં નથી, ૧૭૮

**दास्यां वा दासदास्यां वा यः शूद्रस्य सुतो भवेत् ॥**
**सोऽनुज्ञातो हरेदंशमिति धर्मो व्यवस्थितः॥७९॥**

દાશી અથવા તો દાશીની દાશી સાથે જો કોઈ શુદ્રનો યોગ થાય અને તેથી પુત્ર ઉત્પન્ન થાય છે તો તેવો પુત્ર તેને ઉત્પન્ન કરનાર પિતાની મીલકતનો વારસો તેના પિતાની આજ્ઞાથી તેણે ધર્મ શાસ્ત્રના નિયમો પ્રમાણે પરણેલી સ્રીના પુત્રના પ્રમાણે મેળવી શકે છે. ૧૭૯

**क्षेत्रजादीन्सुतानेतानेका दश यथोदितान्॥**
**पुत्रप्रतिनिधीनाहुः क्रियालोपान्मनीषिण॥८०॥**

ઉપર ગણાવ્યા તે અગ્યાર પ્રકારના પુત્રો અનુક્રમે ઔરસ પુત્રના અભાવે તેના પ્રતિનિધી તરીકે જાણવા આ પ્રમાણેના પ્રતિનિધી કરવાનું કારણ મરનાર પાછળ ઉત્તર ક્રિયા તેમજ શ્રાદ્ધ ક્રિયાનો લોપ ન થાય તેટલાજ માટે છે. ૧૮૦

**य एतेऽभि हिताः पुत्राः प्रसङ्गादन्यबीजजाः॥**
**यस्य ते बीजतो जातास्तस्य ते नेतरस्य तु ॥ ८१ ॥**

ઔરસ પુત્રના અભાવે અગ્યાર પ્રકારના જે પુત્રોનું વર્ણન ઉપર આપવામાં આવ્યું છે તે પુત્રો વાસ્તવિક રીતે તો ક્ષેત્રના માલીકના પુત્રો ગણાય નહિ અર્થાત્ જે સ્રિથી તેઓનો જન્મ થયો તેના પતીના પુત્ર કહેવાય નહિ પરંતુ જે પુરૂષના વિર્યથી તેઓ ઉત્પન્ન થયા તેના પુત્ર કહેવાય. પરંતુ શાસ્ત્ર પ્રમાણે તેમને પુત્ર તરીકે જે ગણ્યા તે તો ફક્ત ઉતરક્રિયાને માટેજ જાણવા. ૧૮૧

**भ्रातृणामेकजातानामेकश्चेत्पुत्रवान् भवेत् ॥**
**सर्वांस्तांस्तेन पुत्रेण पुत्रिणो मनुरब्रवीत्॥८२॥**

એકજ માત પિતાથી ઉત્પન્ન થયેલા સગા ભાઈઓમાંથી જો ફક્ત એકનેજ પુત્ર થાય અને બીજા પુત્ર રહીત રહે તો તેવા ફક્ત એક પુત્રથી સર્વ ભાઈઓ પુત્રવાળા છે એમ મનુનું કહેવું છે અને તેથીજ બીજાં અપુત્ર ભાઈઓએ દત્ત અથવા તો ઔરસ શીવાયના પુત્રનો સ્વિકાર કરવો નહિ. તેઓનો વારસો તેમનો સગો ભત્રીજો લઈ શકે છે તેમજ તેમને મૃત્યુ પછી પિંડદાન વિગેરે આપી મોક્ષ પમાડે છે. ૧૮૨

**सर्वासामेकपत्नीनामेका चेत्पुत्रिणी भवेत् ॥**
**सर्वास्तास्तेन पुत्रेण प्राह पुत्रवतीर्मनुः॥८३॥**

એકજ માણસ ઘણી સ્રિયો પરણે પણ તેમાંથી જો ફક્ત એકનેજ પુત્ર થાય છે તો પણ તેવા એક પુત્રથી સર્વ માતાઓને પુત્રવતી જાણવી અર્થાત્ તેવો એક પુત્ર પણ તેમની સર્વની ઉત્તર ક્રિયા કરી તેમને મોક્ષ આપે છે. ૧૮૩

**श्रेयसः श्रेयसोऽलाभे पापीयान्रिक्थमर्हति ॥**
**बहवश्चेतु सदृशाः सर्वे रिक्थस्य भागिनः॥८४॥**

ઔરસ પુત્ર અને તેના અભાવે ગણાવ્યા તે અગિયાર પુત્રો અનુક્રમે એક બીજા કરતાં

શ્રેષ્ટ છે અને તેજ પ્રમાણેનો હક તેમનો વારસા સંબંધી પણ છે અર્થાત્ ઔરસ પુત્ર ન હોય તો ક્ષેત્રજ પુત્રોમાંથી ક્ષેત્રજ વારસ થાય અને તેના અભાવે દત્ત વારસ થાય છે એ પ્રમાણેનો હક તેમનો જાણવો પણ એકજ ક્રમના એક કરતાં વધારે પુત્રો હોય તો તેઓ તેમના પિતાની મીલક્ત સરખે ભાગે વહેંચી લે. ૧૮૪

**न भ्रातरो न पितरः पुत्रा रिक्थहराः पितुः॥ पिता हरेदपुत्रस्य रिक्थं भ्रातर एव चा॥८५॥**

જો કોઇ માણુસ મરણ પામે છે પણ તેને પોતાનો ઔરસ પુત્ર હોય છે તો તે પુત્ર તેનો કુલ વારસ થાય છે પરંતુ જો તેને ઔરસ પુત્ર ન હોય તેમજ પોતાની પાછળ વિધવા અગર પુત્રી પણ ન હોય તો જ્યાં સુધી તેના અન્ય કોઇ પણ પ્રકારના પુત્રનો તેણે સ્વિકાર કર્યો હોય ત્યાં સુધી તે પુત્ર વારસ થાય પણ તેવો કોઇ પુત્ર તેણે ન કર્યો હોય અને તેનાં માત પીતા જીવતાં હોય તો તેઓને તેની મીલકત મળે પરંતુ માત પીતા મરણ પામ્યાં હોય તો મરનારના ભાઇઓ તેના વારસ લઇ શકે છે. ૧૮૫

**त्रयाणामुदकं कार्यं त्रिषु पिण्डः प्रवर्तते ॥ चतुर्थः संप्रदातैषां पञ्चमोनोपपद्यते ॥ ८६ ॥**

ક્ષેત્રજ પુત્ર પોતાના પીતા, પિતામહ અને પ્રપિતામહને પિંડદાન તેમજ ઉદકદાન આપીને તારી શકે છે પરંતુ તેના ઉપરાંત ચોથી પેઢી વાળોતો તેમને ફક્ત પિંડદાનજ આપી શકે છે જ્યારે પાંચમી પેઢીવાળાને તો આ પ્રમાણેની ક્રિયા કરવાનો કોઇ પણ હક નથી અર્થાત્ તેટલી પેઢીનો પિત્રાનો કાંઇ પણ કરે છે તો પિત્રીયોને પહોંચતું નથી. ૧૮૬

**अनन्तर सपिण्डाद्यस्तस्य तस्य धनं भवेत्॥ अत ऊर्ध्वं सकुल्यः स्यादाचार्यः शिष्य एव वा ॥ ८७ ॥**

મરનાર માણુસોનો વારસો નજીકના સપિંડ સ્ત્રિ અથવા પુરૂષ સંબંધીને મળે અને જો સપિંડ સગુ ન હોયતો તેના સંતાનને મળે છે અને સપિંડમાં કોઇ ન હોય તો સમાનોદકને મળે છે તેના અભાવે આચાર્ય અથવા તેના શીષ્ય કે સહાધ્યાયોને મરનારની મીલક્ત મળે છે. ૧૮૭

**सर्वेषामप्यभावे तु ब्राह्मणा रिक्थभागिनः॥ त्रैविद्याः शुचयो दान्तास्तथा धर्मो नहीयते ॥ ८८ ॥**

ઉપર વર્ણવ્યાં તેમાંનું કોઇ પણ મરનારનું વારસ થવાને માટે ન હોય ત્યારે જે બ્રાહ્મણોને ત્રણે વેદનું જ્ઞાન હોય તેમને તેની મીલક્ત વહેંચી આપવી આ બ્રાહ્મણો ત્રણે વેદ જાણતા હોય તેટલુંજ નહિ પણ મન તથા તનથી શુદ્ધ હોવા જોઇએ અને જિતેંદ્રિય હોવા જોઇએ કારણ કે તેવા ગુણ હોયતો તેમને મરનારની ઉત્તર ક્રિયા વિગેરે કરવાનો હક હોય છે. ૧૮૮

**अहार्यं ब्राह्मणद्रव्यं राज्ञा नित्यमिति स्थितिः॥ इतरेषां तु वर्णानां सर्वाभावे हरेन्नृपः ॥८९॥**

મરનાર બ્રાહ્મણ હોય અને તેનો જો કોઇ વારસ ન હોય તો પણ રાજાએ તેના ધનને લેવું નહિ એવી શાસ્ત્રની મર્યાદા છે. ઉપર પ્રમાણેના ગુણવાળા બ્રાહ્મણ ન મળે તો માત્ર બ્રાહ્મણ વર્ણનાને તેનું દ્રવ્ય આપી દેવું

પણ જો ક્ષત્રી અને બાજી વર્ણના મરનારનો કોઈ વારસ ન હોય તો તેનું ધન રાજાએ લેવું. ૧૮૯

संस्थितस्यानपत्यस्य सगोत्रात्पुत्रमाहरेत् ॥
तत्र यद्रिक्थजातं स्यात्तत्तस्मिन्प्रतिपादयेत् ॥
॥ १९० ॥

માણસ અપુત્ર મરણ પામે અને ત્યાર પછી જો તેની વિધવા સ્ત્રિ પોતાનાં વડીલ વા ગુરૂની આજ્ઞા લઇને શાસ્ત્રના નિયમ પ્રમાણે પુત્ર ઉત્પન્ન કરે તો મરનારની મીલક્ત આ પ્રમાણેના થયેલા પુત્રને સોંપવી. ૧૯૦

द्वौ तु यौ विवदेयातां द्वाभ्यां जातौ स्त्रिया धने॥
तयोर्यद्यस्य पित्र्यं स्यात्तत्स गृह्णीत नेतरः॥१९१॥

એકજ સ્ત્રિના બે જુદા જુદા પતીથી ઉત્પન્ન થયેલા પુત્રો તેમના પ્રત્યેકના ખરા પિતાના મરણ પછી માની વારસાને માટે વાદવિવાદ કરે તો પ્રત્યેકને તેના ઉત્પન્ન કરનાર પિતાની જે મીલક્ત હોય તેજ આપવી જોઇએ. ૧૯૧

जनन्यां संस्थितायां तु समं सर्वे सहोदराः॥
भजेरन्मातृकं रिक्थं भगिन्यश्च सनाभयः॥९२॥

માતાના મરણ પછી સગા ભાઈ અને બ્હેનો જો કુંવારી હોયતો તેમણે પોતાનો વારસો સરખે હિસ્સે વહેંચી લેવો. અને જો બ્હેનો પરણેલી હોય તો પોતાની માતાના દ્રવ્યમાંથી ફક્ત નહિ જેવોજ ભાગ માની યાદગીરી ખાતર લે. ૧૯૨

यास्तासांस्युर्दुहितरस्तासामपि यथार्हतः ॥
मातामह्या धनात्किञ्चित्प्रदेयं प्रीतिपूर्वकम्॥९३॥

જો બ્હેનો પરણેલી હોય અને તેમને દિકરીઓ હોય અને જો તે દિકરીઓ કુંવારી હોય તો તેમને વડીઆઈના ધનમાંથી સ્નેહના હકથી પણ કોઇ આપવું જોઇએ. ૧૯૩

अध्यग्न्यध्यावाहनिकं दत्तं च प्रीतिकर्मणि॥
भ्रातृमातृपितृप्राप्तं षड्विधं स्त्रीधनं स्मृतम्॥९४॥

સ્ત્રિધન આ ધન છ પ્રકારનું હોય છે અને તેના ઉપર ફકત જે સ્ત્રિને તે આપવામાં આવ્યું હોય છે તેનોજ હક પહોંચે છે. આ ધનના છ પ્રકાર તે નિચે પ્રમાણેઃ—

વિવાહ સમયે પિતા અથવા બીજા કોઇ સંબંધીથી અગ્નિના સમીપ સ્ત્રિને જે ધન આપવામાં આવે છે અને તેને અધ્યગ્નિ કહેવામાં આવે છે તે ૨ વિવાહ પુરો થયા પછી વર કન્યાને વળાવવાના સમયે માત પિતા તરફથી સ્ત્રિને જે ધન આપવામાં આવે છે અને જેને अध्यावाहनिक કહે છે તે, ૩ प्रीतिनिमित्तक પોતાના પતી તરફથી પ્રીતીના રૂપે આપવામાં આવે છે તે ધન, ૪ ભાઇએ આપેલું, ૫ પતિને આપ્યુ હોય તે અને ૬ માતાએ આપ્યું હોય તે મળીને છ પ્રકારનું સ્ત્રિ ધન છે. ૧૯૪

अन्वाधेयं च यद्दत्तं पत्या प्रीतेन चैव यत् ॥
पत्यौ जीवति वृत्तायाःप्रजायास्तद्धनं भवेत्॥
॥ ९५ ॥

સ્ત્રિને પરણ્યા પછી પતિના તરફથી પતિના સંબંધીઓ તરફથી તેનાં માત પિતા તરફથી તેમજ જે કોઈ ઉપલા શ્લોકમાં કહેવામાં આવ્યું તેવુ સ્ત્રિ ધન જે, સ્ત્રિને મળેલું છે તેવી સ્ત્રિ જો સૌભાગ્યવતી

મરણ પામે છે અને ધણી જીવતો હોય છે તોપણ તેટલુ તેનુ ધન તેનાંજ છોકરાંઓને જ મળે છે. ૧૯૫

ब्राह्मदैवार्षगान्धर्वप्राजापत्येषु यद्वसु ॥
अप्रजायामतीतायां भर्तुरेवतदिष्यते ॥९६॥

વિવાહના જે પાંચ વિધિ આગળ ઉપર આપણે સવિસ્તર કરી ગયા છીએ તેમાંના કોઈ પણ એક વિધીથી જે સ્ત્રિનું લગ્ન થયેલું છે તેવી સ્ત્રિતો અપુત્ર મરણ પામે છે અને તેનો પતિ જીવતો હોય છે તો તેના સ્ત્રિ ધનનો તે વારસ થઇ શકેછે. ૧૯૬

यत्त्वस्याः स्याद्धनं दत्तं विवाहेष्वासुरादिषु॥
अप्रजायामतीतायां मातापित्रोस्तदिष्यते॥९७॥

પરંતુ જો તેનું લગ્ન તેથી ઉલટી નિચિ પંક્તિની આસુર આદિ વિધિ પ્રમાણે થયું હોય છે તોતો છ પ્રકારનું આપણે ઉપર જે કહી ગયા તે ધન તેના મરણ પછી જો વારસ ન હોય અને તેનો ધણી હયાત હોય છતાં તે સ્ત્રિના મા બાપનેજ મળે છે. ૧૯૭

स्त्रियां तु यद्धवेद्वित्तं पित्रा दत्तं कथंचन ।:
ब्राह्मणी तद्धरेत्कन्या तदपत्यस्य वा भवेत्
॥ ९८ ॥

બ્રાહ્મણ પોતાની વર્ણ અને બીજી પણ વર્ણની સ્ત્રિયો પરણ્યો હોય અને તેમાંથી તે બ્રાહ્મણનું મરણ થાય અને બ્રાહ્મણ શીવાયની વર્ણની તેની સ્ત્રિ મરણ પામે તેનો વારસ જો ન હોય તો બ્રાહ્મણ સ્ત્રિની પુત્રીને તે સ્ત્રિનું સ્ત્રિ ધન મળે છે અને જો બ્રાહ્મણ સ્ત્રિની પુત્રી મરણ પામી હોય તો તેની પુત્રીની પુત્રને મળે છે. ૧૯૮

न निर्हारं स्त्रियः कुर्युः कुटुम्बाद्बहुमध्यगात्॥
स्वकादपि च वित्ताद्धि स्वस्य भर्तुरनाज्ञया
॥ ९९ ॥

સ્ત્રિઓ પોતાના કુટુંબની જે સામાન્ય મીલકત હોય તેમાંથી કાંઈ પણ બચાવીને એકઠું કરવું નહી તેમજ પોતાના સસરાના ઘરમાંથી પણ તેમની રજા શીવાય લેવું નહી અને પોતાના પતીની આજ્ઞા શીવાય તેની પાસેથી પણ કોઇ બચાવવું નહી. ૧૯૯

पत्यौ जीवति यःस्त्रीभिरलंकारो धृतो भवेत्॥
न तं भजेरन्दायादा भजमानाःपतन्ति ते ॥
॥ २०० ॥

સ્ત્રિ સૌભાગ્યવતી હોય છે ત્યારે જે જે વસ્ત્રાભૂષણ તથા અલંકારો પહેરતી હોય તે તેના ધણીના વારસની મીલકત ગણાય નહી તેમ છતાં જો તેઓ તે પોતાના ભાગમાં તે તે વસ્તુઓ લેછે તો શાસ્ત્ર વિરૂદ્ધના તેમના વર્તનને માટે તેઓ પાપમાં પડે છે. ૨૦૦

अनंशौ क्लीबपतितौ जात्यन्धबधिरौ तथा ॥
उन्मत्तजडमूकाश्च ये च केचिन्निरिन्द्रियाः॥१॥

દાસજન (ખવાસ લોક) જ્ઞાતી બ્હાર મુકાયલા, જન્મથીજ આંધળા હોય તે, બ્હેરા, ચિતભ્રમ, બેવકુફ, અંધ મુગા માણસો તેમજ જેઓનાં અવયવોમાં ખોડ ખાંપણ હોય તેમને વારસાનો કાંઈ પણ ભાગ લેવાનો અધિકાર નથી. ૨૦૧

सर्वेषामपि तु न्याय्यं दातुं शक्त्या मनीषिणा॥
ग्रासाच्छादनमत्यन्तं पतितो ह्यददद्भवेत् ॥२॥

આમ છે પણ જે માણસ પોતાના વારસાના શાસ્ત્ર પ્રમાણેના હકને બરાબર સમજે છે તેણે પોતાના તેવા સંબંધીઓને તેઓ જીવે જાગે ત્યાં સુધી પ્હેરવાને માટેનાં લુગડાં લત્તાં અને ખાવા પિવાનુ છુટે મને આપવું જોઇએ. જો તેમ કરવામાં તે સંકોચાય છે તો તેને દોષ લાગે છે. ૨૦૨

यद्यर्थिता तु दारैः स्यात्क्लीबादीनांकथंचन ॥
तेषामुत्पन्नतंतूनामपत्यं दायमर्हति ॥ ३ ॥

ઉપર પ્રમાણેના જે જે પ્રકારના માણસોને માટે શાસ્ત્ર પ્રમાણે વારસાનો હક મેળવવાને માટે બાધ કહેવામાં આવ્યો તેમાંના પતિત જે જ્ઞાતિ બ્હાર હોઈ યોગ્ય રિત્યા કોઈ પણ સવર્ણ સ્ત્રિની સાથે લગ્ન કરી શકતો નથી તેના શિવાયના બીજાને પરણવાની ઇચ્છા થાય અને તેથી જો તેમને ઔરસ અથવા તો ક્ષેત્રજ પુત્રની પ્રાપ્તી થાય છે તો તેવા પુત્રો વારસાનો હક મેળવી શકે છે. ૨૦૩

यत्किञ्चित्पितरि प्रेते धनं ज्येष्ठोऽधिगच्छति॥
भागो यवीयसां तत्र यदि विद्यानुपालिनः॥४॥

પિતાના મૃત્યુ પછે ત્હેના સઘળા પુત્રો એકઠાજ રહેતા હોય તો તેમાંના વડલ પુત્રે પોતાની મ્હેનતે જે કાંઇ દ્રવ્ય મેળવ્યું હોય તેમાંથી પણ પિતાના દ્રવ્યના વિભાગ કરતી વખતે નાના ભાઇઓને ભાગ આપવો જોઇએ પણ આ પ્રમાણે પોતાના વડીલ ભાઈના સ્વઉપાર્જીત દ્રવ્યમાંથી ભાગ મેળવનાર ભાઇઓએ કાંઈ પણ વિદ્યાભ્યાસ કરેલો હોવો જોઇએ. ૨૦૪

अविद्यानां तु सर्वेषामीहातश्चेद्धनं भवेत् ॥
समस्तत्र विभागः स्यादपित्र्य इति धारणा॥५॥

પરંતુ જો તેમાંના કોઇ પણ ભણેલા ન હોય પણ સઉ કોઇ પોત પોતાની મ્હેનત મજુરીથી પૈસો એકઠા કરતા હોયતો તે પ્રમાણેનો પૈસા તેમના પિતાનો નથી પણ તેમનો પ્રત્યેકનો સ્વઉપાર્જીત છે એ નક્કીજ છે માટે તેવા દ્રવ્યના વિભાગ કરવામાં જેટલા ભાઇઓ હોય તેમણે સરખે ભાગે તે વ્હેંચી લેવું. ૨૦૫

विद्याधनं तु यद्यस्य तत्तस्यैव धनं भवेत् ॥
मैत्र्यमौद्वाहिकं चैव माधुपर्किकमेव च ॥ ६ ॥

વિદ્યાર્થીજ જેણે ધન સંપાદન કર્યું હોય તે ધન સંપાદન કરનારનું પોતાનુંજ ગણાય છે તેના ઉપર બીજા કોઇનો હક પહોંચતો નથી તેજ પ્રમાણે પુરૂષને જે ધન પોતાના મીત્ર તરફથી મળ્યું હોય, વિવાહ સમયે આપવામાં આવ્યું હોય, અથવા તો મધુપર્કમાં મળેલું હોય તે સઘળુ પણ તેનું પોતાનુજ ગણાય છે. ૨૦૬

भ्रातॄणां यस्तु नेहेत धनं शक्तः स्वकर्मणा ॥
स निर्भाज्यः स्वकादंशात्किञ्चिद्दत्वोपजीवनम् ॥ ७ ॥

પીતાના મૃત્યુ પછી તેના પુત્રામાંથી જો કોઈ પણ પુત્ર પોતાની કમાણીથી પોતાનું ગુજરાન ચલાવી શકે તેવો હોય અને તેથી પિતાના દ્રવ્યમાંથી કાંઇ પણ ભાગ લેવાને ઇચ્છતો ન હોય તો ફક્ત યાદગિરી ખાતર સ્હેજ લઇને પોતાના વારસાનો હક ઉઠાવી લઇને જુદો પડી શકે છે. ૨૦૭

अनुपघ्नन्पितृद्रव्यं श्रमेण यदुपार्जितम् ॥
स्वयमीहितलब्धं तन्नाकामो दातुमर्हति ॥८॥

જે કોઇ પુત્ર પોતાની આપ મ્હેનતથી પિતાના દ્રવ્યમાંથી કાંઇ પણ મદદ મેળવ્યા વિના ધન મેળવે છે તેવો પુત્ર પોતાના ભાંડુઓ સાથે પિતાના દ્રવ્યના ભાગ કરતાં પોતાની ખુશીથીજ પોતાના સ્વોપાર્જીત દ્રવ્યમાંથી તેમને કાંઇ પણ આપવું હોય તો આપે છે અગર તો ભાઇઓ તે પ્રમાણેના તેના આપ મ્હેનતે મેળવેલા દ્રવ્ય ઉપર વારસાનો કાંઇ પણ હક ધરાવી શકતા નથી. ૨૦૮

**पैतृकं तु पिता द्रव्यमनवाप्तं यदाप्नुयात् ॥**
**न तत्पुत्रैर्भजेत्सार्धम कामः स्वयमर्जितम् ॥९॥**

કોઈની પાસે લેણા નીકળતા પૈસા પાછા મેળવવાને માટે પિતા અસમર્થ હોય અને તે જો તેનો કોઇ પણ પુત્ર મેળવી શકે છે તો તે તેનું પોતાનું સંચીત દ્રવ્ય છે એમ ગણીને તેની પોતાની રાજી ખુશીથી પોતાના ભાઇઓ સાથે વ્હેંચે અથવા તેવી ઇચ્છા ન હોય તો ન પણ વ્હેંચે કારણ કે તે પ્રમાણેના તેના મેળવેલા દ્રવ્ય ઉપર બીજા ભાઇઓનો હક હોતો નથી. ૨૦૯

**विभक्ताः सह जीवन्तो विभजेरन्पुनर्यदि ॥**
**समस्तत्र विभागः स्याज्ज्यैष्ठ्यं तत्र न विद्यते**
**॥ २१० ॥**

પિતાના મૃત્યુ પછી તેના પુત્રોએ મીલક્તના ભાગ વ્હેચી લીધા હોય અને વ્હેચ્યા પછી જો બધા એકઠા રહે અને પોતાનુ ગુજરાન ચલાવે અને ત્યાર પછી પાછા બીજી વખત ભાગ કરવાને ઇચ્છે તો તેઓએ સઘળાએ સરખે ભાગે વ્હેંચી લેવું તેમાં મ્હોટા ભાઇને વધારે આપવું નહી. ૨૧૦

**येषां ज्येष्ठः कनिष्ठो वा हीयेतांशप्रदानतः ॥**
**म्रियेतान्यतरो वा पि तस्य भागो न लुप्यते**
**॥ ११ ॥**

ભાગ વ્હેંચતી વખતે સર્વથી મ્હોટો અથવા નાનો ભાઈ જો સન્યાસી થયો હોય અથવા તો મરણ પામ્યો હોય તોપણ તેમ થવાથી તેના ભાગનો હક દુર થતો નથી પણ તે તેના નજીકના વારસને મળેછે. ૨૧૧

**सोदर्या विभजेरंस्तं समेत्य सहिता समम् ॥**
**भ्रातरो ये च संसृष्टा भगिन्यश्च सनाभयः ॥१२॥**

જે ભાઇએ સન્યસ્થ લીધું હોય અથવા જેનું મરણ થયું હોય અને તે અપુત્ર હોય તેમજ તેનાં વારસ થવાને માટે તેની સ્ત્રિ અથવા માત પિતા કોઇ હયાત ન હોય તો તેના ભાગ તેનાં સગાં ભાઉ બ્હેનો તેમજ પ્હેલાં ભાગ વ્હેંચીને જુદા પડેલા ભાઇઓ તથા તેના ઓરમાન ભાઇઓ વિગેરે એ એકત્ર થઇ સર્વે એ તેના ભાગની સરખી વ્હેંચણી લેવી. ૨૧૨

**यो ज्येष्ठो विनिकुर्वीत लोभाद्भ्रातॄन्यवीयसः ॥**
**सोऽज्येष्ठःस्याद् भागश्च नियन्तव्यश्च राजभिः**
**॥ १३ ॥**

જે મોટો ભાઈ પોતાના નાના ભાઇઓ તરફ દ્રવ્યના લોભથી દગો રમે છે તે તેની મોટાઇને ગુમાવે છે અર્થાત્ તેને મ્હોટા ભાઈ તરીકેનો વધારાનો ભાગ મળતો નથી એટલુંજ નહી પણ રાજા તરફથી પણ તેને શીક્ષા કરવામાં આવે છે. ૨૧૩

**सर्व एव विकर्मस्थानार्हन्ति भ्रातरो धनम् ॥**
**नचादत्त्वा कनिष्ठेभ्यो ज्येष्ठ कुर्वीत यौतकम्**
**॥ १४ ॥**

એક માણુસના બધા પુત્રો ખરાબ વર્તણુક ના નીકળે અર્થાત્ જો તેઓ પોતાને માટેનાં ન કરવા જેવાં કુકર્મો-જુગાર રમવું. કેફ કરવી વિગેરે કરે અથવા તો બ્રાહ્મણના પુત્રો હોઇને ઢોર ચરાવવાં-શુદ્રની નોકરી કરવી વિગેરે પોતાને ન કરવા જેવાં કામ કરે તો તેઓનો તેમના પિતાની મીલકત ઉપરનો વારસાનો હક દુર થાય છે. પણ તે ઉપરથી મ્હોટા પુત્ર કાંઇ બધું પોતાનેજ સ્વાધિન લઈ લેવું અથવા તો તેનો પોતાની મરજીમાં નાના ભાઇઓને કાંઈપણ આપ્યા વીના ઉપયોગ કરવો એમ સમજવું નહી.૨૧૪

**भ्रातृणामविभक्तानां यद्युत्थानं भवेत्सह ॥**
**न पुत्रभागं विषमं पिता दद्यात्कथंचन॥१५॥**

પિતાની હયાતીમાં જો સર્વે ભાઇઓ સંપિને એકઠા રહેતા હોય અને સર્વના લાભને માટે પૈસો એકઠો કરેતો તે પ્રમાણેના સંચય થયેલા દ્રવ્યના વિભાગ કરતી વખતે પિતાએ કોઇને વધારે ઓછું આપવું નહી પણ બધાને સરખા ભાગ કરી આપવા. ૨૧૫

**ऊर्ध्वं विभागाज्जातस्तु पित्र्यमेव हरेद्धनम् ॥**
**संसृष्टास्तेन वा ये स्युर्विभजेत सतैः सह॥१६**

પિતાએ પુત્રોને પોત પોતાના ભાગ વ્હેચી આપ્યા હોય ત્યાર પછી જો તેને પુત્ર થાય તો તે પુત્ર તેનો વારસ થાય છે. અને જો ભાગ વ્હેંચ્યા પછી તેના પુત્રોમાંથી કોઇ પણ પોતાના હયાત પિતાની સાથે આવીને રહેતો તેમની વચ્ચે સરખે હિસ્સે વારસો વ્હેંચાય છે. ૨૧૬

**अनपत्यस्य पुत्रस्य माता दायमवाप्नुयात् ॥**
**मातर्यपि च वृत्तायां पितुर्माता हरेद्धनम्॥१७॥**

છોકરો કાંઈ પણ વારસ વિના મરીજાય અને તેની સ્રિ પણ જો તેના પાછળ જીવતી ન હોય તો તેની વારસ તેની મા ગણાય અને મા પણ જો મરણ પામી હોય તો તેના બાપની મા તેની વારસ થઈ શકે છે. ૨૧૭

**ऋणे धने च सर्वस्मिन्प्रविभक्ते यथा विधि॥**
**पश्चाद्दृश्येत यत्किञ्चित्तत्सर्वं समतां नयेत्॥१८॥**

માત પિતાના મરણ પછી તેઓની મીલકત હોય તેમાંથી દેવું હોય ને આપ્યા પછી જે કાંઇ શેષ રહે તે તેમના વારસોએ સરખે ભાગે લેવું તેમજ ભાગ પડયા પછી જો કાંઇ મળી આવે તો તેના પણ સરખા ભાગ કરી લેવા. ૨૧૮

**वस्त्रं पत्रमलंकारं कृतान्नमुदकं स्त्रियः ॥**
**योगक्षेमं प्रचारं च न विभाज्यं प्रचक्षते॥१९॥**

વિદ્વાન માણસો વારસાના હકના સંબંધમાં એમ જણાવે કે મરનાર માત પિતાની મીલક્તમાં જે આભૂષણો-ઘોડા ગાડી, અલંકારો તેમજ રાંધેલુ ધાન્ય જેને માટે ખાસ તૈયાર કરેલું હોય છે તેજ તેનો માલીક ગણાય છે, તેમજ ધર્મ કર્મને માટે શુદ્ધ જળનું ટાંકું નાર, ચાકરડી, ધર્મનાં અથવા યજ્ઞનાં કામને માટે અનામત મુકેલી મીલક્ત, ઢોરને ચારો ચરવાની જગ્યા તે સર્વની સામાન્ય મીલક્ત ગણાય છે એટલે તેવી સર્વ વસ્તુઓના જુદા જુદા વિભાગો કરી શકાતા નથી. ૨૧૯

**अयमुक्तो विभागो वः पुत्राणां च क्रियाविधिः॥**
**क्रमशः क्षेत्रजादीनां द्यूतधर्मं निबोधत ॥२०॥**

મહામુનિ મનુ કહેછે કે હે! મહાર્ષિઓ ઉપર પ્રમાણેના ઔરસ અને ક્ષેત્રજ પુત્રોના

વારસાના હકો આપ સર્વને તેઓના ક્રમ પ્રમાણે કહ્યા અને હવે હું તમને દ્યુત સંબંધી શાસ્ત્રના નિયમો કહીશ તે આપ સાંભળશો. ૨૨૦

द्यूतं समाह्वयं चैव राजा राष्ट्रान्निवारयेत् ॥
राज्यान्तकरणावेतौ द्वौ दोषौ पृथिवीक्षिताम् ॥ २१ ॥

રાજાએ પોતાના રાજ્યમાંથી જુગારની અને જનાવરોની શરતની રમતો હમેશાં દૂર કરવી જોઇએ કારણે આ બે રમતો તે મ્હોટો અનર્થ કરનાર છે. અને તેથીજ રાજાઓ અને કુમારો પાયમાલ થાય છે. ૨૨૧

प्रकाशमेतत्तास्कर्यं यद्देवनसमाह्वयौ ॥
तयोर्नित्यं प्रतीघाते नृपतिर्यत्नवान्भवेत्॥२२॥

જુગાર અને જીવ શરતો કરવી તે એક ઉઘાડી ચોરી કહેવાય અને જેમ ચોરી પકડી તસ્કરોને શીક્ષા આપવામાં રાજાઓનો ધર્મ સમાયલો છે તેમ આવા પ્રકારની રમતો રમનારને પણ ત્વરાથી પકડીને રમતો દૂર કરવી તે પણ રાજાનો એક ધર્મજ છે. ૨૨૨

अप्राणिभिर्यत्क्रियते तल्लोके द्यूतमुच्यते ॥
प्राणिभिःक्रियते यस्तु स विज्ञेयः समाह्वयः ॥ २३ ॥

અજીવ વસ્તુઓ (પાસા)થી રમતમાં એક બીજાની પાસેથી જુગારીઓની રીતે પૈસા મેળવવાની જે રમત રમાય છે તેને દ્યુત એમ કહેવાય છે અને જ્યારે તેજ પ્રમાણેની રમતમાં જીવતાં પ્રાણીઓ સાધન રૂપ થાય છે ત્યારે તે રમતને સમાહ્વય કહેવાય છે. ૨૨૩

द्यूतं समाह्वयं चैव यःकुर्यात्कारयेत वा ॥
तान्सर्वान्घातयेद्राजा शूद्रांश्च द्विजलिङ्गिनः॥२४॥

જે જે માણસો આ પ્રમાણેની પાસાથી અથવા તો જીવથી જુગારની રમત રમે અથવા રમવાને કોઇને સહાય કરે તેમને સઘળાને તેમના હાથ પગ અથવા શરીરના અવયવમાં છેદ પાડીને કે શારીરીક શખત ફટકા વિગેરે શિક્ષા કરવી અને તેજ પ્રમાણે જો કોઈ શુદ્ર પોતાની વર્ણના ધર્મને ભુલી જઇ ઉપવિત ધારણ કરીને દ્વીજના ધર્મ પાળે તો તેને પણ તેવીજ શિક્ષા કરવી. ૨૨૪

कितवान्कुशीलवान्क्रूरान्पाषण्डस्थांश्च मानवान्॥
विकर्मस्थाञ्छौण्डिकांश्च क्षिप्रं निर्वासयेत्पुरात् ॥ २५ ॥

તેમજ રાજાએ પોતાના રાજ્યમાં જે માણસો જુગાર રમતા હોય, નાચવાનું કામ કરતા હોય, ગાવા વગાડવાનો ધંધો કરવા હોય, નિર્દય માણસો, રાજ્ય દ્રોહી માણસો જેઓ મના કરેલાં કામ કરતા હોય, તેમજ કેફી વસ્તુઓના વ્યાપારીઓને પોતાના રાજ્યમાંથી દેશ નિકાલ કરવો. ૨૨૫

एते राष्ट्रे वर्त्तमानाराज्ञः प्रच्छन्नतस्कराः ॥
विकर्मक्रियया नित्यं बाधन्ते भद्रिकाः प्रजाः ॥ २६ ॥

કારણ કે જો આવા બ્હારથી સારા જણાતા ચોર લોકો રાજાના રાજ્યમાં રહેતો તેઓ તેની સારી વસ્તીને હમેશાં દુઃખ કર્તા થઇ પડેછે અને તેટલા માટે તેમને શોધી શોધીને પોતાના રાજ્યમાંથી રાજાએ દૂર કરવા. ૨૨૬

द्यूतमेतत्पुरा कल्पे दृष्टं वैरकरं महत् ॥
तस्माद्द्युतं न सेवेत हास्यार्थमपि बुद्धिमान् ॥ २७ ॥

પુર્વે દ્યુતનો ઘણો પ્રસાર હતો અને ત્હેનાં પરિણામ મ્હોટા મ્હોટા માણસોને પણ ઘણાંજ ભયંકર નિવડયાં હતાં જેવાંકે રાજા નળને પોતાના ભાઇ પુષ્કરની સાથે દ્યુતમાં હારતાં રાજપાટનો ત્યાગ કરીને વન શેવવું પડયું હતું અને ત્યાં તેને અસહ્ય દુઃખો ખમવાં પડયાં હતાં તેજ પ્રમાણે પાંડવોને કૌરવો સાથે દ્યુત રમતમાં હાર થવાના પરિણામે રાજપાટનો ત્યાગ કરીને ઘણાંક વર્ષો સુધી વનમાં વાસ પુરવો પડયો હતો. આવાં આવાં મ્હોટા માણસોને પાસા–જુગારની રમતથી પડેલાં દુઃખોનો વિચાર કરીને ડાહ્યા માણસોએ તો ફક્ત ગમતને સારૂ પણ તેવી રમત રમવી નહી. ૨૨૭

प्रच्छन्नं वा प्रकाशं वा तन्निषेवेत यो नरः ॥
तस्य दण्डविकल्पः स्याद्यथेष्टं नृपतेस्तथा॥२८॥

જે માણુસ ઉઘાડી રીતે અથવા તો છાનોમાનો આ રમત રમતો હોય તેને રાજાએ તેના ગુન્હાના પ્રમાણે પોતે યોગ્ય ધારે તે પ્રમાણેની શીક્ષા કરવી. એટલે વાંક વધારે હોય તો ફટકા મારવા એટલુંજ નહી પણ તેનો દંડ પણ યોગ્ય લાગે તો કરવો. ૨૨૮

क्षत्रविट्छूद्रयोनिस्तु दण्डं दातुमशक्नुवन् ॥
आनृण्यं कर्मणा गच्छेद्विप्रो दद्याच्छनैःशनैः ॥ २९ ॥

ક્ષત્રી વૈશ્ય અને શુદ્રમાંથીનો કોઇ આ રમત રમવાને માટે ગુન્હેગાર થયો હોય અને તેની શીક્ષાને માટે તેનો દંડ કરવામાં આવ્યો હોય અને તે દંડ આપવાને તે અસમર્થ હોય તો તેટલા દંડના અવેજની મ્હેનત મજુરી કરીને દંડ ભરવો. બ્રાહ્મણનો ગુન્હાને માટે દંડ કરવામાં આવ્યો હોય તો તેણે પોતાનો થયેલો દંડ હફતાથી ભરવો. ૨૨૯

स्त्रीबालोन्मत्तवृद्धानां दरिद्राणां च रोगिणाम्॥
शिफाविदलरज्ज्वाद्यैर्विदध्यान्नृपतिर्दमम्॥२३०

આવી રમતના અપરાધને માટેજોસ્ત્રિ,બાળક, ચિતભ્રમ માણસો, કંગાલ માણસો અને આજારી માણસોને શીક્ષા કરવાની હોય અને તેમાં શારીરીક શીક્ષા કરવાની હોય તો રાજાએ તેમના શરીરની કોમળતાનો મનમાં વિચાર કરીને નાની ચાબુક, નેતર અથવા તો દોરડાથી તેમને ફટકા મારવા. ૨૩૦

ये नियुक्तास्तु कार्येषु हन्युः कार्याणि कार्यिणाम् ॥
धनोष्मणा पाच्यमानास्तान्निःस्वान्कारयेन्नृपः ॥ ३१ ॥

જે ન્યાયાધિશો અથવા રાજ્યકારભાર ચલાવવાને માટેના અમલદારો પોતાનો ધર્મ ભુલી જઇને “ સોનુ જોઇને મુનીવર ચળે ” એ કહેવત પ્રમાણે પૈસાના લોભથી કોઇનું અહિત કરે તો રાજાએ તેમની સર્વ માલ મીલકત પોતાના હસ્તક કરી લેવી આવા પુરૂષોનાં મન માટીના વાસણ જેવાં સમજવાં અર્થાત્ જે પ્રમાણે કોરા માટીના વાસણમાં ધાન્ય રાંધવામાં આવતાં તેનો લાલ અથવા ધોળો જે મુળ રંગ હોય છે તે શ્યામ પડી જાય છે તેજ પ્રમાણે આવા

પુરૂષો ઉજ્વલ મનધનના લોભ જેવા તાપથી શ્યામ પડી જાય છે. ૨૩૧

कूटशासनकर्तृंश्च प्रकृतीनां च दूषकान् ॥
स्त्रीबालब्राह्मणघ्नांश्च हन्याद्विट्सेविनस्तथा॥३२॥

રાજ્યના દસ્તાવેજોની ખોટી નકલો કરનાર, રાજાના કારભારીઓને ખોટે રસ્તે દોરનાર તેમજ સ્ત્રિ, બાળક તથા બ્રાહ્મણની હત્યા કરનાર અને જે માણસો રાજાના દુશ્મનોની નોકરીમાં હોય તેવા માણસોને રાજાએ ગરદન મારવા જોઇએ. ૨૩૨

तीरितं चानुशिष्टं च यत्र क्वचन यद्भवेत् ॥
कृतं तद्धर्मतोविद्यान्न तद्भूयो निवर्त्तयेत्॥३३॥

ન્યાય પ્રમાણે જ્યારે કોઇ પણ કામનો ફેંસલો આપવામાં આવ્યો હોય અથવા તો ગુન્હેગારને તેના ગુન્હાના પ્રમાણમાં ન્યાયનેજ અનુસરીને શીક્ષા ફરમાવવામાં આવી હોય ત્યાર પછી રાજાએ તે રદ કરવી નહી, તેમાં વધારો ઘટાડો કરવો નહી તેમજ પુનઃ તેની તપાસ પણ કરવી નહિ. ૨૩૩

अमात्याःप्राड्विवाको वा यत्कुर्युः कार्यमन्यथा॥
तत्स्वयं नृपतिः कुर्यात्तान्सहस्रं च दण्डयेत्
॥ ३४ ॥

પણ જ્યારે કોઇ પણ કામનો ચુકાદો અપાઇ ગયો હોય અને ગુન્હેગારને શીક્ષા પણ ફરમાવવામાં આવી હોય છતાં જો ન્યાયાધિશે તે પ્રમાણે શાસ્ત્રના નિયમ વિરૂદ્ધ કરેલું જણાય તો રાજાએ પોતે તે કામની પુનઃ તપાસ કરવી અને ન્યાય આપવો. અને જો પ્રથમ ચુકાદા અને શીક્ષામાં તેના તે કામને માટેના અમલદારોનો વાંક જણાય તો તેવા દરેક અમલદારનો એક એક હજાર પણ દંડ લેવો જોઇએ. ૨૩૪

ब्रह्महा च सुरापश्च स्तेयी च गुरुतल्पगः ॥
एते सर्वे पृथग्ज्ञेया महापातकिनो नराः॥३५॥

બ્રાહ્મણનું ખુન કરનાર, જે દ્વિજ સુરાપાન કરે, જે માણસ બ્રાહ્મણના સુવર્ણની ચોરી કરે છે, અને જે પોતાના ગુરૂની સ્ત્રિ સાથે ક્રિડા કરે છે તે પ્રત્યેકને મહા પાતકી સમજવા. ૨૩૫

चतुर्णामपि चैतेषां प्रायश्चित्तमकुर्वताम् ॥
शारीरं धनसंयुक्तं दण्डं धर्म्यं प्रकल्पयेत्॥३६॥

આ ચાર મહા પાતકીઓ જો પોતાના પાપથી શુદ્ધ થવાને માટેનાં શાસ્ત્રમાં જણાવેલાં પ્રાયશ્ચિત ન કરે તો રાજાએ તેમને તેમના અપરાધને માટે શારીરીક શિક્ષા કરવી અને દંડ પણ કરવો. ૨૩૬

गुरुतल्पे भगः कार्यः सुरापाने सुराध्वजः ॥
स्तेये च श्वपदं कार्यं ब्रह्महण्यशिराः पुमान्
॥ ३७ ॥

જે માણસે પોતાના ગુરૂની પત્ની સાથે ક્રિડા કર્યાનું મહા પાતક કર્યું હોય તેને તેના એ ભયંકર અપરાધની શીક્ષાને માટે હમેશને માટે તેના કપાલમાં કાયમ રહે તેવા भगाकृति ગુરૂપત્ની સાથે ગમન કર્યું છે એમ સુચવતો ડામ દેવો જોઇએ. તેજ પ્રમાણે જેણે સુરાપાન કર્યું હોય તેને પણ તેના કપાલ વચ્ચે સુરાપાન કરવાને માટેના સાધનરૂપ જે પ્યાલો તે પ્યાલાની છાપ લાલચોળ તપાવીને લગાડવી. જેણે બ્રાહ્મણના સુવર્ણની ચોરી કરી હોય તેના કપાલમાં કુતરાના પગની નીશાની વાળી આકૃતીને તપાવીને ચાંપવી અને બ્રહ્મહત્યા કરનારના કપાલમાં માથા વિનાના ધડની આકૃતી લાલચોળ તપાવીને ચોડવી. ૨૩૭

असंभोज्या ह्यसंयाज्या असंपाठ्याविवाहिनः॥ चरेयुः पृथिवीं दीनाः सर्वधर्मबहिष्कृताः॥२३८॥

આવા મહા પાતકીઓની સાથે કોઇએ જ્ઞાતિ ભોજનનો વ્યવહાર રાખવો નહી, તેમને વિદ્યાદાન આપવું નહિ તેમની સાથે કન્યા વ્યવહાર રાખવો નહી એ પ્રમાણે ધર્મશાસ્ત્રના નિયમ પ્રમાણેના કાંઇ પણ કામમાં તેમને ભાગ લેવા ન દેવો તેઓએ તેમનું જીવન આ પૃથ્વી ઉપર રઝળી રઝળીને અને ગમે તેવા પ્રકારે તેમની આ જીવિકા મેળવીને પુરૂ કરવું. ૨૩૮

ज्ञातिसंबन्धिभिस्त्वेते त्यक्तव्याः कृतलक्षणाः॥ निर्दया निर्नमस्कारास्तन्मनोरनुशासनम्॥२३९॥

મહામુની મનુંનું કહેવું એ પ્રમાણે છે કે જે માણસોના કપાળમાં ઉપર પ્રમાણેની તેમનાં મહા પાતકને સુચવનારી ડામની નીશાની હોય તેવા માણસોનો તેમનાં માત પિતા તેમજ તેમના તરફના પિત્રિ તથા મોસાળનાં સગાંએ ત્યાગ કરવો એટલુંજ નહિ પણ તેમના ઉપર તેઓએ દયા રાખી પણ લાવવી નહિ અને નમસ્કાર કરવાનો વ્યવહાર સરખો પણ બંધ કરવો. ૨૩૯

प्रायश्चित्तं तु कुर्वाणाः सर्ववर्णा यथोदितम् ॥ नाङ्क्या राज्ञा ललाटे स्युर्दाप्यास्तूत्तमसाहसम् ॥ २४० ॥

આવાં મહાપાતક કરનાર પ્રત્યેકના લલાટમાં તેમનાં મહાપાતકને બતાવનારી નીસાનીવાળો ડામ રાજાએ દેવડાવવો પણ જેઓ પોતાના અપરાધને માટે શાસ્ત્રમાં કહેવામાં આવ્યું હોય તે પ્રમાણેનું પ્રાયશ્ચિત કરે તેમને તેવો ડામ ન દેતાં તેમની પાસેથી વધારેમાં વધારે દંડ લેવો. ૨૪૦

आगः सु ब्राह्मणस्यैव कार्यो मध्यमसाहसः ॥ विवास्यो वा भवेद्राष्ट्रात्सद्रव्यः सपरिच्छदः ॥ ४१ ॥

મહાપાતકનો અપરાધ કરનાર બ્રાહ્મણ હોય અને તે સારી ચાલ ચલગતનો હોય અને અજાણતાથી તેનાથી અપરાધ થયો હોય તે જો પ્રાયશ્ચિત કરે તો તેનો સાધારણ દંડ કરવો અર્થાત્ ઘણોજ ભારે દંડ કરવો નહી પણ જો તેણે અપરાધ જાણી જોઇને જ કર્યો હોય તો તો તેની પોતાની માલ મીલક્ત સાથે તેનો રાજાએ પોતાના રાજ્યમાંથી દેશનીકાલ કરવો. ૨૪૧

इतरे कृतवन्तस्तु पापान्येतान्यकामतः ॥ सर्वस्वहारमर्हन्ति कामतस्तु प्रवासनम् ॥४२॥.

બ્રાહ્મણ શીવાયની બીજી કોઇ વર્ણના માણસથી આવું મહાપાતક અજાણ્યે થયું હોય તો તેની સર્વ માલમીલકત અને પૈસો ટકો રાજાએ પોતે લઇ લેવો અને જો તેવો ગુન્હો તેણે જાણીબુજીને કર્યો હોય તો તો તેને રાજ્યમાંથી કાઢી મુકવો. ૨૪૨

नाददीत नृपः साधुर्महापातकिनो धनम् ॥ आददानस्तु तल्लोभात्तेन दोषेण लिप्यते॥४३॥

મહાપાતક કરનારનું જેનું દ્રવ્ય છીનવી લેવાનું હોય અથવા જેનું દ્રવ્ય વિગેરે લઇને દેશનિકાલ કરવાનો હોય તેનું દ્રવ્ય જ્ઞાની રાજાએ પોતાને માટે રાખવું નહિ કારણ કે તેનો પૈસો રાખવાથી રાખનાર રાજાને તે મહાપાતકીના અઘોર કૃત્યનું પાપ બેસે છે. ૨૪૩

अप्सु प्रवेश्य तं दण्डं वरुणायोपपादयेत् ॥ श्रुतवृत्तोपपन्ने वा ब्राह्मणे प्रतिपादयेत्॥४४॥

માટે ઉપર પ્રમાણેના મહાપાતકીઓ પાસેથી દંડ રૂપે જે દ્રવ્ય રાજા તેમને શીક્ષા કરીને લે તે તેણે પાણીમાં નાંખી દેવું અર્થાત વરૂણ દેવતાને અર્પણ કરવું અથવા તો જે બ્રાહ્મણ વેદ જાણતો હોય અને તેના ધર્મ નિયમ પાળતો હોય તેને શોધી કાઢીને તે દ્રવ્યનું દાન કરવું. ૨૪૪

**ईशो दण्डस्य वरुणो राज्ञां दण्डधरो हि स॥**
**ईशः सर्वस्य जगतो ब्राह्मणो वेदपारगः॥४५॥**

પાણીમાં મહાપાતકીઓ પાસેથી મેળવેલા દંડરૂપી દ્રવ્યને નાંખવાનું કારણ એજ છે કે વરૂણ દેવ તે દંડને ધારણ કરનાર છે તેની દંડની સત્તા રાજાઓ ઉપર પણ ચાલે છે અને પાણીમાં ન નાંખે તો વેદજ્ઞ બ્રાહ્મણને આપવો તેનુ કારણ એમ છે કે જે બ્રાહ્મણને વેદનું જ્ઞાન છે તે આખા જગતનો રાજા છે એમ સમજવું. ૨૪૫

**यत्र वर्जयते राजा पापकृद्भ्यो धनागमम्॥**
**तत्र कालेन जायन्ते मानवा दीर्घजीविनः४६॥**

જે જે સ્થળે રાજાઓ મહાપાતકીઓના દંડને પોતાના ભંડારની અભિવૃદ્ધિને માટે સ્વિકારતા નથી અર્થાત્ તેવા દંડનો પોતે ઉપયોગ કરતા નથી તે તે દેશમાં પ્રજા આબાદી ભોગવે છે અર્થાત્ તેવા રાજાના રાજ્યમાં જન્મ પુરા સમયે થાય છે અને દિર્ઘાયુષી થાય છે. ૨૪૬

**निष्पद्यन्ते च सस्यानि यथोक्तानि विशां पृथक्॥**
**बालाश्च न प्रमीयन्ते विकृतं न च जायते॥४७॥**

તેમજ તેવા રાજાઓના રાજ્યમાં જેટલું અનાજ વાવેલું હોય છે તે નિષ્ફળ જતું નથી પણ તેનો સારો પાક ઉતરે છે, બાળકો તંદુરસ્ત જન્મે છે અને ઘણાંજ ઓછાં મરણ થાય છે તેમજ જેટલા જન્મ થાય છે તે ખોડખાંપણ રહીત હોય છે. ૨૪૭

**ब्राह्मणान्बाधमानं तु कामादवरवर्णजम्॥**
**हन्याच्चित्रैर्वधोपायैरुद्वेजनकरैर्नृपः॥४८॥**

જો કોઇ શુદ્ર બ્રાહ્મણને જાણી જોઇને સતાવતો હોય-દુઃખ દેતો હોય તો રાજાએ ત્હેને એવા કોઇ પણ પ્રકારની શારીરીક શીક્ષા કરવી કે જેથી તેના મનમાં ત્રાસ આવે અર્થાત્ ફરીથી તેવું કામ કરતાં તેને ભય લાગે. ૨૪૮

**यावानवध्यस्य वधे तावान्वध्यस्य मोक्षणे॥**
**अधर्मो नृपतेर्दृष्टो धर्मस्तु विनियच्छतः॥४९॥**

રાજા જો કોઈ માણસ અપરાધી હોય ત્હેને ઘટતી શીક્ષા નહી કરતાં છોડીમુકે અને કોઈ અપરાધીન હોય છતાં તેને શીક્ષા કરે છે તો બન્નેમાં તેણે અધર્મ કર્યો અને તેટલા માટે તે દોષિત થાય છે. રાજા ધર્મ પ્રમાણે ચાલે છે એમ જ્યારે તે ન્યાય પ્રમાણે શીક્ષા કરે ત્યારેજ કહેવાય છે. ૨૪૯

**उदितोऽयं विस्तरशो मिथो विवदमानयोः॥**
**अष्टादशसु मार्गेषु व्यवहारस्य निर्णयः॥२५०॥**

આ પ્રમાણે વાદિ પ્રતિવાદિને ન્યાય આપવાના આપ સર્વને મ્હેં સઘળા નિયમો કહી સંભળાવ્યા છે આવા નિયમોના પ્રકાર અરાઢ કહેલા છે. ૨૫૦.

આ પ્રમાણેના રાજાને માટે જે જે ધર્મ નિયમો વેદમાં કહેલા છે તે સર્વનું રાજાએ પાલન કરવું અર્થાત તે પ્રમાણે વર્તવું અને ત્યાર પછી જે જે દેશો ત્હેણે મેળવેલા ના હોય પણ મેળવવાને ઇચ્છતો હોય તે મે-

ળવવા અને તેવા સર્વ દેશોની પ્રજાનું તેણે યથા યોગ્ય રક્ષણ કરવું. ૨૫૧

सम्यङ्निविष्टदेशस्तु कृतदुर्गश्च शास्त्रतः ॥
कण्टकोद्धरणे नित्यमातिष्ठेद्यत्नमुत्तमम् ॥ ९२ ॥

પોતાના રાજ્ય–મુલકમાં બરોબર બં-દોબસ્ત કરીને તેની આગળ પાછળ રક્ષણાર્થે મજબુત કોટ કીલ્લા બાંધવા અને ત્હેમાં અન્નાજ વિગેરે દુષ્મનની સાથે લઢાઇ ચાલતી હોય તેવા વખતને માટે પોતાની રૈયતના બચાવને અર્થે ભરી રાખ્યા પછી પોતાના રાજ્યમાં જે જે નબળા માણસો હોય ત્હેમને શોધી કાઢીને જેમ ખેડુતો પોતાના ખેતરમાંથી નિંદવા વિણી કાઢે છે તે પ્રમાણે રાજાએ વિણી કાઢવા અને તેમને દેશમાંથી કાઢવા. ૨૫૨

रक्षणादार्यवृत्तानां कण्टकानां च शोधनात् ॥
नरेंद्रास्त्रिदिवं यान्ति प्रजापालनतत्पराः ॥९३॥

આ પ્રમાણે પોતાની પ્રજામાંથી જેઓ સદાચરણથી વર્તે છે તેવા આર્યોનું રક્ષણ કરનાર તેમજ ખલ પુરૂષો જેઓ સારા માણસોના શુળ રૂપ છે તેમને શોધી કાઢીને દુર કરનાર રાજાઓ પોતે સુખી થાય છે અને અંતે સ્વર્ગનાસુખને પ્રાપ્ત કરે છે. ૨૫૩

अशासंस्तस्करान्यस्तु बलिं गृह्णाति पार्थिवः ॥
तस्य प्रक्षुभ्यते राष्ट्रं स्वर्गाच्च परि हीयते ॥९४॥

પોતાની પ્રજા પાસેથી કર લેવા છતાં જે રાજા રાજ્યમાં રહેતા ખલ પુરૂષોનો દેશ નિકાલ કરતો નથી તેમજ તસ્કર આદિ દુરાચારીઓને શીક્ષા કરતો નથી તે રાજાની પ્રજા દુઃખી થાય છે અને રાજા પોતે પણ અધર્મી હોવાથી મરણ પછી સ્વર્ગને પામતો નથી. ૨૫૪

निर्भयं तु भवेद्यस्य राष्ट्रं बाहुबलाश्रितम् ॥
तस्य तद्वर्धते नित्यं सिच्यमान इव द्रुमः ॥९५॥

પણ જો રાજાના પોતાના બળ અને પરાક્રમથી દુષ્મનો તરફથી તેનો મુલક ભય રહિત રહે છે તો જે પ્રમાણે કુવા આગળ ઉગેલા વૃક્ષને પાણી જોઇએ તે પ્રમાણે હમેશાં મળ્યા કરે છે અને તેથી તે હમેશાં સારી સ્થિતિમાં રહી શકે છે તેમ તેવા રાજાનું રાજ્ય પણ હમેશાં વધારે આબાદી ને પામતું જાય છે. ૨૫૫

द्विविधांस्तस्करान्विद्यात्परद्रव्यापहारकान् ॥
प्रकाशांश्चाप्रकाशांश्च चारचक्षुर्महीपतिः ॥९६॥

રાજાએ પોતાના રાજ્યમાં વસ્તા બે પ્રકારના જે લુચ્ચા માણસો છે તેમને પોતાના ખાનગી રીતે બાતમી મેળવનાર જાસુસો દ્વારા જાણવાને માટે હમેશાં તત્પર રહેવું કારણ કે કેટલાક ખુલ્લી રીતે ચોરી કરીને પ્રજાને હેરાન કરે છે જ્યારે બીજા કેટલાક છુપી રીતે લુચ્ચાઇ કરીને સારા માણસોને દુઃખ ઉત્પન્ન કરે છે. ૨૫૬

प्रकाशवञ्चकास्तेषां नानापण्योपजीविनः ॥
प्रच्छन्नवञ्चकास्त्वेते ये स्तेनाटविकादयः ॥९७॥

આ બે પ્રકારના ચોરમાં જે લોકો પોતાનુ ગુજરાન બજારમાં વેચાતી વસ્તુઓને ઠરાવલા ભાવ કરતાં વધારે ભાવથી વેચે છે અને ખરીદનારને ઠગે છે તેમને ઉઘાડા ચોર અને જેઓ રાત્રીના વખતે લોકના ઘરમાંથી ચોરી કરીને, અથવા તો જે સ્થળે ઝાડી હોય અને લોકોની અવર જવર ઓછી હોય તેવે સ્થળે ભરાઇ રહીને આવતાં જતાં માણસોને લુંટીને પોતાનું ગુજરાન ચલાવે છે તેમને બીજા પ્રકારના ચોર જાણવા. ૨૫૮

उत्कोचकाश्चौपधिका वञ्चकाः कितवास्तथा॥
मङ्गलादेश वृत्ताश्च भद्राश्चैक्षणिकैः सह॥५८॥

જે લોકો રૂશ્વત લેછે, જેઓ બ્હારથી ભલા દેખાવના હોય છે છતાં વખત આવે દગો દેવાને ચુક્તા નથી તે, જેઓ ખોટા આડંબર અથવા ઢોંગ ધતુરાથી લોકો પાસે પૈસા કઢાવતા હોય તે જેઓ ધમકી આપીને જોર જુલમથી પૈસા લેછે તે ખોટાં ત્રાજવાં, માપ અથવા તો વજનથી લોકોને ઠગનાર, ભરોંસા ઉપર કોઇનું કામ કરવાને માથે લઇને વિશ્વાસ ઘાત કરનાર. જુગાર રમનાર, લુચ્ચા માણસો અને લોકોને તેમના ભવિષ્ય કહેવાના બ્હાને છેતરનાર. ૨૫૮

असम्यक्कारिणश्चैव महामात्राश्चिकित्स ाः॥
शिल्पोपचारयुक्ताश्च निपुणाः पण्ययोषितः॥५९॥

જે રાજ્યના નોકરો, વૈદ્યો પોતાના ધંધામાં ચલાવવાની પોતાની વર્તણુકથી વિરૂદ્ધ વર્તણુક ચલાવે અને બીજા ચીત્રકારો અને કામ કરનારાઓ તેમજ ગણીકાને. ૨૫૯

एवमादीन्विजानीयात्प्रकाशाँल्लोककण्टकान्॥
निगूढचारिणश्चान्याननार्यानार्यलिङ्गिनः॥२६०

તેમજ જાહેર પડેલા લુચ્ચાઓને તેમજ પોતે પરદેશી હલકા વર્ણના છતાં આર્યને છાજતો પોષાક પહેરી આર્ય તરીકે ખપાવા ઇચ્છનાર લુચ્ચાઓને પોતાના રાજ્યમાં કાંટા સમાન રાજાએ જાણવા એટલે કે જેમ કાંટાને કાઢી ને દુર નાંખવા જોઇએ છીએ તેમ તેમને પણ દૂર કરવા જોઇએ. ૨૬૦

तान्विदित्वा सुचरितैर्गूढस्तत्कर्मकारिभिः॥
चारैश्चानेकसंस्थानैः प्रोत्साद्य वशमानयेत्॥६१॥

પોતાના વિશ્વાસુ માણસો મારફતે રાજાએ આવા માણસોને શોધી કાઢવા, આ વિશ્વાસુ માણસોએ પોતે તેવા ખરાબ માણસોના જેવોજ વેશ ધારણ કરવો અને જાણે તેઓ તેમનોજ ધંધો કરતા હોય તેમ બતાવવું જેથી દુષ્ટ માણસો પોતાને સહાય મળી એમ ધારીને તેમનો ધંધો ધમધોકાર ચલાવે આવો પ્રસંગ બને ત્યારે લાગ તપાશીને તેમને ગુન્હામાં ફસાવી રાજાની સભામાં લાવી મુકવા. ૨૬૧

तेषां दोषानभिख्याप्य स्वेस्वे कर्मणि तत्त्वतः॥
कुर्वीत शासनं राजा सम्यक्सारापराधतः॥६२॥

પછી રાજાએ આવા માણસોએ પોતાનાં કુકર્મોથી જે જે અપરાધ કર્યા હોય તેનું જાહેર નામુ પ્રજામાં બ્હાર પાડવું અને તે પછી ન્યાય પ્રમાણે તેમના ગુન્હાના ગંભીર અથવા હલકા પણાનો વિચાર કરી તે પ્રમાણેની સજા તેમને માટે ફરમાવવી. ૨૬૨

न हि दण्डादृते शक्यः कर्तुं पापविनिग्रहः॥
स्तेनानां पापबुद्धीनां निभृतं चरतां क्षितौ॥६३॥

કારણ કે જો આવા દુષ્ટ માણસો જેઓ સ્હેલાઇથી પકડી શકાતા નથી પણ જાણભેદુ વિગેરેની સહાયતાથીજ માત્ર શોધી કઢાય છે તેમને એકવાર અપરાધ માટે પકડયા પછી છુટા મુકવામાં આવે તો ભવિષ્યમાં તેઓ વધારે કુકર્મી નીવડે અને ત્હેમના ઉપર દાબ રાખવો અશકય થઇ પડે. ૨૬૩

सभाप्रपापूपशालावेशमद्यान्नविक्रयाः॥
चतुष्पथाश्चैत्यवृक्षाः समाजाः प्रेक्षणानि च॥६४

તેજ પ્રમાણે રાજાએ કોઇપણ ગામની સભા હમેશાં જયાં વખતો વખત મળતી હોય તેવા સભા ગૃહ આગળ, જે સ્થળે લોકોને રોટલી વિગેરે ખાવાના પદાર્થો આપવામાં આવતા હોય ત્યા, નિચ વર્તનવાળી વેશ્યા સ્ત્રિયોનાં મકાન નજીક, દારૂનાં પીઠા તથા અનાજ જયાં વેચવામાં આવતાં હોય તેવે સ્થળે, ગામના ચોરા અથવા તો જયાં જુના ઝાડો ઉગેલાં હોય અને લોકોને બેસવા ઉઠવાનું સ્થાનક હોય ત્યાં, ચાર રસ્તાઓ જયાં ભેગા થતા હોય અને લોકોનો મ્હોટો મેળો ભરાતો હોય તેવાં ચકલાંઓમાં, નાટય શાળાઓ નજીક ૨૬૪

जीर्णोद्यानान्यरण्यानि कारु कावेशनानि च॥
शून्यानि चाप्यगाराणि वनान्युपवनानि च
॥ ६५ ॥

જુની વાડીઓ, જંગલો, જુનાં ખંડીએર થઇ ગયેલાં હોય અને જયાં માણુસોનો ભરાઈ રહેવાનો ભય રહેતો હોય, કારીગરોની દુકાન હોય ત્યં, અર્થાત્ જર ઝવાહીરો તથા સોના રૂપાના દર દાગીના જયાં વેચવામાં આવતા હોય ત્યાં જે સ્થળે વસ્તી ઝાઝી ન હોય ત્યાં, તેમજ જયાં કુદરતી અથવા તો કૃત્રીમ ઝાડી બનાવેલી હોય તેવાં સ્થળે. ૨૬૫

एवंविधान्नृपो देशान्गुल्मैः स्थावरजङ्गमैः ॥
तस्करप्रतिषेधार्थं चारैश्चाप्यनुचारयेत् ॥६६॥

આ ઉપર ગણાવ્યાં તે સર્વ સ્થળે ચોર તથા લુચ્ચા માણુસોને દુર રાખવાને માટે રાજાએ હમેશાં તે તેસ્થળના પેરો ભરનાર સીપાઇઓ અને તે રસ્તા ઉપર વખતો વખત આવ જાવ કરનાર રાહદારીઓ નીમવા જોઇએ. ૨૬૬

तत्सहायैरनुगतैर्नानाकर्मप्रवेदिभिः ॥
विद्यादुत्सादयेच्चैव निपुणैः पूर्वतस्करैः॥६७॥

આવાં સ્થળે ભરાઈ રહેનાર લુચ્ચા માણુસોને પકડવાને માટે રાજાએ પહેલાં જે માણુસો તેવા ધંધા કરતા હોય પણ પાછળથી તેમ કરવું મુકી દઇને સદા ચરણથી ચાલતા હોય તેમને પોતાના જાણુ ભેદુ તરીકે નોકરીમાં રાખવા કારણ કે તેઓ પોતાના સ્વ અનુભવ ઉપરથી તેવા માણુસોને સેજ પારખી શકે છે અને તેઓ શાં શાં કામ કરવાને ધારેછે અને કયાં કયાં જવાનો વિચાર કરે છે તેપણ તેઓ જાણી લેછે. અને પછી તેમને રાજાની સમક્ષ લાવે છે રાજાએ તેમને પકડાયા પછી ઘટતી શાંક્ષા કરવી જોઇએ. ૨૬૭

भक्ष्यभोज्यापदेशैश्च ब्राह्मणानां च दर्शनैः ॥
शौर्यकर्मापदेशैश्च कुर्युस्तेषां समागमम् ॥६८॥

જાણુભેદુ દુતોએ આવા માણુસોને શોધી કાઢયા પછી તેમને સારૂ સારૂ ખાવાનું આપવાની લાલચમાં ફસાવીને અથવા તો શું કરીએ તો આપણી ધારણામાં આપણે ફતેહમંદનીવડીએ તેની સલાહ લેવાને માટે વિદ્વાન બ્રાહ્મણ પંડીત પાસે લઇ જવાની ફોગટ આશામાં અથવા તો અમુક સ્થળે જઇશું ત્યાં આપણુને સારો શિકાર મળશે એવું ખોટું બ્હાનું બતાવીને તેમનો ન્યાયાધિશ અથવા તે રાજાની સાથે મેળાપ કરાવવો. ૨૬૮

ये तत्र नोपसर्पेयुर्मूलप्रणिहिताश्च ये ॥
तान्प्रसह्य नृपो हन्यात्स मित्रज्ञातिबान्धवान्
॥ ६९ ॥

આવા પ્રસંગે પહેલાંના અપરાધીઓને થયેલી શીક્ષાના ભયથી જે બદમાશો પોતાના વાંકને કબુલ ન કરે તેમનો રાજાએ મીત્રમંડલ તેમજ સગાં સંબંધીઓ સાથે નાશ કરવો અથવાતો જેઓ પોતાના પાછલ લાગેલા રાજા તથા મંત્રીઓએ મોકલેલા જાસુસોને ઓળખી કાઢી તેમને વશ થવાને ના પાડે તેવા માણુસોનો રાજાએ લશ્કરની સહાયથી મીત્રો તથા માતપિતા તરફનાં સઘળાં સંબંધીઓ સહીત નાશ કરવો. ૨૬૯

न होढेन विना चौरं घातयेद्धार्मिको नृपः ॥
सहोढं सोपकरण घातयेदविचारयन्॥२७०॥

રાજાએ પોતાના ધર્મને અનુશરીને જો કોઇ ચોર માલમુદ્દા વિના તેમજ ચોકી કરવાનાં હથિયારો વિના પકડાય તો તેનો નાશ કરવો નહિ પણ જો તેવા ચોરની પાસે તેના કુકર્મની સાબીતી રૂપ ચોરી કરવાનાં હથિયાર તેમજ ચોરેલો સરસામાન પકડાય તો તરતજ તેને મારી નાંખવો. ૨૭૦

ग्रामेष्वपि च ये केचिच्चौराणांभक्तदायकाः ॥
भाण्डावकाशदाश्चै व सर्वांस्तानपि घातयेत्
॥ ७१ ॥

તેમજ ગામની અંદર વસતા ચોરોને આશ્રય આપનાર તેમજ તેને ખોરાક વિગેરે આપનાર અથવા તો તેવા માણુસને તેમનાં કુકર્મો કરવાને માટે જોઇતાં સાધનો—હથીયાર વિગેરે આપનારનો પણ રાજાએ નાશ કરવો. ૨૭૧

राष्ट्रपुरक्षाधिकृतान्सामन्तांश्चै व चोदितान्
अभ्याघातेषु मध्यस्थाञ्छिष्याच्चौरानिवद्रुमम्
॥ ७२ ॥

વળી જે અમલદારોને પ્રાંતના સંરક્ષણાર્થે નીમવામાં આવ્યા હોય તે અથવા તો નજીકના પાડોશી પ્રાંતના અમલદારો ચોરના ઉપદ્રવથી પ્રાંતની પ્રજાને દુઃખ થાય અને તેઓ તેમને પકડવાને અસમર્થ નીવડે અથવા તો બીનકાળજી રાખે તો તેમને ચોરના જેવાજ ગણુવા અને તે પ્રમાણેની શીક્ષા તેમને કરવી. ૨૭૨

यश्चापि धर्मसमयात्प्रच्युतो धर्मजीवनः ॥
दण्डेनैव तमप्योषेत्स्व काद्धर्माद्धि विच्युतम्
॥ ७३ ॥

જે માણુસ બહારથી પોતે ધર્મ પ્રમાણે વર્તતો હોય તેમ જણાવે છે પણ તેવો ધર્મ ફક્ત બગભક્તના જેવોજ હોય અર્થાત્ પોતે કહેતો હોય તેનાથી વિરૂદ્ધ વર્તતો હોય તો તેનો ઘણોજ ભારે દંડ કરવો પણ તેનો નાશ કરવો નહિ કારણ કે તેવા અપરાધીઓ મહોટે ભાગે ધર્મ ગુરૂઓ હોય છે. ૨૭૩

ग्रामघाते हिताभङ्गे पथि मोषाभिदर्शने ॥
शक्तितो नाभिधावन्तो निर्वास्याः सपरिच्छदाः
॥ ७४ ॥

જે માણુસો પોતાની શકતી પ્રમાણે જ્યારે ગામનોનાશ થતો હોય, ત્યારે જ્યારે તેની આગળ પાછળના રક્ષણનો સાધનો તોડી પાડવામાં આવતાં હોય, ધાડપાડુ લોકો ગામપર તુટી પડી વસ્તીને હેરાન કરતા હોય,તેવાં આપત્તિ કાલના સમયે ગામના સંરક્ષણમાં મદદ ન કરે તેમને તેમના ધનમાલ સાથે રાજાએ દેશનિકાલ કરવો. ૨૭૪

राज्ञःकोपापहर्तृश्च प्रतिकूलेषु च स्थितान् ॥
घातयोद्विविधै र्दण्डैररीणांचोपजापकान्॥७५॥

જેઓ રાજાનો ભંડાર લુંટે અથવા તો લુંટવાને કોશીશ કરે, રાજાના હુકમનું અપમાન કરે તેમને રાજાએ દેહાંત દંડના જુદા જુદા પ્રકારની શીક્ષા કરવી તેજ પ્રમાણે રાજાના દુષ્મનોની સાથે મસલત કરીને મળી જનાર રાજદ્રોહીને પણ દેહાંત દંડની શીક્ષા કરવી. ૨૭૫

संधिछित्त्वा तु ये चौ र्यं रात्रौ कुर्वन्ति तस्कराः
तेषां छित्त्वा नृपो हस्तौ तीक्ष्णशूले निवेशयेत् ॥ ७६ ॥

જે તસ્કરો રાત્રીના વખતે લોકોનાં ઘર ફાડીને ચોરી કરે તેમના રાજાએ હાથ કાપી નંખાવવા અને પછી શુળીએ ચઢાવીને રીબાવી રીબાવીને ત્રાસ દાયક મોતથી મારવા. ૨૭૬

अङ्गुली ग्रन्थिभेदस्य छेदयेत्प्रथमे ग्रहे ॥
द्विती ये हस्तचरणौ तृतीये वधमर्हति ॥७७॥

પહેલીવારના અપરાધમાં જો તેણે ખીસા કાતરૂનું કામ કર્યું હોય અને તેમાં પકડાયો હોય તો તેના હાથની બે આંગળીઓ કાપી નાંખવી ફરીથી જો તેવાં કામ કરતાં પકડાય તો આખો હાથ કાપી નાંખવો અને તેમ કરતાં ત્રીજી વખત પકડાય તો ઉપર પ્રમાણે ઘાતકી મોતથી મારવો. ૨૭૭

अग्निदान्भक्तदांश्चै व तथा शस्त्रावकाशदान् ॥
संनिधातृंश्च मोषस्य हन्याच्चौरामि वेश्वरः॥७८॥

જે માણસ ચોરને દેવતા તેના પોતાના પંડનું ટાઢના વખતમાં રક્ષણ કરવાને અથવા તો લોકોનાં ઘર બાળી નાંખવાના એક સાધનતરીકે દેવતા આપે તેમજતેને રહેવાને માટે સ્થાન આપે કે ખાવાને આપે તેને તેમજ જે માણસ ચોરીનો માલ સંઘરે તેને પણ ચોર જેવો ગણીને રાજાએ શીક્ષા કરવી. ૨૭૮

तडागभेदकं हन्यादप्सु शुद्धवधेन वा ॥
यद्वापि प्रतिसंस्कुर्याद्दाप्यस्तूत्तमसाहसम् ॥७९॥

જે માણસ કોઇ જળાશયના કિનારાનો નાશ કરે અથવા કોઈ જળાશયને બગાડે તેને રાજાએ ઘણા વખત સુધી તે જળાશયના પાણીમાં ડુબાડીને મારી નાંખવો પણ જો તેવા માણસો જળાશયનેથયેલા નુકશાનને દુરસ્ત કરી આપવાનું માથે લે તો તેને મારી ન નાંખતાં ભારેમાં ભારે દંડ તેની પાસેથી લેવો. ૨૭૯

कोष्ठागारायुधागारदेवतागारभेदकान् ॥
हस्त्यश्वरथहर्तृंश्च हन्यादेवाविचारयन् ॥२८०॥

જે માણસ રાજાના કોઠારમાં, બખતરખાનામાં અથવા દેવાલયમાં પેશીને ચોરી કરે અથવા તો હાથીથાન, ઘોડાર અથવા તો ચક્રશાળામાં પેશી ,તેમાંથી હાથી, ઘોડા તથા ગાડીને ચોરી જાય તો તેનો તરતજ નાશ કરવો. ૨૮૦

यस्तु पूर्वानिविष्टस्य तडागस्योदकं हरेत् ॥
आगमं वाप्यपां भिद्यात्स दाप्यः पूर्वसाहसम् ॥ ८१ ॥

પણ પ્રાચીન વખતમાં બનાવવામાં આવેલાં જળાશયમાંથી જે માણસ પાણી વાપરતો હોય અથવા તો પાણીનો માર્ગ બંધ કરે તો તેનો ઓછામાં ઓછો દંડ રાજાએ કરવો અને તેની પાસે જળાશયને થયેલું નુકશાન બરાબર કરાવી લેવું. ૨૮૧

समुत्सृजेद्राजमार्गे यस्त्वमेध्यमनापदि ॥
स द्वौ कार्षापणौ दद्यादमेध्यं चाशु शोधयेत्
॥ ८२ ॥

પણ જે માણુસ કાંઇ પણ અગત્ય વિના થી રાજમાર્ગ ઉપર કંઇ કચરો નાંખે તો તેવા માણુસના અપરાધને માટે ધર્મ પ્રમાણે બે કારશાપણ દંડ લેવો અને તે તરજ તેની પાસે સાફ કરાવવો. આ શ્લોકો જે માણુસોનું કામ રસ્તા સાફ કરવાનું છે તેમને ગણે ભાગે લાગુ પડે છે. ૨૮૨

आपद्गतोऽथवा वृद्धो गर्भिणी बाल एव वा॥
परिभाषणमर्हन्ति तच्च शोध्यमिति स्थितिः
॥ ८३ ॥

પણ જો તે પ્રમાણે કોઈ બીજા માણુસે કોઈ અગત્યના કારણુથી કર્યું હોય તો તેને, વૃદ્ધ માણુસથી થયું હોય તો તેને તેમજ ગર્ભવંતિ સ્ત્રિનો તે પ્રમાણેનો વાંક પડયો હોય તો તેમને સર્વને ઠપકોજ માત્ર આપવો અને તેમનીજ પાસે તે કચરો ઉપડાવી લેવો. ૨૮૩

चिकित्सकानां सर्वेषां मिथ्याप्रचरतां दमः ॥
अमानुषेषु प्रथमो मानुषेषु तु मध्यमः ॥८४॥

જેજે વૈદ્યે પોતાના દરદીઓની યોગ્ય માવજત ન કરે અર્થાત્ તેમના રોગ બરાબર પારખી ઔષધો પચાર ન કરે તો તેમનો રાજાએ દંડ કરવો જોઇએ. જાનવરના સબંધમાં જો ત્હેનો વૈદ્ય તેની બરાબર માવજત ન કરતો હોય તો થોડો દંડ લેવો અને જો દરદી મનુષ્ય પ્રાણી હોય તો સાધારણ દંડમાં જેટલો વધારે દંડ લઇ શકાય તેટલો લેવો. આ નિયમ દવા લેનાર મરણ ન પામે તોજ લાગુ પડે છે એવો નારદાચાર્યનો અભિપ્રાય છે. ૨૮૪

संक्रमध्वजयष्टीनां प्रतिमानां च भेदकः ॥
प्रतिकुर्याच्च तत्सर्वं पञ्च दद्याच्छतानि च
॥ ८५ ॥

જો કોઇ માણુસ એક ગામથી બીજે ગામ જવાને માટે અથવા તો નદીનાળાં ઓળંગીને એક પારથી બીજે પાર જવાને માટેનાં પુલ અથવા ગઢનાળાંનો નાશ કરે રાજપતાકા અથવા તો દેવાલયની ધ્વજાને ચોરી જાય, ગામના નીશાનના વાવટાનો નાશ કરે, કોઇ પણ મનુષ્યની આકૃતિ પાળીયાનો નાશ કરે તો તેના પાંચશે પણુ દંડ કરવા અને જે જે વસ્તુને તેણે નુકશાન કર્યું હોય તે તે વસ્તુ બરાબર કરાવવી આપવી. પરંતુ જો દેવ મુરતીનો નાશ કરે તો તો તેને દેહાંત દંડની શીક્ષા કરવીજ જોઇએ. ૨૮૫

अदूषितानां द्रव्याणां दूषणे भेदने तथा ॥
मणीनामपवेधे च दण्डः प्रथमसाहसः॥ ८६॥

જે વસ્તુ ભેળશેળ કર્યા વિનાની શુદ્ધ હોય તેમાં બીજી નિચિ પ્રતિની વસ્તુનો ભેગ કરનારનો અથવા તો અમુલ્ય રત્નોને જે સ્થળે નાકાં પાડવાનાં હોય ત્યાં ન પાડતાં બીજે સ્થળે પાડનાર અથવાતો બીન કાળજીથી કે જાણી જોઇને પણ તેવા રત્નોનો નાશ કરે તેનો થોડામાં થોડો પણુ દંડ લેવો જોઇએ. પણ માધનો એવો અભિપ્રાય છે કે થોડામાં થોડો દંડ નહિ પણ રત્નની કિંમત જેટલો દંડ લેવો જોઇએ.

समैर्हि विषमं यस्तु चरेद्वै मूल्यतोऽपि वा ॥
समाप्नुयाद्दमं पूर्वं नरो मध्यममेव वा ॥८७॥

પણ જે વ્યાપારી પોતાના પ્રમાણીક ગ્રાહકોની સાથે અપ્રમાણીક વ્યવહાર કરે અર્થાત્ ગ્રાહકને તોળી આપવામાં અથવા તો વસ્તુની કિંમતમાં ફેરફાર કરીને છેતરે તેનો જે પ્રમાણે તેનો અપરાધ હોય તે પ્રમાણેનો દંડ કરવો. ૨૮૭

बन्धनानि च सर्वाणि राजा मार्गे निवेशयेत्
दुःखिता यत्र दृश्येरन्विकृताः पापकारिणः
॥ ८८ ॥

રાજ્યની તુરંગો રાજાએ હમેશાં સરીયામ રસ્તા ઉપર રાખવી જોઇએ. તુરંગ એટલે અત્રે એવો અર્થ સમજવો કે જ્યાં અપરાધિઓને તેઓના અપરાધના પ્રમાણમાં શીક્ષા કરવામાં આવતી હોય તે સ્થળ કારણ કે ત્યાં હોવાથી જતાં આવતાં માણસો અપ્રમાણીક ગુન્હેગારોને દુઃખ ખમતા જોઇ શકે છે. ૨૮૮

प्राकारस्य च भेत्तारं परिखाणां च पूरकम्॥
द्वाराणां चैव भेत्तारं क्षि प्रमेव प्रवासयेत्
॥ ८९ ॥

રાજાએ જે માણસ કિલ્લાની દિવાલને તોડે, ગામના સંરક્ષણાર્થે ખોદેલી ખાઇને ભરી નાંખે-પુરી નાંખે-અથવા તો જે માણસ ગામમાં પેસવાના દરવાજાઓનો નાશ કરે ત્હેને તત્કાળ રાજ્યમાંથી દેશ નીકાલ કરવો. ૨૮૯

अभिचारेषु सर्वेषु कर्त्तव्यो द्विशतो दमः ॥
मूलकर्मणि चानाप्ते कृत्यासु विविधासु च
॥ २९० ॥

જે માણસ કોઇને માટેનાં સાહસ પરિપૂર્ણ કરવામાં મદદ આપવાના હેતુથી મંત્ર જંત્ર કરતો હોય, કોઇને મારી નાંખવાને માટે સાધન ભૂત થાય તેવા મૂઠ વિગેરે મારવાના મંત્ર સાધતો હોય, તેમજ જંગલની જડી બુટીઓ એકઠી કરીને તેનો જાદૂઈ ઉપયોગ કરવાના પ્રયોગો સિદ્ધ કરતો હોય અથવા તો તેવીજ નાના પ્રકારની જાદૂઇ જાળ ભોળા માણસોને શીખવતો હોય-અર્થાત્ સ્રિયોને પતિ અથવા અન્યને વશ કરવા કામણ ટુમણના મંત્રો આપે અથવા બીજાં સાધનો બતાવે તેનો રાજાએ બસેં પણ દંડ કરવો અને જો આ પ્રમાણેના અભિચારક મંત્રો ફતેહ મંદ થાય તો આવાં કુકર્મના કરનારને દેહાંત દંડની શીક્ષા કરવી. ૨૯૦

अबीजविक्रयी चै व बीजोत्कृष्टं तथैव च ॥
मर्यादाभेदकश्चै व विकृतं प्राप्नुयाद्वधम्॥९१॥

અશુદ્ધ અને નિચિ પ્રતનું અનાજ ઉત્તમ પ્રતિનું છે એવી ગેર સમજુત આપીને ગ્રાહકોને વેચનાર તમજ જમીનમાં વાવવામાં આવેલા ધાન્યને કાઢી લેનાર અર્થાત્ બીજકનો નાશ કરનાર તેમજ સિમાડાનો-એ ખેતર-ગામ અથવા તો જળાશયો વિગેરેની વચ્ચે એક બીજાથી જુદી હદ દર્શાવવાને મારેલી નિશાનીનો નાશ કરનારને રીબાવી રીબાવીને અંગ છેદથી મારવો ૨૯૧

सर्वकण्टकपापिष्ठं हेमकारं तु पार्थिवः ॥
प्रवर्तमानमन्याये छेदयेल्लवशःक्षुरैः ॥ ९२ ॥

પરંતુ સર્વમાં વધારેમાં વધારે લુચ્ચા અને અપ્રમાણીક સોના રૂપાના દાગીના બનાવનાર છે માટે જો તેઓ પકડાય તો

તેમના તો અસ્ત્રાવડે નાના નાના કડકા કરી નખવા. આવા સોની પકડાવા ઘણાજ મુશ્કેલ છે કારણ કે તેઓ એવા ચંચળ હોય છે કે પારકાની નજર આગળ તેમ કરવા છતાં તેમાંથી રજ-અણું જેટલો પણ માલ ઉડાડે છે. ૨૯૨

सीताद्रव्यापहरणे शस्त्राणामौषधस्य च ॥
कालमासाद्य कार्यं च राजा दण्डं प्रकल्पयेत्
॥ ९३ ॥

ખેતીના ઓજારો-બીજાં શસ્ત્ર અથવા ઔષધીના ચોરનારનો જે જે પ્રમાણેનો તેતે વસ્તુઓનો તેણે સારો માઠો ઉપયોગ કર્યો હોય તે પ્રમાણેનો દંડ કરવો એટલે જો વર્ષામાં ખેતી કારોને જ્યારે ખેતીનાં ઓજારોની ઘણીજ જરૂર હોય ત્યારે તે ચોરી ગયો હોય તો તેનો ભારે દંડ કરવો પણ જ્યારે તે ઓજારો નકામા જેવા હોય ત્યારે લઇ ગયો હોયતો થોડો કરવો બીજાં શસ્ત્રો જેવાંકે તરવાર વિગેરે જો લડાઈ ચાલતી હોય તેવા સમયે તે લઇ ગયો હોય તો સામા માણુસને ઉપયોગ હતો ત્યારે લઇ જઇ તેને અવધડ ઉપન્ન કરી તે માટે તેનો દંડ કરવો તેમજ ઔષધીને વિશે પણ જાણવું. ૨૯૩

स्वाम्यमात्यौ पुरं राष्ट्रं कोशद ण्डौ सुहृत्तथा ॥
सप्त प्रकृतयो ह्येताः सप्ताङ्गा राज्यमुच्यते ॥
॥ ९४ ॥

રાજ્યના સાત અવયવ છે અર્થાત રાજ્ય તે નિચેના સાત વિભાગોથી પૂર્ણ બનેલું છેઃ—૧ રાજ્યકર્તા-૨ મંત્રી-૩ દેશ-૪ રાજ્યનુ મુખ્યા સ્થાન-રાજધાની-૫ કોશ-ખજાનો ૬ દળ-અશ્વદળ, ગજદળ, પાયદળ વિગેરે અને માંડલીક રાજાઓ ( ખંડીયા-રાજાઓ. ) ૨૯૪

सप्तानां प्रकृतीनां तु राज्यस्यासां यथाक्रमम् ।
पूर्वं पूर्वं गुरुतरं जानीयाद्व्यसनं महत् ॥९५॥

ઉપર પ્રમાણેના રાજ્યના બંધારણના જે સાત વિભાગો ગણાવ્યા તેમાં પ્રત્યંક એક કરતાં પ્હેલો ગણ્યો તે વધારે ઉત્તમ છે અને તેજ પ્રમાણે છેલ્લેથી તેના પ્હેલાંનો એ પ્રમાણે જેનો નાશ થાય તે પણ તેટલુંજ વધારે દુઃખ દાયક છે. ૨૯૫

सप्ताङ्गस्येह राज्यस्य विष्टब्धस्य त्रिदण्डवत् ॥
अन्योन्यगुणवैशेष्यान्न किञ्चिदतिरिच्यते
॥ ९६ ॥

આસાત અંગોમાંની કોઇમાં એક કરતાં બીજામાં વધારે ગુણ છે એમ નથી પરંતુ જે પ્રમાણે યતિનોત્રિ, દંડ તેની ત્રણે શાખાઓને એક સરખી મદદ આપે છે તેમ આસાત સાધનો બરાબર હોય છે તોજ રાજ્યનું બંધારણ બરાબર કહેવાય છે. ૨૯૬

तेषुतेषु तु कृत्येषु तत्तदङ्गं विशिष्यते ॥
येन यत्साध्यते कार्यं त त्तस्मिञ्छ्रेष्ठमुच्यते
॥ ९७ ॥

કોઇ પણ કાર્ય પરિપુર્ણ કરવાને માટે તેનો અમુક ભાગ વધારે સહાયકારક હોય છે તેવા અમુક ભાગને પ્રધાન ભાગ કહેવો કારણ કે તેના ઉપરજ આખા કામની સિદ્ધીનો પુર્ણ આધાર રહેવો છે. ૨૯૭

चारेणोत्साहयोगेन क्रिययैव च कर्मणाम् ॥
स्वशक्तिं परशक्तिं च नित्यं विद्यान्महीपतिः
॥ ९८ ॥

રાજા જ્યારે કાંઇ પણ રાજકાજ પોતાના વતી અન્યને કરવાને સોંપે, પોતે પોતાના પંડે કરતો હોય, પોતે બ્હારથી પોતે કરેછે એ પ્રમાણે કૃત્રિમ પણું દર્શાવતો હોય અથવા પોતાના જાસુસો મારફતે કામ લેતો હોય છતાં તેવા દરેક કામમાં તેમજ રાજ્ય સંબંધીનાં કોઇ પણ સાહસ કામ કરવામાં તેણે તે કામમાં પોતાની કુશળતા અને સામા વાળાનું જોર તે બન્નેનો પૂર્ણ વિચાર કરવો. ૨૯૮

पीडनानि च सर्वाणि व्यसनानि तथैव च ॥
आरभेत ततः कार्यं संचिन्त्य गुरुलाघवम् ॥ ९९ ॥

કાર્ય કરવાને માટે પડતી મુશ્કેલીઓ તેમજ વખતના ઉપરાંત રાજાએ પ્રત્યેક કામ કરતા પહેલાં રાજાએ કામથી થનાર લાભો અને કામની અગત્યતાનો પૂર્ણ-પકકો વિચાર કર્યા પછી તે કામ માથે લેવું. ૨૯૯

आरभेतैव कर्माणि श्रान्तः श्रान्तः पुनः पुनः
कर्माण्यारभमाणं हि पुरुषं श्री र्निषेवते॥३००

આ પ્રમાણે એકવાર કામ કરવાનું માથે લીધા પછી તેમાં ગમે તેટલો શ્રમ પડે અથવા તો ગમે તેટલી વખત તેમાં નીષ્ફળ થવું પડતો તેથી રાજાએ નાશીપાસ થવું નહી પણ જ્યાંસુધી તે તેમાં ફતેહમંદ થાય ત્યાં સુધી તે કામ નિયમીત રિતે કર્યાજ જવું કારણ કે એવો સામાન્ય નિયમ છે કે વિધાત્રી તેનેજ સહાય ભુત થાય કે જે હમેશાં શ્રમ લે છે. ૩૦૦

कृतं त्रेतायुगे चै व द्वापरं कलिरेव च ॥
राज्ञो वृत्तानि सर्वाणि राजा हि युगमुच्यते ॥ १ ॥

રાજાની વર્તણુંક ઉપરજ કાલનો આધાર રહેલો કહેવાય છે અર્થાત્ कृ, सत्यत्रेता द्वापर અને कलि જે ચાર યુગો કહેવાય છે. તેમનો વખત કયારથી શરૂ થયો અને કયાં સુધી રહ્યો તેતે વખતના રાજ્યકર્તાની વર્તણુંક ઉપરથીજ કહેવાય છે-જેવી રીતે यथा राजा तथा प्रजा એ કહેવત પડેલી છે. તેજ પ્રમાણે યુગને માટે પણ સમજવું ૩૦૧.

कलिः प्रसुप्तो भवति स जाग्रद्द्वापरं युगम् ॥
कर्मस्वभ्युद्यतस्त्रेता विचरंस्तु कृतं युगम्॥२॥

રાજા જ્યારે રાજકાજ કેમ ચાલે છે તેથી કેવળ અજ્ઞાન હોય ફકત મોજ શોખ અને નિશામાં રહેતો હોય અને પોતે જાણે ઊંઘમાં હોય અને આગળ પાછળ શુ અંધેર ચાલે છે તેથી કેવળ અજાણ હોય ત્યારે તે સમયને कलियुग અથવા હડહડ તો લોખણના જેવો કઠણ સમય જાણવો પણ પોતે જાગૃત હોય અને પોતાની આગળ પાછળ કેમ ચાલેછે અમલદારો પોતાનાં કામકાજ યોગ્ય રિતે કરેછે કે નહી વિગેરેની કાળજી રાખતો હોય ત્યારે તે સમયને द्वापरयुग જાણવો અથવા તો પિતળના જેવો ઉજ્વલ જાણવો અને જ્યારે પોતાના રાજ્યમાં ખરૂં ખોટું શું છે તે જાણીને તેના તરફ પગલાં ભરવાને માટે તત્પર હોય તે સમયને त्रेतायुग અથવા રૂપા જેવો સમય કહેવાય છે અને જ્યારે તેમ તૈયાર થયા પછી તે બરાબર કરવાને માટે પોતે પગલાં ભરે ત્યારે તે સમયને कृतयुग–सत्ययुग અથવા સોના જેવો સમય જાણવો. ૩૦૨

इन्द्रस्यार्कस्य वायोश्च यमस्य वरुणस्य च ॥
चन्द्रस्याग्नेःपृथिव्याश्च ते जोवृत्तं नृपश्चरेत्॥३॥

જેવી રીતે ઇંદ્રિ, સુર્ય, પવન, વરૂણ, યમ, ચંદ્ર, અગ્નિ, અને પૃથ્વી એ દેવતાઓનાં રૂપ ઘણુંાજ તેજસ્વી હોય છે અને તેઓ પોતાના કાળમાં હમેશાં નિયમીત હોયછે તેજ પ્રમાણે રાજાએ પણ પોતાનાં કામમાં રહેવું જોઈએ. ૩૦૩

वार्षिकांश्चतुरो मासान्यथेन्द्रोऽभिप्रवर्षति ॥
तथाभिवर्षेत्स्वं राष्ट्रं कामैरिन्द्रव्रतं चरन् ॥४॥

જે પ્રમાણે ઇંદ્રિ જે મેઘનો રાજા ગણાયછે તે પોતે સમગ્ર દુનિયાના હિતાર્થે ચોમાસામાં વર્ષાથી ચાર માશમાં સારા વરસ સુધીનું સર્વનું કલ્યાણ કરેછે તેવા ઇંદ્રિ દેવતા પ્રમાણે પણ રાજાએ દાન રાખવું અર્થાત્ તે પ્રમાણે રાજાએ પોતાની પ્રજા ઉપર તેવા અગણિત લાભની વૃષ્ટી કરવી. ૩૦૪.

अष्टौ मासान्यथादित्यस्तोयं हरति रश्मिभिः॥
तथा हरेत्करं राष्ट्रान्नित्यमर्कव्रतं हि तत्॥५॥

વર્ષામાં જે પાણી વધારે પડી ગયું હોય અને જો તહેને પાછું ન લઇ લેવામાં આવે તો પાક સારો થાય નહી, કોવાઇ જાય અને સર્વત્ર શરદી અને નાનાં પ્રકારના રોગ ફાટી નીકળવાની દહેશત રહે અને તેટલાજ માટે સુર્ય દેવતા તેવા વધારાના પાણીને પોતાનાં કિરણો દ્વારા પાછું ખેંચી લેછે તે પ્રમાણે રાજાએ પણ પોતાના રાજ્યની મ્હેસુલ ઘટતા પ્રમાણમાં એકઠી કરવી ૩૦૫

प्रविश्य सर्वभूतानि यथा चरति मारुतः ॥
तथा चारैः प्रवेष्टव्यं व्रतमेतद्धि मारुतम् ॥६॥

રાજા કેટલેક અંસે વાયુના જેવો ગણાય છે કેમકે તેનામાં કેટલાક ગુણ વાયુના જેવા હોવા જોઇએ જેવી રીતે વાયુ સર્વ પ્રાણી માત્રના સર્વ સ્થાનમાં ભિન્ન ભિન્ન રીતે પ્રવેશ કરી શકે છે તેવી રીતે રાજાએ પણ દુ[illegible] ને છુપા જાસુસોથી પોતાની પ્રજા[illegible] કામો ઉપર નજર રાખવી જોઇએ [illegible]૬.

यथा यमः प्रियद्वेष्यौ प्राप्ते काले नियच्छति॥
तथा राज्ञा नियन्तव्याः प्रजास्तद्धि यमव्रतम्
॥ ७ ॥

રાજા ઘણા પ્રકારે યમને પણ મળતો હોવો જોઇએ જેમ યમ નીરમાણ કરેલા સમયે સર્વ પ્રાણી માત્રને મૃત્યુના પાશથી બાંધી લેછે પછી ગમેતો તે મીત્ર હોય કે દુષ્મન તેમ રાજાએ પોતાની પ્રજા ઉપર પોતાનો કરબ રાખવો કારણ કે આ કામમાં તેને યમ સમાન ગણવામાં આવેલોછે ૩૦૭

वरुणेन यथा पाशैर्बद्ध एवाभि दृश्यते ॥
तथा पापान्निगृह्णीयाद्व्रतमेतद्धि वारुणम् ॥८॥

જેવી રીતે વરૂણ દેવતા પાપી માણસોને દોરડાથી બાંધી ડંડે છે તે પ્રમાણે રાજાએ દુષ્ટ માણસોને દંડવા જોઇએ કારણ કે તેને વરૂણ સમાન પણ ગણવામાં આવ્યો છે. ૩૦૮.

परिपूर्णं यथा चन्द्रं दृष्ट्वा हृष्यन्ति मानवाः ॥
तथा प्रकृतयो यस्मिन्स चान्द्रव्रतिको नृपः
॥ ९ ॥

જેમ પુનમના ચંદ્રને જોઇને સર્વ માણસો આણંદ પામે છે તેવી રીતે પોતાના રાજાને જોઇ રૈયત માત્ર આનંદમાં ગરકાવ થઇ જાય છે તેથી રાજાને ચંદ્ર તુલ્ય ગણવામાં આવ્યો છે. ૩૦૯

**प्रतापयुक्तस्तेजस्वी नित्यं स्यात्पापकर्मसु ॥**
**दुष्टसान्तार्हिंस्रश्च तदाग्नेयं व्रतं स्मृतम् ॥१०॥**

અપરાધીયોના તરફ પોતાના ક્રોધી સ્વભાવથી તપી જવાથી, અને પોતે તેજસ્વી સ્વરૂપનો હોવોથી ને દુષ્ટ માણ્ડલીકો શીક્ષા કરે છે તેથી રાજાને અગ્ની જેવો ગણવામાં આવ્યો છે ૩૧૦

**यथा सर्वाणि भुतानि धरा धारयते समम् ॥**
**तथा सर्वाणि भुतानि बिभ्रतः पार्थिवं व्रतम् ॥ ११ ॥**

પૃથ્વીની માફક રાજા પોતાની પ્રજાને સમ નજરથી જોઇ સરખી રીતે પાળે પોષે છેને સર્વના ઉપર સમાન દ્રષ્ટી રાખે છે તે ઉપરથી રાજાપૃથ્વી જેવો પણ ગણાય છે. ૩૧૧

**एतैरुपायैरन्यैश्च युक्तो नित्यमतन्द्रितः ॥**
**स्तेनान्राजा निगृह्णीयात्स्वराष्ट्रे पर एव च ॥ १२ ॥**

ઉપર વર્ણવેલાં સર્વ સાધનોથી તથા તેમનો જુદે જુદે સમયે જુદો જુદો ઉપયોગ કરી રાજાયે પોતાના મુલકના તેમજ પારકા મુલકના ચોર તસ્કરોને કાબુમાં રાખવા અને તેમ કરવામાં કોઇ પણ રીતે પ્રમાદ રાખવો નહી ૩૧૨

**परामप्यापदं प्राप्तो ब्राह्मणान्न प्रकोपयेत् ॥**
**ते ह्येनं कुपिता हन्युः सद्यः सबलवाहनम् ॥ १३ ॥**

રાજા પોતે ગમે તેટલા દુખથી પીડાતો હોય આ ગમે તેવી અધમ સ્થીતિયે પહોચ્યો હોય તો પણ તેણે બ્રાહ્મણોને કોઇ પણ રીતે કનડવા નહી કારણ કે જો તેઓ કોપાયમાન થાય છે તો તેનો, તેના વંશનો તેના લશ્કરનો ને તેના બીજા સર્વ સામનનો એકદમ નાશ કરે છે. ૩૧૩

**यै कृतः सर्वभक्ष्योऽग्निरपेयश्च महोदधिः ॥**
**क्षर्यां च प्यायितः सोमः नश्येत्प्रकोप्य तान् ॥ १४ ॥**

કારણ કે જે બ્રાહ્મણોને પોતાના ક્રોધથી અગ્નીને સર્વ ભુક કીધો (એટલેજ ભુગુ રૂષિના પ્રતાપથીજ અગ્ની સર્વને દહન કરતો થયો) સમુદ્રનુ પાણી ખારૂ અગર કર્યું (વડવા મુખનુ કહ્યું ન કરવાથી તેણે સમુદ્રને એવી શીક્ષા કરી કે તારૂ પાણી ખારૂ હજો) જેણે ક્રોધથી ચંદ્રની વધ ઘટ કરી (ચંદ્રની આ સ્થીતી દક્ષના શ્રાપને લીધેજ થયેલી છે) તેવા બ્રાહ્મણના શ્રાપથી કોઇ ભાગ્યજ બચે છે. ૩૧૪

**लो[illegible]नन्यान्सृजेयुर्ये लोकपालांश्च कोपिताः॥**
**देवान्कुर्युरदेवांश्च कः क्षिण्वंस्तान्समृध्नुयात्॥१५**

બ્રાહ્મણ જો કોપાયમાન થાયતો બીજી દુનીયાને તેના નવા રક્ષકોને પણ બનાવી શકે છે કારણ કે વીશ્વામીત્ર તેમ કરવાનો યત્ન કર્યો હતો અને તેવીજ રીતે વાલ્કીલ્યસે નવા ઇન્દ્રને,વાયુને ઉત્પન્ન કરવાનો યત્ન કર્યો હતો તેમજ માણ્ડવ્યયેસ યમને સુદ્ર વંશમાં જન્મવાનો શ્રાપ દીધો હતો આવા સર્વ શક્તીવાન બ્રાહ્મણને કોપાવીને કોણ સુખી થવાની આશા રાખી શકે ? કોઇ નહી કારણકે તેઓ દેવને પણ પોતાની જગો ઉપરથી દુર કરી શકે ૩૧૫

**यानुपाश्रित्य तिष्ठन्ति लोका देवाश्च सर्वदा॥**
**ब्रह्म चैव धनं येषांको हिंस्यात्तांश्जिजीविषुः१६**

આયુષ્યની આશા રાખનાર–જીવવાની ઇચ્છાવાળો કયો માણુસ જેના ઉપર ત્રણે લોકનો તેમજ દેવતાઓનો આધાર છે અર્થાત્ જેનાથીજ તેમની સ્થિતી છે અને જેમનું મુખ્ય દ્રવ્ય તે બ્રહ્મ–વેદજ છે તેનો ત્યાગ કરી શકે છે. ૩૧૬

अविद्वांश्चै व विद्वांश्च ब्राह्मणो दैवतं महत् ॥
प्रणीतश्चाप्रणीतश्च यथाग्निर्दैवतं महत् ॥१७॥

જેવી રીતે અગ્નિ વેદ મંત્રના ઉચ્ચારથી પ્રગટ કરવામાં આવ્યો હોય અર્થાત્ હવિર્દાનને માટે પ્રગટ કરવામાં આવ્યો હોય અથવા એમને એમ પ્રગટ કરવામાં આવ્યો હોય છતાં પણ ત્હેમાં હોમવામાં આવતી વસ્તુઓને બાળવાને માટે તે પુરતો છે તેજ પ્રમાણે બ્રાહ્મણ વેદજ્ઞ હોય કે અભણ હોય છતાં તેનો બ્રાહ્મણ કુળમાં જન્મ થયો તેથીજ તે પવિત્ર છે. ૩૧૪

श्मशानेष्वपि तेजस्वी पावको नैव दुष्यति ॥
हूयमानश्च यज्ञेषु भूय एवाभिवर्धते ॥ १८ ॥

અગ્નિ કોઇ પણ સ્થળે અપવિત્ર થતો નથી સ્મશાનમાં શબનોદાહ કરવામાં આવવાથી કાંઈ તેજસ્વી અગ્નિ દોષિત ગણાય નહી કારણ કે તેને યજ્ઞ કર્મમાં વાપરતાં તેમાં ઘીની આહુતી આપવામાં આવતાં તે ત્હેલાં કરતાં વધારે જોરથી અને તેજથી બળતો જણાય છે. ૩૧૮

एवं यद्यप्यनिष्टेषु वर्तन्ते सर्वकर्मसु ॥
सर्वथा ब्राह्मणाः पूज्याः परमं दैवतं हि तत् ॥ १९ ॥

અને તેજ પ્રમાણે બ્રાહ્મણ વર્ણમાં જન્મ પામેલો પોતે અભણ હોય અથવા ગમે તેવો નીચો ધંધો કરતો હોય તો તેથી તેને નીચો ગણવો નહી અર્થાત્ તેવો બ્રાહ્મણ પોતાના બ્રહ્મ દૈવતને ગુમાવતો તથી પણ બ્રાહ્મણ કુળમાં તેનો જન્મ થયેલો છે તેટલા માત્રથીજ તેને માન આપવું જોઇએ. ૩૧૮

क्षत्रस्यातिप्रवृद्धस्य ब्राह्मणान्प्रति सर्वशः ॥
ब्रह्मैव संनियन्तृ स्यात्क्षत्रं हि ब्रह्मसंभवम् ॥ ३२० ॥

ક્ષત્રી જો બ્રાહ્મણો તરફ કોઇ પણ પ્રકારનો જુલમ કરે તો બ્રાહ્મણોજ તેમને યોગ્ય શાસન આપવું કારણ કે ક્ષત્રીઓને ઉત્પન્ન કરનાર પ્રથમ બ્રાહ્મણોજ હતા. ૩૨૦

अद्भ्योऽग्निर्ब्रह्मतः क्षत्रमश्मनो लोहमुत्थितम्॥
तेषां सर्वत्रगं तेजः स्वासु योनिषु शाम्यति ॥ ॥ २१ ॥

જળમાંથી અગ્નિ ઉત્પન્ન થયો, બ્રાહ્મણમાંથી ક્ષત્રી ઉત્પન્ન થયા, પથ્થરમાંથી લોઢું ઉત્પન્ન થયું અને આ સર્વને જે સર્વત્ર દર્શાયમાન થતો પ્રકાશ તે કયાંથી ઉત્પન્ન થયો તે કાંઇ જણાતું નથી અર્થાત્ જયાંથી ઉદ્ભવ્યો ત્યાંજ તેનો અંત આવ્યો. ૩૨૧

नाब्रह्म क्षत्रमृध्नोति नाक्षत्रं ब्रह्म वर्धते ॥
ब्रह्म क्षत्रं च संपृक्तमिह चामुत्र वर्धते ॥२२॥

ક્ષત્રી અને બ્રાહ્મણ એક મેકની સાથે એવો ઘાડો સંબંધ ધરાવે છે કે જો તેઓ બંન્ને એક બીજાની સાથે સંપ સંપીને ચાલે તોજ આ લોકમાં તેમજ પર લોકમાં તેઓ સુખી થાય અને માન મેળવે અર્થાત્ બ્રાહ્મણ વિના ક્ષત્રીનો અને ક્ષત્રી વિના બ્રાહ્મણો, કોઇ પણ પ્રકારે ઉદય થાયજ નહી. ૩૨૨

दत्वा धनं तु विप्रेभ्यः सर्वंदण्डसमुत्थितम्।
पुत्रे राज्यं समासृज्य कुर्वीत प्रायणं रणे॥२३॥

રાજા–ક્ષત્રી જ્યારે ઘણો વૃદ્ધ થઇ ગયો હોય અને તેનો અવશાન સમય નજીક આવતો હોય ત્યારે ત્હેણે જે દ્રવ્ય પોતાની પ્રજાના દંડ અથવા તેવા પ્રકારની શિક્ષારૂપે મેળવ્યું હોય તે સર્વ દ્રવ્ય તેણે બ્રાહ્મણને દાન કરી દેવું–પોતાનું રાજપાટ પોતાના પાટવીને સોપવું અને ત્યાર પછી રણક્ષેત્રમાં જઇને પોતે શેષરહેલ કાળ પુરો કરવો યુદ્ધમાં જો તેનું મરણ ન થાય તો કેટલાકનો એવો પણ મત છે કે રાજાએ જળમાં ડુબીને અથવા તો દેવતામાં બળી મરીને પોતાનું જીવન પુરૂ કરવું અથવા તો અરણ્યમાં ભુખ્યા રહી–ઉપવાસ કરીને દેહ પાડવો. ૩૨૩

एवं चरन्सदा युक्तो राजधर्मेषु पार्थिवः॥
हितेषु चैव लोकस्य सर्वान्भृत्यान्नि योजयेत्
॥ २४ ॥

ઉપર પ્રમાણે પોતાના આયુષ્યના છેલા ભાગને ગાળનાર રાજાનો જો પોતાની રાજ્ય સંબંધી ફરજો બજાવવાનો વિચાર હોય તો તેણે પોતાના મંત્રીઓ તથા રાજયના બીજા અમલદારોને જે રીતે પ્રજાનું કલ્યાણ થાય તે પ્રમાણે વર્તવાને માટે અજ્ઞા કરવી ૩૨૪

एषोऽखिलः कर्मविधिरुक्तो राज्ञःसनातनः॥
इमं कर्मविधिं विद्यात्क्रमशो वैश्यशूद्रयोः॥२५॥

આ પ્રમાણેના નિયમો સંભળાવ્યા પછી મહામુની મનુએ શ્રોતાઓને કહ્યું કે હે સજજનો મ્હે આપ સર્વને રાજાને માટેના વેદમાં કહેલા સરવે ધર્મ નિયમો યથાસ્થિત કહ્યા અને હવે હું આપને વૈશ્ય અને શુદ્રના ધર્મ નિયમો કહીશ તે સાંભળશો ૩૨૫

वैश्यस्तु कृतसंस्कारःकृत्वा दार परिग्रहम्॥
वार्तायां नित्ययुक्तः स्यात्पशूनां चैव रक्षणे
॥ २६ ॥

વૈશ્યને ઉપવિત દેવામાં આવ્યું હોય ત્યાર પછી તેણે પોતાનીજ વર્ણની સ્ત્રિ સાથે લગ્ન કરવું (સવર્ણા સ્ત્રિ સાથે લગ્ન કરવું) અને ત્યાર પછી વેદમાં તેના વર્ણને અનુસરીને કરવાનાં તેનાં કાર્યમાં લાગવું– અર્થાત્ ખેતી કરવી, વ્યાપાર કરવો અથવા તો પ્રાણીઓ તરફ દયાની લાગણીથી વરતી તેમનુ કલ્યાણ કરવું. ૩૨૬

प्रजापतिर्हि वैश्याय सृष्ट्वा परिददे पशून्॥
ब्राह्मणाय च राज्ञे च सर्वाः परिददे प्रजाः
॥ २७ ॥

પશુ તરફ વૈશ્યે ખાસ કરીને દયાની લાગણીથી વર્તવું કારણ કે જ્યારે પ્રજા પતિએ પશુઓને ઉત્પન્ન કર્યા ત્યારે તેમને તેણે વૈશ્યને તેમની સંભાળ રાખવાને માટે સોંપ્યાં હતાં અને પશુ વિનાનાં બીજાં મનુષ્ય પ્રાણીઓને સરજીને તેમના રક્ષણ ને માટે બ્રાહ્મણ અને ક્ષત્રીને તેઓને સોંપ્યાં હતાં ૩૨૭

न च वैश्यस्य कामःस्यान्न रक्षेयं पशू निति॥
वैश्ये चेच्छति नाऽन्येन रक्षितव्याः कथंचन
॥ २८ ॥

વૈશ્યે પોતાના મનમાં હું આ પશુને પાળીશ નહી એવો વિચાર કોઇ પણ સમયે આવવા દેવો નહીં કારણ કે તે તેના વેદ પ્રમાણેના નિયમ વિરૂદ્ધ હોવાથી તેમ થતાં તે દોષિત થાય છે અને તેજ પ્રમાણે

જ્યાં સુધી કોઈ પણ પ્રાણીને દયાની લાગણીથી વૈશ્ય પોતે પાળવાને માટે ઇચ્છા રાખતો હોય ત્યાં સુધી બીજાને તે પ્રાણી પાળવાને માટે સોંપવું નહી. ૩૨૮

मणिमुक्ताप्रवालानां लोहानां तान्तवस्य च ॥
गन्धानां च रसानां च विद्यादर्घबलाबलम् ॥ २९ ॥

વૈશ્યે જર ઝવેરાતના વ્યાપારની દરેક વસ્તુની કીમત અથવા પાણી પારખતાં શીખવું જોઇએ અર્થાત્ મણી,મોતી, પરવાળાં વિગેરેના પ્રકાશ ઉપરથી તેમની શી કીમત પોસાય તે સમજવું જોઇએ અને વ્યાપારની ધાતુઓ—સોનુ—રૂપું તથા લોખણુના જૂદા જૂદા ભાવ જાણવા જોઇએ પ્રત્યેક જાતનાં સુધંધ દ્રવ્યો—અત્તરો—તેલો વિગેરેના તેમજ સ્વાદની વસ્તુઓ મશાલા વિગેરેના પણ ભાવ તાલ હમેશના તેણે જાણવા જોઇએ. ૩૨૯

बीजानामुप्तिविञ्च स्यात्क्षेत्रदोषगुणस्य च ॥
मानयोगं च चानीयात्तुलायोगांश्च सर्वशः ॥ ३३० ॥

કયા કયા ધાન્યનાં બીજો કયારે કયારે વાવવાં કેવા પ્રકારની જમીન કેવાં કેવાં વાવેતર ને માટે યોગ્ય છે તે તેણે બરાબર સમજવું તેમજ તેણે બધાં માપ અને વજન પણ બરાબર સમજવાં જોઈએ ૩૩૦

सारासारं च भाण्डानां देशानां च गुणागुणान्॥
लाभालाभं च पण्यानां पशूनां परिवर्धनम्॥३१

તે ઉપરાંત વૈશ્યે વ્યાપારની વસ્તુઓની ઉત્તમતા અને અધમતા પણ સમજવી જોઇએ અર્થાત્ કોંઇ પણ વસ્તુ ખરીદવા જાય તો તેમાં સોંઘી વસ્તુ લેતાં પણ તેમાંથી બગાડ વધારે નિકળતાં તે મોંઘી પડે અને મોઘી વસ્તુ લેતા તે ચોખ્ખી હોય તો તેમને લાભ થાય માટે વ્યાપારની વસ્તુ કેવી અને શા ભાવથી ખરીદવી તેનો તેણે વિચાર કરવો, અને ખરીદી કયાંથી કરવી અને કયા દેશમાં તેનો વ્યાપાર કરવો કે જેથી સારો નફો થાય તેનો પણ તેણે અનુભવ મેળવો, તેમજ કઈ ચીજનો કયા સ્થળે સારો ઉપાડો થશે તેનો વિચાર કરીને તે સ્થળની માગણી પ્રમાણે તે વસ્તુ હોરવી તેમજ પશુ વૃદ્ધિ કરવાનું જ્ઞાન મેળવવવું અર્થાત્ કેવી રીતમાં પ્રાણીઓને શા પ્રમાણે ઉછેરવાં અને તેથી શા પ્રમાણેની તંદુરસ્ત ઉછેર મેળવવી તેનુ પણ જ્ઞાન અને અનુભવ તેણે મેળવવો. ૩૩૧

भृत्यानां च भृतिं विद्याद्भाषाश्च विविधा नृणाम्।
द्रव्याणां स्थानयोगांश्च क्रयविक्रयमेव च॥३२॥

તેમજ તેણે નોકરોને તેમની લાયકાત પ્રમાણેના પગાર—દરમાયા પણ જાણવા જોઇએ જુદા જુદા દેશોના માણસોની ભાષાનું તેમજ જુદી જુદી જાતની વ્યાપારની વસ્તુઓને લાંબા વખત સુધી ભરી રાખવાને શાં શાં સાધનોની જરૂર છે તેપણ તેણે જાણવું જોઇએ તેમાં વ્યાપારની વસ્તુઓની મોસમ—ખરીદીના વખતને જાણી લેઇને તેની ખરીદી અને વેચાણ પણ સમજવાં જોઇએ. ૩૩૨

धर्मेण च द्रव्यवृद्धावातिष्ठेद्यत्नमुत्तमम् ॥
दद्याच्च सर्वभूतानामन्नमेव प्रयत्नतः ॥ ३३ ॥

પ્રમાણીકપણે જેમ પોતાના દ્રવ્યમાં વધારો થાય તેમ કરવાને માટે તેણે પોતાથી

બનતો પ્રયાસ કરવો અને સૃષ્ટીનાં પ્રાણીઓને ખાવા પીવાનું આપીને પોષણ કરવામાં તેણે ઘણો શ્રમ લેવો જોઇએ. ૩૩૩

विप्राणां वेदविदुषां गृहस्थानां यशस्विनाम्॥
शुश्रूषैव तु शूद्रस्य धर्मो नैःश्रेयसःपरः॥३४॥

પરંતુ વેદજ્ઞ બ્રાહ્મણોની શેવા કરવાનું તેમજ જે સજ્જનો—સારા મ્હોટા ગૃહસ્થો હોય ત્હેમની અને પોતાના સારા ગુણોને માટેના પ્રખ્યાત ગૃહસ્થોનું સન્માન કરવું અને તેમની આજ્ઞા માનવી તે શુદ્રોને માટેનો ઉત્તમ ધર્મ વેદમાં કહેલો છે જેથી તેમને મૃત્યુ પછી મોક્ષ મળે. ૩૩૪

शुचिरुत्कृष्टशुश्रूषुर्मृदुवागनहकृतः ॥
ब्राह्मणाद्याश्रयो नित्यमुत्कृष्टां जातिमश्नुते
॥ ३५ ॥

જે શુદ્ર મનથી અને તનથી શુદ્ધ હોઈ પોતાનું ભવિષ્યમાં સારૂ કરનારની શેવા કરનારો હોય બોલવે ચાલવે સત્ય હોય તેમજ અભિમાન રહીત હોય, અને જે હમેશાં ભણેલા બ્રાહ્મણનો સમાગમ રાખનારો હોય તે તેનાં સારાં આચરણોને લીધે મૃત્યુ પછી તેની શુદ્ર વર્ણના કરતાં ઉંચ વર્ણમાં જન્મ પામે છે. ૩૩૫

एषोऽनापदि वर्णानामुक्तः कर्मविधिः शुभः॥
आपद्यपि हि यस्तेषां क्रमशस्तन्निबोधत
॥ ३३६ ॥

આ પ્રમાણેના ધર્મ નિમમાં ચારે વર્ણ જ્યારે સુખ શાંતિમાં હોય ત્યારે તેમણે પાળવા જોઇએ પણ હવે તેઓને જ્યારે આપત્તિ આવી પડી હોય ત્યારે તેઓએ શા પ્રમાણે વર્તવું તે હું આપને સર્વને કહી સંભળાવીશ. ૩૩૬

इति मानवे धर्मशास्त्रे भृगुप्रोक्तायां संहितायां नवमोऽध्यायः ॥ ९ ॥

ઇતી શ્રી મનુસ્મૃતિનો નવમો અધ્યાય સંપૂર્ણ.



# ॥ अथ दशमोऽध्यायः ॥

अधीयीरंस्त्रयो वर्णाः स्वकर्मस्था द्विजातयः॥
प्रब्रूयाद्ब्राह्मण स्त्वेषां नेतराविति निश्चयः॥१॥

દ્વિજાતીની ત્રણે વર્ણે. બ્રાહ્મણ ક્ષત્રી અને વૈશ્યે વેદમાં કહેલામાં આવેલા પોત પોતાની વર્ણના ધર્મ અને નિયમો અનુસરીને વેદનો અભ્યાસ કરવો જોઇએ પણ તે ત્રણ વર્ણમાંથી ક્ષત્રી અને વૈશ્યના શિવાય ફક્ત બ્રાહ્મણેજ વેદ ભણાવવાનો શાસ્ત્ર પ્રમાણે તો અધિકાર છે. ૧.

सर्वेषां ब्राह्मणो विद्याद्वृत्त्युपायान्यथाविधि॥
प्रब्रूयादितरेभ्यश्च स्वयं चैव तथा भवेत्॥२

બ્રાહ્મણે પોતે વેદમાં કહેલા પ્રત્યેક વર્ણને માટેના ગુજરાતના નિયમો જાણવા જોઇએ અને પોતે જાણ્યા પછી તે પ્રત્યેક વર્ણને સમજાવવા અને પોતાને માટેના ધર્મ નિયમો જે વેદમાં કહેવામાં આવ્યા હોય તે પ્રમાણે પોતે વર્તવું ૨.

वैशेष्यात्प्रकृतिश्रैष्ठ्यान्नियमस्य च धारणात्॥
संस्कारस्य विशेषाच्च वर्णानां ब्राह्मणः प्रभुः
॥ ४ ॥

સૃષ્ટાએ ઉત્પન્ન કરેલી ચારે વર્ણમાં બ્રાહ્મણ પોતાની શ્રેષ્ટતાને લીલે, પોતાના ઉંચા કુળમાં થયેલા જન્મને લીધે, વેદના જ્ઞાન અને તેહેમાંના નિયમોના પાલણને માટે શ્રેષ્ટ ગણાય છે, ૩.

ब्राह्मणः क्षत्रियो वैश्यस्त्रयो वर्णा द्विजातयः॥
चतुर्थ एकजातिस्तु शूद्रो नास्ति तु पञ्चमः॥४॥

બ્રાહ્મણ, ક્ષત્રી, વૈશ્ય અને શુદ્ર એ ચાર ને શુદ્ધ વર્ણો સમજવી અને તેમાં પહેલી ત્રણ તે દ્વિજાતી કહેવાય છે કારણ કે તેઓને યજ્ઞોપવિત ધારણ કરવાનો અધિકાર હોવાથી તેઓનો બીજો જન્મ થયો એમ કહેવામાં આવે છે પરંતુ ચોથી વર્ણ શુદ્રને ઉપનયન શંસ્કારનો અધિકાર નથી અને શુદ્ર પછીની જે કોઇ પણ વર્ણ હોય તો તે વેદ પ્રમાણે કહેવાય નહી અર્થાત્ તે શુદ્ધ વર્ણ નથી, ૪.

सर्ववर्णेषु तुल्यासु पत्नीष्वक्षतयोनिषु ॥
आनुलोम्येन संभूता जात्या ज्ञेयास्त एव ते॥
॥ ५ ॥

દરેક વર્ણમાં શાસ્ત્ર પ્રમાણે સવર્ણસ્ત્રિની સાથે વિધિ પુર્વક થયેલા લગ્નથી જે સંતતિ ઉત્પન્ન થાય તે ને તેનાં માત પિતાની જ્ઞાતીના ગણવી અર્થાત્ બ્રાહ્મણ પોતાનીજ જ્ઞાતીની કન્યાને વિધિ પૂર્વક પરણે અને તેથી જે પ્રજા ઉત્પન્ન થાય તે તેની વર્ણની કહેવાય તેજ પ્રમાણે ક્ષત્રી અને વૈશ્ય, શુદ્રને ને માટે પણ સમજવું કેટલાક ટીકાકારો શાસ્ત્રની વિધિ પ્રમાણે થયેલા લગ્નનો એમ પણ અર્થ કરેછે કે વરના કરતાં કન્યા વયમાં ન્હાની જોઇએ અને જો કન્યા વરના કરતાં ઉમ્મરે મ્હોટી હોય તો તેમનાથી થનારી પ્રજા સવર્ણા કહેવાય નહી. ૫

स्त्रीष्वनन्तरजातासु द्विजैरुत्पादितान्सुतान् ॥
सदृशानेव तानाहुर्मातृदोषविगर्हितान् ॥६॥

બ્રાહ્મણ જે દ્વિજાતી છે તે જો પોતાથી ઉતરતી પંક્તિની દ્વિજાતીય સ્ત્રિસાથે લગન કરેતો. તેનાથી ઉત્પન્ન થયેલાં છોકરાં પિતાની વર્ણનાં કહેવાય છે પણ તેમની મા નીચી વર્ણની હોવાથી તે વર્ણમાં તેઓ હલકાં ગણાય છે. ૬

अनन्तरासु जातानां विधिरेष सनातनः ॥
द्वेकान्तरासु जातानां धर्म्यं विद्यादिमं विधिम्
॥ ७ ॥

ઉપરનો નિયમ બ્રાહ્મણ પોતાથી એકજ દરજ્જે ઉતરતી વર્ણની સ્ત્રિ સાથે લગ્ન કરે અને ત્હેમનાથી થયેલાં છોકરાંના સંબંધમાં લાગુ પડે છે પણ જો પોતાનાથી બે પંકિત એ ઉતરની વર્ણની સ્ત્રિસાથે બ્રાહ્મણે લગ્ન કર્યું હોય અને તેને છોકરાં થયાં હોય તો તેમને નિચેનો નિયમ લાગુ પડે છે. ૭

ब्राह्मणाद्वैश्यकन्यायामम्बष्ठो नाम जायते ॥
निषादः शूद्रकन्यायां यः पारशव उच्यते॥८॥

બ્રાહ્મણના યોગથી વૈશ્યની કન્યામાં જે પુત્ર ઉત્પન્ન થાય તેને अंबष्ट કહેવો અને શુદ્ર કન્યામાં જો પુત્ર ઉત્પન્ન થાય તો તે પુત્રને निषाद અથવા पारशव પણ કહે છે કેટલાક ટીકાકારો બ્રાહ્મણથી ક્ષત્રાણીને પેટ જન્મેલા પુત્રને પણ अवष्ठ કહે છે. ૮

क्षत्रियाच्छूद्रकन्यायां क्रूराचारविहारवान्॥
क्षत्रशूद्रवपुर्जन्तुरुग्रोनाम प्रजायते ॥ ९ ॥

ક્ષત્રી જો શુદ્ર કન્યા સાથે પરણે અને તેથી તેમને પુત્ર ઉત્પન્ન થાય છે તો તેવા પુત્રને उग्र કહેવાય છે આ પ્રમાણેનો પુત્ર ક્ષત્રી અને શુદ્ર બન્નેને મળતાં આચરણ વાળો હોયછે તે પોતે કઠણ કામનો કરનારો અને ક્રુર કૃત્યોમાં મજા લેનારો થાય છે. ૯

विप्रस्य त्रिषु वर्णेषु नृपतेर्वर्णयोर्द्वयोः॥
वैश्यस्य वर्णे चैकस्मिन्षडेते ऽपसदाः स्मृताः
॥ १० ॥

જે પુત્ર દ્વીજાતીની ત્રણ વર્ણમાંથી ઉત્પન્ન થયો હોય અર્થાત્ બ્રાહ્મણ યોનીની ત્રણ વર્ણો જેવી કે બ્રાહ્મણ સ્ત્રી, ક્ષત્રીય સ્ત્રી તેમજ વૈશ્ય સ્ત્રીથી ઉત્પન્ન થયો હોય અથવા તો ક્ષત્રીય વર્ણનો હોઇ વૈશ્યને શુદ્ર વર્ણની સ્ત્રીથી તેની ઉત્પત્તિ થઇ હોય, અથવા તો વૈશ્ય છતાં શુદ્ર સ્ત્રીથી ઉત્પન્ન થયો હોય તેને अपसद કહેવામાં આવે છે. અર્થાત્ સજાતિય સ્ત્રીના પુત્રથી તે નિકૃષ્ટ કહેવાય છે. ૧૦

क्षत्रियाद्विप्रकन्यायां सूतो भवति जातितः
वैश्यान्मागधवैदेहौ राजविप्राङ्गनासुतौ ॥११॥

ક્ષત્રી પુરૂષથી બ્રાહ્મણ સ્ત્રીને પુત્ર થાય તો તે सुत કહેવાય છે અથવા વૈશ્યથી ક્ષત્રિયાને પુત્ર પ્રસવે તો તે मागध કહેવાય છે. ને વૈશ્ય પુરૂષથી બ્રાહ્મણ વર્ણની સ્ત્રીને પુત્ર પ્રસવે તો તે वैदेह કહેવાય છે. ૧૧

शूद्रादायोगवः क्षत्ता चण्डालश्चाधमो नृणाम्
वैश्यराजन्यविप्रासु जायन्ते वर्णसंकराः॥१२॥

શુદ્ર વર્ણના પુરૂષથી વૈશ્ય, ક્ષત્રીય અને બ્રાહ્મણ સ્ત્રીને જો પુત્રો થાય તો તે आयोगव क्षत्ता, चांडाल એવા અનુક્રમે ઓળખાય છે ને તેઓ મનુષ્ય જાતિમાં અધમ પંક્તીમાં હોઇ વર્ણશંકર જાતિને ઉત્પન્ન કરે છે. ૧૨

एकान्तरे त्वानुलोम्यादम्बष्ठोग्रौ यथा स्मृतौ
क्षत्तृवैदेहकौ तद्वत्प्रातिलोम्येऽपि जन्मनि
॥ १३ ॥

ઉત્પતિમાં માતા પિતાના કુલ કરતાં એક વર્ણાંતરે ચઢીયાતી પંક્તિની હોય છે આ પ્રમાણેના પહેલા બે અને છેલ્લા એક મેકને ઘણે ભાગે મળતાછે અને તેમના ધર્મ સંબંધી હકો પણ તેજ પ્રમાણેના કહેલા છે પણ ફક્ત વેદાધ્યયનને માટે તેમના નિયમો જુદા છે. ૧૩

**पुत्रा ये ऽनन्तरस्त्रीजा क्रमेणोक्ता द्विजन्मनाम्**
**ताननन्तरनाम्नस्तु मातृदोषात्प्रचक्षते ॥१४॥**

દ્વિજાતી વર્ણના જે પુત્રો પિતાની વર્ણ કરતાં એકાંતર અથવા તો વધારે અંતર હોય તેવી સ્ત્રીના યોગથી ઉત્પન્ન થાય છે તેવા પુત્રોને अनतर પુત્રો એમ કહેવાય છે અર્થાત્ આવા પુત્રોની જાત તેમની માતાની વર્ણ પ્રમાણે કહેવાય. ૧૪

**ब्राह्मणादुग्रकन्यायामावृतो नाम जायते ॥**
**आभीरोऽम्बष्ठकन्यायामायोगव्यां तु धिग्वणः ॥ १५ ॥**

બ્રાહ્મણની સાથે પરણેલી શુદ્રાથી જો કન્યા ઉત્પન્ન થાય તો તેને उग्रकन्या કહેવાય છે અને તેવી उग्रकन्या સાથે બ્રાહ્મણનું લગ્ન થાય ને જે પુત્ર થાય તેને आवृत પુત્ર જાણવો, બ્રાહ્મણનો વૈશ્ય સ્ત્રી સાથે મેળાપ થાય છે અને તેમનાથી જે પુત્રી થાય છે તેને अंबष्ठ કન્યા કહેવાય છે અને આવી अवष्ठा કન્યા સાથે બ્રાહ્મણના યોગથી જે પુત્ર જન્મે તેને आभीर પુત્ર કહેવાય છે અને શુદ્ર વૈશ્ય કન્યા સાથે પરણે અને જો તેથી પુત્રી થાય તો તેને आयोगव કન્યા કહેવાય છે અને એવી आयोगव કન્યા સાથે જો બ્રાહ્મણનું લગ્ન થાય અને પ્રજામાં પુત્ર થાય તો તેવો પુત્ર धिग्वण કહેવાય છે, ૧૫

**आयोगवश्च क्षत्ता च चण्डालश्चाधमो नृणाम्**
**प्रातिलोम्येन जायन्ते शूद्रादपसदास्त्रयः॥१६**

પુત્રને માટેનાં ધર્મ કાર્ય કરવાને માટેના અયોગ્ય એવા અધમ પુત્રો વૈશ્ય, ક્ષત્રી અને બ્રાહ્મણ સ્ત્રીના શુદ્ર પુરૂષની સાથેના ધર્મ વિરૂદ્ધના યોગથી ઉત્પન્ન થાય છે અને આવો પુત્રોને અનુક્રમે आयोगव, क्षतृ અને चांडाल કહેવામાં આવે છે. ૧૬

**वैश्यान्मागधवैदेहौ क्षत्रियात्सूत एव तु ॥**
**प्रतीपमेते जायन्ते परेऽप्यपसदास्त्रयः ॥१७॥**

વૈશ્ય પુરૂષના ક્ષત્રી અથવા બ્રાહ્મણ સ્ત્રી સાથેના સંયોગથી मागध અથવા वैदेह નામના પુત્રો ઉત્પન્ન થાય છે અને ક્ષત્રીયથી બ્રાહ્મણ સ્ત્રી સાથે લગ્ન થતાં થનાર પુત્ર सुत કહેવાય છે આવા ત્રણ તે પણ પ્રતિલોમ પુત્રો કહેવાય છે અને તેમને પણ પુત્રને કરવા જેવાં જે પિત્રિયોને માટેના પિંડદાન અથવા શ્રાદ્ધ વિગેરે કર્મો કરવાનો અધિકાર નથી. ૧૭

**जातो निषादाच्छूद्रायां जात्या भवति पुक्कसः**
**शूद्राज्जातो निषाद्यां तु स वै कुक्कुटकः स्मृतः ॥ १८ ॥**

બ્રાહ્મણના શુદ્ર સ્ત્રીની સાથેના યોગથી જે પુત્ર થાય છે તેને निषाद કહેવાય છે અને આવા निषादનો શુદ્ર કન્યા સાથે સંબંધ થાય અને તેમને જે પુત્ર થાય છે તેની જાતી पुक्कस કહેવાય છે કેટલાક ટીકાકારો તેને पुलकस પણ કહે છે પરંતુ निषाद કન્યાનો શુદ્ર પુરૂષ સાથે યોગ થાય અને જો તેમને પુત્ર ઉત્પન્ન થાય તો તેવા પુત્રને कुकुट વર્ણનો કહેવાય છે. ૧૮

क्षत्तुर्जातस्तथोग्रायां श्वपाक इति कीर्त्यते ॥
वैदेहकेन त्वम्बष्ट्यामुत्पन्नो वेण उच्यते १९

તે ઉપરાંત क्षत्तृ કન્યાના उग्रपुरुष ની સાથેના સંબંધથી થનાર પુત્રને श्वापक्षवर्णनो કહેવાય છે અને अंबष्ठ કન્યાને પેટ वैदेहक પુરૂષથી જે પુત્ર ઉત્પન્ન થાય તેને वेण વર્ણ-નો જાણવો. ૧૯

द्विजातयःसवर्णासु जनयन्त्यव्रतांस्तु यान् ॥
तान्सावित्रीपरिभ्रष्टान्व्रात्यानिति विनिर्दिशेत् ॥ २० ॥

બ્રાહ્મણ, ક્ષત્રી અને વૈશ્ય જો પોતાનીજ વર્ણની કન્યાનું પાણી ગ્રહણ કરે અને તેમની સવર્ણા સ્ત્રીઓથીજ તેમને જે પ્રજા ઉત્પન્ન થઇ હોય તેવા પુત્રો જો યોગ્ય સમયે ઉપવિત ધારણ ન કરે તો તેમને व्रात्य સમજવા અર્થાત્ તેઓને ગાયત્રી મંત્રનું યોગ વયે જ્ઞાન નહી આપવામાં આવ્યાથી ત્યાર પછી તે મંત્રનું ઉચ્ચારણ કરવાનો તેમને અધિકાર રહેતો નથી. ૨૦

व्रात्यात्तु जायते विप्रात्पापात्मा भूर्जकण्टकः
आवन्त्यवाटधानौ च पुष्पधः शैख एव च ॥ २१ ॥

આવા વ્રાત્ય બ્રાહ્મણનો જે પુત્ર થાય છે તેનામાં ઘણા અવગુણો હોય છે અને તે કુબુદ્ધિવાળો હોય છે આવા પુત્રોને જુદા જુદા દેશમાં જુદાં જુદાં નામ આપવામાં આવે છે જેવાં કે भूजकंटक, आवंत्य, वाटधन, पुष्पध અને शैख જે સર્વનો અર્થ વ્રાત્ય પુરૂષ વા સ્ત્રીથી ઉત્પન્ન થયેલા અધમ પુત્રોએવો થાય છે. ૨૧

झल्लो मल्लश्च राजन्याद्व्रात्या न्निच्छिविरेव च
नटश्च करणश्चैव खसो द्रविड एव च २२

તેવા જનો વ્રાત્ય પોતાને ઉપનયન સંસ્કાર યોગ્ય સમયે નથી થયો અને તેથી પોતે પંક્તિ બહાર ગણાય છે તેવા ક્ષત્રીથી તેની સવર્ણા સ્ત્રીને પેટ પુત્ર ઉત્પન્ન થાય છે તેવા પુત્રોને પણ झल्ल, मल्ल, तिच्छिवि અથવા लिखिवि, नट, करण, खश અને द्रविड એવાં નામ આપવામાં આવે છે. ૨૨

वैश्यात्तु जायते व्रात्यात्सुधन्वाचार्य एव च ॥
कारुषश्च विजन्मा च मैत्रः सात्वत एव च २३

અને વ્રાત્ય વૈશ્યને પેટ જો પોતાની સવર્ણા કન્યાને પરણ્યાથી પુત્ર ઉત્પન્ન થાય છે તો તેવા પુત્રોને सुधन्वा, आचार्य-कार्य, कारुष, निजन्मात्, मैत्र અને सात्वत् એવાં નામ આપવામાં આવે છે. ૨૩

व्यभिचारेण वर्णानामवेद्यावेदनेन च ॥
स्वकर्मणां च त्यागेन जायन्ते वर्णसंकराः२४

માણસોને પોતાની વર્ણ સિવાય અન્ય વર્ણની સ્ત્રી સાથે લગ્ન કરવાનો અધિકાર શાસ્ત્ર પ્રમાણે ન હોય તેવી કન્યાઓની સાથે તેઓ જે પ્રસંગ પાડે છે તેને લીધે તેમજ ભિન્ન ભિન્ન જાતીનાં સ્ત્રી પુરૂષોના એક બીજા સાથેના પડતા વ્યભીચારના પ્રસંગોથી જાતીમાં-વર્ણોમાં ભેળસેળ થાય છે જેને વર્ણશંકર કહેવાય છે અર્થાત્ વર્ણ એટલે જાતી અને શંકર એટલે મીશ્રણ-જાતી વર્ણોનું મીશ્રણ. ૨૪

संकीर्णयोनयो ये तु प्रतिलोमानुलोमजाः ॥
अन्योन्यव्यतिषक्ताश्च तान्प्रवक्ष्याम्यशेषतः२५

ઉપર પ્રમાણેના વર્ણશંકરના નિયમો આપને પૂર્ણ રીતે સમજાવ્યા હવે ટુંકામાં પ્રતિલોમ અને અનુલોમથી ઉત્પન્ન થયેલા પુત્રોનો એક બીજા સાથે કેવો સંબંધ છે તે હું આપ સર્વને કહીશ. ૨૫

**सूतो वैदेहकश्चै व चण्डालश्च नराधमः ॥**
**मागधः क्षत्तृजातिश्च तथाऽयोगव एव च २६**

સૂત, વૈદેહક અને ચાંડાલ મનુષ્ય સૃષ્ટીમાં જે સર્વથી અધમમાં પણ અધમ ગણાય છે તે તેમજ માગધ, ક્ષતૃ અને અયોગવ, ૨૬

**एते षट् सदृशान्वर्णाञ्जनयन्ति स्वयोनिषु ॥**
**मातृजात्यां प्रसूयन्ते ग्वरासु च योनिषु २७**

એવા જે છ પ્રકારના પ્રતિલોમ પુત્રો કહ્યા તેઓ જો પોતાનીજ વર્ણની કન્યાની સાથે લગ્ન કરે છે તો તેમની પ્રજા તેમના વર્ણની ઉત્પન્ન થયેલી ગણાય છે તેજ પ્રમાણે જો તેઓ તેમની માતાની વર્ણની કન્યા સાથે લગ્ન કરે છે અથવા તો તેમના કરતાં કન્યા ચઢતી વર્ણની હોય અર્થાત્ બ્રાહ્મણ, ક્ષત્રી, વૈશ્ય વર્ણની કન્યા હોય છતાં પણ પ્રતિલોમથી ઉત્પન્ન થનાર પ્રજા તેના પિતાનીજ વર્ણની કહેવાય છે. ૨૭

**यथा त्रयाणां वर्णानां द्वयोरात्मास्य जायते॥**
**आनन्तर्यात्स्वयोन्यां तु तथा ब्राह्मेष्वपि क्रमात्**
**॥ २८ ॥**

જે પ્રમાણે બ્રાહ્મણ પોતાની સવર્ણ શીવાયની વર્ણો અર્થાત્ ક્ષત્રી અથવા વૈશ્ય કન્યાની સાથેના વ્યવહારથી પુત્ર ઉત્પન્ન કરે છે તો તે પુત્ર પણ તેની સવર્ણાના થયેલા પુત્રના જેવોજ દ્વિજ પુત્ર કહેવાય છે પરંતુ સવર્ણ પુત્ર અને આ પુત્રના ધર્મ જુદા છે તેજ પ્રમાણે ક્ષત્રી અને વૈશ્યના માંહો માંહેના વ્યભિચાર અથવા વર્ણના શંકરત્વથી થનાર પુત્રોને માટે પણ સમજવું. ૨૮

**ते चापि ब्राह्मान्सुवहूंस्ततोऽप्यधिकदूषितान्**
**परस्परस्य दारेषु जनयन्ति विगर्हिताम् २९**

ઉપર પ્રમાણેના જાતના પુત્રો પણ જો પોતાના ધર્મ શીવાયની સ્ત્રીઓમાં વ્યભિચારથી પુત્રો ઉત્પન્ન કરે છે તો તેવા પુત્રો તેમના પિતા કરતાં ઘણાજ નિચી વર્ણના અને પંક્તિ બહારના પુત્રો ગણાય છે. ૨૯

**यथैव शूद्रो ब्राह्मण्यां बाह्यं जन्तुं प्रसूयते ॥**
**तथा बाह्यतरं बाह्यश्चातुर्वर्ण्ये प्रसूयते ॥३०॥**

જેવી રીતે શુદ્ર જે શુદ્ધ વર્ણોમાંથી બહાર ગણાયેલો છે તે ઉત્તમ પંક્તિની બ્રાહ્મણ કન્યા સાથે લગ્ન કરે અને તેથી તેમનો જે પુત્ર થાય છે તે માતા ઉંચ વર્ણની હોય. છતાં ઘણોજ નિચો કહેવાય છે તેજ પ્રમાણે જો તેવો પુત્ર બીજી ચાર વર્ણમાંથી કોઇ પણ વર્ણની સ્ત્રી સાથેના પોતાના વ્યવહારથી જે પ્રજાને ઉત્પન્ન કરે છે તે સર્વ પ્રજા પણ નિચિજ ગણાય છે. ૩૦

**प्रतिकूलं वर्तमाना बाह्या ब्राह्मतरान्पुनः ॥**
**हीना हीनान्प्रसूयन्ते वर्णान्पञ्चदशैव तु ३१**

પણ જે માણસો જેઓને પંક્તિ બહાર મુકવામાં આવ્યા હોય છે તેઓ જો પોતાના કરતાં ઉંચ વર્ણની સ્ત્રી સાથે વ્યવહાર કરે અને તેથી પ્રજા ઉત્પન્ન થાય તો તે પ્રજા તેમના બન્નેના કરતાં નિચિ કહેવાય છે તે ઉપરાંત જો પંક્તિ બહાર પુરૂષ તેનાથી પણ ઉતરતી વર્ણની સ્ત્રીથી પુત્ર ઉત્પન્ન કરે

તો તો તે પહેલાં કરતાં પણ વધારે નિચી વર્ણનો જાણવો આવી પંદર કરતાં પણ વિશેષ પ્રકારની નિચ પ્રજાઓ શાસ્ત્રમાં વર્ણવેલી છે. ૩૧

प्रसाधनोपचारज्ञमदासं दासजीवनम् ॥
सैरिन्ध्रं वागुरावृत्तिं सूते दस्युरयोगवे ॥३२॥

કોઇ પણ વર્ણમાંથી જેને પંક્તિ બહાર મુકવામાં આવ્યો છે તેવો दस्यु કહેવાય છે તેવો પુરૂષ જો आयोगव કન્યાની સાથે લગ્ન કરે તેમનાથી જે સંતતિ ઉત્પન્ન થાય છે તેને સૈરિંધ્ર સંતતિ કહેવાય છે અને તેવી સૈરિંધર પ્રજાએ નોકરી કરીને અર્થાત્ જેને ત્યાં તે રહે તેને વસ્ત્રાલંકારો વિગેરે પહેરાવવા, તેના વાળ હોળવા વિગેરે નીચાં કામ કરીને પોતાનું ગુજરાન મેળવવું, અલબત તેમ કરવામાં તે ગુલામ ગણાય નહી પણ તેની આજીવીકા ગુલામની માફકજ તેણે મેળવવી અને જો તેઓને તેવો કોઇ ઉદ્યોગ ન હોય તો વનમાં જે પશુ પક્ષીઓ આપતિમાં ફસી પડયાં હોય તેમને મુક્ત કરીને તેમનાથી પોતાનું ગુજરાત ચલાવવું.૩૨

मैत्रेयकं तु वै देहो माधूकं संप्रसूयते ॥
नृप्रशंसत्यजस्त्रं यो घण्टा ताडोऽरुणोदये ३३

જો વૈદેહ આયોગવ કન્યા સાથે પરણે અને તેમને પુત્ર થાય તો આવા પુત્રને मैत्रयक પુત્ર કહેવાય છે અર્થાત્ જે બોલવામાં મધુર અને બિનયવાળો હોય છે. અને તેવા પુત્રનુ કર્તવ્ય પ્રાતઃકાળમાં ઘણાજ વહેલા ઉઠવાનું .અને સદ્ગપુરૂષોને વાદ્યથી, ઘંટથી, અથવા તો પોતાના મધુર આલાપથી નિંદ્રામુક્ત કરવાનું જગાડવાનું છે. ૩૩

निषादो मार्गवं सूते दासं नौकर्मजीविनम्
कैवर्त्तमिति यं प्राहुरार्यावर्त्तनिवासिनः ३४

બ્રાહ્મણથી શુદ્રાને પેટ ઉત્પન્ન થયેલો એવો જે निषाद જો आयोगव કન્યાનું પાણી ગ્રહણ કરે તો તેમને જે પુત્રા થાય છે તેમને भार्गव અથવા दास જાતીના કહેવાય છે આવા પુત્રાએ પોતાનું ગુજરાન મચ્છવા હુંકારીને અર્થાત્ નાવિક થઇને મેળવવું. સારા પુરૂષો તેમને कैवत પુત્રા કહે છે. ૩૪

मृतवस्त्रभृत्सु नारीषु गर्हितान्नाशनासु च ॥
भवन्त्यायोगवीष्वे ते जातिहीनाः पृथक्त्रयः ॥ ३५ ॥

આવા ત્રણ પ્રકારના જે પુત્રા ગણાવ્યા તેમાં જેઓ શબ ઉપરથી કાઢી નાંખવામાં આવતાં વસ્રોને સ્વિકારે છે અને પહેરે છે તેમને તથા જેઓ ઉચ્છિષ્ટ અન્ન થાય છે તેમને ઘણાજ અધમ પુત્રા સમજવા. આયોગાંવ પુત્રા જાણવા. ૩૫

कारावरो निषादात्तु चर्मकारः प्रसूयते ॥
वैदेहिकादन्ध्रमेदौ बहिर्ग्रामप्रतिश्रयौ ॥३६॥

निषादजो वैदेहिक કન્યાની સાથે પરણે છે અને તેમનાથી તેને સંતતિ થાય છે તો તેવા પુત્રાને कारवर જાતના કહેવાય છે આવા પુત્રાએ ચમારનું કામ કરીને પોતાનો નિર્વાહ ચલાવવો જોઇએ. ૩૬

चण्डालात्पाण्डुसोपाकस्त्वक्सारव्यवहारवान्
आहिण्डिको निषादेन वैदेह्यामेव जायते ३७

वैदेह પુરૂષ જો ઉપર જણાવી તેવી कारवर કન્યા સાથે કે निषाद કન્યા સાથે લગ્ન કરે છે અને તેને સંતતિ થાય છે તો તે તથા मेद જાતીની કહેવાય છે અને

તેવી પ્રજાને ગામમાં, વસ્તીમાં રહેવાનો અધિકાર નથી આ વર્ણના લોકો ઘણે ભાગે મેવાડ અને દક્ષીણ રજપુત સંસ્થાનોમાં તેમજ દક્ષીણના પુર્વ વિભાગોમાં રહેતા જાણવામાં આવેલા છે.

જો ચાંડાલ, વૈદેહ કન્યાનું ગ્રહણ કરે અને તેમને પુત્ર થાય તો તે પુત્રને પાંડુસુપાત્ જાતનો કહેવાય છે અને તેણે પોતાનું ગુજરાન સરકટ, નેતર, બરૂ વિગેરેના વ્યાપારથી મેળવવું. અને નિષાદ કન્યાથી જે સંતતિ તેને ઉત્પન્ન થાય છે તે आंहिंदिक જાતની કહેવાય છે અને તે દરોગાનો ધંધો કરી પોતાનું ગુજરાન ચલાવે છે. ૩૭

चण्डालेन तु सोपाको मूलव्यसन वृत्तिमान्
पुक्कस्यां जायते पापः सदा सज्जनगर्हितः
॥ ३८ ॥

ચાંડાલ પુરૂષ પુલ્કસ અથવા ઉકવસ કન્યા સાથે લગ્ન કરે અને તેમને પુત્ર થાય તો તે सोपाक જાતનો કહેવાય છે અને તેનો ધંધો ન્યાયાધિશે જેને શિક્ષા ફરમાવી હોય તે શિક્ષાનો અમલ કરવો તેજ છે અને તેના આ ધંધાથીજ તેણે પોતાનું ગુજરાન મેળવવું. ૩૮

निषादस्त्री तु चण्डालात्पुत्रमन्त्यावसायिनम्
श्मशानगोचरं सूते बाह्यानामपि गर्हितम् ३९

ચાંડાલ જો નિષાદ કન્યા સાથે પરણે અને તેમને પુત્ર ઉત્પન્ન થાય તો તે પુત્ર आवन्सानार्व જાતનો થાય છે અને તેને ઘણે ભાગે સ્મશાનમાં જ્યાં શબને બાળવામાં આવે છે તેવા સ્થળે કામ કરવાને રાખવામાં આવે છે અને જેને બીજા અધમ લોકો પણ નિંદે છે. ૩૯

संकरे जातयस्त्वेताः पितृमातृप्रदर्शिताः ॥
प्रच्छन्ना वा प्रकाशा वा वेदितव्याः स्वकर्मभिः
॥ ४० ॥

આ પ્રમાણેની જે જુદી જુદી જાતો ઉપર વર્ણવી ગયા અને જેઓ એક વર્ણના બીજી વર્ણની સાથેના મીશ્રણથી ઉત્પન્ન થયેલી છે અને જેઓને તેમના ઉત્પન્ન કરનાર પિતા વા તેઓની માતા--તેમના ઉત્પતિ સ્થાન ઉપરથી નામ આપવામાં આવ્યું હોય તેઓ પોતાની વર્ણ સ્પષ્ટ દર્શાવતા હોય અથવા તો છુપાવી રાખતા હોય તોપણ તેઓ જે જે ધંધો કરીને તેમનું ગુજરાન ચલાવતા હોય તે પરથી તેમને ઓળખી શકાય છે. ૪૦

सजातिजानन्तरजाः षद् सुता द्विजधर्मिणः
शूद्राणां तु सधर्माणः सर्वेऽपध्वंसजाः स्मृताः
॥ ४१ ॥

પહેલી ત્રણ વર્ણના જે છ પ્રકારના પુત્રો થાય છે અર્થાત્ સવર્ણના અને અનંતર વર્ણના તેમાંના પહેલા ત્રણ અને પછીના ત્રણેના ધર્મ એક સરખા સમજવા અર્થાત્ તેઓ દ્વિજધર્મને પાળી શકે છે પરંતુ પ્રતિલોમ પુત્રો જેઓની ઉત્પતિ શાસ્ત્રના નિયમ વિરૂદ્ધ થયેલી હોય છે અર્થાત્ નીચ વર્ણના પુરૂષના ઉચ સ્ત્રીના સાથેના સંબંધથી થયેલી હોય છે તેવા પુત્રોને તો શુદ્ર જેવાજ ગણવા જોઇએ અર્થાત્ તેવા પુત્રોને જો કે તેઓ દ્વિજ સ્ત્રીથી ઉત્પન્ન થયેલા હોય છે છતાં દ્વિજ ધર્મ પાળવાનો શાસ્ત્ર પ્રમાણેનો અધિકાર મળતો નથી. ૪૧

तपोबीजप्रभावैस्तु ते गच्छन्ति युगेयुगे ॥
उत्कर्षं चापकर्षं च मनुष्येष्विह जन्मतः ४२

સવર્ણથી ઉત્પને થયેલી પ્રજા અને અ-નંતર વર્ણથી ઉત્પન્ન થયેલી પ્રજા તેઓના ઉત્પન્ન કરનારના તપ અને બળના પ્રમાણુમાં ભવિષ્યના અવતારમાં ઉંચ વાચયોનીમાં જન્મ પામે છે ૪૨.

शनकैस्तु क्रियालोपादिमाः क्षत्रियजातयः ॥
वृषलत्वं गता लोके ब्राह्मणादर्शनेन च ४३

નીચે જણાવવામાં આવશે તે ક્ષત્રીય વર્ણો પણ પોત પોતાના શાસ્ત્રમાં કહેલા નિયમો અને ધર્મોનું યોગ્ય પાલણુ ન કર-વાથી તેમજ બ્રાહ્મણો જેમની તેઓએ પોતાનાં પ્રત્યેક કાર્યમાં સલાહ લેવી જોઇએ તે નહી લેવાથી અને બ્રાહ્મણો જે જન્મથીજ પવીત્ર છે તેમને ઘટતું સન્માન નહી આપવાથી કાલને અનુસરતાં ઉતરતી પંક્તિમાં આવતા ગયા છે અને અંતે શુદ્રત્વને પામ્યા છે. ૪૩

पौण्ड्रकाश्चौड्रद्रविडाः काम्बोजा यवनाः शकाः
पारदापह्लवाश्चीनाः किराताः दरदाः खशाः
॥ ४४ ॥

ઉપર પ્રમાણેની અધમ પંકિતને પામેલી ક્ષત્રીયની જાતીઓ હાલમાં નિચે પ્રમાણેની છે. पौड्का, कोड અથવા औड्र, द्रवीड, कांबीज, जवन, शक, पारद, अपलह्व, चीज, किरात दरद અને खश, ૪૪.

मुखबाहूरुपज्जानां या लोके जातयो बहिः ॥
म्लेच्छवाचश्चार्यवाचः सर्वे ते दस्यवः स्मृताः
॥ ४६ ॥

બ્રહ્માના મ્હોં, હાથ, જાંઘ, અથવા, પગમાંથી ઉત્પન્ન થયેલી વર્ણો વાળા પણ જો પોતપોતાના ધર્મને ન પાળેતો પતિત થાય અને પોતપોતાની વર્ણ-પંક્તિ બ્હાર તેમને મુકવામાં આવે છે વળી તેઓ ગમેતો મ્લેચ્છ ભાષા બોલતા હોય અથવા તો આર્ય ભાષા બોલતા હોય, જંગલી હોય કે સુધરેલા હોય–આ પ્રમાણેના પંક્તિ બ્હાર ના માણસોને દસ્યુ અર્થાત્ અધમ વર્ણના હોય તેમ ગણવા. ૪૫

ये द्विजानामपसदा ये चापध्वंसजाः स्मृताः
ते निन्दितैर्वर्त्तयेयुर्द्विजानामेव कर्मभिः ४६

દ્વિજ વર્ણનાં પુરૂષ વા સ્રિથી શાસ્રના લગ્ન સંબંધીના નિયમો વિરૂદ્ધ જે પ્રજા ઉત્પન્ન થઇ હોય છે અને જેને अपसद નીચ કુલનાં અથવા તો अपध्वंशज અર્થાત્ પ્રતી લોમ–જન્મ ક્રમ વિરૂદ્ધ ઉત્પતિ વાળા એમ કહેવામાં આવે છે તેઓએ પોતાનું ગુજરાન દ્વિજ વર્ણના માણસો જે ધંધો નિંદા યુકત ગણતા હોય તેવો ધંધો કરીને ચલાવવું. ૪૬

सूतानामश्वसारथ्यमम्बष्ठानां चिकित्सनम् ॥
वैदेहकानां स्त्रीकार्यं मागधानां वणिक्पथः
॥ ४७ ॥

સૂત જાતના માણસોએ–મહાવતનો એટલે ઢોર ફેરવવાનો તથા ઉછેરવાનો ગાડી હાં-કવાનો એવો ધંધો કરીને પોતાનો નિર્વાહ કરવો, अंबष्ठ વર્ણના માણસોએ હાડ વૈધ અગર વૈદકનો ધંધો કરીને પોતાનું ગુજરાન ચલાવવું, वैदेहक વર્ણ વાળાઓએ સ્રીઓની નોકરી કરવી અર્થાત્ દરબારમાં ખવાસ વિગેરેની માફક સ્રિઓની શેવા ચાકરીમાં રહીને પોતાનું પેટ ભરવું અને मागध જાત ના માણસોએ માલ એક ગામથી બીજે ગામ લઇ જઇને વેચવો, ખરીદવો વિગેરે વ્યાપાર કરીને પોતાની આજીવીકા મેળ-વવી. ૪૭

मत्स्यघातो निषादानां तष्टिस्त्वायोगवस्य च
मेदान्ध्रचुञ्चुमद्गूनामारण्यपशुहिंसनम् ४८

नीषाद वर्णना माणुसे नाविकनो धंधो करवो अने मच्छिमारनो धंधो करीने पोतानु पोषण करवुं आयोगव वर्णनाए सुतारनो धंधो करवो अने सर्वथी उतरती वर्णना जे मेनद, अंधचुंचु, अने मग्गु एमणे तो जंगलमां रहेनारां प्राणीओनो वध करीने पोतानु गुजरान चलाववुं ४८.

क्षत्तुग्रपुक्कसानां तु बिलौकोवधबन्धनम् ॥
धिग्वणानां चर्मकार्यं वेणानां भाण्डवादनम्
॥ ४९ ॥

क्षतृ, उग्र अने पुलकूस अथवा पुकुस वर्णना माणुसोए नानां नानां प्राणीओ जेओ दरमां रहेतां होय तेमनो नाश करीने पोतानुं गुजरान मेळववुं अने धिग्वण वर्णना माणुसे चमारनो धंधो करवो अर्थात् जनावरोनां चामडां वेची साटीने पोतानो निर्वाह करवो तथा वेण वर्णना ए ढोल वगाडीने अथवा तो कांसानी थाळी वगाडीने-ढंढेरो पीटवा विगेरेनां हलकां काम करीने पोतानी आजीवीका मेळववी. ४९

चैत्यद्रुमश्मशानेषु शैलेपूपवनेषु च ॥
वसेयुरेते विज्ञाना वर्तयन्तः स्वकर्मभिः ५०

म्होटां जाणीतां झाड आगळ पोतानां रहेठाण बांधीने, स्मशानमां, स्मशान नजीक पर्वतो उपर. गुफाओ अने कोतरोमां उपर जणावेली वर्णना माणुसोए रहेवुं अने तेमणे पोताना प्रत्येकनां रहेठाण ओळखाय तेवी ते ते स्थळे निशानी राखवी तेमज तेमने प्रत्येकने माटे उपर जे धंधाओ वर्णववामां आव्या ते करीने पोतपोतानुं गुजरान चलाववुं. ५०

चण्डालश्वपचानां तु बहिर्ग्रामात्प्रतिश्रयः ॥
अपपात्राश्च कर्तव्या धनमेषां श्वगर्दभम् ५१

परंतु चाडांल अने श्वप वर्णना माणुसोने तो गाममां रहेवा देवाज जोइए नही तेओए गाम बहार घणे दुर निर्जन स्थळे पोतानां झुपडां बांधी रहेवुं जोइए, तेओने वापरवानां वासण कुसण अप पात्र होवां जोइए अर्थात भागेलां टुटेलां अने जुनां थइ गयेलां होवां जोइए अने तेओए पोताना वधारेमां वधारे द्रव्य तरीके कुतरां तथा गधेडां पाळवां जोइए. ५१

वासांसि मृतचैलानि भिन्नभाण्डेषु भोजनम्॥
कार्ष्णायसमलंकारः परिव्रज्या च नित्यशः
॥ ५२ ॥

तेओए श्मशानमां शबना उपरथी जे ओराढेला वस्त्र काढी नांखवामां आवे ते लइने प्हेरवां अने उपर जणाव्यां ते प्रमाणेनां भागेलां टुटेलां वासणमां लइने जमवुं, तेमना सारामां सारा अलंकारो काळा-कटायला होवा जोइए अने तेओए हमेशां एकज स्थळे रहेवुं नही पण वखतो वखत एक गामनी सीममांथी बीजा गामनी सीममां फरता रहेवुं. ५२

न तैः समयमन्विच्छेत्पुरुषो धर्ममाचरन् ॥
व्यवहारो मिथस्तेषां विवाहः सदृशैः सह
॥ ५३ ॥

जे माणुस पोताना धर्म नियमोने समजतो होय तेने आवा निचा माणुसोनी

સાથે કોઇ પણ જાતનો વ્યવહાર રાખવો નહી, તેમનો સર્વ વ્યવહાર તેમના સરખા માણસોમાં ચલાવવો જોઇએ તેમજ તેમના લગ્ન સંબંધીના વ્યવહાર પણ તેમની વર્ણના માણસોમાંજ થવા જોઇએ. ૫૩

अन्नमेषां पराधीनं देयं स्याद्भिन्नभाजने ॥
रात्रौ न विचरेयुस्ते ग्रामेषु नगरेषु च ॥५४॥

આર્ય માણસને જો તેમને કાંઇ પણ ખાવાનું આપવું હોય તો પોતે આપવું નહી પણ બીજા કોઈ માણસ પાસે અપાવવું તેમજ ભાગેલા વાસણમાં આપવું, રાતના સમયે તેવા માણસોએ ગામમાં શહેરમાં રખડવું નહી ૫૪

दिवा चरेयुः कार्यार्थं चिह्निता राजशासनैः॥
अबान्धवं चैव शवं निर्हरेयुरिति स्थितिः
॥ ५५ ॥

દિવસે જ્યારે તેઓ પોતાના અથવા તો રાજાનાકામને માટે ગામમાં ફરતા હોય ત્યારે તેમણે તેઓ બીજા માણસોથી સેજમાં ઓળખાઇ શકાય તેટલા માટે માથા ઉપર અથવા શરીરના કોઇ પણ ભાગ ઉપર નિશાન રાખીને ફરવું અર્થાત્ જો તેઓ અપરાધીઓને શિક્ષા કરવાને માટે ગામમાં આવ્યા હોય તો તેમણે કુવાડા-વાંસી અથવા તો મ્હોટા સોટા વિગેરે સાથે રાખવું અને સાધારણ કામ કાજે આવ્યા હોય તો તેમણે માથા ઉપર મોરનાં પીંછાં ખોસવાં કેટલાકનો એવો પણ મત છે કે તેઓના કપાળમાં કાંઇ નીશાનીનો ડામ દેવો જોઇએ. આવા માણસોને માટે શાસ્ત્રનો એવો પણ એક નિયમ છે કે તેઓએ જે માણસનાં કોઇ પણ સગાં વ્હાલાં હોય નહી તેવો માણસ મરી જાય તો તેના શબને ઉંચકી લઇ જવું. ૫૫

वध्यांश्च हन्युः सततं यथाशास्त्रं नृपाज्ञया ॥
वध्यवासांसि गृह्णीयुः शय्याश्चाभरणानि च
॥ ५६ ॥

રાજા અથવા ન્યાયાધિશ જે અપરાધીઓને દેહાંત દંડની શીક્ષા કરે તેમને આવા માણસોને હાથેજ ગરદન મરાવવા જોઇએ અર્થાત્ આવી દેહાંત શીક્ષા કરવાને માટે આવા નીચ માણસોનેજ રાજાએ કામમાં લેવા અને તેવા માણસોએ અપરાધીને માર્યા પછી તેનાં વસ્ત્રો, અલંકારો તથા સુવા ઓઢવાના બીસ્તરા અને કપડાં પણ પોતાના ઉપયોગને માટે લેવાં ૫૫

वर्णापेतमविज्ञानं नरं कलुषयोनिजम् ॥
आर्यरूपमिवानार्यं कर्मभिः स्वै र्विभावयेत्
॥ ५७ ॥

કોઇ માણસનું ઉત્પતિ સ્થાન ઘણુંજ નીચું હોય અર્થાત્ તેની મા ઘણા નીચ કુળની હોય પણ તે કઇ વર્ણનો છે તે જણાતું ન હોય, પોતે આર્ય ન હોય છતાં બ્હારથી આર્યના જેવોજ શુદ્ધ જણાતો હોય તેવા માણસને તે શી વર્ણનો છે તે ડાહ્યા માણસે ત્હેનાં કાર્ય અને આચરણ ઉપરથી જાણવો ૫૭

अनार्यता निष्ठुरता क्रूरता निष्क्रियात्मता
पुरुषं व्यञ्जयन्तीह लोके कलुषयोनिजम् ५८

નીચા કુળનો માણસ પોતે ઉત્તમ કુળનો છે એમ જણાવવાનો ઢોંગ કરે છે. છતાં તેના અવગુણોથી તેનુ પોગળ બ્હાર

પડયા વિના રહેતું નથી કારણ કે આર્યમાં જેવા ન હોય તેવા અવ ગુણો તેનામાં જણાયા વિના રહેતા નથી, તે હમેશાં કઠોર જણાય છે અને તેનામાં દયાભાવ હોતો નથી તેમજ પોતાના ધર્મનો નિયમાનુસાર જે નિયમિત રીતે પાળવા જે આર્યનો ખરો ધર્મ છે તેનો કૃત્રિમ દાખલો આપવા જતાં તે કોઇ વખત બરાબર પાળી શકતો નથી તેમજ કઠોરતા અને ક્રુરતા પણ પ્રસંગને અનુસરી તેનામાં જોવામાં આવતાં તેનું નીચું કુળ તરત જાણી શકાય છે. ૫૮

**पित्र्यं वा भजते शीलं मातुर्वोभयमेव वा ॥**
**न कथंचन दुर्योनिः प्रकृतिं स्वां नियच्छति ॥ ५९ ॥**

નીચા કુળમાં ઉત્પન્ન થયેલા માણસમાં તેના પિતા વા માતાના અવગુણ અને ગુણ હમેશાં આવે છેજ અને કવચિત તો બેઉના ગુણ અવગુણ અને ચાલ ચલગતમાં તે ઘણે ભાગે મળતોજ આવે છે અને તેથી તે પોતાના કુદરતી સ્વભાવને કદી પણ ગુપ્ત રાખી શકતોજ નથી. ૫૯

**कुले मुख्येऽपि जातस्य यस्य स्याद्योनिसंकरः**
**संश्रयत्येव तच्छीलं नरोऽल्पमपि वा बहु ६०**

માણસ જો ઘણાજ ઉત્તમ કુળમાં જન્મ પામ્યો હોય પણ તેનાં માત પિતામાં કોઇ પણ પ્રકારનો વ્યભિચાર હોય તો તેનામાં પછી માત પિતાનાં આચરણ ઓછાં વા વધારે ખરાબ હોય છે છતાં થોડો ઘણો પણ તેવા ફેરફાર સ્વભાવમાં જણાયા વિના રહેતા નથી. ૬૦

**यत्र त्वेते परिध्वंसा जायन्ते वर्णदूषकाः ॥**
**राष्ट्रिकैः सह तद्राष्ट्रं क्षिप्रमेव विनश्यति ६१**

જે રાજ્યમાં મિશ્ર માણસો જન્મ પામે છે અર્થાત્ પોતેજે વર્ણના હોય તેજ વર્ણનાં સવર્ણ માત પિતાથી જેમનો જન્મ થયો નથી છતાં જેઓ અમુક વર્ણના પોતે છે એમ કરીને પોતાની વર્ણને વગોવે છે તેવા પુરૂષોના જે રાજ્યમાં જન્મ થાય છે તેવા રાજ્યનો સઘળી સારી નરશી વસ્તી શુદ્ધાંત થોડાજ સમયમાં નાશ થાય છે. ૬૧

**ब्राह्मणार्थे गवार्थे वा देहत्यागोऽनुपस्कृतः॥**
**स्त्रीबालाभ्युपपत्तौ च बाह्यानां सिद्धिकारणम् ॥ ६२ ॥**

કાંઇ પણ ઇનામ અથવા પોતાના કામનો સારો લાભ મેળવવાની ઇચ્છા ન રાખતાં જો કોઇ નીચ માણસ બ્રાહ્મણ, અથવા ગાયના રક્ષણને માટે પોતાનો દેહ છોડે છે અથવા તો સ્ત્રિ કે બાળકનો બચાવ કરતાં મરણ પામે છે તો તેને મૃત્યુ પછી મોક્ષ મળે છે અર્થાત્ તે સ્વર્ગ પામે છે. ૬૨

**अहिंसा सत्यमस्तेयं शौचमिन्द्रियनिग्रहः ॥**
**एतं सामासिकं धर्मं चातुर्वर्ण्येऽब्रवीन्मनुः ६३**

ચારે વર્ણને માટેના સંક્ષેપે મનુએ નીચેના ધર્મો કહેલા છે. અહીંસા પ્રાણીઓને કોઈ પણ પ્રકારે દુઃખ ન દેવું, કોઇની લાગણીને દુઃખ થાય, ખોટું લાગે તેવું કાંઇ ન કરવું, સત્ય-ગમે તેમ થાય તો પણ હમેશાં સાચું બોલવું અસ્તેય, ધર્મ વિરૂદ્ધ પારકા સર સામાન ને લેવો નહીં. ચોરી કરવી નહી. સ્વચ્છતા—હમેશાં બ્હારની તેમજ અંદરની સ્વચ્છતા રાખવી અર્થાત્ સ્નાન કરીને શરીરને નિર્મળ રાખવું અને સારા વિચાર તથા ઇશ્વર સ્તવનથી મનને સ્વચ્છ

રાખવું, અને સંયમ પોતાની ઇંદ્રિયો ઉપર બરાબર અંકુશ રાખીને જીતેંદ્રિય થવું. ૬૩

शूद्रायां ब्राह्मणाज्जातः श्रेयसाचेत्प्रजायते ॥
अश्रेयाञ्छ्रेयसीं जातिं गच्छत्यासप्तमाद्युगात्
॥ ६४ ॥

બ્રાહ્મણના વિર્યથી શુદ્ર સ્ત્રિને જે પ્રજા થઈ હોય તેમાંની કન્યા જો પુન બ્રાહ્મણની સાથે સંબંધ કરે અને તેનાથી તેને જે પ્રજા ઉત્પન્ન થાય તે નીચ પ્રજા હોવા છતાં સાતમી પેઢીએ પાછી શ્રેષ્ટ પદને મેળવે છે ૬૪

शूद्रो ब्राह्मणतामेति ब्राह्मणश्चैति शूद्रताम्
क्षत्रियाज्जातमेव तु विद्याद्वैश्यात्तथैवच ६५

આજ પ્રમાણે ચાર વર્ણોમાંનો છેલ્લી વર્ણનો શુદ્ર કાલક્રમે શ્રેષ્ટ પદને પામે છે અર્થાત્ બ્રાહ્મણના પદને પામે છે અને તેજ પ્રમાણે પોતાના ધર્મમાંથી ભ્રષ્ટ થતાં થતાં બ્રાહ્મણ શુદ્રતાને પામે છે વળી તેજ પ્રમાણે ક્ષત્રી અને વૈશ્યને માટે પણ સમજવું. ૬૫

अनार्यायां समुत्पन्नो ब्राह्मणात्तुयदृच्छया ॥
ब्राह्मण्यामप्यनार्याच्च श्रेयस्त्वं क्वेति चेद्भवेत्
॥ ६६ ॥

આર્ય-બ્રાહ્મણ દ્વિજાતી ન હોય તેવી સ્ત્રિ સાથે લગ્ન કરે અને શુદ્રા સાથે પરણે અને તેમને પુત્ર થાય તો તે પુત્ર અથવા તો બ્રાહ્મણ કન્યા સાથે શુદ્ર લગ્ન કરે અને અને તેથી તેમને જે પુત્ર થાય તેવા બે પ્રકારના જે પુત્ર કહ્યા તેમાંથી ઉત્તમ કોને કહેવો? ૬૬

આવી શંકાનું નીરાકરણ નીચે પ્રમાણે થાય છે.

जातो नार्यामनार्यायामार्यादार्यो भवेद्गुणैः
जातोऽप्यनार्यादार्यायामनार्य इति निश्चयः
॥ ६७ ॥

શુદ્રામાં બ્રાહ્મણ વિર્યથી ઉત્પન્ન થયેલો પુત્ર બ્રાહ્મણના આચાર વિચારને પાળે અને તેવા ગુણો તેનામાં હોયતો તે ઉંચી વર્ણનો થઇ શકે છે પણ સ્ત્રિ ઉંચ વર્ણની હોય પણ તેનો પતિ જો નીચ વર્ણનો હોય તો તેમની પ્રજા પણ નીચીજ થાય તે તો કદાપિ ઉંચ વર્ણમાં ગણાયજ નહી. ૬૭

तावुभावप्यसंस्कार्याविति धर्मो व्यवस्थितः
वैगुण्याज्जन्मनः पूर्वे उत्तरः प्रतिलोमतः ६८

આવા બન્ને પ્રકારના પુત્રોમાંથી કોઇને પણ ઉપનયન સંસ્કારનો અધિકાર નથી—કારણ કે જે પુત્ર બ્રાહ્મણનાથી શુદ્રામાં ઉત્પન્ન થયો તેની મા ઘણા નીચા કુળની છે તેથી અને જે પુત્ર બ્રાહ્મણ કન્યામાં શુદ્ર પુરૂષથી ઉત્પન્ન થયો તેમાં તો તેનાં માત પિતાનો એક બીજા સાથેનો સંબંધજ શાસ્ત્ર વિરૂદ્ધ છે. ૬૮

सुबीजं चैव सुक्षेत्रे जातं संपद्यते तथा ॥
तथाऽर्याज्जात आर्यायां सर्वं संस्कारमर्हति
॥ ६९ ॥

જેવી રીતે સારી ધરતી વાળા ક્ષેત્રમાં વાવેલાં સારાં બીજકોનાં ફળ પણ સર્વ વાતે સારાં અને સંતોષ કારક હોય છે તેજ પ્રમાણે જેનો બાપ (આર્ય) સારો કુળવાન હોય છે અને મા પણ તેવાજ ઉંચા કુળમાં જન્મ પામેલી આર્યા હોય ત્યારે આવાં સવર્ણ દ્વિજાતી માતપિતાના યોગથી જે ઉત્પતિ થાય છે તેમણે યોગ્ય હોય છે અને તેટલા માટે દ્વિજાતીના સર્વ સંસ્કારો માટેના તેને હક પણ હોય છે ૬૯

**बीजमेके प्रशंसंति क्षेत्रमन्ये मनीषिणः ॥**
**बीजक्षेत्रे तथैवान्ये तत्रे यं तु व्यवस्थितिः ७०**

કેટલાક વિદ્વાનો બીજના ઉત્પતિ સ્થાન કરતાં બીજનેજ વધારે બળવત્ ગણે છે અને કેટલાકતો બીજ કરતાં ક્ષેત્ર જે ઉત્પતિ સ્થાન છે ત્હેને વધારે શ્રેષ્ટ ગણે છે જ્યારે કેટલાક બન્નેને એકજ સરખી યોગ્યતા આપે છે ત્યારે તેમાં એક કરતાં વધારે સ્તુત્ય કયું તે શંકા ભરેલું રહે છે. અને તેટલા માટે ધર્મ શાસ્ત્રમા તેને માટે એવો નિર્ણય કહેલો છે કે. ૭૦

**अक्षेत्रे बीजमुत्सृष्टमन्तरैव विनश्यति ॥**
**अबीजकमपि क्षेत्रं केवलं स्थण्डिलं भवेत् ७१**

ઉજડ જમીન હોય અથવા જ્યાં આગળ કોઇ પણ પ્રકારનો સારો પાક ન થતો હોય તેવી જમીનમાં જો બીજને વાવવામાં આવે તો બીજ નાશ પામે છે; તેમજ જમીન–ક્ષેત્ર જો સારૂ રસાળ અને ફળદ્રુપ હોય પણ તેમાં કાંઇ વાવેતર કરવામાં ન આવે તો તે પણ બગડી જાય–અને ઉજ્જડ થઇ જાય છે ૭૧

**यस्माद्बीजप्रभावेण तिर्यग्जा ऋषयोऽभवन्**
**पूजिताश्च प्रशस्ताश्च तस्माद्बीजं प्रशस्यते**
**॥ ७२ ॥**

વળી બીજના પ્રભાવે કરીને જંગલમાં રહેનારાં જંગલી પ્રાણીઓમાં ઉત્પન્ન થયેલી પ્રજા પણ મોટા પદને પામેલી છે અને તેમને પણ માન આબરૂ મળેલાં છે અર્થાત્ જંગલી પ્રાણીઓમાંથી પણ રૂષિયો જેવા ડાહ્યા અને વિદ્વાન પુત્રોનો જન્મ થયેલો છે. માટે બીજ તે ક્ષેત્ર કરતાં વધારે સ્તુત્ય ગણાય છે. ૭૨

**अनार्यमार्यकर्माणमार्यं चानार्यकर्मिणम् ॥**
**संप्रधार्याब्रवीद्धाता न समौ नासमाविति**
**॥ ७३ ॥**

સૃષ્ટાએ જે માણસ દ્વિજાતીય ન હોવા છતાં (શુદ્ર) દ્વિજાતીનો (બ્રાહ્મણ) આચાર વિચાર પાળતો હોય છે અને જે માણસ દ્વિજાતી (બ્રાહ્મણ) હોવા છતાં પોતાના આચાર વિચારનો ત્યાગ કરીને શુદ્રની પેઠે વર્તતો હોય છે તેને સરખાવીને એવો નિર્ણય કર્યો કે તેમના બન્નેમાં કોઇ કોઇથી ચડતો તેમજ ઉતરતો નથી તેમજ એક બીજાના સરખો પણ ન કહેવાય. ૭૩

**ब्राह्मणा ब्रह्मयोनिस्था ये स्वकर्मण्यवस्थिताः**
**ते सम्यगुपजीवेयुः षट् कर्माणि यथाक्रमम्**
**॥ ७४ ॥**

બ્રાહ્મણો જેઓ બ્રહ્મ મેળવવાને માટે હમેશાં આતુર હોય તેમજ પોતાના કર્મ કરવાને માટે પણ ઉત્સુક હોય તેમણે હમેશાં પોતાને માટેનાં વેદમાં કહેલાં જે છ કાર્યો છે તે નિયમીત રીતે કરવાં જોઇએ, જે છ કર્મો તેમના અનુક્રમ પ્રમાણે હું હવે આપને કહું છું. ૭૪

**अध्यापनमध्ययनं यजनं याजनं तथा ॥**
**दानं प्रतिग्रहश्चैव षट् कर्माण्यग्रजन्मनः ७५**

બ્રાહ્મણને વેદ ભણાવવાનો અધિકાર છે માટે તેણે પોતે વેદ ભણવો અને ભણાવવો, પોતાના કલ્યાણને માટે યજ્ઞ કરવો અને બીજાને કરવો હોય તો કરાવવો, પોતે દાન કરવું અને જો કોઇ દાન આપવા આવે તો તે દાન સ્વિકારવું આ પ્રમાણેનાં છ કાર્ય બ્રાહ્મણે કરવાં. ૭૫

षण्णां तु कर्मणामस्य त्रीणि कर्माणि जीविका
याजनाध्यापने चैव विशुद्धाच्च प्रतिग्रहः ७६

ઉપરનાં જે ૭ કર્મો બ્રાહ્મણને માટે કરવાનાં કહ્યાં તેમાંના ત્રણ તેના નિર્વાહને માટે છે. તેણે પોતાના નિર્વાહને માટે જેને વેદ ભણવો હોય અને જેને અધિકાર હોય તેને વેદ ભણાવવો, જેને યજ્ઞ કરવો હોય તેને વિધિ પુર્વક યજ્ઞ કરાવવો અને શુદ્ધ માણસો પાસેથી તેને આપવામાં આવે તે દાન સ્વિકારવું. ૭૬

त्रयोधर्मानिवर्तन्ते ब्राह्मणात्क्षत्रियं प्रति ॥
अध्यापनं याजनं च तृतीयश्च प्रतिग्रहः ७७

બ્રાહ્મણ પછી હવે ક્ષત્રીયને માટેનાં કરવાનાં કર્મમાં, વેદ ભણાવવો, યજ્ઞ કરાવવો અને દાન લેવું તે ત્રણ ફક્ત બ્રાહ્મણને માટેજ જાણવાં અર્થાત્ ક્ષત્રીયને માટે તે મના કરવામાં આવ્યાં છે. ૭૭

वैश्यंप्रति तथैवैते निवर्तेरन्निति स्थितिः ॥
न तौ प्रतिहि तान्धर्मान्मनुराह प्रजापतिः ७८

તેમજ એવો શાસ્ત્રનો ઠરાવ છે કે વૈશ્યે પણ તે ત્રણ કર્મ કરવાં નહી, કારણ કે પ્રજાપતી મનુએ ક્ષત્રી અને વૈશ્યને માટે તેતે કર્મ કરવાને અધિકાર આપેલો નથી. ૭૮

शस्त्रास्त्रभृत्त्वं क्षत्रस्य वणिक्पशुकृषिर्विशः ॥
आजीवनार्थं धर्मस्तु दानमध्ययनं यजिः ७९

ક્ષત્રીએ પોતાના નિર્વાહને માટે મારવાનાં હથીયાર-તરવાર તેમજ ફેંકવાનાં હથીયાર-બંદુક તથા તીર કામઠાં વિગેરે ધારણ કરવાં અને વૈશ્યે પોતાના ગુજરાનને માટે વ્યાપાર અને ખેતી કરવી અથવા પશુ પાળવાં-ઉછેરવાં પણ પ્રત્યેકે પોતાના કલ્યાણને માટે તો વેદાધ્યયન, યજ્ઞ અને દાન કરવાં. ૭૯

वेदाभ्यासो ब्राह्मणस्य क्षत्रियस्य च रक्षणम्
वार्ता कर्मैव वैश्यस्य विशिष्टानि स्वकर्मसु
॥ ८० ॥

બ્રાહ્મણ, ક્ષત્રી અને વૈશ્ય એ પ્રત્યેકને માટેનાં ઉપર જેજે કામ કરવાનાં ગણાવ્યાં તેમાં પ્રત્યેકને માટેનાં વધારે સ્તુત્ય નીચે પ્રમાણે જાણવાં, બ્રાહ્મણે વેદ ભણવો, અને શીખવવો ક્ષત્રીએ સર્વનું રક્ષણ કરવું અને વૈશ્યે વ્યાપાર કરવો અને પશુઓના ઉપર દયા રાખવી. ૮૦

अजीवंस्तु यथोक्तेन ब्राह्मणः स्वेन कर्मणा ॥
जीवेत्क्षत्रियधर्मेण सह्यस्य प्रत्यनन्तरः ॥८१॥

પરંતુ જો બ્રાહ્મણ તેના નિર્વાહને માટે ઉપર જે ત્રણ ખાસ કાર્યો કરવાનાં બતાવ્યાં તેથી પોતાનો બરાબર નિભાવ ન કરી શકે તો તેણે ક્ષત્રીના નિર્વાહનાં જે કામ બતાવવામાં આવ્યાં છે તે કરીને પણ પોતાનું ગુજરાન ચલાવવું કારણ કે બ્રાહ્મણથી બીજે ક્રમે ક્ષત્રી છે. ૮૧

उभाभ्यामप्यजीवंस्तु कथं स्यादिति चेद्भवेत्
कृषिगोरक्षमास्थाय जीवेद्वैश्यस्य जीविकाम्
॥ ८२ ॥

બ્રાહ્મણ તો પોતાને માટેનાં નિર્વાહનાં કામ તેમજ ક્ષત્રીને માટેનાં નિર્વાહનાં કામ આ બન્નેથી પણ જો પોતાનું ગુજરાન કરી શકતો ન હોય ત્યારે તેણે શું કરવું? આવા પ્રશ્નનો ઉત્તર એજ છે કે તેવા બ્રાહ્મણે વૈશ્યનાં કર્મનો સ્વીકાર કરવો અર્થાત્ વ્યાપાર ખેતી વા પશુનું પાલન કરીને પોતાનો નિ-

ર્વાહ ચલાવવો. ૮૨.

वैश्यवृत्त्यपिजीवंस्तु ब्राह्मणः क्षत्रियोऽपि वा
हिंसाप्रायां पराधीनां कृषिं यत्नेन वर्जयेत्
॥ ८३ ॥

જે બ્રાહ્મણ અથવા ક્ષત્રી પોતપોતાનો નિર્વાહ પ્રત્યેકને કરવાના ધંધાથી ચલાવી ન શકે અને જેમને વૈશ્યનાં નિર્વાહનાં સાધનોનો સ્વીકાર કરવો પડે તેમણે ઘણે ભાગે વ્યાપાર અને પશુ પાલનથી પોતાનો નિભાવ કરવો પણ બને ત્યાં સુધી ખેતી કરવી નહી કારણ કે ખેતી કરવામાં જમીન ખેડતાં ઘણા જીવોનો નાશ થાય છે અને તેમ છતાં પણ બીજાં પ્રાણીઓના ઉપર ખેતીથી થનાર ફળનો આધાર રહેલો છે. ૮૩

कृषिं साध्विति मन्यन्ते साप्रत्तिः सद्भिर्गर्हिता
भूमिंभूमिशयांश्चै व हन्ति काष्ठमयोमुखम् ॥८४॥

કેટલાક ખેતીથી નિર્વાહ ચલાવવો તેને ઉત્તમ ગણે છે પરંતુ વિદ્વાન અને ડહાણા માણસો નિર્વાહના આ સાધનને ઘણુંજ નિંદે છે કારણ કે ખેતી કરનારને પૃથ્વી ઉપર તીક્ષ્ણ લોઢાનાં હથીયાર વડે ઘા કરવા પડે છે (હળ વડે પૃથ્વીને ખેડવી પડે છે) જેથી પૃથ્વીને દુઃખ થાય છે તેમજ તેમાં દર કરીને રહેલાં હજારો જીવજંતુઓનો પણ નાશ થાયછે. ૮૪

इदं तु वृत्तिवैकल्यात्त्यजतौ धर्मनैपुणम् ॥
विट्पण्यमुद्धृतोद्धारांविक्रेयं वित्तवर्धनम् ८५

બ્રાહ્મણ અથવા ક્ષત્રીને પોતાનો નિર્વાહ કરવાને માટે યોગ્ય સાધન ન મળે તો તેમણે ધર્મ કુશળતાને એક બાજુ મુકીને વૈશ્યના વ્યાપાર કરવાના સાધનનો સ્વિકાર કરીને પણ પોતાના કૃત્યને વધારવુ પરંતુ વ્યાપાર કરવામાં એટલું ધ્યાનમાં રાખવું જોઇએ કે જેજે વસ્તુનો વ્યાપાર તેમનાથી કરાય તેવો ન હોય તેતે વસ્તુઓનો તેમણે ત્યાગ કરવો. તેવી વસ્તુ નીચે પ્રમાણે સમજવી. ૮૫

सर्वान्रसानपोहेत कृतान्नं च तिलैः सह ॥
अश्मनो लवणं चैव पशवो ये च मानुषाः
॥ ८६ ॥

તેમણે સર્વ પ્રકારના રસ, રાંધેલુ અન્ન, તલ, પથ્થર, લવણ (ક્ષાર), પશુ, અને મનુષ્ય પ્રાણી એમને વેચવાં નહી. ૮૬

सर्वं च तान्तवं रक्तं शाणक्षौमाविकानि च ॥
अपि चेत्स्युररक्तानि फलमूले तथौषधीः ८७

તેમજ તેણે સર્વ પ્રકારનાં રંગેલાં વસ્ત્રો, તેમજ સુતર, શણ અને ઉનનાં બનાવેલા કાપડ, પછી તે રંગેલાં હોય, કે રંગ્યાવિનાનાં હોય, તેમજ કોઇ પણ પ્રકારનાં ફળ ફળાદિક, કંદમુળ અને ઔષધિના ઉપયોગમાં આવે તેવી વનસ્પતીનો પણ વ્યાપાર કરવો નહી. ૮૭

अपःशस्त्रं विषं मांसं सोमं गन्धांश्च सर्वशः
क्षीरं क्षौद्रं दधि घृतं तैलं मधु गुडं कुशान्
॥ ८८ ॥

જળ, હથીયાર, શસ્ત્રો, વિષ, માંસ, સોમ વલ્લી અને હરેક પ્રકારનાં સુગંધમય દ્રવ્યો—અત્તર, ગુલાબ વિગેરે, તાજુ દુધ, મધ, દહીં, ઘી, તેલ, મીણ, સાકર અને દર્ભનો પણ વ્યાપાર કરવો નહી. ૮૮

आरण्यांश्च पशून्सर्वान्दंष्ट्रिणश्च वयांसि च
मद्यं नीलीं च लाक्षां च सर्वांश्चैकशफांस्तथा

તેમજ જંગલનાં સઘળાં પ્રાણીઓ, દાઢવાળાં પ્રાણીઓ જેવાં કે સર્પ, અજગર વિગેરે, હાથી તથા જેમને આગળ દાંત દેખાતા હોય તેવાં બીજાં પ્રાણીઓ દારૂ અને કેફી વસ્તુઓ, ગળી, લાખ, અને એક ખરીવાળાં પ્રાણીઓ અર્થાત્ જેમના પગની ખરીમાં ફાટ હોતી નથી તેવાં આ સર્વ પણ વર્જ કરવાં. ૮૯

काममुत्पाद्य कृष्यां तु स्वयमेव कृषीवलः ॥
विक्रीणीत तिलाञ्छूद्रान्धर्मार्थमचिरस्थितान्
॥ ९० ॥

પણ જે પોતાનો નિર્વાહ ખેતી કરીને કરતો હોય તેણે જો તેની ખુશી હોય તો મીશ્રણ કર્યા વિનાના ચોખ્ખા તલ ફક્ત ધર્મનાં કામકાજને માટેજ વેચવા અત્રે ચોખ્ખા એટલેજ ધોળા અને ઉત્તમ સમજવા- અને તેમ કરવામાં એટલું ધ્યાનમાં રાખવું જોઇએ કે ઘણા વખતના હોવા જાઇએ નહી. ૯૦

भोजनाभ्यञ्जनाद्दानाद्यदन्यत्कुरुते तिलैः ॥
कृमिभूतः श्वविष्ठायां पितृभिः सह मज्जति
॥ ९१ ॥

જો તે તલનો ઉપયોગ ખાવાના શીવાય બીજા કોઇ કામમાં કરે તૈલાદિક મર્દનને માટે અથવા તો દાનના કામમાં કરે તો તે ત્હેના મરણ પછી કીટ યોનીમાં જન્મ ધરે છે અને તે પોતે પૂર્વજો સાથે ઘણાજ ભયંકર એવા કુતરાના નર્કમાં ડુબે છે. ૯૧

सद्यः पतति मांसेन लाक्षया लवणे न च ॥
त्र्यहेण शूद्रीभवति ब्राह्मणःक्षीरविक्रयात् ९२

ઉપર પ્રમાણેની વસ્તુઓ શા માટે બ્રાહ્મણે વ્યાપાર કરવામાં વર્જ કરવી :? કારણ કે જો બ્રાહ્મણ, માંસ, મીઠું ક્ષાર અને લાખનો વ્યાપાર કરે છે તો તે તરતજ પતીત થાય છે અને તેવા બ્રાહ્મણને પંક્તિ બહાર મુકવો જોઇએ. બ્રાહ્મણ જો દુધ વેચવાનો ધંધો કરે તો તે ત્રણ દહાડામાં શુદ્રત્વને પામે છે. ૯૨

इतरेषां तु पण्यानां विक्रयादिह कामतः ॥
ब्राह्मणःसप्तरात्रेण वैश्य भावं नियच्छति
॥ ९३ ॥

જેજે વસ્તુઓનો વ્યાપાર કરવાની બ્રાહ્મણને મના કરવામાં આવી હોય તેવી વસ્તુઓનો જો તે પોતાની રાજી ખુશીથી વ્યાપાર કરે છે તો તે કર્યા પછીની સાત રાત પછી તેવો બ્રાહ્મણ પતીત થાય છે અને વૈશ્ય જેવો તે ગણાય છે. ૯૩

रसा रसैर्निर्मातव्या न त्वेव लवणं रसैः ॥
कृतान्नं चाकृतान्नेन तिला धान्येन तत्समाः
॥ ९४ ॥

રસ પદાર્થો એક બીજાને માટે સાટુ કરી શકાયછે અર્થાત્ એક જણુની પાસે અમુક પ્રવાહી વધારે હોય અને તેનો બીજા માણસને ન્હેલાને પોતાની પાસેથી બીજો અદલ બદલ થઈ શકતું નથી. રાંધેલા એક જાતના ખાવાના સાટે બીજી જાતનું ખાવાનું લઇ શકાય તેમજ જે તલનો અદલો બદલો બીજાં ધાન્ય સાથે પણ થઇ શકે છે ફક્ત તેમ કરવામાં વસ્તુનો બદલો કરવાનો હોય તે વસ્તુના બદલા જેટલી બીજી વસ્તુ લેવાની હોય તે બન્નેનાં વજન સરખાં હોવાં જોઇએ. ૯૪

जीवेदेतेन न राजन्यः सर्वेणाप्यनयंगतः ॥

न त्वेव ज्यायसीं वृत्ति मभिदन्येत कर्हिचित् ॥ ९९ ॥

ક્ષત્રીયને પોતાના નિર્વાહને માટેનાં સાધનોથી જો નિર્વાહ બરાબર ન થાય તો તેણે આ સર્વ કર્મનો સ્વિકાર કરવો અર્થાત્ ઉપરના કામો જે વૈશ્યને કરવા જેવાં છે તે કરી સર્વને પણ પોતાનું ગુજરાન તેણે ચલાવવું પણ તેનાથી ઉંચી વર્ણે. બ્રાહ્મણના નીર્વાહનાં જે સાધનો કહેવામાં આવ્યાં છે તે કરીને તેણે કોઇ પણ કાળે પોતાનું ગુજરાન મેળવવું નહી. ૯૫.

यो लोभादधमो जात्या जीवेदुत्कृष्टकर्मभिः
तं राजा निर्धनं कृत्वा क्षिप्रमेव प्रवासयेत् ॥ ९६ ॥

જો કોઇ નીચી વર્ણનો માણસ ઉંચ વર્ણને કરવાનાં કામથી લોભાઇને તેવાં કર્મ કરીને પોતાનો નિર્વાહ ચલાવતો જાણવામાં આવે તો તરતજ ન્યાયાધિશ–રાજાએ તેને દેશ નિકાલ કરવો અને તેની તમામ ધન દોલત અને માલમતા પોતાના કબજામાં રાખવી. ૯૬

वरं स्वधर्मो विगुणो न पारक्यः स्वनुष्ठितः॥
परधर्मेण जीवन्हि सद्यः पतति जातितः९७

કોઇ પણ માણસ જો પોતાના ધંધો બરાબર ન કરી શકતો હોય અને પારકાને કરવાનો ધંધો તે સારી રીતે કરી શકતો હોય છતાં પણ તેણે પોતાનો ધંધો કરવો તેજ વધારે સારૂ એમ જાણવું કારણ કે જે પુરૂષે પોતાના કર્તવ્યનો ત્યાગ કરી બીજાનાં કર્તવ્યને સ્વિકારે તે તેનો પોતાનાં કર્તવ્ય ઉપરનો હક તદન દુર થઈ જાય છે. ૯૭

वैश्योऽजीवन्स्वधर्मेण शूद्रवृत्त्यापि वर्तयेत् ॥
अनाचरन्नकार्याणि निवर्त्तेत च शक्तिमान् ॥ ९८ ॥

વૈશ્યના નિર્વાહને માટે જે જે કામો કહ્યાં તે તે કામથી પણ જો વૈશ્ય પોતાનો નિભાવ ન કરી શકે તો તેણે શુદ્રનાં કર્મ કરીને પોતાનું ગુજરાન મેળવવું અર્થાત્ નોકરી ચાકરી કરીને પોતાનું ગુજરાન ચલાવવું પણ તેમ કરતાં તેણે પોતાના ધર્મને ભુલવો નહી જે જે કામ પોતાને ન કરવા જેવાં હોય તેવાં નીચાં કામ તેણે કરવાં નહી પોતાને માટેનાં શાસ્ત્રમાં કેટલાં જે વ્યાપાર, ખેતી અને પશુનું પાલન કરવાંનાં કામ ગણાવ્યાં છે તે કરવાને માટે પોતે શક્તીવાન જણાય ત્યારે તેણે શુદ્રનાં જે કામ પોતે કરતો હોય તેનો ત્યાગ કરવો. ૯૮.

अशक्नुवंस्तु शुश्रूषां शूद्रः कर्तुं द्विजन्मनाम् ॥
पुत्रदारात्ययं प्राप्तो जीवेत्कारुककर्मभिः ९९

શુદ્રને નિર્વાહ કરવાને માટે બ્રાહ્મણ, ક્ષત્રી અને વૈશ્યની ચાકરી કરવી પણ જ્યારે આ પ્રમાણેનું સાધન તેને ન મળે અને તેનાં સંતાન અને સ્ત્રિને માતા પિતાના બળાપે, અને તેને ઘણી દયા ભરેલી સ્થિતિમાં આવી પડે (ભુખને લીધે) ત્યારે તેણે પોતાના હાથ વડે જે કોઈ કામ (મ્હેનત મજુરી) થાય તે કરીને પણ પોતાના કુટુંબનુ ભરણ પોષણ કરવું. ૯૯

यैः कर्मभिःप्रचरितैः शुश्रूष्यन्ते द्विजातयः॥
तानि कारुककर्माणि शिल्पानि विविधानि च ॥१००॥

તેવા સમયે તેણે એવાં કામ કરવાં કે જે

કરવાથી પણ દ્વિજવર્ણનીશેવા કરતોહોય તે પ્રમાણે તેમને ઉપયોગી થાય અર્થાત્ તેણે કારીગરોનાં કામ શીખવાં જેવાં કે સુતાર લુવાર વિગેરેનાં અને તેવાં કામ કરીને રોજ મેળવી પોતાનો નિભાવ કરવો. ૧૦૦

वैश्यवृत्तिमनातिष्ठन्ब्राह्मणःस्वे पथि स्थितः ॥
अवृत्तिकर्षितः सीदन्निमं धर्मं समाचरेत् १

જો ધર્મ નિષ્ઠ–જે બ્રાહ્મણ પોતાના ધર્મનેજ વળગી રહેનાર હોય તેવા બ્રાહ્મણને ખાવાવખા પડે અર્થાત્ તેવા બ્રાહ્મણનો જો પોતાને માટેનાં કાર્ય કરવાથી નિર્વાહ ન ચાલે અને જો તે વૈશ્યનો ધંધો પોતાને કરવા યોગ્ય નથી એમ ગણીને તે ન કરે અને દીન પ્રતિદિન ભુખથી ઘણો દુઃખ પામવા લાગે તો તેણે નિચે પ્રમાણેનાં સાધનોનો પોતાના નિર્વાહને અર્થે સ્વિકાર કરવો. ૧૦૧

सर्वतः प्रतिगृह्णीयाद्ब्राह्मणस्त्वनयं गतः ॥
पवित्रं दुष्यतीत्येतद्धर्मतो नोपपद्यते ॥ २ ॥

આવા દુઃખી બ્રાહ્મણે આપત્તિકાળમાં પોતાના ગુજરાનને માટે ગમે તેવો માણુસ પણ તેને દાન આપવા આવે તો તે દાનનો તેણે સ્વિકાર કરવો કારણ કે તેમ કરવાથી તેના ધર્મની પવિત્રતાનો કોઈ પણ પ્રકારે નાશ થતો નથી. ૧૦૨

नाध्यापनाद्याजनाद्वा गर्हिताद्वा प्रतिग्रहात् ॥
दोषो भवति विप्राणां ज्वलनाम्बुसमा हि ते
॥ ३ ॥

તે ઉપરાંત આપત્તિમાં આવી પડેલા માણુસે પોતાના નિર્વાહને માટે જે માણુસને વેદ ભણવાનો અધિકાર ન હોય તેવાને વેદ ભણાવીને, જેને યજ્ઞ કરવાનો અધિકાર ન હોય તેને યજ્ઞ કરાવીને અથવા તો જે શુદ્ધ ન હોય તેના પાસેથી દાન લઈને પોતાનો નિર્વાહ ચલાવે છે પણ જેવી રીતે અગ્નિ મશાણમાં શબને બાળવાના કામમાં અને ગંગાના જળને બીજા ખરાબ પાણી તથા મળ મુત્રાદિકનું મીશ્રણ થતાં પણ તે પવિત્ર છે તેમને બ્રાહ્મણ પણ પવિત્રજ રહે છે. ૧૦૩

जीवितात्ययमापन्नो योऽन्नमत्ति यतस्ततः ॥
आकाशमिव पङ्केन न स पापेन लिप्यते ॥४॥

વળી પોતાના પ્રાણ જવાનો સમય નજીક લાગતો હોય તેટલું બધું ભુખનું દુઃખ હોય તેવા સમયે જો બ્રાહ્મણ ગમે તે વર્ણના હાથનું રાંધેલું જમે છે અને પોતાના જીવને બચાવે છે તો પણ તેને કાંઇ પણ પ્રાયશ્ચિત લાગતું નથી. જેવી રીતે ધરતી ઉપરનો કાદવ આકાશ તેમજ હવાને અપવિત્ર કરી શકતો નથી. તેમ તેનુ તે કાર્ય તેની પવિત્રતાને કોઈ પણ રીતે બાધકારક નીવડતું નથી. ૧૦૪

अजीगर्तः सुतं हन्तुमुपासर्पद्बुभुक्षितः न चानलिप्यत पापेन क्षुत्प्रतीकारमाचरन् ॥५॥

અજીગર્ત જેની કથા ઐત્રેય બ્રાહ્મણમાં આવેલી છે તેનું દ્રષ્ટાંત અત્ર યોગ્ય છે:— અજીગર્ત ને ભુખથી એટલી તો પીડા થવા લાગી કે પોતાના નિર્વાહને માટે તેના પુત્રને મારવાને માટે તૈયાર થયો હતો છતાં પોતાની ભુખને મટાડવાને માટેજ માત્ર તે તેમ કરવાને તત્પર થયો તેટલા કારણથી તેને તે કર્મને માટે કાઇ પણ પ્રાયશ્ચિત લાગ્યું નહી. ૧૦૫

अमांसमिच्छन्नार्तोऽत्तुं धर्माधर्मविचक्षणः ॥
प्राणानां परिरक्षार्थं वामदेवो न लिप्तवान् ॥ १०६ ॥

વળી વામદેવ જે ધર્મ શાસ્ત્રમાં નિપૂણ હતો અને જે સારૂ ખોટું બરાબર સમજતો હતો તે પણ જ્યારે ભુખથી ઘણો હેરાન થયો ત્યારે કુતરાનું માંસ ભક્ષણ કરીને પોતાના આત્માનો બચાવ કરવાને તત્પર થયો હતો તેમ છતાં પણ તેને કાંઇ પાપ લાગ્યું નહી. ૧૦૬

भरद्वाजः क्षुधार्तस्तु सपुत्रो विजने वने ॥
बह्वीर्गाः प्रतिजग्राह वृधोस्तक्ष्णो महातपाः ॥१०७॥

ભરદ્વાજ જે મોટા તપસ્વિ હતા અને ધર્મ કર્મને ખરાબર સમજવામાં ઘણાજ વિચિક્ષણ અને પ્રવિણ ગણાતા હતા તે જ્યારે એક વેરાન જંગલમાં પોતાના પુત્રો સાથે ફરતા હતા ત્યારે તે ભુખથી ઘણા પિડાવા લાગ્યા અને તેથી તેમણે ભુખથી રક્ષણ થવાને માટે વૃધુ નામના સુતારની પાસેથી પણ ઘણીક ગાયોનું દાન સ્વિકાર્યું હતું. ૧૦૭

क्षुधार्तश्चात्तुमभ्यागाद्विश्वामित्रः श्वजाघनीम् ।
चण्डालहस्तादादाय धर्माधर्मविचक्षणः ॥१०८॥

તેમજ વિશ્વામિત્ર ઋષિ જે વેદજ્ઞ અને સત્યા સત્યને સમજનાર હતા તે પણ જ્યારે ભુખથી ઘણાજ હેરાન થવા લાગ્યા ત્યારે તેમણે કુતરાનું માંસ ખાઇને રહેવાને વિચાર કર્યો હતો અને તે પણ ચાંડાલ પાસેથી લઇને ૧૦૮

प्रतिग्रहाद्याजनाद्वा तथैवाध्यापनादपि ॥
प्रतिग्रहः प्रत्यवरः प्रेत्य विप्रस्य गर्हितः ॥ १०९ ॥

બ્રાહ્મણ પોતાને માટેના તજવાને યોગ્ય કર્મ જે ગણાતાં—જેને વેદ ભણવાનો અધિકાર ન હોય તેને વેદ ભણાવવો, જેને યજ્ઞ કરવાનો અધિકાર ન હોય તેની પાસે યજ્ઞ કરાવવો અને જેની પાસેથી દાન લેવા જેવું ન હોય તેની પાસેથી દાન લેવું—તેમના કરતાં પણ ચાંડાલ હલકી વર્ણ પાસેથી દાન લેવું તે વધારે દોષિત છે તેમ કરવું બ્રાહ્મણને આ જન્મ તેમજ પુનઃ જન્મમાં પણ નિંદા ભરેલું છે. ૧૦૯

याजनाध्यापने नित्यं क्रियेते संस्कृतात्मनाम् ॥
प्रतिग्रहस्तु क्रियते शूद्रादप्यन्त्यजन्मनः ॥११०॥

કારણ કે યજ્ઞ કરાવવો અથવા તો વેદ ભણાવવો તે બે કામ તો જેમને તેતે કામ કરવાનો અધિકાર છે તેમની તપાસે બ્રાહ્મણ કરાવી શકે છે પરંતુ દક્ષિણા લેવી તેતો બ્રાહ્મણની ઇચ્છામાં આવેતો તે શુદ્ર વર્ણમાં પણ જેઓ હલકી વર્ણના હોય તેમની પાસેથી પણ તે લઇ શકે છે. ૧૧૦

जपहोमैरपैत्येनो याजनाध्यापनैः कृतम् ॥
प्रतिग्रहनिमित्तं तु त्यागेन तपसैव च ॥ १११ ॥

જે માણસને યજ્ઞ કરવાનો અધિકાર ન હોય તેને યજ્ઞ કરાવ્યો હોય અથવા તો જેને વેદાધ્યયનનો અધિકાર ન હોય તેને વેદ ભણાવ્યો હોય તો તેના પ્રાયશ્ચિતમાંથી મુક્ત થવાનો બ્રાહ્મણને માટે ગાયત્રીનો જપ કરવો એ મુખ્ય ઉપાય છે પણ જો તે હલકા માણસ પાસેથી દાન દક્ષિણા લેછે તો તેના પાપમાંથી તો જ્યારે તેતે દાનનો ત્યાગ કરે અને તેને માટેનુ શાસ્ત્રમાં બતાવેલું તપ કરે ત્યારેજ તે મુક્ત થાય છે. ૧૧૧

**शिलोञ्छमप्याददीत विप्रोऽजीवन्यतस्ततः ॥ प्रतिग्रहाच्छिलः श्रेयास्ततोऽप्युञ्छः प्रशस्यते ॥ ११२ ॥**

બ્રાહ્મણ પોતાનો નિભાવ કોઇ પણ કામથી ન કરી શકતો હોય તો તેણે શિલોંચ વૃત્તીથી તેનો નિર્વાહ કરવો અર્થાત્ કોઇ પણ માણુસના ખેતરમાં જઇને ત્યાં આગળ ખરી પડયાં હોય તેવાં કણુસલાં લઇને એકઠાં કરવાં અને તેનાથી પણ વધારે યોગ્ય તો તે સ્થળે ખરી પડેલાં અથવા ઠેકાણે ઠેકાણે વેરાયલા દાણાનો સંગ્રહ કરવો અને તેનાથી પોતાનો નિભાવ કરવો પણ બને ત્યાં સુધી કોઇની પાસેથી દક્ષિણા લેવી નહી. ૧૧૨

**सीदद्भिः कुप्यमिच्छद्भिर्धनं वा पृथिवीपतिः ॥ याच्यः स्यात्स्नातकैर्विप्रैरदित्संस्त्यागमर्हति ॥ ११३ ॥**

સ્નાતક--ગૃહસ્થી બ્રાહ્મણને તો કોઈ સાધારણ ધાતુનાં વાસણ કુસણ અર્થાત્ તાંબા પિતળનાં વાસણ, તેમજ થોડી કીતના રાચરચીલાની જરૂર પડે તો તે તેણે રાજાની પાસે માગવાં પણ જો રાજા તેમ વસ્તુઓ આપવાને માટે નાખુશ હોય તો તેની પાસે ફરીથી તેતે વસ્તુઓની માગણી કરવી નહી. ૧૧૩

**अकृतं च कृतात्क्षेत्राद्गौरजाविकमेव च ॥ हिरण्यं धान्यमन्नं च पूर्वं पूर्वमदोषवत् ॥ ११४॥**

ખેડેલા ખેતર કરતાં અણુખેડેલા ખેતરને માગવામાં તેમજ સ્વિકારવામાં કોઇ પણ દોષ નથી તેમજ નીચેની વસ્તુઓમાંથી બીજા કરતાં પ્હેલી વસ્તુ માગવી અથવા સ્વિકારવી તે ઓછી દોષને આપનારી છે તેમનો ક્રમ નીચે પ્રમાણેનો છેઃ--ગાય, બકરાં, ઘેટાં, સોનું, અનાજ અને રાંધેલું અન્ન. ૧૧૪

**सप्त वित्तागमा धर्म्या दायो लाभः क्रयो जयः॥प्रयोगः कर्मयोगश्च सत्प्रतिग्रह एवच ॥ ११५ ॥**

ધર્મ પ્રમાણે ધન દોલત મેળવવાના સાત રસ્તા ગણાવેલા છે. ૧. दाय એટલે હક પ્રમાણે પિતા પાછળ પુત્રને અથવા વારસને મળતો ભાગ (વારસો) ૨. लाभ કોઇ પણ વસ્તુનુ અચાનક આવી મળવું અથવા તો કોઇના તરફથી મળે તેવી ભેટ સોગાત, ૩. क्रय ખરીદ કરીને લેવું તે, ૪. जय કોઇના ઉપર ફતેહ મેળવવાથી આપણને જે મળે તે, ૫. प्रयोग કોઇને ઉછીનાં નાણાં વ્યાજે આપવાં અને તે રકમ ઉપર વ્યાજનો જે લાભ મળે તે (વ્યાજ), ૬. कर्म योग પોતે કોઇ વ્યાપાર અથવા ખેતી કરે અને તેમાં સારી કુશળતા વા મ્હેનતથી જે સારો ફાયદો કર્મને આધારે થાય તે ૭. प्रतिग्रह એટલે જેમની પાસેથી દાન લેવાનો અધિકાર હોય તેમની પાસેથી દાન દક્ષણા લઇને એ પ્રમાણેના સાત પ્રકારથી માણુસ પોતાના દ્રવ્યનો વધારો કરી શકે છે. ૧૧૫

**विद्या शिल्पं भृतिः सेवा गोरक्ष्यं विपणिः कृषिः ॥ धृतिर्भैक्ष्यं कुसीदं च दश जीवनहेतवः ॥ ११६ ॥**

वेद्या એટલે વૈદીક જ્ઞાન આપવા શીવાયનું શાસ્ત્રનું જ્ઞાન, તર્ક શાસ્ત્રનું જ્ઞાન વિગેરે, शिल्प એટલે પથ્થરના કોતર કામ

ઇત્યાદિ મૃત્તિ એટલે કામકાજ કરતાં જે પગાર વા રોજી મલે તે, સેવા એટલે પગારથી નોકરી કરવી તે, ગોરક્ષ્ય એટલે ગાય વિગેરે પશુનું પાલણ કરવું તે, વૈશ્યવણ એટલે દુકાન કાઢીને વૈશ્યની માફક વ્યાપાર કરવો તે ક્ષેત્તિ એટલે હળ વતી બળદ રાખીને કૃષિકરનો ધંધો કરવો તે, भिक्षा એટલે ભીખ માગીને નિર્વાહ ચલાવવો તે, कुशादं એટલે નાણાંની ધીરધાર કરવી તથા નાણાં વ્યાજે ઉપાડ મેલ કરવાં તે. આ દશ પ્રકારથી જ્યારે દુઃખ આવી પડે અને નિર્વાહનાં સાધન બીજા કાંઇ ન મળી આવે ત્યારે નિર્વાહ ચલાવવો એવી શાસ્ત્રની મર્યાદા કરેલી છે. ૧૧૬

**ब्राह्मणः क्षत्रियो वापि वृद्धिं नैव प्रयोजयेत्॥**
**कामं तु खलु धर्मार्थं दद्यात्पापीयसेऽल्पिकाम्**
**॥ १७ ॥**

બ્રાહ્મણ અથવા ક્ષત્રીએ વ્યાજ વટંદરનો વ્યાપાર ઘણીજ આપતિ આવી પડયા વિના કરવો નહી પણ જો તેમને પોતાનેજ કોઈ પણ સમયે ધર્મનાં કોઇ કામને માટે પૈસા ઉછીના લેવાની જરૂર પડે તો તેમણે તે લેવા. પણ જો ઉછીના આપનાર–ધીરનાર માણસ ધીરેલાં નાણાં ઉપર વ્યાજ માગે તેવો નીચ હોય તો તેને ફકત થોડુંજ વ્યાજ આપવું જોઇએ. ૧૧૭

**चतुर्थमाददानोऽपि क्षत्रियो भागमापदि ॥**
**प्रजारक्षन्परं शक्त्या किल्बिषात्प्रतिमुच्यते**
**॥ १८ ॥**

ક્ષત્રીય (રાજા) જો આપતિ કાળમાં અર્થાત્ જ્યારે પોતાના મુલક ઉપર દુશ્મનો ચઢી આવ્યા હોય અથવા એવા દુઃખમાં પોતાની પ્રજા આવી પડી હોય ત્યારે તેણે ખેડુતો પાસેથી ચોથા ભાગના પાકની મેસુલ લેવી. આ પ્રમાણેની મેસુલ લઇને જો તે પોતાથી બને ત્યાં સુધી દેશનું અને પ્રજાનું રક્ષણ કરે છે તો તેને કાંઇ પણ પાપ લાગતું નથી. ૧૧૮

**स्वधर्मो विजयस्तस्य नाहवेस्यात्पराङ्मुखः ॥**
**शस्त्रेण वैश्यान्रक्षित्वा धर्म्यमाहारयेद्बलिम् ॥**
**॥ १९ ॥**

લઢાઇમાં શતરૂ ઉપર જય મેળવવો તે તેનું પ્રથમ કર્તવ્ય છે અને તેટલા માટે ગમે તેવો ભય આવી પડે તો પણ તેણે પાછો પગ કાઢવો નહી આ પ્રમાણે પોતાનાં શસ્ત્ર અને બાહુ બળથી જે રાજા પોતાની પ્રજાના વૈશ્યનો બચાવ કરે છે તે તેના બદલામાં તેને કાયદેસર જે વ્યાજબી લાગે તે કર તેમની પાસેથી લઇ શકે છે. ૧૧૯

**धान्येऽष्टमं विंशं शुल्कं विंशंकार्षापणावरम् ॥**
**कर्मोपकरणाः शूद्राः कारवः शिल्पिनस्तथा**
**॥ २० ॥**

કર કેવી રીતે લેવોઃ—રાજાને ઘણા દુઃખનો વખત આવી પડે ત્યારે તેણે પોતાની વૈશ્ય પ્રજા પાસેથી ત્હેમની કમાઇનો આઠમો ભાગ પોતે લેવો પણ તેમનાં નાણાંમાંથી જો વધારેમાં વધારે તો તે લેવા ધારેતો ફક્ત બારમોજ ભાગ લઈ શકે છે. અને પશુ તથા સુવર્ણનો તો પચ્ચાશમો ભાગ લેઇ શકે છે. રાજા જેઓ કારીગર છે–લવાર–સુતાર. વિગેરે મજુરી કરીને જેઓ પોતાનો નિર્વાહ ચલાવતા હોય છે તેમની પાસેથી કોઇ પણ કર લઇ શકતો

નથી જો તે કાંઇ પણ તેમની પાસે લેછે તોતે વેઠજ છે અર્થાત્ તેમને વેઠે પકડીને કામ કરાવી શકે છે. ૧૨૦

शूद्रस्तु वृत्तिमाकांक्षन्क्षत्रमाराधयेद्यादि ॥
धनिनं वाप्युपाराध्यवैश्यं शूद्रो जिजीविषेत्
॥ २१ ॥

જો કોઇ શુદ્રનો બ્રાહ્મણની શેવાથી નિર્વાહ ન થતો હોય તો તેણે ક્ષત્રીયની શેવા કરીને પોતાનુ ભરણ પોષણ કરવું અને જો કોઇ ક્ષત્રીય પણ તેને નોકર ન રાખેતો ધનાઢય વૈશ્યને ત્યાં ચાકરી કરીને ગુજરાન મેળવવું ;પણ દ્વિજ વર્ણમાંના કોઇને ત્યાં તેને રોજગાર ન મળે તો પ્હેલાં તેને કરવા જેવાં જે જે કાર્યો બતાવવામાં આવ્યાં તે તે કર્મો કરી પોતાનો નિર્વાહ ચલાવવો. ૧૨૧

स्वर्गार्थमुभयार्थं वा विप्रानाराधयेत्तुसः ॥
जातब्राह्मणशब्दस्य सा ह्यस्य कृतकृत्यता
॥ २२ ॥

શુદ્રે બ્રાહ્મણની શેવા શા માટે કરવી જોઇએ ?

શુદ્ર મૃત્યુ પછી જો તે સ્વર્ગ મેળવવા ઇચ્છતો હોય અથવા તો તેના આ જન્મ અને પુનઃજન્મનું કલ્યાણ કરવા ઇચ્છતો હોય તો તેણે બ્રાહ્મણની શેવા કરવી જોઇએ તેમજ વળી જે શુદ્ર પોતાના બ્રાહ્મણ સ્વામીના નામથી ઓળખાય છે—આ ફલાણા બ્રાહ્મણનો શેવક છે—તેની સર્વ મનની ઇચ્છાઓ પાર પડે છે. ૧૨૨

विप्रसेवैव शूद्रस्य विशिष्टं कर्म कीर्त्यते ॥
यदतोऽन्याद्धि कुरुते तद्भवत्यस्य निष्फलम्
॥ २३ ॥

શુદ્રને માટે સર્વોત્તમ કર્મ બ્રહ્મ શેવાજ કહેલી છે કારણ કે બ્રાહ્મણની શેવા જે વેદ પ્રમાણેનો તેનો મુખ્ય ધર્મ છે તેજ તેને મનવાંચ્છીત ફળ આપનારી છે તેના શીવાયના બીજા કોઈ પણ કામથી તેનો શ્રેય થતો નથી. ૧૨૩

प्रकल्प्या तस्य तै र्वृत्तिः स्वकुटुम्बाद्यथार्हतः
शक्तिं चावेक्ष्य दाक्ष्यं च भृत्यानां च परिग्रहम्
॥ २४ ॥

આ પ્રમાણે જે શુદ્ર પોતાની શેવા કરતો હોય તેની શેવ્ય બુદ્ધિ, ઉદ્યોગ તેને જે કુટુંબનો નિર્વાહ કરવો પડતો હોય તેની સંખ્યાનો વિચાર કરીને બ્રાહ્મણે પોતાની મીલકતમાંથી તેનું-શુદ્રનું-બરાબર ગુજરાન થઈ શકે તેટલો ભાગ કાઢી આપવો જોઇએ. ૧૨૪

उच्छिष्टमन्नं दातव्यं जीर्णानि वसनानि च
पुलकाश्चैव धान्यानां जीर्णाश्चैव परिच्छदाः
॥ २५ ॥

પોતાના ખાતાં પીતાં જે વધે તે, જુનાં વસ્ત્રો, દાણાંનું ઝટકામણ તેમજ જુનાં થઈ ગયેલાં વાસણ કુસણ વીગેરે રાચરચીલું બ્રાહ્મણે પોતાના શુદ્ર નોકરને આપવું જોઇએ. ૧૨૫

न शूद्रे पातकं किञ्चिन्न च संस्कारमर्हति ॥
नास्याधिकारो धर्मेऽस्ति न धर्मात्प्रतिषेधनम्
॥ २६ ॥

શુદ્ર જે શાસ્ત્રમાં અભક્ષ્ય કહેલી ખાય તો પણ તેને પાપ લાગતું નથી અર્થાત્ તે તો લશણ ડુંગળી વિગેરે ખાય છે તો પણ તેને કાંઈ દોષ લાગતો નથી. તેને ઉપનયન

સંસ્કારનો અધિકાર નથી, આર્યને માટેના ધર્મ પાળવાનો તેને અધિકાર નથી પણ તેમાંના કેટલાક ધર્મ બીજી રીતે પાળવાને તે સ્વતંત્ર છે. ૧૨૬

**धर्मेप्सवस्तु धर्मज्ञाः सतां वृत्तमनुष्ठिताः**
**मन्त्रवर्ज्यं न दुष्यन्ति प्रशंसां प्राप्नुवन्ति च ॥ २७ ॥**

જે શુદ્ર સારો કહેવડાવવાને ઇચ્છતો હોય તેમજ પોતાના ધર્મ શા છે તે જાણવાને ઇચ્છતો હોય છે. તે જે કર્મમાં વેદનો ઉચ્ચાર કરવો પડે છે તેવાં કર્મ વેદના મંત્રો ભણ્યા વિના કરે છે અને બ્રાહ્મણ ક્ષત્રી અને વૈશ્ય વર્ણના આચારને પાળે છે તો તેને કાંઇ દોષ લાગતો નથી પણ તેનાં વખાણ થાય છે ૧૨૭

**यथायथाहि सद्वृत्तमातिष्ठत्यनसूयकः ॥**
**तथातथेमं चामुं च लोकं प्राप्नोत्यनिन्दितः ॥ २८ ॥**

શુદ્ર જો પોતાનાથી ઉંચી જે ત્રણ વર્ણો છે તેમનો દ્રોહ કર્યા વિના સદ્ પુરૂષોનાં વર્તન પ્રમાણે વર્તે છે તો તેની નિંદા થતી નથી પણ તેને આ લોકમાં તેમજ મૃત્યુ પછી પર લોકમાં સારૂ સુખ મળે છે. ૧૨૮

**शक्तेनापि हि शूद्रेण न कार्यो धनसंचयः**
**शूद्रो हि धनमासाद्य ब्राह्मणानेव बाधते २९**

શુદ્રનામાં ધન મેળવવાની શક્તી હોય તેમ છતાં પણ વધારે ધન મેળવવું નહી અર્થાત્ પોતાના નિર્વાહના જેટલુંજ દ્રવ્ય તેણે રાખવું કારણ જો તેવા માણસની પાસે વધુ દ્રવ્ય એકઠું થાય તો તે ઘણો અહંકારી થાય અને પોતાના ધર્મને ભુલી જઇને બ્રાહ્મણને દુઃખ કરે. ૧૨૯

**एते चतुर्णां वर्णानामापद्धर्माः प्रकीर्त्तिताः ॥**
**यान्सम्यगनुतिष्ठन्तो व्रजन्ति परमां गतिम् १३०**

ઉપર પ્રમાણેના નિયમો કહ્યા પછી મહામુની મનુએ શ્રોતાજનને કહ્યું કે— ઉપર પ્રમાણેના ચારે વર્ણોને માટેના આપત્તિ કાળને વિશેના ધર્મ નિયમો મ્હેં આપને કહી સંભળાવ્યા છે જે નિયમો જો તેઓ બરાબર પાળે તો તેઓને મૃત્યુ પછી મોક્ષ મળે ૧૩૦

**एष धर्मविधिः कृत्स्नश्चातुर्वर्ण्यस्य कीर्त्तितः ॥**
**अतः परं प्रवक्ष्यामि प्रायश्चित्त विधिं शुभम् ॥ १३१ ॥**

આ પ્રમાણે વેદમાં જણાવેલા ચાર વર્ણને માટેના ધર્મ નિયમો આપને કહી સંભળાવ્યા છે હવે પ્રાયાશ્ચત નિવારણને માટેના શુભ ધર્મ નિયમો આપને કહીશ ૧૩૧

**इति मानवे धर्मशास्त्रे भृगुप्रोक्तायां संहितायां दशमोऽध्यायः ॥ १० ॥**

ઇતિ મનુસ્મૃતિનો દશમો ધ્યાય સમાપ્ત.

# अथ एकादशोऽध्यायः



सान्तानिकं यक्ष्यमाणमध्वगं सर्ववेदसम्
गुर्वर्थं पितृमात्रर्थं स्वाध्यायार्थ्युपतापिनौ १

વિવાહ કરવાનું પ્રયોજન પ્રજા છે માટે સંતાનને માટે જે પરણવાની ઇચ્છા રાખતો હોય, તેમજ આગળ ઉપર કહી ગયા તેવા અવશ્ય કરવા જેવા જ્યોતિષ્ટોમ વિગેરે યજ્ઞ કર્મ કરવાની ઇચ્છા વાળો, જે અધ્વગ હોય અર્થાત્ જેણે પોતાનું સર્વસ્વ ધર્મ ક્રિયામાં આપી દીધું હોય, સર્વ વેદસ જેણે પોતાની સર્વ દોલતને દક્ષણામાં આપી હોય અર્થાત્ જેણે વિશ્વાજિત યજ્ઞ કર્યા હોય, જે પોતાનું સાર્થક ગુરૂ તથા માત પિતાનું પાલણ પોષણ કરવું તેનેજ સમજનાર છે, એવા પોતાના ગુરૂ અથવા માત પિતાના ભરણ પોષણ તથા વસ્ત્રાભૂષણને માટે અથવા તો વેદનો અભ્યાસ શરૂ કરતી વખતે જે બ્રહ્મચારીને પોતાના નિર્વાહને માટે અથવા તો વસ્ત્રાભૂષણ ને માટે પૈસા સંબંધી જરૂર પડે તેને, અને જે પોતે માંદો પડેલો હોય અને તેથી પોતાના નિર્વાહ વિગેરેને માટે અશક્ત હોય. ૧

नवैतान्स्नातकान्विद्याद्ब्राह्मणान्धर्मभिक्षुकान्
निःस्वेभ्यो देयमेतेभ्यो दानं विद्याविशेषतः
॥ २ ॥

ઉપર પ્રમાણેના જે નવ પ્રકારના બ્રાહ્મણોને ધર્મ ભિક્ષાશીલસ્નાતક જાણવા અને તેમને તેમની વિદ્યા અને ગુણના પ્રમાણમાં તેમના દુઃખને નિવારવાને માટે ગાયો–સુવર્ણ વિગેરેનું દાન કરવું. ૨.

एतेभ्योहि द्विजाग्र्येभ्योदेयमन्नं सदक्षिणम्
इतरेभ्यो बहिर्वेदि कृतान्नं देयमुच्यते ॥३॥

એવા નવ શ્રેષ્ઠ બ્રાહ્મણોને જ્યાં યજ્ઞ થતો હોય ત્યાં વેદીની મધ્યે રાખીને ભોજન અને દક્ષિણા આપવાં જોઇએ અને તેમનાથી ભિન્ન પ્રકારના જે બ્રાહ્મણો હોય તેમને વેદીની બ્હાર રાખીને સિદ્ધ અન્ન અર્થાત્ રાંધેલું ધાન્ન આપવું જોઇએ આ પ્રમાણેનો ઉપદેશ છે. ૩.

सर्वरत्नानि राजा तु यथार्हं प्रतिपादयेत् ॥
ब्राह्मणान्वेदविदुषो यज्ञार्थं चैव दक्षिणाम् ४

જે બ્રાહ્મણો વેદજ્ઞ હોય તેમને રાજાએ પોતાની શક્તીના પ્રમાણમાં મણી, મોતી, રત્ન વિગેરે અમુલ્ય વસ્તુઓ આપવી યજ્ઞ કાર્યમાં તો તેમની વિદ્યાના પ્રમાણમાં તેમને દક્ષિણાજ આપવી. ૪.

कृतदारोऽपरान्दारान्भिक्षित्वा योऽधिगच्छति
रतिमात्रं फलं तस्य द्रव्यदातुस्तु संततिः॥५॥

અમુક સ્ત્રિ સાથે લગ્ન કરવાના હેતુથી વિવાહના ખર્ચને માટે કોઇ પાસેથી નાણું લાવ્યા પછી જો તે માણસ અન્ય સ્ત્રિ સાથે લગ્ન કરે છે તો તેવી રીતનાં લગ્ન

કરનારને ફળ માત્ર સંસાર સુખનુંજ છે પરંતુ તે સુખથી થનાર લાભ જે સંતતી તે તો જે માણસે કન્યાને માટે દ્રવ્ય આપ્યું હોય તેનીજ ગણાય છે-તાત્પર્ય કે આવાં કારણને માટે કોઇએ દ્રવ્ય આપવું નહી તેમજ કોઇ પાસેથી નાણાં કાઢીને લગ્ન કરવું પણ નહી. ૫.

धनानि तु यथाशक्ति विप्रेषु प्रतिपादयेत् ॥
वेदवित्सु विविक्तेषु प्रेत्य स्वर्गं समश्नुते ६

જે માણસ દાન કરવાની ઇચ્છા રાખતો હોય તેણે પોતાની શક્તી પ્રમાણે ગાય, ક્ષેત્ર, સુવર્ણ વિગરેનું દાન જે બ્રાહ્મણ વેદને ભણતો હોય અને સ્રિ પુત્ર વાળો હોય તેને આપવું કારણ કે આ બ્રાહ્મણને આપવાથી તે દાન સદ્ પાત્રને આપ્યું ગણાય છે અને તેનો લાભ આપનારને મૃત્યું પછી સ્વર્ગ મળે છે. ૬.

यस्य त्रैवार्षिकं भक्तं पर्याप्तं भृत्यवृत्तये ॥
अधिकं वापि विद्येत स सो मं पातुमर्हति ७

સોમયાગ–અર્થાત્ સોમવલ્લિના રસનું પાન કરવાને માટે જે માણસ પોતાને જેનો નિર્વાહ કરવોજ જોઈએ તેમ વસ્ત્ર ભૂષણ પણ પુરાં પાડવાંજ જોઈએ છે તેવાં માણસના ખરચ ખુટણનો ત્રણ વર્ષ અથવા તો તે કરતાં વધારે વર્ષ સુધીનો પાકો બંદોબસ્ત કરે છે તેને જાણવો. ૭.

अतःस्वल्पीयसि द्रव्ये यः सोमं पिबति द्विजः
सपीतसोमपूर्वोऽपि न तस्याप्नोति तत्फलम्
॥ ८ ॥

પરંતુ તેમ નહી કરતાં જે માણસ ત્રણ વર્ષથી ઓછી મુદતને માટે પોષ્ય વર્ગના ખર્ચ ખુટણનો બંદોબસ્ત કરીને સોમવલ્લીના રસનું પાન કરે છે તેને સોમયાગનું કાંઇ પણ ફલ પ્રાપ્ત થતુ નથી અને પુન, તે સોમયાગ કરવાને માટે લાયક પણ ગણાય નહી. ૮.

शक्तः परजने दाता स्वजने दुःखजीविनि ॥
मध्वापातो विषास्वादः सधर्मप्रतिरूपकः ९

જે માણસ પોતાની પાસે ઘણું દ્રવ્ય હોવાના કારણથી દાન કરવામાં ઘણોજ સમર્થ હોય છે તેવો માણસ જેઓનું પોતાને અવશ્ય પોષણ કરવું જોઇએ એવાં પોતાનાં માત પિતા, સંબંધીઓ અથવા તો જ્ઞાતિજનો તે દુઃખમાં રીબાતાં જોઈને તેમને દુઃખ મુક્ત કરવાને માટે યત્નન કરતાં અન્યને યશની પ્રાપ્તીને માટે જો દાન કરે છે તો તેને કાંઈ ધર્મ જાણવો નહી આવો માણસ પોતાના મુખના અગ્ર ભાગ વિશે મીષ્ટ મધનો સ્વાદ લે તે પણ ઉંડા અંતરમાં તેને વિષનો સ્વાદ જણાય છે અર્થાત્ એ પ્રમાણેનાં તેનાં દાન ને લીધે તેને શરૂઆતમાં આ લોકમાં યશ–કિર્તી મળે છે જે તેને મધના જેવીમધુર લાગે છે પણ પોતાનાંજ પોષ્ય માણસોને દુઃખ મુકત કરવાની તેની જે પ્રથમ ફરજ છે તેનો ત્યાગ કર્યો તેના પરિણામે મરણ પામી તેને નર્ક ભોગવવું પડે છે જે વિષ સમાન છે ૯.

भृत्यानामुपरोधेन यत्करोत्यौर्ध्वदेहिकम् ॥
तद्भवत्यसुखोदर्कं जीवतश्च मृतस्य च १०

માટે જે માણસ પોતાનાં માત પિતા –ગુરૂ–તથા સંબંધીઓ જેઓ દુઃખી હોય અને જેમનું પાલણ પોષણ કરવું અને દુઃખ નિવારવું તે પોતાનો પ્રથમ ધર્મ છે

તે ધર્મ છે તે ધર્મનો ત્યાગ કરીને અન્યને દાન ધર્મ કરે છે.તેવા માણસનાં તે પ્રમાણે-નાં કરેલાં દાન ધર્મ અંતમાં તેને પોતાનેજ દુઃખ રૂપ થઇ પડે છે. ૧૦.

यज्ञश्चेत्प्रतिरुद्धः स्यादेकेनाङ्गेन यज्वनः
ब्राह्मणस्य विशेषेण धार्मिके सति राजनि ११

જે રાજ્યમાં રાજા પોતે વેદ જાણતો હોય છે તેના રાજ્યમાં કોઇ દ્વિજાતી યજ્ઞ કરતો હોય અને તેને માટેની સર્વ સામગ્રી આવી હોય પણ જો એકાદ વસ્તુ ન મળી આવે તો તેને માટે તે યજ્ઞ અપૂર્ણ રહે નહી. ૧૧.

यो वैश्यः स्याद्बहुपशुर्हीनक्रतुरसोमपः ॥
कुटुम्बात्तस्य तद्द्रव्यमाहरेद्यज्ञसिद्धये ॥ १२ ॥

કારણ કે તેવા રાજાના રાજ્યમાં તે સામગ્રી જો કોઈ પણ ધનાઢ્ય વૈશ્યના ઘરમાં હોય અને તે પોતે સોમયાગ અથવા બીજા કોઇ પણ પ્રકારનો યજ્ઞ કરતો ન હોય તો પછી તે તે સામગ્રી આપવાને રાજી હોય કે ન હોય તો પણ તેની પાસેથી લઇ આવવી. ૧૨.

आहरेत्त्रीणि वा द्वे वा कामं शूद्रस्य वेश्मनः॥
नहि शूद्रस्य यज्ञेषु कश्चिदस्ति परिग्रहः॥१३॥

યજ્ઞ કરવામાં જો બે ત્રણ વસ્તુઓ જોઈતી હોય—ખુટતી હોય અને વૈશ્ય પાસેથી મળી આવે તો ઉપર કહ્યા પ્રમાણે લેવી પણ જો વૈશ્ય પાસેથી ન મળે પણ શુદ્રની પાસે હોયતો તો શુદ્ર પાસેથી તે વસ્તુ ચોરીને લેવી અથવા તો બે ધડક તેના ઉપર જોર જુલમ કરીને પણ તે વસ્તુ લેવી—બ્રાહ્મણે શુદ્ર પાસે કોઈ પણ વસ્તુનું દાન માગવું તે નિષેદ્ધ ગણેલું છે પણ તેની પાસેથી બળાત્કારે કાંઇ પણ લેવું તે નિષેદ્ધ નથી. ૧૨.

योऽनाहिताग्निः शतगुरयज्वा च सहस्रगुः
तयोरपि कुटुम्बाभ्यामाहरेदविचारयन् ॥१४॥

જો કોઈ બ્રાહ્મણ ક્ષત્રીય પાસે સો ગાયોના મૂલ્ય બરાબરનું દ્રવ્ય હોય છતાં અગ્નિ હોમ ન કરતા હોય અથવા અગ્નિ હોમ કરતા હોય પણ તેઓની પાસે હજાર ગાયોના મૂલ્ય જેટલું દ્રવ્ય હોય અને તેઓ સોમયાગ અર્થાત્ સોમવલ્લીના રસનું પાન ન કરતા હોય તો તેઓ દરેક પાસેથી યજ્ઞ પરિપૂર્ણ કરવાને માટે જેજે વસ્તુઓ જોઇતી હોય તેતે વસ્તુઓ લેવી. ૧૪.

आदाननित्याच्चादातुराहरेदप्रयच्छतः ॥
तथा यशोऽस्य प्रथते धर्मश्चैव प्रवर्धते ॥१५॥

જે બ્રાહ્મણ અન્ય પાસેથી હમેશાં દાન લેતો હોય છે પણ પોતે જો યજ્ઞ કર્મ તેમજ દાન પણ કરતો હોય તો તેવાના પાસેથી યજ્ઞને માટે જે બે ત્રણ વસ્તુઓ ખુટતી હોય તે માગી લેવી અને માગી લેવી અને તેની પાસે હોવા છતાં પણ જો તે ન આવે તો પછી તેની પાસેથી ચોરીને અથવાતો બળાત્કાર કરીને પણ તે વસ્તુ લેવી જોઇએ આપ્રમાણે ચોરી અથવા બળાત્કાર કરીને યજ્ઞના કામને માટે જે માણસ ખુટતી વસ્તુઓ દાન નથી કરતો તેવા બ્રાહ્મણ પાસેથી છે તેની કીર્તી અને ધર્મ પણ વધે છે. ૧૫.

तथैव सप्तमे भक्ते भक्तानि षडनश्नता ॥
अश्वस्तनविधानेन हर्त्तव्यं हीनकर्मणः ॥१६॥

તેમજ જે માણુસ દ્વિજ-બ્રાહ્મણને ત્રણ દિવસના ઉપવાસ થયા હોય અને ચોથા દિવસ પ્રાતઃકાળના પણ ભોજન ન મળે એમ સાત ટંક જેને ભોજન નથી મળ્યું તેવા બ્રાહ્મણે જે બ્રાહ્મણ કોઇને પણ દાન નથી આપતો તેવા પાસેથી બે દિવસ ચાલે તેટલું અનાજ ચોરી કરીને અથવા તો જોર જુલમ કરીને લેવું. ૧૬

**खलात्क्षेत्रादगाराद्वा यतो वाप्युपलभ्यते ॥**
**आख्यातव्यं तु तत्तस्मै पृच्छते यदि पृच्छति ॥ १७ ॥**

ત્હેણે ખેતરમાંથી જાલામાંથી અથવા તો તેવા કોઇ પણ સ્થળેથી જ્યાંથી મળી આવે તેવું હોય ત્યાંથી ધાન્ય લેવું અને તેમ કરતાં પકડાય અને તે ધાન્યનો માલીક તેને શા માટે તે પ્રમાણે તેણે ધાન્ય લીધું એમ પૂછેતો તેનો વાસ્તવિક ઉત્તર આપવો અને પોતે ક્યાંયથી ધાન્ય ન મળ્યું તેથી ચોરી કરીને તેનું ધાન્ય લીધું છે એમ કહેવું. ૧૭

**ब्राह्मणस्वं न हर्तव्यं क्षत्रियेण कदाचन ॥**
**दस्युनिष्क्रिययोस्तु स्वमजीवन्हर्तुमर्हति ॥१८॥**

ઉપર ગણાવ્યાં તેવાં કારણો હોય છતાં પણ ક્ષત્રીએ બ્રાહ્મણનું ધન કદાપી પણ લેવું જોઇએ નહી. તેજ પ્રમાણે સામાન્ય ન્યાય પ્રમાણે વૈશ્યો તથા શુદ્રો એ પણ પોતપોતાથી ઉંચી વર્ણનાઓની પાસેથી ન લેવું જોઇએ. પણ જે માણુસ નિષિદ્ધ ન કરવાનાં જે કાર્ય કરતો હોય અને સારાં કર્મ ન કરતો હોય તેની પાસેથી તો ક્ષત્રીને પોતાનાં યજ્ઞ કર્મ કરવામાં આપત્તિ આવી પડે તો તે લેવાને યોગ્ય છે. ૧૮

**योऽसाधुभ्योऽर्थमादाय साधुभ्यः संप्रयच्छति ॥**
**स कृत्वा प्लवमात्मानं संतारयति तावुभौ ॥ १९ ॥**

જે માણુસ દુષ્ટ કર્મના કરનારની પાસેથી દ્રવ્ય ઉપર કહ્યા તે-યજ્ઞના-કર્મને માટે લેછે અને તે દ્રવ્યને સાધુ પુરૂષોને આપે છે તે જે માણુસ પાસેથી દ્રવ્ય તેણે લીધું છે તેના પાપનો નાશ કરે છે અને જેને તે દ્રવ્યનું દાન આપે છે તેને દુર્ગતીમાંથી બચાવે છે અર્થાત્ પોતાના દેહનું નાવ બનાવીને જેની પાસેથી દ્રવ્ય તેણે લીધું છે અને જેને પોતે આપ્યું છે તે બન્નેને દુઃખથી ભરેલા સંસારના સમુદ્રની પાર ઉતારે છે. ૧૯

**यद्धनं यज्ञशीलानां देवस्वं तद्विदुर्बुधाः ॥**
**अयज्वनां तु यद्वित्तमासुरस्वं तदुच्यते ॥२०॥**

જે માણુસો ધર્મ કર્મ-યજ્ઞ વિગેરે કરે છે તેવા માણુસો પાસે જે દ્રવ્ય છે તેને જ્ઞાની માણુસો દેવતાઓનું ધન એમ કહેછે કારણ કે તે ધનનો યજ્ઞ કર્મ કરવામાં સદ્ ઉપયોગ થાય છે અને જે માણુસો પાસે પુષ્કળ દ્રવ્ય છે પણ જેઓ યજ્ઞ વિગેરે કરતા નથી તેમના દ્રવ્યને અસુર દ્રવ્ય અર્થાત્ દૈત્યોનું દ્રવ્ય કહે છે કારણ કે તેનો દેવને માટે કોઇ ઉપયોગ થતો નથી માટે આવા અસુર દ્રવ્યનું પણ હરણ કરીને વિદ્વાનોએ યજ્ઞ કરવો. ૨૦

**नतस्मिन्धारयेद्दण्डं धार्मिकः पृथिवीपतिः ॥**
**क्षत्रियस्य हि बालिश्याद्ब्राह्मणः सीदति क्षुधा ॥ २१ ॥**

યજ્ઞ પૂરો કરવાને માટે ખુટતી વસ્તુઓ જે માણુસ જેની પાસે હોય છતાં તે માણુસ આપવાને નાખુશ હોય અને તેટલા માટે ચોરી અથવા બળાત્કારે લઇ આવે છે તેવા માણુસને રાજાએ-ન્યાયાધિશે ગુન્હેગાર ગણીને શીક્ષા કરવી જોઇએ નહિ. કારણુ કે તેનો તેમાં અપરાધ નથી. રાજાના અસામર્થ્યને લીધે તેને તેમ કરવાની જરૂર પડેલી ગણાય છે. ૨૧

तस्य भृत्यजनं ज्ञात्वा स्वकुटुम्बान्महीपतिः॥
श्रुतशीलेच विज्ञाय वृत्तिं धर्म्यां प्रकल्पयेत्
॥ २२ ॥

જે બ્રાહ્મણુને પોતાના કુટુંબના નિર્વાહને માટે ઘણું દુઃખ પડતું હોય તેવા બ્રાહ્મણુને વેદ પ્રમાણેના પોતાના ધર્મ નિયમને જાણુનાર રાજાએ પોતાની પાસે બોલાવી તેના કુટુંબ તથા વિદ્યા અને ગુણુ અવગુણુની માહીતી મેળવીને તેનો ગુજારો થાય તેવો બંદોબસ્ત કરી આપવો જોઇએ.૨૨

कल्पयित्वाऽस्य वृत्तिं च रक्षेदेनं समन्ततः ॥
राजा हि धर्मषड्भागं तस्मात्प्राप्नोति रक्षितात्
॥ २३ ॥

એ પ્રમાણે તેની જીવિકાનો નિયમ બાંધી બંદોબસ્ત કરી આપ્યા પછી, શત્રુ તથા ચોર-તસ્કરો તરફથી તેનું બરાબર રક્ષણુ કરવું જોઇએ, કારણુ આ પ્રમાણેના બ્રાહ્મણુની રક્ષા કરવાથી તે બ્રાહ્મણુ જે જે પુણ્ય કર્મ કરે છે તેનો છઠ્ઠો ભાગ રાજાને મળે છે. ૨૩

नयज्ञार्थं धनं शूद्राद्विप्रो भिक्षेत कर्हिचित् ॥
यजमानो हि भिक्षित्वा चण्डालः प्रेत्य जायते
॥ २४ ॥

બ્રાહ્મણુને યજ્ઞ કરવો હોય અને પાસે પૈસો ન હોય તોપણુ તેણે શુદ્રની પાસેથી દ્રવ્ય લઇને યજ્ઞ કરવો નહિ કારણુ કે તેવી રીતે કરેલા યજ્ઞથી કંઇ ફલ થતું નથી એટલુંજ નહિ પણુ પ્રાયશ્ચિત થાય છે જેના પરિણામે યજ્ઞ કરનાર બ્રાહ્મણુ મૃત્યુ પછી ચાંડાલ અવતરે છે, તેટલાજ માટે શુદ્ર પાસે બ્રાહ્મણુને માગવું નિષેદ્ધ કહેલું છે અને વણુ માગ્યે પણુ જો શુદ્ર કાંઇ ધન આપે તો યજ્ઞ કર્મમાં તેનો ઉપયોગ કરવો નહિ.૨૪

यज्ञार्थमर्थं भिक्षित्वा यो न सर्वं प्रयच्छति॥
स याति भासतां विप्रःकाकतां वा शतं समाः
॥ २५ ॥

બ્રાહ્મણુ અન્ય પાસેથી યજ્ઞ કરવાના કારણુને માટે જે જે વસ્તુઓ માગી લાવે છે અને ત્યાર પછી તે તે વસ્તુઓ જો યજ્ઞમાં પૂરેપૂરી વાપરી નાંખતો નથી તો તેને પૂનઃજન્મમાં સો વર્ષ સુધી કાગડાનો કે કાકાકૌઆનો અવતાર ધારણુ કરવો પડેછે. ૨૫

देवस्वं ब्राह्मणस्वं वा लोभेनोप हिनस्ति यः
स पापात्मा परे लोके गृध्रोच्छिष्टेन जी वति
॥ २६ ॥

જો કોઇ બ્રાહ્મણુ લોભને લીધે સુવર્ણુ વા રૂપાની પ્રતિમાં અથવા દેવાલયમાં અર્પણુ કરવામાં આવેલું દ્રવ્ય ચોરી જાય છે અથવા તો બ્રાહ્મણુનું દ્રવ્ય હરણુ કરી જાય છે તો તેનાં પાપ કર્મને લીધે મૃત્યુ પછી પરલોકમાં ગીધ વગેરે નીચાં પક્ષીઓના ખાતાં જે વધ્યું હોય છે તે ખાઇને જીવે છે. ૨૬

इष्टिं वैश्वानरीं नित्यं निर्वपेदब्दपर्यये ॥
क्लृप्तानां पशुसोमानां निष्कृत्यर्थमसम्भवे २७॥

વર્ષની સમાપ્તિમાં તેમજ નવા વર્ષની શરૂઆતમાં વૈશ્વાનર યજ્ઞ કરવો જોઇએ. કારણ કે તેવો યજ્ઞ કરવાથી વર્ષમાં પશુ યાગ અથવા સોમ યાગ જે કરવા જોઇએ તે ન કર્યાનો દોષ દુર થાય છે. ૨૭

आपत्कल्पेन यो धर्मं कुरुतेऽनापदि द्विजः ॥
स नाप्नोति फलं तस्य परत्रेति विचारितम्
॥ २८ ॥

દ્વિજને આપત્તિ આવી પડે ત્યારે કરવા યોગ્ય જે જે કાર્યો કહેવામાં આવ્યાં છે તે તે કાર્યોનો કોઈ દ્વિજ આપત્તિમાં ન હોય તેવા વખતે કરે છે તો તે તે કર્મનું તેને મૃત્યુ પછી પરલોકમાં કાંઇ પણ ફલ મળતું નથી એવો મનુ વિગેરેનો અભિપ્રાય છે. ૨૮

विश्वैश्च देवैः साध्यैश्च ब्राह्मणैश्च महर्षिभिः ॥
आपत्सु मरणाद्भीतैर्विधेः प्रतिनिधिः कृतः ॥
॥ २९ ॥

વિશ્વદેવ, સાધ્ય અને બ્રાહ્મણોના મહર્ષિઓએ મરણના ભયને લીધે સોમ યાગના મુખ્ય વિધિને બદલે આપત્તિ કાળમાં તેના પ્રતિનિધિ રૂપ વૈશ્વાનર યજ્ઞ વિગેરે યજ્ઞથી કરવાને માટે બતાવેલા છે. ૨૯

प्रभुः प्रथमकल्पस्य यो ऽनुकल्पेन वर्तते ॥
न साम्परायिकं तस्य दुर्मतेर्विद्यते फलम् ३०

પણ જે માણસ મુખ્ય સોમ યાગ કરવાને સમર્થ હોવા છતાં આપત્તિમાં વૈશ્વાનર વિગેરે પ્રતિનિધિનું અનુષ્ઠાન કરે છે તેવા દુર્બુદ્ધિને મૃત્યુ પછી પરલોકમાં સ્વર્ગ મળતું નથી તેમજ તેનું પશુ અને સોમ યાગન કર્યાનું પાપ પણ નિવારણ થતું નથી. ૩૦

न ब्राह्मणोऽवेदयेत किञ्चिद्राजनि धर्मवित् ॥
स्ववीर्येणैव ताञ्छिष्यान्मानवानपकारिणः
॥ ३१ ॥

જે બ્રાહ્મણ પોતાના વેદ પ્રમાણેના ધર્મ જાણે છે તેને પોતાને જો કાંઇ પણ નુંકશાન કોઇએ કર્યું હોય તો તે વિશે રાજાને ફરીયાદ કરવી નહી કારણ કે આગળ ઉપર કહી ગયા છીએ તે પ્રમાણે બ્રાહ્મણ પોતે પોતાના નુકશાનનો બદલો મેળવવાને તથા નુકશાન કરનારને શીક્ષા કરવાને સમર્થ છે ૩૧

स्ववीर्याद्राजवीर्याच्च स्ववीर्यं बलवत्तरम् ॥
तस्मात्स्वेनैव वीर्येण निगृह्णीयादरीन्द्विजः
॥ ३२ ॥

બ્રાહ્મણનું સામર્થ્ય રાજાના સામર્થ્ય કરતાં વધારે છે અર્થાત્ રાજા બ્રાહ્મણના સામર્થ્ય ઉપર આધાર રાખે છે અને તેટલાજ માટે બ્રાહ્મણે પોતાને થયેલા નુકશાનને માટે જે (રાજા) પોતાના સામર્થ્ય ઉપર આધાર રાખે છે તેને ફરીયાદ ન કરતાં પોતેજ પોતાના શત્રુને શિક્ષા કરવી. ૩૨

श्रुतीरथर्वाङ्गिरसीः कुर्यादित्यविचारयन् ॥
वाक्छस्त्रं वै ब्राह्मणस्य तेन हन्यादरीन्द्विजः
॥ ३३ ॥

બ્રાહ્મણનું સામર્થ્ય શું છે ? ? બ્રાહ્મણે અથર્વણ તે ભણાવેલા અને આંગિરસિ શ્રુતિ યોજે અંગિરસ અથર્વણ પાસે ભણેલો તેના મંત્રોનું ઉચ્ચારણ કરવું અર્થાત્ તેવા પો-

તાના વાક્બાણથી બ્રામણે પોતાના શત્રુઓને શીક્ષા કરવી–તેમને શીક્ષા કરવાને રાજાને કહેવું નહી. ૩૩

**क्षत्रियो बाहुवीर्येण तरेदापादमात्मनः ॥**
**धने न वैश्यशूद्रो तु जपहोमैर्द्विजोत्तमः॥३४॥**

ક્ષત્રીને આપત્તિ આવી પડે છે તો તે પોતાના બાહુ બળથી અને શત્રુનો તિરસ્કાર કરીને તેમાંથી દુર થાય છે, વૈશ્ય અને શુદ્રને આપત્તિ આવી પડે છે તો તેઓ પૈસો ખરચીને આપત્તિમાંથી મુક્ત થાય છે. પણ બ્રાહ્મણને આપત્તિ આવી પડે છે ત્યારે તેમાંથી જપ અને યજ્ઞ કર્મ કરીને તેમાંથી છુટે છે. ૩૪

**विधाता शासिता वक्ता मैत्रो ब्राह्मण उच्यते**
**तस्मै नाकुशलं ब्रूया न शुष्कां गिरमीरयेत्**
**॥ ३५ ॥**

ખરો બ્રાહ્મમ કોણ ? ખરો બ્રાહ્મણ તો તેનેજ સમજવો કે જે વેદમાં કહેલા પોતાના ધર્મ નિયમોને બરાબર પાળે છે. પોતાના પુત્ર તથા શિશ્યોને તે તે ધર્મો શિખવે છે અને તેમની પાસે આગ્રહ કરી પળાવે છે, પાપ નિવારણ કરવાને માટે જૂદાં જૂદાં પ્રાયશ્ચિત કરવાનાં બતાવે છે, તેમજ સર્વ પ્રાણીઓની સાથે દ્વેષ રહીત મીત્રતા ધરાવતો હોય છે. આવા બ્રાહ્મણને કોઇ એ કટુ વચન કહેવું નહી અથવા તો તેની સાથે એવા પ્રકારની વાત ચિત પણ ન કરવી કે જેથી તેના મનને ખોટુ લાગે. ૩૫

**नवै कन्या न युवतिर्नाल्पविद्यो न बालिशः॥**
**होता स्यादग्निहोत्रस्य नार्त्तो नासंस्कृतस्तथा**
**॥ ३६ ॥**

કન્યાએ અવિવાહીત બાળાએ, તરૂણ સ્ત્રિએ, અલ્પજ્ઞ–જેને થોડુ ઘણું જ્ઞાન હોય તેણે, રોગી માણસે, અથવા તો જેને ઉપનયન સંસ્કાર થયો નથી તેમણે શ્રુતિમાં કહેલા સવારના અથવા સાંજના કરવા યોગ્ય યજ્ઞ કરવા નહી. ૩૬

**नरके हि पतन्त्येते जुह्वन्तः स च यस्य तत्॥**
**तस्माद्वैतानकुशलोहोता स्याद्वेदपारगः ॥३७॥**

ઉપર કહેલામાંથી કોઇ પણ જો યજ્ઞ કરે છે તો તેઓ મૃત્યુ પછી નર્કમાં પડે છે તેમજ જેમને માટે તેઓ યજ્ઞ કર્મ કરે છે તેઓ પણ મૃત્યુ પછી નર્કમાં જાય છે માટે જે માણસ શ્રોત્ર કર્મમાં ઘણોજ પ્રવીણ હોય તેની પાસે હમેશાં યજ્ઞ સંબંધી કાર્ય કરાવવાં જોઇએ. ૩૭

**प्राजापत्यमदत्त्वाऽश्वमग्न्याधेयस्य दक्षिणाम्॥**
**अनाहिताग्निर्भवति ब्राह्मणो विभवे सति ३८॥**

જે બ્રાહ્મણની પાસે ઘણુંજ દ્રવ્ય હોય છે. અને પોતે પ્રાજાપત્ય યજ્ઞ કરતો હોય છે તે બ્રાહ્મણ જો યજ્ઞને માટે આણેલો ઘોડો યજ્ઞ કરાવનાર બ્રાહ્મણ હોતા ને દક્ષીણા રૂપે આપતો નથી તો તેને પ્રાજાપત્ય યજ્ઞ કર્યાનુ ફલ મળતું નથી તેટલા માધે અશ્વ દાન કરવુંજ જોઇએ. ૩૮

**पुण्यान्यन्यानि कुर्वीत श्रद्दधानो जितेन्द्रियः॥**
**न त्वल्पदक्षिणैर्यज्ञैर्यजन्ते ह कथंचन ॥३९॥**

શ્રદ્ધાળુ પુરૂષે પોતે જીતેંદ્રિય રહીને યજ્ઞ સંબંધી બીજાં પણ પુણ્યકર્મ કરવાં પણ યજ્ઞ કર્યા પછી આપવાની દક્ષીણા જે શાસ્ત્રમાં કહી હોય તેથી ઓછી દક્ષીણા આપવી નહી. ૩૯

इन्द्रियाणि यशः स्वर्गमायुः कीर्तिं प्रजाःपशून्॥
हन्त्यल्पदक्षिणो यज्ञस्तस्मान्नाल्पधनो यजेत्
॥ ४० ॥

શામાટે શાસ્ત્રમાં કહેવામાં આવી હોય તેથી ઓછી દક્ષીણા ન આપવી ? ! કારણ કે તે પ્રમાણેની દક્ષીણા આપવાથી યજ્ઞ કરનાર અને દક્ષીણા આપનારની ઇંદ્રિયો–આંખ–કાન વિગેરેનો, જીવતો હોય ત્યારે તેના યશનો, મૃત્યુ પછી તેના સ્વર્ગનો, સંતતિનો, પશુ વિગેરેનો થોડી દક્ષીણા આપવાથી નાશ થાય છે. ૪૦

अग्निहोत्र्यपविध्याग्नीन्ब्राह्मणः कामकारतः ॥
चान्द्रायणं चरेन्मासं वीरहत्यासमं हि तत्
॥ ४१ ॥

અગ્નિ હોત્ર બ્રાહ્મણ પોતાની ઇચ્છાથી જો સવાર સાંજ કરવાના યજ્ઞો ન કરે તો તેના પ્રાયશ્ચિતનો નાશ કરવાને માટે તેણે એક મહીના સુધી ચાંદ્રાયણ વ્રત કરવું જોઇએ કારણ કે પ્રાતઃકાળ તથા સાયંકાળનો હોમ ન કરવો અને એક વીર પુત્રની હત્યા કરવી તે સરખું છે. ૪૧

ये शूद्रादधिगम्यार्थमग्निहोत्रमुपासते ॥
ऋत्विजस्ते हि शूद्राणां ब्रह्मवादिषु गर्हिताः
॥ ४२ ॥

જેઓ શુદ્ર પાસેથી દ્રવ્ય લઇને અથવા તો સાધારણ રીતે તેમની પાસેથી દ્રવ્ય માગીને આધાનપૂર્વક અગ્નિ હોમ કરે છે. તેમને શુદ્ર યાજક કહેલા છે તેવા શુદ્ર યાજકોને યજ્ઞનું ફલ મળતું નથી અને તેમને વેદમંત્ર જાણનારાઓ ઘણાજ અધમ ગણેછે અને તેમની નિંદા કરેછે. ૪૨

तेषां सततमज्ञानां वृषलाग्न्युपसेविनाम् ॥
पदा मस्तकमाक्रम्य दाता दुर्गाणि संतरेत्
॥ ४३ ॥

શુદ્રના ધનવડે યજ્ઞ કરનાર મુર્ખ બ્રાહ્મણના મસ્તક ઉપર પગ મુકીને દાન દેનાર શુદ્ર મૃત્યુ પછી પરલોકમાં દુઃખના સમુદ્રને પાર ઉતરેછે અને હોમ કરનારને કાંઈ પણ ફલની પ્રાપ્તી ન થતાં દુઃખ ઉત્પન્ન થાય છે. માટે તે પ્રમાણેના શુદ્રના ધનથી યજ્ઞ કરવા નહી. ૪૩

अकुर्वन्विहितं कर्म निन्दितं च समाचरन् ॥
प्रसक्तश्चेन्द्रियार्थेषु प्रायश्चित्तीयते नरः ॥४४॥

જે માણસ શાસ્ત્રમાં કહેલાં સંધ્યા વિગેરેનાં નિત્ય કર્મ કરતો નથી તેમજ સંબંધિઓમાંથી કોઇના મૃત્યુ સમયે પોતે સ્નાન સુતક પાળતો નથી અને ન કરવા જેવાં કૃત્યો કરેછે અને વિષયમાં હમેશાં આશક્ત રહેછે તે પુરૂષ પાપી મનાય છે. ૪૪

अकामतः कृते पापे प्रायश्चित्तं विदुर्बुधाः ॥
कामकारकृतेऽप्याहुरेके श्रुतिनिदर्शनात् ॥४५॥

પોતાની ઇચ્છા વિરૂદ્ધ અજાણતાં થઇ ગયેલા પાપને માટે પણ પ્રાયશ્ચિત કરવું જોઇએ એમ કેટલાક વિદ્વાનોએ કહેલું છે જ્યારે કેટલાકનો એવો પણ અભિપ્રાય છે કે પોતે જાણતો હોય કે આ પ્રમાણે કરવાથી દોષ લાગે છે છતાં જે માણસ તે પ્રમાણેનું કામ કરીને દોષીત થાય છે. તેને માટે શ્રુતિમાં પ્રાયશ્ચિત કહેલું છે. ૪૫

अकामतः कृत पापं वेदाभ्यासेन शुद्ध्यति॥
कामतस्तु कृतं मोहात्प्रायश्चित्तैः पृथग्विधैः
॥ ४६ ॥

માણુસ પોતે જાણુતો ન હોય કે આમ કરવામાં પાપ છે અને તેનાથી તે કામ થઇ જાય તો તેવું કામ કરવાથી થયેલું પાપ વેદનો અભ્યાસ કરવાથી દુર થાય છે પણ કોઇના ઉપર દ્વેષ ભાવ રાખીને જે કુકર્મ કરવામાં આવેછે તેનું તો જાણીજોઇને કર્યું કહેવાય છે અને તેનું પાપ તો તેને માટે વેદમાં જણાવેલાં પ્રાયશ્ચિત કરવાથીજ દુર થાયછે. ૪૬

**प्रायश्चित्तीयतां प्राप्य दैवात्पूर्वकृतेन वा ॥**
**न संसर्गं व्रजेत्सद्भिः प्रायश्चित्तेऽकृते द्विजः ॥ ४७ ॥**

કોઇ પણ માણુસના શરીર ઉપર તેનાં પૂર્વ જન્મનાં કરેલાં પાપને લીધે અથવા તો આ લોકમાં તેણે જે જે કુકર્મો કરેલાં હોય તેના પાપરૂપી નીશાની હોય અર્થાત્ તેને કોઢ નીકળ્યા હોય અથવા તો ક્ષય અથવા પતના રોગથી પીડાતો હોય અને તેની તે નીશાનીઓ અથવા રોગ જો તેનાં કરેલાં પાપનાં પ્રાયશ્ચિત કરવાથી નાશ પામે તેમ હોય તો જયાં સુધી તે તે પ્રાયશ્ચિત કરીને તે તેનાં પાપથી મુક્ત થાય નહી ત્યાંસુધી સારા માણુસોએ તેનો ત્યાગ કરવો જોઈએ. ૪૭

**इह दुश्चरितैः केचित्केचित्पूर्वकृतैस्तथा ॥**
**प्राप्नुवन्ति दुरात्मानो नरा रूपविपर्ययम् ४८॥**

કેટલાક માણુસના શરીરમાં અથવા આકૃતિમાં ત્હેમનાં પૂર્વ જન્મનાં કરેલાં પાપ કર્મોને લીધે અથવા આ જન્મનાં તેમનાં પાપી કૃત્યોને લીધે કેટલાક ફેરફાર થાય છે. આકૃતિ અથવા અવયવમાં આ પ્રમાણેના ફેરફાર તે માણસનાં દુષ્કૃત્યો જણાવે છે. ૪૮

**सुवर्णचौरः कौनख्यं सुरापः श्यावदन्तताम्॥**
**ब्रह्महत्या क्षयरोगित्वं दौश्चर्म्यं गुरुतल्पगः ४९॥**

આવા ફેરફાર તેમના કૃત્યનાં પાપના પ્રમાણુમાં થાય છે. જેવાં જેવાં કર્મ તેવા તેવા ફેરફાર સોનું ચોરનાર માણુસના નખ ખરાબ થઈ જાયછે અર્થાત્ તેના નખ ટુંકા અથવા તો રોગી હોય છે અને નિષિદ્ધ જે મદ્યપાન તેને પીનાર કુકર્મી મનુષ્યના દાંતમાં રોગ-સળો થાય છે, ગુરૂ સ્ત્રિ સાથે ભોગ કરનારને ઇંદ્રિયરોગ થાય છે.

**पिशुनः पौतिनासिक्यं सूचकः पूतिवक्त्रताम्॥**
**धान्यचौरोऽङ्गहीनत्वमातिरेक्यं तु मिश्रकः५०॥**

ચમારના નાકમાં ગડગુમડ થાય છે. અપ શબ્દ બોલનારના મ્હોમાં બોખાર-દુર્ગંધ થાય છે, ધાન્ય ચોરનારનુ એકાદ અંગ જાયછે અર્થાત્ ત્હેનો એક અવયવ અપંગ થાયછે, ધાન્યની અંદર જૂદાં જૂદાં મીશ્રણ કરનારનું એકાદ અંગ વધે છે. ૫૦

**अन्नहर्ताऽमयावित्वं मौक्यं वागपहारकः ॥**
**वस्त्रापहारकः श्वैत्र्यं पङ्गुतामश्वहारकः ॥५१॥**

અન્ન ચોરનારનો અગ્નિ મંદ થાય છે. અર્થાત્ તેની પાચન શક્તી મંદ પડી જાયછે, આજ્ઞાવિના-અધિકાર વિના વિદ્યાભ્યાસ કરનાર મુંગો થાયછે, લોકોનાં કપડાં-વસ્ત્ર ચોરનારને ધોળા કોઢ નીકળે છે. ઘોડાને ચોરનાર પાંગળો થાય છે-પગે લંગડો થાય છે. ૫૧

**दीपहर्ता भवेदन्धः काणो निर्वापको भवेत्॥**
**हिंसया व्याधिभूयस्त्वमरोगित्वमहिंसया ॥**

દિવાનો ચોર નેત્રરોગી અર્થાત આંધળો થાય છે. દિવાને બુઝાવી નાંખનાર એક આંખે કાણો થાય છે, યજ્ઞમાં હોમવા શિવાય પોતાની સ્વાદેંદ્રિને તૃપ્ત કરવાને માટેજ જે માણુસ પશુ હત્યા કરેછે તેને અનેક રોગ થાય છે, અને જે પુરૂષપર સ્ત્રિ સાથે ભોગ કરેછે તેનું શરીર વાયુના રોગવાળુ થાય છે અને તેથી તે અતિસ્થુળ થઈ જાય છે. ૫૨

एवं कर्मविशेषेण जायन्ते सद्विगर्हिताः ॥
जडमूकान्धबधिरा विकृताकृतयस्तथा ॥५३॥

ઉપર પ્રમાણેનાં વિકારવાળાં અંગોવાળાઓ પોતે કરેલાં પુર્વ જન્મનાં તથા આ જન્મનાં પાપને લીધે આ લોકમાં ઉત્પન્ન થાયછે અને તેવી તેમના અંગની નીશાનીઓ ઉપરથી તેઓનાં કુકર્મને જાણુનારા સાધુ પુરૂષો તેમને નિંદેછે અને સદા તેમનો ત્યાગ કરેછે. ૫૩

चरितव्यमतो नित्यं प्रायश्चित्तं विशुद्धये ॥
निन्द्यैर्हि लक्षणैर्युक्ता जायन्तेऽनिष्कृतैनसः ॥ ५४ ॥

આવા માણુસોએ પોતપોતાના કરેલાં પાપને નીવારવાને માટે હમેશાં પ્રાયશ્ચિત કરવાં જોઇએ કારણ કે તેઓ જો પ્રાયશ્ચિત ન કરેતો આ લોકમાં પાપ ભોગવ્યા પછી જે શેષ ભોગવવાનું રહે તેને માટે તેમને પુનઃજન્મમાં પણ વિકારી અવયવ વાળો અવતાર ધારણ કરવો પડે છે. ૫૪

ब्रह्महत्या सुरापानं स्तेयं गुर्वङ्गनागमः ॥
महान्ति पातकान्याहुः संसर्गश्चापि तैः सह ॥ ५५ ॥

જે કર્મ કરતાં બ્રાહ્મણના જીવને જોખમ થાય તેહેને તો સાક્ષાત બ્રહ્મહત્યા કહેવાય છે તેવી બ્રહ્મહત્યા, નિષિદ્ધ એવું જે સુરાપાન, બ્રાહ્મણનું સોનું ચોરીલેવું અથવા તો ગુરૂની સ્ત્રિ સાથે સભોગ કરવો અથવા તો એવાં બીજાં પાપકર્મનો સંસર્ગ કરવો તે સઘળાંને મહા પાતક કહેલાં છે. ૫૫

अनृतं च समुत्कर्षे राजगामि च पैशुनम् ॥
गुरोश्चालीकनिर्बन्धः समानि ब्रह्महत्यया ॥५६॥

પોતાની જાતનું ખોટું મ્હોટુ પદ બતાવવું જેમ કે બ્રાહ્મણ ન હોવા છતાં ઉંચા કુળનો બ્રાહ્મણ હું એમ અસત્ય કહેવું, રાજાની અથવા ન્યાયધિશની આગળ કોઇની ચાડી કરવી જેથી સામા માણુસના જીવને નુકશાન થાય તેમજ પોતાના ગુરૂ ઉપર જુઠું કલંક મુકવું તે સઘળાંને બ્રહ્મહત્યા સમાન ગણેલાં છે. ૫૬

ब्रह्मोज्झता वेदनिन्दा कौटसाक्ष्यं सुहृद्वधः ॥
गर्हितानाद्ययोर्जग्धिः सुरापानसमानि षट् ५७

ભણી ગયેલા વેદનુ પુન રાવર્તન ન કરવાથી વિસરી જવો, અને જે શાસ્ત્રના આધાર રહીત હોય તેવાં વાક્ય અથવા કૃતાંત ઉપરથી વેદની નિંદા કરવી, અસત્ય સાક્ષી આપવી અથવા સાખ પુરવામાં જુઠું બોલવું, બ્રાહ્મણ શિવાયના કોઇ મીત્રનો વધ કરવો, શાસ્ત્રમાં જે ખાવાને માટે મના કરેલાં છે તેવાં લશણ આદિક ખાવાં તે તેમ જ અભક્ષ્ય એવી જે વિષ્ઠા–મળ આદિક ખાવાં તે સઘળાં સુરાપાન સમાન જાણવાં ૫૭

निक्षेपस्यापहरणं नराश्वरजतस्य च ॥
भूमिवज्रमणीनां च रुक्मस्तेयसमं स्मृतम् ५८

બ્રાહ્મણની સુવર્ણ શિવાયની અન્ય મી-

લકત જે સોંપેલી હોય-રાખવાને આપેલી હોય તેનો ઉઠાવ કરવો અર્થાત્ પોતાની કરી લેવી તેમજ માણુસ, ઘોડો, રૂપુ, જમીન, હીરા તથા અમુલ્ય રત્નો વિગેરે લઇ લેવાં તે બ્રાહ્મણુના સુવર્ણુને લીધા બરોબર સમજવાં. ૫૮

रेतःसेकः स्वयोनीषु कुमारीष्वन्त्यजासु च ॥
सख्युः पुत्रस्य च स्त्रीषु गुरुतल्पसमं विदुः ॥ ५९ ॥

પોતાની સગી બ્હેન-(એકજ મા બાપના ભાઈ બેનનો એક બીજા) સાથેનો યોગ-અવિવાહીત બાળાની સાથે ગમન, શુદ્ર અથવા નીચ વર્ણુની સ્ત્રિ સાથે ગમન, પોતાના મિત્ર વા પુત્રની પત્નિ સાથે અવ્યવહાર, તે સઘળાંને ગુરૂ પત્નિ ગમન બરાબર ગણેલાં છે. ૫૯

गोवधोऽयाज्यसंयाज्यपारदार्यात्मविक्रयाः ॥
गुरुमातृपितृत्यागस्वाध्यायाग्न्योः सुतस्य च ॥ ६० ॥

હવે ઉપપાતીક અર્થાત્ મહાપાતક અને બ્રહ્મ હત્યા પાપથી ઉતરતાં પાપ કોને કહેવાં ?

ગાયનો વધ કરવો, ન કરવા જેવા હોમ યજ્ઞ કરવા, પર સ્ત્રિ સાથે વ્યભિચાર કરવો, પોતાના પંડને વેચવો અર્થાત્ પોતાના અથવા માત પિતાના દેવાને માટે કોઇને ત્યાં ગુલામ-દાસત્વ કરવું, ગુરૂ, અને માતા પિતા જેમની હમેશાં શેવા કરવી જોઇએ તે ન કરવી, બ્રહ્મ યજ્ઞ તથા સ્માર્ત યજ્ઞનો ત્યાગ કરવો તથા પોતાના પુત્ર વિગેરે જેમનું પોષણુ કરવું જોઇએ તેમનો ત્યાગ કરવો. ૬૦

परिवित्तितानुजेऽनूढे परिवेदनमेव च ॥
तयोर्दानं च कन्यायास्तयोरेव च याजनम् ॥ ६१ ॥

મ્હોટો ભાઇ કુંવારો હોય છતાં નાના ભાઇને પરણાવવો જેથી મ્હોટો ભાઈ પરિવિત્તિ થાય નાના ભાઇને વરાવીને મ્હોટા ભાઇને અવિવાહીત કરવો જેથી નાનો ભાઇ પરિવેત્તા થાય,, એવા બન્ને ને કન્યા આપવી, તથા તેમના વિવાહના યજ્ઞમાં રૂત્વિક થવું.. ૬૧

कन्याया दूषणं चैव वार्धुष्यं व्रतलोपनम् ॥
तडागारामदाराणामपत्यस्य च विक्रयः ६२

અયોગ્ય વયે કન્યાના કન્યત્વનો ભંગ કરવો, પૈસા ધીરીને તેના ઉપર અતિશય વ્યાજ લઇને તેથી આજીવિકા ચલાવવી. બ્રહ્મ યજ્ઞ વૃતનો લોપ કરવો, ભાર્યા, તલાવ બાગ-વાડી પોતાનાં સંતાન આદિને વેચવાં. ૬૨

व्रात्यता बान्धवत्यागो भृत्याध्यापनमेव च ॥
भृत्याचाध्ययनादानमपण्यानां च विक्रयः ६३

દ્વિજ વર્ણુના નિયમ પ્રમાણે યોગ્ય વયે ઉપનયન ન આપવું જેથી ઉપવિતને માટેનો અધિકારી વ્રાત્ય થાય છે, પોતાના બંધુઓ તથા પીત્રીઓ નો ત્યાગ કરવો, વેદ ભણાવવો અથવા વિદ્યા આપવાના પૈસા લેવા તથા પોતે જે ગુરૂની પાસે વેદ ભણુતો હોય તેને પૈસા આપવા, નહી વેચવા જેવી વસ્તુ જેવી કે તલ વિગેરે વેચીને નિર્વાહ મેળવવો. ૬૩

सर्वाकरेष्वधीकारो महायन्त्रप्रवर्त्तनम् ॥
हिंसौषधीनां स्त्र्याजीवोऽभिचारो मूलकर्म च ॥ ६४ ॥

રાજાની આજ્ઞા લઈને સોના રૂપાની અથવા બીજી ધાતુની ખાણુમાં કામ કરવું, મ્હોટા જલના પ્રવાહને રોકવાને માટે પુલ વિગેરે બાંધવાં તથા મ્હોટાં ભારે કારીગીરીનાં કામ કરવાં, ઔષધમાં કામમાં આવે તેવી લતાઓ તથા છોડવાનો નાશ કરવો આર્ય સ્રિયો ને કુમાર્ગે દોરી-લલચાવી તેમનાથી વ્યાપાર કરીને પોતાનું ગુજરાન મેળવવું, અપરાધ ન કર્યો હોય તેવા લાચારને મંત્ર તથા ઔષધથી વશ કરવો અથવા તો નુકશાન કરવાને માટે મંત્ર જપ, યજ્ઞ વિગેરે કરવા. ૬૪

इन्धनार्थमशुष्काणां द्रुमाणामवपातनम् ॥
आत्मार्थं च क्रियारम्भो निन्दितान्नादनं तथा
॥ ६५ ॥

બળતણને માટેનાં લાકડાં મેળવવાને માટે લીલાં વૃક્ષનો નાશ કરવો, પિતરી અથવા તો પોતા સંબંધીઓના ઉદ્ધારને માટે નહી પણ પોતાની આરોગ્યતા ને માટે યજ્ઞ કરવો, લશણ વિગેરેની બીજી વસ્તુનો એકવાર પણ ઇચ્છા વિરૂદ્ધ આહાર કરવો. ૬૫.

अनाहिताग्निता स्तेयमृणानामनपाक्रिया ॥
असच्छास्त्राधिगमनं कौशीलव्यस्य च क्रिया
॥ ६६ ॥

અગ્નિ હોત્ર કરવાનો પોતાને અધિકાર હોવા છતાં અગ્નિ હોત્ર કરવાનો સુંવર્ણ શીવાયના કોઈપણ પ્રકારના દ્રવ્યની અથવા વસ્તુની ચોરી કરવી, ત્રણ પ્રકારનાં જે રૂણ છે તેમાંથી મુકત ન થવું, શાસ્ત્રશ્રુતિ અને સ્મૃતિ શીવાયનાં અસત્ય પુસ્તકો પોતે વાંચવાં શીખવાં અને બીજાને શીખવવાં, તથા બધો વખત નાચ કરવામાં તથા ગાયન ગાવામાં અને ગવડાવવામાં ગાળવો-મોજ શોખમાં ગાળવો. ૬૬

धान्यकुप्यपशुस्तेयंमद्यपस्त्रीनिषेवणम् ॥
स्त्रीशूद्रविट्क्षत्रवधोनास्तिक्यंचोपपातकम्
॥ ६७ ॥

ધાન્ય અથવા તો તાંબા-પિતળ, લોઢા વિગેરે ધાતુની ચોરી કરવી, ઢોરની ચોરી કરવી, દ્વિજાતી હોય પણ જે સ્રિ મદ્ય પિનારી હોય તેની સાથે ગમન કરવું, સ્રિને, વૈશ્ય, ક્ષત્રી અને શુદ્રને પ્રહાર કરવો-મારી નાંખવાં, અથવા તો દેવના-ઇશ્વરના અસ્તિત્વને નહી માનવું-નાસ્તિક પણું રાખવું તે સર્વને તે પ્રકારનાં પાપ કહેલાં છે. ૬૭

ब्राह्मणस्यरुजःकृत्याघ्रातिरघ्रेयमद्ययोः ॥
जैह्यंचमैथुनंपुंसिजातिभ्रंशकरंस्मृतम् ॥६८॥

બ્રાહ્મણને હાથવડે પ્રહાર કરવો અથવા કુભાષણથી ખોટું લગાડવું, અત્યંત દુર્ગંધ યુક્ત પદાર્થો જેવા કે લશણ, ડુંગળી, મદ્ય વિગેરેની વાસ લેવી, પુરૂષ ગમન કરવું. આવાં કાર્ય કરનાર તરતજ જાતિભ્રષ્ટ થાય છે. ૬૮

खराश्वोष्ट्रमृगेभानामजाविकवधस्तथा ॥
संकरीकरणंज्ञेयंमीनाहिमहिषस्यच ॥ ६९ ॥

ગધેડા, ઘોડા, ઊંટ, હરણ, હાથી, બકરાં મ્હેંડાં-ઘેટાં માછલાં સાપ અને ભેંશ એમાંથી કોઇનો પણ જે માણસ વધ કરેછે તે વર્ણ શંકર જાતમાં ગણાય છે. ૬૯

निन्दितेभ्योधनादानंवाणिज्यंशूद्रसेवनम् ॥
अपात्रीकरणंज्ञेयमसत्यस्यचभाषणम् ॥७०॥

જેમની પાસેથી દાન ન લેવું જોઇએ તેમની પાસેથી દાન લેવું, શાસ્ત્રના નિયમોની મર્યાદાનું ઉલ્લંઘન કરીને વ્યાપાર કરવો શુદ્ર જે આપણી-દ્વજાતીની શેવા કરવાને યોગ્ય છે તેમની સેવા કરવાથી, અને અસત્ય ભાષણ કરવાથી માણુસ અપાત્ર થાય છે. ૭૦

कृमिकीटवयोहत्यामद्यानुगतभोजनम् ॥
फलैधःकुसुमस्तेयमधैर्यंचमलावहम् ॥ ७१ ॥

કૃમી અર્થાત્ નાનાં જીવ જંતુઓ-એ-બો-તેથી મ્હોટા સ્થુલ શરીર વાળા કીડાઓ, તથા પશુ પક્ષીને વધ કરનાર, એકજ ટોપલા વા વાસણમાં દારૂનું વાસણ મુકયું હોય અને તેજ વાસણમાં શાક ફલ ફલાદિક અથવા બીજી પણ ખાવા જેવી વસ્તુ મુકેલાં હોય અને તે વસ્તુ જે માણુસ ખાય છે તે, ફલ ફલાદિક અથવા ફુલ અને લાકડાંની ચોરી કરવાવાળો અને કાંઇ સેજ નુકશાન થયું હોય છતાં જે માણુસ ધીરજ નથી રાખી શકતો પણ આકુળ વ્યાકુળ થઈ જાય છે તેવા માણુસો ઉપર પ્રમાણેનાં કર્મથી પણ નીતીભ્રષ્ટ થાય છે. ૭૧

एतान्येनांसिसर्वाणियथोक्तानिपृथक्पृथक् ॥
यैर्यैर्व्रतैरपोह्यन्तेतानिसम्यङ्निबोधत ॥७२ ॥

આ પ્રમાણેનાં ભિન્ન ભિન્ન પ્રકારનાં બ્રહ્મહત્યા-મહા પાતક, ઉપપાતક વિગેરે પાપ કર્મો આપને કહ્યાં તેમના પાપને નિવારવાને માટે શાંશાં પ્રાયશ્ચિત શાસ્ત્રમાં કહેલાં છે તે હું આપને કહું છું તે હવે સાંભળશો, ૭૨

ब्रह्महाद्वादशसमाःकुटीकृत्वावनेवसेत् ॥
भैक्षाश्यात्मविशुद्ध्यर्थंकृत्वाशवशिरोध्वजम् ७३

બ્રાહ્મણુની જેણે હત્યા કરી હોય તેણે વનમાં એક પર્ણકુટી બાંધીને ત્યાં બાર વર્ષ સુધી રહેવું જોઇએ, અને તેના નિર્વાહને માટે તેણે મરનારના માથાની ખોપરીમાં ભીક્ષા માગીને જે મળે તે ખાવું જો મરનારના માથાની ખોપરી વા કપાલનો ભાગ અથવા બીજુ કાંઇ પણ ચિન્હ ન મળે તો કોઈ બીજા મરણુ પામેલા માણુસની ખોપરીમાં માગી ખાવું. ૭૩

लक्ष्यंशस्त्रभृतांवास्याद्विदुषामिच्छयात्मनः ॥
प्रास्येदात्मानमग्नौवासमिद्धेत्रिरवाक्छिराः॥७४॥

બ્રાહ્મણુને મારનાર ધનુષ્ય બાણુ એવાં શાસ્ત્રનો ધારણ કરનાર ક્ષત્રીય હોય તો તેણે પોતે કરેલા બ્રહ્મહત્યાના પાપને દૂર કરવાને માટે સારા કુશળ બાણુવળીના નિશાનમાં આવવું અને પોતાના દેહનો ત્યાગ કરવો અથવા તો તેવા બાણુવળીના તીરના ઘાથી તેને મરણુ તુલ્ય પીડા થાય છે તો પણ તે પવિત્ર થયો કહેવાય છે તેમ ન કરે તો તેણે ધગધગતા અગ્નિની અંદર ત્રણ વખત ઉંધે માથે પડતાં મુકીને દેહનો ત્યાગ કરવો અને તેમ કરવા છતાં પણ જો તે તેમાંથી બચે છે તો તેના પાપનો નાશ થયો ગણાય છે. ૭૪

यजेतवाश्वमेधेनस्वर्जितागोसवेनवा ॥
अभिजिद्विश्वजिभ्द्यांवात्रिवृताग्निष्टुतापिवा॥७५॥

પણ જો બ્રાહ્મણુનો વધ અજાણુથી થયો હોય અર્થાત્ જેનાથી વધ થયો હોય તે માણુસ મરનારની તરફ કોઈ પણ પ્રકારનો દ્વેષ ન રાખતો હોય તો તેણે પોતાના પાપમાંથી મુક્ત થવાને માટે અશ્વમેધ, સ્વર્જીતા, ગોમેધ, અભિજીત, વિશ્વજીત, ત્રિવૃ-

ત્તા અથવા અગ્નિષ્ટુતએ યજ્ઞોમાંથી એકાદ યજ્ઞ કરવો. ૭૫

जपन्वान्यतमंवेदंयोजनानांशतंव्रजेत् ॥
ब्रह्महत्यापनोदायमितभुङ्नियतेन्द्रियः॥ ७६ ॥

તેમજ ત્રણ વર્ણમાંથી કોઇનાથી પણ અજાણ પણે બ્રહ્મહત્યા થઇ હોય તો તેણે ચારસો કોશ અર્થાત્ સો યોજન સુધી એકલા વેદનુ અધ્યયન–રટણ કરતાં કરતાં ચાલ્યા જવું અને રસ્તામાં ફક્ત પોતાના આત્માને બચાવવાને માટેજ જે કાંઇ ખાવા પીવાની જરૂર પડે તે કરવું અને પોતાની સર્વ ઈન્દ્રિયો ઉપર ઘટતો સયંમ રાખવો. જેથી પણ અજાણથી થયેલી બ્રહ્મહત્યાના પાપનો નાશ થાય છે. ૭૬

सर्वस्वंवेदविदुषेब्राह्मणायोपपादयेत् ॥
धनंवाजीविनायालंगृहंवासपरिच्छदम् ॥७७॥

વળી એવો પણ ભવિષ્ય પુરાણનો નિર્ણય છે કે જો મારનાર વેદાભ્યાસ રહીત હોય–અજ્ઞાન હોય અને જો તેની પાસે ઘણું દ્રવ્ય હોય તો તેણે પોતાનું સર્વ દ્રવ્ય વેદ જાણનાર બ્રાહ્મણને આપી દેવું સર્વસ્વ અર્થાત્ ॥ जीवनाय अलं ॥ એટલે તે માણસ ને જીવે ત્યાં સુધી ચાલે તેટલું દ્રવ્ય તથા ઘરબાર રાચરચીલું વિગેરે સર્વ આપવું. ૭૭

हविष्यभुग्वाऽनुसरेत्प्रतिस्रोतः सरस्वतीम् ॥
जपेद्वा नियताहारास्त्रि वै वेदस्य संहिताम् ७८

અથવા તોનિવારા આદિક હવિષ્ય અન્નનું ભોજન કરીને પશ્ચિમ સમુદ્રને મળનારી સરસ્વતી નદિના પ્રવાહની સામે ચાલવું અને તેના મુળ આગળ પહોંચવું અથવા તો પરિમિત–થોડા થોડા આહાર કરીને ત્રણ ત્રણ વાર વેદની સંહીતાનો જપ કરવો. ૭૮

कृतवापनो निवसेद्ग्रामान्ते गोव्रजे ऽपि वा ॥
आश्रमे वृक्षमूले वा गोब्राह्मणहिते रतः॥७९॥

જે માણસને પોતાના પાપના નીવારણને માટે બાર વર્ષ વનવાસ રહીને તપ ન કરવું હોય તેણે તેટલો સમય દાઢી–મુછ તથા માથાના વાળ મુંડાવી નાંખવા અને પોતાના હાથ તથા પગના નખ કપાવવા અને ગામ બ્હાર એક મ્હોટા વૃક્ષના મુળ આગળ અથવા તો જ્યાં ગાયોને રહેવાનું સ્થાન હોય ત્યાં આગળ ગાયો તથા બ્રાહ્મણનું રક્ષણ કરવામાં પોતાનો કાળ નિર્ગમન કરવો. ૭૯

ब्राह्मणार्थे गवार्थे वा सद्यः प्राणान्परित्यजेत्
मुच्यते ब्रह्महत्याया गोप्ता गोर्ब्राह्मणस्यच८०।

જે માણસે બ્રહ્મહત્યા કરેલી છે તેવો માણસ જો બ્રાહ્મણ અથવા ગાયનો બચાવ કરવામાં કાંઈપણ આનાકાની કર્યા વીના પોતાનાથી બનતો પ્રયત્ન કરેછે અને કદાચ તેમ કરવામાં તેના પ્રાણ જાયછે તો તે તેના બ્રહ્મહત્યાના પાપમાંથી મુક્ત થાય છે તેજ પ્રમાણે જે માણસે બ્રહ્મહત્યા કરેલી છે અને બ્રાહ્મણ અથવા ગાયનો જીવ બચાવે છે. તે પણ તેના પાપમાંથી મુકત થાય છે. ૮૦

त्रिवारं प्रतिरोद्धा वा सर्वस्वमवजित्य वा ॥
विप्रस्य तन्निमित्ते वा प्राणालाभे विमुच्यते८१

તેમજ બ્રહ્મહત્યાનું પાપ જેણે કરેલું છે તે કોઇ પણ બ્રાહ્મણની માલ મીલકત ચોર લોકો ચોરી કરીને લઇ જતા હોય ત્હેમની સાથે તે મીલકત પાછી મેળવી આપવાને માટે ત્રણવાર સુધી લદે છે અથવા

તો તે બ્રાહ્મણને તેની મીલકત પાછી મેળેવી આપે છે અથવા તો તેવા કામમાં ત્હેનો જીવ આપે તો તેના પાપથી દુર થાયછે. ૮૧

**एवं दृढव्रतो नित्यं ब्रह्मचारी समाहितः ॥**
**समाप्ते द्वादशे वर्षे ब्रह्महत्यां व्यपोहति ॥८२॥**

જે માણસ પાપ કર્યા પછી આ પ્રમાણે પોતાના વૃતમાં–પ્રતિજ્ઞામાં ઘણોજ દૃઢ રહે છે અને પોતાની ઇંદ્રિયો ઉપર બરાબર સયંમ રાખનાર હોય છે તેમજ મન પણ જે સ્થિર રાખીને પોતાનું પ્રાયશ્ચિત તેના પાપને નિવારવાને માટે કરે જાય છે તે તે પ્રમાણે જો બાર વર્ષ સુધી કરે છે તો તેના બ્રહ્મહત્યાના પાપથી છુટે છે. ૮૨.

**शिष्ट्वा वा भूमिदेवानां नरदेवसमागमे ॥**
**स्वमेनोऽवभृथस्नातो हयमेधे विमुच्यते ॥८३॥**

તેમજ જે માણસ બ્રહ્મહત્યા કર્યા પછી પૃથ્વીના દેવતાઓના મંડળ સમક્ષ અર્થાત્ સારા વેદજ્ઞ બ્રાહ્મણોની સમક્ષ પોતાના અપરાધને કબુલ કરે છે તેમજ માણસોના દેવતા એવા જે રાજાઓ–ક્ષત્રીઓની સમક્ષ પણ પોતે કરેલા અપરાધને કબુલ કરે છે અને અશ્વમેધ યજ્ઞની પૂર્ણાહુતી વખતે હોતા તથા આચાર્યની સાથે સ્નાન કરે છે તે પણ પોતાના પાપમાંથી શુદ્ધ થાય છે. ૮૩.

**धर्मस्य ब्राह्मणो मूलमग्रं राजन्य उच्यते ॥**
**तस्मात्समागमे तेषामे नो विख्याप्य शुध्यति**

બ્રાહ્મણને પવિત્ર નિયમના મુળ તરીકે કહેલા છે અને ક્ષત્રીયને તેના શીખરરૂપ ગણેલા છે અને તેટલાજ કારણથી જે પાપી માણસ તેવા માણસો બ્રાહ્મણ અથવા ક્ષત્રીયના સમક્ષ પોતાના પાપને કબુલ કરે છે તેઓ તેમના તેવા પશ્ચાતાપથી પવિત્ર થાય છે. ૮૪.

**ब्राह्मणः संभवेनैव देवानामपि दैवतम् ॥**
**प्रमाणं चै व लोकस्य ब्रह्मात्रैव हि कारणम्**

બ્રાહ્મણ પોતે બ્રાહ્મણ કુળમાં જન્મ થયો ત્યારથીજ તે દેવતારૂપ છે અર્થાત્ દેવતાઓને માટે પણ તે પવિત્ર છે અને તેનાં શીક્ષા વચન તે દરેક માણસે માન્ય કરવાં જોઇએ કારણ કે વેદના નિયમ પ્રમાણે ફકત બ્રાહ્મણનેજ વેદ શીખવવાનો અથવા તો ઉપદેશ આપવાનો અધિકાર છે. ૮૫.

**तेषां वेदविदो ब्रूयुस्त्रयोऽप्येनःसुनिष्कृतिम् ॥**
**सा तेषां पावनाय स्यात्पवित्रा विदुषां हि वाक्**

અપરાધિએ પોતાના પ્રાયશ્ચિતને માટે ત્રણ સારા વિદ્વાન બ્રાહ્મણોને આમંત્રણ કરીને બોલાવવા અને તેમની સલાહથી તેઓ જે પ્રાયશ્ચિત કરવાને માટે સુચવે તે કરવું કારણ કે બ્રાહ્મણનું વચન તેજ તેને પવિત્ર કરનાર છે અર્થાત્ બ્રાહ્મણ પોતેજ દેવતા જેવો છે અને તેટલા માટે તેનાં વચન તે વેદ સિદ્ધ છે. ૮૬.

**अतोऽन्यतममास्थाय विधिं विप्रः समाहितः ॥**
**ब्रह्महत्याकृतंपापंव्यपोहत्यात्मवत्तया ॥८७ ॥**

ઉપર પ્રમાણેનાં જણાવેલાં પ્રાયશ્ચિતમાંથી એકાદ પણ પ્રાયશ્ચિત જે બ્રાહ્મણે બ્રહ્મહત્યા કરી છે તે એકનિષ્ઠાથી અને ઇશ્વર ઉપર શ્રદ્ધા રાખીને કરે છે તો તેથી તે તેના મહાપાપમાંથી છુટે છે. ૮૭.

**हत्वागर्भमविज्ञातमेतदेवव्रतंचरेत् ॥**
**राजन्यवैश्यौचेजानावात्रेयीमेवचास्त्रियम् ॥८८॥**

તેમજ જે માણસે ગર્ભનો નાશ કર્યો હોય અર્થાત્ ગર્ભમાં પુત્ર વા પુત્રી છે તે જાણ્યા વિના ગર્ભની હત્યા કરી હોય અને તે ગર્ભ બ્રાહ્મણ વર્ણે હોય અથવા તો ક્ષત્રીય અથવા વૈશ્ય જે યજ્ઞ કર્મમાં રોકાયલો હોય અથવા જેણે વેદીક યજ્ઞ કર્યો હોય તેની હત્યા કરી હોય તેમજ રજસ્વલા હોઇને જેણે સ્નાન કર્યું હોય તેવી સ્ત્રીનો જેણે વધ કર્યો તે માણસ પણ ઉપરનાં પ્રાયશ્ચિત કરવાથી પોતાના પાપમાંથી મુક્ત થાય છે. ૮૮.

उक्त्वाचैवानृतंसाक्ष्येप्रतिरुध्यगुरुंतथा ॥
अपहृत्यचनिक्षेपंकृत्वाचस्त्रीसुहृद्वधम् ॥८९॥

અને તેજ પ્રમાણેના પ્રાયશ્ચિતથી જેણે ગંભિર મુકરદમામાં ખોટી સાક્ષી અથવા જુબાની આપ્યાનું પાપ કર્યું હોય, પોતાના ગુરૂના ઉપર ખોટો આરોપ મુકયો હોય, કોઇની મુકેલી અનામત ઉચાપત કરી હોય, તેમજ પોતાની વા પોતાના મિત્રની પત્નિનો જેણે વધ કર્યો હોય છે તે પણ તેના પાપમાંથી મુકત થાય છે. ૮૯.

इयंविशुद्धिरुदिताप्रमाप्याकामतोद्विजम् ॥
कामतोब्राह्मणवधेनिष्कृतिर्नविधीयते ॥ ९०॥

આ પ્રાયશ્ચિત અજાણથી જેનાથી બ્રહ્મહત્યાદિક પાપ થયાં હોય તેને માટે છે પણ જેણે જાણી જોઇને બ્રાહ્મણની હત્યા કરી હોય તેણે તો બાર વર્ષ સુધી વનમાં વાસ કરવો જોઇએ અને ત્યાં રહીને પણ પોતાના પાપમાંથી મુકત થવાને માટે સખત વૃત-પ્રાયશ્ચિત કરવું જોઇએ અથવા જો તેણે જાણી જોઇને બ્રાહ્મણનું ખુન કરેલું છે એમ સિદ્ધ થાય તો તેના પ્રાયશ્ચિતની મુદત બમણી કરવી અર્થાત્ બારને બદલે ચોવીશ વર્ષ સુધી તેણે વનમાં રહીને તપ કરવું અથવા તો જીવતા બળી મરવું જોઇએ. ૯૦.

सुरांपीत्वाद्विजोमोहादग्निवर्णांसुरांपिबेत् ॥
तयासकायेनिर्दग्धेमुच्यतेकिल्बिषात्ततः ॥९१॥

દ્વિજ વર્ણનો જો કોઇ માણસ પોતાના શોખની ખાતર જાણી જોઇને સુરા પાન કરે છે તો તેના પાપથી મુકત થવાને માટે તેના શરીરને દાહ લાગે તેવા ઉકળતા મદ્યનું તેણે પાન કરવું જોઇએ અને તેવા પાનથી જ્યારે તેનું શરીર તદન દાજી જાય ત્યારેજ તે તેના પાપમાંથી મુકત થયો ગણાયછે. ૯૧.

गोमूत्रमग्निवर्णंवापिबेदुदकमेववा ॥
पयोघृतंवामरणाद्गोशकृद्रसमेववा ॥ ९२ ॥

અથવા તો બળીને મરી જવાય તેવું ગરમ કરીને તેણે, ગોમુત્ર, પાણી, દુધ, સ્વચ્છ ઘી અથવા તો ગોમળ, ગાયના છાણને ઉકાળીને પીવું અને તેમ કરતાં બળી બળીને પોતાનો અંત આણવો. ૯૨.

कणान्वाभक्षयेदब्दंपिण्याकंवासकृन्निशि ॥
सुरापानापनुत्त्यर्थंवालवासाजटीध्वजी ॥९३॥

અથવા તો સુરાપાનના દોષમાંથી મુક્ત થવાને માટે તેણે આખા એક વર્ષ સુધી દહાડામાં ફક્ત એકજ વાર અને તેપણ રાત્રીએ ચોખાની કણકી અથવા તલ કે તલનો ખોળ ખાવાં અને ગાયના વાળનાં બનાવેલાં વસ્ત્ર ધારણ કરવાં, પોતે માથા ઉપર લાંબા કેશ રાખવા અને પોતાના હાથમાં પોતે કરેલા પાપ કર્મની નીશાની બતાવનારૂ ચિન્હ રાખવું અર્થાત હાથમાં તેણે સુરાપાત્ર રાખવું. ૯૩

सुरावैमलमन्नानांपाप्माचमलमुच्यते ॥
तस्माद्ब्राह्मणराजन्यौवैश्यश्चनसुरांपिबेत्॥९४॥

સુરાપાન શામાટે ન કરવું જોઇએ ? સુરા એ અનાજનો કાઢી નાંખેલો ભાગ છે અર્થાત્ અનાજમાંથી નીકળતા કચરાનો સુરા બનેછે અને તે જેવી રીતે દુર્ગુણો તેપણ એકજ પ્રકારનો મળછે.તેવો તે મળછે માટે દ્વિજ-બ્રાહ્મણ ક્ષત્રી અને વૈશ્યે કોઇ પણ સમયે સુરાપાન કરવું જોઇએ નહી. ૯૪

गौडीपैष्टीचमाध्वीचाविज्ञेयात्रिविधासुरा ॥
यथैवैकातथासर्वानपातव्याद्विजोत्तमैः॥ ९५ ॥

આવી જે કેફી સુરા તે પણ ત્રણ પ્રકારની બનાવટની થાય છે. શેલડીમાંથી પણ તે બનેછે એ પ્રમાણે ગોળને ઘણા વખત સુધી જુનો કરીને તેમાંથી ગાળીને જે મદ્ય થાય છે તેને ગૌડી ગુડ એટલે ગોળ એ ઉપરથી એવું નામ આપવામાં આવ્યું છે, બીજો ધાન્યને અમુક વખત સુધી પલાળીને કોહોવરાવીને વાટ્યા પછી જે દારૂ ગાળીને બનાવવામાં આવે છે તેને પૈષ્ટી કહેવાય છે અને ત્રીજો મહુડાનાં બનેછે જેને માધ્વી કરીને કહેછે આ સર્વ ઘણાજ કેફી છે માટે તેનું પાન કોઇ પણ દ્વિજે કરવું જોઇએ નહી. ૯૫

यक्षरक्षःपिशाचान्नंमद्यंमांससुरासवम् ॥
तद्ब्राह्मणेननात्तव्यंदेवानामश्नताहविः॥ ९६ ॥

જે બ્રાહ્મણ યજ્ઞકર્મ કરતો અથવા કરાવતો હોય અને હવિષ્યાન્ન જમતો હોય તેને આ મદ્યનું લગાર પણ પાન કરવું નહી કારણ કે કેફી મદ્ય તથા માંસ વિગેરે અસુર અથવા તો ભુત પલિતના આહારના પદાર્થો ગણેલા છે અર્થાત્ તેમના નૈવેદ્યમાં તેવા પદાર્થોનો ઉપયોગ કરવામાં આવેછે. ૯૬

अमेध्येवापतेन्मत्तोवैदिकंवाप्युदाहरेत् ॥
अकार्यमन्यत्कुर्याद्वाब्राह्मणोमदमोहितः ॥९७॥

બ્રાહ્મણે સુરાપાન શામાટે ન કરવું ? કારણ કે સુરાપાનથી તેને કેફ ચઢેછે અને તેથી તેને કાંઇ પણ ભાન રહેતું નથી તેથી પોતે ભાન રહિત બની અસ્પર્સ સ્થાને પડે છે અને અપવિત્ર થાય છે અને તે પોતાને નહી કરવાજેવું ભાષણ કરેછે એટલુંજ નહીં પણ વેદના મંત્રો પણ કોઇને સંભળાવવા જોઇએ નહી તે લવરીમાં મ્હોડેથી બોલે છે. ૯૭

यस्यकायगतंब्रह्ममद्येनाप्लाव्यतेसकृत ॥
तस्यव्यपैतिब्राह्मण्यंशूद्रत्वंचसगच्छति ॥९८॥

એટલુંજ નહી પણ શરીરના અંતર આત્મા-બ્રહ્મને આ અપવિત્ર તત્વના એક છાંટાનો પણ સ્પર્શ થતાં તે બ્રહ્મ અપવિત્ર થાય છે અર્થાત્ બ્રાહ્મણના બ્રહ્મત્વનો નાશ થાય છે અને તે અધમાવસ્થાને પ્રાપ્ત થાય છે. ૯૮

एषाविचित्राभिहितासुरापानस्यनिष्कृतिः ॥
अतऊर्ध्वंप्रवक्ष्यामिसुवर्णस्तेयनिष्कृतिम् ॥९९॥

ઉપર પ્રમાણેના સુરાના પિનારના પ્રાયશ્ચિતને માટેના ભિન્ન ભિન્ન નિયમો આપ સર્વને કહી સંભળાવ્યા હવે સોનાની ચોરીને માટેના પ્રાયશ્ચિત સંબંધી શાસ્ત્રના નિયમો આપને કહીશ તે સાંભળશો. ૯૯

सुवर्णस्तेयकृद्विप्रोराजानमभिगम्यतु ॥
स्वकर्मख्यापयन्ब्रूयान्मांभवाननुशास्त्विति॥१००

કોઇ પણ માણસે જો બ્રાહ્મણના સુવર્ણને ચોર્યું હોય તો તેમ કર્યા પછી ત્હેનો પોતે અપરાધ કર્યો છે તેમ ન્યાયાધિશ અથવા રાજાની પાસે જઇને માની દેવું અને કહેવું કે હે રાજન ! મ્હારા અપરાધને માટે જે યોગ્ય લાગે તે શિક્ષા મને કરો. ૧૦૦

गृहीत्वामुसलंराजासकृद्धन्यात्तुतंस्वयम् ॥
वधेनशुद्ध्यतिस्तेनोब्राह्मणस्तपसैववा ॥१॥

આ પ્રમાણે જે ગુન્હેગારે પોતાનો અપરાધ કબુલ કર્યો હોય તેને રાજાએ પોતાના હાથે એક લોઢાની લાકડી લેઇને એક ફટકો મારવો આ શિક્ષાથી તે જો મરણ પામે છે તોપણ તેના પાપમાંથી તે મુક્ત થાય છે અને જો જીવતો રહેછે તોપણ તેને પુન કાંઇ પણ શિક્ષા કરવી નહી ફક્ત એકજ ફટકાથી તેની શીક્ષા પુર્ણ થાય છે. આવો ગુન્હો કરનાર જો બ્રાહ્મણજ હોય તો તેને ફટકો મારવો નહી તેતો તેના અપરાધને માટે તપ વા વૃત કરવાથી મુક્ત થાયછે.૧૦૧

तपसाऽपनुनुत्सुस्तुसुवर्णस्तेयजंमलम् ॥
चीरवासाद्विजोऽरण्येचरेद्ब्रह्महणोव्रतम् ॥ २ ॥

દ્વિજ વર્ણમાંના કોઇએ જો સોનું ચોર્યાનો અપરાધ કર્યો હોય અને તે જો પોતાના તે અપરાધનું પ્રાયશ્ચિત તપ વા વૃતથી દુર કરવાને ઇચ્છે તો તેણે જે પ્રાયશ્ચિત બ્રહ્મહત્યાના પાપને નીવારવા માટે કહેવામાં આવ્યું છે તે તપ કરવું જોઇએ. ૧૦૨.

एतैर्व्रतैरपोहेतपापंस्तेयकृतंद्विजः ॥
गुरुस्त्रीगमनीयंतुव्रतैरेभिरपानुदेत् ॥ ३ ॥

ઉપર પ્રમાણેની સુવર્ણની ચોરીમાંથી દ્વિજ વર્ણનો અપરાધી પોતાના અપરાધને માટે તપશ્ચર્યા કરવાથી મુકત થાય છે પરંતુ જો તેણે ગુરૂપત્નીની જે પોતાની માતા સમાન છે તેની સાથે ક્રિડા કરી હોય તો તો તેણે નિચે પ્રમાણેના પ્રાયશ્ચિતથી પોતાના પાપમાંથી મુકત થવું. ૧૦૩.

गुरुतल्प्यभिभाष्यैनस्तप्तेस्वप्यादयोमये ॥
सूर्मीं ज्वलन्तींस्वाश्लिष्येन्मृत्युनासाविशुद्ध्यति ४

પોતે નહી કરવા જેવું પાપ કર્મ કરે છે એમ જાણવા છતાં પણ જે માણસ પોતાના ગુરૂની પત્ની સાથે સંયોગ કરે છે તેણે પોતાના પાપથી મુકત થવાને માટે લોખણના લાલચોળ તપાવેલા ખાટલા ઉપર સુઈ જવું આ ખાટલાપર એક સ્રિની આકૃતિ મુકવી અને તેને પણ તપાવવી અને અપરાધીએ તે સ્રીને આલીંગન કરવું જેથી તે બળીને ભસ્મ થાય છે. ૧૦૪.

स्वयंवाशिश्नवृषणावुत्कृत्याधाय चाञ्जलौ ॥
नैर्ऋतींदिशमातिष्ठेदानिपातादजिह्मगः ॥ ५ ॥

અથવા તો તેવા અપરાધિએ પોતાના લીંગ અવયવને પોતાના હાથે છેદ કરવો અને તે સર્વ પોતાના ખોળામાંલઇને નૈરૃત્ય દિશામાં ચાલ્યા જવું આ પ્રમાણે ચાલવાનું તેણે જ્યાં સુધી અશકતીથી તે જમીનપર પડી જાય અને મરણ પામે ત્યાં સુધી તેણે જારૂ રાખવું ૧૦૫.

खट्वाङ्गीचीरवासावाश्मश्रुलोविजनेवने ॥
प्राजापत्यंचरेत्कृच्छ्रमब्दमेकंसमाहितः ॥ ६ ॥

પરંતુ જો અજાણપણે તેનાથી ગુરૂપત્ની વિના કોઇ બીજી સાથે સંયોગ થયો હોય તો તો તેણે પ્રજાપત્ય વૃત એક વર્ષ સુધી પાળવું. આવા અપરાધીએ જંગલમાં એક

વર્ષ સુધી ખીસ્તરાને હાથમાં ઝાલીને રહેવું અને તે મુદત સુધી પંચકેશ ધારણ કરવા અને હાથપગના નખ સરખા પણ કપાવવા નહી. ૧૦૬.

चान्द्रायणंवात्रीन्मासानभ्यस्येन्नियतेन्द्रियः ॥
हविष्येणयवाग्वावागुरुतल्पापनुत्तये ॥ ७ ॥

જો ગુરૂ પત્ની અથવા અન્ય વડીલ પત્ની જો પોતે વ્યભિચારીજ હોય છે અને તેને લીધેજ માણુસ અપરાધમાં આવે છે તો તેવા અપરાધિએ પોતાના પાપમાંથી મુકત થવાને માટે પ્રજાપત્યવ્રત ત્રણ માસ સુધી પાળવું જોઇએ જે સમયમાં તેણે વનસ્પતિ અથવા જવ ઉકાળીને પીવા અને દેહ દમન કરવાં. ૧૦૭.

एतैर्व्रतैरपोहेयुर्महापातकिनोमलम् ॥
उपपातकिनस्त्वेवमेभिर्नानाविधैर्व्रतैः ॥ ८ ॥

ઉપર પ્રમાણેનાં જે પ્રાયશ્ચિતો જણાવ્યાં તે સઘળાં જેમણે મહા પાપ કરેલાં છે અને પોતાનાં પાપથી જેઓ દુર થવાને ઇચ્છે છે તેમને માટે છે પરંતુ જેઓએ તેમનાથી નાંનાં હલકાં પાપ કરેલાં છે તેમણે તો હવે પછી કહેવામાં આવશે તે તે પ્રાયશ્ચિતો પોતાનાં પાપના નિવારણાર્થે કરવાં જોઇએ. ૧૦૮.

उपपातकसंयुक्तोगोघ्नोमासंयवान्पिबेत् ॥
कृतवापोवसेद्गोष्ठेचर्मणातेनसंवृतः ॥ ९ ॥

હવે ઉપપાતક નીવારણ પ્રાયશ્ચિત ! જો કોઈ માણસથી ગાયનો વધ થયો હોય તો તેને ગૌહત્યાનું પાપ લાગે છે જેને માટે તેણે એક મહીના સુધી જવ ખાઇને રહેવું જોઇએ અને એક મહીના સુધી તેણે દાઢી મુછો મુડાવી નાખવાં મારેલી ગાયનું ચામડું શરીરે હોડવું અને તેટલા કાળ સુધી તેણે ગાયો જ્યાં ચરવાને જતી હોય ત્યાં વસવું. ૧૦૯.

चतुर्थकालमश्नीयादक्षारलवणंमितम् ॥
गोमूत्रेणाचरेत्स्नानंद्वौमासौनियतेन्द्रियः ।११०।

તેમજ ગૌ મુત્રથી તેણે સ્નાન કરવું, ઇંદ્રિયો ઉપર પોતાનો બરાબર સંયમ રાખીને જીતેંદ્રિય થવું અને ત્રીજા મહીનામાં દર ચોથા ટંકે હવિષ્યાન્ન-મીઠાવગરનું અન્ન જમવું. ૧૧૦

दिवानुगच्छेद्गास्तास्तुतिष्ठन्नूर्ध्वंरजःपिबेत् ॥
शुश्रूषित्वानमस्कृत्यरात्रौवीरासनंवसेत् । ११ ।

દિવસે તેણે સ્હવારના પ્રહોરમાં ગાયો ચરવા જાય ત્યારે તેમની પાછળ પાછળ જવું અને તેમના ચાલવાથી જે રજ-ધુળ ઉડે તે તેના મ્હોંમાં જવા દેવી અને સાંજના જ્યારે ગાયો પાછી ફરે ત્યારે રાત્રીના તેમને પંપાળી સાફ કરવી-તેમની ચાકરી કરવી અને તેમનું રક્ષણ કરવું. ૧૧૧

तिष्ठन्तीष्वनुतिष्ठेत्तुव्रजन्तीष्वप्यनुव्रजेत् ॥
आसीनासु तथासीनोनियतो वीतमत्सरः ।१२।

ગાયો જ્યારે સ્વસ્થ થઇને ઉભી રહી હોય ત્યારે તેણે પણ તેમની પાસે ઉભા રહેવું, તેઓ જ્યારે ચાલવા માંડે ત્યારે તેમની પાછળ પાછળ ચાલવું અને જ્યારે બેસે ત્યારે તેણે પણ બેસવું. ૧૧૨

आतुरामभिशस्तांवाचौरव्याघ्रादिभिर्भयैः ॥
पतितांपङ्कलग्नांवासर्वोपायैर्विमोचयेत् ॥१३॥

જ્યારે ગાય કોઇ ભયાનક પ્રાણી જેવાં કે વાઘ વિગેરેની બ્હીકને લીધે ભડકે અથવા તો રોગાદિક કારણોથી માંદી પડે

અથવા પડવા આખડવાથી તેના કોઇ પણ અવયવને નુકશાન થાય ત્યારે તેણે તેના સુખને માટે જોઇએ તેવા ઉપાય કરવા. ૧૧૩

**उष्णेवर्षतिशीतेवामारुतेवातिवाभृशम् ॥**
**नकुर्वीतात्मनस्त्राणंगोरकृत्वातुशक्तितः॥ १४ ॥**

જ્યારે રૂતુઓમાં ગાયો અરક્ષીત હોય ત્યારે પોતે પણ અરક્ષીત રહેવું અર્થાત જ્યારે ઉન્હાળા, શિયાળા અથવા વર્ષામાં ગાયો છાંયડો ન હોય તેવા સ્થળે, શિયાળામાં શરીર ઉપર કાંઇ હોડયા વિના અને ચોમાસામાં પલળતી ઉભી હોય ત્યારે તેમની અરક્ષીત સ્થિતીને ઠીક કર્યા વિના પોતે સુખમાં રહેવું નહી. ૧૧૪

**आत्मनोयदिवान्येषांगृहेक्षेत्रेऽथवाखले ॥**
**भक्षयन्तींनकथयेत्पिबन्तंचैववत्सकम् ॥१५॥**

ગાય જ્યારે પોતાના અથવા પારકા ક્ષેત્રમાં કે ઘરમાં પેઠેલી હોય અને ત્યાં કાંઇ ખાતી હોય અને તે વખતે જો વાછડું ધાવતું હોય તો તે ગાય ખેતર વા ઘરમાં પેઠી હોય તેની કોઇને ખબર આપવી નહીં. ૧૧૫

**अनेनाविधिनायस्तुगोघ्नोगामनुगच्छति ॥**
**सगोहत्याकृतंपापंत्रिभिर्मासैर्व्यपोहति ॥१६॥**

ઉપર પ્રમાણે જે માણસ પોતાનાં આચરણ ત્રણ માસ સુધી રાખે છે, તે માણસ પોતે કરેલા ગોહત્યાના પાપમાંથી મુક્ત થાય છે. ૧૧૬

**वृषभैकादशागाश्चदद्यात्सुचरितव्रतः ॥**
**अविद्यमानेसर्वस्वंवेदविद्भ्योनिवेदयेत् ॥१७॥**

તેમછતાં પણ આ ત્રણ મહીના પછી પણ તેણે દશ ગયો અને એક વૃષભનું દાન કરવું જોઇએ અને જો તેટલું દાન કરવાની તેનામાં શક્તી ન હોય તો તેણે પોતાની પાસે જે કાંઈ હોય તે વેદજ્ઞ બ્રાહ્મણને આપી દેવું. ૧૧૭

**एतदेवव्रतंकुर्युरुपपातकिनोद्विजाः ॥**
**अवकीर्णिवर्ज्यंशुद्ध्यर्थंचान्द्रायणमथापिवा १८**

આવાં ઉપપાતક કરનારાઓએ પોતાનાં પાપમાંથી મુક્ત થવાને માટે ઉપર જણાવ્યાં તે વૃત કરવાં (પ્રાજાપત્ય વૃત) અથવા તો ચાંદ્રાયણ વૃત કરવું કારણ કે તેથી પણ નાનાં પાપ નિવારણ થાય છે પરંતુ અવકીરણી પાપીઓએ તો તે વૃત કરવાં નહી.૧૧૮

**अवकीर्णीतुकाणेनगर्दभेनचतुष्पथे ॥**
**पाकयज्ञविधानेनयजेतनिर्ऋतिंनिशि ॥ १९ ॥**

કારણ કે જેણે અવકીરણી પાપ કરેલું છે તેણે તો પોતાના પાપમાંથી મુક્ત થવાને માટે સાયંકાળે જ્યાં ચકલું હોય-અથવા ચાર રસ્તા એકઠા થતા હોય ત્યાં નૈરૂત્ય કોણમાં નૈરૂતિ દેવી ને એક કાણા ગધેડાનો ભોગ આપવો જે બળીદાનથી અવકીર્ણી પોતાના પાપમાંથી મુક્ત થાય છે. ૧૧૯

**हुत्वाग्नौविधिवद्धोमानन्ततश्चसमेत्यृचा ॥**
**वातेन्द्रगुरुवह्नीनांजुहुयात्सर्पिषाहुतीः॥१२०॥**

અને ત્યાર પછી નૈરૂતિ દેવીને માટે ચારે રસ્તાવચે વધેરવામાં આવેલા ગધેડાનો તેણે યથા વિધિ समासिञ्चन्तुमरुतः એ રૂચા પ્રમાણે હોમ કરવો અને મરૂત, ઈંદ્ર બૃહસ્પતિ તથા અગ્નિને ઘીનો હોમ કરીને તૃપ્ત કરવા. ૧૨૦

**कामतोरेतसःसेकंव्रतस्थस्यद्विजन्मनः॥**
**अतिक्रमंव्रतस्याहुर्धर्मज्ञाब्रह्मवादिनः ॥१२१॥**

અવકીર્ણી કોણ? જો કોઇ બ્રહ્મચારી પોતાની ઇચ્છાથી કોઇ દ્વિજ સ્ત્રીની સાથે ક્રિડા કરે છે તો તે અવકીર્ણી થાય છે તેજ પ્રમાણે એવા કોઇ કારણસર બ્રહ્મચારીની શુદ્ધ ધાતુના સ્રાવથી પણ બ્રહ્મચારી અવકીર્ણી થાય છે. ૧૨૧

मारुतंपुरुहूतंचगुरुंपावकमेवच ॥
चतुरोव्रतिनोऽभ्येतिब्राह्मंतेजोऽवकीर्णिनः॥१२२॥

જે વિદ્યાર્થીએ બ્રહ્મચર્ય વ્રત પાળીને વેદનો અભ્યાસ કર્યો છે તેવા બ્રહ્મચારીથી જો પોતાના વ્રતનો ભંગ થાય છે તો વેદાભ્યાસથી તેના ઉપર જે તેજ આવેલું છે તે તેજનો નાશ થાય છે અને તે સઘળું મરૂત, પુરૂહુત–ઇંદ્ર, અને દેવતાઓના ગુરૂ બ્રહસ્પતિ તથા પાવક–દેવતામાં ભળી જાય છે.૧૨૨

एतस्मिन्नेनसिप्राप्तेवसित्वागर्दभाजिनम् ॥
सप्तागारांश्चरेद्भैक्षंस्वकर्मपरिकीर्तयन् ॥२३॥

આવા અવકીર્ણીએ પોતે જે પાપ કર્યું છે તેને માટે યજ્ઞમાં વધ કરવામાં આવ્યો હોય તેવા ગધેડાનું ચામડું ઓઢીને તેણે જે પાપ કર્યું હોય તે કહેતા કહેતા સાત ઘરની ભિક્ષા માગવી. ૧૨૩

तेभ्योलब्धेनभैक्षेणवर्तयन्नेककालिकम् ॥
उपस्पृशंस्त्रिषवणंत्वब्देनसविशुद्ध्यति ॥२४॥

આ પ્રમાણે ભિક્ષા માગતાં જે મળે તેમાંથી તેણે દિવસમાં ફક્ત એકજ વાર જમવું અને ત્રણેસવન, પ્રાતઃ મધ્યાન! અને સાયમ્ કાળમાં સ્નાન કરવું. આ પ્રમાણેના વ્રતથી અવકીર્ણી એક વર્ષ પછી પોતાના પાપથી મુક્ત થાય છે. ૧૨૪

जातिभ्रंशकरंकर्मकृत्वान्यतममिच्छया ॥
चरेत्सान्तपनंकृच्छ्रंप्राजापत्यमनिच्छया॥२५॥

જે કાર્ય કરવાથી માણસ પોતાની વર્ણમાં પતિત્ થાય અથવા જાતી ભ્રષ્ટ થાય તેવું પાપ જો તેણે જાણી જોઈને કર્યું હોય તો તે પાપમાંથી મુક્ત થવાને માટે તેણે સાંતપન અને જો અજાણથી તેવું કાર્ય તેનાથી થયું હોય તો તેવા પાપમાંથી મુક્ત થવાને માટે પ્રાજાપત્ય વ્રત કરવાં જોઈએ. ૧૨૫

संकरा पात्रकृत्यासुमासंशोधनमैन्दवम् ॥
मलिनीकरणीयेषुतप्तःस्याद्यावकैस्त्र्यहम्॥२६॥

જો કે ઇ પણ માણસે એવું પાપ કર્મ કર્યું હોય જેથી તે શંકરત્વને અથવા તો અપાત્રત્વને પામ્યો હોય તો તે પાપમાંથી મુક્ત થવાને માટે તેણે એક માસ પર્યંત ચાંદ્રાયણ વ્રત પાળવું જોઇએ. અને એવું કાર્યજ તેનાથી જો થયું હોય કે જેથી તે ભ્રષ્ટ થયો હોય તો તેમાંથી મુક્ત થવાને માટે તેણે ત્રણ દિવસ સુધી શેકેલા ગરમ હોય તેવા જવ ખાવા. ૧૨૬

तुरीयोब्रह्महत्यायाःक्षत्रियस्यवधेस्मृतः ॥
वैश्येऽष्टमांशोवृत्तस्थेशूद्रेज्ञेयस्तुषोडशः ॥२७॥

બ્રહ્મ હત્યા કરનારને માટે વેદ પ્રમાણેનું પ્રાયશ્ચિત આપને કહેવામાં આવ્યું છે તેમાંથી ચોથા ભાગનું પ્રાયશ્ચિત સદાચરણી ક્ષત્રીયની હત્યાને માટે, વૈશ્ય હત્યાને માટે તેના આઠમા ભાગનું અને સારા પવિત્ર પોતાના ધર્મ નિયમોનું પાલન કરનારા શુદ્રની હત્યાને માટે બ્રહ્મહત્યાના સોળમા ભાગનું પ્રાયશ્ચિત સમજવું. ૧૨૭

अकामतस्तुराजन्यंविनिपात्यद्विजोत्तमः॥
वृषभैकसहस्रागादद्यात्सुचरितव्रतः ॥२८॥

પરંતુ જો બ્રાહ્મણથી અજાણે ક્ષત્રીનો વધ થયો હોય તો તેણે પોતાના પાપમાંથી

મુક્ત થવાને માટે એક હજાર ગાયો અને એક વૃષભનું દાન કરવું. ૧૨૮

त्र्यब्दंचरेद्वानियतोजटीब्रह्महणोव्रतम् ॥
वसन्दूरतरेग्रामाद्वृक्षमूलनिकेतनः ॥२९॥

અને જો તેમ ન કરે તો આગળ ઉપર કહી ગયા તે પ્રમાણે બ્રહ્મહત્યાને માટે જે પ્રાયશ્ચિત વેદમાં જણાવેલું છે તે પ્રાયશ્ચિત વૃત તેણે ત્રણ વર્ષ સુધી ગામ બહાર મોટા ઝાડોના મુળ આગળ પોતાને રહેવાનું આશ્રય સ્થાન કરીને, જીતેંદ્રિય થઇને પંચકેશ વધારતાં પાળવું. ૧૨૯

एतदेवचरेदब्दंप्रायश्चित्तंद्विजोत्तमः ॥
प्रमाप्यवैश्यंवृत्तस्थंदद्याच्चैकशतंगवाम्॥१३०॥

• જે બ્રાહ્મણે સદાચરણી વૈશ્યની હત્યા કરી હોય તેણે પોતાના પાપમાંથી મુક્ત થવાને માટે ઉપર કહેવામાં આવ્યું તે વૃત એકજ વર્ષ પાળવું અથવા તો સો સારી ગાયો અને એક વૃષભનું દાન કરવું. ૧૩૦

एतदेवव्रतंकृत्स्नंषण्मासाच्छूद्रहाचरेत् ॥
वृषभैकादशावापिदद्याद्विप्रायगाःसिताः ॥३१॥

જે માણુસે શુદ્ધ શુદ્રની હત્યા કરી હોય તેણે ઉપર પ્રમાણેનું વ્રત છ મહીના કરવું અથવા તો તેમ ન કરે તો દશ ધોળી ગાયો અને એક વૃષભનું બ્રાહ્મણને દાન આપવું કારણ કે તેમ કરવાથી તે પોતાના પાપમાંથી મુક્ત થાય છે. ૧૩૧

मार्जारनकुलौहत्वाचाषंमण्डूकमेवच ॥
श्वगोधोलूककाकांश्चशूद्रहत्याव्रतंचरेत् ॥३२॥

જાણુતાં અથવા અજાણુતાં જો કોઈથી બીલાડી, નોળીઓ, ચારુપક્ષી, દેડકો, કુતરો, ગરોળી અથવા તો ઘુવડ કે કાગડાની હત્યા થઈ હોય તો તેમાંથી મુક્ત થવાને માટે શુદ્ર હત્યાને માટે જે પ્રાયશ્ચિત કહ્યુ તે પ્રાયશ્ચિત કરવું જોઇએ. ૧૩૨

पयःपिबेत्त्रिरात्रंवायोजनंवाऽध्वनोव्रजेत् ॥
उपस्पृशेत्स्रवन्त्यांवासूक्तंवाब्दैवतंजपेत् ॥३३॥

કેટલાકનો એવો પણ મત છે કે ઉપર પ્રમાણેનુ વ્રત તો જ્યારે જાણી જોઇને તે પ્રાણીની હિંસા કરી હોય ત્યારેજ પાળવું. પણ જ્યારે અજાણુતાં તેવી હીંસા થઇ હોય તો તો હિંસા જેનાથી થઇ હોય તેણે પોતાના પાપમાંથી મુક્ત થવાને માટે ત્રણ દિવસ સુધી ફકત દુધ પીનેજ રહેવું અથવા એક યોજન ધરતી ચાલવી, વેદોકત વિધિ પ્રમાણેનાં નદીના પાણીમાં સ્નાન કરવા અને વરૂણના મંત્રો જપવા. ૧૩૩

अभ्रिंकार्ष्णायसींदद्यात्सर्पंहत्वाद्विजोत्तमः ॥
पलालभारकंषण्ढेसैसकंचैकमाषकम् ॥३४॥

બ્રાહ્મણુથી જો સર્પની હત્યા થઇ હોય તો તેણે કોદાળીનું દાન બ્રાહ્મણને આપવું અને જો કોઇ વ્યંડલની હત્યા તેણે કરી હોય તો તેના પાપમાંથી છુટા થવાને માટે તેણે બ્રાહ્મણને એક ભાર ઘાસ તેને અને થોડું સિસુદાનમાં આપવું. ૧૩૪

घृतकुम्भंवराहेतुतिलद्रोणंतुतित्तिरौ ॥
शुकेद्विहायनंवत्संक्रौंचंहत्वात्रिहायणम् ॥३५॥

જો તેનાથી રિંછની હત્યા થઇ હોય તો એક ઘડો ઘીનો ભરીને તેનું દાન આપવું, તેતર પક્ષની હત્યા કરી હોય તો એક દ્રોણ તલ આપવા, પોપટની હત્યા કરી હોય તો બે વર્ષના વાછડા અને બગલાની હત્યા કરી હોય તો ત્રણ વર્ષના વાછડાનું દાન આપવું. ૧૩૫

हत्वाहंसंबलाकांचबकंबर्हिणमेवच ॥
वानरंश्येनभासौचस्पर्शयेद्ब्राह्मणायगाम्॥१३६॥

હંસ, બલાક, ક્રૌંચ, મયુર–મોર, વાંદરો, બાજ અથવા સમળીની જો કોઈ માણસથી હત્યા થઇ હોય તો તેણે બ્રાહ્મણને તેના પાપ નિવારણને માટે એક ગાયનું દાન આપવું. ૧૩૬

वासोदद्याद्धयंहत्वापञ्चनीलान्वृषान्गजम् ॥
अजमेषावनड्वाहंखरंहत्वैकहायनम् ॥ १३७ ॥

ઘોડાની હત્યા કરનારે એક વસ્ત્રનું દાન કરીને પોતાના પાપમાંથી મુક્ત થવું, જેનાથી હાથીની હત્યા થઇ હોય તેણે પાંચ કાળા આખલાનું દાન કરવું, ઘેટા, બકરા અથવા ભુંડની હિંસા થઇ હોય તો હીંસા કરનારે એક આખલાનું દાન કરવું અને જો ગધેડાની હત્યા કરી હોય તો એક વર્ષના વાછડાનું દાન કરવું. ૧૩૭

क्रव्यादांस्तुमृगान्हत्वाधेनुंदद्यात्पयस्विनीम् ॥
अक्रव्यादान्वत्सतरीमुष्ट्रंहत्वातुकृष्णलम् ॥१३८॥

જંગલી અને માંસાહરી પ્રાણીઓની હત્યા કરી હોય તો હીંસા કરનારના એક દુઝતી ગાયનું દાન આપવાથી હત્યાના પાપમાંથી મુક્ત થાય છે અને જો જંગલી પણ માંસાહારી ન હોય તેવા પ્રાણીની હત્યા થઇ હોય તો તેને માટે તો એક વાછડાનું દાન આપવું જોઇએ જો ઉંટની હત્યા કરી હોય તો હીંસા કરનારે પોતાના પ્રાયશ્ચિતને દુર કરવાને માટે એક રતી સુવર્ણનું દાન કરી પોતાના પાપમાંથી મુક્ત થવું. ૧૩૮

जीनकार्मुकवस्तावीन्पृथग्दद्याद्विशुद्धये ॥
चतुर्णामपिवर्णानांनारीर्हत्वाऽनवस्थिताः॥१३९॥

બ્રાહ્મણ, ક્ષત્રી, વૈશ્ય અથવા શુદ્ર વર્ણની કોઈ પણ સ્ત્રિ જો વ્યભિચારી–કુકર્મ કરતી હોય અને તેવી પાપી સ્ત્રિનું જો ખુન કરે તો ખુન કરનારે જે વર્ણની સ્ત્રિનું ખુન કર્યું હોય તેના પ્રમાણમાં તેણે શાસ્ત્રમાં કહેલુ દાન આપી હત્યાના પાપથી છુંટવું જો તેવી બ્રાહ્મણ સ્ત્રિનું ખુન ર્યું ાોય તો તેણે આ મગના કોથળાનું દા કરવું, જો તેવી સ્ત્રિ ક્ષત્રી હોય તો તેના વધને માટેના પ્રાયશ્ચિતમાંથી મુક્ત થવા માટે વધ કરનારે એક ધનુષ્યનું દાન કરવું, જો વૈશ્ય સ્ત્રિને તેવા અપરાધને માટે મારવામાં આવી હોય તો મારનારે એક બકરાનું દાન આપવું અને શુદ્ર સ્ત્રિ હોય તો તેને મારનારે પાપમાંથી છુટા થવાને માટે એક ઘેટાનું દાન કરવું. ૧૩૯

दानेनवधनिर्णेकंसर्पादीनामशक्नुवन् ॥
एकैकशश्चरेत्कृच्छ्रंद्विजःपापापनुत्तये ॥१४०॥

દ્વિજાતી વર્ણના કોઇ પણ માણસથી જો સર્પ હત્યા થઇ હોય અથવા તો ઉપર ગણાવી તેમાંની કોઇ પણ હત્યા થઇ હોય અને તેવી હત્યાના નિવારણને માટે શાસ્ત્રનાં જે જે દાન કરવાનાં કહ્યાં તે તેનાથી ના કરી શકાય તો તેણે તેવાં દરેક પાપમાંથી મુક્ત થવાને માટે કૃચ્છ્ર વૃત કરવું જોઇએ. ૧૪૦

अस्थिमतांतुसत्त्वानांसहस्रस्यप्रमापणे ॥
पूर्णेचानस्यनस्थ्नांतुशूद्रहत्याव्रतंचरेत् ॥१४१॥

જે પ્રાણીઓમાં હાડકાં છે એવાં એક હજાર પ્રાણીઓની હિંસા થઇ હોય તો તેના પાપમાંથી છુટો થવાને માટે તેમજ એક ગાડું ભરાય તેટલાં જે પ્રાણીઓમાં

હાડકાં ન હોય તેવાં પ્રાણીઓની હિંસા કરી હોય તો તેમની સઘળાંની હિંસાના પાપમાંથી મુક્ત થવાને માટે હિંસા કરનારે એક શુદ્રની હત્યાને માટે જે દાન કહેવામાં આવ્યું છે તે દાન કરવું. ૧૪૧

किञ्चिदेवतुविप्राय दद्यादस्थिमतांवधे ॥
अनस्थ्नांचैवहिंसायांप्राणायामेन शुद्धयति॥४२॥

પરંતુ જે નાનાં નાનાં પ્રાણીઓના શરીરમાં હાડકાં છે તેવાં પ્રાણીઓની હીંસા કરનારે તો બ્રાહ્મણને કંઈ ન જીવું પણ દાન કરવું જોઈએજ અને જો તેણે જે પ્રાણીઓના શરીરમાં હાડકાં નથી તેવા પ્રાણીઓની હિંસા કરી હોય તો તો ફક્ત પ્રાણાયામ કરવાથી પણ તે હિંસા કરનાર પોતાના પાપમાંથી છુટે છે. ૧૪૨

फलदानांतुवृक्षाणांछेदनेजप्यमृक्छतम् ॥
गुल्मवल्लीलतानांचपुष्पितानांचवीरुधाम्॥४३॥

ફળફળાદિકનાં વૃક્ષોનો નાશ કરનાર, સાધારણ વૃક્ષો તથા વેલાઓ અને વનસ્પતિ તથા ફુલ છોડનો નાશ કરનાર વેદની સોરૂચાઓનો જપ કરવાથી તેના પાપમાંથી છુટે છે. ૧૪૩

अन्नाद्यजानांसत्वानांरसजानांचसर्वशः॥
फलपुष्पोद्भवानांचघृतप्राशोविशोधनम् ॥४४॥

અનાજમાં, મશાલામાં, રસમાં વિગેરેમાં પડેલા જીવજંતુઓનો નાશ કરનાર પોતાના પાપમાંથી મુક્ત શુદ્ધ ઘી જમવાથી થઈ શકે છે. ૧૪૪

कृष्टजानामोषधीनांजातानांचस्वयंवने॥
वृथालम्भेऽनुगच्छेद्गांदिनमेकंपयोव्रतः ॥४५॥

કાંઇપણ કારણવિના ફક્ત પોતાના ઉદ્ધતપણાથી મોજ શોખને માટેજ જે માણસ ખેતરમાં ઉગાડેલા વૃક્ષ છોડ વા અથવા તો જંગલી છોડ વાઓ જે પોતાની મેળેજ કોઇની પણ કાળજીવિના ઉગી નીકળ્યા હોય છે તેનો નાશ કરેછે તેવા માણસે તેના પાપને દૂર કરવાને માટે એક દિવસ ગાયની પાસે રહેવું તેની ચાકરી કરવી અને તે દિવસે ફકત ગાયનું દુધ પીનેજ રહેવું જોઈએ. ૧૧૫

एतैर्व्रतैरपोह्यंस्यादेनोहिंसासमुद्भवम् ॥
ज्ञानाज्ञानकृतंकृत्स्नंशृणुतानाद्यभक्षणे ॥४६॥

ઉપર પ્રમાણેનાં પ્રાયશ્ચિતો અને વૃતો જીવમય સૃષ્ટીના નાશ કરવાના પાપમાંથી મુક્ત થવાને માટે આપને કહ્યાં પછી તેવી હિંસા કરનારે તેમ જાણી જોઇને અથવા અજાણથી કરી હોય હવે હું આપને જે જે વસ્તુઓનો આહાર કરવો ન જોઇએ તેમજ જે જે પ્રવાહી પીવાં ન જોઇએ તે શાસ્ત્ર વિરૂદ્ધ સ્વિકારવાથી પ્રાયશ્ચિત બેસે છે તો તેવા પ્રાયશ્ચિતને દુર કરવાને માટે શાં શાં વ્રત દાન કરવાં જોઇએ તે સર્વ કહીશ તે સાંભળશો, ૧૪૬

अज्ञानाद्वारुणींपीत्वासंस्कारेणैवशुद्ध्यति ॥
मतिपूर्वमनिर्देश्यंप्राणान्तिकमितिस्थितिः॥४७॥

અજાણથી જો કોઇ માણસે મદીરા પાન કર્યું હોય તો તેણે તે પાપમાંથી શુદ્ધ થવાને માટે ફરીથી યજ્ઞો પવિત ધારણ કરવું પણ જો તેણે તે પ્રમાણે જાણી જોઇનેજ કર્યું હોય તો તે પ્રમાણેની તેને શિક્ષા કરવી પરંતુ તેવા અપરાધને માટે તેને જેથી તેનું મૃત્યુ થાય તેવી શિક્ષા ફરમાવવી જોઇએ નહી એવો શાસ્ત્રનો નિયમ છે. ૧૪૭

अपःसुराभाजनस्थामद्यभाण्डस्थितास्तथा ॥
पञ्चरात्रंपिबेत्पीत्वाशङ्खपुष्पीशृतंपयः॥ ४८ ॥

જે માણસે સુરા દારૂ રાખવાના વાસણ અથવા તો કોઈ પણ કેફી પ્રવાહી રાખવાના વાસણમાં ભરેલા પાણીને પીધું હોય તેવા માણસે પોતાના દેહની શુદ્ધિને માટે પાંચ અહોરાત્રી સુધી શંખ પુષ્પીના છોડને નાખીને ઉકાળેલા દુધને પીવું જોઇએ ૧૪૮

स्पृष्ट्वादत्त्वाचमदिरांविधिवत्प्रतिगृह्यच ॥
शूद्रोच्छिष्टाश्चपीत्वापःकुशवारिपिबेत्त्र्यहम्॥४९॥

મદિરા પીવામાં આવેથીજ પાપ થાય છે એટલુંજ નહી પણ જો મદિરાનો સ્પર્શ સરખો પણ થયો હોય કોઇને આગ્રહ કરીને આપવામાં આવ્યો હોય અથવા કોઇના અત્યાગ્રહથી સ્વિકારવામાં આવ્યો હોય તેમજ શુદ્રના પીતાં બાકી રહેલા પાણીને પીવામાં આવ્યું હોય તોપણ તેથી શુદ્ધ થવાને માટે તેવા પાપવાળા માણસે ત્રણ અહોરાત્રી કુશ નાંખીને ઉકાળેલા પાણીને પીવું. ૧૪૯

ब्राह्मणस्तुसुरापस्यगन्धमाघ्रायसोमपः॥
प्राणानप्सुत्रिरायम्यघृतंप्राश्यविशुद्ध्यति॥५०॥

જે બ્રાહ્મણે એકવાર પણ સોમરસનું પાન કર્યું છે તેવો બ્રાહ્મણ જો સુરાપાન કરેલા માણસના શ્વાસની વાસ સરખી પણ લેછે તો તે અપવિત્ર થાયછે અને તેટલા માટે તેના દેહની શુદ્ધીને માટે તેણે જળમાં રહીને ગાયત્રી મંત્રનો જપ કરતાં ત્રણ પ્રાણાયામ કરવા અને તેમ કર્યા પછી શુદ્ધ ઘી ખાવું જોઇએ કારણ કે તેમ કરતાં સુરાપાન કરેલા માણસના શ્વાસની જે દુર્વાસ તેનામાં આવી હોય છે તે દુર થાય છે. ૧૫૦

अज्ञानात्प्राश्यविण्मूत्रंसुरासंस्पृष्टमेवच॥
पुनःसंस्कारमर्हन्तित्रयोवर्णाद्विजातयः ॥५१॥

દ્વિજાતી વર્ણના જેમને યજ્ઞોપવિત ધારણ કરવાનો અધિકાર છે તેમાંના કોઇથી જો માણસની ગળમુત્ર અથવા સુરાનો સ્પર્શ થયો હોય તો તેણે પોતાના પંડની અશુદ્ધિમાંથી મુક્ત થવાને માટે તેવા કર્મને માટેનુ જે પ્રાયશ્ચિત શાસ્ત્રમાં કહેવામાં આવ્યું હોય તે કરવું અને પુનઃયજ્ઞો પવિત સંસ્કાર કરવા. ૧૫૧

वपनंमेखलादण्डोभैक्षचर्याव्रतानिच ॥
निवर्त्तन्तेद्विजातीनांपुनःसंस्कारकर्मणि॥५२॥

આ પ્રમાણેની દેહની શુદ્ધિને માટે ફરીથી જે માણસને ઉપનયન સંસ્કાર કરવા પડેછે તેને પ્રથમની ક્રિયા વખતે જે પ્રમાણે માથાને ક્ષોર કરાવવું પડેછે તેમજ કેડે (કમરે) મુંજની દોરીનો કંદોરો બાંધવો પડેછે અને હાથમાં દંડ ધારણ કરીને બ્રહ્મચારી થઇ ભિક્ષા માગવી પડેછે તેમ કરવાની જરૂર નથી. ૧૫૨

अभोज्यानांतुभुक्त्वान्नंस्त्रीशूद्रोच्छिष्टमेवच ॥
जग्ध्वामांसमभक्ष्यंचसप्तरात्रंयवान्पिबेत्॥५३॥

જે માણસે પોતાને જે વર્ણનુ ખાવાનું ખપતું ન હોય તેમનું તેમજ સ્ત્રિ તથા હલકી વર્ણનાનુ ઉચ્ચિષ્ટ ખાધું હોય અથવા જો શાસ્ત્રમાં જે વસ્તુઓ ખાવાને માટે અયોગ્ય ગણાતી હોય તે ખાધી હોય તો તેનાથી થયેલા તેના અપવિત્ર દેહની શુદ્ધિને માટે તેણે એક અઠવાડીયા સુધી અહોરાત્ર જવને ઉકાળીને પીવા. ૧૫૩

शुक्तानिचकषायांश्चपीत्वामेध्यान्यपिद्विजः ॥
तावद्भवत्यप्रयतोयावत्तन्नव्रजत्यधः ॥ ५४॥

દ્વિજ વર્ણનો માણુસ જો ફળના રસને થોડા સમય સુધી રહેવા દઇને તેમાં નાસ ક્રિયા ઉત્પન્ન થવા દેઇને પીએ છે તો તે રસ નાસ ક્રિયાને લીધે ખાટો થઈ જાયછે અને તેમાં કેફી તત્વો ઉત્પન્ન થાય છે તેથી એક જાતનો મદ્ય ગણાય છે તેમજ ફલફલાદિકને કોવાવા દઇને પછી ખાનાર પણુનાસન્યરસ ને પીનારના જેટલોજ અપવિત્ર ગણાય છે. પણુ જ્યારે તેના શરીરમાં તેવો આહાર પચી રહેછે ત્યારે તે તેની અપવિત્રતાથી મુક્ત થાય છે. ૧૫૪

विड्वराहखरोष्ट्राणांगोमायोःकपिकाकयोः॥
प्राश्यमूत्रपुरीषाणिद्विजश्चान्द्रायणंचरेत्॥१५॥

દ્વિજાતીથી જાણુતાં અજાણુતાં જો ગામના ભુંડનું, ગધેડાનું, ઉંટનું, શીયાળનું, વાંદરાનું અથવા તો કાગડાનું મળમુત્ર પિવામાં આવી ગયું હોય તો તેથી શુદ્ધ થવાને માટે તેણે ચાંદ્રાયણુ વ્રત કરવું ૧૫૫

शुष्काणिभुक्त्वामांसानिभौमानिकवकानिच॥
अज्ञातंचैवसूनास्थमेतदेवव्रतंचरेत् ॥५६॥

અને તેજ વ્રત જેણે ઘણા દિવસના સુકા માંસનો અથવા તો ચોમાસામાં ગંદકિવાળાં સ્થળોમાં ઉગી નીકળતાં બલાડીના ટોપ ખાધા હોય અથવા તો માંસ જે કયા પ્રાણીનું છે તે સમજી ન શકાતું હોય તેનો અથવા તો કસાઇના ઘરમાં ઘણા વખતથી રાખવામાં આવેલું હોય તેવા માંસનો આહાર કર્યો હોય તેણે પણ ઉપર પ્રમાણે પ્રાયશ્ચિત કરવું. ૧૫૬

क्रव्यादसूकरोष्ट्राणांकुक्कुटानांचभक्षणे॥
नरकाकखराणांचतप्तकृच्छ्रंविशोधनम् ॥५७॥

પરંતુ જે માણુસે જાણી જોઇને માંસ ખાઇને રહેનારાં જનાવરોના માંસનું અથવા તો ડુક્કર, ઉંટ, કુકડાં, કાગડા અથવા ગધેડા તેમજ માણુસના માંસનું ભક્ષણ કર્યું હોય તો તેવા મ્હોટા પાપમાંથી છુટવાને માટે તે માણુસે તપ્ત કૃચ્છ વ્રત કરવું જોઈએ. ૧૫૭

मासिकान्नंतुयोऽश्नीयादसमावर्तकोद्विजः ॥
सत्रीण्यहान्युपवसेदेकाहंचोदकेवसेत् ॥५८॥

શીશુંવય જેનું અભ્યાસમાં ગળાઈ રહ્યું નથી અર્થાત્ જે બ્રાહ્મચારીનો વિદ્યાભ્યાસ હજી પુર્ણ થયો નથી તેવો બ્રહ્મચારી જો માસીક શ્રાદ્ધમાં જમવા જાયછે તો તે અપવિત્ર થાય છે. આવા બ્રહ્મચારીએ પોતાની શુદ્ધિને માટે તેણે ત્રણ દિવસ સુધી અપવાસ કરવા અને એક આખો દિવસ પાણીમાં ઉભા રહેવું. ૧૫૮

ब्रह्मचारीतुयोऽश्नीयान्मधुमांसंकथंचन॥
सकृत्वाप्राकृतंकृच्छ्रंव्रतशेषंसमापयेत् ॥ ५९ ॥

પરંતુ જો કોઇ બ્રહ્મચારીથી પોતાની અભ્યાસ કરવાની વયમાં અજાણુતાં મદ્ય અથવા તો માંસ ખવાઇ જાય તો તેણે પ્રાજાપત્ય વ્રત કરવું અને ત્યારપછી શુદ્ધ રહીને પોતાનું વ્રત પરિપુર્ણ કરવું. ૧૫૯

बिडालकाकाखुच्छिष्टंजग्ध्वाश्वनकुलस्य च ॥
केशकीटावपन्नंचपिबेद्ब्रह्मसुवर्चलाम् ॥१६०॥

બીલાડી, કાગડા, ઉંદર–કોળ, કુતરા અથવા તો નોળીઆએ ખાધું હોય અને ત્યારપછી જે કાંઇ રહ્યું હોય–ઉપરનાં પ્રાણીઓએ જેમાં મ્હોંડાં ઘાલીને જરાપણુ ખાધું હોય અથવા ચાંચ બોળી હોય તેવું તે જે માણુસે ખાધું હોય તેણે તેમજ જે ખાવાની વસ્તુમાં પક્ષી અથવા પ્રાણીના વાળ પડેલા હોય તેવા આહારની વસ્તુનું જેણે ભક્ષણુ કર્યું હોય તેણે બ્રહ્મસુવર્ચલા નામની વનસ્પતિને ઉકાળીને પીવી. ૧૬૦

अभोज्यमन्नंनात्तव्यमात्मनःशुद्धिमिच्छता ॥
अज्ञानभुक्तंतूत्तार्यंशोध्यंवाऽप्याशुशोधनैः ॥१६१॥

જે માણસ પોતે બ્હારથી નહી પણ ખરા અંતઃકરણથી પૂર્ણ રીતે શુદ્ધ રહેવાને આશા રાખતો હોય તેણે જે જે વસ્તુઓ શાસ્ત્રમાં આહારને માટે અયોગ્ય કહેલી છે તે ખાવી નહી અને કદાચ ભુલથી ખવાઈ જાય અને પછી પોતાની ભુલ જાણ્યામાં આવે તો વમન કરીને તે વસ્તુ બ્હાર કાઢી નાંખવી અથવા તો તેવી વસ્તુ ખાધાથી થયેલી પોતાની અશુદ્ધિને દુર કરવાને માટે શાસ્ત્રમાં શું વ્રત કરવાનું જણાવવામાં આવ્યું છે તે શોધી કાઢી તે પ્રમાણે કરવું. ૧૬૧

एषोऽनाद्यादनस्योक्तोव्रतानांविविधोविधिः ॥
स्तेयदोषापहर्तॄणांव्रतानांश्रूयतांविधिः ॥१६२॥

મહામુની મનુએ શ્રોતાઓને કહ્યું કે હે ! મહાશયો ! આ પ્રમાણે મ્હેં આપને શાસ્ત્રમાં અભોજ્ય વસ્તુઓ જે ગણાઈ છે તે ખાધાથી થતાં પાપ અને તેમને નિવારવાનાં શાસ્ત્રમાં જણાવેલાં પુણ્ય કર્મો તથા વ્રતો કહી સંભળાવ્યાં હવે આપને ચોરી કરવાથી શો દોષ થાય છે અને શું કરવાથી તે તેવા દોષમાંથી મુક્ત થવાય છે તે કહીશ તે સાંભળશો. ૧૬૨

धान्यान्नधनचौर्याणिकृत्वाकामाद्द्विजोत्तमः ॥
स्वजातीयगृहादेवकृच्छ्राब्देनविशुद्ध्यति ॥१६३॥

જે દ્વિજ બીજા દ્વિજનાજ ઘરમાંથી માલમતા, દાણા અથવા રાંધેલો ખોરાક ચોરી જાય છે તેણે પોતાના તે પાપકર્મથી મુક્ત થવાને માટે એક આખા વર્ષ સુધી પ્રાજાપત્ય વ્રત કરવું. ૧૬૩.

मनुष्याणांतुहरणेस्त्रीणांक्षेत्रगृहस्यच ।
कूपवापीजलानांचशुद्धिश्चान्द्रायणंस्मृतम् ॥१६४॥

મનુષ્ય હરણ વાસ્ત્રિ હરણ કરનારે તેમજ કોઈના ખેતરનો, વાવનો અથવા કુવાનો ગેર ઉપયોગ કરનારે ચાંદ્રાયણ વ્રત કરવું જોઇએ. ૧૬૪.

द्रव्याणामल्पसाराणांस्तेयंकृत्वाऽन्यवेश्मतः ॥
चरेत्सान्तपनंकृच्छ्रंतन्निर्यात्यात्मशुद्धये ॥१६५॥

જો કોઇ માણસે બીજા માણસના ઘરમાંથી નજીવી વસ્તુની ચોરી કરી હોય તો તેના અપરાધમાંથી મુક્ત થવાને માટે તેણે તે વસ્તુ તેના હકદાર માલીકને પાછી આપવી અને ત્યાર પછી પણ તેણે સાંતપન વ્રત કરવું જોઇએ. ૧૬૫.

भक्ष्यभोज्यापहरणेयानशय्यासनस्यच ॥
पुष्पमूलफलानांचपञ्चगव्यंविशोधनम् ॥१६६॥

પંચ ગવ્ય કોને શુદ્ધ કરી શકે છે ? જે માણસે જૂદી જૂદી ખાવા પીવાની વસ્તુઓની ચોરી કરી હોય, રથની ચોરી કરી હોય બીછાના, બેસવાના આસન, ફળ, ફુલ તથા કંદની ચોરી કરી હોય તેવા માણસે તેના પાપમાંથી મુક્ત થવાને માટે ગાયના મળ, મુત્ર, દુધ-દહી અને ઘી એ પાંચ વાનાંને એકઠાં કરીને પીવાં જોઇએ. ૧૬૬

तृणकाष्ठद्रुमाणांचशुष्कान्नस्यगुडस्यच ॥
चेलचर्मामिषाणांचत्रिरात्रंस्यादभोजनम् ॥१६७॥

જે માણસે ઘાસ, લાકડાં, ઝાડ, સુકવણી, ગોળ, વસ્ત્ર, ચામડાં તથા માંસની ચોરી કરી હોય તેણે શુદ્ધ થવાને માટે ત્રણ અહોરાત્ર અપવાસ કરવા. ૧૬૭.

मणिमुक्ताप्रवालानांताम्रस्यरजतस्यच ॥
अयःकांस्योपलानांचद्वादशाहंकणान्नता ॥१६८॥

જવાહીર, મોતી, પરવાળાં, તાંબુ, રૂપું (તાંબા-રૂપાનાં વાસણ-અથવા ચલણ), લોઢું, પિતળ અથવા જો પથ્થર ચોર્યા હોય તો તેવી ચોરી કરનારે બાર દિવસ સુધી અનાજના દાણાને અણ રાંધ્યા ખાઇને રહેવું જોઇએ. ૧૬૮

कार्पासकीटजोर्णानांद्विशफैकशफस्यच॥
पक्षिगन्धौषधीनांचरज्ज्वाश्चैवत्र्यहंपयः ॥१६९॥

રૂ, રેશમ, ઉન, ફાટેલી ખરી અથવા તો આખી ખરીવાળાં, પ્રાણી, પક્ષી, સુગંધ દ્રવ્ય, ઔષધી, અથવા તો દોરડાંની ચોરી કરનારે પોતાના કુકર્મના પાપમાંથી મુક્ત થવાને માટે ત્રણ દિવસ સુધી ગાયનું દુધ પીને રહેવું. ૧૬૯

एतैर्व्रतैरपोहेतपापंस्तेयकृतंद्विजः ॥
अगम्यागमनीयंतुव्रतैरेभिरपानुदेत् ॥ १७० ॥

ઉપર પ્રમાણેનાં પ્રાયશ્ચિત કરવાથી દ્વિજાતી ચોરી કર્યાના પાપમાંથી મુક્ત થાય છે પરંતુ ગમ્ય જે સ્ત્રિની સાથે ગમન કરવું શાસ્ત્ર વિરૂદ્ધ છે તેવી સ્ત્રિની સાથે ગમન કરવાના પાપમાંથી તો નીચેના વૃતથી તે પાપમાંથી મુક્ત થઈ શકે છે. ૧૭૦

गुरुतल्पव्रतंकुर्याद्रेतःसिक्त्वास्वयोनिषु ॥
सख्युःपुत्रस्यचस्त्रीषुकुमारीष्वन्त्यजासुच॥७१॥

જે માણસે પોતાની સગી બેન પોતાના મિત્રની પત્ની, પુત્ર વધુ તેમજ કુમારીકાઓની સાથે સંભોગ કર્યો હોય અથવા તો નિચ વર્ણની સ્ત્રિ સાથે વિલાસ કર્યો હોય તો જે પ્રમાણે ગુરૂ પત્ની સાથેના ગમન કર્યાથી તેને દોષ લાગે છે તેટલોજ દોષ લાગે છે માટે તેવા દોષને માટે ગુરૂ પત્ની ગમન દોષ નિવારણ પ્રાયશ્ચિત તેણે કરવાં જોઇએ. ૧૭૧

पैतृष्वसेयंभगिनींस्वस्त्रीयांमातुरेवच ॥
मातुश्चभ्रातुस्तनयांगत्वाचान्द्रायणंचरेत् ॥७२॥

જે માણસ પોતાની ફોઇ અથવા માશીની દીકરી જે પોતાની સગી બેન સમાનજ છે તેની સાથે તેમજ પોતાના મામાની દીકરી સાથે સંભોગ કરે છે તેણે પોતાના પાપને દુર કરવા માટે ચાંદ્રાયણ વૃત કરવું. ૧૭૨

एतास्तिस्रस्तुभार्यार्थेनोपयच्छेत्तुबुद्धिमान् ॥
ज्ञातित्वेनानुपेयास्ताःपततिह्युपयन्नधः ॥७३॥

ઉપર પ્રમાણેની ત્રણ સંબંધી સ્ત્રિયો સાથે ડાહ્યા માણસે-શાસ્ત્રજ્ઞે તો કોઈ પણ પ્રકારનો લગ્ન સંબંધ પાડવો નહી તેઓ સપીંડ સંબંધ હોવાને કારણે તેમની સાથે લગ્ન કરવું શાસ્ત્ર વિરૂદ્ધ છે છતાં જેઓ તેવા સંબંધી સાથે લગ્ન કરે છે તેઓ મૃત્યુ પછી નર્કમાં પડે છે. ૧૭૩

अमानुषीषुपुरुषउदक्यायामयोनिषु ॥
रेतःसिक्त्वाजलेचैवकृच्छ्रंसान्तपनंचरेत् ॥७४॥

જે માણસે પશુઓની, તથા સ્ત્રિની સાથે સૃષ્ટીના નિયમ વિરૂદ્ધ વર્તન કર્યું હોય તેમજ જળમાં ક્રિડા કરીને પોતાના તિર્યનો શ્રાવ થવા દીધો હોય તેમજ રૂતુ વતી સ્ત્રિ સાથે ભોગ કર્યો હોય તેણે પોતાના પાપમાંથી મુક્ત થવાને માટે શાન્તપન નામનુ વૃત કરવું જોઇએ. ૧૭૪

મૈથુનंतुसमासेव्यपुंसियोषितिवाद्विजः ॥
गोयानेऽप्सुदिवाचैवसवासाःस्नानमाचरेत् ॥७५

જે દ્વિજાતીએ પુરૂષ સાથે સૃષ્ટી વિરૂદ્ધ વર્તન કર્યું હોય, અથવા તો બળદના ગાડામાં બેસીને જળમાં અથવા તો દિવસે સ્ત્રિની સાથે સંભોગ કર્યો હોય તો તેવા પુરૂષે પોતાના પાપનો નાશ કરવાને માટે પોતાનાં સર્વ વસ્ત્ર ભુષણો સહીત સ્નાન કરવું. ૧૭૫

चण्डालान्त्यस्त्रियोगत्वाभुक्त्वाचप्रतिगृह्यच ॥
पतत्यज्ञानतोविप्रोज्ञानात्साम्यंतुगच्छति॥७६॥

જો કોઇ બ્રાહ્મણ અજાણમાં ચાન્ડાલણી અથવા તો તેવીજ હલકી વર્ણની સ્ત્રિ સાથે ગમન કરે છે તેના હાથનુ રાંધેલું જમે છે અથવા તો અન્ય કોઇ પણ પ્રકારની બક્ષીસ તેની પાસેથી સ્વિકારે છે તો તે પોતાની પંક્તિમાંથી પતિત્ થાય છે અર્થાત્ જાતી ભ્રષ્ટ થાય છે પણ જો તે પ્રમાણે તે જાણી જોઇનેજ કરે છે તો જે વર્ણની સ્ત્રિ સાથે તેવો વ્યવહાર તે રાખે છે તેજ વર્ણને તે પ્રાપ્ત કરે છે. ૧૭૬

विप्रदुष्टांस्त्रियंभर्तानिरुन्ध्यादेकवेश्मनि ॥
यत्पुंसःपरदारेषुतच्चैनांचारयेद्व्रतम् ॥ ७७ ॥

જે સ્ત્રિ ઘણીજ દુષ્ટ હોય અને સર્વદા વ્યભિચાર કરતી હોય તેવી સ્ત્રિને તેના પતિએ એકાંતમાં કેદ કરવી અને વ્યભિચારી પુરૂષને માટે શાસ્ત્રમાં જે જે વ્રત તથા તપ કરવાને માટે સુચવેલાં હોય તેને વ્રત તથા તે તપ તેની પાસે કરાવવાં ૧૭૭

साचेत्पुनःप्रदुष्येत्तुसदृशेनोपयन्त्रिता ॥
कृच्छ्रंचान्द्रायणंचैवतदस्याःपावनंस्मृतम् ॥७८॥

ઉપર પ્રમાણેનાં તપ તથા વ્રત કરાવીને શુદ્ધ કરેલી ૧ સ્ત્રિ પુનઃ—જો પોતાનીજ વર્ણના પુરૂષ સાથે વ્યભિચાર કરેતો તેને ચાંદ્રાયણ વ્રત તથા પ્રાજાપત્ય વ્રત કરાવવાં કારણ કે તે પ્રમાણેનાં વ્રતથી તેનાં વ્યભિચાર પાપનો નાશ થાય છે. ૧૭૮

यत्करोत्येकरात्रेणवृषलीसेवनाद्द्विजः ॥
तद्भैक्षभुग्जपन्नित्यंत्रिभिर्वर्षैर्व्यपोहति ॥७९॥

દ્વિજ જો વૃષલી—ચાંડાલણી સાથે એક રાત સંભોગ કરીને રહે છે તો તેને મહા પાતક લાગે છે જેમાંથી ત્રણ વર્ષ સુધી ભિક્ષા માગી ખાવાથી તથા વેદના મંત્રો જપવાથી તે મુક્ત થઇ શકે છે. ૧૭૯

एषापापकृतामुक्ताचतुर्णामपिनिष्कृतिः ॥
पतितैःसंप्रयुक्तानामिमाःशृणुतनिष्कृतीः॥१८०॥

આ પ્રમાણે હે ! શ્રોતાઓ આપને મ્હેં ચાર વર્ણને માટેના ચાર જાતનાં મહા પાતકમાંથી શુદ્ધ થવાના શાસ્ત્રમાં જણાવેલા, ધર્મ નિયમો કહ્યા અર્થાત્ જીવની હત્યા કરનાર, અયોગ્ય વસ્તુનું ભક્ષણ કરનાર ચોરી કરનાર તથા અગમ્ય સ્ત્રિ માં ગમન કરનારની શુદ્ધિના નિયમો કહ્યા હવે જેઓ પોતે ભ્રષ્ટ થયા છે તેમની સાથે શુદ્ધ માણસો અશુદ્ધ થાય છે તેવા અશુદ્ધ થયેલાઓને શુદ્ધ કરવાના નિયમો હું આપને કહીશ તે સાંભળશો, ૧૮૦

संवत्सरेणपतितिपतितेनसहाचरन् ॥
याजनाध्यापनाद्यौनान्नतुयानासनाशनात्॥८१॥

પતિત્ થયેલાની સાથે એક વર્ષ સમાગમ રાખવાથી શુદ્ધ માણસ પણ અશુદ્ધ થાય છે. શુદ્ધ માણસ પતિતની સાથે વૈ-

દીઠ યજ્ઞ યાગાદિક ક્રીયાઓમાં ભાગ લેવાથી અથવા તો તેની સાથે વેદાધ્યયન કરવાથી કે લગ્ન સંબંધ જોડવાથી પતિત થાય છે એટલુંજ નહીં પણ જો શુદ્ધ માણુસ અશુદ્ધના વાહનનો ઉપયોગ કરે છે અથવા તો તેના આસન ઉપર બેસે છે કે તેની સાથે જમે છે તો પણ અપવિત્ર થાય છે. ૧૮૧

**योयनपाततनषांससगयातमानवः ॥**
**सतस्यैवव्रतंकुर्यात्तत्संसर्गविशुद्धये ॥ ८२ ॥**

ઉપર ગણાવ્યાં તેમાંના કોઈ પણ કારણથી પતિતના સમાગમમાં આવીને જે માણુસ પતીત થયો હોય તેણે પોતાની શુદ્ધીને માટે પતિતને માટે જે જે વૃત શાસ્ત્રમાં કરવાને કહેલાં હોય તે તે તેણે પણ કરવાં. ૧૮૨

**पतितस्योदकंकार्यंसपिण्डैर्बान्धवैर्बहिः ॥**
**निन्दितेऽहनिसायाह्नेज्ञात्यृत्विग्गुरुसन्निधौ॥८३॥**

આવા પતિતનાં સગાં સંબંધીઓ સમક્ષ તથા કુળગોર અને ગુરૂની સમક્ષ ગામ બ્હાર જઇને અમંગળ દિવસે તે પતિત જાણે મરણ પામ્યો હોય તેમ તેનાં સપિંડ સગાં તથા સમાનોદક સગાંઓએ તેને અર્ધ્ય દાન આપવું. ૧૮૩

**दासीघटमपांपूर्णंपर्यस्येत्प्रेतवत्पदा ॥**
**अहोरात्रमुपासीरन्नशौचंबान्धवैःसह ॥ ८४ ॥**

દાશી હોય તેણે પાણીનો ઘડો ભરી લાવવો અને દક્ષીણ દિશા તરફ મ્હોં ફેરવીને તે ઘડાને પગ વતી ઢોળી નાંખવો એટલે જાણે તે પાણી મરનારને આપવામાં આવતું હોય તેમ બતાવવું અને તે જ્યારે તેમ કરે તે દિવસની રાત્રીના સર્વ સપિંડ અને સમાનોદક સંબંધીએ તે માણુસ (પતિત) જાણે મરણ પામ્યો હોય તેમ ગણી પોતે શોક અને સુતક પાળવાં. ૧૮૪

**निवर्त्तेरंश्च तस्मात्तुसंभाषणसहासने ॥**
**दायाद्यस्यप्रदानंचयात्राचैवहिलौकिकी ॥८५॥**

અને ત્યાર પછી તેની સાથે સંભાષણ કરવું નહીં, વારસાનો કોઇ પણ ભાગ તેને આપવો નહી, અને જાણે તે માણુસની પંક્તિ બહાર હોય તેમ ગણીને તેની સાથે કોઇ પણ જાતનો વ્યવહાર સરખો પણ રાખવો નહી. ૧૮૫

**ज्येष्ठताचनिवर्त्तेतज्येष्ठावाप्यंचयद्धनम् ॥**
**ज्येष्ठांशंप्राप्नुयाच्चास्ययवीयान्गुणतोऽधिकः ॥**

આવો પતિત જો અમુક કુટુંબનો વડીલ હોય તો ત્હેના જ્યેષ્ઠત્વના સર્વ હકનો નાશ થાય છે, માલ મીલકતના વારસાના હિસ્સા કરવામાં જયેષ્ઠ હોવાના કારણે જે ભાગ તેને વધારે મળવાનો તેનો હક છે તે તેને મળતો નથી પણ તેનાથી ઉતરતી વયના તેના કનીષ્ઠ બન્ધુમાં સારા ગુણો હોય છે તો તે સર્વ હક તેને મળે છે. ૧૮૬

**प्रायश्चित्तेतुचरितेपूर्णकुम्भमपांनवम् ॥**
**तेनैवसार्धंप्रास्येयुःस्नात्वापुण्येजलाशये॥८७॥**

પણ જ્યારે પતિતની શુદ્ધિને માટેનાં વ્રત તે કરે અને શુદ્ધ થાય છે ત્યાર પછી તેના સંબંધીઓએ પવિત્ર તલાવમાં તેની સાથે સ્નાન કરવું અને એક નવો ઘડો પાણીનો ભરીને નાંખવો. ૧૮૭

**सत्वप्सुतंघटंप्रास्यप्रविश्यभवनंस्वकम् ॥**
**सर्वाणिज्ञातिकार्याणियथापूर्वंसमाचरेत्॥८८॥**

આ પ્રમાણેના સ્નાન વિધિ વિગેરે કરીને શુદ્ધ થયા પછી તે કોરા શુદ્ધ પાણીથી ભરેલા ઘડાને તેણે પાછો તળાવમાં નાંખી દેવો અને ત્યાર પછી પોતાના ઘરમાં પ્રવેશ કરીને પ્હેલાંની માફકજ પોતનાં કર્મ કરવાં અને પોતાનાં સગાં સંબંધિઓ તરફ પોતાની ફરજ અદા કરવી. ૧૮૮

एतदेवविधिंकुर्याद्योषित्सुपतितास्वपि ॥
वस्त्रान्नपानंदेयंतुवसेयुश्चगृहान्तिके ॥ ८९ ॥

પતિત્ થયેલા પુરૂષને માટેનો સ્નેહી સંબંધીઓનો ઉપર પ્રમાણેનો ધર્મ છે અને તેજ ધર્મ પતિત્ થયેલી સ્રિના સંબંધમાં પણ સમજવો વિશેષમાં તેમણે અન્ન વસ્ત્ર પુરાં પાડવાં અને કુટુંબના ઘર આગળજ એક નાનું સરખુ ઘર વા ઝુપડું રાખીને ત્યાં આંગળ વાસ કરવો. ૧૮૯

एनस्विभिरनिर्णिक्तैर्नार्थंकिञ्चित्सहाचरेत् ॥
कृतनिर्णेजनांश्चैवनजुगुप्सेतकर्हिचित् ॥१९०॥

પતિત થયેલો માણસ જો પોતાની શુદ્ધિને માટે કાંઇ પ્રાયાશ્ચિત ન કરે તો ત્હેની સાથે સારા માણસે કોઇ પણ જાતનો વ્યવહાર રાખવો નહી, પણ જેઓ પ્રથથ પતિત હોઇ પાછળથી શુદ્ધ થવાને માટેનાં વ્રત તથા તપ કરે અને શુદ્ધ થાય ત્યાર પછી તેની કાંઇ પણ નિંદા કરવી નહી. ૧૯૦

बालघ्नांश्वकृतघ्नांश्चविशुद्धानपिधर्मतः ॥
शरणागतहंतृंश्चस्त्रीहन्तृंश्चनसंवसेत् ॥ ९१ ॥

સારા માણસે બાલકોની હત્યા કરવાથી જે માણસ પતિત થયો હોય તેની સાથે, જેઓએ ઉપકારનો બદલો અપકારથી વાળ્યો ાય તેમની સાથે તથા પોતાના ઉપર વિશ્વાસ રાખીને જેઓ શરણે આવ્યા હોય તેવા શરણાંગતોને વિશ્વાસ ઘાતથી મારનારની સાથે, અથવા તો સ્રિ ઘાતકની સાથે કોઇ પણ પ્રકારનો વ્યવહાર રાખવો નહી પછી ગમે તો શાસ્ત્રના નિયમો પ્રમાણેનાં પ્રાયશ્ચિતથી તેઓ શુદ્ધ થયા હોય. ૧૯૧

येषांद्विजानांसावित्रीनानूच्येतयथाविधि ॥
तांश्चारयित्वात्रीन्कृच्छ्रान्यथाविध्युपनाययेत् ९२

ધર્મ શાસ્ત્રના નિયમ પ્રમાણે જે દ્વિજાતીને સાવિત્રી મંત્ર ભણાવવામાં આવ્યો ન હોય ત્હેણે અશુદ્ધિ મુક્ત થવાને માટે ત્રણ પ્રાજાપત્ય વ્રત કરવાં અને ત્યાર પછી વિધિ પ્રમાણે યજ્ઞો પવિત ધારણ કરવું. ૧૯૨

प्रायश्चितंचिकीर्षन्तिविकर्मस्थास्तुयेद्विजाः ॥
ब्रह्मणाचपरित्यक्तास्तेषामप्येतदादिशेत् ॥९३॥

તેજ પ્રમાણે જ્યારે દ્વિજાતી પોતાની વર્ણ પ્રમાણેનાં ધર્મ કાર્ય કરતાં છોડી દે તથા ધર્મનો ત્યાગ કરે તેને માટે પણ તે અશુદ્ધ ગણાય છે આવા અશુદ્ધ દ્વિજાતીને પુનઃશુદ્ધિ મેળવવાની ઇચ્છા હોય તો તેણે પણ તે વ્રત કરવું. ૧૯૩

यद्गर्हितेनार्जयन्तिकर्मणाब्राह्मणाधनम् ॥
तस्योत्सर्गेणशुद्धयन्तिजप्येनतपसैवच ॥९४॥

દ્વિજાતી જો કોઇ પાસેથી છળ કપટ અથવા ધર્મ વિરૂદ્ધ આચરણથી દ્રવ્ય પ્રાપ્ત કરે છે તો પણ અશુદ્ધ થાય છે અને તેમાંથી તે દ્રવ્યનો ત્યાગ કરવાથી અથવા તો મંત્રોચ્ચાર કરવાથી અથવા તો પતિત શુદ્ધિને માટેનાં વ્રત અને તપ કરવાથી શુદ્ધ થઇ શકે છે. ૧૯૪

जपित्वात्रीणिसावित्र्याःसहस्राणिसमाहितः ॥
मासंगोष्ठेपयःपीत्वामुच्यतेऽसत्प्रतिग्रहात् ॥९६॥

અથવા તો ગમે તેવા હલકા આચરણુથી અથવા હલકા માણુસ પાસેથી દ્રવ્ય મેળવ્યું હોય છે તો તેનાથી પ્રાપ્ત થયેલી અશુદ્ધીમાંથી પતિત એક ચિત્તે ત્રણુ હજાર સાવિત્રિ મંત્રના જપ કરવાથી અથવા તો એક માસ સુધી ગાયના દુધ ઉપરજ નિર્વાહ ચલાવવાથી મુક્ત થાય છે. આ વિશે કેટલાકનો એવો અભિપ્રાય છે કે પતિતે પોતાની શુદ્ધિને માટે હમેશાં ત્રણુ હજાર વાર ગાયત્રિ મંત્રનો જાપ કરવો જયારે કેટલાક એવો મત ધરાવે છે કે ફક્ત ચાર મહીનામાં થઇનેજ ત્રણુ હજાર જપ પુરા કરવા. ૧૯૫

उपवासकृशंतंतुगोव्रजात्पुनरागतम् ॥
प्रणतंप्रतिपृच्छेयुःसाम्यंसौम्येच्छसीतिकिम् ॥९६

આ પ્રમાણે ત્રીસ દિવસ સુધી ફક્ત ગાયનાજ દુધને પીને રહેલા બ્રાહ્મણે માસ પુરો થતાં ગાયોને બાંધવાના રહેઠાણુથી પાછા આવવું અને સર્વ બ્રાહ્મણોને પ્રણામ કરવા જયારે બ્રાહ્મણો તેના સુકાઇ ગયેલા શરીરને જોઇને તેઓ તેને પુછે કે "હે ! દ્વિજ હવે તુ પહેલાની માફક શુદ્ધ થયો છુ અને ફરીથી અમારી સાથે જોડાઇશ." ૧૯૬

सत्यमुक्त्वातुविप्रेषुविकिरेद्यवसंगवाम् ॥
गोभिःप्रवर्तितेतीर्थेकुर्युस्तस्यपरिग्रहम् ॥९७॥

આ પ્રશ્નના જવાબમાં જો તે તેની જ્ઞાતીના માણુસો સાથે એકત્ર થવાને માટે ખુશી હોય તો તેઓએ તેની પાસે ગાયને પુળો નંખાવવો અને ત્યાંથી ગાય પુળો ખાઇ રહે એટલે એ જગ્યાએ તેના સંબંધીઓ તથા જ્ઞાતિ બંધુઓએ એકઠા મળીને તેને નાતમાં પાછો લેવાને માટે કબુલ કરવું. ૧૯૭

व्रात्यानांयाजनंकृत्वापरेषामन्त्यकर्मच ॥
अभिचारमहीनंचत्रिभिःकृच्छ्रैर्व्यपोहति ॥९८॥

વ્રાત માણુસો જો યજ્ઞ કરવાને ઇચ્છતા હોય અને જે માણુસ તેઓને યજ્ઞ કરાવે છે તે તેમજ પોતે જેને ઓળખતો નથી તેવાપર માણુસનું અવસાન કર્મ વગર જાણે જેણે કરાવ્યું હોય છે તે, જે નિરપરાધી ઉપર જંત્ર મંત્ર અથવા તો તેવા જાદુઈ પ્રયોગોથી તેનો નાશ કરવાના પ્રયત્નો કરે છે તે, તેમજ અહિન નામના યજ્ઞને કરનાર ત્રણુ પ્રજાપત્ય વ્રત કરવાથી પોતાના પાપમાંથી મુક્ત થાય છે. ૧૯૮

शरणागतंपरित्यज्यवेदंविप्लाव्यचद्विजः ॥
संवत्सरंयवाहारस्तत्पापमपसेधति ॥ ९९ ॥

જે દ્વિજાતી પોતાને શરણે આવેલા અતિથિનો અનાદર કરે છે અને વેદાધ્યયન ને માટે પ્રતિબાધ હોય તેવા દિવસે વેદ ભણે અથવા ભણાવે છે તે માણુસ એક આખા વર્ષ સુધી જો ફક્ત જવ ખાઇનેજ રહેતો તેના પાપમાંથી મુક્ત થાય છે. ૧૯૯

श्वसृगालखरैर्दष्टो ग्राम्यैःक्रव्याद्भिरेवच ॥
नराश्वोष्ट्रवराहैश्चप्राणायामेनशुद्ध्यति ॥२००॥

કુતરૂ, શિયાળ, ગધેડુ અથવા તો પાળેલું માંસાહારી પ્રાણી, માણુસ ઘોડો, ઉંટ અથવા તો ગામમાં ફરતું ડુક્કર જેને કરડ્યું હોય તે માણુસ પણુ અપવિત્ર ગણુાય છે અને તે પ્રાણુાયામ કરવાથી પાછો શુદ્ધ થઈ શકે છે. ૨૦૦

षष्ठान्नकालतामासंसंहिताजपएववा ॥
होमाश्चसकलानित्यमपाङ्क्त्यानांविशोधनम् ॥१॥

જેઓને જ્ઞાતિ બહાર મુકવામાં આવ્યા હોય અર્થાત્ જે માણુસો પતીત્ થયા હોય અને તેટલા કારણથી તેમની વર્ણના બીજા માણુસો તેમની સાથે જ્ઞાતિ ભોજન વ્યવહાર ન રાખતા હોય તેવા માણુસોએ પોતાના દેહની શુદ્ધિને માટે એક મહીના સુધી દર ત્રીજા દિવસે સાંજના ભોજન લેવું અથવા એક મહીના સુધી છઠા ટંકે જમવું, હમેશાં વેદની સંહિતાનો જપ ક. કરવો અને યજ્ઞ કરવો અથવા અગ્નિમાં સાકળ આહુતીઓ આપવી. ૨૦૧

उष्ट्रयानंसमारुह्यखरयानंतुकामतः ॥
स्नात्वातुविप्रोदिग्वासाःप्राणायामेनशुद्धयति॥२

જે બ્રાહ્મણ જાણી જોઇને ઉંટ અથવા ગધેડાં જોડેલી ગાડીમાં બેસે છે તે પણ અપવિત્ર થાય છે અને તેમજ નગ્ન થઇને સ્નાન કરનાર પણ અપવિત્ર ગણાયા આવા અપવિત્ર બ્રાહ્મણે પોતાની શુદ્ધિને માટે પ્રાણાયામ કરવા જોઇએ. ૨૦૨

विनाद्भिरप्सुवाप्यार्तःशारीरंसन्निवेश्यच ॥
सचैलोबहिरापल्यगामालभ्यविशुद्धयति॥३॥

જે માણુસે અતિશય દબાણુથી મળમુત્રનો ત્યાગ કર્યો પછી મળસ્થાન અથવા મુત્રસ્થાનને પાણી વડે શુદ્ધ કર્યાં ન હોય અથવા તો પાણીમાં હોય અને ત્યાંના ઇલાજ થઇ પડવાથી પાણીમાં મળમુત્રનો ત્યાગ કર્યો હોય તો તેવો માણુસ પોતાના પાપ કર્મમાંથી ગામ બહાર નદીમાં પોતાનાં સર્વ કપડાં સમેત સ્નાન કરવાથી અને ત્યાર પછી ગાયનો સ્પર્શ કરવાથી પાપ મુક્ત થાયછે૨૦૩

वेदोदितानांनित्यानांकर्मणांसमतिक्रमे ॥
स्नातकव्रतलोपेचप्रायश्चित्तमभोजनम् ॥ ४ ॥

વેદમાં કહેલા ધર્મ નિયમોનુ પાલન ન થાય અથવા તો સ્નાતક પોતાનાં કરવા જેવાં કર્મ કરવામાં ભુલ કરે તો તેના પાપથી મુક્ત થવાને માટે તેણે અપવાસ કરવો જોઇએ ૨૦૪

हुङ्कारंब्राह्मणस्योक्त्वात्वङ्कारंचगरीयसः ॥
स्नात्वाऽनश्नन्नहःशेषमभिवाद्यप्रसादयेत् ॥५॥

જો કોઇ માણુસ બ્રાહ્મણુને અથવા તો તેના હેતસ્વી વડીલને દુકારો કરે તો તેણે તે પાપને માટે શુદ્ધ જળથી સ્નાન કરવું અને ત્યાર પછીના દિવસમાં અપવાસ કરવો, અને જે માણુસ બ્રાહ્મણ વાવતલડનું તેણે અપમાન કર્યું હોય તેને પ્રણામ કરીને માફ માગવી. ૨૦૫.

ताडयित्वातृणेनापिकण्ठेवाबध्यवाससा ॥
विवादेवाविनिर्जित्यप्रणिपत्यप्रसादयेत् ॥ ६॥

બ્રાહ્મણુને ઘાસના એક તણખલાથી મારનારે તેમજ તેને ગળે કપડાનો આટો નાખનાર અથવા કપડાની તેવા મારનાર તેમજ ધર્મ વાઅન્ય વિષયના વાદ વિવાદમાં બ્રાહ્મણુને જાતનો તે બ્રાહ્મણુને પ્રણામ કરીને સંતોષવો જોઇએ. ૨૦૬

अवगूर्यत्वब्दशतंसहस्रमभिहत्यच ॥
जिघांसयाब्राह्मणस्यनरकंप्रतिपद्यते ॥ ७ ॥

જે માણુસ બ્રાહ્મણુને લાકડા અથવા તો તેના બીજા પ્રહાર કરવાનાં કોઇ પણ સાધનથી બીવરાવે છે તે માણુસ મરણ પછી સો વર્ષ સુધી નર્કમાં રહે છે અને જે ખરેખરો પ્રહારજ કરે છે તેવો પાપી માણુનો મૃત્યુ પછી એક હજાર વર્ષ નર્કમાં રહે છે. ૨૦૭

शोणितंयावतःपांसून्संगृह्णातिमहीतले ॥
तावन्त्यब्दसहस्राणितत्कर्तानरकेवसेत् ॥८॥

અને જો કોઇ માણુસ બ્રાહ્મણુને પ્રહાર કરીને તેના શરીરમાંથી રક્ત શ્રાવ કરે છે તો તે માણુસ તે બ્રાહ્મના રક્તથી રેતીના ભરેલા કણુ ભીના થયા હોય છે તેટલા હજાર વર્ષ સુધી તે પાપી નર્કમાં રહે છે ૨૦૮

अवगूर्यचरेत्कृच्छ्रमतिकृच्छ्रंनिपातने ॥
कृच्छ्रातिकृच्छ्रौकुर्वीतविप्रस्योत्पाद्यशोणितम् ९

બ્રાહ્મણુને માર મારવાની ધાસ્તી આપનારે પોતાના પાપમાંથી મુક્ત થવાને માટે કૃચ્છ પ્રાયશ્ચિત કરવું જેટલો ખરેખરો પ્રહારજ કર્યો હોય જેણે અતિ કૃચ્છ પાયશ્ચિત કરવું અને જેણે એવો સખ્ત પ્રહાર કર્યો હોય કે જેથી બ્રાહ્મણુના શરીરમાંથી લોહી વહ્યું હોય તેણે તે બન્ને પ્રાયશ્ચિત કરવાં. ૨૦૯

अनुक्तनिष्कृतीनांतुपापानामपनुत्तये ॥
शक्तिंचावेक्ष्यपापंचप्रायश्चित्तंप्रकल्पयेत् ।२१०॥

પરંતુ જો કોઈ માણુસે એવાં પાપ કર્મ કરેલાં હોય કે જેના નિવારણુ માટે શાસ્ત્રમાં કોઇ પણુ પ્રાયશ્ચિત કહેવામાં આવ્યા હોય તેવા પાપ કર્મથી મુક્ત થવાને માટે પાપી માણુસે વિદ્વાનોની સભા બોલાવવી અને તેઓને પાપી માણુસની શકતી અથવા કર્મનો વિચાર કરીને જે પ્રાયશ્ચિત બતાવે ને કરવું. ૨૧૦

यैरभ्युपायैरेनांसिमानवोव्यपकर्षति ॥
तान्वोऽभ्युपायान्वक्ष्यामिदेवर्षिपितृसेवितान् ॥

હવે દેવતાઓ, મહાન પુરૂષો-રૂષિઓ અને મિત્રીઓએ પોતાનાં પાપ નિવતૃાને માટે શાંશા પ્રાયશ્ચિતો કહેલાં છે અને તેજ કર્મ કરવાથી માણુસ પણુ પોતાના પાપમાંથી કેવી રીતે મુક્ત થઈ શકે છે તે સર્વ હું આપને કહીશ. ૨૧૧

त्र्यहंप्रातस्त्र्यहंसायंत्र्यहमद्यादयाचितम् ॥
त्र्यहंपरंचनाश्नीयात्प्राजापत्यंचरन्द्विजः॥१२॥

પ્રજા પતિએ દર્શાવેલા કૃચ્છ્ર વ્રતને કરનારે ત્રણુ દિવસે સ્હવારમાં પોતાનુ ભોજન લેવું અને ત્યાર પછીના બીજા ત્રણુ દિવસે સાંજના સુમવું અને ત્યાર પછીના ત્રણુ દિવસમાં પણુ માગ્યુ .ભોજન કરવું અને ત્યાર પછીના ત્રણુ દિવસ તેણે અપવાસ કરવા. ૨૧૩

गोमूत्रंगोमयंक्षीरंदधिसर्पिःकुशोदकम् ॥
एकरात्रोपवासश्चकृच्छ्रंसान्तपनंस्मृतम् ॥१३॥

સાંતવત કૃચ્છ્રવ્રત કરનારે ગોમુત્ર ગોપળ; દુધ, દહી ઘી. અથવા તો કુશ ઘાસને પાણીમાં ઉકાળીને પીવું અને એક દિવસ અને રાત અપવાસ કરીને રહેવું આ તપ કરવાની બે રીત છે. તપ કરનાર પોતાની ઇચ્છા પ્રમાણે ગમેતો ઉપર જણાવેલા છ પદાર્થો એકજ દહાડે પાઇને રહે અને બીજે દીવસે અપવાસ કરે અથવા તો એક એક દિવસે એક એક વસ્તુ એમ છ વસ્તુ છ દિબસ સુધી થાઇને રહે અને સાતમે દિવસે અપવાસ કરે. ૨૧૩

एकैकंग्रासमश्नीयात्त्र्यहाणित्रीणिपूर्ववत् ॥
त्र्यहंचोपवसेदन्त्यमतिकृच्छ्रंचरन्द्विजः ॥१४॥

અતિ કૃચ્છ્ર કરનારે દ્વિજે ત્રણુ ત્રણુવાર એક એક કોપીઓ ભોજન એ પ્રમાણે ત્રણુ દિવસ સુધી કરવું અને ત્યાર પછીના ત્રણુ દિવસ અપવાસ કરવા. ૨૧૪

तप्तकृच्छ्ंचरान्विप्रोजलक्षीरघृतानिलान् ॥
प्रतित्र्यहंपिवेदुष्णान्सकृत्स्नायीसमाहितः॥१९॥

અને જે બ્રાહ્મણ કૃચ્છ્ર તપ કરવાને ઈચ્છતો હોય તેણે ત્રણ ત્રણ દિવસ સુધી, ગરમ દુધ, ગરમ કરેલું, પાણી ગરમ ઘી અથવા તો વરાળ લઇને પોતાના દિવસો નિર્ગમન કરવા અને ત્યાર પછી અને સ્વસ્થ ચિત્તથી સ્નાન કરીને પોતાના દેહને શુદ્ધ કરવો. ૨૧૫

यतात्मनोऽप्रमत्तस्यद्वादशाहमभोजनम् ॥
पराकोनामकृच्छ्रोऽयंसर्वपापापनोदनः ॥१६॥

पराक વ્રતથી પણ પાપી માણુસ પોતાનાનાં કરેલાં સર્વ પાપ કર્મમાંથી મુક્ત થાય છે આ વ્રત કરનારે જાતે દ્રિયથી થઇને બાર દિવસ સુધી અપવાસ કરવા અને તપ કરતો હોય તે સમયમાં કોઇ પણ પ્રકારનું પાપ કર્મ કરવું નહી. ૨૧૬

एकैकंह्रासयेत्पिण्डंकृष्णेशुक्लेचवर्धयेत् ॥
उपस्पृशंस्त्रिषवणमेतच्चान्द्रायणंस्मृतम् ॥ १७ ॥

જો પ્રાયશ્ચિત કરનાર પુર્ણીયાને દિવસે પુરેપુરૂ ભોજન કરીને પછી કૃષ્ણ પક્ષમાં રોજ એક એક કોરીઓ ઓછુ ભોજન કરે અને તેમ કરતાં કૃષ્ણ પક્ષ પુર્ણ થતાં શુકલ પક્ષમાં દરરોજનો એક એક કોરીઓ વધતો જાય છે તો તેવા વ્રતને चांद्रायण વ્રત કરે છે આ વ્રત કરનારે ચંદ્ર જેમ કૃષ્ણ પક્ષમાં દિવસે દિવસે ક્ષિણ થતો જાય છે. અને શુકલ પક્ષમા વૃદ્ધિ પામતોના પોતે પ્રમાણે પોતાના આહારમાં કરવું અને ત્રણે કાળે–સવાર–બપોર અને સાંજના શુદ્ધ જળથી સ્નાન કરીને પવિત્ર રહેવું. ૨૧૭

एतमेवविधिंकृत्स्नमाचरेद्यवमध्यमे ॥
शुक्लपक्षादिनियतश्चरंश्चान्द्रायणंव्रतम् ॥ १८ ॥

આજ પ્રમાણે તેણે યવ મદ્ધમ ચાંદ્રાયણ વ્રત કરવામાં પણ કરવું અર્થાત તેને માટેના નિયમ યવ જવના દાણાના જેવા આકારના છે એટલે શુકલ પક્ષથી શરૂ કરે અને જે પ્રમાણે શરૂઆતથી ચંદ્રની વૃદ્ધિ થવામાંડે છે અને જવના દાણાનો પણ નિચલો ભાગ અણી વાળો હોય છે અને ઉપર ચઢતાં ચઢતો કદમાં વધી જાય છે અને મદ્ધ ભાગ પછી પાછો ઉતરતાં ઉતરતાં અણી વાળો થઇ જાય છે તે પ્રમાણે યવ મદ્ધમ ચાંદ્રાયણ વ્રત કરનારે શરૂઆતમાં થી કોરીયો વધારે જમવું અને પુર્ણીયા પછીના દિવસથી કૃષ્ણ પક્ષમાં કોરીયો કોરીયો ઉતરતા જવું આ પ્રમાણે જેટલો સમય તેનું વ્રત ચાલવાનું હોય તેવો સમય તેણે વર્તવું અને તે દરમીયાન પોતાના મન અને ઇંદ્રિયોને વશ રાખવાં. ૨૧૮

अष्टावष्टौसमश्नीयात्पिण्डान्मध्यंदिनेस्थिते ॥
नियतात्माहविष्याशीयतिचान्द्रायणंचरन्॥१९

જે માણુસને યોગીયો જેવું ચાંદ્રાયણ વ્રત કરે છે તે પ્રમાણેનું યતિ ચાંદ્રાયણ કરવું હોય તેણે હમેશાં મધ્યાન્હે હવિધ્યાન્યના આઠ કોળીયા જમવું અને પોતાના મનને ઇંદ્રિયે તે પુરેપુરાં વશ રાખવાં.૨૧૯

चतुरःप्रातरश्नीयात्पिण्डान्विप्रःसमाहितः ॥
चतुरोऽस्तमितेसूर्येशिशुचान्द्रायणंस्मृतम् ॥२०॥

જે માણુસને (દ્વિજને) બાલ ચાંદ્રાયણ કરવું હોય તેણે સહવારના તથા સાંજના સૂર્યસ્તિપવી હમેશાં ચાર ચાર કોળીયા જમવું અને આ પ્રમાણે એક મહિના સુધી જમવું. ૨૨૦

यथाकथञ्चित्पिण्डानांतिस्रोऽशीतीःसमाहितः॥
मासेनाश्नन्हविष्यस्यचन्द्रस्यैतिसलोकताम् २१

પોતાના મનને વશ રાખીને જે માણસ એક આખા મહિનામાં થઇને ગમે તેવી રીતે અમુક દિવસમાં અમુક સંખ્યા કોળીયા લીધા વિના પણ હવિષ્યાનના ફક્ત ૨૪૦ બસેં ચાલીશ કોળીયા જેટલું જમે છે તે માણસ મૃત્યુ પછી ચંદ્ર લોકમાં ભર્યો૨૨૧

एतद्रुद्रास्तथादित्यावसवश्चाचरन्व्रतम् ॥
सर्वाकुशलमोक्षायमरुतश्चमहर्षिभिः ॥ २२ ॥

સર્વ રૂદ્ર, આદિત્ય, વસુ, મરૂત અને મ્હોટા મ્હોટા રૂષિઓએ પણ પોત પોતાનાં પાપને નિવારવાને માટે આ ચાંદ્રાયણ વ્રત જ કરેલું છે. ૨૨૨

महाव्याहृतिभिर्होमःकर्तव्यःस्वयमन्वहम् ॥
अहिंसासत्यमक्रोधमार्जवंचसमाचरेत् ॥२३॥

વ્રત કરનારે હમેશાં અગ્નિમાં વેદના મંત્રોચ્ચાર વડે ઘી સાથે આહુતિઓ આપવી જોઇએ તેમજ તેણે કોઇપણ પ્રાણીની ઇંદ્રિયોને દુઃખ ન થાય તેમ વર્તવું -અહિંસા પદમો ધર્મ એ ધર્મ પ્રમાણે વર્તવું, સત્ય ભાષણ કરવું, કોઇના ઉપર ક્રોધ કરવો નહી અને અપ્રમાણીક પણે પણ વર્તવું નહી.૨૨૩

त्रिरह्नस्त्रिर्निशायांचसवासाजलमाविशेत् ॥
स्त्रीशूद्रपतितांश्चैवनाभिभाषेत कर्हिचित् ॥२४॥

પ્રાયશ્ચિત કરનારે દિવસે તથા રાત્રીના પોતાનાં વસ્ત્ર સહીત ત્રણ ત્રણ વાર સ્નાન કરવું અને તેણે સ્ત્રિ, શુદ્ર તથા પતિતની સાથે વાત સરખી પણ કરવી નહી. ૨૨૪

स्थानासनाभ्यांविहरेदशक्तोऽधःशयीतवा ।
ब्रह्मचारीव्रतीचस्याद्गुरुदेवद्विजार्चकः ॥ २५ ॥

દિવસ તેણે ઉભા રહીને ગાળવો અને રાત્રીના વખતમાં તેણે બેસી રવેવું અને જો તે પ્રમાણે ન બની શકે તો તેણે ;જમીન ઉપર કોઇપણ પાથર્યા વિના સુઇ રહેવું, તેણે અખંડ બ્રહ્મચર્ય પાળી વિદ્યાર્થી ;માફક રહેવું અને પોતાના ગુરૂનુ પુજન કરવું તેમજ દેવતાઓ અને બ્રાહ્મણને પુજવા.૨૨૫

सावित्रींचजपेन्नित्यंपवित्राणिचशक्तितः ।
सर्वेष्वेवव्रतेष्वेवंप्रायश्चित्तार्थमादृतः ॥२६॥

પોતાની બુદ્ધિ પ્રમાણે તેણે ગાયત્રિ મંત્ર તથા અન્ય પવિત્ર મંત્રોનો જપ કરવો તેમજ તેના વ્રતના અંગે જે જે નિયમો પાળવાના હોય તે સઘળા તેણે ઘણીજ સંભાળથી પાળવા. ૨૨૬

एतैर्द्विजातयःशोध्याव्रतैराविष्कृतैनसः ॥
अनाविष्कृतपापांस्तुमन्त्रैर्होमैश्चशोधयेत् ॥२७॥

ઉપર પ્રમાણેનાં પ્રાયશ્ચિત કરવાથી જે દ્વિજ વર્ણના માણસોનાં પાપ કર્મ લોકનાં ભણવામાં આવી ગયાં છે તે પાપી દ્વિજો ત્હેમાંથી મુક્ત થાય છે પણ જેમનાં પાપ જાહેર પડયાં નથી તેવા પાપી તો ફક્ત વેદના મંત્રોનો તપ કરવાથી તથા અગ્નિમાં ઘીની સાવિત્રિ મંત્ર વડે આહુતિ માત્ર આપવાથી પવિત્ર થઈ શકે છે. ૨૨૭

ख्यापनेनानुतापेनतपसाऽध्ययनेनच ।
पापकृन्मुच्यतेपापात्तथादानेनचापदि ॥२८॥

પાપકર્મ જેણે કર્યું છે તેવો માણસ પોતાનો વાંક કબુલ કરવાથી, તેને માટે પોતાનો શોક પશ્ચાતાપ બતાવવાથી, વેદમાં તેને માટે કહેવાં વ્રત-તપ કરવાથી, અથવા તો વેદના મંત્રોનો જપ કરવાથી શુદ્ધિ મેળવી શકે છે અને જો બીજો કોઇપણ ઉ-

પાય તેની મુક્તીને માટે ન હોય તો તેણે સારાં સારાં દાન કરીને પણ પોતાનાં પાપમાંથી મુક્ત થવું. ૨૨૮

यथायथानरोऽधर्मस्वयंकृत्वानुभाषते ॥
तथातथात्वचेवाहिस्तेनाधर्मेणमुच्यते ॥२२९॥

માણુસ જેટલે દરજ્જે પોતાના પાપકર્મને સાચેસાચુ કહી દે છે તેટલે દરજ્જે તે તેના પાપમાંથી મુક્ત થાય છે જે પ્રમાણે સાપ પોતાની જેટલી કાંચળી ઉતારી નાંખે છે તેટલો મુક્ત થતો જાય છે છે તેવા ૨૨૯

यथायथामनस्तस्यदुष्कृतंकर्मगर्हति ॥
तथातथाशरीरंतत्तेनाधर्मेणमुच्यते ॥ २३० ॥

તેજ પ્રમાણે જેટલે દરજ્જે તે પોતાના ખરા અંતઃકરણથી પોતાના પાપ કર્મનો તિરસ્કાર કરે છે તેટલે દરજ્જે તેના શરીરની પણ શુદ્ધિ થાય છે અર્થાત્ તેના આત્માને શુદ્ધિ મળે છે. ૨૩૦

कृत्वापापंहीसंतप्यतस्मात्पापात्प्रमुच्यते ॥
नैवंकुर्यांपुनरितिनिवृत्त्यापूयतेतुसः ॥ २३१ ॥

જે માણુસ પાપકર્મ કર્યા પછી પોતાના કરેલાં કર્મને માટે ખરે ખરેજ પસ્તાય છે તે માણુસ પાપમાંથી પુર્ણ રીતે મુક્ત થઇ શકે છે પણ જે માણુસ ફરીથી તેવું પાપ નહી કરવાનો પોતાના મનમાં દ્રઢનિશ્ચય કરે છે તે માણુસ તો તેવું પાપ કરતો બંધ થાય છે અથવા ફરીથી કરે નહીં ત્યારેજ શુદ્ધ થઇ શકે છે. ૨૩૧

एवंसंचिन्त्यमनसाप्रेत्यकर्मफलोदयम् ॥
मनोवाङ्मूर्तिभिर्नित्यंशुभंकर्मसमाचरेत् ॥२३२॥

આ પ્રમાણે માણુસે પોતે જે જે કર્મો કર્યા હોય તેનો તથા હવે પછી તેનાથી થનાર કર્મોના પરિણામનો વિચાર કરીને વર્તવું અર્થાત્ પોતે જેવાં કર્મ આ જન્મમાં કર્યાં હશે તેનાં ફળ પરલોકમાં તેને પડવાનાંજ છે એ પ્રમાણે અંતઃકરણમાં સમજવું અને તેટલા માટે તેણે પોતાના વિચાર, ભાષણ–વાણી અને કર્મમાં હમેશાં પવિત્રજ રહેવાનો પોતે નિશ્ચય કરવો. ૨૩૨

अज्ञानाद्यदिवाज्ञानात्कृत्वाकर्मविगर्हितम् ॥
तस्माद्विमुक्तिमन्विच्छन्द्वितीयंनसमाचरेत् २३३

માણુસથી જો જાણી જોઇને અથવા તો અજાણથી કોઇ પણ નિંદાયુક્ત કામ થયું હોય તો તેને માટે તેણે હમેશાં કાળજી રાખવી જોઇએ કે ફરીથી તેનાથી તેવો વાંક થાય નહી તેમજ પહેલાં જે અપરાધ થયો હોય તેમાંથી મુક્ત થવાને માટે શાસ્ત્રમાં જો કોઇ પણ ઉપાય હોય તો તે શોધવો અને તે પ્રમાણે કરીને પોતાના પાપમાંથી મુક્ત થવું. ૨૩૩

यस्मिन्कर्मण्यस्यकृतेमनसःस्यादलाघवम् ॥
तस्मिंस्तावत्तपःकुर्याद्यावत्तुष्टिकरंभवेत् ॥२३४॥

પોતાના પાપનો નાશ કરવાને માટે શાસ્ત્રોક્ત પ્રાયશ્ચિત કર્યા છતાં પણ માણુસ પોતે પાપમુક્ત થયો છે એમ તેનું અંતઃકરણ કહેતું ન હોય તો તે પ્રાયશ્ચિત જ્યાં સુધી પોતે પવિત્ર થયો છે એવી તેના મનથી તેની ખાત્રી થાય ત્યાં સુધી તેણે વારંવાર કર્યા કરવું. ૨૩૪

तपोमूलमिदंसर्वंदैवमानुषकंसुखम् ॥
तपोमध्यंबुधैःप्रोक्तंतपोऽन्तंवेददर्शिभिः ॥२३५॥

વિદ્વાનો એમ કહે છે કે માણુસનું અને દેવતાનું સુખ તે તપના ઉપરજ છે અર્થાત્ તેમના સુખની શરૂઆત, ચઢતી અથવા અંત

આવવો તે સઘળુ તપને લીધેજ છે, પુર્વના તપને લીધે માણુસ સુખમાં આવે છે ત્યાર પછી પણુ પોતાની વર્ણ અને આશ્રમના નિયમો બરાબર પાળવાથી તેના સુખની અભિવૃદ્ધિ થાય છે અને તેથી ઉલટું વર્તન કરવાથી તેના સુખનો અંત આવે છે. ૨૩૫

ब्राह्मणस्यतपोज्ञानंतपःक्षत्रस्यरक्षणम् ॥
वैश्यस्यतुतपोवार्तातपःशूद्रस्यसेवनम् ॥२३६॥

હવે જ્યારે સર્વ સુખનું મુળ તે તપજ છે ત્યારે તે તપ શાને સમજવું? વેદનું જ્ઞાન વારંવાર વેદનો અભ્યાસ કરવો તે બ્રાહ્મણને માટે તપ છે, પોતાની પ્રજા અથવા તો સર્વ વર્ણોનું રક્ષણુ કરવું તે ક્ષત્રીયને માટે તપ છે, ધમધોકાર વ્યાપાર ચલાવવો તે વૈશ્યને માટેનું તપ કરેલું છે અને ઉત્તમ વર્ણુની સંતોષ આવે તેવી શેવા કરવી તે શુદ્રને માટે તપ છે. ૨૩૬

ऋषयःसंयतात्मानःफलमूलानिलाशनाः ॥
तपसैवप्रपश्यन्तित्रैलोक्यंसचराचरम् ॥२३७॥

જે મહર્ષિઓ ફક્ત ફળાહાર કરીને અથવા કંદમુળ ખાઇને કે હવાના આધારેજ જીવે છે તેવા મહર્ષિઓ જીતેંદ્રિય હોવાથી અને મન તથા વાણીમાં બરાબર વર્તન કરનાર હોવાથી પોતાના તપોક્ત બળવડે ત્રણુ લોકને પોતાનાં દિવ્યચક્ષુને લીધે જોઇ શકે છે. તેમાંના પ્રાણી માત્રને પણુ તેઓ જોઇ શકે છે. ૨૩૭

औषधान्यगदोविद्यादैवीचविविधास्थितिः ॥
तपसैवप्रसिद्ध्यन्तितपस्तेषांहिसाधनम् ॥२३८॥

કોઈ પણુ પ્રકારના રોગનેનાશ કરવાને માટેનું ઉત્તમ ઔષધ, સંપૂર્ણ સુખ, વેદનું પુરેપુરૂ જ્ઞાન, તેમજ મૃત્યુ પછી સ્વર્ગના જુદા જુદા લોકને પાળવાને માટે ફક્ત તપજ છે અથવા ઉદરના કશાને મેળવવાને માટે તપ તેજ ઉત્તમ સાધન છે. ૨૩૮

यदुस्तरंयदुरापंयदुर्गंयच्चदुष्करम् ॥
सर्वंतुतपसासाध्यंतपोहिदुरतिक्रमम् ॥२३९॥

એટલુંજ નહીં પણુ જે સ્થળે સંચાર કરવો પણુ અશકય હોય, જે ઘણા શ્રમે પણુ મળે તેવું ન હોય, જ્યાં પહોંચવું ઘણુંજ અશકય હોય, જે કરવું અશકય હોય તે સર્વ તપથી સિદ્ધ કરી શકાય છે. કારણુ કે તપમાં તેવું અપરિમીત બળ રહેલું છે અને તેજ પ્રમાણે તપ સાધ્ય કરવું તે પણુ તેટલુંજ કઠણુ છે. ૨૩૯

महापातकिनश्चैवशेषाश्चाकार्यकारिणः ॥
तपसैवसुतप्तेनमुच्यन्तेकिल्बिषात्ततः ॥२४०॥

જેઓએ પુન્ય કરેલાં છે તેવા મહા પાતક કરનારાઓ તેમજ બીજાં દુષ્ટ કર્મ કરનારાઓ પણુ તેમનાં કર્મના પ્રમાણુના તપ કરવાથી પાપમુક્ત થયેલા છે. ૨૪૦

कीटाश्चाहिपतङ्गाश्चपशवश्चवयांसिच ॥
स्थावराणिचभूतानिदिवंयान्तितपोबलात् २४१

જીવ જંતુઓ, સાપ, પતંગીઓ, મધમાખીઓ, પક્ષીઓ અને પ્રાણીઓ તેમજ જેમનામાં હાલવા ચાલવાની શકતી નથી તેવા જડ જીવો પણુ તપથી સ્વર્ગને મેળવી શકે છે. ૨૪૧

यत्किंचिदेनःकुर्वन्तिमनोवाङ्मूर्तिभिर्जनाः ॥
तत्सर्वंनिर्दहन्त्याशुतपसैवतपोधनाः ॥२४२॥

માણુસ પોતે બોલવાથી, વર્તનથી અથવા તો કર્મથી જે જે પાપ કરે છે તેમાંથી તે

તપ કરવાથી મુક્ત થઇ શકે છે અર્થાત્ જેઓ પોતે ખરૂ દ્રવ્ય તપનેજ માને છે તેવા તપસ્વિઓ પોતાથી થયેલા ગમે તેવા પાપ કર્મને તપથીજ નીવડી શકે છે. ૨૪૨

**तपसैवविशुद्धस्य ब्राह्मस्यादिवौकसः ।**
**इज्याश्चप्रतिगृह्णन्तिकामान्संवर्धयन्तिच ॥२४३॥**

દેવતાઓ પણ પોતાને અપાત યજ્ઞનો તપ કરીને શુદ્ધ બ્રાહ્મણથી થતા હોય છે તોજ સ્વિકારે છે અને તેવા શુદ્ધ થયેલા યજ્ઞ કરનારની સર્વ ઇચ્છાઓ ફળીભુત કરે છે.૨૪૩

**प्रजापतिरिदंशास्त्रंतपसैवासृजत्प्रभुः ॥**
**तथैववेदानृषयस्तपसाप्रतिपेदिरे ॥ २४४ ॥**

પ્રજાપતિએ પોતાના તપના આધારેજ આ શાસ્રને બતાવેલું છે અને મોટા મોટા રૂષિઓએ વેદનું જ્ઞાન પણ તપને લીધેજ મેળવ્યું છે. ૨૪૪

**इत्येतत्तपसोदेवामहाभाग्यंप्रचक्षते ॥**
**सर्वस्यास्यप्रपश्यन्तस्तपसःपुण्यमुत्तमम् २४५**

દેવતાઓએ પણ સર્વ સૃષ્ટીનું ખરેખરૂં બંધારણ તપજ છે એમ જાણીને સર્વ માણુસોને તપ જેવા ઉત્તમ વ્રત જેની કોઇ પણ વ્રત સાથે સરખામણી થઈ શકતી નથી તેનો બોધ કર્યો છે. ૨૪૫

**वेदाभ्यासोऽन्वहंशक्त्यामहायज्ञक्रियाक्षमा ॥**
**नाशयन्त्याशुपापानिमहापातकजान्यपि ॥२४६**

સાધારણ પાપમાંથી નહી પણ ખુન જેવાં મહા ઘાતમાંની પણ પાપ કર્મ કરનાર પોતાની શક્તિ પ્રમાણે હમેશાં વેદ વાંચવાથી, યજ્ઞ કરવાથી અને ધૈર્યથી દુઃખ મળવાથી પાપમુક્ત થાય છે. ૨૪૬

**यथैधस्तेजसावह्निःप्राप्तंनिर्दहतिक्षणात् ।**
**तथाज्ञानाग्निनापापंसर्वंदहतिवेदवित् ॥ २४७॥**

જેવી રીતે એક ક્ષણમાં પ્રદિપ્ત થયેલો અગ્નિ પોતાની શાખાઓ દ્વારા તેને આવવામાં આવતી આહુતીઓનો ભોગ લઈ લે છે તેજ પ્રમાણે વેદજ્ઞ માણુસ પોતાના વેદના જ્ઞાનરૂપી અગ્નિથી પોતાના પાપ કર્મનો નાશ કરે છે. ૨૪૭

**इत्येतदेनसामुक्तंप्रायश्चित्तंयथाविधि ॥**
**अतऊर्ध्वंरहस्यानांप्रायश्चित्तंनिबोधत ॥ २४८॥**

ઉપર પ્રમાણેનાં જાહેર થયેલાં પાપને નિવારવાને માટેનાં પ્રાયશ્રિતો આપને મેં કહ્યાં છે હવે જે પાપ ગુપ્ત છે. કરનાર સિવાય કોઈના જાણુવામાં આવ્યું ન હોય તેવા પાપને દુર કરવાને માટેના પ્રાયશ્ચિતને કહીશ તે સાંભળો. ૨૪૮

**सव्याहृतिप्रणवकाःप्राणायामास्तुषोडश ॥**
**अपिभ्रूणहणंमासात्पुनन्त्यहरहःकृताः ॥२४९॥**

વિદ્વાન બ્રાહ્મણુનું ખુન કરીને બ્રહ્મહત્યાના પાપમાંથી પણ પાપ કર્મ કરનાર એક મહીના સુધી હમેશાં નિયમીતરીતે ઓંકાર સહીત પ્રાણુયામ કરતી વખતે સાવિત્રિ જપ કરવાથી એ પ્રમાણેના સત્ય પ્રાણુયામ દરરોજ કરવાથી મુક્ત થાય છે. ૨૪૯

**कौत्संजप्त्वापइत्येतद्वासिष्ठंचप्रतीत्यृचम् ॥**
**माहित्रंशुद्धवत्यश्चसुरापोऽपिविशुद्ध्यति ॥२५०॥**

સુરાપાન કરનાર "હે અગ્નિ તું તારા તેજથી મોટાં પાપનો નાશ કર" એવા અર્થવાળા કુત્સમંત્રનો, અથવા તો વસિષ્ટ મંત્ર જેથી વસિષ્ટ મહા રૂષિએ સૂર્યોદય કર્યો હતો

તેનો અથવા તો માહીત્ર મંત્ર કે સુદ્ધવત્ય મંત્રનો જપ એક મહીના સુધી હમેશાં સોળ અથવા એક્સોને આઠ વાર કરવાથી પોતાના પાપમાંથી મુક્ત થાય છે. ૨૫૦

सकृज्जत्पवास्यवामीयंशिवसंकल्पमेवच ॥
अपहृत्यसुवर्णंतुक्षणाद्भवतिनिर्मलः ॥२९१॥

સુવર્ણની ચોરી કર્યા પછી જો ચોરનાર આસ્યવામીય અથવા તો શિવ સંકલ્પ નામના મંત્રને હમેશાં એક વાર એમ એક મહીના સુધી જપે છે તો તરતજ પોતાના પાપમાંથી મુક્ત થાય છે. ૨૫૧

हविष्पान्तीयमभ्यस्यनतमंहइतीतिच ॥
जपित्वापौरुषंसूक्तंमुच्यतेगुरुतल्पगः ॥२९२॥

ગુરૂ સ્ત્રી સાથે મથન કરનાર પાપીષ્ટ પોતાના મહા ઘાતકમાંથી "હવિત્યન્તિય" નામના સ્તોત્ર અથવા તો "નતમંહ !" એ શબ્દથી શરૂ થનાર તેમજ પુરૂષ સુક્તના જો બરાબર આવરતન કરે છે તો મુક્ત થાય છે. ૨૫૨

एनसांस्थूलसूक्ष्माणांचिकीर्षन्नपनोदनम् ॥
अवेत्यृचंजपेदब्दंयत्किंचेदमितीतिवा ॥२९३॥

જે માણુસે સાધારણ તેમજ અસાધારણ પાતકો કરેલાં હોય અને તેમનાં પાપમાંથી શુદ્ધ થવાને ઇચ્છતો હોય તેણે એક વર્ષ સુધી વરૂણ મંત્રને જપવા જે યંત્રનો એવો ભાવાર્થ થાય છે કે "હે વરૂણ અમારા ઉપરનો તારો ક્રોધ દુર થાઓ" "હે વરૂણ અમારા જે અપરાધ હોય તો તે નાશ થાઓ." આવા અર્થવાળી રૂપ અને ત્રિકિંચિત રૂચાઓ તેણે હમેશાં એક વર્ષ સુધી જપવી. ૨૫૩

प्रतिगृह्याप्रतिग्राह्यंभुक्त्वाचान्नंविगर्हितम् ॥
जपंस्तरत्समन्दीयंपूयतेमानवस्त्र्यहात् ॥२९४॥

જે માણુસ નહી લેવા જેવી બક્ષીસ લે છે અથવા પોત્રાને લેવાને માટે શાસ્ત્રની મર્યાદા હોય તેવાં દાન લે છે અથવા તો ખાવાને માટે મના કરેલી વસ્તુઓ ખાય છે તેવો માણુસ પોતાના તે પાપમાંથી ત્રણ દિવસ સુધી "તરત્સમંદીય" મંત્રનો જપ કરવાથી શુદ્ધ થાય છે. ૨૫૪

सोमारौद्रंतुबह्वेनामासमभ्यस्यशुद्धयति ॥
स्रवन्त्यामाचरन्स्नानमर्यम्णामितिचत्र्यृचम् ॥२९५॥

પરંતુ જેણે ઘણાંજ પાપકર્મ કરેલાં છે તેવો પાપી માણુસ એક મહીના સુધી "સોમ" અને "રૂદ્ર" દેવતાઓના મંત્રનો જપ કરવાથી તેમજ સ્નાન કરતી વખતે "અઇમણ" "વરૂણ" અને "દિમ" એ રૂચાઓ હમેશાં એક મહીના સુધી જપે છે તો પોતાનાં સર્વ પાપમાંથી મુક્ત થાય છે.૨૫૫

अब्दार्धमिन्द्रमित्येतदेनस्वीसप्तकंजपेत् ॥
अप्रशस्तंतुकृत्वाप्सुमासमासीतभैक्षभुक् ॥२९६॥

ગંભીર પાપ કર્મ કરનાર પુરૂષે છ મહીના સુધી ઇન્દ્ર શબ્દ શરૂ થતી રૂચીનો જપ કરવા અને પણ જે માણુસે પાણીમાં જળાશયમાં કોઇપણ પ્રકારનું નિંદાયુકત કાર્ય કર્યું હોય તેણે પોતાના પાપમાંથી છુટા થવાને માટે એક મહીના સુધી ભિક્ષા માગીને પોતાનું ગુજરાન ચલાવવું. ૨૫૬

मन्त्रैःशाकलहोमीयैरब्दंहुत्वाघृतंद्विजः ॥
सुगुर्वप्यपहन्त्येनोजप्त्वावानमइत्यृचम् ॥२५७

દ્વિજ વર્ણના માણસથી ગમે તેવું પાપ થયું હોય છે પણ જો ને શાકલ મંત્રનો જપ કરીને યજ્ઞમાં ઘીની આહુતી આપે અથવા તો એકસોને આઠ વાર "નમે" એ મંત્ર જપે છે તો શુદ્ધ થઇ શકે છે. ૨૫૭

महापातकसंयुक्तोऽनुगच्छेद्गाःसमाहितः ॥
अभ्यस्याब्दंपावमानीभैक्षाहारोविशुद्ध्यति२५८

કોઇપણ માણસે હત્યાનું પાપ કર્યું હોય છે અને જો તે એકાગ્ર ચિત્તે એક વર્ષ સુધી ગાયની ચાકરી કરે છે અને "પવમાન" મંત્રનો જપ કરે છે અને તેટલો સમય ભિક્ષા માગીને રહે છે તો તે તેના મહા પાતક ક્યાંથી છુટે છે. ૨૫૮

अरण्येवात्रिरभ्यस्यप्रयतोवेदसंहिताम् ॥
मुच्यतेपातकैःसर्वैःपराकैःशोधितस्त्रिभिः॥२५९

અથવા જો સ્નાનાદિકથી શરીરે શુદ્ધ અંતઃકરણથી જંગલમાં વાસ કરીને ત્રણ વખત વેદની સંહીતાઓનો જપ કરે અને ત્રણ પરાક તપથી શુદ્ધિ મેળવે છે તો તે સર્વ પાતક ક્યાંથી છુટો થાય છે. ૨૫૯

त्र्यहंतूपवसेद्युक्तस्त्रिरह्नोऽभ्युपयन्नपः॥
मुच्यतेपातकैःसर्वैस्त्रिर्जपित्वाघमर्षणम् ॥२६०॥

અથવા તો ત્રણ દિવસ નિરાહાર ઉપવાસ કરવાથી દિવસના ત્રણે કાળે સ્નાન કરવાથી અને સ્નાન કરતી વખતે ૠગ વેદના અઘમર્ષણ મંત્રનો જપ કરવાથી પણ તે સર્વ પાપથાંથી છુટે છે. ૨૬૦

यथाश्वमेधःक्रतुराट्सर्वपापापनोदनः ॥
तथाऽघमर्षणंसूक्तंसर्वपापापनोदनम् ॥ २६१ ॥

કારણ કે જેવી રીતે સર્વ યજ્ઞમાં અશ્વમેધ ઉત્તમ યજ્ઞ છે અને તે યજ્ઞ કરવાથી માણસ ગમે તેવા પાપ કર્મમાંથી તરતજ મુક્ત થાય છે તેમજ સર્વ મંત્રોમાં અઘમર્ષણ મંત્ર મોઠો અને તેનો જપ કરવાથી પણ માણસ સર્વ પાપમાંથી મુક્ત થાયછે૨૬૧

हत्वालोकानपीमांस्त्रीनश्नन्नपियतस्ततः ॥
ऋग्वेदंधारयन्विप्रोनैनःप्राप्नोतिकिंचन ॥२६२॥

જે માણસે આખા ૠગ વેદનો અભ્યાસ કર્યો છે તેવો માણસ ગમે તો ત્રણે લોકનો નાશ કર્યાનું પાપ કહે છે અથવા તો પતિત અથવા તેનાથી પણ નીચી પંક્તિના માણસનું ખાય છે તો પણ તે માણસને કોઇપણ પાપ લાગતું નથી. ૨૬૨

ऋक्संहितांत्रिरभ्यस्ययजुषांवासमाहितः ॥
साम्नांवासरहस्यानांसर्वपापैःप्रमुच्यते ॥६३॥

જે માણસ શુદ્ધ ચિત્તે ૠગ, યજુ અથવા સામ વેદની સંહીતાનો ત્રણ વાર પાઠ કરે છે તે માણસ સર્વ પાપમાંથી શુદ્ધ થાય છે. ૨૬૩

यथामहाह्रदंप्राप्यक्षिप्तंलोष्टंविनश्यति ॥
तथादुश्चरितंसर्वंवेदेत्रिवृतिमज्जति ॥ ६४ ॥

જેમ માટીનું એકાદ ગચીયું તળાવના પાણીમાં નાંખીએ છીએ તો તરતજ તે તળીએ બેસે છે તેજ પ્રમાણે ત્રણ સામાવાળા વેદથાં પણ સર્વ પાપ કર્મનો નાશ થાય છે. ૨૬૪

ऋचोयजूंषिचान्यानिसासानिविविधानिच ॥
एषज्ञेयस्त्रिवृद्वेदोयोवेदेनंसवेदवित् ॥ ६५ ॥

ત્રિવૃત વેદ ઋગ વેદ, યજુર્વેદ અને સામ વેદનો કહેવાય છે અને જે બ્રાહ્મણ આ ત્રણે વેદને ભણ્યો હોય છે તે વેદજ્ઞ કહેવાય છે. ૨૬૫

आद्यंयस्याक्षरंब्रह्मत्रयीयास्मिन्प्रतिष्ठिता ॥
सगुह्योऽन्यस्त्रिवृद्वेदोयस्तंवेदसवेदवित्॥२६६॥

સર્વ શાસ્ત્રનું મુળ ૐકાર રૂપી શબ્દ એ ત્રણે વેદનું રહસ્ય હોવાથી જે કોઇ તે શબ્દનો ખરો અર્થ સમજે છે તેનેજ વેદવિત્ જાણવો. ૨૬૬

इतिमानवधर्मशास्त्रेभृगुप्रोक्तायांसंहितायामेकादशोध्यायः ॥ ११ ॥

ઇતિ શ્રી મનુસ્મૃતીનો અગીયારમો ધ્યાય સમાપ્ત.



# ॥ अथ द्वादशोऽध्यायः ॥

चातुर्वर्ण्यस्यकृत्स्नोऽयमुक्तोधर्मस्त्वयानघ ।
कर्मणांफलनिर्वृत्तिंशंसनस्तत्त्वतःपराम् ॥१॥

પછી મહાત્માઓ જેઓ મહામુની મનુ કહેતા હતા તે ધર્મ નિયમો સાંભળતા હતા તેઓએ કહ્યું કે " હે ! પ્રભુ ! આપે અમને ચાર વર્ણને માટેના સર્વ પવિત્ર ધર્મો કહી સંભળાવ્યા હવે આ જન્મમાં કરેલાં સારાં નરસાં કામનાં હવે પછીના જન્મમાં શાં શાં સુખ દુઃખ જીવને ખમવાં પડે છે તે કહેશો.૧

स तानुवाचधर्मात्मामहर्षीन्मानवोभृगुः ।
अस्यसर्वस्यशृणुतकर्मयोगस्यनिर्णयम् ॥२॥

જે મહાત્માઓએ આ પ્રમાણે બિનય પુર્વક મનુના પુત્ર મહર્ષિ ભૃગુને પુછયું તેવા ભૃગુ મુનીએ તેઓને કહ્યું કે હે મહાત્માઓ આ જન્મમાં કરેલાં કર્મના સંબંધે માણુસ પૂનઃ જન્મમાં શાં શાં ફલ ભોગવે છે તેના નિયમો સાંભળો. ૨

शुभाशुभफलंकर्ममनोवाग्देहसंभवम् ॥
कर्मजागतयोनृणामुत्तमाधममध्यमाः ॥ ३ ॥

માણુસની સારી મધ્યમ અથવા તો અધમ ગતી તેના કર્મને લીધેજ થાય છે અને કર્મની ઉત્પત્તિ મન, વચન અથવા તો દેહથી થાય છે અને કર્મ કરવામાં જેવી રીતે તે ત્રણુ સાધનોનો સારો વા ખોટો ઉપયોગ કરવામાં આવે છે તે પ્રમાણેનાં તેનાં સારાં વા માઠાં પરિણામ કરનાર જીવને પુનઃ જન્મમાં ભોગવવાં પડે છે. અર્થાત્ ફલની સર્વ ઉત્પતિ કર્મમાંજ રહેલી છે. ૩

तस्येहत्रिविधस्यापित्र्यधिष्ठानस्यदेहिनः ॥
दशलक्षणयुक्तस्यमनोविद्यात्प्रवर्तकम् ॥ ४ ॥

દેહને કર્મ કરવાને માટે ઉત્તેજનાર મન છે અને તે કર્મની શ્રેષ્ટતા, મધ્યમતા અથવા અધમતાનો આધાર મન, વાણી અને કાયના ઉપર આધાર રાખે છે. અને તેનાં દશ લક્ષણો છે પણ તેમનો સર્વનો મુખ્ય આધાર મન ઉપરજ છે કારણ કે માણુસ મનથી જેને જાણે છે તેને બોલવાથી જણાવે છે અને કામથી કરી બતાવે છે. ૪

परद्रव्येष्वभिध्यानंमनसानिष्टचिन्तनम् ।
वितथाभिनिवेशश्चत्रिविधंकर्ममानसम् ॥५॥

આ દશ લક્ષણો શાં શાં કર્મ કરવામાં સમાયલાં છે? પારકા ધનને શા પ્રમાણે પચાવી પાડવું તેનો મનમાં વિચાર કરવો જેની ઇચ્છા કરવાને જેવું ન હોય તેનો મનમાં વિચાર સરખો પણ કરવો તે,જે ઇચ્છા પુરી પાડવામાં બીજાને નુકશાન થાય તેવું હોય તે, અથવા તો જેની ઇચ્છા રાખવી તે શાસ્ત્ર વિરૂદ્ધ વર્તન ગણાતું હોય, ઇશ્વરના

અસ્તિત્વનો અનાદર કરવો એટલે દેહના પ્રમાણને નહી સ્વીકારવાં, મરણ પછીની સ્થિતી પોતાનાં સારા માઠા કર્મનાં પરિણામ મરણ પછી માણસને ભોગવવાં પડે છે એ સિદ્ધાન્તને નહી માનવાં. એ સર્વ ત્રણ પ્રકારનાં માનસિક કુકર્મ છે. ૫

पारुष्यमनृतंचैवपैशून्यंचापिसर्वशः ।
असंबद्धप्रलापश्चवाङ्मयंस्याच्चतुर्विधम् ॥ ६॥

અપ્રિય બોલવું-પારુષ્ય કોઇને ખોટું લાગે તેવાં વચન કહેવાં, અસત્ય ભાષણ કરવું, માણસની પીઠ પાછળ તેનું ખોટું બોલવું, અથવા તો કાંઇપણ પ્રયોજન વિનાની વગર સંબંધની વાતો કરવી-કાંઇપણ કારણ વિના રાજા તથા પ્રજા સંબંધી ગપાટા મારવા એ ચાર પ્રકારનાં પાપકર્મ વાણીથી થાય છે. ૬

अदत्तानामुपादानंहिंसाचैवाविधानतः ॥
परदारोपसेवाचशारीरंत्रिविधंस्मृतम् ॥ ७ ॥

જે વસ્તુ આપણને કોઇ રાજી ખુશીથી આપતું ન હોય પણ તે વસ્તુની ઇચ્છા થવાથી કોઈની પાસેથી છીનવી લેવી, અને વેદાદિક શાસ્ત્રના નિયમો વિરૂદ્ધ હિંસા-પ્રાણીઓને દુઃખ દેવું અથવા તો પર સ્ત્રિ સાથે વિલાસ કરવો, આ ત્રણ અશુભ ફલ આપનારાં અશુભ કર્મ પ્રાણી દેહ વડે કરે છે અને તેનાથી ઉલટાં ન્યાય પ્રમાણે વર્તન કરીને દ્રવ્યનો સંચય કરવો, વેદ પ્રમાણેનાં યજ્ઞ કર્મ કરવાં અને ઋતુકાલમાં પોતાનીજ સ્ત્રિ સાથે સંભોગ કરવો એ ત્રણ શુભ ફળ આપનારાં શુભ કર્મ પણ પ્રાણી દેહથીજ કરી શકે છે. ૭.

मानसं मनसैवायमुपभुङ्क्तेशुभाशुभम् ॥
वाचावाचाकृतंकर्मकायेनैवचकायिकम् ॥ ८॥

માણસ મન વડે જે સારાં વા નરસાં કાર્ય કરે છે તેનાં સારાં વા નરસાં ફળ આ જન્મમાં અથવા પુનઃ જન્મમાં મનવડેજ તેને ભોગવવાં પડે છે, જે સારાં ખોટાં કામવાણીથી કરે છે તેનો સારો વા ખોટો બદલો પણ તેને વાણીમાંજ ભોગવવો પડે છે અને દેહથી સારાં-ખોટાં કામ થયાં હોય છે તેના લાભ ગેર લાભ દેહનેજ ભોગવવા પડે છે.૮

शरीरजैःकर्मदोषैर्यातिस्थावरतांनरः ॥
वाचिकैःपक्षिमृगतांमानसैरन्त्यजातिताम् ॥९॥

ત્યારે પાપી છે. પાપકર્મ શરીર, મન અને વાણી એ ત્રણ વડે કરે છે અને તેમાં પણ જ્યારે શરીર વડે તેઓ બહુધા પાપજ કરે છે અને ધર્મ ઘણોજ થોડા કરે છે ત્યારે તેમનાં માઠાં પરિણામને લીધે તેમના પુનઃ જન્મમાં સ્થાવરત્વને પ્રાપ્ત થાય છે-તેમના મૃત્યુ પછી તેઓ વૃક્ષ અથવા તો ધાતુનો અવતાર પામે છે, વાણીથી ઘણાંજ પાપ કરનાર પુનઃ જન્મમાં પશુ-પક્ષીની યોનિમાં જન્મ ધારણ કરે છે અને જેણે મનથી ઘણાંજ પાપ કર્યાં છે તે માણસ મૃત્યુ પછી ચાંડાળ યોનિમાં અવતરે છે. ૯

वाग्दण्डोऽथमनोदण्डःकायदण्डस्तथैवच ॥
यस्यैतेनिहिताबुद्धौत्रिदण्डीतिसउच्यते॥१०॥

ત્રિદંડી કોને કહેવો ! જે માણસે (ભગવાં ધારણ કર્યાં છે અને) ત્રણ શાખાનો દંડ હાથમાં લીધો હોય તેને ત્રિદંડી જાણવો નહી પણ ખરો ત્રિદંડી તો તેનેજ જાણવો જે પોતાના દંડની ત્રણે શાખાઓનો ભેદ

જાણે છે અર્થાત્ પોતાના ઉપર ત્રિદંડ રાખી શકે છે—પોતાના મનને—વાણીને અને કાયાને પોતાના કાબુમાં રાખી શકે છે. ૧૦

**त्रिदण्डमेतन्निक्षिप्यसर्वभूतेषुमानवः ॥**
**कामक्रोधौतुसंयम्यततःसिद्धिंनियच्छति॥११॥**

જે માણસ આવો ત્રિદંડ સૃષ્ટિનાં સર્વ પ્રાણીઓની તરફની પોતાની વર્તણુંકમાં પોતા પ્રતિ રાખે છે અને પૂર્ણ રીતે કામ ક્રોધ રહીત થાય છે તેવો માણસ મરણ પછી ખચિત સિદ્ધિને પામે છે અથવા મોક્ષ મેળવે છે. ૧૧

**योऽस्यात्मनःकारयितातंक्षेत्रज्ञंप्रचक्षते ॥**
**यःकरोतिसकर्माणिभूतात्मेत्युच्यतेबुधैः॥१२॥**

કોણ સિદ્ધિ મેળવી શકે છે ? પંડીતો જે માણસ દુનિયાં જેને શરીર કરે છે તેવા પંચમહા ભુતના બનેલા શરીરનાં કર્મ ધર્મ જાણે તેને ક્ષેત્રજ્ઞ એમ કહે છે. કર્મ કરવાની ઇચ્છા ઉત્પન્ન થયા પછી અમલમાં મુકનાર વ્યાપાર કર્મ કરનારને વિદ્વાનો ભૂતાત્મા કહે છે. ૧૨

**जीवसंज्ञोऽन्तरात्माऽन्यःसहजःसर्वदेहिनाम् ॥**
**येनवेदयतेसर्वंसुखंदुःखंचजन्मसु ॥ १३ ॥**

જે ક્ષેત્રજ્ઞની સાથે અન્ય શરીર (લીન્ગ શરીર) આવી ભુત થાય છે તેને જીવ એવી સંજ્ઞા આપવામાં આવી છે ને તેની મદદથી જીવાત્માને સુખ દુઃખનુ સર્વ જન્મમાં સ્મરણ થાય છે.

કેટલાક ટીકાકારો, જીવ સંજ્ઞામાં મન, બુદ્ધીને અહંકાર–નો સમાવેશ કરે છે નારદ તેનો અર્થ મહત્ થી કરે છે, પરમાત્મા સર્વ ચૈતન્ય મય હોવાથી સર્વ ઉપાધીથી રહીત જેને શુક્ષ્મ શરીરને સ્થુલ શરીર તેની આવીર્ભાવ શકતી છે. જીવ દેહ ધારી અંશ છે ને પ્રકૃતિયો તેનાં રૂપ છે. ૧૩

**तावुभौभूतसंपृक्तौमहान्क्षेत्रज्ञएवच ॥**
**उच्चावचेषुभूतेषुस्थितंतंव्याप्यतिष्ठतः ॥ १४॥**

આ બંને એટલે ક્ષેત્રજ્ઞ અને જીવ તેઓ પંચ તત્વોની સાથેજ મળેલા છે અને તેઓ સૃષ્ટીનાં સર્વ પ્રાણીઓની સાથે પણ સંબંધ ધરાવે છે. ૧૪

**असंख्यामूर्त्तयस्तस्यनिष्पतन्तिशरीरतः ॥**
**उच्चावचानिभूतानिसततंचेष्टयंतियाः ॥ १५॥**

તે જીવાત્મામાંથી–તે પરમાત્માના શરીર અને પ્રકૃતિમાંથી વેદાંતમાં જણાવા પ્રમાણે સમુદ્રમાંથી જેમ અસંખ્ય મોજાઓ ઉત્પન્ન થાય છે અને અગ્નિમાંથી અસંખ્ય અંગાર–તણખા નીકળે છે તેજ પ્રમાણે હજારો જીવોની ઉત્પત્તિ થાય છે અને તેઓ પોતપોતાના કર્મ કરવામાં પ્રવૃત્ત થાય છે. ૧૫

**पञ्चभ्यएवमात्राभ्यःप्रेत्यदुष्कृतिनांनृणाम् ॥**
**शरीरंयातनार्थीयमन्यदुत्पद्यतेध्रुवम् ॥ १६ ॥**

આ પરમાત્મા શીવાયનું બીજુ એક પંચમહાભુતનું શરીર–જીવને રહેવાનું ઘર બનેલું છે તે જીવ જે જે સારા ખોટાં કર્મ કરે છે તેનાં સુખ દુઃખ ખમવાને માટે જ છે અર્થાત્ આત્મા અમર છે અને એક શરીરમાંથી અમુક કાળે તેનો ત્યાગ કરીને બીજા શરીરમાં પ્રવેશે છે ત્યાં તેને પોતાના પુર્વ જન્મમાં કહેલા પુણ્ય પાપનાં ફલ ભોગવવાં પડે છે. આ પંચમહા ભુતનું શરીર તે જીવનાં કરેલાં કર્મનાં પરિણામ રૂપ સુખ દુઃખને ભોગવવાને માટેજ છે. ૧૬

तेनानुभूयतायामीःशरीरंणेहयातनाः ॥
तास्वेवभूतमात्रासुप्रलीयन्ते विभागशः॥१७॥

આ પ્રમાણેનું સુખ દુઃખ ભોગવવાને માટેનું પંચમહા ભુતનું બનેલું ખોળીયું જીવનાં કર્મનાં પરિણામને ભોગવ્યા પછી પુનઃજીવ રહીત થઇ જાય છે અને યમરાજના દંડ ભોગવ્યા પછી તે પુનઃ જે પંચમહા ભુતોથી તેનું બંધારણ થયેલું હોય છે તેજ પંચમહા ભુતોમાં પાછું સમાઇ જઇને સ્થિત થઇ જાય છે. ૧૭

सोऽनुभूयासुखोदर्कान्दोषान्विषयसंगजान् ॥
व्यपेतकल्मषोऽभ्येतितावेवोभौमहौजसौ॥१८॥

શુદ્ધ આત્મા ઉપાધિયોને લઇને કલંકી થાય છે તેથી સુખ દુઃખનો ભોકતા થઇ આ સંસારમાં દુઃખી થાય છે પણ કર્મના પરીણામને આસકત થયા વીના કર્મ કરવામાં તે મંડયો રહે છે તો સર્વ પાપમાંથી અતિ રિકત રહીને અંતે બે-મહત્ અને પર બ્રહ્મમાં લીન થાય છે કારણ કે તે તેમનોજ અંશ છે.

મનુમહર્ષિનો ઉદ્દેશ બ્રહ્મ પરબ્રહ્મ, પરમાત્મા, જીવ વીગેરે અંશોનાં ભીન્ન ભીન્ન રૂપો વાંચક વર્ગને પૂર્ણ રીતે જણાવાં જોઇએ. ૧૮

तौधर्मपश्यतस्तस्यपापंचातन्द्रितौसह ॥
याभ्यांप्राप्नोतिसंपृक्तःप्रेत्येहचसुखासुखम्॥१९॥

પછી મહત્ અને પરમાત્મા આ જીવની બારીક પરીક્ષા કરે છે અને તેણે કરેલાં ધર્મ કર્મનો તેમજ તેને ભોગવવાને માટેનાં હજી બાકી રહેલાં પાપ કર્મનો યોગ્યા યોગ્ય વિચાર કરીને તેને આ લોક અથવા પરલોકમાં સુખ દુઃખ ભોગવવાને નિમે છે ૧૯

यद्याचरतिधर्मंसप्रायसोऽधर्ममल्पशः ॥
तैरेवचावृतोभूतैःस्वर्गेसुखमुपाश्नुते ॥ २० ॥

જે જીવે ઘણે ભાગે પુણ્ય કર્યું હોય છે અને સદાચરણી વર્તન રાખ્યુ હોય છે અને પાપ ઘણુજ થોડુ કર્યું હોય છે તો પછી તે પંચમહાભુત શરીરને ધારણ કરીને સ્વર્ગીય સુખને મેળવે છે. ૨૦

यदितुप्रायशोऽधर्मंसेवतेधर्ममल्पशः ॥
तैर्भूतैःसपरित्यक्तोयामीःप्राप्नोति यातनाः॥२१॥

પણ જો પુણ્ય ઘણુ થોડુ કર્યું હોય છે અને પાપ ઘણું કર્યું હોય છે તો તે જીવ મરણ પછી પંચમહાભુત તત્વોથી જુદો પડે છે અને સ્થુળ આત્મા રહીને યમની સખ્ત શીક્ષાને ભોગવે છે. ૨૧

यामीस्तायातनाःप्राप्यसजीवोवीतकल्मषः ॥
तान्येवपञ्चभूतानिपुनरप्येतिभागशः ॥२२॥

યમની શિક્ષાને ભોગવ્યા પછી પોતાનાં સર્વ પાપમાંથી શુદ્ધ થઇને પુનઃ જીવ પોતાના કર્મને યોગ્ય વર્ણના પંચ તત્વના શરીરમાં પ્રવેશ કરે છે. ૨૨

एतादृष्ट्वास्यजीवस्यगतीःस्वेनैवचेतसा ॥
धर्मतोऽधर्मतश्चैवधर्मेदध्यात्सदामनः ॥ २३ ॥

આ ઉપરથી માણુસે જીવને માટેની તેનાં કર્મ પ્રમાણોની આલોક તથા પરલોકમાં થતી સ્થિતિ તેમજ ધર્મ કર્મથી મળનાર સુખ અને પાપ કર્મથી ભોગવવાં પડતાં દુઃખનો વિચાર કરીને પુણ્ય કર્મ કરવા માટે હમેશાં પ્રયત્ન કરવામાંજ પોતાના મનને લગાડવું. ૨૩

सत्वंरजस्तमश्चैवत्रीन्विद्यादात्मनोगुणान् ॥
यैर्व्याप्येमान्स्थितोभावान्महान्सर्वानशेषतः २४

આત્માના ત્રણ ગુણ છે. સત્વ (સરસાઇ) રજસ (ચંચલાઇ) અને તમસ ( અંધકાર ) અને આ ત્રણવડે આખી સૃષ્ટીમાં તે વ્યાપ્ત છે. ૨૪

योयदैषांगुणोदेहेसाकल्येनातिरिच्यते ॥
सतदातद्गुणप्रायंतंकरोतिशरीरिणम् ॥ २५॥

આ ત્રણમાંથી જે ગુણ શરીર યુક્ત જીવ (માણસમાં) વધારે હોય છે તે માણુ· તેવી પ્રકૃતિનો છે એવી રીતે તે માણસને સર્વ ઓળખે છે. ૨૫

सत्वंज्ञानंतमोऽज्ञानंरागद्वेषौरजःस्मृतम् ॥
एतद्व्याप्तिमदेतेषांसर्वभूताश्रितंवपुः ॥ २६ ॥

માણસને જ્યારે વેદનું બરાબર જ્ઞાન હોય છે ત્યારેજ તેનામાં કોઇનું પણ સારૂ કરવાની ઇચ્છા થાય છે અને તે સત્વરૂપનું લક્ષણ છે અને તેનાથી ઉલટો જ્યારે તે કેવળ શાસ્ત્રથી અજ્ઞાન હોય છે ત્યારે તે સર્વના ઉપર અવગુણ કરે છે અર્થાત્ સદાચરણ વિરૂદ્ધ વર્તે છે અને તેવા માણસમાં તમસ્ ગુણ છે એમ કહેવાય છે અને જે માણસમાં અતિશય સ્નેહની અથવા તો દ્વેષની લાગણી છે તેવો માણસ રજોગુણી કહેવાય છે. ઉપરનાં લક્ષણથી પ્રત્યેક ગુણ ઓળખાય છે અને તેમાંના સર્વ અથવા એકાદ ગુણ પણ સૃષ્ટીનાં દરેક પ્રાણીમાં જોવામાં આવે છે. ૨૬

तत्रयत्प्रीतिसंयुक्तंकिञ्चिदात्मनिलक्षयेत् ॥
प्रशान्तमिवशुद्धाभंसत्त्वंतदुपधारयेत् ॥ २७ ॥

જ્યારે માણસના શરીરમાં સત્વ ગુણ હોય છે ત્યારે તેને પૂર્ણ સુખ જણાય છે તેને સારાં કામ કરવા ઉપર ભાવ થાય છે, નામ માત્ર પણ કલેશનાં લક્ષણ જણાતાં નથી તેમ અંતઃકરણમાં ઉજાસ માલૂમ પડે છે. ૨૭

यत्तुदुःखसमायुक्तमप्रीतिकरमात्मनः ॥
तद्रजोऽप्रतिघंविद्यात्सततंहारिदेहिनाम् ॥२८॥

પણ જ્યારે તેનાથી ઉલટું જ્યારે આત્માને અસંતોષ તથા દુઃખ થતુ હોય, ત્યારે તેને રજોગુણ જાણવો, રજોગુણ ઘણોજ પ્રબલ છે અને તેને વશ રાખવો તે મુશ્કલ છે જેનામાં રજોગુણ છે તે ઘણે ભાગે ઇંદ્રિય સુખ વૈભવમાંજ સદા નિમગ્ન રહે છે. ૨૮

यत्तुस्यान्मोहसंयुक्तमव्यक्तंविषयात्मकम् ॥
अप्रतर्क्यमविज्ञेयंतमस्तदुपधारयेत् ॥ २९ ॥

જ્યારે તમો ગુણ સર્વ કરતાં વધારે બળવાન હોય છે ત્યારે તમો ગુણીની પ્રકૃતિ કેવળ અંધકારમય થઇ જાય છે, તેની અક્કલ બ્હેરમારી જાય છે. સારાનરસાનો વિચાર તે કરી શકતો નથી, તેની વૃત્તિઓમાં વિષય સુખ તરફના વલણનો તર્ક પણ થઇ શકતો નથી અને તે સર્વ જગતને સૂન્ય જુવે છે અને માત્ર વિષયમાંજ આશકત જણાય છે. ૨૯

त्रयाणामपिचैतेषांगुणानांयःफलोदयः ॥
अग्र्योमध्योजघन्यश्चतंप्रवक्ष्याम्यशेषतः॥३०॥

હવે હું આ સર્વ ઉપરાંત આપ સર્વને આ ત્રણ ગુણોથી ઉત્પન્ન થનારાં શ્રેષ્ટ મધ્યમ અને કનીષ્ઠ ફળ પૂર્ણ રીતે કહીશ તે સાંભળશો. ૩૦

वेदाभ्यासस्तपोज्ञानंशौचमिन्द्रियनिग्रहः ॥
धर्मक्रियात्मचिन्ताचसात्विकंगुणलक्षणम् ३१

સત્વગુણનાં લક્ષણઃ—વેદનો અભ્યાશ

કરવો, તપ કરવું. જ્ઞાન મેળવવા પાછળ નિયમિત શ્રમ લેવો, દેહની તથા મનની શુદ્ધિ મેળવવી, જીતેન્દ્રીય થવું, પુણ્ય કર્મ કરવાં. ધર્મદાન તથા યજ્ઞાદિક કર્મ કરવાં અને બ્રહ્મનું ચિંતવન કરવું, એ સર્વ સત્વ ગુણનાં લક્ષણ છે. ૩૧

आरम्भरुचिताधैर्यमसत्कार्यपरिग्रहः ॥
विषयोपसेवाचाजस्रंराजसंगुणलक्षणम् ॥३२॥

રજસ્ ગુણનાં લક્ષણ. કાંઇ પણ કર્મ કરતા પહેલાં તેનાં પરિણામે શાં ફલ મળવાનાં છે તેની ઇચ્છા રાખવી, અને સહેજસાજ મુશ્કેલી વા દુઃખ આવી પડતાં આકુળવ્યાકુળ થઇ જવું વેદમાં જેવાં કર્મ કરવાની મના કરવામાં આવી હોય તેવાં કર્મો કરવાં, અને ગાનતાન તથા વિષયમાં હમેશાં નિમગ્ન રહેવુ. ૩૨

लोभःस्वप्नोऽधृतिःक्रौर्यंनास्तिक्यंभिन्नवृत्तिता॥
याचिष्णुताप्रमादश्चतामसंगुणलक्षणम् ॥३३॥

તમસ્ ગુણનાં લક્ષણ—દ્રવ્યવાન હોવા છતાં અસંતોષી રીતે દ્રવ્ય મેળવવાને માટેની ઉત્કટ ઇચ્છા—લોભ—આળસ કરીને હમેશાં દિવસનો મોટો ભાગ સુવામાં ગાળવો પૈસો મેળવ્યા છતાં તેનો સદ્ઉપયોગ કરવો નહિ તેમજ ઘટતો વ્યય પણ કરવો નહી. કૃપણ કૃર અને નાસ્તિક થવું અર્થાત્ મૃત્યુ પછી જીવને કરેલાં કર્મનાં સારાં વા નઠારાં કર્મ ભોગવવાં પડે છે અને સારાં કર્મ કરનાર જીવોનો મોક્ષ થાય છે તે તથા ઇશ્વર અસ્તિત્વ જીવને નહિ માનવું, પોતાના વેદ પ્રમાણે ધર્મનો લોપ કરવો, પોતાની પાસે વસ્તુ ન હોય તેને માટે સેજમાં બીજાની પાસે જઈ તે વસ્તુની માગણી કરવી તેમજ ધર્મ કાર્યમાં પ્રમાદ કરીને તેમનો અનાદર કરવો આ સઘળાં તમસ્ ગુણનાં લક્ષણો જાણવાં. ૩૩

त्रयाणामपिचैतेषांगुणानांत्रिपुतिष्ठताम् ॥
इदंसामासिकंज्ञेयंक्रमशोगुणलक्षणम् ॥ ३४॥

આ સત્વ, રજસ્ અને તમસ્ ગુણો, ભુત ભવિષ્ય અને વર્તમાન એ ત્રણ કાળમાં વિદ્વવાન હોય છે તેનાં અનુક્રમે આગળ ઉપર કહેવામાં આવશે તેતે લક્ષણો તેતે સમયને માટે જાણવાં. ૩૪

यत्कर्मकृत्वाकुर्वंश्चकरिष्यंश्चैवलज्जति ॥
तज्ज्ञेयंविदुषासर्वंतामसंगुणलक्षणम् ॥ ३५ ॥

જે કામ કર્યા પછી—કરતો હોય ત્યારે અથવા તો જે કામ ભવિષ્યમાં કરવાની ઇચ્છા રાખતો હોય તેવા કામને માટે કરનાર શરમાતો હોય તો તે તેનું શરમાળપણું તમો ગુણનું એક લક્ષણ છે એમ વેદજ્ઞ માણસોનું ધારવું છે. ૩૫

येनास्मिन्कर्मणालोकेख्यातिमिच्छतिपुष्कलाम्
नचशोचत्यसंपत्तौतद्विज्ञेयंतुराजसम् ॥ ३६ ॥

તેજ પ્રમાણે જ્યારે કોઇ માણસ મ્હોટી કીર્તી મેળવવાની આશા રાખીને કોઈ પણ મ્હોટું કામ કરવાને માથે લે અને તે કામમાં તે નિષ્ફલ થાય તો પણ જો ત્હેને કાંઈ પણ શોક ન થાય ત્યારે તેવા માણસને રજો ગુણી જાણવો અર્થાત્ દુઃખમાં પણ જે માણસ પોતાના મનને પ્હેલાંના જેવુંજ ધૈર્યવાન રાખી શકે છે ત્હેના તે ગુણને રજસ્ ગુણનુ લક્ષણ જાણવું. ૩૬

यत्सर्वेणेच्छतिज्ञातुंयन्नलज्जतिचाचरन् ॥
येनतुष्यतिचात्मास्यतत्सत्त्वगुणलक्षणम्॥३७॥

જે કામ કરવાથી માણુસને વેદની સર્વ શાસ્ત્રાઓનું જ્ઞાન સંપાદન થાય છે, અને જેવા કાર્યને કરવાથી માણુસ ત્રણે કાળમાં જરા પણ લાજતો નથી, અથવા તો જે જે કામ કરવાથી કાર્યના કરનારના આત્માને સંતોષ થતો હોય તેવાં કાર્ય કરવાં તે સત્વ ગુણનુ લક્ષણ છે. ૩૭

तमसोलक्षणंकामोरजसस्त्वर्थउच्यते ॥
सत्वस्यलक्षणंधर्मःश्रैष्ठ्यमेषांयथोत्तरम् ॥३८॥

કામની અતિશય ઇચ્છા હોય તે તમો ગુણનું મુખ્ય લક્ષણ છે, દ્રવ્ય મેળવવાવી અને દ્રવ્ય સંચય કરી રાખવાની અતિશય ઇચ્છા થવી તે રજો ગુણનું મુખ્ય લક્ષણ છે અને ધર્મ કર્મ કરવામાં વધારે પ્રવૃત રહેવું તે સત્વ ગુણનું મુખ્ય લક્ષણ છે, તેમાં પણ એકના કરતાં બીજો અને તેના કરતાં ત્રીજો વધારે શ્રેષ્ટ ગણાય છે અર્થાત્ કામની ઇચ્છા કરતાં સંપત્તિની ઇચ્છા વધારે સારી છે અની સંપતિ મેળવવાની ઇચ્છા રાખવા કરતાં ધર્મ કર્મમાં ઇચ્છા રાખવી તે સર્વના કરતાં ઉત્તમ છે. ૩૮

येनयस्तुगुणेनैषांसंसारान्प्रतिपद्यते ॥
तान्समासेनवक्ष्यामिसर्वस्यास्ययथाक्रमम् ३९

હવે આ ત્રણ ગુણોનાં જે જે મુખ્ય લક્ષણો કહ્યાં તે તે લક્ષણોને લીધે માણુસ કેવાં કેવાં કર્મ કરે છે અને તેના પરિણામે શાં શાં ફલ તેને ભોગવવાં પડે છે તે તે હું આપ સર્વને પૂર્ણ રીતે કહી સંભળાવીશ.૩૯

देवत्वंसात्विकायान्तिमनुष्यत्वंचराजसाः ॥
तिर्यक्त्वंतामसानित्यमित्येषात्रिविधागतिः ४०

જે પ્રમાણે માણુસનામાં ત્રણ ગુણ રહેલા છે તેજ પ્રમાણેની મરણ પછીની તેની ગતી પણ કહેલી છે અથવા જો માણુસમાં સત્વ ગુણનું પ્રધાનપણું હોય છે તો તેવો માણુસ મરણ પછી દેવત્વને પામે છે અર્થાત્ દેવલોકને પામે છે જેઓ રજોગુણી છે તેઓ મરણ પછી મનુષ્યત્વને પામે છે એટલે પુનઃ મનુષ્ય અવતાર ધારણ કરે છે અને જેઓ તમોગુણી છે તેઓ મૃત્યું પછી પશુત્વને પામે છે અર્થાતૂ મરણ પછી પશુયોનીમાં જન્મ ધારણ કરે છે આ પ્રમાણેની જીવની મરણ પછીની ત્રણ પ્રકાર. ની ગતી થાય છે. ૪૦

त्रिविधात्रिविधैषातुविज्ञेयागौणिकीगतिः ॥
अधमामध्यमाग्र्याचकर्मविद्याविशेषतः ॥४१॥

પણ તેમાં હે મહાત્માઓ જે ત્રણ પ્રકારની ગતી આપને કહી તેના પણ ઉત્તમ મધ્યમ અયે કનીષ્ટ તેવા પાછા ત્રણ પ્રકાર છે અને તે પ્રમાણે થવું તે માણુસના ગુણ અને કર્મ ઉપર આધાર રાખે છે. ૪૧

स्थावराःकृमिकीटाश्चमत्स्याःसर्पाःसकच्छपाः॥
पशवश्चमृगाश्चैवजघन्यातामसीगतिः ॥ ४२ ॥

તમોગુણને લીધે ઉપર જણાવ્યા પ્રમાણે માણુસ મરણ પછી નીચી પ્રતિનાં પશુની યોનીમાં જન્મ ધારણ કરવાને પ્રાપ્ત થાય છે આ પ્રાણી તે સ્થાવર વસ્તુ અર્થાત્–વૃક્ષ, છોડ, લતા વિગેરે તેમજ નાના જીવો જેવાં કે જંતુઓ કીડાઓ, માછલાઓ, સાપ, કાચબા પશુ જંગલી પ્રાણીઓ, વિગેરે સમજવાં. ૪૨

हस्तिनश्चतुरङ्गाश्चशूद्राम्लेच्छाश्चगर्हिताः ॥
सिंहाव्याघ्रावराहाश्चमध्यमातामसीगतिः॥४३॥

તમો ગુણને લીધે પણ તેમાં પણ જો

તમો ગુણીનાં કર્મ મધ્યમ હોય તો તેના પ્રમાણે મધ્યમ વર્ગનાં પશુઓને પેટ અથવા તો મનુષ્ય પ્રાણીમાં નીચાં માણસોને પેટ તેને મરણ પછી અવતાર ધરવો પડે છે. તેવાં પ્રાણીઓમાં હાથી, ઘોડા, શુદ્ર જેને ચાર વર્ણમાં ઘણીજ ઉતરતી પંકતીનાં ગણવામાં આવે છે, તેમજ જંગલી પ્રાણીઓ જેમને સર્વ સારા માણસો ધિક્કારથી જુવે છે, સિંહ, વાઘ અને સુવર ભુંડ વિગેરેનો સમાવેશ થાય છે. ૪૩

चारणाश्चसुपर्णाश्चपुरुषाश्चैवदाम्भिकाः ॥
रक्षांसिचपिशाचाश्चतामसीषूत्तमागतिः॥४४॥

તમો ગુણી માણસે કર્મ કરેલાં હોય તે તેની પંકતીના માણસોનાં કુકર્મ કરતાં ઘણાં સારાં હોય છે તો તેમનાં પ્રમાણમાં તે ઉત્તમ પશુ વિગેરેને પેટ મરણ પછી જન્મ ધરે છે અને તેવો તમો ગુણી મરણ પછી ચારણ, સુવર્ણ–એક જાતના પક્ષી, ગવૈયા—દોરડા ઉપરના ચડનારા મદારી લોકો, નટ લોકો, રાક્ષસો અને પીશાચો વિગેરેમાં અવતરે છે. ૪૪

झल्लामल्लानटाश्चैवपुरुषाःशस्त्रवृत्तः ॥
द्यूतपानप्रसक्ताश्चजघन्याराजसीगतिः ॥४५॥

રજોગુણી જો અધમ પ્રકારનાં કર્મ કરે છે તો તે તેનાં તેવાં કર્મને લીધે તેવીજ અધમ ગતીને પામે છે અર્થાત્ એવા ગુણ વાળા માણસો મલ્લ લોકો અને નટો જેઓનો ધંધો પટા ખેલવાનો, નાચવાનો અથવા તો કુસ્તી દાવ વિગેરે કરવાનો છે તે હોય છે અથવા તો તેવા માણસો મદ્યપાન કરનારા અથવા તો તેવાંજ બીજા દુર્વ્યસન કરનારા હોય છે. ૪૫

राजानःक्षत्रियाश्चैवराज्ञश्चैवपुरोहिताः ॥
वादयुद्धप्रधानाश्चमध्यमाराजसीगतिः ॥ ४६ ॥

પરંતુ જે રજોગુણી હોય છે પણ અતિશય રજોગુણી નથી તેવા માણસોને મધ્યમ ગતી પ્રાપ્ત થાય છે અર્થાત્ તેવા માણસો રાજા ક્ષત્રીઓ અથવા તો રાજ્યગોર અને યુદ્ધમાં કુશળ યોદ્ધાઓ અથવા તો સંવાદ કરવામાં કુશળ પંડિતો હોય છે.૪૬

गन्धर्वागुह्यकायक्षाविबुधानुचराश्चये ॥
तथैवाप्सरसःसर्वाराजसीषूत्तमागतिः ॥ ४७ ॥

અને રજોગુણમાં હોવા છતાં પણ ઉત્તમ કર્મને કરનાર તો ગાંધર્વો. સ્વર્ગના ગવૈયાઓ ગુહ્યક ધનના ભંડારી કુબેરના સેવકો જેઓ બાળકોને હેરાન કરનાર છે તેઓ, યક્ષો જેઓ કુબેરના ધનના ભંડારના રક્ષક છે તેઓ, વિદ્યાધર જેઓ દેવતાઓના સેવકો છે તેઓ અને અન્ય દેવાંગનાઓ જેવી રૂપવતી અપ્સરાઓજ છે. ૪૭

तापसायतयोविप्रायेचवैमानिकागणाः ॥
नक्षत्राणिचदैत्याश्चप्रथमासात्विकीगतिः ।४८॥

સાત્વીક વૃત્તિ વાળાઓમાં પ્રથમ પંકિતના યતિ, તપસ્વિ (જેઓનો વાસ મેરૂ પર્વત ઉપર છે તેઓ) બ્રાહ્મણો, જે દેવતાઓ મધ્ય આકાશે પોતાના હવાઇ મંદિરોમાં ફરતા હોય છે તેવા વિમાન દેવતાઓ, અને દૈત્યો છે અહીંયા કેટલાક વિદ્વાનો દૈત્યને બદલે સિદ્ધ એવો અર્થ પણ કરે છે.૪૮

यज्वानऋषयोदेवावेदाज्योतींषिवत्सराः ॥
पितरश्चैवसाध्याश्चद्वितीयासात्विकी गतिः४९

યજ્ઞ કરનાર, ૠષિઓ, વનમાં રહેનારા તપસ્વિઓ, તેમજ દેવતાઓ અથવાતો વે-

દના અભિમાની દેવતાઓ, તેમજ ધ્રુવ અને જ્યોતી રૂપી તારાઓ અને નક્ષત્રો, વર્ષ અને કાળના અનેક પ્રમાણોનું જ્ઞાન ધરાવનાર અને સો વરસનું પાન કરનાર તેઓ સાત્વીક ગુણવાળા મધ્યમ પંક્તિના કહેવાય છે. ૪૯

ब्रह्माविश्वसृजोधर्मोमहानव्यक्तमेवच ॥
उत्तमांसात्विकीमेतांगतिमाहुर्मनीषिणः ॥५०॥

વળી પંડીતોએ કહેલું છે કે ચાર મુખ વાળા બ્રહ્મા, વિશ્વ સૃજ એવા મરિચિ વિગેરે અને દેહધારી ધર્મ અને મહાન્ એટલે શાસ્ત્રમાં બુદ્ધિ નામથી સાખ્ય પ્રખ્યાત દેવતા અને અવ્યક્ત એટલે મુળ દેવતા જેને સાંખ્ય શાસ્ત્રમાં કારણરૂપ ગણવામાં આવે છે તેમને સર્વ સાત્વીક ગુણની શ્રેષ્ટ પંકતી ગણવામાં આવેલ છે નારદના ધારવા પ્રમાણે અવ્યક્ત એટલે અહમ્-હુંપદ એવો અર્થ થાય છે અને મેધાતીથી परब्रह्म એવો અર્થ કરે છે.

एषसर्वःसमुद्दिष्टस्त्रिप्रकारस्यकर्मणः ॥
त्रिविधस्त्रिविधःकृत्स्नःसंसारःसार्वभौतिकः॥५१

આ પ્રમાણે સૃષ્ટીનાં સર્વ પ્રાંણી માત્રને માટેની મરણ પછીની ત્રણ પ્રકારની ઉત્તમ મધ્યમ અને કનીષ્ટ એવી કરણી જે ત્રણ જાતની છે અને વળી જેનાં ત્રણ અંગો છે અને જેમાં સૃષ્ટીનાં સર્વ પ્રાણીનું વર્ણન આવી જાય છે. તે મેં આપને સવિસ્તર કહી. ૫૧

इन्द्रियाणांप्रसंगेनधर्मस्यासेवनेनच ॥
पापान्संयातिसंसारानविद्वांसोनराधमाः ।५२।

ઇંદ્રિય સુખમાંજ હમેશાં લીન રહેવાથી તેમજ નિંદીત આચરણથી ચાલવાથી અને પ્રાયશ્ચિત અને તેવાંજ પાપ નીવારણ ધર્મ કર્મ ન કરવાથી મૂઢ માણસ પણ ઘણીજ અધમમાં અધમ વર્ણને પામે છે. ૫૨

यांयांयोनिंतुजीवोऽयंयेनयेनेहकर्मणा ॥
क्रमशोयातिलोकेऽस्मिंस्तत्तत्सर्वंनिबोधत ।५३।

હવે આવાં તેનાં પાપ કર્મને લીધે તે માણસ કયી યોનીમાં જન્મ ધારણ કરે છે અને ત્યાં જન્મ ધર્યા પછી પણ તેની કેવી ગતી થાય છે તે સર્વ આપને વિસ્તારથી કહુંછું તે સાંભળશો. ૫૩

बहून्वर्षगणान्घोरान्नरकान्प्राप्यतत्क्षयात् ॥
संसारान्प्रतिपद्यन्तेमहापातकिनस्त्विमान् ।५४।

બ્રહ્મહત્યાદિ મહાપાતકનો કરનાર જીવ ઘણાં વર્ષો સુધી ઘણાજ ભયંકર નર્કમાં રહે છે અને તેની તે શીક્ષાની મુદત પૂર્ણ થતાં તેના શેષ રહેલા પાપની પૂર્ણ શિક્ષા ભોગવવાને માટે આ લોકમાં જન્મ ધરે છે. ૫૪

श्वसूकरखरोष्ट्राणांगोजाविमृगपक्षिणाम् ॥
चण्डालपुक्कसानांचब्रह्महायोनिमृच्छति ।५५।

બ્રહ્મહત્યા કરનાર ભયંકર નર્કને ભોગવ્યા પછી તેના બાકીના પાપનાં ફળ ભોગવવાને માટે કુતરા, ડુકર, ગધેડા, ઉંટ, ગાય, બકરા, ઘેટા, પક્ષી, હરણ, ચંડાળ પુલ્કશ વિગેરેના જન્મને ધારણ કરેછે. આંટલાં પ્રાણીમાંથી તેના પાપના ક્રમ પ્રમાણેની ચઢતી ઉતરતી વ્યક્તીમાં તે જન્મેછે. ૫૫

कृमिकीटपतङ्गानांविड्भुजांचैवपक्षिणाम् ॥
हिंस्राणांचैवसत्वानांसुरापोब्राह्मणोव्रजेत् ।५६।

સુરાપાન કરનાર બ્રાહ્મણ મૃત્યુ પછી નાના મોટા કીડા, પતંગીયા–ઉધાઇ, નર્કખાઇને રહેનારાં પશુ પક્ષીયો અથવા તો હિંસક પ્રાણીયોમાં તે જન્મ પામે છે. ૫૬

लूताहिसरठानांच तिरश्चांचाम्बुचारिणाम् ॥
हिंस्राणांचपिशाचानांस्तेनोविप्रःसहस्रशः ।५७।

જે બ્રાહ્મણે બ્રાહ્મણનું સોનું ચોર્યું છે તે હજારો વખત કરોળીયા-કેટલાક એમ પણ કહે છે કે વિંછી, સર્પ, ગરોળી, જળચર પ્રાણીઓ જેવાં કે મગરમચ્છ, સુસવાટ, મગર વિગેરેનો તેમજ નાશ કારક પિસાચના અવતારને પામે છે. ૫૭

तृणगुल्मलतानांचक्रव्यादांदंष्ट्रिणामपि ॥
क्रूरकर्मकृतांचैवशतशोगुरुतल्पगः ॥ ५८ ॥

જે માણુસે પોતાના ગુરૂની સ્ત્રી સાથે સંભોગ કર્યો હોય છે તેવો માણુસ સો વખત અનેક પ્રકારનાં ઘાસ, વનસ્પતિ અને લતાઓના જીવને પામે છે. તેમજ માંસાહારી પ્રાણીઓ-ગીધ્ર વિગેરેમાં અને ડંખવાળાં પ્રાંણીઓમાં અથવા તો, ક્રુર કર્મ કરનારાં એટલે સિંહ, વાઘ વરૂ વિગેરેમાં જન્મ ધરે છે. ૫૮

हिंस्राभवन्तिक्रव्यादाःकृमयोऽभक्ष्यभक्षिणः ॥
परस्परादिनःस्तेनाःप्रेतान्त्यस्त्रीनिषेविणः ।५९।

જે માણુસો બીજાને હેરાન કરવાથીજ ખુશ રહે છે, તેવા માણુસો માંસાહારી પ્રાણી જન્મેછે. જેઓ અયોગ્ય જે મના કરેલો ખોરાક ખાય છે તેઓ કીટયોનિમાં જન્મે છે ચોર માણુસો મરણ પછી પોતાનીજ જાતનાં પ્રાણી ઉપર ગુજરાન ચલાવનારાં પ્રાણીઓમાં જન્મ ધરે છે અને જેઓ નિચ વર્ણની સ્ત્રીસાથે વિલાસ કરે છે તેઓ પ્રેતયોનિમાં જન્મ પામે છે. ૫૯

संयोगंपतितैर्गत्वापरस्यैवचयोषितम् ॥
अपहृत्यचविप्रस्वंभवतिब्रह्मराक्षसः ॥ ६० ॥

જે માણુસ પતીતની સાથે વ્યવહાર રાખે છે, જે માણુસ પરસ્ત્રિ સાથે સંબંધ રાખે છે અને જે બ્રાહ્મણની મીલક્ત ચોરે છે, તેવા માણુસો મરણ પછી બ્રહ્મરાક્ષસ જન્મે છે. ૬૦

मणिमुक्ताप्रवालानिहृत्वालोभेनमानवः ॥
विविधानिचरत्नानिजायतेहेमकर्तृषु ॥ ६१ ॥

જે માણુસ લોભને લીધે મણી, માણેક હીરા, રત્ન અથવા તો તેવાં બીજાં મૂલ્યવાન રત્નોને ચોરી લેછે તે માણુસ સુવર્ણકાર-સોનીનો જન્મ ધરે છે કેટલાક વિદ્વાનો એમ પણ કહે છે કે તે હેમકાર નામના પક્ષીનો જન્મ પામે છે. ૬૧

धान्यंहृत्वाभवत्याखुःकांस्यंहंसोजलंप्लवः ॥
मधुदंशःपयःकाकोरसंश्वानकुलोघृतम् ॥ ६२ ॥

ધાન્ય ચોરનાર ઉંદર જન્મે છે, પીતળ અથવા કાંસુ ચોરનાર હંસ જન્મે છે, જળને ચોરનાર પ્લવ નામના પક્ષીનો જન્મ ધરે છે, મધ ચોરનાર ઝીણા અવાજવાળાં જંતુઓમાં ડાંસ-મચ્છર-જન્મે છે, દુધ ચોરનાર કાગડો જન્મે છે ગોળ અથવા શેરડીનો રસ ચોરે છે તો ચોરનાર કુતરો અવતરે છે અને ઘી અથવા માંખણનો ચોરનાર નોળીયાનો જન્મ પામે છે. ૬૨

मांसंगृध्रोवपांमद्गुस्तैलंतैलपकःखगः ॥
चीरिवाकस्तुलवणंबलाकाशकुनिर्दधि ॥ ६२ ॥

માંસ ચોરવાથી ગીધનો જન્મ આવે છે. ચરબીનો ચોરનાર મદ્ગુ નામના જળચર પક્ષીનો જન્મ પામે છે તેલ ચોરવાથી ચોરનાર પૂનઃજન્મમાં તેલ પાયીક નામના જંતુનો અવતાર પામે છે અને મીઠું ચોરનાર ચીરીવાક ઉંચે સ્વરે બોલનાર પક્ષી

તરીકે જન્મે છે અથવા તો ચામાચીડીયું જન્મે છે અને દહીં અથવા છાશનો ચોરનાર બલાક પક્ષીનો જન્મ પામે છે. ૬૩

कौशेयंतित्तिरिर्हत्वाक्षौमंहत्वातुदर्दुरः ॥
कार्पासतान्तवंक्रौञ्चोगोधागांवाग्गुदोगुडम् ६४

રેશમી વસ્ત્ર ચોરવાના પાપને લીધે ચોરનાર તેના પછીના જન્મમાં તિતર પક્ષીનો જન્મ પામે છે. શણના બનેલા વસ્ત્રની ચોરી કરી હોય તો તેમ કરનાર દેડકો થાય છે કપાસ–સુતરનાં બનેલાં વસ્ત્રો ચોરનાર, કૌંચ પ્રાણી અવતરેછે અને ગાયને ચોરનાર ઘોનો અવતાર પામે છે અને ગોળ ચોરનાર વાગ્ગુદ પક્ષી અવતરે છે. ૬૪

छुच्छुन्दरिःशुभान्गन्धान्पत्रशाकंतुबर्हिणः ॥
श्वाविल्कृतान्नंविविधमकृतान्नंतुशल्यकः ॥६५॥

કસ્તુરી અથવા તો તેવાંજ સુગંધદ્રવ્યો અત્તર–સુગંધ મય તેલો વિગેરે ચોરનાર છંછુદર અવતરે છે શાકભાજી ચોરનાર મોર અવતરે છે જાત જાતના રાંધેલા ખોરકને ચોરનાર સાહુડીનો અવતાર પામે છે અને ન રાંધેલાં અન્ન–દાણા વિગેરે ખાવાનાં ધાન્ય ચોરનાર શલ્યક પ્રાણી ( દેડકો ) જન્મે છે. ૬૫

बकोभवतिह्त्वाग्निंगृहकारीह्युपस्करम् ॥
रक्तानिह्त्वावासांसिजायतेजीवजीवकः॥६६।

અગ્નિનો ચોરનાર બક નામના પક્ષીનો અવતાર ધરે છે (બગલો થાય છે) ઘરમાં ઉપયોગી વાસણ કુસણ સરસામાન વિગેરે ચોરનાર જે માંખી માટીનાં ઘર બાંધીને રહે તેવી માખીનો અવતાર પામે છે જેમને કુંભારકીટ કહે છે અને રંગેલા વસ્ત્રોની ચોરી કરનાર ચકોર પક્ષીનો જન્મ પામેછે. ૬૬.

वृकोमृगभंव्याघ्रोऽश्वंफलमूलंतुमर्कटः ॥
स्त्रीमृक्षःस्तोककोवारियानान्युष्ट्रःपशूनजः॥६७॥

હરણ અથવા હાથીને ચોરનાર વરૂ જેવા હીંસક પ્રાણીનો અવતાર પામે છે, અને ઘોડા ચોરી જનાર વાઘનો અવતાર પામે છે કંદમુળ અથવા ફળફળાદિક ચોરી જનારને વાંદરાનો અવતાર આવે છે, પર સ્ત્રિનુ હરણ કરી જનાર ને રીંછનો અવતાર આવે છે પીવાના પાણીને ચોરનારને ચાતકનો જન્મ ધરવો પડે છે ગાડી અથવા તેવાં ચક્રવાહન ચોરવાને માટે ચોરી કરનારને ઉંટનો અવતાર ધારણ કરવો પડે છે આટલાં કહેવામાં આવ્યાં તે શીવાયનાં કોઇપણ બીજાં પ્રાણીનો ચોરનાર બકરો જન્મેછે. ૬૭

यद्वातद्वापरद्रव्यमपहृत्यबलान्नरः ॥
अवश्यंयातितिर्यक्त्वंजग्ध्वाचैवाहुतंहविः॥६८॥

કોઈ પણ પ્રકારની મીલકત બીજા માણુસની પાસેથી જોરજુલમથી ચોરીને લઇજનાર અને જે યજ્ઞ દ્રવ્યનો હોમ કરવામાં આવ્યો ન હોય ત્હેને ખાનાર તે માણુસ નિશંક પશુ યોનીમાં જન્મે છે. ૬૮

स्त्रियोऽप्येतेनकल्पेनहृत्वा दोषमवाप्नुयुः ॥
एतेषामेवजंतूनांभार्यात्वमुपयान्तिताः॥६९॥

જેમ ઉપર પ્રમાણેની ચોરી કરનાર પુરૂષને પશુ યોનીમાં જન્મ ધરવો પડે છે તેજ પ્રમાણે તેવાં કર્મ કરનાર સ્ત્રિને પણ તેજ પ્રમાણેની પશુ યોનીમાં સ્ત્રિ જાતીમાં અવતાર લેવો પડે છે. ૬૯

स्वेभ्यःस्वेभ्यस्तुकर्मभ्यश्च्युतावर्णाह्यनापदि॥
पापान्संसृत्यसंसारान्प्रेष्यतां यान्तिशत्रुषु ।७॥

ઉપર પ્રમાણેનાં નિષિદ્ધ કર્મનાં પરિણામો કહ્યા પછી મહામુની મનુએ કહ્યું કે હવે ચારે વર્ણને માટેના જે વેદોક્ત ધર્મ નિયમ કરેલા છે તે જો તેઓ ન કરે તો તેમને શાંશાં કર્મ ભોગવવાં પડે છે તે કહીશ બ્રાહ્મણ જો આપત્તિકાળ વિના તેને પોતાના ધર્મને અનુસરીને કરવા જેવાં જે પંચ યજ્ઞ વિગેરે નો ત્યાગ કરે છે તો તે તેના પૂનઃ જન્મમાં અધમ યોનીને પામે છે એટલુંજ નહી પણ પોતાના શત્રુનો દાસ થઇને રહે છે. ૭૦

वान्ताश्युल्कामुखःप्रेतोविप्रोधर्मात्स्वकाच्च्युतः॥
अमेध्याकुणपाशीचक्षत्रियःकटपूतनः ॥ ७१ ॥

જે બ્રાહ્મણ પોતાનાં કાર્યથી ભ્રષ્ટ થયો છે તે ઉલ્કામુખના પ્રેતના અવતાર ને પામે છે આવા પ્રેતને જવાળા મુખ પણ કહે છે કારણ કે તેના મ્હોંના ભાગમાં અગ્નિ હોય છે અને તેના કર્મ વાતાંસુ હોય છે અર્થાત્ તે ઓકી કાઢેલા પદાર્થને ખાય છે. ક્ષત્રીજો પોતાનાં કર્મથી ભ્રષ્ટ થાય તો કટપૂતન પ્રેતને પામે છે એટલે જે પ્રેત વિષ્ટા ખાઇને રહે છે અને જેના નાકમાંથી ગંધના ગોટે ગોટ નીકળતા હોય છે તેવા પ્રેતના અવતારને પામે છે. ૭૧

मैत्राक्षज्योतिकःप्रेतोवैश्योभवतिपूयभुक् ॥
चैलाशकश्चभवतिशूद्रोधर्मात्स्वकाच्च्युतः॥७२॥

પોતાના ધર્મથી ભ્રષ્ટ થયેલા વૈશ્ય તેના બીજા જન્મમાં મૈત્રાક્ષ જ્યોતિક નામના પ્રેતના અવતારને પામે છે અથવા તો કેટલાક વિદ્વાનોના મત પ્રમાણે તેનો પૂનજન્મમાં ધુવડનો અવતાર થાય છે અને તે હમેશાં વિજાતીય રક્ત, વિગેરે વિરક્ત પદાર્થો ખાયછે ધર્મ ભ્રષ્ટ શુદ્ર ચૈલાશક પ્રેતના અવતારને પામે છે ચૈલાશક એટલે જે પ્રેત શરીરમાં ઉત્પન્ન થનાર જીવ-જુઓ લીખો તથા પતંગીયા વિગેરે થાય છે. ૭૨

यथायथानिषेवन्तेविषयान्विषयात्मकाः ॥
तथातथाकुशलतातेषांतेषूपजायते ॥ ७३ ॥

અમુક વિષયમાં લીન થયેલો માણસ જેમ જેમ તેમાં વધારે વધારે વખત ગાળેછે તેમ તેમ તે વિષય ભોગવવામાં વધારે વધારે કુશળ થાય છે. ૭૩.

तेऽभ्यासात्कर्मणांतपांपापानामेल्पबुद्धयः ॥
संप्राप्नुवंतिदुःखानितासुतास्विहयोनिषु॥७४॥

આવા વિષયાંધો હમેશાં મતિહીણ હોય છે અને તેથી જેમ જેમ તેઓ વધારે વધારે વિષયમાં લીન થાય છે તેમ તેમ તેઓનાં પાપકર્મ પણ વધારે વધારે ગંભીર થતાં જાય છે અને તેના પરિણામે તેઓ તીર્યક યોનીમાં પણ અધમ જીવને પામીને આ સંસારમાં રહી વધારે વધારે દુઃખને ભોગવે છે. ૭૪

तामिस्रादिषुचोग्रेषुनरकेषुविवर्त्तनम् ॥
असिपत्रवनादीनिबन्धनच्छेदनानिच ॥७५॥

આવાં પાપી કર્મ કરનારને પહેલ વ્હેલા તો ચોથા અધ્યાયમાં કહી ગયા તેવાં તામીસ્ર અને તેવાંજ અઘોર નર્કનાં આમ તેમ અથડાઈ ને અમુકકાળ સુધી અત્યંત દુઃખ ભોગવવુ પડે છે અને ત્યાર પછી તેમને અસિ પત્રવન નામના અઘોર જંગલમાં આંમ તેમ અથડાવવામાં આવે છે જ્યાં આગળનાં વૃક્ષોનાં પાંદડાં તરવાર જેવાં હોવાથી તેમને શરીરપર છેદ પડે છે અને

અસહ્ય પીડા થાય છે અને ત્યાર પછી પણ બંધન અ્છેદન નર્કથાં તેમને પીડાવું પડે છે ૭૫

विविधाश्चैवसंपीडाःकाकोलूकैश्चभक्षणम् ॥
करम्भवालुकातापान्कुम्भीपाकांश्चदारुणान् ७६

આ સર્વ ઉપરાંત તેમને નાના પ્રકારનો બીજાં પણ અતિ તિવ્ર અને અસહ્ય દુઃખો જેવાં કે મ્હોટાં મ્હોટાં ગીધ-ગુડ અને સમળી જેવાં પક્ષીઓની ચાંચના પ્રહાર, ધગ ધગતી રેતીનાં રણમાં ચાલવું અને લોઢાના મોટા મોટા નળાઓમાં તળે તાપ હોય તેમાં શેકાવું અર્થાત્ કુંભીપાક નર્ક ભોગવવુ વે સર્વ ભોગવવાં પડે છે. ૭૬

संभवांश्चवियोनीषुदुःखप्रायासुनित्यशः ॥
शीतातपाभिघातांश्चविविधानिभयानिच॥७७॥

આપછી પણ તમને સર્વ જોવાથી પણ જેમને ઘણાં ધીક્કારે છે તેવાં પશુ પક્ષીમાં જન્મ ધરવો પડે છે અને ટાઢ તડકાનાં તેમજ હમેશના ભયનાં દુઃખને ભોગવવાં પડે છે ૭૭

असकृद्गर्भवासेषुवासंजन्मचदारुणम् ॥
बन्धनानिचकष्टानिपरप्रेष्यत्वमेवच ॥ ७८ ॥

આ પ્રમાણે એક પછી બીજી એમ અસંખ્ય વખત તેણને એક યોનીમાંથી બીજી યોનીમાં જન્મ ધરવો પડે છે અને ગર્ભાવસ્થાનાં દુઃખ ભોગવવાં પડે છે અને જન્મ થયા પછી પણ તેમને બીજા માણસે કેદ પકડયા હોય તેમ સાંકળે બંધાઇને દુઃખમાં જીંદગી પુરી કરવી પડે છે. ૭૮

बन्धुप्रियवियोगांश्चसंवासंचैवदुर्जनैः ॥
द्रव्यार्जनंचनाशंचमित्रामित्रस्यचार्जनम् ॥७९॥

અને તેમાં પણ દુઃખમાં પોતાનાં સગાં સંબંધીઓનો વિયોગ થાય છે અને જેમની સાથે દુઃખજ ઉત્પન્ન થાય તેમની સાથે રહેવું પડે છે દ્રવ્ય મેળવવાને માટે અતિશ્રમ લેવો પડે છે અને તેનો પણ નાશ થાય છે. સારા દોસ્તદારો મેળવવાતે ઘણું મુશ્કેલ થઇ પડે છે અને ઠેર ઠેર શતરૂઓ જણાય છે. ૭૯

जरांचवाप्रतीकारांव्याधिभिश्चोपपीडनम् ॥
क्लेशांचाविविधांस्तांस्तान्मृत्युमेवचदुर्जयम् ॥८०॥

આટલું છતાં પણ અંતમાં વૃદ્ધાવસ્થા જે નિવારવાને કોઇપણ ઉપાય નથી તે આવે છે તેની સાથે અસંખ્ય વ્યાધિથી શરીર રોગી અને અશક્ત થઇ જાય છે અને અંતે અજીતમૃત્યુ, પ્રાણીનો નાશ કરેછે. ૮૦

यादृशेनतुभावेनयद्यत्कर्मनिषेवते ॥
तादृशेनशरीरेणतत्तत्फलमुपाश्नुते ॥ ८१ ॥

માણસ દેહ ધરીને સંસારમાં જેવા સ્વભાવથી જે જે કામ કરશે તે તે રૂપ પ્રમાણેજ તેને કામનાં સારાં નરસાં ફળ ભોગવવાને પૂનઃજન્મમાં તેનો અવતાર થશે. કોઇપણ કામ કરતી વખતે કરનાર જો સાત્વીક મનથી તે કામ કરેછે તો તેના સારા ફળને લીધે તે પૂનઃજન્મમાં દેવ યોનિમાં જન્મ પામે છે. ૮૧

एषसर्वःसमुद्दिष्टःकर्मणांवः फलोदयः॥
निःश्रेयसकरंकर्मविप्रस्येदंनिबोधत ॥ ८२ ॥

ઉપર પ્રમાણેનાં નિષિદ્ધ કર્મથી થનાર પાપ અને પરિણામો આપને કહી સંભળાવ્યાં છે. હવે બ્રાહ્મણના કલ્યાણ અને મોક્ષને માટે તેણે શાં શાં શુભ કર્મ કરવાં જોઇએ તે કહીશ તે તમે સાંભળશો. ૮૨.

वेदाभ्यासस्तपोज्ञानमिन्द्रियाणांचसंयमः ॥
अहिंसागुरुसेवाचनिःश्रेयसकरंपरम् ॥ ८३ ॥

તેહેણે ઉપનિષદ વિગેરે વેદના ગ્રંથોને વાંચવા અને તેમના અર્થ બરાબર સમજવા કૃચ્છતપ વિગેરે તપ યજ્ઞ કરવાં, સત્યજ્ઞાન સંપદાન કરવું, જીતેન્દ્રિય થવું, કોઇપણ પ્રાણીને વિના પ્રયોજન દુઃખ થાય તેમ કરવું નહી અહિંસા ધર્મ પાળવો, અને પોતાના ગુરૂની બરાબર શેવા કરવી તેતે સર્વ સાધનો બ્રાહ્મણને મોક્ષ આપનાર છે. ૮૩

**सर्वेषामपिचैतेषांशुभानामिहकर्मणाम् ॥**
**किञ्चिच्छ्रेयस्करतरंकर्मोक्तंपुरुषंप्रति ॥ ८४ ॥**

મહામુની મનુએ બ્રાહ્મણના મોક્ષને માટેનાં ઉપરનાં સાધનો કહ્યાં તેમાં એક પણ વધારે ફળ આપનાર છે કે નહિ એવી રૂષિયોને શંકા થઇ જે શંકાનો નિરણય મનુએ નિચેના શ્લોકપરથી કર્યો. ૮૪

**सर्वेषामपिचैतेषामात्मज्ञानंपरंस्मृतम् ॥**
**तद्ध्यग्रयंसर्वविद्यानांप्राप्यतेह्यमृतंततः ॥८५॥**

ત્યારે મનુએ કહ્યું કે હે મહરષિયો તે સર્વ સાધનોમાં બ્રહ્મનું જ્ઞાન–આત્મ–જ્ઞાન તે સર્વ કરતાં અત્યુત્તમ છે કારણ કે સર્વ વિદ્યાશાસ્ત્રમાં તે પ્રધાન છે અને તે મોક્ષ મેળવવાને માટેનું મુખ્ય દ્વાર છે. ૯૫

**षण्णामेषांतुसर्वेषांकर्मणांप्रेत्यचेहच ॥**
**श्रेयस्करतरंज्ञेयंसर्वदाकर्मवैदिकम् ॥ ८६ ॥**

ઉપર પ્રમાણેનાં મનુષ્યને સુખ મેળવવાને માટેનાં જે છ સાધનો કહ્યાં તેમાં વેદનું જ્ઞાન–વેદમાં કહેવામાં આવેલા ધર્મ નિયમો કરવા તે વધારે સુખ આપનાર છે. કારણ કે તે પ્રમાણે વર્તનાર આ લોકમાં સુખ પામે છે એટલુજ નહી પણ પરલોકમાં પણ સુખ–મોક્ષને મેળવે છે. ૮૬

**वैदिकेकर्मयोगेतुसर्वाण्येतान्यशेषतः ॥**
**अन्तर्भवन्तिक्रमशस्तस्मिंस्तस्मिन्क्रियाविधौ ८७**

પરમાત્માની ઉપાસના (પરત્માને જાણવા માટેની ક્રિયામાં) ઉપર બતાવ્યાં તેવાં વેદનાં છ કર્મોનો સમાવેશ થઇ જાય છે કારણ કે વખતો વખત કરવામાં આવતી ક્રિયામાં એક અથવા બીજા એમ તે છ સાધનોનો સમાવેશ થઇ જાય છે અને સર્વ પરિણામે આ લોકમાં યા પરલોકમાં શ્રેય સ્કર છે. ૮૭

**सुखाभ्युदयिकंचैवनैःश्रेयसिकमेवच ॥**
**प्रवृत्तंचनिवृत्तंचद्विविधंकर्मवैदिकम् ॥ ८८ ॥**

વૈદીક કર્મ બે પ્રકારનાં છે પ્રવત અને નિવત જેમાં પ્રવત્ત કામ કરનારને એટલે હોમ યજ્ઞ કરનારને સંબારમાં પ્રવતિ રૂપ સુખની પ્રાપ્તી થાય છે જ્યારે નિવૃત્ત કર્મ કરનારને આ સર્વ સંસારીક સુખનો અલાભ મળતાં પરમ સુખનો લાભ થાય છે–મરણ પછી તેનો મોક્ષ થાય છે, ૮૮

**इहचामुत्रवाकाम्यंप्रवृत्तंकर्मकीर्त्यते ॥**
**निष्कामंज्ञानपूर्वंतुनिवृत्तमुपादिश्यते ॥ ८९ ॥**

જે કર્મ કરવાથી આ લોકમાં માણસને સુખની પ્રાપ્તી થાય છે તેમજ જીવતાં મરણ પછી મળનાર સુખની જે ઇચ્છા હોય તે પૂર્ણ થાય છે તેવાં કર્મને પ્રવૃત્ત કર્મ જાણવાં પણ જે કર્મ માણસ વર્તમાન અથવા તો ભવિષ્યમાં મળનાર બદલાની આશા વિના જ કરે છે અને જેનો મ્હોટો લાભ તેને માત્ર સત્યજ્ઞાનનોજ છે તેવાં કર્મને નિવૃત્ત કર્મ જાણવાં. ૯૯

**प्रवृत्तंकर्मसंसेव्यदेवानामेतिसाम्यताम् ॥**
**निवृत्तं ेवमानस्तुभूतान्यत्योतिपञ्चवै ॥ ९० ॥**

પ્રવૃત કર્મના અભ્યાસિને વારેવાર જન્મ ધરવો પડે છે પણ તે દેવગતીને પામે છે

અથવા તો તેનો જન્મ સારા કુળમાં તેનાં કર્મના લાભે કરીને થાય છે જ્યારે નિવૃત કર્મ કરનાર સ્થાવરત્વમાંથી દૂર થાય છે અથવા તો તેને જીવયોનિમાં જન્મ ધરવો પડે છે પણ પંચભુતાત્મક રૂપ લેવું પડતું નથી ૯૦

सर्वभूतेषुचात्मानंसर्वभूतानिचात्मनि ॥
समंपश्यन्नात्मयाजीवस्वराज्यमधिगच्छति॥९१

જે પુરૂષ સર્વ સમુદાયને પોતાની માફકજ ગણે છે એટલે પોતાના આત્માની માફક સર્વ ભુત ને જુવે છે ને પોતાના આત્માને પણ તેઓના આત્માની સાથે એકજ ગણે છે એટલે કે જે કોઇ પણ રીતે પ્રાણી માત્રમાં કઇ પણ જાતની જુદાઇ જોતો નથી એવો જ્ઞાની પુરૂષ આત્મયાજી હોઈ સ્વરાજ્ય ને એટલે પર બ્રહ્મ ને પામે છે ૯૧

શ્રીમદ્ ગીતાનાં જણાવ્યા પ્રમાણે મનુ મહર્ષીનુ એવું કેહેવું છે કે, જુદા જુદા દેવોની ભક્તી જુદા જાદા રૂપમાં નહી કરતાં સર્વ સ્થળે અને સર્વ દેવોમાં પોતામાં ને સર્વ પ્રાણી માત્રમાં પરમાત્મા પરમ બ્રહ્મ એક રૂપે તેમજ દેવનાં અનેક રૂપે હયાત છે માટે પરબ્રહ્મજ પુજનીય છે એમ જાણી બ્રહ્મનુ જ્યોતિ નિષ્ટોમ વીગેરે યજ્ઞથી પુજન કરેછે તેજ આ સંસાર બરોબર રીતે સમજે છે એટલે કે સંસારમાં પરમ બ્રહ્મ જુદા જુદા રૂપથીજ પોતાની સજાતીને પ્રકાશે છે.

यथोक्तान्यपिकर्माणिपरिहायद्विजोत्तमः।
आत्मज्ञानेशमेचस्याद्वेदाभ्यासेचयत्नवान् ९२॥

વેદમાં કહેવામાં આવ્યાં તેવાં અગ્નિહોત્ર વિગેરે કર્મનો ત્યાગ કરીને પણ બ્રાહ્મણે વેદનો અભ્યાસ કરવામાં, ઇંદ્રિયો ઉપર બરાબર સંયમ રાખવામાં અને વેદનાં ઉપનિષદનો અને પાઠ કરવામાં અને બ્રહ્મ પરમાત્માને ઓળખવામાં અવશ્ય યત્ન કરવો આ શ્લોક ઉપરથી વેદમાં કરેલાં બ્રાહ્મણને માટેનાં નિત્ય કર્મનો બ્રાહ્મણે ત્યાગ કરવો એમ અર્થ લેવાનો નથી પણ તે કર્મ કરતાં પણ વેદાભ્યાસ, જીતેદ્રિંયપણું અને બ્રહ્મ જ્ઞાન તે વધારે શ્રેય શ્કરછે એમ સમજવું. ૯૨

एतद्धिजन्मसाफल्यंब्राह्मणस्यविशेषतः॥
प्राप्यैतत्कृतकृत्योहिद्विजोभवतिनान्यथा ॥९३॥

આવા આત્મ–જ્ઞાન અને વેદના અભ્યાસથી દ્વિજનો જન્મ સફળ ગણાયછે અર્થાત્ બ્રાહ્મણ વર્ણમાં જન્મ અને તેમાં પણ બ્રહ્મનુ જ્ઞાન અને વેદના અર્થ જાણવા તે સર્વોતમ સમજવુ. ૯૩

હવે બ્રહ્મને જાણવાને માટે વેદની ખાસ જરૂર છે–એ પ્રમાણે વેદની પ્રશંશા કરીને તે બતાવી આપે છે.

पितृदेवमनुष्याणांवेदश्चक्षुःसनातनम् ॥
अशक्यंचाप्रमेयंचवेदशास्त्रमितिस्थितिः ॥९४॥

પિત્રિને દેવતાઓને અને સંસારનાં માણસોને સર્વને હવ્ય કવ્યનાં દાન વિગેરે કરવામાં વેદ તેજ અવિનાશી ચક્ષુ છે અર્થાત્ તેજ તેમનો ખરો–ધર્મછે, વેદ અપૌરૂષેય પણ છે અર્થાત્ વેદ શાસ્ત્ર કોઇ પણ રચી શકે તેમ નથી અને વેદ અપ્રમેય પણ છે કારણ કે મિમાંસા અને વ્યાકરણના સંપૂર્ણ જ્ઞાન વિના તેનાં અંગો કોઇ સમજી શકતું નથી ઇશ્વરની કૃપા અને તેજ પ્રમાણેની બુદ્ધિના બળવાળાજ વેદનો પાર પામે છે ૯૪

यावेदबाह्याःस्मृतयायोश्चकाश्चकुदृष्टयः ॥
सर्वास्तानिष्फलाःप्रेत्यतमोनिष्ठाहिताःस्मृताः९५

જે સ્મૃતિ વેદના આધાર વિના લખા યલી છે અને જે કરવાથી માણુસને સ્વર્ગ પ્રાપ્તી થાય છે જેવી કે ચૈત્યકી વંદના અથવા તો ચાર્વાક શાસ્ત્ર જેમાં દેવતાઓ ના અપૂર્વ નિરા કરણ રૂપ અસત્ત કર્મ મળ રૂપ શાસ્ત્ર છે તેવાં શાસ્ત્રના અભ્યાસ કોના સર્વયત્નો મરણુ પછી તેમને સ્વર્ગ મેળવી આપવામાં કેવળ નિષ્ફળ થાય છે એટલુંજ નહી પણુ તેવા અસત્ય માર્ગે ચા લનારાઓ મૃત્યુ પછી નર્કમાં પડે છે એવો મનું વિગેરેનાં મત છે. ૯૫

उत्पद्यन्तेच्यवन्तेचयान्यतोऽन्यानिकानिचित् ।
तान्यर्वाक्कालिकतयानिष्फलान्यनृतानिच ९६

આથી જે શાસ્ત્રનો આધાર વેદ ઉપર નથી તે સઘળાં આધુનીક શાસ્ત્રો ગણાય છે અને તેથી માણુસની કૃતિ હોવાથી તેમાં સત્ય હોતું નથી તેમનો થોડાજ વખતમાં નાશ થાય છે અને તેથી એવાં શાસ્ત્રને માનવામાં કાંઇ પણુ લાભ નથી. ૯૬

चातुर्वर्ण्यंत्रयोलोकाश्चत्वारश्चाश्रमाःपृथक् ॥
भूतंभव्यंभविष्यंचसर्ववेदात्प्रसिध्याति ॥९७॥

॥ ब्राह्मणोऽस्य मुखमासीत् ॥ બ્રાહ્મણુ તે વેદનું મુખ છે–બ્રહ્માના મુખમાંથી બ્રાહ્મણુની ઉત્પતિ છે એ વેદ વાકયમાંથી એ પ્રસિદ્ધ થાયછે કે ચારે વર્ણુ વેદના પ્રમાણેજ થયેલી છે અને સ્વર્ગ આદિ ત્રણુ લોક પણુ વેદ પ્રમાણેછે તેમજ બ્રહ્મચર્ય, ગૃહસ્થાશ્રમ, વાન પ્રસ્થ અને સન્યસ્થના જે ચાર આશ્રમો તે પણુ વેદના નિયમ પ્રમાણેજ થયેલા છે ત્રણુ કાળ ભુત વર્તમાન અને ભવિષ્ય કાળ પણુ વેદ પ્રમાણેજ થયેલા છે. ૯૭.

शब्दःस्पर्शश्चरूपंचरसोगंधश्चपञ्चमः॥
वेदादेवप्रसूयन्तेप्रसूतिगुणकर्मतः ॥ ९८ ॥

સ્થાવર પદાર્થોના ગુણો તેમજ પ્રાણી માત્રના ગુણ પણુ વેદમાંથીજ ઉત્પન્ન થયેલા છે અર્થાત્ શબ્દ, સ્પશ, રસ, રૂપ અને ગંધ એ ગુણુ ને વેદજ્ઞ બરાબર સમજે છે અને તેમ થવાની ઉત્પત્તિ રૂપ વેદજ છે અને તેજ પ્રમાણે સત્વ, રજસ, અને તમસ ગુણુને વિષે પણુ સમજવું ૯૮

बिभर्तिसर्वभूतानिवेदशास्त्रंसनातनम् ॥
तस्मादेतत्परंमन्येयज्जन्तोरस्यसाधनम् ॥९९॥

વેદ નિત્ય છે આનાદિ છે તે સૃષ્ટીનાં સર્વ પ્રાણી માત્રનો આધાર છે અને તેટલાજ માટે સર્વ પ્રાણી માત્રના શ્રેષ્ઠ સુખનોજ ઉત્તમ આધાર છે, કારણુ કે વેદના જ્ઞાનથીજ પ્રાણી ધ્યાન શીખે છે અને તે ધ્યાનથીજ બ્રહ્મને ઓળખે છે અને બ્રહ્મ જ્ઞાનથીજ પ્રાણી મૃત્યુ પછી મોક્ષ પામે છે. ૯૯

सेनापत्यंचराज्यंचदण्डनेतृत्वमेवच ॥
सर्वलोकाधिपत्यंचवेदशास्त्रविदर्हति ॥ १०० ॥

જે માણુસને વેદનું બરાબર જ્ઞાન છે તેનેજ સેનાનુઆધિ પત્ય કરવાનો, રાજ્ય ને ધારણુ કરવાનો, અને સર્વ ભુમીના ઉપર રાજ્ય કરવાનો અધિકાર છે અર્થાત્ તેવા જ્ઞાન વાળોજ પોતાનાં કામ કરવાં તે સારી રીતે સમજી પોતાની સત્તાનો સદ્ઉપયોગ કરી શકે છે. ૧૦૦

यथाजातबलोवह्निर्दहत्यार्द्रानीपद्रुमान् ॥
तथादहतिवेदज्ञःकर्मजंदोषमात्मनः ॥१॥

જે પ્રમાણે પ્રદિપ્ત થયેલો અગ્નિ લીલા રસનાં ભરેલાં વૃક્ષોને પણ બાળીને ભસ્મ કરી નાંખે છે તેજ પ્રમાણે જે માણુસ વેદનો પાઠ કરી ભણે છે અને તેના અર્થ સમજી શકે છે તે માણુસ પોતે કરેલાં પાપ કર્મનો નાશ પોતાને હાથેજ કરીને પોતાના દેહને અને આત્માને શુદ્ધ કરી નાંખે છે તેથી વેદનો અભ્યાસ સ્વર્ગ મેળવવાને માટે સહાયભુત થાય છે એટલુંજ નહી પણ તેથી અહીતનો નાશ થાય છે. ૧૦૧

वेदशास्त्रार्थतत्त्वज्ञोयत्रतत्राश्रमेवसन् ।
इहैवलोकेतिष्ठन्सब्रह्मभूयायकल्पते ॥२॥

વેદ શાસ્ત્રનો જે માણુસ બરાબર અર્થ સમજે છે તેવો વેદજ્ઞ માણુસ ગમે તે આશ્રમમાં રહેતો હોય છે છતાં પણ વેદના જ્ઞાનને લીધે તે મૃત્યુ પછી મોક્ષ મેળવી શકે છે. ૧૦૨

अज्ञेभ्योग्रान्थिनः श्रेष्ठाग्रन्थिभ्योधारिणोवराः।
धारिभ्योज्ञानिनःश्रेष्ठाज्ञानिभ्योव्यवसायिनः ३

અલ્પજ્ઞ કોણ? જે થોડુંજ ભણ્યો તેને મૂર્ખ જાણવો તેના કરતાં જે આખો વેદ વાંચી ગયો હોય તેને શ્રેષ્ઠ ગણવો અને તેના કરતાં પણ વેદને પૂર્ણ વાંચી ગયા પછી પણ જે માણુસ વેદની વાર્તાઓ બરાબર સ્મરણમાં રાખી શકે છે તે વધારે સારો છે અને તેવા માણુસ કરતાં પણ વેદના જે અર્થ અને સિદ્ધાંતોના અર્થને બરાબર સમજે છે તે વધારે સારો છે અને તે પ્રમાણેના ધર્મ નિયમોને પરિપૂર્ણ સમજ્યા પછી જે બરાબર પાળે છે તે સર્વથી શ્રેષ્ઠ છે. ૧૦૩

तपोविद्याचविप्रस्यनिःश्रेयसकरंपरम् ।
तपसाकिल्बिषंहन्तिविद्ययाऽमृतमश्नुते ॥४॥

તપ અને વેદનુ જ્ઞાન તે બ્રાહ્મણને માટે મોક્ષ મેળવવાનાં ઉત્તમ સાધનો છે. કારણ કે તપ કરવાથી તે પોતાનાં પાપનો નાશ કરે છે અને વેદના જ્ઞાનથી જન્મ મરણમાંથી તે હમેશને માટે બચે છે. ૧૦૪

प्रत्यक्षंचानुमानंचशास्त्रंचविविधागमम् ।
त्रयंसुविदितंकार्यंधर्मशुद्धिमभीप्सता ॥५॥

જે વિદ્વાન વેદનાં તત્વો સમજવાને ઇચ્છતો હોય તેણે પ્રત્યક્ષ પ્રમાણે જે પોતે પોતાની આંખ વડે જોઇને જાણી શકે છે કે આ ખોટું છે અને ખરૂ છે તથા અનુમાન કરવાથી મનમાં કલ્પના કરવાથી જે ખોટું ખરૂ સમજાય છે ને ત્રીજી વેદ અથવા સ્મૃતીના આધાર ઉપરથી જેનું સત્યાસત્ય સમજાય છે. આવાં ત્રણ પ્રમાણો ઉપર આધાર રાખીને વેદીક ગ્રંથોનો અભ્યાસ કરીને વેદનાં તત્વોને બરાબર સમજવાં એવો મનુ વિગેરેનો મત છે. ૧૦૫

आर्षंधर्मोपदेशंचवेदशास्त्राऽविरोधिना ॥
यस्तर्केणानुसंधत्तेसधर्मंवेदनेतरः ॥६॥

વેદ કોણ સમજે છે અને વેદને બરાબર કોણ સમજ્યો છે? રૂષિયોએ જેને હમેશાં સેવ્યો છે એવો વેદ જે માણુસ મિમાંશાની સહાયત્તાથી વાંચે છે તેજ તેનાં પ્રમાણને યોગ્ય રીતે સમજી શકે છે અને જે માણુસ મિમાસાંના સિદ્ધાંતો જાણતો નથી પણ તર્ક કરીને સમજવાને પ્રયત્ન કરે છે તે વેદને સમજતો નથી, માટે મિમાંસાને જાણનારો વેદ તથા તેના આધારે રચા-

વલી સ્મૃતિને જેણે વાંચી છે તેજ માણસ ધર્મ વેત્તા કહેવાય છે. ૧૦૬

नैःश्रेयसमिदंकर्मयथोदितमशेषतः ॥
मानवस्यास्यशास्त्रस्यरहस्यमुपदिश्यते ॥७॥

આ પ્રમાણે શ્રેયનાં—મોક્ષનાં સાધન કર્મ આપને યોગ્ય રીત્યા પરીપૂર્ણ વિસ્તારથી સમજાવ્યાં છે હવે માનવ ધર્મ શાસ્ત્રનો ગુહ્યાર્થ અથવા જે રહસ્ય તે હું આપને કહીશ તે સાંભળશો. ૧૦૭

अनाम्नातेषुधर्मेषुकथंस्यादितिचेद्भवेत् ॥
यंशिष्टाब्राह्मणाब्रूयुः सधर्मः स्यादशङ्कितः॥८॥

જો કોઇને એવી શંકા ઉત્પન્ન થાય કે આ માનવ ધર્મ શાસ્ત્રમાં તો સર્વ સામાન્ય નિયમો બતાવવામાં આવ્યા છે અથવા તો અમુક કાર્યને માટેના અમુક નિયમો દર્શાવવામાં આવ્યા નથી ત્યારે તેવાં કાર્યોને માટે સમયાનુંસાર શું કરવું ? આનો ઉત્તર એટલોજ છે કે જે જે ખાસ બાબતમાં વેદની સલાહ ન મળી આવે તેમાં શીષ્ટ બ્રાહ્મણો જે પ્રમાણે કરવાને કહે તેમ કરવું. ૧૦૮

धर्मेणाधिगतोयैस्तुवेदः सपरिबृंहणः ॥
तेशिष्टाब्राह्मणाज्ञेयाः श्रुतिप्रत्यक्षहेतवः ॥९॥

હવે શિષ્ટ બ્રાહ્મણ કોને કહેવા ? જેણે વેદનો તેનાં અંગો સાથે પૂર્ણ અભ્યાસ કર્યો છે અથવા જેણે વેદ, સ્મૃતિ, ઉપનિષદો વિગેરે વાંચ્યાં છે અને વાદવિવાદ થતાં પોતાનો મત તે તે શાસ્ત્રનાં પ્રમાણો આપીને સત્ય છે એમ ખાત્રી કરી આપી શકે છે તેને શિષ્ટ બ્રાહ્મણ જાણવો. ૧૦૯

दशावरावापरिषद्यंधर्मंपरिकल्पयेत् ॥
त्र्यवरावापिवृत्तस्थातंधर्मंनविचालयेत् ॥१०॥

કોઇ પણ વાતમાં શંશય પડતાં દશ સારા વિદ્વાન બ્રાહ્મણો, શિષ્ટ બ્રાહ્મણો મળીને પોતામાંથી એકાદને પ્રમુખ નીમીને જે નિર્ણય ઉપર આવે તે નિર્ણયને સત્ય માનવો અથવા જો દશ ન મળે અને ફક્ત ત્રણજ હોય અને તેઓમાં એકાદને અધ્યક્ષ નીમીને પછી વાદવિવાદ કરતાં જે નિર્ણય થાય તેનો ડાહ્યા માણસે સ્વીકાર કરવો કારણ કે તેઓ તે નિર્ણય તે વેદનાં પ્રમાણથી સિદ્ધ કરી આપે છે એટલે પછી તે નિર્વિવાદ થાય છે. ૧૧૦

त्रैविद्योहेतुकस्तर्कीनैरुक्तोधर्मपाठकः ॥
त्रयश्चाश्रमिणः पूर्वेपरिषत्स्याद्दशावरा ॥११॥

જ્યાં દશ વિદ્વાનોની સભા કરી છે ત્યાં તેના સભાસદોમાં એક પ્રમુખ હોવો જોઇએ અને તે અને બીજા બે મળીને ત્રણ દરેક જણ જૂદા જૂદા વેદને જાણનારા હોવા જોઇએ અથવા તો વેદની ત્રણ શાખાઓમાં પ્રવિણ હોવા જોઇએ, ત્યાર પછીના બાકીના અનુક્રમે શ્રુતિ તથા સ્મૃતિથી વિરૂદ્ધ નથી તેવાં ન્યાય શાસ્ત્રને જાણનાર, મિમાંસાના તર્કને જાણનાર, અને નિરૂક્ત તથા માનવ ધર્મ શાસ્ત્રને જાણનાર હોવા જોઇએ અને તે સાત થતાં બાકીના ત્રણ રહ્યા તે માટે દરેક આશ્રમના એક એકને નિમવા અર્થાત્ બ્રહ્મચારી, ગૃહસ્થ અને વાનપ્રસ્થને નિમવા.૧૧૧

ऋग्वेदविद्यजुर्विच्चसामवेदाविदेवच ॥
त्र्यवरापरिषज्ज्ञेयाधर्मसंशयनिर्णये ॥१२॥

ધર્મને વિશે જ્યારે સંદેહ પડયો હોય ત્યારે તેનો નિર્ણય કરવાને માટે રૂક્યજુ અને સામવેદમાં કુશળ વિદ્વાનો જેઓ તેના અર્થ બરાબર સમજતા હોય તેમની સભા મેળવીને નિર્ણય મેળવવો જોઇએ. ૧૧૨

एकाऽपि वेदविद्धर्मयंव्यवस्येद्द्विजोत्तमः॥
सविज्ञेयः परोधर्मोनाज्ञानामुदितोऽयुतः॥१३॥

ઉપર પ્રમાણેના વિદ્વાનોના અભાવે તો ફક્ત એકજ સારો વેદજ્ઞ બ્રાહ્મણ મળી આવે તો તેનો તે વિષયપર મત પુછવો અને તેજે કહે તેને સત્ય માનવું અને તેના શિવાયના કરોડો અજ્ઞાન માણસોનો વિરૂદ્ધ મત હોય તો તે પ્રમાણે ચાલવું નહી. ૧૧૩

अव्रतानाममन्त्राणांजातिमात्रोपजीविनाम् ॥
सहस्रशः समेतानांपरिषत्त्वंनाविद्यते ॥१४॥

કોઇ પણ ધર્મ સંબંધી શંશય દુર કરવાને માટે જો હજારો અવિદ્વાન બ્રાહ્મણો જેઓ પોતાનાં વેદોક્ત કર્મરહીત હોય છે. ગાયત્રિ મંત્રનો જપ વિગેરે કરતા નથી અથવા તો વેદથી અજ્ઞાન છે પણ ફક્ત બ્રાહ્મણ કુળમાં જન્મ પામ્યા છે અને તેથી બ્રાહ્મણ છિ એમ ગણાય છે તેવા બ્રાહ્મણો એકઠા મળે અને નિર્ણય કરે તો તે પ્રમાણ નથી અથવા તેવો નિર્ણય માન્ય કરવા યોગ્ય નથી. ૧૧૪

यंवदन्तितमोभूतामूर्खाधर्ममतद्विदः ॥
तत्पापंशतधाभूत्वातद्वक्तृननुगच्छति ॥१५॥

જે મુર્ખ માણસ પોતાનામાંજ ઘણો તમોગુણ હોવા છતાં અર્થાત્ તમોગુણી હોઇને ઘણો પાપકર્મ કરનાર હોવા છતાં અન્ય પાપકર્મના કરનારને શાસ્ત્રમાંથી તેનાં પાપને નિવારવાને માટે પ્રાયશ્ચિત શોધી આપે છે તેવા તમોગુણીને જે માણસને તે પ્રાયશ્ચિત વિધી બતાવે છે તેના પાપના કરતાં સોગણું વધારે પાપ થાય છે. ૧૧૫

एतद्वोऽभिहितंसर्वंनिःश्रेयकरंपरम् ॥
अस्मादप्रच्युतोविप्रःप्राप्नोतिपरमांगतिम्॥१६॥

એવો કલ્યાણના મુખ્ય સાધનરૂપ ઉત્કૃષ્ટ ધર્મ આપ સર્વને મેં વિસ્તારથી કહ્યો અને તે ધર્મને જે બ્રાહ્મણ બરાબર પાળે છે તે મૃત્યુ પછી પરમગતી–મોક્ષને પામે છે.૧૧૬

एवंसभगवान्देवोलोकानांहितकाम्यया ॥
धर्मस्यपरमंगुह्यंममेदंसर्वमुक्तवान् ॥१७॥

આ પ્રમાણે દેવમનું આદિ જે ભગવાને કરેલો કલ્યાણનો ગુહ્ય જે અર્થ તે મેં તમને કહ્યો એમ ભૃગુમુનીએ મહર્ષીયોને કહ્યું. ૧૧૭

सर्वमात्मनिसंपश्येत्सच्चासच्चसमाहितः ॥
सर्वंह्यात्मनिसंपश्यन्नाधर्मेकुरुते मनः ॥१८॥

સર્વ બ્રહ્મને જાણનાર આપણા શરીરમાં સ્થાન કરીને રહેલા પરમાત્માના સદ્‌ભાવ અને અસદ્‌ભાવને ઓળખીને બ્રાહ્મણે તેનું એક ધ્યાનથી ચિંતવન કરવું અર્થાત્ બ્રહ્મને ઓળખવાને માટે પ્રયત્ન કરવો કારણ કે તેમ કરતાં તેને આખું જગત્ સાક્ષાત્ બ્રહ્મ સ્વરૂપે જણાય છે અને તેથી તેનાથી કાંઇ પણ પાપ કર્મ થતાં નથી અને જ્યારે પાપ કર્મ રહીત રહેવાય છે ત્યારે અંતે મોક્ષ પણ મળે છે. ૧૧૮

आत्मैवदेवताः सर्वाः सर्वमात्मन्यवस्थितम् ॥
आत्माहिजनयत्येषांकर्मयोगंशरीरिणाम् ॥११९॥

ઉપરના શ્લોકનું સ્પષ્ટીકરણ નીચે પ્રમાણે થાય છે. ઈંદ્રાદિક દેવતાઓ પણ પરમાત્માજ છે અને આખુ જગત તે પરમાત્માના આધાર ઉપરજ રહેલું છે અને ક્ષેત્રજ્ઞ એટલે જેમણે શરીર ધારણ કરેલું છે તેઓ જે કર્મ કરે છે તેની પ્રેરણા તેમને પરમાત્માજ કરે છે. ૧૧૯

खंसंनिवेशवेत्खेषुचेष्टनस्पर्शनेऽनिलम् ॥
पक्तिदृष्ट्योः परंतेजः स्नेहेऽपोगांचमूर्तिषु ॥१२०॥

મનરૂપી આંતરી–નીયમોથી તે બાહ્ય આળશ વિગેરે તત્વો ઉપર મનન કરી શકે છે. શારીરીક પાના પાન ચેષ્ટ અને સ્વર્શન વાયુના બળે અલીન નામ બાહ્ય પવનના સ્વરૂપને ઓળખે છે અને ઉદરના અગ્નિથી અને નેત્રના તેજથી સંસાહીક અગ્નિ અને તેજને ને તે ઓળખી શકે છે. શારીરીક જળથી બાહ્ય જળને ચીંત છે. અને શરીર રૂપી પૃત્તીકાએ પૃથ્વીનુ ધ્યાન ધરે છે. ૧૨૦

मनसीन्दु दिशः श्रोत्रेक्रांतेविष्णुंबलेहरम् ॥
वाच्याग्निंमित्रमुत्सर्गेप्रजनेचप्रजापतिम् ॥१२१॥

મનમાં ચંદ્રના કર્ણ અતદીગ–દિશાનુ –પાયેવિતણુનું શૌઇ માહરીનું, વાકેન્દ્રિયમાં અગ્નિનું, ગુદાને વિષે પિત્રનુ અને ઉપસ્થમાં પ્રજા પતિનુ ધ્યાન તે ધરી શકે છે. ૧૨૧

प्रशासितारंसर्वेषामणीयांसमणोरपि ॥
रुक्माभंस्वप्नधीगम्यंविद्यात्तंपुरुषंपरम् ॥१२२॥

કિંતુ સર્વમાં પ્રકાશીત થયેલા અણુરૂપી રજકણથી પણ શુક્ષ્મ સ્વચ્છ અને સુવર્ણ કરતાં પણ અતિ શુદ્ધ અને તેજસ્વી પર બ્રહ્મ જાણવો જોઇએ. ૧૨૨

एतमेकेवदन्त्यग्निंमनुमन्येप्रजापतिम् ।
इन्द्रमेकेपरेप्राणमपरेब्रह्मशाश्वतम् ॥१२३॥

કેટલાક તેને અગ્નિ કહે છે, કેટલાક મનું, પ્રાણીઓના ઇશ ઈંદ્ર અને કેટલાક પ્રાણવાયુ તથા બ્રહ્મા એમ પણ કહે છે. ૧૨૩

एषसर्वाणिभूतानिपञ्चभिर्व्याप्यमूर्तिभिः ॥
जन्मवृद्धिक्षयैर्नित्यंसंसारयतिचक्रवत् ॥१२४॥

આ તત્વ પરંતુ પંચ મહાભુત રૂપે સચરાચર છે અને પ્રાણી માત્રમાં તેની સ્થિતી છેજ અને તેનેજ લીધે ચક્રરૂપી આ સંસારમાં પ્રાણીઓને જન્મ ધરાવે છે. મહોટાં કરે છે અને તેમનો નાશ પણ કરે છે. ૧૨૪

एवंयःसर्वभूतेषुपश्यत्यात्मानमात्मना ॥
ससर्वसमतामेत्य ब्रह्माभ्येतिपरंपदम् ॥१२५॥

પરમાત્માના આ સ્વરૂપને જે પોતાના આત્મા રૂપે ઓળખે છે અને સર્વ પ્રાણીઓ તરફ સારા ભાવથી વર્તે છે તેના સારાં કર્મોને લીધે મૃત્યુ પછી મોક્ષ–બ્રહ્મને મેળવે છે. ૧૨૫

इत्येतन्मानवंशास्त्रंभृगुप्रोक्तंपठन्द्विजः ॥
भवत्याचारवान्नित्यंयथेष्टांप्राप्नुयाद्गतिम् ॥१२६॥

જે દ્વિજ આ પ્રમાણેના મનુ મહર્ષિના શાસ્ત્રનો હમેશાં પાઠ કરશે તે તેનાં કર્મ અને વૃતમાં બ્રહ્મચારી થઇને મૃત્યુ પછી પોતાને ભાવતા પદને પામશે અર્થાત્ નિરંતર બ્રહ્મસ્વરૂપને પ્રાપ્ત થશે. ૧૨૬

ઇતિશ્રી મનુસ્મૃતિનો બારમો અધ્યાય સંપુર્ણ.